[સંસ્થા]પક : રાજેન્દ્ર શાહ
શિશિર
વિ.સં.૨૦૫૯

# કવિલોક

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦[૩]
વર્ષ ૪૬ : અંક ૧
સળંગ અંક : ૨૭[૧]

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તન્ત્રી • ધીરુ પરીખ



[ફોટો : વ્રજ મિસ્ત્રી]

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર વિ.સં. ૨૦૫૯ : વર્ષ ૪૬ : અઙ્ક ૧ સળઙ્ગ અઙ્ક ૨૭૧






તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ ● નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75; ઇંગ્લન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અઙ્કની છૂટક કિંમત રૂ.૧૫. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓકટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૧૪૩૬૩૫

શિશિર વિ.સં. ૨૦૫૯ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦૩

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો! પામો પ્રાગટ્ય મુજ અન્તરે.



## કવિતા અને કવિતાપઠન

હમણાં ટી.એસ.એલિયટ, વૉલ્ટ વ્હિટમન, ડિલન ટૉમસ, રૉબર્ટ ફ્રૉસ્ટ, સિલ્વિઆ પ્લાથ વગેરેના કાવ્યપઠનની કસેટ સાંભળતો હતો ત્યારે સહજ રીતે જ આપણે ત્યાં યોજાતા કાવ્યપઠન વિશે સરખામણીમૂલક સ્મૃતિઓ જાગ્રત થઈ. કવિતાપઠન બે રીતે થતું હોય છે : એક, કવિના પોતાના અવાજમાં અને બે, અન્યના અવાજમાં. કવિતાપઠનના કાર્યક્રમમાં કવિતાના સમજદાર ભાવક શ્રોતાઓની અપેક્ષા હોય છે. આથી કવિતાપઠનનો મહિમા કવિતાપઠનમાં જ રહેલો છે. વળી, જ્યારે કવિના પોતાના અવાજમાં કવિતાપઠન સાંભળતા હોઈએ ત્યારે એક વિલક્ષણ અનુભૂતિ થતી હોય છે. કાવ્યના અર્થમાં કવિના અવાજનું એક નવું પરિમાણ ઉમેરાય છે. કવિના અવાજના આરોહ-અવરોહ, મંદ્ર-તીવ્ર સ્વરાંદોલનો, અર્થપૂર્ણ વિરામો, અલ્પવિરામો, અર્ધવિરામો – આ બધાંને કારણે કાવ્યની વિશિષ્ટ રસાનુભૂતિ થતી હોય છે. કવિનો પઠનલય જ અર્ધું મેદાન મારી જાય છે. ઉત્તમ અને અર્થપૂર્ણ કાવ્યપઠન કરનાર કવિ ભાવકને રસતરબોળ

કરી મૂકે છે. સુજ્ઞ ભાવકને માટે તે શ્રવણોત્સવ બની રહે છે. આમ, કવિતાપઠન પોતે જ એક સ્વાયત્ત અને સ્વયંપર્યાપ્ત કાર્યક્રમ છે.

આપણે ત્યાં કવિતાપઠનના કાર્યક્રમો યોજાય છે તે આનંદની વાત છે. પરંતુ બહુધા એમાં કવિતાપઠન સાથે અન્ય આનુષાંગિક, કે ક્યારેક તો અનાનુષાંગિક, વાતો વણાઈ જતી જોવા મળે છે. આવી બધી વાતોનો મહિમા ઓછો આંકવાનો આશય નથી, પરન્તુ એવી વાતોની ઉપયુક્તતા અને ઔચિત્યની માત્રાનો મહિમા કેટલા સંયમથી થાય છે તે તરફ અંગુલિનિર્દેશ કરવાનો આશય છે.

આવા કાર્યક્રમોમાં કવિતાવિષયક વ્યાખ્યાન સાથે કાવ્યપઠન, કાવ્યાસ્વાદ સાથે કાવ્યપઠન, કવિની કેફિયત સાથે કાવ્યપઠન અને કેવળ શુદ્ધ કાવ્યપઠન – એમ વિવિધ ઉપક્રમો યોજાતા હોય છે. આવા કાર્યક્રમમાં કયા પાસા પર વધુ મહત્ત્વ મૂકવામાં આવ્યું છે તે તેમાં સક્રિય કવિએ સવિવેક સ્વીકારવાનું હોય છે. આ પ્રકારના કાર્યક્રમમાં વ્યાખ્યાન મુખ્ય છે, આસ્વાદ મુખ્ય છે, કેફિયત મુખ્ય છે કે કેવળ કવિતાપઠન મુખ્ય છે તેનો વિવેકપુરઃસર વિનિયોગ થવો જોઈએ. પરન્તુ હજુ આ દિશામાં આપણું જવું જોઈએ તેટલું લક્ષ ગયું લાગતું નથી.

કવિને માટે કવિતાપઠન એ અતિ ગંભીર પ્રવૃત્તિ છે, એ કોઈ અગંભીર વિધિ નથી. સુજ્ઞ કવિ કવિતાપઠન પૂર્વે જે કાવ્યોનું કે કાવ્યનું પઠન કરવા માગતો હોય છે તેનું રિહર્સલ કરી લેતો હોય છે, અથવા કરી લેતો હોવો જોઈએ. આમ, કવિતાપઠન એક પર્ફોર્મિંગ આર્ટ – અભિનેય કલા – છે. અલબત્ત, વાચિક અભિનય જ એનો પ્રાણ છે. પરંતુ કવિ પોતાના કે અન્યના કવિતાપઠન પ્રત્યે ગંભીર નથી હોતો ત્યારે કવિતાપઠનની આખી ક્રિયા રેઢિયાળ બની જાય છે. આવા કવિતાપઠનના કાર્યક્રમો રસિક અને સુજ્ઞ શ્રોતાઓની વિડંબના બરાબર છે. સ-રસ કવિતાપઠન માણવાની અપેક્ષાથી આવેલા શ્રોતાને નિરાશા સાંપડે છે.

ક્યારેક એવું પણ બને કે કવિ સ્વકાવ્યપઠનના કાર્યક્રમમાં કાવ્યપાઠ કરતી વખતે કાવ્યને સમજાવવા બેસી જાય છે, કેમ જાણે કે સામેનો શ્રોતા અબુધ ન હોય! શ્રોતાની દયા ખાઈને કવિએ કવિતાપઠનની મજા મારી નાખવાની વૃત્તિ-પ્રવૃત્તિથી દૂર રહેવું જોઈએ. કવિતાપઠનને વિકલ્પે કવિતાવાચનનો કાર્યક્રમ પણ કહેવામાં આવે છે. આ પ્રકારના કાર્યક્રમમાં કવિતાપઠન જ કેન્દ્રસ્થાને છે તે ભુલાવું જોઈએ નહિ. કવિતાનો રસાવબોધ શ્રોતાને તેની ક્ષમતા પ્રમાણે થતો હોય છે. આથી કવિતાપઠનના કાર્યક્રમમાં શ્રોતાની ક્ષમતાનો મુદ્દો પણ મહત્ત્વનો બની રહે છે. કવિએ કવિતાપઠન કરતી વખતે કોઈ દયાભાવથી પ્રેરાઈ સામાન્ય કક્ષાના શ્રોતા સુધી પહોંચવા માટે નીચે ઊતરવાની જરૂર નથી. એણે તો કવિતાને વફાદાર રહીને જ કવિતાપઠન કરવાનું હોય છે. કવિતાપઠન વખતે અન્ય આડી-અવળી વાતોને અવકાશ હોવો ના જોઈએ.

ઘણી વાર કવિ કવિતાપઠન દરમિયાન રાજકીય, સામાજિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક, નૈતિક

આધ્યાત્મિક મુદ્દાઓને વચ્ચે વચ્ચે ઉછાળતો-ફંગોળતો રહે છે. કવિ પણ સામાજિક છે એટલે આ બધી વિચારધારાઓ પ્રત્યે સભાન અને સજાગ રહેવાનો એનો મનુષ્યધર્મ છે જ, પરન્તુ જ્યારે એ શ્રોતાઓ સમક્ષ કવિતાપઠન કરવા ઊભો થાય છે ત્યારે એ વ્યાસપીઠ પર બિરાજેલો વ્યાખ્યાતા છે એવા ભાવાવેશને ત્યજીને કેવળ કવિ છે તે હકીકતથી સભાન રહી સંયત રીતે કવિતાપાઠ કરવાનો હોય છે. એને જે કંઈ કહેવાનું છે તે તેની કવિતા દ્વારા જ કહેવાનું છે, એના અર્થો કે અર્થવિસ્તારો કરવા બેસવાનું નથી.

આવા અર્થવિસ્તારો કરતી વખતે વ્યાખ્યાતાના સ્વાંગમાં આવી જઈ કવિ ખુદને, ખુદની કવિતાને અને ખુદના શ્રોતાઓને અન્યાય કરી બેસે છે તેવી ઘટનાઓ પણ બને છે. ખુદની કવિતામાં નથી તેવું સ્વવિચારનું તેમાં મિથ્યારોપણ કરી આવેશ અને આવેગપૂર્વક કવિતાપઠનને હાંસિયામાં નાખી દઈ ઇતર વાતોનો વ્યાપ વધારી મૂકે છે. આવી ક્ષણોમાં કદીક તો એવું પણ ભાસે છે કે કવિ કવિતાપઠનના કાર્યક્રમમાં જાણે નિજની કાવ્યકૃતિઓનો વકીલ, વેપારી કે દલાલ બની જાય છે અને આવી ક્ષણોએ તે ગરવો કવિ નહિ, પણ વરવો વેચાણકાર ભાસે છે.

આથી કવિતાપઠનની પ્રવૃત્તિ પૂરા ગાંભીર્યથી લેવાવી જોઈએ એ કવિતાપાઠ કરનાર કવિની તાતી ફરજ બને છે. આ માટે નવ્ય કવિઓને કેળવવા સારુ કવિતાપઠનની શિબિરોનાં આયોજનો પણ ઉપકારક થઈ પડે. કવિતામાત્ર શબ્દની સાર્થક આરાધના છે, એ કેવળ વ્યર્થ વાગોપચાર નથી; એટલે હવે જ્યારે સાહિત્યકલા ઉત્તરોત્તર મહત્ત્વની બનતી જાય છે ત્યારે તેમાંના સૂક્ષ્મ એવા કવિતાસ્વરૂપની માવજત મહત્તર બને છે અને એમાંય એના પઠનની પ્રવૃત્તિ જો શિરમોર જેવી હોય તો કવિતાપઠન કરનાર કવિની જવાબદારી અને સમજદારી મહત્તમ બને છે. કવિતાપઠન એટલે કેવળ કવિતાપઠન જ, એમાં કવિના કાવ્યશબ્દ સિવાયના કવિના અન્ય વ્યક્તિત્વશબ્દની આળપંપાળ સર્વથા વર્જ્ય.

ફેબ્રુઆરી ૨૪, ૨૦૦૩ -ધીરુ પરીખ

# વિમર્શ

## હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

### ૯. ઍકિલીઝ સાથે વાટાઘાટ

ટ્રોજનો આ રીતે ચોકી કરતા હતા ત્યારે, અકીઅનો ભયથી થથરતા હતા, ને ભય હારને પગલે પગલે ચાલે છે. એમના સઘળા સેનાપતિઓ નિરાશાની વેદના શું છે તે જાણતા હતા. થ્રેયૂસ પરથી વાતા વાયરા, વાઝડી સાથે દરિયા ઉપર તૂટી પડે છે અને કાળાં મોજાંઓ પોતાની કલગીઓ ઊંચી કરતી દરિયાઈ વનસ્પતિને કાંઠે ખડકે છે એમ અકીઅનોનાં હૈયાં તોફાને ફંગોળાતાં હતાં.

પોતાની વેદનાથી વ્યથિત થઈને, ઍગામેમ્નૉને પોતાના છડીદારોને આજ્ઞા કરી, 'દરેક સેનાપતિનું નામ દઈ તેને બોલાવી લાવો, પણ બૂમ માર્યા વગર બોલાવજો.' એ કાર્યમાં એણે જાતે પણ અગત્યનો ભાગ ભજવ્યો. વ્યથિત ચિત્તે સૌ સભામાં બેઠા અને એમને સંબોધવાને ઍગામેમ્નૉન ઊભો થયો ત્યારે, એણે મોટેથી નિસાંસો નાખ્યો અને, સીધા ઢોળાવ પરથી દડતા પાણીની જેમ એના ચહેરા પર આંસુ દડવા લાગ્યાં. 'દોસ્તો', એણે કહ્યું, 'આર્ગાઈવોના સેનાપતિઓ અને સલાહકારો, ક્રોનોસના મહાન પુત્રે મને જબરી શિકસ્ત આપી છે. જે દેવે મને એક વાર ખાતરી આપી હતી કે, અહીંથી જતાં પૂર્વે હું ઈલિયસના ગઢને રગદોળીશ, તેણે ક્રૂરતાથી પોતાનો વિચાર બદલ્યો જણાય છે અને ભયંકર નિરાશા સામે, મારું અર્ધું સૈન્ય ગુમાવીને એ મને નાલેશીપૂર્વક આર્ગોસ પાછો જવા કહે છે. અનેક નગરોના શિખરબંધ પ્રાસાદોને ધ્વસ્ત કરનાર અજેય ઝ્યૂસે પોતાની સર્વશક્તિથી આમ નક્કી કર્યું છે એ ચોખ્ખું દેખાય છે. તો હવે તમારામાંનો દરેક જણ મને બરાબર અનુસરો. હું કહું છું કે બધા જહાજે ચડો અને આપણા દેશ ભેગા થઈ જઈએ! પોતાના વિશાળ માર્ગોવાળી ટ્રૉયનગરી આપણે હાથે કદી પડશે નહીં.'

ઍગામેમ્નૉનની આવેગભરી વાણીથી અકીઅન સૈનિકોમાં સોપો પડી ગયો. નિરાશામાં ડૂબેલા એ સૌ ક્યાંય સુધી અવાચક બેઠા રહ્યા; પણ આખરે બુલંદ યુદ્ધગર્જનાવાળો ડાયોમિડીઝ ઊભો થયો. 'નામદાર મહારાજ!', એ બોલ્યો, 'આપની સામે અને સૌથી પ્રથમ આપની સામે અને આપની આ નિર્બળતા સામે મને વાંધો છે. જાહેર સભામાં હું આ કહું છું (ને અહીં એમ બોલવાનો અમને અધિકાર છે તે આપ નામદાર જાણો છો) તેનું આપને દુઃખ ન લાગવું જોઈએ. તે દહાડે બધાં દળોની સાથે આપે મને ઠપકો આપ્યો હતો અને, મને ડરપોક અને કાયર કહ્યો હતો- નાનામોટા દરેક આર્ગાઈવે આ શબ્દો સાંભળ્યા હતા પરંતુ, સર્વજ્ઞ ઝ્યૂસે આપનામાં કોઈ ઊણપ નથી રાખી શું? ઝ્યૂસે આપને સમ્રાટનો દંડ અને તે અનુસારની હિમ્મત જ સત્તાનું રહસ્ય છે અકીઅનોને આપ ધારો છો તેવા એ કાયર અને નાહિમ્મત છે? આપે જો એ વાતની ગાંઠ વાળી હોય તો, જરૂર રવાના થઈ જાઓ. માર્ગ સાફ છે અને પાઈસીનીથી આવેલા તમારા કાફલાના મોટા બતેલાઓ આ સામે જ ઊભા છે. પણ, ટ્રૉયનો ધ્વંસ ન થાય ત્યાં સુધી બીજા અકીઅનો અહીંથી ખસશે નહીં. ના; એમની ઇચ્છા હોય તો એ પણ જહાજે ચઢીને ઘરભેગા થઈ શકે છે, પણ અમે બે, હું અને સ્તેનેલસ, અમારા ધ્યેયે, ઇલિયમમાં ન પહોંચીએ ત્યાં સુધી લડ્યા જ કરીશું. અમે અહીં છીએ તે ઈશ્વરની ઇચ્છાથી.'

ડાયોમિડીઝને સાભંળી સૌ અકીઅનો હર્ષ પામ્યા. સૌએ જોરથી તેમાં સૂર પુરાવ્યો. પણ મહારથી નેસ્ટર બોલવા ઊભો થયો. 'ટાઈડ્યુસપુત્ર', એ બોલ્યો, 'તું યુદ્ધમાં મહાન વીર છો અને, તારા સમવયસ્કોમાંથી કોઈ તને વાદમાં આંબી શકે એમ નથી. તેં જે કહ્યું તેના એક હરફ સામે પણ કોઈ અહીં વાંધો કાઢી શકે કે વિરોધ કરી શકે એમ નથી. પણ તેં બોલવાનું બહુ વહેલેરું પૂરું કર્યું. આર્ગાઈવ રાજાઓ સમક્ષ તેં વાત સાચી જ કહી છે તે છતાં, તું ઘણો નાનો છે — મારા સૌથી નાના પુત્ર જેવડો. એટલે તેં જે કહ્યું તેની વિગતો સમજાવવાનું કાર્ય હું કરીશ. એમ કરતી વખતે હું સૌના, રાજા ઍગામેમ્નૉનના પણ ટેકા પર આધાર રાખું છું, કારણ જે માનવી આંતરયુદ્ધનાં કડવાં ફળ માણે છે તે પોતાના ઘરનો, કુળનો અને દેશનો શત્રુ જ છે પણ અત્યારે આટલું બસ છે. આપણે રાતને અનુસરી વાળુ-પાણી કરી લઈએ. દીવાલની બહાર ખાઈને કાંઠે કાંઠે ચોકીદારોને ગોઠવો. એ કામ જુવાનિયાઓનું છે. તે પછી, નામદાર ઍગામેમ્નૉન, આપે દોરવણી આપવાની છે અને સૌ વરિષ્ઠ સેનાનીઓને ખાણા માટે નોંતરવાના છે. એથી તમને ખોટ નહીં જાય. રોજરોજ અકીઅન જહાજો થ્રેયસથી તમારે માટે સુરા લાવે છે, તમારી કુટિરો એથી છલકાય છે, આ મહાન પ્રજાના રાજવી તરીકે આપ સૌનું આતિથ્ય કરો. આપને ઓરડે સૌ મળીએ ત્યારે, આપને ઉત્તમ સલાહ આપનારને આપે બરાબર સાંભળવો અને વેરી આપના જહાજોને સાવ અડીને ઊભો છે ત્યારે પ્રભુ જાણે છે કે અકીઅનોને ઉત્તમ જ્ઞાનીની આવશ્યકતા છે. એ કોઈને ગમતા હોતા નથી. આજની રાત આપણને જંગ જિતાડશે કે ડુબાડશે.'

નેસ્ટરની સલાહ સૌને ગમી અને એનો તત્કાલ અમલ કરાયો. નેસ્ટરના પુત્ર થ્રેસિમિડીઝની સરદારી હેઠળ સશસ્ત્ર ચોકીદારો દડમજલ કરતા ગયા. એમાં યુદ્ધદેવના પુત્રો એસ્કેલેફસ અને ઈયેલમેનસ હતા; મેરિયોનીસ, એફેર્યુસ અને ડીપાઈરસ હતા અને કીઓનનો ઉમદા પુત્ર લાઈકોમિડીઝ હતો. ચોકિયાત દળના આ સાત અધિપતિઓ હતા અને એમની પાછળ એક સો જવાનો હાથમાં ભાલાં સાથે રવાના થયા. એ સૌએ ખાઈ અને દીવાલની વચ્ચેની જગ્યાએ સ્થાન લીધાં અને દરેક ટુકડીએ ત્યાં અગ્નિ પેટાવી વાળુ કર્યું.

દરમિયાનમાં ઍગામેમ્નૉન વરિષ્ઠોની સૌ મંડળીને પોતાની કુટિરે લઈ ગયો અને સૌને સ્વાદિષ્ટ ભોજન પીરસ્યું. સૌએ પોતાની ભૂખ સંતોષી, પછી સુરાપાન કર્યું અને તે પછી, વૃદ્ધ નેસ્ટર ઊભો થઈ પોતાની વાત સમજાવવા લાગ્યો. એ સૌનું હિત એને હૈયે હતું અને, એનું શાણપણ સફળ થયાનો આ પહેલો જ પ્રસંગ ન હતો. 'મહારાજ, ઍગામેમ્નૉન, એટ્રયુસના પુત્ર, માનવોના રાજવી', એણે વાત માંડી, 'મારું વક્તવ્ય આપનાથી આરંભાય છે તે એ આપનાથી જ પૂરું થશે. આપ મહાન પ્રજાના રાજા છો અને એ પ્રજા પરના સુદૃઢ શાસન પાસે ઝ્યૂસે આપના હાથમાં દંડ મૂક્યો છે અને આપને શાસનધુરાઓ સોંપી છે. એટલે આપ સલાહ આપો અને સાંભળો, તે માત્ર એટલું જ નહીં પણ આપના હિતને અનુલક્ષીને જે સૂચનો કોઈ કરે તેને અમલમાં મૂકે તેમાં આપની શોભા છે. એ સૂચનો અનુસાર જે કંઈ પગલાં ભરવામાં આવશે તેનો યશ તો આપને જ મળવાનો છે. હવે મને જે યોગ્ય લાગે છે એ કહું છું; મને દૃઢ શ્રદ્ધા છે કે મારા કરતાં વધારે સારો ઉપાય બીજો કોઈ નહીં સૂચવી શકે. મારો નિર્ણય મેં ઘણા સમય પહેલાં બાંધી લીધો છે ને એ ફેરવ્યો નથી; મહારાજ, આપે એકિલીઝને ગુસ્સે કર્યો અને એની કુટિરેથી બ્રાઈસેઈસને બોલાવી મંગાવી ત્યારથી એ નિર્ણય અફર છે. અમે સૌ એની વિરુદ્ધમાં હતા અને, મારી જ વાત કરું તો મેં આપને વારવા ખૂબ કોશિશ પણ કરી હતી. પણ આપના ગર્વિષ્ઠ સ્વભાવને આપ વશ થયા અને, દેવો વખાણે છે તેવા ઉચ્ચતમ કોટિના એક વીરને, આપના લાભ

માટે આપે હલકો પાડ્યો. હવે હું મારા મુદ્દા પર આવું. આટલા મોડા મોડા પણ એને ટાઢો પાડીએ, એને શાંતિ માટે ભેટ આપીએ અને એની ક્ષમા માગીએ.'

'આદરણીય વડીલ!' ઍગામેમ્નૉને ઉત્તર વાળ્યો, 'મારી મૂર્ખતાનો જે અહેવાલ તમે આપ્યો છે તે તદ્દન સાચો છે. હું આંધળો જ બની ગયો હતો-મારાથી એને ના પાડી શકાય તેમ નથી. જે માનવીને ઝ્યૂસ આટલો ચાહે છે અને આટલો આદર આપે છે, વળી જેને ખાતર એ દેવ અકીઅનોને આટલા દબાવે છે તે એકિલીઝનું મૂલ્ય એક સેના તુલ્ય છે. પણ એક દુઃખદ આવેગને વશ થઈને મેં આ મૂર્ખામી આચરી છે. તો હું એ વિશારી દઈને સુંદર ભેટથી એને તૃપ્ત કરવા તત્પર છું. અને હું જે ભેટો આપવા માગું છું તે તમને સૌને કહી સંભળાવું:-ભઠ્ઠીના પાકા રંગની સાત ત્રિપાદો; દસ સુવર્ણમહોર; તગતગતા તાંબાની વીસ દેગો અને બાર તેજ, પદકવિજેતા અશ્વો. મારે માટે જે ભેટો લોકો જીતી લાવ્યા છે તે જોતાં આટલી ભેટો કે આટલું સુવર્ણ દેતાં મને બહુ તકલીફ નહીં પડે. વધારામાં એણે લેસ્બોસ પર વિજય મેળવ્યો ત્યારે મારા ભાગ તરીકે મેં પસંદ કરેલી, અદ્ભુત રૂપવાળી સાત લેસ્બિયન યુવતીઓ હું એને આપીશ. મારી તરફથી આટલું એને મળશે અને એ સર્વની સાથે, એની પાસેથી આંચકી લીધેલી બ્રાઈસ્યુસની પુત્રી પણ એને પાછી મળશે. વિશેષમાં હું સોગંદ ઉપર કહીશ કે, એ છોકરી સાથે એક શય્યામાં હું કદી સૂતો નથી. આ બધી ભેટો એને શીઘ્ર સમર્પિત કરવામાં આવશે. પછીથી પ્રાયમની મહાનગરીને ધમરોળવાની તક દેવો આપણને આપશે તો પોતાનું મન ભરીને પોતાનાં જહાજોમાં એ સોનું અને તાંબુ લાદી શકે છે અને અર્ગાઈ હેલનને બાદ કરતાં, ટ્રૉયની વીસ સૌંદર્યવાન યુવતીઓને એ પસંદ કરી શકે છે અને સમય થતાં આપણે અકીઅન આર્ગોસ પાછા પહોંચીએ ત્યારે હું એને મારો જમાઈ બનાવીશ અને, મારા પ્રિય પુત્ર ઓરેસ્ટિસની જેમ જ હું એને રાખીશ. મારા મહેલમાં મારી ત્રણ પુત્રીઓ છે, ક્રિન્ડોયેમિસ, લેઓડાઈસ અને ઈફિયેનાસા. એ ત્રણમાંથી એને જે ગમે એ પસંદ કરી શકે છે ને તે પણ રિવાજ મુજબની ભેટસોગાદો આપ્યા વિના. અરે, હું એને દાયજો પણ આપીશ ને તે પણ કોઈને પોતાની દીકરીને કદી ન આપેલો હોય એટલો. એટલું જ નહીં, હું એને સાત સુંદર નગરી ભેટમ આપીશ-કાર્ડોમાઈલ, એનોપે અને ઘાસનાં મેદાનો વાળું હિરે, પવિત્ર ફેરી અને પ્રોવાળું એન્થિયા, રૂપક ઈપિયા અને અંગુરલચિત પેડેસસ. રેતાળ પાઈલોસમ એ સાતે નગરો સમંદર તટે આવેલાં છે. એ નગર વાસીઓ પાસે ખૂબ ઘેટાંઓ અને ઢોરો છે. એ જાણે કે એમનો દેવ હોય તે રીતે એ સૌ એનો આદર કરશે એને ખંડણી આપશે અને એની ઓથે વત્સલ પ્રજાન જેમ એ સૌ ફૂલશેફાલશે. આ સઘળું હું એને માટે કરીશ પણ જો એ કડકાઈ મૂકે તો. એ આધિપત્ય સ્વીકારે. દેવ હેડીઝ આટલો જડ અને અક્કડ ન હોત તો આપણે એને શું આટલો ધિક્કારતા હોત? હા, એણે મારે શરણે તો આવવું જ જોઈએ, મનુષ્ય તરીકે અને રાજા તરીકે હું એનાથી આટલો મોટો છું.'

'હું સમ્રાટ, એટ્રયુસના પુત્ર એગામેમ્નૉન, લોકરાજ', મહારથી નેસ્ટર બોલ્યો, 'રાજા એક્લિીઝને આપે કરેલી દરખાસ્ત ઉદાર નથી. એમ કોઈ કહી શકે એમ નથી. વારુ, તો એ પોલ્યુસના પુત્રની કુટિરે આપણે ઝડપથી એક પ્રતિનિધિમંડળ મોકલીએ. એ પ્રતિનિધિઓનાં નામ હું જ સૂચવું છું ને એમણે આ જવાબદારીની ના પાડવી નહીં જોઈએ. સૌપ્રથમ આદરણીય ફિનિક્સ - એ સૌથી આગળ પ્રયાણ કરી શકે છે - અને, એની પાછળ મહાન ઐયાઝ અને ઉમદા ઑડિસ્યૂસ જાય. ચોપદારો એમની સાથે ઓડિયસ અને યુરિબિટિસ જાય. પરંતુ આપણે પહેલાં પાણી મંગાવીએ અને આપણા હાથ ધોઈ, શાંતિ જાળવીએ એટલે, આપણે

ક્રોનોસપુત્ર ઝ્યૂસને પ્રાર્થી એની કૃપાની યાચના કરીએ.'

નેસ્ટરે સૂચવેલી વ્યવસ્થાથી સૌને સંતોષ હતો. એ સૌના હાથ ઉપર પાણી રેડવા ચોપદારો તત્પર થઈ ગયા અને એ દરમિયાન એમના સ્ક્વાયરોએ એ સૌની કટોરીઓ સુરાથી છલોછલ ભરી અને સૌને આપી. સર્વે દેવોને સુરાની અંજલિ અર્પી પોતે પી શકે તેટલી પીધી તે પછી, મહારથી નેસ્ટરની પાસેથી પૂરી સૂચનાઓ સાંભળ્યા બાદ, એગામેમ્નૉનની કુટિરમાંથી પ્રતિનિધિ-મંડળ રવાના થયું. સૂચના આપતી વેળા નેસ્ટર એ દરેક પ્રત્યે દૃષ્ટિપાત કરતો હતો અને એકિલીઝને મનાવવા બધા પ્રયત્નો કરવા કહેતો હતો. પણ એની દૃષ્ટિમાં મુખ્ય ઑડિસ્યૂસ હતો.

સાગરને કાંઠે ચાલતા જતાં ઍયાઝ અને ઑડિસ્યૂસ ધરતીની મેખલા સમા સમુદ્રદેવને ખૂબ ખૂબ પ્રાર્થના કરતા હતા કે એકિલીઝના ગર્વીલા હૃદયને પિગળાવવાનું કાર્ય કઠિન પુરવાર ન થાય. એ બંને મર્માઈડનોની કુટિરો અને એમના બતેલાઓ પાસે પહોંચ્યા ત્યારે, એકિલીઝને સંગીતમાં પોતાનો સમય વ્યતીત કરતો તેમણે જોયો. પ્રસિદ્ધ મનુષ્યોનાં ગીતો એ ગાઈ રહ્યો હતો અને, એની સંગતમાં એ સરસ લાયર વગાડી રહ્યો હતો. એની લાયર સુંદર વાજિંત્ર હતી અને એનો આડો સળિયો ચાંદીનો હતો. ઇટિયોનના નગરનો નાશ કર્યા પછીની લૂંટમાં એ એને સાંપડી હતી. એ એકલો જ હતો, માત્ર પેટ્રોક્લસ એની સામે વાટ જોતો હતો કે ક્યારે એ ગાવા-બજાવવાનું પૂરું કરે. પેલા બે પ્રતિનિધિઓ એની નજીક આવ્યા, મોખરે ઑડિસ્યૂસ હતો. બંને એકિલીઝ સમક્ષ આવી ઊભા. અચંબો પામી, પોતે બેઠો હતો તે ખુરશીમાંથી ઊભો થયો. મહાન દોડવીર એકિલીઝે કહ્યું, 'બે પ્રિય મિત્રોનું સ્વાગત હો!' કોઈના આવવાનો સમય થયો જ હતો અને હું રોષે ભરાયો હોઈ, તમારા બે કરતાં બીજા કોઈ અકીઅનોને હું ચાહતો નથી.'

આટલું બોલીને ઉમદા ખવાસનો એકિલીઝ એમને પોતાની કુટિરમાં લઈ ગયો અને ભૂરા આચ્છાદનવાળી ખુરશીઓ પર તેમને બેસાડ્યા. પછી, બાજુમાં ઊભેલા પેટ્રોક્લસને એણે કહ્યું, 'દોસ્ત પેટ્રોક્લસ, એક મોટું છાલિયું લાવ, સુરામાં પાણી ઓછું નાખજે અને દરેકને એક્કેક જામ આપ. અહીં મારે આંગણે મારા પ્રિયતમ મિત્રો આવ્યા છે.'

પોતાના સાથીની આજ્ઞા પેટ્રોક્લસે ઉઠાવી. આગના પ્રકાશની સામે એણે મોટો બાંકડો મૂક્યો અને તેની ઉપર તેણે એક ઘેટાની અને તંદુરસ્ત બકરાની પીઠ મૂકી અને ચરબીથી તરબતર એક ડુક્કરની પીઠનું હાડકું મૂક્યું. ઑટોમિડોને એમને અગ્નિમાં ધરી રાખ્યાં અને એકિલીઝ એમની સાથે જોડાયા અને, એણે વાંસના ટુકડા કર્યા તથા કાતળીઓને અગ્નિમાં ભૂંજી, દરમિયાનમાં મૅનીટિયસના રાજકુંવર પેટ્રોક્લસે અગ્નિને ભડભડતો કર્યો, એ ફરી શમ્યો ત્યારે એના અંગારા પાથરી તેમની ઉપર માંસ ભરાવેલા સળિયાઓ ગોઠવ્યા. એ સળિયાઓને એણે ભઠ્ઠીના પાયાઓ પર ટેકવી માંસ ઉપર મીઠું ભભરાવ્યું. એને ભૂંજ્યા પછી, રકાબીઓમાં મૂકીને કેટલીક રોટીઓ સાથે પેટ્રોક્લસે એ બધું મેજ પર મૂક્યું. એકિલીઝે માંસના ભાગ પાડ્યા. આમ કર્યા પછી ભીંત નજીક ખુરશી મૂકી તેમાં તે બેઠો. એ રાજા ઑડિસ્યૂસની બરાબર સામે બેઠો હતો. પછી એણે પેટ્રોક્લસને દેવભાગ માટે કહ્યું. પેટ્રોક્લસે એ ટુકડાઓ અગ્નિને અર્પણ કર્યા ને પછી એ સૌ એ ખાવા લાગ્યા. એમની ક્ષુધા અને તૃષા સંતોષાયા પછી, ઍયાઝે ફિનિક્સ તરફ માથું ધુણાવ્યું પણ, ઑડિસ્યૂસે એ ઇશારો ઝીલ્યો અને, પોતાની કટોરી સુરાથી ભરી, એકિલીઝને શુભેચ્છા ઇચ્છી એણે વાત માંડી :

'તમારી તંદુરસ્તી પ્રાર્થું છું, એકિલીઝ! આટલી સુંદર વાનગીઓ હોય પછી નામદાર એગામેમ્નૉનની

કુટિરે કે તમારી કુટિરે અમારે ખાવા વિશે કશી ફરિયાદનું કારણ રહેતું નથી. પણ અત્તરઘડીએ તો ભોજનના આનંદનો વિચાર પણ અમે કદી કરી શકતા નથી. મહારાજ, અમારી સામે એક આફત આવી પડી છે જેની ભયંકરતા અમને પીડે છે. આપ યુદ્ધ કરવા તત્પર ન થાઓ તો, આપણા બહાદુર બતેલાઓ બચે તેના કરતાં નાશ પામવાના સંજોગો વધારે લાગે છે. ઉદ્ધત ટ્રોજનો અને એમના પ્રખ્યાત સાથીઓ આપણા બતેલાઓ અને આપણે બાંધેલી દીવાલ પાસે પડાવ નાખી પડ્યા છે. એમના પડાવમાં ઠેરઠેર તાપણાં ભડભડ બળે છે. આપણા કાળા બતેલાઓ ઉપર તૂટી પડવા આડે હવે એમને કશી તકલીફ નથી એમ તેઓને ખાતરી થઈ ગઈ છે. ક્રોનોસપુત્ર ઝ્યૂસે એમની જમણી દિશાએ વીજળીના ઝબકારાઓ કરી એમને ઉત્તેજન આપ્યું છે. હેક્ટર ઉન્મત્ત બની ગયો છે અને, સર્વશક્તિમાન બની ચોમેર વિજયને વરવા લાગ્યો છે. એને ઝ્યૂસમાં શ્રદ્ધા છે અને, ક્રોધાવેશમાં એને નથી માનવીનો ડર લાગતો કે નથી લાગતો દેવોનો ડર. જલદી અરુણોદય થાય એ માટે એ પ્રાર્થના કરે છે કારણ, આપણા બતેલાઓના મોરા વાઢી નાખવાની અને બતેલાઓની ખુદની હોળી કરવાની એને ચળ ઊપડી છે. આપણાં વહાણોનાં ખોખાં પાસે એ આપણી કતલ કરવા ચાહે છે. તેમને ઊંડો ડર પેસી ગયો છે કે એની ધમકીઓને દેવો એને અમલમાં મૂકવા દેશે – તો આપણે સૌ, ઘોડા ચરે છે તે આર્ગોસથી આટલે દૂર કપાઈ મરશું. તો, ટ્રોજનોના ખોફથી થાકેલાં દળોને બચાવવાં હોય તો થઈ જાઓ ઊભા તમે. તમે ના પાડશો તો પછીથી તમને જ તેનો પસ્તાવો થશે કારણ, નિકંદન નીકળી ગયા પછી કશું સાધી શકાતું નથી. મહાવિપત્તિમાંથી ડનાનોને બચાવવા માટે આખરી ઘડી આવે એ પહેલાં તમે કમ્મર કસો.'

'ને મારા પ્રિય મિત્ર, તમારા પિતા પેલ્યુએ તમને ઍગામેમ્નૉન સાથે જોડાવા રવાના કર્યા ત્યારે, એમણે તમને શું કહ્યું ન હતું કે, 'બેટા એથિની અને હીરી તારું શુભ વાંછતાં હશે તો, તને બળવાન બનાવશે. તારે માત્ર એક જ કાર્ય કરવાનું છે અને તે છે તારા ગર્વીલા સ્વભાવને વશ રાખવાનું, કારણ, ગર્વ કરતાં કરુણાપૂર્ણ હૃદય ચડિયાતું છે. કલહો ખતરનાક છે. તરત જ માની જવાનું અને યુવાન કે વૃદ્ધ બધા આર્ગાઈવો તને આદર આપશે?' વૃદ્ધ પિતાની આ શિખામણ તમે વીસરી ગયા છો. છતાં, નમતું જોખવાને માટે હજી પણ વેળા વીતી ગઈ નથી. વેરની આ કડવાશને તજી દો. તમે કૂણા પડો તે જ ઘડીએ ઍગામેમ્નૉન તમને પૂરતો બદલો આપવા તૈયાર છે. તમે સાંભળવા રાજી હો તો પોતાની કુટિરમાં તે ઍગામેમ્નૉને જે સોગાદો તમને આપવા જાહેર કર્યું હતું તે હું બોલી જાઉં. ભઠ્ઠીના પાકા રંગની સાત ત્રિપાદો, દસ સુવર્ણમહોરો, તગતગતા તાંબાની વીસ દેગો અને બાર તેજી તોખરો. એમણે જણાવ્યું હતું કે એમને માટે આણેલી ભેટો કરતાં કંઈ જ વિશેષ ન હોય તો પણ, એ માનવી દુબળો-પાતળો નહીં રહે કે એની પાસે મૂલ્યવાન સોનું ઓછું નહીં હોય. વધારામાં એ તમને સાત સુંદરીઓ આપશે, બધી લલિત કલાઓમાં પાવરધી હશે, તમે જાતે લેસ્બોસ નગર પર વિજય મેળવ્યો ત્યારે પોતાના સૌન્દર્ય માટે પ્રસિદ્ધ એવી લેસ્બિયન સુંદરીઓ એ છે. આ તમને એમની પાસેથી પ્રાપ્ત થશે અને વધારામાં તમારી પાસેથી એમણે આંચકી લીધેલી બ્રાઈસ્યૂસની પુત્રી પણ હશે. વિશેષમાં એ તમને સોગંદ ઉપર કહેશે કે પોતે કદી એ યુવતી સાથે એક શય્યાએ સૂતા નથી. આ બધી સોગાદો એ તમને તરત જ સુપરત કરશે. પછીથી, પ્રાયમના મહાનગરને ધમરોળવાની તક દેવો આપણને આપશે તો, લૂંટના ભાગ પડાતા હોય ત્યારે તમારે અમારી સાથે આવવું અને તમારું હૈયું ઠરે ત્યાં સુધી, તમારાં

વહાણોમાં તમારે સોનું અને તાંબુ લાદવાં જ અને આર્ગાઈવ હેલનને બાદ કરતાં વીસ સૌન્દર્યવતી સ્ત્રીઓ તમારે વીણી લેવી. અને યોગ્ય સમયે આપણે અકીઅન આર્ગોસ પહોંચીએ ત્યારે તમે એમના જમાઈ બની શકો છો અને પોતાના પુત્ર એરિસ્ટોસની માફક એ તમને રાખશે; એ પુત્ર મબલખ સાહેબીમાં ઊછર્યો છે. એમને ત્રણ કુંવરીઓ છે, ક્રિસોથેમિસ, લેઓડાઈસ અને ઈફિયેનાસા-એ ત્રણમાંથી તમે ગમે તેને વરી શકો છો અને રિવાજ મુજબની ભેટો આપ્યા વિના તમે એને તમારા પિતાને મહેલે લઈ જઈ શકો છો. વાસ્તવમાં તો એ તમને દાયજો આપશે, એ હજી સુધી કોઈ પિતાએ પોતાની પુત્રીને આપ્યો ન હોય એવો હશે એટલું જ નહીં પણ, એ તમને સાત સુંદર ગામ આપશે, કાર્ડેમાઈલ, એનોમે અને ઘાસનાં મેદાનોવાળું હિરે, પવિત્ર ફેરી અને દ્રોવાળું એન્થિયા, રૂપાળું ઈપિયા અને અંગુરલચિત પૅડસસ, રેતાળ પાઈલોસના દૂરના ભાગમાં એ બધાં દરિયાકાંઠાની નજીક આવેલાં છે. એ પુરોના વાસીઓ પાસે પુષ્કળ ઘેટાં અને પશુઓ છે. તમે દેવ હો એ રીતે એ સૌ તમારો આદર કરશે અને તમને ખંડણી આપશે, તમારા આધિપત્યને સ્વીકારશે અને તમારા પિતૃરાજ્યમાં એ સૌ સુખી થશે. આ સઘળું એ કરવા તૈયાર છે પણ, તે તમે નમતું જોખો તો. પણ એટ્રીડિઝ પુત્રો પ્રત્યે અને એ જે રીતે ભેટસોગાદો આપવાનું કહે છે તેની પ્રત્યે તમારો ધિક્કાર વધુ બળવાન હોય તો, પોતાને પડાવે થાકેલા-હારેલા પડેલા અકીઅનો ઉપર તો થોડી દયા કરો. એ સૌ તમારો દેવવત્ આદર કરશે. અરે, એમની આંખો સામે તમે કીર્તિ કમાઈ જશો કારણ, હેક્ટરને જ ભિડાવવાની તમને આ તક છે. જહાજોમાં આવેલા બધા ડનાનોમાં એનો બરોબરિયો કોઈ નથી એમ એ ધારે છે અને પોતાના ઉન્મત્ત ક્રોધમાં, એ તમારી નજીક આવવાની પણ હિમ્મત કરે.'

'રાજવી લેઅર્ટિસના પુત્ર, તેજસ્વી બુદ્ધિના ઑડિસ્યૂસ', મહાન દોડવીર એકિલીઝે જવાબમાં કહ્યું, 'ત્યાં બેસીને વારાફરતી અને મનાવવાની તકલીફમાંથી બચાવવા મને શું લાગે છે અને હું શું કરવા માગું છું તે મારે તમને સ્પષ્ટ કહેવું જોઈએ. મનમાં એક હોય અને મોઢેથી બીજું બોલે તે આદમીને હું નરકનાં દ્વારની જેમ ધિક્કારું છું. શત્રુ સામે દિવસરાત લડ્યા છતાં લડનારના ઋણનો સ્વીકાર ન થાય તો રાજા ઍગામેમ્નૉન કે બાકીના બધા ડનાનો મને મનાવી શકશે નહીં. એ પોતે ઘેર બેસે કે લડે તો પણ એના ભાગની માત્રા એ જ રહે છે. કાયરો અને વીરોને સમાન સન્માન જ અપાય છે અને શેક્યો પાપડેય નહીં ભાગનારને કે સખત પરિશ્રમ કરનારને, બંનેને મોત સરખું જ આવે છે. જંગમાં જાનને સતત જોખમમાં મૂકી મેં જે ભોગવ્યું છે તેનો બદલો બીજા બધાઓ કરતાં જરાય ચડિયાતો નથી. પંખિણી ગમે તેટલી યાતના વેઠી માળામાંનાં બચ્ચાં માટે દાણો ચાંચમાં લઈ આવે તેના જેવો હું રહ્યો છું. મારી માફક પોતાની સ્ત્રીઓ માટે લડતા વીરો સામે ખૂનખાર યુદ્ધ ખેલ્યા પછી મેં નિદ્રાહીન રાતો વિતાવી છે. ટ્રૉયની ધીંગી ધરાનાં અગિયાર ગામ જીત્યા પછી, દરિયાકાંઠે આવેલાં બાર ગામ પર મેં વિજય પતાકા ફરકાવી છે. એ દરેક વિજય પછી મેં લૂંટેલો સઘળો માલ દરેક વખતે મેં રાજા ઍગામેમ્નૉન સમક્ષ ધરી દીધો છે. જહાજોના છાંયે જ બેઠા રહેલા એમણે, એમાંથી ચપટી ચપટી આપી, સિંહભાગ પોતાની પાસે જ રાખ્યો છે. બીજા રાજાઓની પદવીનો ખયાલ રાખીને એમણે મને જે આપ્યું છે તે સઘળું એમના કબજામાં છે ને હું જ એકલો એવો છું જેનો ભાગ એણે આંચકી લીધો છે. એને પત્ની ન હોય એવું નથી. એને એક પત્ની છે જ ને તેય પોતાની પસંદગીની. એની સાથે સૂઈ એ સંતોષ ભલે માણે.

'એમ જુઓ તો, ટ્રૉય પર આર્ગાઈવોએ ચડાઈ શા માટે કરી? સુકેશા હેલન માટે નહીં તો બીજા શેના માટે એ બેઉ ભાઈઓએ દળ ઊભાં કરી અહીં આણ્યાં?

મતનો, મારે જે નામોશી સહન કરવી પડે તેનો અને, મારા દેશબંધુઓ મને પિતૃહત્યારો કહે તેનો વિચાર કરતો મને તેમણે કર્યો. છતાં એ ક્રોધી પિતાના ઘરમાં લાંબો સમય પડી રહેવું મને ઠીક નહીં લાગ્યું. જો કે, જે મિત્રો અને સંબંધીઓ મારી પડખે ઊભા રહ્યા હતા તેમણે મને ઘેર જ રહેવાનો ખૂબ આગ્રહ કર્યો. તગડાં મેઢાં અને વાંકાં શિંગડાંવાળાં ઘસડાતાં ઢોર છૂટે હાથે હલાલ કરવામાં આવતાં, જાડાં ભૂંડોને ભૂંજવામાં આવતાં, અને પિતાની સુરાની અનેક બરણીઓ ખલાસ કરવામાં આવી. નવ રાત સુધી એ સૌ મારી ફરતો પડાવ નાખીને, વારાફરતી ચોકી કરતા રહ્યા, બે તાપણાંઓ પેટાવવામાં આવતાં, ભીંતવાળા વાડાની સ્તંભોની હાર પાસે એક અને શયનકક્ષોની સામેના ચોકમાં બીજું. પણ દસમી રાતે ઘોર અંધારું હતું ત્યારે મારા સૂવાના ઓરડાના દરવાજા મેં ખોલી નાખ્યા અને હું નાઠો. આંગણાની દીવાલે હું સહેલાઈથી ચડી ગયો અને કોઈ ચોકીદારે કે ચાકરડીએ મને જોયો નહીં. પછી હું સીધો ભાગ્યો અને હેલાસનાં વિશાળ મેદાનો વટાવી, ઊંડી ધરા-વાળા ફિથયામાં ગયો અને ત્યાં જઈ, રાજા પેલ્યુસ પાસે ઊભો રહ્યો. એમણે મને એમની છાતીએ વળગાડ્યો અને પોતાના એકમાત્ર પુત્ર ઉપર પિતા વરસાવે તેવો પ્રેમ એ મારી ઉપર વરસાવવા લાગ્યો, કેમ જાણે મોટી જાગીરનો હું વારસ ન હોઉં! વસતીથી ઊભરાતા એક પ્રાંતનું આધિપત્ય મને એમણે સોંપ્યું અને મને સમૃદ્ધિ-વાન બનાવ્યો. ડોલોપેસના રાજા તરીકે હું સ્થાયી થયો.

'એ ઘડીથી મારા પૂજ્ય અકિલીઝ, તમારા ઘડતરમાં મેં બધી પ્રેમભક્તિ આપી છે. મારા વિના જમવા જવાની કે ઘરમાં ભોજનને હાથ લગાડવાની તમે કેવી ના પાડતા, મારા ખોળામાં બેસાડીને મારા જ ભાણામાંથી તમને કોળિયા ભરાવી અને મારો જ જામ તમારે મોઢે લગાડી તમને હું કેટલાં લાડ કરતો? તમારા નાનકડા મુખેથી સુરાનાં ટીપાં પડતાં અને મારા ઝભ્ભાની ચાળ એથી બગડતી. તમારે માટે મેં ઘણું સહન કર્યું છે ને વેઠ્યું છે. હા, દેવો મને મારો પોતાનો પુત્ર આપવાના ન હતા એટલે, નામદાર એકિલીઝ તમને મેં પુત્રવત્ ગણી ઉછેર્યા છે: જેથી કોઈક દહાડો તમે મને દુર્ગતિમાંથી બચાવી શકો.'

'તમારા ગર્વને ગળી જાઓ, એકિલીઝ. આટલા જિદ્દી થવાનો તમને અધિકાર નથી. આટલા મોટા અને સમર્થ હોવા છતાં દેવોને પણ પિગળાવી શકાય છે. બલિ આપીને, પ્રાર્થના વડે, સુરા અર્પણ કરીને અને ભોગ ધરાવીને, દુર્જન કે પાપી ઘૂંટણિયે પડી યાચના કરે છે ત્યારે, દેવો પણ પોતાનું વલણ બદલે છે. મહાસમર્થ ઝ્યૂસની પુત્રીઓ જ પ્રાર્થના છે એ શું તમે નથી જાણતા? એ કરચલીવાળાં પ્રાણીઓ છે, નીચી નજરે ને ધીમી ચાલે ચાલે છે ને એમનું કામ છે પાપનો પીછો કરવાનું. પણ પાપ બળવાન અને ઝડપી ચાલવાળું છે એટલે આ પ્રાણીઓ બચાડાં પાછળ રહી જાય છે. એમની આગળ નીકળી જાય છે એ જગતમાં ઘૂમે છે અને માનવજાતને આફતમાં મૂકે છે. પ્રાર્થનાઓ પાછળથી આવી બધું સરખું કરી દે છે. જે માનવી ઝ્યૂસની આ દીકરીઓને નમ્રતાથી આવકારે છે તેની ઉપર એમની કૃપા વરસે છે અને એની અરજ સ્વીકારાય છે. પણ કોઈ માણસ પોતાનું હૈયું કઠણ કરી એમને હડધૂત કરે છે ત્યારે, એ ચાલી જાય છે અને, એ માણસને પાપ પહોંચી વળી એનું પતન આણે એવી ઝ્યૂસને એ પ્રાર્થે છે. એકિલીઝ, આ તમને પણ લાગું પડે છે. બધા ઉમદા ખવાસના માણસોને એ સૌ જેમ શાંત પાડે છે એમ, તમને શાંત પાડવાની તક તમારે એમને આપવી જોઈએ ને એ રીતે એ ઝ્યૂસ-પુત્રીઓનો તમારે આદર કરવો જોઈએ. નામદાર ઍગામેમ્નૉને આવો ઉદાર પ્રસ્તાવ ન કર્યો હોત. પછીથી વધારે આપવાની દરખાસ્ત ન કરી હોત અને, પોતાના કિન્નાને જ વળગી રહ્યા હોત તો, તમારો ગુસ્સો છોડીને આર્ગાઈવોની સહાય આવવાનું કહેવા હું આવત જ નહીં. પણ હકીકતમાં, અત્યારે જ તમને સારા પ્રમાણમાં

આવી અટકી નથી જતા પણ, ભાવિ ઉદારતાનું પણ એ વચન આપે છે અને તમારી પાસે સંદેશાવાહકો તરીકે સમગ્ર દળમાં વિખ્યાત અને તમારા શ્રેષ્ઠ મિત્રોને એ પસંદ કરે છે. અત્યાર સુધીના તમારા અણ-ગમા માટે તમને કોઈ દોષ દઈ શકે એમ નથી. તે છતાં, તમારા આ મિત્રોની અભ્યર્થનાને અને એમની અહીંની યાત્રાને તમારે તુચ્છ નહીં ગણવી જોઈએ.'

'ભૂતકાળમાં કેટલાય ઉદાત્ત નરોને આમ બન્યાની વાત આપણે સાંભળી છે. એ લોકો ખૂબ ક્રોધે ભરાઈ ગયા હતા તે છતાં, સમજાવટને માની તેમણે દેવોને ભેટ ધરી હતી. ક્યોરંટીસોએ ઈટોલિયનો પર ચડાઈ કરી ત્યારે, રાજા ઈન્યુસે પોતાને ભોગ ધરાવ્યો ન હતો તેથી દેવી આર્ટેમિસે ક્રોધે ભરાઈ એક જંગલી સુવરને રાજાના પ્રદેશને ખેદાનમેદાન કરવા મોકલ્યો. રાજાના પરાક્રમી પુત્ર પેલિજરે એ સુવરને હણ્યો તેથી દેવી વધારે ક્રોધે ભરાઈ. ક્યોરેટીસ લોકો વિજય મેળવવા લાગ્યા. પોતાની માતા સાથે વાંકું પડતાં એલીયરે હથિયાર હેઠાં મૂકી દીધાં હતાં અને પોતાની પત્ની ક્લિયોપેટ્રા સાથે એ આનંદ પ્રમોદ કરવા લાગ્યો. પોતાના ભાઈનો વધ કરવા માટે એની માતાએ પેલિજર પર શાપ વરસાવ્યો હતો, એટલે એ રિસાઈને પોતાની પત્ની સાથે સમય વ્યતીત કરતો હતો. ક્યોરેટીઓએ કિલ્લા પર હલ્લો કર્યો અને કિલ્લાની દીવાલ પર ચડી ગઢમાં દાખલ થવા કોશિશ કરી. એટલે ઈટોલિયન વડેરાઓએ લઈ પેલિજરને અરજી ગુજારી. રાજા ઈન્યૂસે પણ પોતાની તરફથી પેલિજરને સારી ભેટસોગાદો આપવા વચન આપ્યું. પેલિજરની સુંદર પત્ની પણ આંસુ સારતી પતિને સમજાવવા લાગી. આખરે એનું હૈયું પીગળ્યું અને શસ્ત્રસજ્જ થઈ એ જંગે ચઢ્યો અને પોતાના અંતરાત્માથી પ્રેરાઈ ઈટોલિયનોનો વિનાશ એણે અટકાવ્યો. એણે કશી ભેટસોગાદો લીધી નહીં.'

'દોસ્ત, એને અનુસરવાની જરૂર નથી. જહાજો બળતાં હશે પછી એમને બચાવવાં ખૂબ મુશ્કેલ થશે. ના, આ બધી ભેટસોગાદ મળે છે ત્યારે, આ ઘડીએ જ આવો અને અકીઅનો તમને દેવ તરીકે પૂજશે. પણ, આવી કોઈ બદલાની અપેક્ષા વિના, ખૂંખાર જંગ ખેલાતો હશે અને તમે પરાજયને જયમાં ફેરવી નાખશો તો પણ એ લોકો તમને એટલો આદર નહીં આપે.'

ફિનિક્સની વાત પૂરી થઈ પછી મહાન દોડવીર એકિલીઝે ફરી બોલવાનું આરંભ્યું. એણે કહ્યું, 'નામદાર ફિનિક્સ, મારા પ્રિય પુરાણા મિત્ર, મને અકીઅનોના સારા અભિપ્રાયની પડી નથી. મને ઝ્યૂસની બહાલીથી સંતોષ છે. એ બહાલી મારા અંતિમ શ્વાસ સુધી મને મારા ચાંચાળા બતેલાઓ પાસે રાખશે. બાલિશ લાગણીના પ્રદર્શનથી મને ચલિત કરી તમારા એગા-મેમ્નોનના કૃપાપાત્ર બનવાની વાત સાથે મને વાંધો છે. એ માણસને તમારું હૃદય આપતાં પહેલાં બરાબર સંભાળજો નહીં તો, તમારા પ્રત્યેનો મારો પ્રેમ ધિક્કારમાં ફેરવાઈ જશે. જે માણસ મારાથી આડો ચાલે એનાથી આડા તમે ચાલો એ તમારે માટે યોગ્ય થશે. મેં નિર્ણય કર્યો છે અને આ લોકો એગામેમ્નોનને એમ કહેશે કે નરમ પડવાને બદલે હું તમને મારું અર્ધું રાજ્ય આપીશ. દરમિયાનમાં તમે અહીં જ રહી જાઓ - તમારે માટે સરસ શય્યા છે - અને પાછા જવું કે નહીં તે આપણે કાલે સવારે નક્કી કરશું.'

બોલવાનું પૂરું કરતાં એકિલીઝે પેટ્રોક્લસને આંખો વડે ઇશારો કરી ફિનિક્સ માટે પથારી તૈયાર કરવા સૂચવ્યું એટલે, બીજાઓ ત્યાંથી ઊભા થઈ ચાલતા થવાનો વિચાર કરે એવે, ટેલેમોનના રાજકુંવર એયાઝે બોલવાની પહેલ કરી. લેઅર્ટિસના પુત્ર તરફ ફરીને એ બોલ્યો, ચપળ બુદ્ધિધારક નામદાર ઑડિસ્યૂસ, ચાલો આપણે જઈએ, કારણ મને લાગે છે કે આપણી વિષ્ટિ, ઓછામાં ઓછું આ વેળા, નિષ્ફળ ગઈ છે.

સમાચાર માઠા છે તો પણ, આપણી વાટ જોઈને બેઠા રહેલા ડનાનો સમક્ષ આપણે તે રજૂ કરવા જોઈએ. પરંતુ એકિલીઝે જે કિન્નાખોરી અને ઉદ્ધતાઈ દાખવી છે તે મને વિચાર કરતો કરી દે છે. એમાં નિષ્ઠુરતા પણ ભળી છે. આપણી છાવણીની આરાધ્ય મૂર્તિ એમને બનાવનાર પોતાના સાથીઓની યાતનાનો વિચાર સરખોયે એ કરતા નથી! કેટલું અમાનવીય એ છે! અરે, ખૂનના કિસ્સામાં પણ બંધુના કે પુત્રના ખૂનના બદલામાં ખૂની પૈસાથી બદલો વાળે તો તે સ્વીકારવામાં આવે છે અને, મરનારના નિકટના સંબંધીને ખૂની ચુકવણું કરી દે તો એને દેશ છોડીને પણ જવું પડતું નથી. આ દંડ આપવાથી મરનારના સગાનું માન અને ઘવાયેલી લાગણીઓ સંતોષાય છે. પણ, એકિલીઝ, ઈશ્વર જાણે શા માટે તમે કેવળ એક છોકરીને માટે આવા જક્કી ક્રોધાવેશને વળગી રહ્યા છો અને આ અમે અહીં આવ્યા છીએ, એના બદલામાં સાત ઉત્તમ સુંદરીઓ અને એથીયે ઘણું વધુ નજરાણું લઈએ. જરા વધારે દયાવાન થાઓ. અમારા યજમાન તરીકેની તમારી જવાબદારીનો ખયાલ કરો. અમે તમારી છત્રછાયામાં બેઠા છીએ. આખા ડનાન દળમાંથી અમને વીણીને પસંદ કર્યા છે અને સમસ્ત અકીઅન સેનામાં તમારા નિકટતમ અને પ્રિયતમ મિત્રો રહેવાથી વિશેષ અમે કંઈ ઇચ્છતા નથી.'

'નામદાર ઍયાઝ, રાજા ટેલેમોનના કુંવર', એકિલીઝે ઉત્તર વાળ્યો, 'તમે કહ્યું તેમાં ઘણું તથ્ય છે પણ જે બન્યું તેનો અને કોઈ ત્યક્તાની માફક જાહેરમાં મારું જે અપમાન ઍગામેમ્નૉને કર્યું તેનો હું વિચાર કરું છું ત્યારે, મારું લોહી ઊકળી ઊઠે છે. હવે તમે જાઓ અને મારા નિર્ણયની જાણ કરો. આર્ગાઈવોને કાપતો અને કાફલાને બાળતો રાજપુત્ર હેક્ટર મર્માઈડનોની કુટિરો અને જહાજો સુધી નહીં આવી પહોંચે ત્યાં સુધી હું ફરી વિચાર નહીં કરું. હું ધારું છું કે એનો હુમલો ગમે તેટલો ભયંકર હોય તો પણ, મારી કુટિર અને મારા બતેલા પાસે એ અટકી જશે.'

એકિલીઝે બોલવાનું પૂરું કર્યું તે પછી એના મુલાકાતીઓએ બકડિયા જામ હાથમાં લીધા અને અંજલિ અર્પણ કર્યા પછી, જહાજોની ધારે ધારે ઑડિસ્યૂસને મોખરે રાખીને એ લોકો પાછા જવા રવાના થયા. ફિનિક્સને માટે સારી પથારી કરવાની સૂચના પેટ્રોક્લસે દાસીઓને આપી. દાસીઓએ ચર્મો, ધાબળો અને સુંદર ચાદર પાથરી પથારી તૈયાર કરી ત્યારે વૃદ્ધ ફિનિક્સ તેની ઉપર સૂતો અને ઉષઃ-કાળનો પ્રકાશ દેખાય તેની રાહ જોવા લાગ્યો. પોતાની લાકડાની બાંધેલી સુંદર કુટિરમાં એક ખૂણે લેસ્બોસથી પોતે આણેલી ફોર્બાસની પુત્રી ડાયોમીડ઼ સાથે એકિલીઝ સૂતો. સામેને ખૂણે પેટ્રોક્લસ પોઢ્યો. એન્યૂસની ઊંચી દીવાલોવાળી નગરી સ્કાઈરોસ એકિલીઝે સર કરી ત્યારે ત્યાં પકડેલી, કમરબંધવાળું વસ્ત્ર ધારણ કરતી ઇફિસ નામની છોકરી એની શય્યાભાગિની હતી.

સંદેશાવાહકો ઍગામેમ્નૉનની કુટિરે પહોંચ્યા ને અંદર દાખલ થયા તેવા જ અકીઅન રાજવીઓ ટટ્ટાર થઈ ગયા અને સુવર્ણ કટોરીઓ વડે તેમને સન્માનવા અને પ્રશ્નોની ઝડી વરસાવા લાગ્યા. સૌથી વિશેષ ઉત્સુક રાજા ઍગામેમ્નૉન હતા. 'અકીઅન ધીરત્વના પુષ્પ, ખ્યાતનામ ઑડિસ્યૂસ, વહાણોને બળતાં એ બચાવશે કે એનો ગર્વીલો આત્મા હજી અણનમ જ છે? મને એ જલદી કહો.'

ધીર ઑડિસ્યૂસે પોતાની વિષ્ટિનો અહેવાલ આપ્યો. 'મહારાજ ઍગામેમ્નૉન, માનવરાજ, એ માણસ નમતું છોડવાનો ઇરાદો જરીયે ધરાવતો નથી. વાસ્તવમાં એ પહેલાં હતો તેના કરતાં વધારે ડંખીલો બન્યો છે. આપને અને આપની ભેટોને એ નકારે છે. બતેલાઓ અને માણસોને કેમ બચાવવા એનો માર્ગ તમારા મિત્રોની મદદથી, તમે જાતે કરી શકો છો. એ દરમિયાનમાં, પોતાના ચાંચાળા બતેલાઓને સવારે વહેતા મૂકવાની એ ધમકી આપે છે અને વધારામાં

અમને બધાને પણ લંગરો છોડી ઊપડી જવાની સલાહ એ આપે છે. 'ઇલિયમના સીધા ચઢાણવાળા માર્ગોમાં તમે કદી તમારા ધ્યેયને હાંસલ નહીં કરી શકો', એમ એ કહે છે ને ઉમેરે છે, 'બધું જોતાં ઝ્યૂસે પોતાનો હાથ એ નગર ઉપર રાખ્યો છે અને એ નગરનાં લોકોમાં હિમ્મત આવી છે. આ એના બોલ હતા. મારા સહવિષ્ટિકારોમાંથી ઍયાઝ અને (ભરોસાપાત્ર એવા) બેઉ ચોપદારો મારી વાતને ટેકો આપશે. પણ વૃદ્ધ ફિનિક્સ ત્યાં સૂતા છે. એકિલીઝે એને સુવાડી આગ્રહ કર્યો જેથી, એની ઇચ્છા હોય તો, સવારે એકિલીઝ સાથે એ પણ વહાણે ચઢી ઘરભેગા થઈ શકે. અલબત્ત, એણે કહ્યું કે, ફિનિક્સને તેમ કરવા એ દબાણ નહીં કરે.'

ઑડિસ્યૂસે વાત પૂરી કરતાં ત્યાં સોપો પડી ગયો. એકિલીઝના સંદેશાએ અને એની વિવેકહીન ભાષાએ અકીઅન રાજાઓને દિગ્મૂઢ કરી મૂક્યા અને લાંબા કાળ સુધી હતાશાભરી શાંતિ પ્રસરી ગઈ. બુલંદ યુદ્ધનિનાદવાળા ડાયોમિડીઝે આખરે તેમાં ભંગ કર્યો, 'મહારાજ, ઍગામેમ્નૉન, એટ્રયૂસના પુત્ર અને માનવરાજ', એણે કહ્યું, 'નામદાર એકિલીઝને આપે અરજ ગુજારી અને એને આનો રાજવી ભેટપ્રસ્તાવ કર્યો એ દયાજનક છે. સારામાં સારા સમયે પણ એ નર ઘમંડી છે ને આપે એને વધારે ઘમંડી બનાવેલ છે. વારુ, આપણે એને જવું હોય તો જવાને અને રહેવું હોય તો રહેવાને મુક્ત રહેવા દેવો જોઈએ. એનો અંતરાત્મા પોકારશે અને એનું અંતઃકરણ હલી ઊઠશે ત્યારે એ ફરી જંગે ચડશે. હવે આપ સૌ મારા કર્યા પ્રમાણે કરશો તેવી આશા હું રાખું છું. અત્યારે તો બધા સૂઈ જઈએ–પોતાની શક્તિ અને હિમ્મતને ટકાવી રાખવા જરૂરત છે એટલો ખોરાક અને એટલી સૂરા સૌએ લીધેલ છે. પણ પ્હો ફાટતાં જ તમારે કામે લાગી જવું પડશે. જહાજોની આગળ પદાતીઓને અને હયદળને ગોઠવી દો અને તમારા હુકમના બોલથી તેમજ, મોરચે જાતે યુદ્ધ ખેલીને, એમને પ્રેરણા આપો.'

ઘોર યુદ્ધનિનાદવાળા ડાયોમિડીઝની આ સલાહ પર બધા રાજાઓએ સ્વીકારની મહોર મારી. એ સૌએ અંજલિઓ અર્પણ કરી અને પછી પોતપોતાની શિબિરે જઈ પથારીમાં પડી નિદ્રાના આશીર્વાદ એમણે માણ્યા. (ક્રમશઃ)

## વાર્ધક્યે વતનના પહાડોમાં / *જયન્ત પાઠક*

તમે એવાનેવા હજી બસ પહાડો વતનના!
ખડા મૂગા મૂગા ગગનની ભુરાશે અડકતા;
વનો લીલાં લીલાં ઉપર નીલરંગી મુકુટશા,
અડ્યા ના જાણે હો કર હતક સ્હેજે સમયના!
તમે પ્હાડો ઊભા પ્રખર તપ આવું કરી રહ્યા
કયી સિદ્ધિ કાજે! વધી વધી ચહો વ્યોમ વીંધવા?
ચહો નીચેનાંને ઉરધતણું વા લક્ષ્ય ચીંધવા?
મને શું વૃદ્ધત્વે કશું મરમમાં છો કહી રહ્યા?!

તમે પ્હાડો ઊભા અડીખમ, સ્થિતિના પ્રતીક-શા,
તમે શું જાણો આ ક્ષણ ક્ષણ ઘસારા ગતિતણા!
અમારે તો વ્હેવું સતત વયવ્હેણે, ન ઠરવું;
વરાળો થૈ થોડું ઊડી જવું જ વાતાવરણમાં,
રહ્યું થોડું તેણે ભળી જવું સમુદ્રે લવણમાં;
ક્ષણે એકેકીમાં અહીં સમયમાં થોડું મરવું.

## વસંતપંચમીનાં એંધાણે / *ઉશનસ્*

કશુંક કણશું રાતામાતા પ્રવેશી ગયું, નકી;
શિશિરસરની થીજી ધોળી અફાટ સપાટીને
ઊભી તરડમાં ચીરી નાખી, તલાન્તની માટીને
પણ વીંધી જતું જોયું છે મેં નરી મુજ આંખથી!

કણ પીગળતો જોયો તે મેં - યથા ધૂપની સળી-
-તણી પ્રસરતી વીંટો લેતી વિસર્પી ગૂંચાઈને,
ધૂણીની ઊકલે પાછી રેખા ઝીણેરી ધૂમાઈને;
સર રતૂમડું આખ્ખું! પેલો ઝીણો કણ આંગળી!

સ્થગિત હતી તે પ્હોળી ધોળી દિગંત લગી સ્થિતિ
ચલિત થઈ કૈં; રંગે ગંધે રૂપે નીકળી ગતિ!
ગતિ પકડી કે વિશ્વે હસ્તી થઈ ગઈ નર્તતી!
રણઝણી ઊઠી વ્યોમેભોમે ભૂસાય વીણાવતી!

અ-રતિ હતું તે રાતુંમાતું સુગંધિત રંગમાં!
અ-ગતિ હતું તે નાચી ઊઠ્યું તરંગિત ભંગમાં!

## ભવત્યેકનીડમ્ / *ધીરુ પરીખ*

(વનવેલી)

પુરાતન મંત્ર રટ્યે રાખો
યત્ર વિશ્વં ભવત્યેકનીડમ્.
અદ્યતનકાળે લાગે સિદ્ધ થતો મંત્ર
યંત્રમાં ગૂંથાયું વિશ્વ એક નીડઃ
ઈન્ટરનેટ, ઈન્ટરકૉમ,
કમ્પ્યૂ-કૅમરા, કમ્પ્યૂ કૉન્ફરન્સ ને
ઓરડામાં ભીડ વગરની ભીડ.
મુઠ્ઠીમાં દુનિયા આખી
સગવડે સાચવીને રાખી મોબાઇલે
માનવને લાગ્યું જાણે મટી ગઈ પીડ!

વૈષ્ણવજન તો તેને રે કહીએ
જે પીડ પરાઈ જાણે;
કૂતરું તો તાણે ગામ ભણી
શિયાળ તો સીમ ભણી તાણેઃ
સત્તા, મહાસત્તા, અલ્પસત્તા
ખેલે સહુ નિજ નિજ પત્તાં
સમય ઉપર છોડીએ કે
કોણ ખાશે ખત્તા—

આશ્વાસનો આવાં આવાં
વિશ્વનીડે હાવાં હાવાં,
મનુષ્ય તો સદાયનો સુખચેન માટે
નાખતો આવ્યો છે ઝાવાં!

એક નીડે પંખીઓની ઊડાઊડ,
સમયના સાગરમાં સદીઓની બૂડાબૂડ
'ભવત્યેકનીડમ્' આદર્શની નાગચૂડ
આદમીઓ કે પછી સૌ
સામસામી બેઠાં ઘૂડ?

ઘૂવડને દિવસનો અણસારો નથી,
એથી દિવસને કેમ કરી ટાળશો જ મથી?
વિશ્વનીડ હતું નહીં
તે તો થશે નહિ અહીંઃ
તો ય રટ્યે રાખો
યંત્રવત્ જે મંત્રઃ યત્ર વિશ્વં ભવત્યેકનીડમ્.

## નેણ નીરખતાં / યોસેફ મેકવાન

નેણ નીરખતાં અચરજ ભરેલી માયા,
પાણી સોંસરવા તરવરતા
મૃગજળના પડછાયા.
હણહણતી આ હવા દોડતી
શીંગડાં મારે જળમાં,
શ્વાસે કાળ કપાતો ને સૌ
રહે દબાઈ તળમાં,
આમ જુઓ તો સૌ છૂટ્ટાં પણ
આમ જુઓ બંધાયા.
યુગો વરસો સદીઓ વીત્યાં,
જાતે જલ્યા તે ફાવ્યા,
અજવાળાનાં કૈંક કણસલાં
અંધારાએ ચાવ્યાં,
એના કૂચા ઝીલ્યા સૌએ
ઝીલી રહી દટાયા.

## સંબંધ / મુકુન્દ પરીખ

તારાં
મારાં
વાદળ કેવાં...
ઘડીક ગોરંભાતાં
ઘડીક વરસે
ને કોરાં કટ સાવ
પછીથી ઝમતાં
ચઢતાં
પડતાં
અડતાં
ગમતાં
ઘર ઘર જેવું કશુંક રમતાં
કહું..., ક્યારથી...
સૂર્ય જોયો ત્યારથી...
આકાશે
રહેતાં...

## અરજ / મુકુન્દ પરીખ

સૂર્ય ચંદ્રના રથમાં
એક અસવાર
છે નિરાકાર
કેવળ ભાવ-અણસાર
એનાં નિશાન કેવાં...
એક જ ગતિએ
પળભર મટકું કેવું?
પળભર પોરો કેવો?
સતત વહે છે
ના કોઈ રાગ વિરાગ
ક્યાં હશે મુકામ...
એ તો જાણે રામ
એની પંચાત
છે નિરર્થક
એ કરે છે
એનું કામ
પણ..., એક અરજ કરવી છે એને
ઓઢાડેલું કો'કે
જીર્ણ શીર્ણ ખોળિયું
હવે ફાટ્યું છે ચોગરદમ
બે ચાર જગાએ
સાંધું
ને એકાદ થીંગડું
નાનું અમથું મારું
એટલી વાર
ટક ટક છોડી
થોભે તો બહુ સારું.

# પાંચ કાવ્યો / જગદીશ ત્રિવેદી

## મનુષ્ય

એટલું ઓછું છે કે

દર પાંચ વર્ષે

ચૂંટણી પ્રસંગે

થાય છે આપણી ગણના

મનુષ્યમાં!

## મા-નવી

મા-નવી

શું કરીશું

જાય છેવટ જાત પર!

## શબ્દ

કેટકેટલી બુઠ્ઠી થઈ ગઈ કલમ,

કેટકેટલા કાગળની પસ્તી,

અસલ શબ્દ ના આવ્યો હાથ—

પેલા પતંગિયાની પેઠ!

## અવકાશ

વ્યોમને નીરખું અને
થઈ વ્યોમ વિસ્તરતો રહું.
વૃક્ષને નીરખું અને
રૂંવે રૂંવે—
પંખી-ટહુકા.
એમ તો જ્યાં જ્યાં નજર ફરતી ફરે—
તેમય થઈને વિસ્તરું મુજ જાતને!
પણ નજર સન્મુખ જ્યારે ના કશુંયે હોય—
અવકાશ કેવળ હોય—
અવકાશના સાગર વિશે સ્હેલ્યા કરું.

## નિસબત

મારે નિસબત પ્રકાશ સાથે,
સૂર્યને હું શું કરું!
મારે નિસબત શીતળતા સાથે
ચંદ્રને હું શું કરું!
મારે નિસબત મ્હેક સાથે,
પુષ્પને હું શું કરું!
મારે નિસબત કવિતા સાથે
કવિને હું શું કરું!
મારે નિસબત સ્નેહ સાથે
માનવને હું શું કરું!

# બે ગઝલ / શૈલેશ ટેવાણી

## ગઢ વિશે

ગઢને કાંગરે છું ને બધું ય ધૂંધળું લાગે,
ના છે સાંજ, ના છે રાત તો પણ ધૂંધળું લાગે.
ગઢની બ્હાર વાદળ નૈં અને ના સૂર્ય દીસે છે,
ગઢની ભીતરે છાયો નથી ને ધૂંધળું લાગે.
ગઢની વાત કરીએ તો અહીં છે સાવ સન્નાટો,
ગઢની બારીઓ ખોલો છતાં યે ધૂંધળું લાગે.
ગઢમાં કોણ પગલાં પાડશે તેની જ અટકળ છે,
ગઢમાં હું નથી તો કાં મને ઐં ધૂંધળું લાગે.
ગઢમાં સ્વપ્ન પણ આવી શકે નૈં સાવ સાચું છે,
ગઢની ઊંઘમાં પણ કેમ સઘળું ધૂંધળું લાગે.

## નભ વિશે

નભમાં હોય બાકોરું ખરેખર વાત સાચી છે,
જળ આ હોય પાશેરું ખરેખર વાત સાચી છે.
નભને સૂંઘવું જો હોય તો વરસાદ પણ જોઈએ,
જળ છે સ્હેજ આછેરું ખરેખર વાત સાચી છે.
નભને ફૂટતી રહેતી હંમેશાં કોઈ દુઃખની પળ,
જળમાં ઓગળે મેરુ ખરેખર વાત સાચી છે.
નભ છે રંગનો પર્યાય ને મારી વ્યથા પણ છે,
જળનું દુઃખ અદકેરું ખરેખર વાત સાચી છે.
નભ આ વિસ્તરી વનમાં અચાનક દોડતું આવે,
જળમાં બિંબ નભકેરું ખરેખર વાત સાચી છે.

## ખીલો / મુકુન્દ પરીખ

ખીલો છું,
એટલે તો ઊભો છું
તાકું છું આકાશ
ને સૂંઘું છું દિશાઓ ચાર...

હવા વહે છે એવી
સકળજીવ શ્વસે છે મુક્તિ
હવે કોણ બંધાશે ખીલે
એક દૈવ જાણે છે જુક્તિ...

એકલ ઊભો છું
ને ખાલી ખાલી ખાલીપો છે
ભર્યો ભર્યો
ભીતર બહાર
હવે તો જે આવશે
બંધાવાને
સાત જનમ ના છોડું...

હા... હા.... વાત ખરી છે
પૂર્વજ મારા
કેવા સારા
પશુ, પંખી કે માણસ
ઘડીક સંગે
શીળી છાંયે
આવે બેસે
મન ફાવે ત્યાં જાતા
ના ઉપકાર કશા કે બંધન
રોકે ટોકે ના કોઈને
સૌને અર્પે શાતા...

પણ કોણ જાણે કેમ
અમે જ એવા

## મનાવું કે... / પ્રફુલ્લ રાવલ

એક કાંચળી શોધી રહી છે સાપ
એક પક્ષી શોધી રહ્યું છે પીંછું
ઊનનો દડો રડે છે છાનોમાનો
ખેતરમાં ઊભેલો ચાડિયો ભાખોડિયાં ભરતો
શોધે છે ભેરુને
શ્વાન મને સૂંઘીને શોધવા નીકળ્યો છે
શેરીમાં મારી સગડ
હું આત્મકથા લખવા ખોળું છું મારું ખોવાયેલું સત્ય
પણ સાંભળ્યું છે એ તો રિસાઈને બેઠું છે ખૂણે
મનાવું કે ચલાવી લઉં એના વગર?

## માણસખાઉં વાઘથી / પ્રફુલ્લ રાવલ

પલ્લવી
સારું છે
મારી ભાષા મને ગણે છે ઓરમાયો પુત્ર
એટલે રહું છું હું સંયત
નહીંતર વેડફી નાખત શબ્દો,
તારા માટે લખી લખીને, બોલી બોલીને
સારું છે
તેં વાસી દીધું છે સાચણિયું મારા અતીતને
નહીંતર ગ્રામોફોનની જૂની રેકોર્ડ પર ચોંટી જાય પીન
અને વાગ્યા કરે એકનો એક શબ્દ
એમ આલપતો રહેત સતત વીતેલી વાતને
સારું છે
નળ સરોવર પર તરતી શેવાળ જેવી
ભીની લાગણીને મળે છે તારો ધીમો ધીમો દાહ
નહીંતર ક્યાંક હું તણાઈ જાત
સારું છે
હું એકલો છું મારી આસપાસ
એટલે જ રહ્યો છું મારા જેવો
નહીંતર બની જાત સામાજિક પ્રાણી
પણ સારું છે નથી

# વન

*પ્રવીણ પંડ્યા*

ગામડાના માટીભીના ઘરના ફળિયા પર છવાયેલા આકાશમાં
તારા જોતાં જોતાં
બાળપણથી જ
મેં જોયાં હતાં
આ વનનાં સ્વપ્ન.
માની વાતોમાં
એ દેવભૂમિ હતું
જ્યાં એકલપંડે સીતાજીએ ઉછેર્યા હતા લવકુશ.
બાપુજીના કથન પ્રમાણે
વન એવી તપોભૂમિ હતું
જ્યાંના દધિચી જેવા ઋષિવરોના મેરુદંડથી
દેવો વિજયી થયેલા
અને હણાયેલા અસુર.
પણ
મારી સામે
જે વન હતું
તે તો પોતાના રોમેરોમમાં
ત્રમત્રમતો અંધકાર સંઘરીને
પથરાયું હતું ભવિષ્ય બની.
એમાં પગ મૂકતાં જ
ગામની માટીમાંથી મળેલા સંસ્કાર પ્રમાણે
હું નમ્યો
તો એ ઘૂરક્યું!
એને મોટેરું માની
પહેરણનું ઉપલું બટન બંધ કરી
સંકોચાઈને માન આપવા ઊભો રહ્યો
તો
એ તુચ્છકારથી છિંકોટા નાખતું બરાડ્યું!
મેં વિનયથી હાથ જોડ્યા
તો
પોતાની મહાનતાને
શૃંગો પરના સૂર્યથી લઈને
ખીણોના અભેદ્ય અંધકાર સુધી પડઘાવતું રહ્યું
નર્યા અહંકારથી!
હું એના અકળ વર્તાવને સમજું
એ પહેલાં તો
મદહોશ કરી મૂકે એવી ગંધ પ્રવેશી મારા શ્વાસમાં,
મેં ચારેકોર નજર ફેરવી
તો નવતર પશુનું ટોળું
એકમેકને ચાટતું
ન્હોર મારતું
નરી પશુજન્ય ભૂખમાં આળોટતું આળોટતું આવ્યું
અને
મને ઘેરીને ઊભું રહ્યું!
કોણ હશે આ બધાં?
વાટ ભૂલ્યા શાપિત તપસ્વી?
વનના દાસ?
રખેવાળ
કે છદ્મવેશે વન પોતે?
એ ટોળું
મને પોતાની સાથે ભેળવવા કટીબદ્ધ હતું.
કસમયે ખૂલી ગયેલી છીપ જેવી
મારી આંખમાંથી
અધપાક્યાં મોતી જેવાં સ્વપ્ન ખર્યાં
અને
ધરબાઈ ગયા
વનની ઉકળાટભરી અશાંત જમીનમાં.
વનમાં આવ્યો હતો
તપ કરવા
અને તપી ગયો!

મને ગામની પડતર ભૂમિમાંથી
તોડીફોડીને પથ્થરો કાઢતા ખેડૂત યાદ આવ્યા,
આડેધડ ઊગેલાં કાંટા-જાંખરાં મૂળસોતાં ઉખેડી
વાવેતર માટે ખેતર તૈયાર કરતી
સ્ત્રીઓ યાદ આવી.
મને સાંભરી આવ્યાં
લુવારનાં એ છોકરાં
જે કાચી વયે
કોડના અગ્નિ પાસે બેસી
ટીપતા હતા ધગધગતું લોખંડ.
ગામની સાંકડી કૂઈમાં
પિત્તળનું ચમકતું બેડું રણકે
અને અંધકાર તૂટે
એમ મારી ત્રાડથી
ઘેરીને ઊભેલું ટોળું ભાગ્યું.
મેં
એ તથ્ય ગાંઠે બાંધ્યું
કે તપ કરવું અને લડવું
બેવ સરખી જ બાબત છે.
ભલે આ વન
મારી માટી
એના અહંકારના સાતમા પાતાળે ધરબે
પણ
એના સ્તર પ્રસ્તરોમાં
અશ્મિ સ્વરૂપે અંકિત થવા
હું કૃત નિશ્ચયી હતો,
વન પણ કૃતનિશ્ચય હતું
કાં તો પોતાના આધિપત્ય હેઠળ રાખવા
અથવા
નતમસ્તક પાછો કાઢવા.
ક્યારેક ક્યારેક
આ વન
મને પાણીનું ટીપું ય
નસીબ નથી થવા દેતું,
છલોછલ સરોવરોમાં
જંગલી ભેંસ-ભૂંડ-વાંદરાં-ખચ્ચર
નહાતા-ધોતા-મળમૂત્ર કરતા હોય
પણ
હું ચાંગળું પાણી લેવા હાથ બોળું
તો સરોવર ઊંધા-સીધા સવાલ કરે
સાચા જવાબ દઉં
તોય પાણીમાંથી પોરા કાઢે
પણ
ચાંગળું પાણી તો ન જ લેવા દે!
લડવું કે પીડા વેઠવી
બેવ તપ છે
એમ માની
હું વનમાં વર્ષો સુધી ફરતો રહ્યો.
પોતાના ભાગનાં અંજળ
મહામહેનતે શોધી કાઢતાં
બાળપણથી જ શીખ્યો હતો
એ સારું હતું
બાકી આ મુદ્દે જ
ભલભલાને સરંડર કરાવે
એવું ગિલીંડર છે આ વન.
એક વખત ઝાડ પર ચડી જાંબુ ખાતો હતો
ત્યાં જ મારા જેવા
જુવાનિયાઓના પગરવ સાંભળ્યા,
નીચે ઊતરી જોયું
તો કેટલાક શિષ્યો લઈને ગુરુજી નીકળ્યા હતા,
મેં દૂરથી હાથ જોડ્યા
તો એમણે મારા અંગૂઠા સામે જોતાં જોતાં
ભેટમાંથી કટાર કાઢી
અને દોડ્યા મારી પાછળ!

# વન

*પ્રવીણ પંડ્યા*

ગામડાના માટીભીના ઘરના ફળિયા પર છવાયેલા આકાશમાં
તારા જોતાં જોતાં
બાળપણથી જ
મેં જોયાં હતાં
આ વનનાં સ્વપ્ન.
માની વાતોમાં
એ દેવભૂમિ હતું
જ્યાં એકલપંડે સીતાજીએ ઉછેર્યા હતા લવકુશ.
બાપુજીના કથન પ્રમાણે
વન એવી તપોભૂમિ હતું
જ્યાંના દધિચી જેવા ઋષિવરોના મેરુદંડથી
દેવો વિજયી થયેલા
અને હણાયેલા અસુર.
પણ
મારી સામે
જે વન હતું
તે તો પોતાના રોમેરોમમાં
ત્રમત્રમતો અંધકાર સંઘરીને
પથરાયું હતું ભવિષ્ય બની.
એમાં પગ મૂકતાં જ
ગામની માટીમાંથી મળેલા સંસ્કાર પ્રમાણે
હું નમ્યો
તો એ ઘૂરક્યું!
એને મોટેરું માની
પહેરણનું ઉપલું બટન બંધ કરી
સંકોચાઈને માન આપવા ઊભો રહ્યો
તો
એ તુચ્છકારથી છિંકોટા નાખતું બરાડ્યું!
મેં વિનયથી હાથ જોડ્યા
તો
પોતાની મહાનતાને
શૃંગો પરના સૂર્યથી લઈને
ખીણોના અભેદ્ય અંધકાર સુધી પડઘાવતું રહ્યું
નર્યા અહંકારથી!
હું એના અકળ વર્તાવને સમજું
એ પહેલાં તો
મદહોશ કરી મૂકે એવી ગંધ પ્રવેશી મારા શ્વાસમાં,
મેં ચારેકોર નજર ફેરવી
તો નવતર પશુનું ટોળું
એકમેકને ચાટતું
ન્હોર મારતું
નરી પશુજન્ય ભૂખમાં આળોટતું આળોટતું આવ્યું
અને
મને ઘેરીને ઊભું રહ્યું!
કોણ હશે આ બધાં?
વાટ ભૂલ્યા શાપિત તપસ્વી?
વનના દાસ?
રખેવાળ
કે છદ્મવેશે વન પોતે?
એ ટોળું
મને પોતાની સાથે ભેળવવા કટીબદ્ધ હતું.
કસમયે ખૂલી ગયેલી છીપ જેવી
મારી આંખમાંથી
અધપાક્યાં મોતી જેવાં સ્વપ્ન ખર્યાં
અને
ધરબાઈ ગયા
વનની ઉકળાટભરી અશાંત જમીનમાં.
વનમાં આવ્યો હતો
તપ કરવા
અને તપી ગયો!

મને ગામની પડતર ભૂમિમાંથી
તોડીફોડીને પથ્થરો કાઢતા ખેડૂત યાદ આવ્યા,
આડેધડ ઊગેલાં કાંટા-જાંખરાં મૂળસોતાં ઉખેડી
વાવેતર માટે ખેતર તૈયાર કરતી
સ્ત્રીઓ યાદ આવી.
મને સાંભરી આવ્યાં
લુવારનાં એ છોકરાં
જે કાચી વયે
કોડના અગ્નિ પાસે બેસી
ટીપતા હતા ધગધગતું લોખંડ.
ગામની સાંકડી કૂઈમાં
પિત્તળનું ચમકતું બેડું રણકે
અને અંધકાર તૂટે
એમ મારી ત્રાડથી
ઘેરીને ઊભેલું ટોળું ભાગ્યું.
મેં
એ તથ્ય ગાંઠે બાંધ્યું
કે તપ કરવું અને લડવું
બેવ સરખી જ બાબત છે.
ભલે આ વન
મારી માટી
એના અહંકારના સાતમા પાતાળે ધરબે
પણ
એના સ્તર પ્રસ્તરોમાં
અશ્મિ સ્વરૂપે અંકિત થવા
હું કૃત નિશ્ચયી હતો,
વન પણ કૃતનિશ્ચય હતું
કાં તો પોતાના આધિપત્ય હેઠળ રાખવા
અથવા
નતમસ્તક પાછો કાઢવા.
ક્યારેક ક્યારેક
આ વન
મને પાણીનું ટીપું ય
નસીબ નથી થવા દેતું,
છલોછલ સરોવરોમાં
જંગલી ભેંસ-ભૂંડ-વાંદરાં-ખચ્ચર
નહાતા-ધોતા-મળમૂત્ર કરતા હોય
પણ
હું ચાંગળું પાણી લેવા હાથ બોળું
તો સરોવર ઊંધા-સીધા સવાલ કરે
સાચા જવાબ દઉં
તોય પાણીમાંથી પોરા કાઢે
પણ
ચાંગળું પાણી તો ન જ લેવા દે!
લડવું કે પીડા વેઠવી
બેવ તપ છે
એમ માની
હું વનમાં વર્ષો સુધી ફરતો રહ્યો.
પોતાના ભાગનાં અંજળ
મહામહેનતે શોધી કાઢતાં
બાળપણથી જ શીખ્યો હતો
એ સારું હતું
બાકી આ મુદ્દે જ
ભલભલાને સરંડર કરાવે
એવું ગિલીંડર છે આ વન.
એક વખત ઝાડ પર ચડી જાંબુ ખાતો હતો
ત્યાં જ મારા જેવા
જુવાનિયાઓના પગરવ સાંભળ્યા,
નીચે ઊતરી જોયું
તો કેટલાક શિષ્યો લઈને ગુરુજી નીકળ્યા હતા,
મેં દૂરથી હાથ જોડ્યા
તો એમણે મારા અંગૂઠા સામે જોતાં જોતાં
ભેટમાંથી કટાર કાઢી
અને દોડ્યા મારી પાછળ!

ને હું ય દોડ્યો,
ને મારી પાછળ દોડ્યા એમના કૌરવ-પાંડવ,
એમની સાથે મારી પાછળ દોડ્યું આખેઆખું વન!
શું માએ ખોટું મહાભારત કહ્યું હશે?
એણે તો કહેલું કે આ બધા અંદરોઅંદર લડી મર્યા છે,
પણ આ તો જીવતા-જાગતા છે
તો મર્યા તે કોણ મા?
નરો વા કુંજરો વા!
તો લડ્યા તે કોણ મા?
નરો વા કુંજરો વા!
અઢાર અઢાર અક્ષૌહિણી થઈ કપાયા તે કોણ મા?
નરો વા કુંજરો વા!
કૂખમાંના બાળકની જેમ
બેવડ વળીને
બેસી ગયો
માની યાદમાં.
કૌરવ-પાંડવ ગળદાપાટુ મારતા જ રહ્યા
જાણે ગેડીદડે ન રમતા હોય,
મારતા મારતા
એ તો એય ભૂલી ગયા
કે હું દડો નથી માણસ છું!
માર ખાતો
રગડતો
પડતો
દડતો
હું દડો બની ગયો,
દડાને ન હોય હાથપગ ન અંગૂઠો,
જે રમાડે
તેની સાથે રમે
નહીંતર ચૂપચાપ પડ્યો રહે,
એમણે
મને રમતાં રમતાં
એવો ઉછાળ્યો
કે
હું જઈને પડ્યો
ધૃતરાષ્ટ્રની આંખ જેવા કૂવામાં.
મેં કૂવાના અંધકારમાંથી
એ સહુને જોયા,
કુરુક્ષેત્રનાં
આ મુખ્ય પાત્રો
મારી ઉપર
કૂવાના થાળા પર ઊભાં હતાં
જ્યારે હું
મારી જગ્યાએ હતો
માત્ર કૂવામાં પડેલો દડો.
દ્રોણ કૂવાના કાંઠે આવ્યા
ધનુષની પણછ ખેંચી
મને બહાર કાઢવા
તીર વરસાવ્યાં
પણ દરેક વખતે
હું ખસી ગયો
અને મારા સ્થાને વીંધાયું
કૂવામાં પડેલું એમનું પ્રતિબિંબ.
એ સહુ ગયા.
પોતાના જ બાણથી વીંધાયેલું
દ્રોણનું પ્રતિબિંબ તરફડતું હતું,
જાણે કશુંક બોલતું હતું
મારો હાથ માગતું હતું
કહેતું હતું
હવે અંગૂઠો નહીં માગું,
જીવનનિર્વાહ કરવા માગ્યો હતો,
મારામાં વિદ્યાનો અહમ્
અને શિષ્યમોહ જાગ્યો હતો.
મેં ડરતાં ડરતાં

દડા સ્વરૂપમાંથી
હાથ બહાર કાઢી
એમના પ્રતિબિંબ પર મૂક્યો,
એ જ સમયે
સૂર્ય કૂવાના માથે આવ્યો
એમનું પ્રતિબિંબ
કિરણો પર સવાર થઈ
સૂર્યમાં ભળી ગયું.
માએ કહેલું
કે દ્રોણ અર્જુનના હાથે મરાયેલા!
એ ક્યું મૃત્યુ હશે?
મોટા માણસો
એક વાર જન્મીને
અનેક વખત મરતા હશે?
આકાશમાં ઊડતા એક ગીધે મને જોયો,
કૂવાનો અંધકાર ભેદતું
એ ઊતર્યું
અને
મને ચાંચમાં લઈને
સડસડાટ કરતું ઊડ્યું.
ઊંચા પર્વતની ભેખડ પર
મને મૂકીને
છાતી પર બેસી
ચાંચ મારવા ગયું
ત્યાં જ હું કણસ્યો!
એ ફરી ચાંચ મારવા ગયું
ત્યારે
એક હાથથી
એની ચાંચ પકડી
હું બોલ્યો:
'જીવું છું ત્યાં સુધી
કોઈ મને નહીં ખાઈ શકે
ન ગીધ
ન ગગન
ન અગન
ન પવન
ન વન,
હા મર્યા પછી
મારા દેહનું ત્યાં જ શમન.'
મારી છાતી પર પંજાની છાપ મૂકી
ગીધ ઊડી ગયું.
મેં ઊભા થઈ
ઊંચા પર્વતની કોરી કટ ભેખડ પર
શરીરનું પાણી ખંખેર્યું
તો ચારેકોર મોતી વેરાયાં,
એ મોતી પર તડકો રેલાયો
તે એ તડકો
મેઘધનુષ થઈ ફેલાયો મારા મુખ પર.
ચારે તરફથી ઝીણા ઝીણા
અભિનંદનના નાદ સંભળાયા,
મેં ચારેતરફ જોયું
જે હતાં
તે મનેય ન દેખાયાં.
થોડી વારમાં
ફૂલોથી સજાવેલી
એક પાલખી દેખાઈ
કંઈ કેટલીયે
માનવ આકૃતિઓ વડે
એ ઊંચકાઈ હતી.
મેં પર્વતની ટોચે ટટ્ટાર ઊભા રહી
કમર પર બેય હાથ ટેકવી
ચારે તરફના પર્વતશૃંગોને જોયા.
પર્વતોની ટોચ તરફ
અસંખ્ય પાલખીઓ જતી દેખાઈ!

કોણ હશે એ બધા?
ઋષિવરો?
પયગંબરો?
ઈશ્વરો?
કે વન પોતે?
શું વન પોતે જ
ઋષિ છે?
પયગંબર છે?
ઈશ્વર છે?
તો પછી
શા માટે
બધાને બનાવે છે
પશુવત્ ભૂખમાં
આળોટતા નવતર પશુ?
શા માટે વન રચે છે છળ?
મેં
મારી આસપાસ હતા
એ સહુને
હાથ જોડીને કહ્યું, :
'હું ભગવાન નથી થયો
હા, ભીનો થયો છું.
આ વન
બળથી
છળથી
કળથી
આપણને
પોતાના અહમ્‌નો વિસ્તાર બનાવે છે,
આપણો અધિકાર હોવો જોઈએ આ વન પર
પણ એ તો આધિપત્ય જમાવીને બેઠું છે આપણા પર.'
ત્યાં જ વને
પોતાની જ બે શાખાઓના ઘર્ષણથી અગ્નિ
પ્રકટાવી
દવ લગાડ્યો.
મેં ટોચ પર ઊભા ઊભા વિચાર્યું
કે
ક્યાં સુધી
આ પરંપરાગત વ્યૂહ રચીને
વન સ્થાપશે પોતાનું આધિપત્ય?
જ્યારે
વન ખીણમાં દવ લગાડે છે
ત્યારે
પર્વતશૃંગો પર બેઠેલા
તપસ્વીઓનાં આસન તપી જાય છે.
મેં ખીણ તરફ નજર કરી
વન
અગ્નિસેના સાથે
ખીણને ભસ્મ કરતું,
પર્વતને ઘેરતું
ફરી એક વખત
આધિપત્ય સ્થાપવા
આગળ વધી રહ્યું હતું.
સૂર્ય જેવો સૂર્ય
ધુમાડામાં અટવાઈ ગયો.
મેં પર્વતશૃંગો પર બિરાજેલા
'મહાન' તપસ્વીઓ તરફ નજર કરી,
તેઓ
ફરી ફરી
વનના આધિપત્યને આંખમાથે ચડાવી
દવનું શમન કરવા વિનવી રહ્યા હતા!
હાથ જોડીને ઊભેલા સહુ કોઈ
મને
કહી રહ્યા હતા
કે
તું પણ હાથ જોડ

નહીંતર
બધું જ સ્વાહા થઈ જશે દવમાં,
વન તો ફરી પોતાની લીલા પ્રકટાવશે
પણ તે પૂર્વે
આપણે સહુ ભસ્મીભૂત
અશ્મિભૂત થઈ જશું.
મેં
આકાશમાં બંધાતા વાદળમાં
ન ચમકેલી વીજળી જોઈ
અને
પર્વતની ટોચ પરથી
ખીણ તરફ દોટ મૂકી.
વન,
આધિપત્ય સ્થાપવા અહંકારથી પ્રકટેલો દવ લઈ
દોડી રહ્યું છે
હું ભીંજાયેલી કાયા સાથે એને ઠારવા દોડી રહ્યો છું સામે.
મા
એ વન ક્યાં છે?
ક્યાં છે એ વન
જ્યાં
સીતાજીએ
એકલપંડે ઉછેર્યા હતા લવકુશ?
એ વન ક્યાં છે?
જ્યાં
દધિચી જેવા ઋષિવરોના મેરુદંડથી
દેવો વિજયી થયેલા
અને
હણાયેલા અસુર?
શું એ વન
હવે પ્રકટવાનું છે
આ અહંકારી વનના
સાતમા પાતાળે
હું અશ્મિભૂત થઈ

## બે ગઝલ / રાજેન્દ્ર પાઠક

### માની વિદાય

આજ મારા બારણે શ્વાસની સરગમ છે;
અલવિદા છે આપને મોતનો અભિરામ છે.

હું તને ક્યાંથી કહું અલવિદા આજે હવે—
જીવ મારા પંડનો આજ તો પરગામ છે.

બહુ ઉતાવળ છે મને બસ જવા દેજો હવે—
દૂર છેટે ક્યાંક ત્યાં આપણો વિશ્રામ છે.

એક નવતરની ખુશી છે તને આજે ઘણી,
જીર્ણ મારા જીવનું ભૈ તને શું કામ છે?

તું ખુસીમાં બસ રહે એ જ છે મારી દુઆ,
આજે છેલ્લા મા તણા પ્રિયને પ્રણામ છે...

### દે મને

પાંખથી પિંજરું તોડવા દે મને,
મુકત થૈ આભમાં વિહરવા દે મને.
ઓસનું બિન્દુ છું ઘાસ પર તું છતાં,
સૂર્ય થઈને જરા મલકવા દે મને.
આશ છું શ્વાસની એક અંતિમ છતાં
જ્યોતસમ એક પળ ઝબકવા દે મને.
રાત છે વાત છે તું હવે સાથ છે,
આંખથી અંગ પર સરકવા દે મને.
વાયદો તું કરે તો ડરું હું હવે,
વ્યર્થ એ પ્રેમમાં તડપવા દે મને.
આવ તોફાન થૈ તું ફરી ને ફરી,
મૂળસોતાં ફરી ઊખડવા દે મને.
દેવકી દ્રૌપદી ગોપગોપી મળે,

# ટેલિફોન કાવ્યો

## હસમુખ કે. રાવલ

૧

ટ્રીન... ટ્રીન...
જ્યારે જ્યારે રણકે છે ફોન
ત્યારે
છળી પડું...
પરસેવે રેબઝેબ...
સિ... સિદન્તિ...
નક્કી... નક્કી...
સામે છેડે યે કદાચ હું જ હોઉં...

૨

હમણાંથી હસમુખે સતામણું વધાર્યું છે,
અચાનક હલ્લો બોલે:
-હેલો... હેલો... હસમુખ?
-કો... કો... કોણ? તું! રે, તું ક્યાંથી?
-થોથવાતી જીભ માંડ છૂટી થતી...
-કેમ વળી, ક્યાંયથી યે! શું ચાલે છે?
-છોડ યાર તારા ગયા પછી બધું ઠપ્પ...
પડ્યું ચાલવાનું...
-બોલ, તો હું આવી જાઉં?
ઠક... ઠક... ઠકાઠક...
છૂટી જીભ પર ખીલા
ઠપાટપ... ઠકાઠક...
કડડડ... ભડાભડ...
કાનનાં કપાટ બંધ...
-હેલો... હેલો...
હસમુખનો હથોડો
દૂરથી ય ટીપ્યા કરે:
-હેલો... હેલો...

૩

ટ્રીન... ટ્રીન...
બારી બાર કાચ પર
અચાનક વરસાદ તૂટી પડે...
-.... સેલ્યુલર લૈ લીધો છે! ટેસડા છે!
ચાહે ત્યારે!... દોસ્ત, હવે જ્યાં ચાહે
ત્યાં!... નાની મોટી ગુફતુગો...
અકળાતી અમળાતી
જીભ રહે કણસાતી:
-હં... હં... હં... હં...
ખીલા એવા કનડે કે ઇચ્છા છતાં
નંબરેય માગું નહીં.
કપાતર એય પણ
અકડું તે
માગ્યા વિના આપે નહીં...

૪

: આનાથી તો છો ને...
છો કપાઈ જાય...
જોડાણ જ.
તેથી જ તો નોટિસને ગણું નહીં,
બિલ પણ ભરું નહીં...
એવાં-તેવાં ડીંડવાણાં
હાંકે રાખું...
પણ... પણ...
રેઢિયાળ તંત્ર બધું નઘરોળ...
હજુય છે એમનેમ...
ઘરરર... ઘરરર...
ચાલુ છે
ડાયલ ટોન...

૫

ખરેખર
જોડાણ જ્યાં કપાવાની
નોબત આવી ઊભી ત્યાં...
કાતરનાં બે પાંખિયાં વચ્ચે ઊભો
લીલોછમ શ્વાસ જોયો.
અમથું કટ... અને...?...
ના... ના... ના... ના...

ભૂલી બધું
પેનલ્ટી સમેત સીધું
રજેરજ ભરી લીધું,
ખિસ્સેખિસ્સું ખાલી કરી
એડવાન્સ દઈ દીધું.

ઘરરરર...
હાશ...
પાછું ટ્રીન... ટ્રીન...

૬

રણકારે રણકારે
હસમુખની ભરતી હોય તેમ
ઊંચકાતું,
અવાજે... અવાજે...
પાછું
ઓટ થઈ
દૂર દૂર પટકાતું... રિસિવર

૭

હસમુખને મળવા દિનરાત જાગું
અને
નગરના ફોનેફોન જગાડું છું:
-હેલો... હેલો...
મળશે શ્રી. હસમુખ?...

રોંગ નંબરમાં બધા
આંખ ચોળી ફોન પાછા
ઊંઘી જતા...

ભૂખ્યાં ડાંસ ટેરવાં ચગળે જતાં
ડાયલ... ડાયલ... ડાય...

૮

હસમુખનો અવાજ
ખેતરને શેઢે જતી નીક જેવો
એ ય ને લંબાતો લાંબો
રેલાવા માંડે છે ત્યારે...

સૂકી સીમ લીલા સૂરે
ચારેકોર...
કિલકારી કરી મૂકે...
અઢળક મોલ એનો
લળી આંખે લચી પડે...
એ જ પળ,

એ જ પળે
પારધીનો અવતાર,
હરામી એ હસમુખ...
બ રા બ ર
એ જ પળે,
કટ... કરી રિસિવર મૂકી દે છે.

કાચેકાચા નખ જેવી
કપાયેલી કિલકારી કકળતી
આળોટે છે આજના ઉંબર પર...

૯

ટેરવાં ચગળે જતાં
ડાયલ... ડાયલ... ડાય...

૧૦

ટ્રીન... ટ્રીન...
જડ હાથ રિસિવર ઉપાડે છે.
- હેલો... હેલો... હસમુખ...
મથું છતાં
ખીલા ઠોકી જીભ હવે હાલે નહીં...

કાનમાં કપાટ પર
દૂરથી હથોડા પડે:
હેલો... હેલો... હસમુખ...?
હેલો... હોલો... હે લો... હેલો...

## એકાંતમાં / *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

તાળું લગાવી હાશથી વારી ગયો એકાંતમાં,
અંદર નથી, ના બ્હાર છું, હારી ગયો એકાંતમાં.

ખરતા રહે છે કાંગરા કિલ્લા વગર મોજારના,
પણ ઈંટ તો ચસકે નહીં, તાગી ગયો એકાંતમાં.

પંજો પ્રસારી પાનખર તો બાગને હણતી રહે,
લીલોતરી દે વાયદો, જાગી ગયો એકાંતમાં.

આગોતરા અણસાર કે એની સવારી આવશે,
ટોળાં તરસનાં ટળવળે, જાણી ગયો એકાંતમાં.

પડઘા બધા પાછા ફરે સૂમસામ આ વેરાનમાં,
પારોઠનાં પગલાં પછી વાળી ગયો એકાંતમાં.

સાહેદ કો હોવો ઘટે, ગોત્યો ન આવે હાથમાં,
કે માંયલો શકદારને પામી ગયો એકાંતમાં.

## મિતવા / *રાજેશ મહેતા 'રાજ'*

સાથ તારો છે હવે બસ ચાલ મિતવા,
શું ખબર કે શું અમારો હાલ મિતવા.

જિંદગી પણ ગીત થઈને ગુંજશે, જો-
આપ મુજને હરવખત તું તાલ મિતવા.

આ પ્રણયનાં યુદ્ધમાં પણ શું કરું હું?
હો ભલે તલવાર, બરછી, ઢાલ મિતવા!

આવજે તું અબઘડી મારી કને બસ,
કોણ જાણે શું થશે આ કાલ મિતવા.

રાહ જોવાની હવે પણ ક્યાં સુધી કહે?
વીતશે દિવસો પછી હર સાલ મિતવા.

## એ રહે છે / *ગિરીશ ભટ્ટ*

હો તમે સંમત, અસંમત વાત એની એ રહે છે;
કે પછી સમજો એ ગંમત વાત એની એ રહે છે.

કો કહે ઉંમર વધે છે, કો કહે ઘટતી મુદત છે;
કો ગણાવે સાલ સંવત વાત એની એ રહે છે.

કો કહે સાકાર એ છે, ને વળી અવતાર લે છે;
કો નિરાકારોની પંગત, વાત એની એ રહે છે.

કો કહે, ફરકે ધજા છે, કો કહે ફરકે હવા બસ;
કો કહે, મનની જ રંગત, વાત એની એ રહે છે.

કોઈ સમજી લે, તમોને સંત, કો નાચીજ શખ્સ;
કો પરાયો, કોઈ અંગત વાત એની એ રહે છે.

## આખરી ફરમાન છે / *ચંદ્રેશ મકવાણા 'નારાજ'*

કોણ જાણે, ક્યાં સુધી, કેવું અનુસંધાન છે?
શ્વાસ નામે વારતાનું એ જ કોરું પાન છે.

જાગવા કે ઝૂરવાની વાત અડધી મેલ તું;
જો અહીં તો ઊંઘનુંયે આગવું વેરાન છે.

સામસામે એ ય ઊભા લાગણીના કાફલા;
આદમીની આંખ છે કે યુદ્ધનું મેદાન છે?

જાત સાથે જંગ ખેલ્યા બાદની હળવાશને,
એકલા જીવ્યે જવાનું આખરી ફરમાન છે.

આ તરફ 'નારાજ' આખ્ખું આયખું બેબાકળું,
એ તરફથી એય એની જાતથી બેધ્યાન છે.

## ત્રણ કાવ્યો / *બારીન મહેતા*

### ૧. દાસી

તોરી ચરણરજકી પ્યાસી,
મૈં નિતરીતં તોરી દાસી.

તોરી અખિયાં ઐસી નિરાલી
મુઝે નાપે અંતરયામી
તોરે મૂંહકી આત્મા અનોખી
ગુણ ગાયે જગકે જ્ઞાની
મોહે બના બ્રજકી બાસી
મૈં નિત રીત તોરી દાસી.

મોહે મોહ ન મૂંહકા મોહન
ન અખિયાં દેખન ચાહૂં
તોરે ચરણ જિહાં ગોપાલા
મૈં સિર વહાં પે પાઉં
અબ યે લગે જગ આભાસી
મૈં નિતરીત તોરી દાસી

### ૨. વાદા

તુ બહુરૂપી, મૈં સીધા સાદા
ભૂલ ગયા ક્યોં અપના વાદા.

મેરે ભીતર જબ સુખા હો
જલ લેકર તુ આયેગા,
તનમન મેરા જબ ભૂખા હો
તુ શાતારસ પાયેગા!
અબ તો આ, મૈં રહ ગયા આધા
તુ બહુરૂપી...

મેરે નયન કિસે અબ ઢૂંઢે
જબ ટહુદિશ પરદે હો!
આભાસી ઇસ પુરે જગમેં
તુમ હી અપને હો!
જાનૂં મૈં કિ મૈં ના રાધા
તુ બહુરૂપી...

### ૩. મૈં તો...

મૈં રાધાકી ના જાનૂં, મૈં ગોપીકી ના જાનૂં
જાનૂં હો શ્યામ, મૈં તો અપની હી જાનૂં

મોહે નિંદ ભી આવે, મોહે ચૈન ભી લાગે,
મોહે સપને મેં ભાયે કિ ભોગ અબ જાગે.
મેરી નીંદ ક્યોં ન ઊડે, મેરા ચૈન ક્યોં ના ડૂબે
મેરે સપનોં મેં શ્યામ! મેરે ભોગ ક્યોં ના છૂટે!
મૈં રાધાકી જાનૂં...

મૂઝે રાધા સે મિલા દે, શ્યામ! ગોપીસે મિલા દે!
મોરે ભીતરમેં છીપા, વહ ફૂલ ભી ખિલા દે!
મેરી આરત કો જગા દે, મેરે દીપ કો જલા દે,
તેરે દરસકી દિશામેં, મેરે પાંવ કો ચલા દે!

## ભમરડો / *હસમુખ કે. રાવલ*

'ગયા હાશ પપ્પા!' - હસે છે ભમરડો,
લપાતો છૂપાતો સરે છે ભમરડો.

ખુશાલીમાં પાંચે રહે આંગળીઓ,
હથેળીમાં જ્યારે રમે છે ભમરડો.

ન રોકી શક્યાં ચેસ, પત્તાં કે કેરમ,
સુણી સાદ પાદર પળે છે ભમરડો.

એ વડલાની છાયા ને સૂરજની માયા,
ઉનાળુ રજામાં ધખે છે ભમરડો.

ઢળે સાંજ ત્યાં ગોઠિયા ઘેર જાતા,
ને સપનેય સાથે ભમે છે ભમરડો.

## ળવા લાગ્યો / અશોક ચાવડા 'બેદિલ'

જાત બરફની પાણીથી વીછળવા લાગ્યો;
મન મૂકીને એમ કોઈમાં ભળવા લાગ્યો.

ખડક યાદનો ધીમે ધીમે ગળવા લાગ્યો;
એક ઓરડો ઓચિંતો ઝળહળવા લાગ્યો.

સૂરજ સામે આંખ લડાવી ઊભો ત્યાં તો;
સૂરજ જેવો સૂરજ પળમાં ઢળવા લાગ્યો.

ભીંતો સરવા કાન કરીને સાંભળતી ગઈ;
બંધ બારણે હું જ મને જ્યાં મળવા લાગ્યો.

હાથ વેંતમાંછેટી રહી ગઈ સૌ ઇચ્છાઓ;
મારો રસ્તો મારા પગથી વળવા લાગ્યો.

## એવુંય બને / વિષ્ણુ પટેલ

કોક દી એવુંય બને:
ઊડતો લાગું મને!
કાંઈ ન જાણું આવતો ક્યાંથી
હળવો એ હડદોલો!
બસ, પછી તો જાતને ભૂલી
જાઉં હું સાવ જ, બોલો!
ઊડતો ઊડતો, અને,
વિહરું વને વને!

લયની લ્હેરે ઝૂમતા જાવું
ગીતના તાબે થાવું,
એ... ય પછી જે મોજની ઊડે
છોળ — મહીં ભીંજાવું!
માણવું મોકળા મને
પૂગવું માંહ્યલા કને!

## ગઝલ / રિષભ મહેતા

એને પરવાનો થવાનું કોઈ તો કારણ હશે;
આગમાં સળગી જવાનું કોઈ તો કારણ હશે.

એ ભલે બોલે નહીં પણ આંખ એની બોલશે;
રાત આખી જાગવાનું કોઈ તો કારણ હશે.

જ્યાં ફક્ત અપમાન ઉપેક્ષા માત્ર બદનામી મળે;
તે ગલીમાંથી જવાનું કોઈ તો કારણ હશે.

પૂછ એને જે સતત હસતો રહ્યો ફૂલો સમું;
આ નિસાસા નાખવાનું કોઈ તો કારણ હશે.

સાથ કે સંગાથ જેવી લાગણી કોઈ નથી;
તોય સાથે ચાલવાનું કોઈ તો કારણ હશે.

એ બધા સમજુ હતા જે પ્રેમમાં પાગલ થયા;
તું ય થા; પાગલ થવાનું કોઈ તો કારણ હશે.

રાહ જોઈ જોઈને ખખડી ગયું તે ઘર તણું—
બંધ તાળું ખોલવાનું કોઈ તો કારણ હશે.

પારખું કરવાનું નો'તું જાણ પહેલેથી હતી;
ઝેર તો પણ ચાખવાનું કોઈ તો કારણ હશે.

મહેફિલોનો જીવ જે; જે જાન મજલિસની હતો;
દૂર તન્હા બેસવાનું કોઈ તો કારણ હશે.

જિન્દગીભર એક જગ્યાએ જ બસ બેસી રહ્યા;
તે છતાં પણ થાકવાનું કોઈ તો કારણ હશે.

## ઊડીએ આકાશે / મુકુન્દ પરીખ

વૃક્ષની ટોચે
અક નવજાત પર્ણ
આભ દર્શને પ્રસન્ન
સંકેતે છે
સાંજ સવારે
'આવો..., ઊડીએ આકાશે...'

## ચાર ગઝલ

*હરેશ 'તથાગત'*

### ખંડેર

બધાં તર્ક ભાસે ચ્હેરા વગરનાં,
હશે છળકપટ શું માણસ નગરનાં?

ઘરેણું અમારું અધૂરપ અમોલી—
અમે સંસ્મરણો અડધી સફરનાં!

નવા ઘરનો નકશો જો કોઈએ બતાવ્યો—
નજર કેમ આવ્યાં ખંડેર ઘરનાં?

અમારા બધા શ્વાસ રેખાચિત્રો છે—
તમે રંગ પૂરો આઠે પ્રહરના!

સદા એક અજવાસ સાથે રહ્યો છે—
કદી દીપ ઠર્યાં ન એની નજરનાં!

### સોળેય રંગે

મૌનને સોળેય રંગે પોંખવા,
કૈંક ફીકાં શબ્દ પડ્યાં તોડવા!

ક્યાં ટકોરો કોઈનો એના ઉપર?
દ્વાર ઉરનાં કેમ મારે ખોલવાં?!

આંસુની કેવી અસર, આ દોસ્તો?
જો રડ્યો તો તર્ક માંડ્યા પોંછવા!

જો હવાની જાજમે બેસી ગયો—
દિશા ચારેચાર પામ્યો ઓઢવા!

ગોદ કુદરતની મળી, તું યે મળી—
મોકળું મેદાન મળ્યું નાચવા!

### કોઈ આવી

જે થવાનું છે, થશે—
જખ્મ રુઝાઈ જશે!

આજ ભીડાયા તો શું?
દ્વાર કાલે ખૂલશે!

કોઈ જો તારું નથી—
ઉર મદદમાં આવશે!

આજ નોંચાઈ ભલે—
પિચ્છ, પાંખે ફૂટશે!

ક્યાં જુદાઈ કાયમી?

### નોતરું

અક્ષરો આડા ફરે છે,
બ્રહ્મ તો નિત નોતરે છે!

ઉર - તમારા બેવફાઈ,
આંસુઓમાં કોતરે છે!

હોય છે અંધાર જ્યારે—
લાગણી નિજ કર ધરે છે!

શ્વાસની લંબાઈ માપી—
નર્થતાઓ વિસ્તરે છે!

નીડખર્યાં તૃણ જોઈ—

## અનુવાદ

*રાજેન્દ્ર શાહ*

### કાશ્મીરી સિદ્ધયોગિની કવયિત્રી લલ્લેશ્વરીના 'વાક્'

(વસન્તતિલકા છન્દ)

હા, માઝિ! સૂત સિકતા થકી શેં વણે તું?
ના આમ નાવ તટપે શકશે તું લાવી.
આદેશ જે નિયતિનો, સવિશેષ ભારી,
તે કાટ્યના મનુજ-નિર્ણયથી કદીય. ૧૦૩

ત્હારો ન હો રઝળતો ખર આમતેમ—
જેથી ન કેસરનું ખેત બીજાનું ભેળે:
ઊભું રહે નિકટ આખર કૌણ ત્હારી?
ખુલ્લે શરીરે તવ ખડ્ગ પ્રહાર જ્યારે? ૧૦૪

ચોમેર ઘૂમી બહુ દૂર પગે કળન્તા.
અન્તે હું પામી સ્થળ સત્યનું એક માત્ર.
જેને પડે ગમ, પ્રસન્ન પ્રસન્ન એ તો
કે લલ્લના. પથ શતે શત્ એકમેવ. ૧૦૫

જ્યાં તિક્ત છે મધુર, ને મધુ ઝેર જેવું;
જેને ઉરે પ્રગટ ઉત્કત પ્રેમ-ભાવ.
નિષ્ઠાથી હો પરમની પ્રતિ એક ચિત્ત,
વિશ્વસ્વ ઇચ્છ્યું તવ લક્ષ્ય તું પામશે જ. ૧૦૬

એને સમર્પિત હું જ્યાં થઈ કાય-ચિત્તે
ઘણ્ટ-ધ્વનિ શ્રવણ ભીતર, અન્તરે ત્યાં,
એકાગ્ર હું મનથી ધ્યાન ધરન્ત એનું,
ને, હો, પ્રકાશ-નભની અનુભૂતિ કેવી! ૧૦૭

ઢૂંઢી રહે વિફલ શીદ તું અન્ધ જેમ?
લે ભીતરી પંથ વિવેક તણા નિદેશે,
છે સ્થાન ત્યાં શિવનું, બ્હાર ન શોધ એને,
શ્રદ્ધાથી નિષ્કપટ વાત પ્રમાણ માન. ૧૦૮

હું લલ્લ, મ્હેં ઘર ત્યજ્યું મુજ નાથ કાજ,
એને હું રાતદિન શોધી બધે રહી'તી.
અન્તે ઘરે મુજ વિચક્ષણ પ્રજ્ઞ પ્રાપ્ત,
શી એ ઘડી પરમ મઙ્ગલકારી મ્હારી! ૧૦૯

હે મૂઢ! જાતની સજાવટ તે ન કાર્ય્ય,
કે પુષ્ટિ કેવળ સ્વકીય શરીર કેરી;
કે સ્થૂલ દેહની સમઞ્જસ ચારુતા વા,
છે કિન્તુ શીષ, - ધર ધ્યાન તુ ઈશનું હો. ૧૧૦

હું આત્મખોજ કરતાં ગઈ ખૂબ થાકી,
ના કોઈથી કળિત થાય નિગૂઢ સત્ય.
કાદમ્બરીપ્રદ કને દૃઢ વ્યક્તિથી હું
છે પાત્ર-પૂર્ણ-દુઃખ, કોઈ કરે ન પાન. ૧૧૧

છે મૂર્તિ પથ્થરની, દેવળ એય એવું:
નીચેથી તે ઉપર કેવળ એક પિણ્ડ.
પૂજા તું કોની કરશે ત્યહીં મૂઢ જીવ?
હો શ્વાસને વહન કેન્દ્રિત ધ્યાન ત્હારું. ૧૧૨

મ્હારી બની રુચિ પ્રપા થકી કઠોર,
ના કાર્ય કોઈ કર્યું યોગ્ય ત્હને થવા શું.
અઙ્ગુષ્ઠ અઙ્ગુલિ કળે, કીધ એમ માળા (કીધ જાપ સેવા)
તો યે વિષાદ હૃદયે હજી દ્વૈત કેરો. ૧૧૩

હું દક્ષિણાભ્ર તણું ઉદ્ભવ-સ્થાન જાણું,
ને થાહ અબ્ધિ ગહરાઈ તણો ય પામું.
હું રુગ્ણને સહજમાં કરું રોગમુક્ત;
રે, ના પ્રશિક્ષિત કરી શકું મૂઢને હું. ૧૧૪

તૂટી જશે શરમની કવ શૃઙ્ખલા આ?
જ્યારે મજાક-ઉપહાસથી હું ન ક્ષુબ્ધ.
મ્હારાં દ્વિધા-વચન આ કવ ખાખ થાય?
જ્યારે શમે મન-તુરઙ્ગમના ઉધામા. ૧૧૫

તું ક્યાં સુધી તન-પ્રસક્ત રહીશ જીવ?
તું ક્યાં સુધી તનની આ'વી કરીશ સજ્જા?
મિષ્ટાન્નથી સરસ ત્હેં કીધ પુષ્ટ એને.
ક્ષેત્રજ્ઞની તું કર ક્ષેત્ર મહીં જ ખોજ.
કાં જે શરીર પણ દેવળ ન્હાનું એનું.
આસક્તિ લોભ નહિ યોગ્ય સમે રહેશે,
ને દેહ ઝળૂહળ થશે તવ દીપ્ત તેજે. ૧૧૬

તું અન્ન ને જલથી બાધ્ય ન રાખ કાયા,
ગાળ્યા વિના સમય, તું ભર પેટ ભૂખ્યું.
ધિક્ ત્હારું છે દમન દેહ ચ ઇન્દ્રિયોનું,
સત્કાર્ય અન્ય પ્રતિ, - ધર્મ અવશ્ય સાચો. ૧૧૭
કોનું થશે મરણ ને વધ થાય કોનો?
કોઈ પડે નહિ, પડાય નહીં, સિવાય
જેના થકી શિવ આનાદતઃ જે પ્રસક્ત
સંસારમાં, - અસહ દુઃખદ એનું મૃત્યુ. ૧૧૮
શ્રદ્ધાથી જે સતત રૂહે ગુરુ-મન્ત્ર અઙ્ગ,
જે જ્ઞાન-રશ્મિથી ધરે નિજ ચિત્ત-અશ્વઃ
રાખે અધીન કરણો, નિત નન્દ જેને,
ત્હેનું અવશ્ય નહિ મૃત્યુ, ન ત્હેની હત્યા. ૧૧૯
છે નામ કીર્તિ, - જલ હો જયમ ચાળણીમાં;
મુટ્ઠી મહીં જયમ હવા શું અબાધ્ય ચિત્ત,
કે બાંધવો ગજ ખીલા પર કેશ-સૂમે-
જે આ શકે કરી, ખરેખર ધન્ય એ તો. ૧૨૦
આ વિશ્વ-મઞ્ચ પર વેશ વિભિન્ન એના;
પ્રત્યેક સઙ્ગ નયભાવથી સાધ્ય શાન્તિ.
ધિક્કાર, મત્સર, ઘૃણા, અભિભૂતિ જયારે
ત્યારે અવશ્ય મુખ-દર્શન પામશે તું. ૧૨૧
મ્હેં પ્રેમ-અગ્નિ મુજ ગોદમહીં લડાવ્યો;
જેથી વિલોપિત હું મૃત્યુથકીય પૂર્વ,
હું વર્ણહીન પણ વર્ણ ધરું અસઙ્ખ્ય!
મિથ્યાપવાદ સહુ શું કરું તે સિવાય. ૧૨૨
આ સાધના લયની-માં લય-ભાન ભૂલી!
સંસારથી ગઈ, મ્હને થઈ ખોજ મ્હારી.
ને ખેલ-ખેલ કરતાં શિવ બોધ પ્રાપ્ત;
લોકોક્તિ તે મુજ વિષે થઈ સત્યસિદ્ધ. ૧૨૩
મ્હેં પ્રેમને ખરલ ચૂર્ણિત કીધ ચિત્ત;
મિથ્યા વિચાર થકી મુક્ત, બની વિશુદ્ધ,
શેકી પકાવી ઉર, તે પછી સ્વાદ લીધોઃ
જાણું નહીં મરણ કે નવ પ્રાણ પામું-
પામી ન મૃત્યુ, અવ મૃત્યુ નહીં કદીય,
સ્વામીનું સ-ત્વ દગ-કર્ણથી પામું સ્પષ્ટ. ૧૨૪

હાવાં નિહાળી રહી'તી હું ઝરન્ત ઓસ,
ને ત્યાં જ ધુસર તુપાર, - છવાય ભૂમિ!
હાવાં હું જોઈ રહું છું ઘન અન્ધકાર,
રે ત્યાં જ તુર્ત લહું ઉજ્જ્વલ સૂર્ય-તેજ!
હાવાં હતી શિશુ સભાન જ બાલિકા હું
ને અજ્જસા હું નવયૌવન પ્રાપ્ત નારી.
હાવાં નિરામય વ પુષ્ટ વિહારિણી હું,
હાવાં ક્ષણે અવર બાધ્ય હું ધૂલિભસ્મ! ૧૨૫
હાવાં નકી-લહર સૌમ્ય વહન્ત શાન્ત,
હાવાં પ્રચણ્ડ-ગતિ-પૂર; ન સેતુ, ઘાટ!
હાવાં હતી વિટપ-ડાળ પ્રફુલ્લ પુષ્પે,
હાવાં ક્ષણે અન્ય, ફૂલ નહીં, ન કાંટો. ૧૨૬
હાવાં હતી સળગતી સગડી રસોડે,
બીજી ક્ષણે અવ ન અસિ, ન ધૂમ્ર ક્યાંય-
હાવાં હું પાણ્ડવની જે લહું રાજમાતા,
રે એ જ કિન્તુ અવિલમ્બ કુલાલ-આઈ. ૧૨૭
કોઈ લહે પ્રભુ-કૃપા સહસા અતર્ક્ય,
જયારે ભગીરથ પ્રયાસ કરન્ત અન્ય.
છે કોઈ મસ્ત, કંઈ ઉન્મન, ભ્રાન્ત કાંઈ,
જયારે ધની ફસલ અન્યની તીડ-ભક્ષ. ૧૨૮
ઘણ્ટી અનાજ દળવાની રહેલ ઘૂમી,
એનું રહસ્ય બસ એક ધરી પ્રમાણે.
એની યદા ત્વરિત ચાલ, - મહી ન લોટ;
એકત્ર લોક ત્યહીં પ્રેષ્ય લઈ સ્વકીય. ૧૨૯
મા શક્તિથી અશુભ ને શુભ બેઉ સૃષ્ટ—
એનાથી કષ્ટ ઘણું પ્રામતી, ફૂળ એની;
એ જાય દ્વારથી બહાર, ફરન્ત પાછાં,
દુઃસાધ્ય છે શિવ! તું પામ વિશુદ્ધ વિદ્યા. ૧૩૦
વેદી સુહાવત શિલા, - પથમાં પ્રશસ્ત,
સર્વત્ર એનું અવલોકન થાય સ્હેજે.
ઘણ્ટી પરિષ્કૃત ખરે ઉપલે અભિન્ન.
દુઃસાધ્ય છે શિવ! તું પામ વિશુદ્ધ વિદ્યા. ૧૩૧
સર્વત્ર આણ શિવની, અતિ સૂક્ષ્મ પાશ.
કક્કલને સકલ બાંધી રહેલ; - એને.

જાણો ન જો જીવનમાં, મરણે શી રીતે?
છે આત્મથી પૃથક દેહ લહો વિવેકે. ૧૩૨
તું સૃષ્ટ આ સકલમાં પરિવ્યાપ્ત, નાથ!
ત્હેં જીવને સહુયના દીધ પ્રાણ-દાન.
ચોમેર ત્હારી રવ-હીન સુણાય વાણી;
આનન્ત્યનો તવ અહો કુણ થાહ પામે! ૧૩૩
કર્પાસ-પુષ્પ સમ ફુલ્લ હું, લલ્લ, જન્મી;
પીલાઈ, પીંજવઈ, પીઠ ગયેલ ભાંગી.
કન્તાઈ સૂતરમહીં અતિ સૂક્ષ્મ એવા.
ને ત્યાં જ તો વણકરે લીધી સાળ માથે.
ધીબાઈ હું રજકથી પછી પથ્થરે જ્યાં
સોડાથી સાબુથી કંઈ-કંઈથી ઘસાઈ,
ને તીક્ષ્ણ કાતરથી કાપી મ્હને સંઈએ-
ને આમ લલ્લ થકી પ્રાપ્ત પ્રકાશ-ધારા. ૧૩૪
આવી અહીં વતનથી, ભમી દિગ્દિશામાં
ને વાયુ શી વહન વ્યોમની કન્દરામાં.
મ્હેં સર્વ વ્યાપ્ત શિવની કરી લીધ ખોજ,
કીધે નિબદ્ધ નવ છિદ્ર - હું પામી એને. ૧૩૫
મ્હેં દમ્ભ, જૂઠ, છલ-નો પરિત્યાગ કીધો,
એવો જ મ્હેં નિત મ્હને કીધ બોધ-પાઠ.
જોઈ શકી હું સહુમાં નિવસન્ત નાથ
શાને ઘૃણા યદિ બીજું મુજ ખાદ્ય ખાય? ૧૩૬
છે નિત્ય ભીતર છતાં શીદ બ્હાર શોધે?
એનાથી પ્રાણ રગ સૌ મુજ પૂર્ણ વ્યાપ્ત.
મ્હેં ધ્યાનમાંહિ લહ્યું ઈશનું સર્વગત્વઃ
આ સાર્વલૌકિક વિલાસની સજ્ઞ એહ. ૧૩૭
મ્હારો અહીં જનમ એક તપસ્વિનીનો
પામી છું હું સહજ લાળ-શું જ્ઞાન-ભર્ગ.
ના કોઈ દૂર મરણે, - ન અભાવ મ્હારો. ૧૩૮
કેવું મ્હને સુખ, અહો જીવતે મૃતે વા!
ૐકારનું રટણ મ્હેં કીધ પ્રાણ સજ્ઞ,
જે બોલનાર, સ્વયમેવ સુણી રહેલા
સોહમ્ પદેથી તવ મ્હારું અહં ગયું, ને
એ રીત પામી નિજ, લલ્લ, પ્રકાશધામ. ૧૩૯

પ્રત્યેક કર્મ મુજ અર્પણ કીધ એને,
વાણી વિચાર ત્યમ સર્વ બનેલ મન્ત્ર.
ને આમ દેહ મુજ કાર્ય કરન્ત એનું;
જે છે અવશ્ય શિવ-તન્ત્ર રહસ્ય ગર્ભ. ૧૪૦
એ દૂર છે ત્યહીં, અહીં પણ અન્તિકે એ.
આશ્ચર્ય! - કે ઉભયનો ન જણાય યોગ.
આ છે ચમત્કૃતિ વિચિત્ર મહત્, હું શોધું,
કે બેઉ મધ્ય ન કંઈ પણ પૂર્વથી જ. ૧૪૧
ના નીરને શ્રમ નિરન્તરના પ્રવાહે,
છે સૂર્યનું ચડવું ઊતરવું પહાડે.
ના જન્મ-મૃત્યુ થકી ચન્દ્રની કલાન્તિ કાંઈ,
પૈશુન્યની થકન લેશ મનુષ્યને ના. ૧૪૨
અચ્છોદઝીલ તણી આઝિનીએ કહ્યું કે,
'છે વિક્રયાર્થ અહીં સઞ્ચિત પદ્મ-ડણ્ડી.'
શાણા જને સુણી તુરન્ત જ ધ્યાન દોર્યું,
'સઙ્કેતથી થવું સતર્ક, ચહો ઉરે તો. ૧૪૩
કાલાન્તરે નહીં રહે સુજનોની પેઢી,
ને ભૂમિ પ્લાવિત થશે ઋતુ-ભ્રાન્ત મેઘે.
ત્યાં મદ્ય-માંસ સહ ભોજન માનવીનું,
ને પ્રાજ્ઞનું ત્યમ નિરક્ષર નિમ્ન સજ્ઞ. ૧૪૪
સંસાર આ પ્રખર તપ્ત કટાહ જેવો,
તે મૂઢ ના-સમજ કાજ કરેલ ઉષ્ણ હે.
યોગીજનાર્થ સહુ આસન જ્ઞાનમુદ્રા—
જે નાથને હૃદય-ભક્તિ વડે ભજન્ત. ૧૪૫
પામો ન સ્વાદુ રસ દ્રાક્ષથી અમ્લ જેહિ,
નિર્વીર્યને કરી શકાય કદી ન શૂર.
છે મૂર્ખ-બોધ, ગજ-ત્વક્ પરનો નખાઙ્ક,
તે બોલ આળસ ભરેલ નર્યો નકામો. ૧૪૬
મીઠી સુગન્ધ તુલસીની નહીં જનાર,
ના શ્વાન-ચર્મ થકી પ્રાપ્ત કપૂર-વાસ.
હો અલ્પ યત્ન, પણ નાથનું ધ્યાન ચિત્તે;
ન્હૈતો શિયાળ તણી લાળી - શું સર્વ વ્યર્થ. ૧૪૭

# ખુશબૂનો ઘા

*ડૉ. પથિક પરમાર*

ગુજરાતીઓને ગઝલ વધુ ફાવી છે અને ભાવી છે એટલે કુંભરાશિના ગુણવંતભાઈને ગઝલનું આકર્ષણ હોય એ લાજમી છે.

ગુણવંતને ગઝલ તો પર્યાય છે ઉભય,
પક્ષીને પાંખ બન્ને ઘટના બની ગયા.

ગુણવંત ઉપાધ્યાય (૧૯૪૯) એમના વન-પ્રવેશની ઉજવણી એકાવન મીણબત્તીઓ પ્રકટાવીને કરવાને બદલે એકાવન ગઝલનો સંગ્રહ 'યથાવત્' (૧૯૯૯) આપીને કરે છે. તેમાં ગુજરાતી ભાષા અને ગઝલ પ્રત્યેનો અંગત પ્રેમ ઉભયનું ઋણ ચુકવાય છે. આ સંગ્રહની ગઝલ દ્વારા તેઓ વીતી ગયેલી જિન્દગીના અર્ધા હિસ્સાનાં જમા-ઉધાર પાસાંને તાગવાનો નિષ્ઠાવાન પ્રયત્ન કરે છે.

'સાદગી તીર તાકે જે તખતા ભણી એ તગઝ્ઝૂલ ગઝલ' જેવો ખયાલ ધરાવતા આ કવિ ગઝલ અને ગઝલકારનો મહિમા આંકતાં કહે છે—

ગઝલ કે ગઝલકાર જુદા નથી એકબીજા થકી
તળ છે ઊંડાં અહીં તાગતા ડૂબશો, કંઈ કહેવાય ના.

શ્વાસ જ્યારે શબ્દો બને છે ત્યારે ધાર્યું કામ કરે છે. અખેપાત્ર જેવી ગઝલનાં તળ ઊંડાં હોય છે અને નખશિખ પામવા મરજીવા થઈને તળિયે ડૂબવાનું શેષ રહે છે.

કવિએ ભલે ગઝલસંગ્રહનું શીર્ષક 'યથાવત્' રાખ્યું હોય, પણ સાંપ્રત ગઝલ પરંપરાથી અને કવિના પૂર્વે પ્રકાશિત 'સિસ્મોગ્રાફ' (૧૯૮૮), 'ઉત્ખનન' (૧૯૯૪)થી યથાવત્ નહીં એવી આ સંગ્રહની ગઝલો નોખી-અનોખી છે. આ કવિએ રદીફ-કાફિયા અને છંદોવિધાન પરત્વે ઘણું વૈવિધ્ય દાખવ્યું છે. આ સંગ્રહ આજકાલ પ્રચલિત 'રમલ' છંદના ભારણથી બિલકુલ મુક્ત છે. વિવિધ લઘુ-દીર્ઘ બહરો અહીં હાજરાહજૂર છે.

અજવાસનાં પતંગિયાં / વનશ્રી / ખુશ્બૂ થકી ધવાયા / ચમેલી / પ્રવાહી પોત / લગાવમાં / નિરામય - જેવી રદીફ વગરની હમરદીફ-હમકાફિયાવાળી ગઝલોની સાથે કંઈ કહેવાય ના / જવા દો / બદલી નાખીએ / - જેવા લોકબોલીના લહેકાલઢણો ધરાવતા બોલચાલની ભાષાના રદીફ ધ્યાનાર્હ છે. લાગે છે / ગયો બારી ઉઘાડવા / મળીશું / હોઈ પણ શકે / લખીશું / ક્યાં શકું છું / મળે છે / - જેવા ક્રિયાવાચક રદીફની બહુલતા છે. 'છે' જેવા હકારવાચક અને નહીં / નથી / - જેવા નકારવાચક રદીફ પણ મળે છે. અરીસાઓ / રસ્તામાં / પથ્થરો / દીવાલ વચ્ચે જેવા મૂર્ત રદીફ પણ નજરે ચડે છે. અહીં એકાક્ષરીથી માંડીને અર્ધી પંક્તિ સુધીના રદીફ મળી આવશે.

આ કવિને અકારાન્તી, આકારાન્તી, એકારન્તી સ્વરના કાફિયા વધુ ફાવે છે. આ પ્રકારના કાફિયામાં વધુ મોકળાશ રહેતી હોઈને અકલ્પિત કાફિયા નિરૂપણની વધુ શક્યતા હોય છે. કવિએ આ શક્યતાનો ધાર્યો લાભ ઉઠાવી જાણ્યો છે. સુપરિચિત અને અતિ ચવાયેલા કાફિયા કવિએ અલ્પ પ્રમાણમાં પ્રયોજ્યા છે. આવા કાફિયાના પ્રયોજન વખતે અપરિચિત ભાવસંદર્ભો પ્રતિ કવિની સભાનતા જણાઈ આવે છે. તેથી કરીને અભિવ્યક્તિની તાજપ જળવાઈ રહે છે. 'ઘટના બની

સાથે જ ચાલતા રસ્તા અપંગ થઈ જશે તો તમારું આખું યે તંત્ર રૂંધાઈ જશે.

ચોથા શેરમાં ઇચ્છાઓ, અરમાનો, તૃપ્તિઓ, અતૃપ્તિઓ વગેરેની વાત 'સ્વપ્ન'ના પ્રતીક વડે કવિ રોચકપણે કરી શક્યા છે. આખા દિવસની માનવ-મનની દોડધામ પછી રાત જામતાં વિચારતંદ્રાનો દોર શરૂ થતો હોય છે. પાછળથી તે, આશાઓ કે નિરાશાઓથી ભરેલાં સ્વપ્નોમાં રૂપાંતર પામે છે. રાત આ સ્વપ્નોને ઉછેરી શકતી નથી. રાતનું કેટલું ગજું? સ્વપ્નોની નજાકત અને નવતાનો ઉન્મેષ કવિ સુધી પહોંચે ન પહોંચે અને રાત્રિના કાળખંડમાં બધાં સ્વપ્નો હોમાઈ જાય છે. કવિ 'એક્કેય સ્વપ્ન' એવા શબ્દો વડે તેમનો ચિત્કાર પ્રબળ બનાવે છે. નકરી વાસ્તવિકતાનું કારુણ્ય સરળ શબ્દોમાં છલકી ઊઠે છે કે, 'જન્મે છે રોજ સ્વપ્ન અને જીવતું નથી.' કાશ! રાત એક સ્વપ્ન પણ ઉછેરી શકી હોત! અહીં કવિએ કલ્પનનો ઓછો અને વાસ્તવદર્શી પરિપ્રેક્ષ્યનો વધુ ઉપયોગ કરી લીધો છે.

પાંચમા શેરમાં કવિ સમગ્ર સૃષ્ટિને જાણે કે, તેમના સકંજામાં લઈ લે છે. 'ઘાસ'નું પ્રતીક કશાક ચમત્કારિક પરિબળ સ્વરૂપે કવિ પ્રત્યેકના શરીરમાં ઊગતું જુએ છે. વળી, આ પ્રત્યેક જણ કશુંક ઊગરવાની નોંધ લેવા જેટલી સાબૂત મનઃસ્થિતિ ધરાવતું હોય છે. તે ચમત્કારના આવિર્ભાવની નોંધ લેતું પણ હોય છે, છતાં કવિને અચરજ એ વાતનું છે કે આવું 'કશુંક' ઊગવાનું આ 'માટીપગા' જીવને અચરજ થતું નથી. સત્ત્વમૂઢતાની જાણે કોઈને જરા જેટલીય ચિંતા નથી.

પાંચમા શેરના અચરજની અપેક્ષાએ છઠ્ઠા શેરનું આશ્ચર્ય સાધારણ બની રહે છે.

સાતમો શેર ફરી આપણને ઊંચકી લે છે. ગઝલના માધ્યમે કવિ કટાક્ષ અથવા ચોટનો નમૂનેદાર ઉઠાવ અહીં નિપજાવી શક્યા છે. પંડિતજીની ચતુરાઈનું રૂપક વાપરીને કવિએ ઠેરઠેર છલકાતી વાક્-વિદ્વત્તાની આછકલાઈ ખુલ્લી પાડી દીધી છે. સાચા ભાવક અગર જિજ્ઞાસુ સ્વરૂપે ઉડ્ડયન આદરી બેઠેલું વિહગ ઉડ્ડયન જ પસંદ કરે છે, પણ નિષ્પ્રાણ અને જગતરૂપી ભાવોથી ઘેરાયેલાં બનાવટી સ્થાનને વિસામો બનાવતું નથી. તેની પાંખોમાં સ્ફુરેલો ઉડ્ડયન-પ્રસ્વેદ તેને નિમ્ન કક્ષાના સમાધાન માટે મજબૂર કરી શકતો નથી. તે ઊડ્યા જ કરે છે, અવિરત!

હૃદયથી હૃદય સુધી પહોંચે એવાં સરળ અને સચોટ શબ્દોની પસંદગી ક્યાંય કશોય અવરોધ થવા દેતી નથી. છઠ્ઠી-વિભક્તિ અને અતિ-યતિ-પૂરક એકાક્ષરી શબ્દોનો અભાવ ગઝલને નખશિખ સ્વરૂપ બક્ષે છે. બે જ શબ્દોમાં કહેવું હોય તો આ ગઝલ માટે કહેવું પડે, 'સાદ્યંત સત્ત્વદા ગઝલ'. □

# શિયાળુ પાનખર

•

**સ્વપ્નસ્થ**

આ શિયાળુ પાનખર
નભ.
શી ઉદાસી ને કશી આ આરઝૂ?
પ્રશ્ન ને ઉત્તર તણી આ શી અકલ છે ગુફ્તગૂ?
કિરણનાં દલ નિષ્પ્રભ
વિસ્તરેલો નિસ્તરંગ વિવર્ણ મૂંગો અંચલ
શાં ફ્‌હેણ મોકલતો?
સીધા સપાટ પડેલ માર્ગો
બેઉ બાજુ બોરડીનાં ઝુંડ ઝૂક્યાં
લીલોતરીમાં રક્તરંગી બોર શાં ચમકી રહ્યાં!
આ અસહ.
જટિલ કેડીઓ તણી જાળો મહીં
કોઈ વળાંકે કોઈ કાં મળતું નથી?
બાગનાં રાતાં ગુલાબો
જલતાં હશે અંગાર-શાં
કોને ખબર?
આ પાનખર.
ક્યાંક તૃષ્ણાના પ્રલંબિત બાહુ સમ
વૃક્ષની શાખા વિવસ્ત્રા વિસ્તરી,
ક્યાંક ચંપાની કળી ફૂટી,
ભ્રમરથી સાવ અણબોટી,
સોના તણા રંગો રસેલી,
મૂક જ્વલનોથી ડસેલી.
નિમિષભર નીરખી નયન નિજનાં વળે,
ધૂળે છવાયાં લઘુ ઘરે,
નિષ્પથેથી નિસ્તલે.
આવ, ઉત્સુક કે નહીં અવમાનતું આ ઉર,
ઓ શિયાળુ પાનખર!

('ચિરવિરહ'માંથી)

---

**સ્થાનસમર્પિત**

**'કવિલોક'ના એક ચાહક તરફ**

વસન્ત વિ.સં. ૨૦૫૯ માર્ચ-એપ્રિલ ૨૦૦૩

# કવિલોક



॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो ने वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો! પામો પ્રાગટ્ય મુજ અન્તરે.



## કવિતા : કલા અને કસબ

સામાન્ય રીતે એવી સમજ પ્રવર્તે છે કે કલામાત્ર પ્રેરણાનું પરિણામ છે. એક રીતે વાત સાચી પણ છે. પ્રેરણાનો ધક્કો કલાકારને સિસૃક્ષા તરફ વાળે છે, પરન્તુ સિસૃક્ષાની ક્ષણોમાં કલાકાર માત્ર પ્રેરણાવશ હોતો નથી, એ એના સંચિત સકલ અધ્યાસોને જાણે-અજાણે સક્રિય થવા દેતો હોય છે. સર્જકની આવી સભાનતા એની પ્રેરણામૂલક કલાને કસબયુક્ત કૃતિત્વ બક્ષે છે.

આમ, કૃતિ સિદ્ધ થવામાં પ્રેરણા ઉપરાન્ત સર્જકપુરુપાર્થ અનિવાર્ય બની રહે છે. આપણે કવિતાની વાત કરીએ તો કાવ્યકૃતિના ઉદ્ભવના મૂળમાં ભલે પ્રેરણા પડી હશે, પરંતુ તેના કૃતિનિર્માણમાં અને નિર્વહણમાં પ્રેરણાની સાથે સાથે કલાપુરુપાર્થ પણ એટલો જ સક્રિય હોય છે. પ્રેરણાની સમાધિના શિખરે બેઠો બેઠો કવિ કૃતિમાં પ્રેરણાનું શબ્દાન્તર કરી શકતો નથી. પ્રેરણાની ઉક્ત સમાધિમાંથી સિસૃક્ષાની જાગ્રતાવસ્થામાં આવવું એટલે જ સર્જનલક્ષી સભાનતા અર્થાત્ કવિની વ્યુત્પન્નતા. આ સભાનતા-વ્યુત્પન્નતાનો પ્રેરણાની પળે હસ્તક્ષેપ એ કૃતિને કલાત્મક બનાવવા માટે અતિજરૂરી છે. પ્રેરણા કલાના ઉદ્ગમ માટે અને કસબ તેને ઘાટ આપવા માટે ઉપયોગી છે.

આ રીતે જોતાં કવિતાક્ષેત્રમાં ઉત્તમ કૃતિના નિર્માણ માટે કલાપક્ષ અને કસબપક્ષ બન્નેની સન્નિધિ

અનિવાર્ય બની રહે છે. કલા એ પ્રાણ છે તો કસબ એ નિરાકૃતને આકૃત કરતો ઉદ્યમ-ચમત્કાર છે. આથી કસબ એ નિંદનીય પારિભાષિક શબ્દ નથી, બલકે સંવેદનીય પારિસરિક પુરુષાર્થ છે.

ફ્રેન્ચ કવિ વાલેરીએ આથી જ એવું વિધાન કર્યું છે કે કાવ્યમાં પ્રભુદત્ત તો એક જ પંક્તિ હોય છે. આ પ્રભુદત્ત - Godgiven - એટલે જ પ્રેરણાજન્ય. પણ આપણી ગેરસમજણનો પાર નથી. પ્રેરણા પ્રેરણા કહી તેનાં ઓવારણાં લેનારો કવિપદવાંછું જોડકણાંકાર ઉત્તમ કલાકૃતિનું સર્જન કરી શકતો નથી. જેમ આવે તેમ કે જેમ ફાવે તેમ શબ્દોની આડીઅવળી રંગોળીઓ પૂરનારો એ રંગકાર બની રહે છે, કલાકાર નહિ. જેને ઉત્તમ કલાકાર કવિ થવું છે તેને માટે પ્રતિભાબીજ-રૂપ પ્રેરણાની સાથે કસબના કલાપની કારીગરીની શિસ્ત અનિવાર્ય છે.

આમ, સાચો કવિ અને સાચી કવિતા કલાકાર અને કસબી, કલા અને કસબનો સુભગ સમન્વય છે. જેમ શિલ્પકાર અનાકૃત પથ્થરમાં પોતાની પ્રેરણાને બળે કોઈ આકાર જુએ છે અને પછી પોતાનામાંના કસબીને કામે લગાડી એ નીરખેલા અનાકૃતને આકૃત કરી બતાવે છે ત્યારે ટાંકણું અને હથોડો જેવાં સ્થૂળ સાધનોને એ કેટલી ચોકસાઈથી વાપરે છે! શબ્દશિલ્પી કવિએ પણ પથ્થરને મુકાબલે અતિ સૂક્ષ્મ એવા શબ્દના માધ્યમમાં, કુશળ કસબીની રીતે કામ કરવાનું હોય છે અને કલાત્મક કાવ્યકૃતિનું નિર્માણ કરવાનું હોય છે. શબ્દેશબ્દની પસંદગી, શબ્દેશબ્દની સન્નિધિ, શબ્દમાંના નાદનો સાર્થક ઉપયોગ, છંદોલયની જીવંતતા માટે ઉચિત શબ્દાવલિનું ચયન, શબ્દાન્તર્ગત વર્ણની કૃતિગત મહત્તાની સૂઝ-સમજ, વર્ણ અને અર્થાલંકારોની સમુચિત યોજના, કલ્પનપ્રતીક - મેટફરનો સુચારુ વિનિયોગ : આ બધું સર્જકપક્ષે સક્રિય ના બને તો કાવ્યસંજ્ઞાધારી રચના બની આવે ખરી, પણ એમાં કલાતત્ત્વના અભાવને કારણે રચનાગત જેવારો ન આવે. આથી સાચા કવિએ કસબી પણ બનવાનું હોય છે. ખરેખર તો આ કસબનો અધઝાઝેરો મહિમા છે.

બળવંતરાય ઠાકોરના 'ભણકારા' સૉનેટમાંની પંક્તિઓ જુઓ :

'ઊંચાંનીચાં સ્તનધડક શાં હાલતાં સુપ્ત વારિ
તેમાં મેળે તલ સમ પડેઊપડે નાવ મ્હારી.'

આ બે પંક્તિઓમાં મંદાક્રાન્તાનો છંદોલય નર્મદાનાં વહેલી સવારનાં ખળખળ વહેતાં નીરનું અને એમાં સહેલતી નાવનું તાદૃશ્ય ચિત્રાંકન કરે છે. 'ઊંચાંનીચાં' એ પ્રથમ ચાર દીર્ઘ શ્રુતિને કારણે પ્રકટતી મંથર ગતિ અને પછી પાંચ લઘુના ગુચ્છથી સધાતી ત્વરિત ગતિની સુયોજના નદીના પ્રાતઃપ્રવાહને ચક્ષુગમ્ય બનાવે છે. અને એ ગતિસાધક વારિને 'સ્તનધડક શાં'માં ઉપમા પ્રયોજી કલારમ્ય બનાવે છે. એવી જ રીતે બીજી પંક્તિમાંની પ્રથમ ચાર શ્રુતિનો મંથર લય અને 'પડેઊપડે'માંની દીર્ઘ 'ઊ' શ્રુતિ નૌકાનું મંદગતિ મોજાં પરનું આરોહણ સૂચવે છે એટલું જ નહીં,

એ ચાક્ષુસ પણ કરી આપે છે અને 'પડેઊપડે'માંના 'એ'કારો નૌકાનું મોજાં પર પતનોત્થાન ચાક્ષુગમ્ય કરી આપે છે. આમ, અહીં વર્ણોની ચક્ષુગમ્ય અને કર્ણગમ્ય અન્વિતિ કવિનો કવિતાકસબ દર્શાવી રહે છે. વળી, આ પંક્તિમાં પણ 'તલ સમ' ઉપમા અલંકારથી નદીના પટની વિશાળતા અને નૌકાની લઘુ-આકૃતિનું ચિત્ર સર્જી આપી ભવ્યતાની સામે અલ્પતાનો ચમત્કારયુક્ત ચિતાર ખડો કરે છે. આ બધા જ શબ્દો શબ્દકોશમાંના છે, પણ કવિએ છંદોલયગત સૂઝપૂર્વક અને અલંકારની સર્જનાત્મક સમજપૂર્વક તેમને વિનિયોજીને પ્રેરણાદત્ત ઊર્મિ-ભાવને કસબદત્ત કલામાં અંકિત કરી આપ્યો છે. સર્જકનું સાફલ્ય આમ કસબી કલાકાર બનવામાં રહેલું છે.

પરન્તુ પ્રેરણાપક્ષી અબૂજતાને કારણે કેટલાક સર્જકોને કલાના કસબ-પક્ષની વાતે નાકનું ટીચકું ઊંચું ચડી જાય છે, અને પ્રેરણાને નામે જે અને જેવું ગબડ્યું તે અને તેવું ગબડાવ્યે જાય છે. કવિને પોતાની કવિતાનો સ્તર ઊંચો લાવવો હોય, એટલે કે કવિતાને કલા-કૃતિ બનાવવી હોય, તો સભાન સર્જકત્વ સક્રિય થવા દેવું જોઈએ. આવો કવિ એટલે શબ્દનો કલાકાર - artist - તો ખરો જ પણ કસબી - craftsman - છે તે ભૂલવું જોઈએ નહીં. કવિને માટે કસબી બનવું એ કોઈ નાનમ નથી બલકે એનું કસબીપણું એની રચનાને કલા-કૃતિમાં પરિવર્તિત કરી આપે છે. *આથી કવિ એ એક તરફથી કલાકાર છે તો બીજી તરફથી કસબી પણ છે અને એથી જ કવિતા* એ કલા પણ છે અને કસબ પણ છે.

એપ્રિલ ૨૪, ૨૦૦૩ -ધીરુ પરીખ

## વિમર્શ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

## ૧૦. રાત્રિનો વિષ્કંભક

અકીઅન દળોના અધિપતિઓએ બાકીની રાત પોતાનાં જહોજોની બાજુમાં નિદ્રાના કોમળ બાહુપાશમાં ગાળી. પરંતુ, એમના સેનાધિપતિ, એટ્રયુસપુત્ર ઍગામેમ્નૉનને ચિંતાનો બોજો એટલો હતો કે એ સુખનિદ્રા ન લઈ શક્યા. એના અંતરના ઊંડાણમાંથી ઊંહકારા પછી ઊંહકારા ઊઠતા હતા અને, દેવી હીરીના પતિ કરાના વરસાદ કે જોરદાર વરસાદ વરસાવે કે ખેતરોને હિમથી છાઈ દેતી આંધી કે કોઈ દુઃખી હેરા ઉપર યુદ્ધનાં વાદળ ઉતારે ત્યારે, આકાશને વીજળી ચીરી નાખે તેમ, એનું હૈયું ભયથી ચીરાઈ જતું હતું. ટ્રોજન મેદાન ઉપર એણે નજર નાખી તો, ઇલિયમની પાસે ચોમેર બળતાં અસંખ્ય તાપણાંઓથી, વાંસળીઓના સંગીતથી અને સેનાઓના અવાજોથી એ મૂંઝાઈ ગયો અને એણે જહાજો તથા પોતાની સેના તરફ જોયું ત્યારે, સ્વર્ગમાં ઝ્યૂસ જોઈ શકે એ રીતે એણે પોતાના વાળને તેમના મૂળમાંથી ખેંચ્યા અને એનું ગર્વીલું હૃદય ભાંગી પડવાની નિકટ આવ્યું. અંતે, પોતાના આક્રમણને નાલેશીથી બચાવવા માટે નેલ્યુસના પુત્ર નેસ્ટર પાસે જઈ કોઈ અચૂક માર્ગ શોધી કાઢવા એણે વિચાર્યું એટલે એ પોતાની પથારીમાં બેઠો થયો અને પોતાનું અંગરખું પહેર્યું. પછી એણે પગમાં મજબૂત સૅણ્ડલ પહેર્યાં, પોતાના ખભા ઉપર, ઘૂંટણ સુધી પહોંચતું સિંહચર્મ મૂક્યું અને પછી એણે ભાલું લીધું.

પોતાના ભાઈ અનુભવતા હતા એવી જ મુશ્કેલી ઊંઘવામાં મેનેલોઝ પણ અનુભવતો હતો. પોતાને માટે કાળાં પાણીની ખેપ ખેડી આવનાર અને પોતાની તલવારોને મ્યાનમાંથી બહાર કાઢનાર આર્ગાઈવોની ફિકરનો ભાર એને પણ પીડતો હતો. પોતાના વિશાળ સ્કંધપ્રદેશ પર દ્વિપીચર્મ નાખી, પોતાનું કાંસાનું શિરત્રાણ પહેરી અને પોતાના વિશાળ બાહુમાં ભાલું ધારણ કરી એ પણ આર્ગાઈવોના સર્વાધિપતિ, પૂજનીય એવા પોતાના વડીલ ભાઈને જગાડવા નીકળ્યો. એણે જોયું તો એ પોતાના જહાજના ધરા પાસે, પોતાનું બખ્તર ખભે નાખી ઊભા હતા. એને જોઈને ઍગામેમ્નૉનને આનંદ થયો, પણ બોલવાની પહેલ મેનેલોઝે કરી : 'મોટાભાઈ, આપ શસ્ત્ર-સજ્જ શા માટે થયા છો? ટ્રૉજનો ઉપર જાસૂસી કરવા કોઈને મોકલવાનો વિચાર તમને આવ્યો હતો? એ ફરજનો સ્વીકાર કરવા તત્પર થાય એવો આદમી તમને મળવા વિશે શંકા છે. ભેદી રાત્રિમાં જઈ, શત્રુ-છાવણી ઉપર જાસૂસી કરવા માટે એકલા જવાનું સાહસ કરનાર મજબૂત છાતીનો જણ જ જોઈએ.'

'ભાઈ મેનેલોઝ', રાજા ઍગામેમ્નૉને કહ્યું, 'ઝ્યૂસ આપણી સાથે ને પલ્લે બેઠા છે ત્યારે, આર્ગાઈવોની પીડા દૂર કરવાનો અને વહાણોને બચાવવાનો કોઈ માર્ગ આપણે ખોળવો જોઈએ. હેક્ટરની ચર્ચા એને મન વધારે મૂલ્યવાન છે તે સ્પષ્ટ છે. એક જ આદમી - ને તે પણ પાછો દેવોનો દીકરો નં હોય તેવો આદમી - એક દહાડામાં આપણા સૈન્યને આટલી શિકસ્ત પહોંચાડી શકે તેનો અનુભવ મને કદી થયો નથી. પણ એણે આપણને પાડેલા ઘાને આપણે લાંબા સમય સુધી પંપાળ્યા કરીશું એ હકીકત છે. તે છતાં તું અત્યારે જ જહાજો પાસે દોડતો જઈ ઍયાઝને અને આઈડોમેન્યુઝને બોલાવી લાવ અને હું જઈને નેસ્ટરને જગાડું છું. છેવાડાની ચોકીઓએ એ ભલે જાય

અને સંત્રીઓને સાબદા રહેવા કહે. બીજા કોઈના કરતાં એનો આદર વધારે કરશે કારણ, એનો પોતાનો જ પુત્ર અને આઈડોમેન્યુઝનો સ્કવાયર એ બેડાના ઉપરીઓ છે. એ આખી બેરખની જવાબદારી આપણે એમને સોંપેલી છે.'

મેનેલોઝ બોલ્યો, 'વારુ; પણ મારું પોતાનું શું? હું શું કરું એમ તમે ઇચ્છો છો? હું એમની પાસે જઉં અને તમે ત્યાં આવો ત્યાં સુધી અમે વાટ જોઈએ કે એમને તમારી આજ્ઞા સંભળાવી હું પાછો ઝટ અહીં આવી પહોંચું?'

'એમની સાથે જ રહેજે.' માનવરાજ ઍગામેમ્નૉને કહ્યું, 'નહીં તો આપણે બંને પછી માર્ગમાં મળીએ નહીં. રસ્તે જતાં મારા દરેક લડવૈયાને સાદ દેજે ને એને બોલાવે ત્યારે એના કુળનું અને એના બાપનું નામ પણ લેજે. એ સૌનું ગૌરવ જાળવજે અને તું ગર્વ ન કરતો. આપણે પણ કામે લાગવું જોઈએ. આપણે જન્મ્યા ત્યારથી ઝ્યૂસે આપણે કપાળે દુઃખ લખી રાખ્યું લાગે છે.'

કાળજીપૂર્વક સૂચના આપ્યા પછી ઍગામેમ્નૉને પોતાના ભાઈને રજા આપી અને પોતે, લોકોના ભરવાડ નેસ્ટરને મળવા ગયા. પોતાના બતેલાની પાસે સુંવાળી પથારીમાં એ સૂતો હતો અને એની બાજુમાં એનાં આકર્ષક હથિયારો પડ્યાં હતાં - એક ઢાલ હતી, બે ભાલાં હતાં અને ચળકતો શિરત્રાણ હતો. વળી, કોઈ પણ ભય મધ્યે પોતાની વયની ઢાલ નહીં ધરનાર નેસ્ટર પોતાના દળને જંગમાં દોરતા ત્યારે પહેરતા તે ચળકતો કમ્મરબંધ હતો. પોતાની કોણીનો ટેકો લઈ, માથું ઊંચું કરી એણે ઍગામેમ્નૉને પડકાર કર્યો, 'બધા સૂતા છે ત્યારે ઘોર રાતમાં વહાણોની નજીક છાવણીમાં કોણ આંટા મારે છે? બોલી નાખ અને જવાબ દેતાં પહેલાં મારી તરફ આગળ ન વધતો. તારે અહીં શું કામ છે?'

એના પડકારના જવાબમાં ઍગામેમ્નૉને કહ્યું,: 'નેલ્યુસના પુત્ર, અકીઅન ઘોડેસવારીના ઉત્તમ પુષ્પ, એટ્રયુસના પુત્ર ઍગામેમ્નૉનને તમે બરાબર ઓળખો છો, એના દેહમાં પ્રાણ હોય અને એ પોતાનાં અંગોનો ઉપયોગ કરી શકે ત્યાં સુધી, એને પીડવા માટે ઝ્યૂસે એની વરણી કરી છે. હું ફરી રહ્યો છું તે એ કારણે કે, યુદ્ધથી અને અકીઅનોની જે દશા થઈ છે તેથી હું એટલો વ્યથિત છું અને એક ઘડી પણ ઊંઘ આવતી નથી. મારા સૈનિકો માટેની મારી ચિંતા એટલી ઘેરી છે કે મારી જાત મારા કહ્યામાં નથી. પીડાથી હું વલોવાઈ રહ્યો છું. મારું હૈયું એવું તો સબાકા નાખી રહ્યું છે કે જાણે કે એ હમણાં જ ફાટી પડશે, અને મારા પગ ધ્રૂજી રહ્યા છે. મારી જેમ તમને પણ ઊંઘ આવતી નથી તે હું જોઉં છું. તમને કશું કરવાની ઇચ્છા હોય તો, મારી સાથે આવો અને આપણે ચોકિયાતો પાસે જઈએ કે, થાકથી ઘેરાઈ, પોતાની ફરજ ભૂલી એ સૌ નિદ્રાધીન તો નથી થઈ ગયા ને! શત્રુ સાવ નજીક જ છે અને એ શું વિચારી રહેલ છે તે આપણે જાણતા નથી. એ લોકો કદાચ રાતના હલ્લો પણ કરે.'

'નામદાર મહારાજા ઍગામેમ્નૉન,' જિરેમિયન અસવાર નેસ્ટરે કહ્યું, 'મને પૂરી ખાતરી છે કે રાણા ઝ્યૂસ હેક્ટરની બધી ઊંચી આશાઓને પૂરી કરવા નહીં દે. ઊલટું મને તો લાગે છે કે અકિલીઝનો રોષ ઊતર્યો તો હવે એ હૅક્ટરને વધારે ઉપાધિમાં નાખશે. હું આપની સાથે આવીશ જ પણ બહાદુર ડાયોમિડીઝને, ઑડિસ્યૂસને, દોડવીર ઍયાઝને અને અડીખમ મેગેસને પણ આપણે જગાડીએ. જેમનાં જહાજો થોડે દૂર હારને છેડે આવેલાં છે તે બે, ટેલેમોનિયન ઍયાઝને અને આઈડોમેન્યુસને પણ કોઈ જઈને બોલાવી લાવે તો વધારે સારું થશે. પણ મેનેલોઝનું શું? મને એ ગમે છે ને હું એને આદર આપું છું. પરંતુ આ સમયે પોતે સૂતો રહીને તમને આમ કામે લગાડવા બદલ હું તમે ગુસ્સે થાઓ તો પણ, મારે

કહેવું જોઈએ કે હું એનો દોષ જોઉં છું. સૌ મોટેરા અધિપતિઓને વિનવણી કરવામાં એ અત્યારે વ્યસ્ત હોવો ઘટે. પરિસ્થિતિ એકદમ નાજુક છે.'

'વડીલ,' રાજા ઍગામેમ્નૉને કહ્યું, 'તમે એમને ઠપકો આપતા હોય એવી ઘડીઓ મને ગમશે. એને ઘણી વાર કશું કરવું ગમતું નથી અને, ચાલતું હોય એમ એ ચાલવા દે છે તે, કોઈ આળસુપણાને કે ભેજાના અભાવને કારણે નહીં પણ, એ હંમેશાં મારી ઉપર આધાર રાખે છે અને મને અનુસરે છે. પણ આજ રાત્રે, એ મારા કરતાં વહેલેરો ઊઠ્યો હતો અને મારા મુકામે આવ્યો હતો. તમે જેમનો ઉલ્લેખ કર્યો તે બે વ્યક્તિઓને બોલાવી લાવવા મેં તેને ક્યારનોય રવાના કરી દીધો છે. તો ચાલો, આપણે જતા જઈએ. દરવાજા બહારની ચોકી પાસે એમને ઊભા રહેવાનું મેં કહ્યું છે તો, ત્યાં એ સૌ આપણને મળશે.'

'આવું સારું કાર્ય એ કરતો હોય તો.' નેસ્ટરે કહ્યું, 'એની સામે એક અક્ષર કોઈને ઉચ્ચારવાનું કે એના નેતૃત્વનો અસ્વીકાર કરવાનું કારણ કોઈને નહીં રહે.'

આમ બોલતી વેળા એણે કેડિયું પહેર્યું અને પોતાના સુંદર પગે સૅન્ડલ ચડાવ્યાં. પછી એણે ભૂરું અંગરખું પહેર્યું અને બ્રૂચ વડે ખેંચીને તંગ કર્યું – એ અંગરખું બે પડવાળું હતું. ઊન ઉપર જાડું મખમલ લગાડેલું હતું. પછી તીક્ષ્ણ ધારવાળું કાંસાનું ભાલું એણે ગ્રહણ કર્યું અને કાંસે-મઢ્યા અકીઅનોના બતેલાઓને માર્ગે જવા એ નીસર્યો.

ઝ્યૂસના જેવા જ વિચારો ધરાવતા ઑડિસ્યૂસને મહારથી નેસ્ટરે સૌથી પહેલો જગાડ્યો. એણે એક જ અવાજ દીધો ને તે ભેગો ઑડિસ્યૂસ જાગી ગયો. પોતાની કુટિરની બહાર પોતાના મુલાકાતીઓને એણે પૂછ્યું, 'આવી કાળી રાતે, કોઈ રક્ષકો વિના, તમે આમ શા માટે વહાણો પાસે આંટા મારી રહ્યા છો? અહીં શા માટે આવ્યા છો? જરૂર કશી ગંભીર બીના હશે.'

નેસ્ટરે ઉત્તર વાળ્યો : 'લેઅર્ટિસના રાજપુત્ર, તેજ બુદ્ધિના ધારક ઑડિસ્યૂસ, અમારી ઉપર ક્રોધ ના કરતો. અકીઅનો ખરેખર મોટી આપત્તિમાં આવી પડ્યા છે. પણ લડવું કે ભાગવું તે નક્કી કરતાં પહેલાં આપણે બીજા કેટલાક સાથીઓને જગાડી તેમની સલાહ પણ લઈએ.'

આ સાંભળીને ચપળબુદ્ધિ ઑડિસ્યૂસ પોતાની કુટિરમાં ગયો અને પોતાની રૂપકડી ઢાલને પીઠે નાખીને બહાર આવી એમની સાથે ચાલવા લાગ્યો. પછી ટાઈડ્યૂસના પુત્ર ડાયોમિડીસ પાસે એ સૌ ગયા અને પોતાના બખ્તરસોતો એને પોતાની કુટિરની બહાર સૂતેલો ભાળ્યો. એના માણસો એની આસપાસ પોતાની ઢાલોનાં ઓશીકાં બનાવીને સૂતા હતા. ફળાં જમીનમાં ખોડીને બાજુમાં એમનાં ભાલાં પડ્યાં હતાં અને, એમની કાંસ્ય ધાર પિતા ઝ્યૂસની વિદ્યુતની જેમ ચમકતી હતી. બળદના ચામડાની પથારી કરીને એ રાજવી સૂતો હતો અને એના દેહ ઉપર ચળકતો ધાબળો હતો. મહારથી નેસ્ટરે એની પાસે જઈ પોતાનો પગ અડાડી એને જગાડ્યો અને, એને સાબદો કરવા મેણું માર્યું, 'ટાઈડ્યૂસ પુત્ર, ઊઠ. આખી રાત તારે સુંવાળી શય્યામાં શા માટે સૂવું જોઈએ? આપણા જહાજોથી કાંકરાફેંક અંતરે આપણા માટે ઉપર પડાવ નાખી ટ્રોજનો બેઠા છે એ શું તું ભૂલી ગયો છે, ભાઈ?'

ચટ કરતો જાગીને ખડો થઈ જનાર ડાયોમિડીઝ જરા લાગણી સાથે બોલ્યો, 'છાવણીમાં બધે ફરીને રાજાઓને જગાડવા માટે જુવાનિયાઓ ખૂટી ગયા છે શું? આપ તો વૃદ્ધ છો અને ક્ષણભર પણ આરામ કરતા નથી. આદરણીય મુરબ્બી તમે ઝાલ્યા ઝલાઓ એમ નથી.'

જિરેનિયન અસવાર નેસ્ટરે ઉત્તર આપ્યો, 'મારા મિત્ર, તમે સાચા છો. મારે ઉત્તમ પુત્રો છે અને પુષ્કળ સૈનિકો પણ છે. એ બધા જઈને બીજા લોકોને જગાડી શકે છે. પણ આપણી સ્થિતિ કટોકટીભરી છે. આપણું ભાવિ અસ્તરાની ધાર પર તોળાઈ રહ્યું છે – અકીઅન-

દળોના દરેક આદમીનો ભયજનક અંત અથવા મુક્તિ; પણ તને મારે માટે ખેદ થતો હોય તો, તું જઈને મેગેસને અને દોડવીર ઍયાઝને જગાડી લાવ.'

ડાયોમિડીઝે પોતાને ખભે વનરાજનું ચર્મ નાખ્યું. એ એના પગ સુધી પહોંચતું હતું. પછી પોતાનો ભાલો ઊંચકી એ પોતાને કામે ગયો. પોતાની કુટિરોમાં પોઢેલા એ બેઉ માણસોને ઉઠાડી તેને એ પોતાની સાથે લાવ્યો.

પછી એ મંડળી દૂર દૂરની ચોકીઓએ ગઈ પણ, કોઈ ચોકીદાર સૂતેલો નહીં જણાયો. વાડામાંનાં ઘેટાંઓની ચોકી કરતાં કૂતરાંઓએ ઝાડીવાળી ટેકરીઓમાંથી કોઈ જંગલી જનાવર આવતું સાંભળ્યું હોય અને એમની પાછળ માણસોનો અને શિકારી કૂતરાંઓ ગોઠીએ મચાવતા સાંભળ્યા હોય પછી, વાડામાંના એ શ્વાનો અસ્વસ્થ થઈને પણ ચોકી કરતા હોય એમ, એ સઘળા ચોકીદારો શસ્ત્રસજ્જ થઈને નજર રાખતા બેઠા હતા. ટ્રોજન સૈન્યમાં થતી પહેલી હીલચાલની નોંધ લેવા વારંવાર મેદાન ભણી દૃષ્ટિપાત કરતા, આંખોમાંથી ઊંઘને દેશનિકાલ કરી એ ચોકીદારો આમ ચોકી કરતા હતા.

આ ચોકીઓના નિરીક્ષણથી વૃદ્ધ યોદ્ધો પ્રસન્ન થયો અને એણે સૌને શાબાશીના શબ્દો કહ્યા, 'આ જ સાચી રીત છે, બેટાઓ. એમ જ ચાલુ રાખો ને કોઈ ઝોલે ન ચડી જાય, નહીં તો દુશ્મનો આપણને ફાડી ખાશે.'

જે આર્ગાઈવ રાજવીઓને બોલાવવામાં આવ્યા હતા તેમની અને મેરિયોનેસની તથા નેસ્ટરના પોતાના ઉદાત્ત પુત્રની સાથે પછી એ ઝડપથી ખાઈ ઓળંગી ગયો. ખાઈથી આગળ વધીને, શબ ન પડ્યાં હોય એવી ખુલ્લી જગ્યામાં એ સૌ બેઠા. રણભૂમિ પર રાતે અંધકારના ઓળા પાથર્યા હતા ત્યારે આર્ગાઈવોની કતલ કરતો હેક્ટર ત્યાંથી જ અટકી પાછો વળ્યો હતો. પોતાના વિચારોની આપલે કરતાં એ લોકો થોડી વાર ત્યાં બેઠા તે પછી, મહારથી નેસ્ટરે સૌને શાંત રહેવા જણાવ્યું ને પછી એ બોલ્યો, 'દોસ્તો, આ ઉદ્ધત ટ્રોજનો પાસે જઈ, કોઈ આડાઅવળા ફરતા ટ્રોજનને કાપી નાખવાની હિમ્મતવાળો કોઈ જણ છે? એમની યોજના વિશે પણ કદાચ, એને કંઈ કાને પડે કે, પોતાના વિજય પછી એ લોકો આ હરોળે જ રોકાશે કે ગામમાં જઈ વિજયોત્સવ મનાવશે? આ જાણીને પાછો સલામત આવનારની સિદ્ધિનાં ગુણગાન જગત આખું ગાશે. એને સારો બદલો પણ આપવામાં આવશે. આ ચડાઈનો દરેક સેનાપતિ એને બચ્ચાસોતી કાળી મેંઢી આપશે. એ મોટું સન્માન ગણાશે અને એમના દરેક ઉત્સવમાં અને એમના ખાસ સમારોહોનાં ભોજન-સમારંભોમાં એને નોતરું આપવામાં આવશે.'

નેસ્ટરે બોલવાનું પૂરું કર્યું ત્યારે સૌ શાંત રહ્યા, એક ડાયોમિડીઝ સિવાય. એ બોલી ઊઠ્યો, 'નેસ્ટર, મને આ સાહસ ખેડવું ગમે છે. ટ્રોજન છાવણી ખૂબ સમીપે જ છે અને હું એની મુલાકાત લઈશ. જોખમ ખેડવું મને ગમે છે. એકલ વ્યક્તિ જે ચૂકી જાય તે બે જોડીદાર હોય તો ન ચૂકે. યોગ્ય તક ન મળે તો એકલ આદમી હચુડચુ થાય અને મૂર્ખામીભરી ભૂલો કરે.

આ સાંભળી ડાયૉમિડીઝ સાથે જવા કેટલાય લોકો તૈયાર થયા. દેવ એરીઝના વિશ્વાસુ એવા બેઉ ઍયાઝો જવા તૈયાર હતા. મેરિયોનેસ જવા તત્પર હતો અને નેસ્ટરનો પુત્ર પણ જવા ઉત્સુક હતો. મેટ્રયુસનો પુત્ર, વિખ્યાત ભાલાબાજ મેનેલોઝે જવા ઇચ્છા વ્યક્ત કરી અને ખૂબ ધૈર્યવાળા ઑડિસ્યૂસે કહ્યું કે, ટ્રોજન છાવણીમાં ચોરી-છૂપીથી ઘૂસવું મને ગમશે. સાહસ મને અતિપ્રિય છે.'

પછી માનવોના રાજવી ઍગામેમ્નૉન વચ્ચે પડ્યા. 'ટાઈડ્યૂસના પુત્ર, મારા હૃદયના આનંદ, ડાયોમિડીઝ,' એણે કહ્યું, 'તારી પસંદગીનો ઉત્તમ સાથી તું લઈ જઈ શકે છે ને અહીં એવા ઘણા છે. કોઈની પ્રત્યે આદરથી દોરાઈને, સારા સાથીને છોડી તું નબળો પસંદ ન કરતો. માણસનું કુળ જોઈને પણ

તું સાથીની પસંદગી કરતો નહીં.'

પોતાના કસુંબલકેશી ભાઈ મેનેલોઝના ભયથી તેણે આમ કહ્યું. પણ ઘોર યુદ્ધનિનાદવાળા ડાયોમિડીઝે તરત પોતાનો નિર્ણય જણાવ્યો. 'મારો સાથી હું પસંદ કરું એમ આપ ચાહતા હો તો, પેલેસ ઍથીનીના લાડકા, સાહસના સદા શૉખીન એવા દેવ જેવા ઑડિસ્યૂસને હું કેમ વિસરી જાઉં? ભડભડતી આગમાં અમે બેઉ સાથે ધસી જઈએ અને આંચ વિના પાછા આવી શકીએ. એનું ભેજું તો સૌથી ઝડપથી ચાલે છે.'

'મારા રાજ ડાયોમિડીઝ,' હિમ્મતવાન ઑડિસ્યૂસ બોલ્યો, 'તારે નથી જરૂર મારી પ્રસંશા કરવાની કે નથી જરૂર મારી નિંદા કરવાની. કારણ, અહીં તું જેમની સાથે વાત કરે છે તે સૌ મને જાણે છે. ચાલ, આપણે નીકળી પડીએ. રાત ઠીકઠીક વીતી ગઈ છે અને વહાણું વહાવાની વેળ નજીક આવી રહી છે. તારાઓ મધ્યબિંદુ વટાવી ગયા છે અને બે તૃતીયાંશ રાત્રિ વીતી ગઈ છે, માત્ર ત્રીજા ભાગની જ બાકી છે.'

પછી એ વધુ કશું બોલ્યો નહીં પણ, પોતાનાં ભયંકર શસ્ત્રો એણે ધારણ કર્યાં. ટાઈડ્યૂસના પુત્રને થ્રેસીમિડીઝે બેધારી તલવાર આપી કારણ એની પોતાની તલવાર એના જહાજ પાસે એ મૂકી આવ્યો હતો. એણે ઢાલ પણ આપી. પોતાને મસ્તકે એણે બળદના ચામડાની ટોપી પહેરી. એને કલગી કે શિખર કશું ન હતું. માથે એ ચપટ બેસતી હતી અને જવાન વીરો પોતાના માથાના રક્ષણ માટે એવી ટોપી પહેરે છે. મેરિયોનેસે ઑડિસ્યૂસને ધનુષ્ય અને ભાથું અને તલવાર આપ્યાં અને એને મસ્તકે ચામડાનું શિરત્રાણ મૂક્યું. ચામડાની નીચે પટ્ટીઓની ગૂંથણી હતી અને એની નીચે ફેલ્ટનું અસ્તર હતું. એની બહારની કિનારે બેઉ બાજુએ વરાહની ચળકતી દંતુડીઓ શોભતી હતી. આ શિર-ત્રાણ મૂળમાં એલિયોનથી આવેલું હતું. ઓર્મેનસના પુત્ર એમિણ્ટોર પાસેથી એ ચોરી લીધું હતું. સિજોરાના એમ્ફિડેમાસને સ્કેંડિયા લઈ જવા માટે તે ઓટોલિકસને આપ્યું હતું. પછી મોલસેએ પોતાના પુત્ર એરિયોનેસને પહેરવા આપ્યું હતું અને અત્યારે એ ઑડિસ્યૂસના શિરના રક્ષણનું કાર્ય કરતું હતું.

આ રીતે સજધજ થઈને, બધા સેનાપતિઓને ત્યાં જ છોડીને એ જોડી રવાના થઈ. પેલાસ ઍથીનીએ એમને શુભ શુકનરૂપે એમના માર્ગની જમણી બાજુએ એક બાજને મોકલ્યો. ઘોર અંધારી રાતમાં એ પક્ષી તો એમને ન દેખાયું પણ એનો અવાજ સંભળાયો અને આ શુકનથી ખુશ થઈને ઑડિસ્યૂસે ઍથીનીને પ્રાર્થના કરી, 'મારા સર્વ સાહસોમાં મને સાથ આપનારી હે ઝ્યૂસપુત્રી, મને સાંભળવા કૃપા કર - તારી દૃષ્ટિ મારી ઉપર પડ્યા વિના હું ડગલુંયે દઈ શકતો નથી. હે ઍથીની, આજે અમારી ઉપર વિશેષ કૃપા કરજે. અમે ટ્રોજનોને પીડા થાય એવું પરાક્રમ કરી અમે પાછા કાફલા પાસે આવીએ એ અમને આપજે.'

યુદ્ધના ઘોર નિનાદવાળા ડાયોમિડીઝે એને અનુસરી પોતાની પ્રાર્થના કરી : 'ઝ્યૂસની દુહિતા, ટ્રાઈટોની દેવી, મને પણ સાંભળ. અકીઅન સૈન્યોને એસોપસને તટે છોડી, મારા પિતા ટાઈડ્યૂસ એમનાં દૂત તરીકે થીબ્ઝ ગયા હતા ત્યારે તેં એની રક્ષા કરી હતી તેમ તું મારી રક્ષા કરજે. કેડમિયનો માટે મૈત્રીભર્યો પ્રસ્તાવ લઈને એ ગયા હતા પણ, પાછા વળતી વેળા એને જે ભયંકર કાર્ય બજાવવાનું હતું તેમાં તેં એમને સહાય કરી હતી અને મજબૂત ટેકો આપ્યો હતો. દેવી! એ જ રીતે તું મારી સમીપે રહી મારી ઉપર તારી કૃપાદૃષ્ટિ કરતી રહેજે અને તને પહોળા કપાળવાળો, નથ પહેરાવ્યા વિનાનો જુવાન બળદ અર્પણ કરીશ. એને શિંગડે સોનાની પતરી મઢી હશે તે સાથે એ હું તને અર્પણ કરીશ.'

આમ એમણે પ્રાર્થના કરી, અને પેલાસ ઍથીનીએ એ સાંભળી. મહાસમર્થ ઝ્યૂસની પુત્રીને

પ્રાર્થી, શબો વચ્ચેથી અને રક્તરંજિત શસ્ત્રો વચ્ચેથી માર્ગ કાઢતા શિકારની પાછળ પડેલી સાવજજોડલીની જેમ બંને આગળ ધપ્યા.

ઉમરાવ ટ્રૉજનોને પણ સૂવાનો સમય ઓછો જ આપવામાં આવ્યો હતો. હેક્ટર એમને ઊંઘવા દે તેવો ન હતો. ટ્રૉજનોના બધા સેનાપતિઓને અને સલાહ-કારોને એણે બોલાવ્યા અને એ સઘળા એની આસપાસ ગોઠવાયા ત્યારે એણે એમને કહ્યું, 'એક કામ કરવાનું છે. થશે કોઈ તૈયાર? કામ કરનારને સારો શિરપાવ મળશે એની હું ખાતરી આપું છું. એને મળનારા શિર-પાવ ઉપરાંત અકીઅનોની છાવણીમાં જઈ, એમનો કાફલો સુરક્ષિત છે કે આપણે હાથે હાર પામવાને કારણે નાસીપાસ થઈ જઈ એ લોકો નાસી જવાની પેરવી વિચારી રહ્યા છે અને એટલા તો મૂંઝાઈ ગયા છે કે રાતે ચોકી કરવાની પંચાતમાં પડ્યા નથી, એ તપાસ કરી લાવનાર વીરને હું ઉત્તમ રથ અને ઓલાદવાળા ઘોડાની ભેટ ધરીશ.'

હેક્ટરના આ પડકારને પહેલાં તો સૌએ મૌનથી ઝીલ્યો. પણ એ ટ્રૉજનોમાં એક વીર હતો નામે ડૉલોન. પવિત્ર છડી પોકારનાર યુમીડીઝનો પુત્ર - ખૂબ સુવર્ણ અને કાંસાથી સમૃદ્ધ. એનો દેખાવ અનાકર્ષક હતો. એ આગળ આવ્યો અને ખડો થઈ ગયો.

'હેક્ટર' એ બોલ્યો, 'આ સાહસ મને ગમે છે અને આપને માટે જહાજો પાસે જઈ જાંચ કરવા હું તૈયાર છું. પણ તે પહેલાં, અજોડ એકિલીઝ હાંકે છે તે જડિત રથ એના અશ્વો સાથે મને આપવાનું વચન આ દંડને હાથમાં પકડીને તમે મને આપશો? ગુપ્તચર તરીકે નિષ્ફળ નહીં જવાનું કે આપની ધારણામાં ઊણા ન ઊતરવાનો હું કૉલ આપું છું. કારણ, છાવણી વીંધી હું સીધો ઍગામેમ્નૉનના બતેલા પાસે જવા ધારું છું. ત્યાં જ, હું માનું છું કે, પીછેહઠ કરવી કે લડવું તેનો નિર્ણય કરતા અકીઅન વડેરાઓ બેઠા હશે.'

પોતાનો દંડ હાથમાં લઈને અને, ડૉલોનને આપેલા વચનની પ્રતિજ્ઞા કરતાં હેક્ટર બોલ્યો : 'હીરીના પતિ અને ઝ્યૂસ, તમે સાંભળી લો કે હું પ્રતિજ્ઞા કરું છું કે, એ અશ્વોના રથમાં બીજો કોઈ આરૂઢ નહીં થાય અને તારી જિંદગીના બાકીના દહાડા તું જ એમાં બેસજે ને માણજે.'

પછીના બનાવોએ એવો વળાંક આપ્યો કે હેક્ટર આવું વચન આપશે તેવી એને આશા ન હતી, પણ ડૉલોનને રવાના કરવા એ કામ લાગ્યું. ખભે તીરકામઠું ચડાવી, એની ઉપર ભૂરા વરુનું ચામડું નાખી પોતાને માથે જંગલબીલાડાના ચામડાની ટોપી ચડાવી અને ધારદાર ભાલો ગ્રહણ કરી, છાવણીમાંથી નીકળી અકીઅન જહાજો ભણી જવા એ રવાના થયો. એમની ભાળ મેળવી હેક્ટરને એમના ખબર આપવાને પાછો આવવાનું એને માટે નિર્માયું ન હતું. પણ તોખારોથી અને સૈનિકોથી ઉભરાતી છાવણીને છોડીને એ વેગથી આગળ વધ્યો.

રાજા ઑડિસ્યૂસે એને પોતાની બેઉની તરફ આવતો ભાળ્યો અને પોતાના સાથીને કહ્યું, 'ડાયોમિડીઝ, દુશ્મનનો માણસ આવતો લાગે છે. કાં તો આપણાં જહાજોની જાસૂસી કરવા કે પછી થોડાંક શબને લૂંટી લેવા - શાને માટે એ આવે છે કોણ જાણે. એને પસાર થવા દઈ આપણે થોડા આગળ વધીશું? પછી પાછા વળી એની ઉપર ત્રાટકીએ ને એ તો વેગથી આગળ ભાગે તો, તું તારા ભાલાનો ડર બતાવી એને સતત વહાણો તરફ ધક્કેલજે જેથી એ પાછો છાવણીભેગો અને નગરભેગો ન થાય.'

આમ નક્કી કરી માર્ગ પરનાં શબો તરફ એ બંને વળ્યા. પૂરા ભોળપણમાં ડૉલોન એમની પાસેથી દોડતો પસાર થયો. ખચ્ચરો એક દિવસમાં જેટલું ખેતર ખેડે એટલું અંતર (અને ઊંડા ચાસ કરવામાં બળદોના કરતાં ખચ્ચરોની જોડી સારું કામ કરે છે)

એને કાપવા દીધા પછી બેઉ વીરોએ એનો પીછો કર્યો. એમનાં પગલાં સાંભળી ડોલોન ઊભો રહ્યો. એણે એમ માન્યું કે હેક્ટરે પોતાનો વિચાર બદલ્યો છે અને એની જાણ કરવા ટ્રોજનો તરફથી બે મિત્રો આગળ આવી રહ્યા છે. પણ એ બંને ભાલાફેંક અંતરે હતા ત્યારે એમને એણે દુશ્મનો તરીકે ઓળખ્યા અને ઢંગધડા વગર એણે દોટ મૂકી. પળમાત્રમાં તો એ બંને એની પાસે આવી પહોંચ્યા. ઝાડીવાળા પ્રદેશ-માંથી જતા કોઈ હરણ કે સસલાની પાછળ નિર્દય રીતે પડેલા તીક્ષ્ણ દાઢવાળા શિકારી કૂતરાઓની જેમ ડાયોમિડિઝ અને નગરોને ધમરોળનાર ઑડિસ્યૂસ એની પાછળ દોડી રહ્યા હતા. અને એ બધો સમય એ બેઉ એને એના માણસોથી દૂર લઈ ગયા. વાસ્તવમાં તો વહાણો તરફ દોડતો ડોલોન ચોકીઓ ભણી જઈ રહ્યો હતો ત્યારે, ઍથીનીએ ડાયોમિડીઝમાં વધારે શક્તિ મૂકી કે વેગથી આગળ ધપે અને 'ડાયોમિડીઝની આગળ જઈ ડોલોનને મેં ઘા કર્યો છે' એવી બડાઈ બીજો કોઈ અકીઅન મારે નહીં. પોતાના મોટા ભાલા સાથે ધસી સમર્થ ડાયોમિડિઝે એને પડકાર્યો : 'ઊભો રહે, નહીં તો મારે ભાલે વીંધી નાખું છું, ને એ ઘા વાગશે પછી તું લાંબું નહીં જીવે.'

આમ બોલીને એણે ભાલાનો વાર કર્યો, પણ ઇરાદાપૂર્વક એને નિશાન બનાવ્યો ન હતો. ડોલોનના જમણા ખભા પાસેથી એના તગતગતા ભાલાનું ફળું પસાર થઈ ગયું અને જમીનમાં ખોડાઈ ગયું. ગભરાઈને ડોલોન ઊભો રહી ગયો. બીકથી એ ધોળો પૂણી બની ગયો હતો, એની જીભ ઝલાઈ ગઈ અને એના દાંત કડકડવા લાગ્યા. એના બેઉ શિકારીઓ હાંફતા આવી પહોંચ્યા અને એના હાથ ઝાલી લીધા. એટલે એ રડી પડ્યો અને કહેવા લાગ્યો, 'મને જીવતો જ રાખજો તો હું મારા બદલામાં બાનની સારી રકમ અપાવીશ. મારે ઘેર ઢગલો કાંસું, સોનું અને ઢાળાનું લોઢું છે, મારા બાપુજીને ખબર પડશે કે મને અકીઅન જહાજો પાસે જીવતો ઝાલવામાં આવ્યો છે તો એ, બાનમાં ઢગલો આપશે.'

'હિમ્મત રાખ, પણ,' ચતુર ઑડિસ્યૂસે કહ્યું, 'મોતના વિચારથી ગભરાઈ જા મા, પણ મારા સવાલોના જવાબ આપ, બોલજે સાચું જ. બધાય સૂતા છે ત્યારે, મધરાતે, છાવણી છોડીને વહાણો પાસે આવવામાં તારો હેતુ શો હતો? કોઈ મરી ગયેલાઓનાં વસ્ત્રો-શસ્ત્રો શું તું છીનવી લેવા માગતો હતો? શું આ ખોખર વહાણોની તલાસી લેવા માટે તને હેક્ટરે મોકલ્યો હતો? કે તું જાતે જ આવ્યો હતો?'

ધ્રૂજતે પગે ડોલોને જવાબ આપ્યો : 'એકિલીઝના સુંદર જડિત રથ અને તેજ તોખારનું વચન આપીને, મારી વિવેકબુદ્ધિની ઉપરવટ જઈ, હેક્ટરે મને ભોળવી લીધો. અંધારી રાતમાં સાહસ ખેડી હું નીકળું અને શત્રુપડાવે જઈ, રોજની જેમ એમનાં જહાજો સુરક્ષિત છે કે અમારે હાથે હાર પામવાને કારણે શત્રુઓ નાસી જવાની શક્યતા વિચારી રહ્યા છે અને, થાકીને એવા તો ડૂસ થઈ ગયા છે કે રાતે ચોકીપહેરો કરવાની પણ તકલીફ લેતા નથી.'

ચપળબુદ્ધિ ઑડિસ્યૂસ હસ્યો. એણે કહ્યું, 'તો તને મહારથી એકિલીઝના ઘોડા હાથ કરવાની ચળ ઊપડી હતી, કેમ? ઇનામ તો ઘણું જ સારું, ભાઈ! પણ દેવીના પુત્ર એકિલીઝ સિવાય, બીજા સામાન્ય આદમીને માટે એમને વશ રાખવા ખૂબ આકરું છે. હવે હું પૂછું તેના ઉત્તર આપ અને સાચું જ બોલજે. તું અત્યારે અહીં આવવા નીકળ્યો ત્યારે, તારો સર-સેનાધિપતિ હેક્ટર ક્યાં હતો? એનાં બધાં સાજ ક્યાં પડ્યાં છે? એના અશ્વો ક્યાં છે? ટ્રોજન ચોકીદારોની ગોઠવણ કેવી રીતે કરવામાં આવી છે? બાકીનાં સૌ ક્યાં સૂતા છે? અને હવે પછી શું કરવા વિચારી રહ્યા છે? વહાણો નજીકના એમના સ્થાનને એ ચીટકી

રહેવા માગે છે કે અકીઅનોને હરાવ્યા પછી એ લોકો ગામભેગા થવા માગે છે?'

'તમારા બધા પ્રશ્નોના સાચા ઉત્તરો હું આપીશ' યુમિડીઝના પુત્ર ડોલોને કહ્યું, 'પહેલી વાત, બધા ઘોંઘાટથી દૂર, રાજા ઈલસની કબર પાસે, હેક્ટર પોતાના સલાહકારો સાથે વાતચીત કરે છે. બીજું નામદાર, તમે મને અમારા ચોકિયાતો વિશે પૂછ્યું. છાવણી ઉપર નજર રાખવા માટે કે ચોકી કરવા માટે કોઈ ખાસ ચોકીદારો ગોઠવવામાં આવ્યા નથી. દરેકે પોતાનું તાપણું પેટાવ્યું છે અને જેમને ફરજ સોંપી છે તે લોકો જાગતા રહે છે અને એકબીજાને સાબદા રાખવા બૂમો મારે છે. જુદા જુદા પ્રદેશોમાંથી આવેલા સાથીઓ નિદ્રાધીન છે. ચોકીદારોની જવાબદારી એમણે અમારી ઉપર છોડી છે, એમનાં સ્ત્રી-બાળકો નજીક નથી.'

પણ ચકોર ઑડિસ્યૂસને આથી સંતોષ ન થયો. 'તું શું કહેવા માગે છે? છાવણીમાં ટ્રોજન રથીઓ સૂતા છે તેની પાસે જ સાથીઓ સૂતા છે કે બીજે? ચોખ્ખી વાત કર. મારે તે જાણવું છે.'

'બધું તમને ફરી કહી દઉં, ભાઈસાબ.' ડોલોન બોલ્યો. કેટિયનો અને પીઓનિયનો પોતાનાં વક્ર ધનુષ્યો સાથે લેલેજો અને કોકોનો તથા ઉત્તમ પેલાસ્ત્રીઓ સાથે દરિયા પાસે પડ્યા છે અને લિસિયનો અમીરી પાઈસિયનોને ઘોડા કેળવનાર ફ્રિજિયનોને અને મેકોનિયન રથીઓને થિમ્બ્રાની દિશામાં પડાવ આપવામાં આવ્યો છે. પણ તમે મને આ બધી વિગતો શા માટે પૂછો છો? તમે અમારાં દળો ઉપર હુમલો કરવા ચાહતા હો તો, સાવ છેવાડે પડાવ નાખી પડેલા સાવ નવા આવેલા થ્રેશિયનો ઉપર ત્રાટકોને? એમનો રાજા, ઈઓન્યૂસની પુત્ર હ્રીસસ એમની સાથે છે. એની પાસે છે એવા સુંદર અને મોટા ઘોડા જે મેં કદી જોયા નથી. એ હિમ કરતાંયે ધોળા છે અને વાયુની ગતિએ દોડે છે. એનો રથ સોનેરૂપે મઢેલો છે ને એ પોતાની સાથે સુવર્ણનું બખ્તર લાવ્યો છે – કેવું તો જોવા જેવું એ છે! લોકોએ આવી વસ્તુઓ અંગે ધારણ કરવી જોઈએ નહીં, એ તો અમર દેવોને જ શોભે. વારુ, હવે તમે મને જહાજો પર લઈ જઈ બાંધી રાખશો કે, તમે જઈને મારે વિશે ખાતરી કરો ત્યાં સુધી મને અહીં મૂકી રાખશો? મેં સાચું કહ્યું છે કે નહીં એની ખબર તમને તરત જ પડી જશે.'

પણ હવે બળવાન ડાયોમિડીઝે તેની સામે કરડી નજરે જોયું, 'ડોલોન, તેં અમને સારી માહિતી આપી છે પણ, અમારે હાથ પડ્યા પછીથી તું શું છૂટવાની આશા રાખે છે? તને અત્યારે છોડી મૂકીએ તો, ગુપ્તચર બનીને વહાણો પાસે આવતાં કે અમારી સામે લડતાં તને કોઈ રોકે નહીં. પણ મારો હાથ ઉગામી હું તારો પ્રાણ હરું તો, આર્ગાઈવોને તું પછી કદી નડવાનો નહીં.'

પોતાને પકડનારની હડપચીને સ્પર્શી દયા યાચવાનો પ્રયાસ ડોલોન કરે તે પહેલાં ડાયોમિડીઝ એની ઉપર તલવાર સાથે ત્રાટક્યો અને એની ગરદન કપાઈ ગઈ. ડોલોનનું મસ્તક કપાઈ ગયું અને એની બોલતી બંધ થઈ ગઈ. એના મસ્તક પરની જંગલી બિલાડાના ચામડાની ટોપી એમણે ખેંચી લીધી અને વરુનું ચામડું પણ સરકાવી લીધું. એના ધનુષ્યને તથા એના ભાલાને પણ એમણે આંચકી લીધા. પછી ઉમદા ઑડિસ્યૂસે આ બધી ચીજો પોતાના હાથમાં પકડી જેથી લૂંટની દેવી ઍથીની એ જોઈ શકે અને, પછી એણે દેવીને પ્રાર્થના કરી : 'હે દેવી, તું આથી પ્રસન્ન થા કારણ, ઑલિમ્પસનાં સર્વ અમરોમાંથી સૌથી પહેલાં અમે તારી સહાય પ્રાર્થી હતી. થ્રેશિયનો અને એમના અશ્વો પરની અમારી ધાડમાં અમને પુનઃ સહાય કરજે.'

આમ પ્રાર્થના કર્યા પછી પેલી સામગ્રીવાળો હાથ ઊંચો કરી એને ચેરની ઝાડીમાં ફેંકી. પછી એણે કેટલાંક મલોખાં અને ચેરની તાજી ડાળખીઓ લઈ પેલી સામગ્રી પર એ બધું રાખ્યું જેથી એની નિશાની

રહે અને રાતમાં પોતે પાછા વળે ત્યારે એને ગોતવું ન પડે. પછી એ બેઉ પાછા ફરી લોહીખરડ્યાં હથિયારોમાંથી માર્ગ કાઢતા થ્રેશિયન છાવણી પાસે પહોંચ્યા. સૈનિકો બધા જહેમતથી થાકીને નિદ્રાધીન હતા. દરેકની પાસે ઘોડાની જોડ ઊભી હતી અને એમની નજીક ત્રણ હારમાં એમનાં હથિયારોનાં વ્યવસ્થિત ઢગલા હતા. ર્હીસસ એમની વચમાં સૂતેલો હતો અને એના તેજ તોખાર એના રથના કઠેરાને બાંધેલા હતા. એની ઉપર પહેલી દૃષ્ટિ ઑડિસ્યૂસની પડી. એણે ડાયોમિડીઝનું ધ્યાન ખેંચ્યું. 'એ આપણો જણ.' એણે કહ્યું, 'અને, ડોલોનને હણ્યા પહેલાં એણે જેની વાત કરી તે પેલા એના અશ્વો. હવે તારું પૂરું જોર અજમાવ. ફાંફાં મારવાની જરૂર જ નથી. જલદી ઘોડા છોડ. અથવા, તું માણસોને હલાલ કરી નાખ. ઘોડાને હું સંભાળી લઈશ.'

પછી તેજ વેરતાં ચક્ષુઓવાળી દેવી ઍથીનીએ પ્રેરેલા ક્રોધ વડે, ડાયોમિડીઝ પોતાની તલવાર આમ-તેમ વીંઝવા મંડ્યો અને માણસોને કાપવા લાગ્યો. મરતા માણસોનાં મુખમાંથી ભૂંડા નિશ્વાસ નીકળવા લાગ્યા અને ધરતી પર લોહી વહેવા લાગ્યું. કોઈ સાવજ ભરવાડ વગરનો ઘેટાંનો વાઘ જુએ અને ખુન્નસ સાથે એની પર તૂટી પડે તેમ ટાઈડ્યૂસનો પુત્ર થ્રેયસના એ સૈનિકો પર તૂટી પડ્યો. એણે બારને કાપી નાખ્યા અને એમના શબને ચપળબુદ્ધિ ઑડિસ્યૂસે પગેથી ઢસડી, લાંબી કેશવાળીવાળા ઘોડાઓને માટે મારગ ખુલ્લો કર્યો કારણ, પોતાના આ નવા માલિકોથી અજાણ્યા એ અશ્વો એમને બરાબર વશ ન રહે અને મડદાં પર પોતાનો પગ આવી જતાં, કદાચ ભડકે. જે તેરમા માણસ પાસે ટાઈડ્યૂસપુત્ર આવ્યો તે રાજા ર્હીસસ હતો અને એ મોટેથી શ્વાસ લેતો હતો. ડાયોમિડીઝે એને ઝબ્બે કરી નાખ્યો. એ સમયે એ રાજાને ભયંકર સ્વપ્ન આવ્યું હતું અને ઍથનીની અસર હેઠળ એને ડાયોમિડીઝ જ સ્વપ્નમાં દેખાયો હતો.

એ દરમિયાનમાં હિમ્મતબાજ ઑડિસ્યૂસે ડાબલા પછાડતા ઘોડાઓ છોડ્યા, બંનેને ચાબૂકની ચામડાની દોરે બાંધ્યા અને પોતાના શાર્ઙ્ગને સ્પર્શે એ ખીચોખીચ જગ્યામાંથી એણે બહાર કાઢ્યા. એ સુશોભિત રથના ચાબૂક તરફ એનું લક્ષ ગયું ન હતું. મોકળે માર્ગે પહોંચી એણે સિસોટી વગાડી કે ડાયોમિડીઝને એની જાણ થાય.

પણ ડાયોમિડીઝને કશી ઉતાવળ ન હતી. અલંકાર જડિત બખ્તર પડ્યું હતું તે રથ હાથ કરવો અને એને તાણી લઈ જવો કે હજી વધારે થ્રેશિયનોનો ખુરદો બોલાવવો એ વિશે અ દ્વિધામાં હતો. પણ એ જ સમર્થ દેવી ઍથીની એની પડખે પ્રકટ થઈ અને એણે ડાયોમિડીઝને ચેતવ્યો. 'ઉદારહૃદયી ટાઈડ્યૂસના પુત્ર હવે તરત બતેલાઓ ભેગા થવું જોઈએ નહીં તો, ત્યાં પહોંચવા માટે એને નાસવું પડશે. બીજા દેવો છે ને એ ટ્રોજનોને જગાડે ખરા.'

આ સાંભળી, દેવીનો અવાજ ઓળખી, ડાયોમિડીઝ તરત અશ્વારૂઢ થયો. ઑડિસ્યૂસે ઘોડાઓને ધનુષ્યની અણી અડાડતાં બંને અશ્વો અકીઅન જહાજો તરફ જાણે ઊડ્યા.

હવે રજત ધનુર્ધારી અપોલોની આંખો ઉઘાડી હતી અને સાર્થક ઉઘાડી હતી. ટાઈડ્યૂસને તાબે ઍથીનીને નાચતી જોઈ એ એમની પર ક્રોધે ભરાયા અને ટ્રોજન એના પાસે ઊતરી આવ્યા. ત્યાં આવી એમણે રાજા ર્હીસસના સગા, એક થ્રેશિયન અગ્રણી, હિપ્પોકૂનને જગાડ્યો. અચાનક જાગતાં એ કૂદી ઊઠ્યો અને ઘોડા હતા તે જગ્યા ખાલી જોઈને તથા આજુબાજુ મનુષ્યોને નિષ્પ્રાણ પડેલા જોઈને એનાથી ઊંહકારો નીકળી ગયો અને પોતાના મિત્રના નામની એણે બૂમ મારી. આ સાંભળી ભયથી ધોળાફક થઈ, રાડો પાડતા ટ્રોજનો ત્યાં દોડી આવ્યા. અને, પોતાનાં ખોખર જહાજો તરફ નાસી જતાં પૂર્વે પેલા બે જણે જે ભયંકર કૃત્ય

કર્યું હતું તે તેમણે નિહાળ્યું.

હેક્ટરના જાસૂસનો જ્યાં પોતે વધ કર્યો હતો એ જગ્યાએ ઑડિસ્યૂસ અને ડાયોમિડીઝ પહોંચ્યા ત્યારે, રાજા ઑડિસ્યૂસે રેવાલ ચાલતા ઘોડાને સંભાળ્યા. ટાઈડ્યૂસપુત્ર ઘોડેથી ઊતર્યો અને એણે ઑડિસ્યૂસને હાથ લોહીખરડ્યાં હથિયાર આપ્યાં. એ ફરી અસવાર થયો અને બંનેએ ઘોડાઓને મારી મૂક્યા - બંને મુકામે પહોંચવા આતુર હતા.

દૂરથી આવતો ડાબલાનો અવાજ સૌથી પહેલાં નેસ્ટરે સાંભળ્યો. 'મારા મિત્રો.' એ બોલ્યો, 'આર્ગાઈવોનો સોનાપતિઓ અને સલાહકારો, મને શું વહેમ પડે છે કે હું સાચો છું? સોગન ખાઈને હું કહી શકું તેમ છું કે મને ઘોડાના ડાબલા સંભળાય છે. ટ્રોજન છાવણીમાંથી સરસ અશ્વોને લઈને આવતા ઑડિસ્યૂસંને અને બળવાન ડાયોમિડીઝને જોવાનો કેટલો આનંદ આવ્યો તે વિચારો! પણ મને ભય છે કે ટ્રોજનો યુદ્ધને માર્ગે છે અને આપણા બે ઉત્તમ જણ તકલીફમાં છે.'

હજી છેલ્લા બોલ એના મોંમાંથી બહાર પડે ત્યાર પહેલાં તો પેલા બે આવી પહોંચ્યા. ઘોડા પરથી એ નીચે કૂદ્યા અને ખૂબ હસ્તધનૂન સાથે અને ખુશાલીના શબ્દો સાથે એમના મિત્રોએ એમને આવકાર્યા. એમની કથા સાંભળવાને સૌથી વધારે આતુર મહારથી નેસ્ટર હતો. 'મને વાત કર, વિખ્યાત ઑડિસ્યૂસ.' એણે કહ્યું, 'આ ઘોડા તમે ક્યાંથી હાથ કર્યા? ટ્રોજન છાવણીમાં જઈ તમે ઉપાડી લાવ્યા? કે તમને માર્ગમાં કોઈ દેવ મળ્યા અને એમણે તમને ભેટ ધર્યા? સૂર્યપ્રકાશ જેવી આંખોની ચમક છે. હું ટ્રોજનોને વારંવાર મળું છું - યુદ્ધ માટે વૃદ્ધ થઈ ગયો હોવા છતાં અહીં જહાજો પાસે હું પડ્યો નથી રહેતો - પણ મેં કદી આવા તોખાર જોયા નથી કે કલ્પ્યા નથી. સાચું કહેજો, તમને કોઈ દેવા મળ્યા અને એમણે તમને આ ભેટ આપ્યા? વાદળોને ભેગો કરનાર દેવ ઝ્યૂસના તમે બંને લાડકા છો અને એ જ રીતે એમની પુત્રી, તેજસ્વી નયનોવાળી ઍથીનીના પણ.'

'અકીઅનો જેમનો પ્રેમપૂર્વક આદર કરે છે એવા, નેલ્યૂસના પુત્ર નેસ્ટર.' ચપળબુદ્ધિ ઑડિસ્યૂસ બોલ્યા : 'માનવો કરતાં દેવો વધારે શક્તિશાળી છે અને, એકાદ દેવ પણ અમને ભેટ આપવા ધારે તો, આ જોડીથી ક્યાં સુંદર જોડી એ પેદા કરી શકે. પણ તમારા સવાલના જવાબમાં જણાવવાનું કે આ અશ્વો હમણાં જ આવ્યા છે ને એ થ્રેશિયન છે. બાહોશ ડાયામિડીઝે એમના ધણીને અને બાર સાથીઓને હણ્યા. અમે કુલ ચૌદના પ્રાણ લીધા કારણ, જહાજો પાસે અર્ધે એક ગુપ્તચરને પકડ્યો, હેક્ટર અને બીજા ઉદ્ધત ટ્રોજનોએ એને આપણી છાવણીની જાસૂસી માટે મોકલ્યો હતો.'

આટલું કહી જાતવાન ઘોડાઓને એ હસતાં હસતાં ખાઈની પાર લઈ ગયો અને બીજા અકીઅનો રાજી થતાં એની પાછળ ચાલ્યા. ઍગામેમ્નૉનની સુખદાયક કુટિરે પહોંચી એમણે એ અશ્વજોડલીને, ડાયોમિડીઝના તગડા ઘોડા મીઠા જવ ખાતા હતા તે ગમાણની પાસે ચાબૂકની દોરીથી બાંધી દીધા. પોતે ઍથીનીને બલિ આપવાની તૈયારી કરી શકે ત્યાં સુધી, ડોલોનની લોહીખરડી જણસો ઑડિસ્યૂસે પોતાના બતેલામાં મૂકી. પછી પોતાના નળા, સાથળો અને ગળાઓ પરનો પ્રસ્વેદ અને મેલ ધોવા બંને સમુદ્ર ભણી ગયા. સમુદ્રતરંગોએ એમનો પ્રસ્વેદ દૂર કર્યા પછી અને બંનેએ તાજગી પ્રાપ્ત કર્યા પછી બંનેએ સ્નાન કર્યું. પછી જૈતૂનના તેલનું મર્દન કર્યા પછી બંને ભોજને બેઠા અને, પૂરા ભરેલા મોટા કટોરામાંથી સુરા લઈ દેવી ઍથીનીને નૈવેદ્ય ધર્યું. (ક્રમશઃ)

## રસાત્મકમ્

### દ્રોણ / રાજેન્દ્ર શાહ

(અથેતિ વિદ્યા-અવિદ્યાની)
(છન્દ : અનુષ્ટુપ, સંવાદાશ્રિત)

સ્થળ : ગંઙ્ગાના ઉત્તર તીરે પ્રાપ્ત થયેલા રાજ્યના
પ્રાસાદમાં દ્રોણ અને કૃપી.
સમય : પ્રાતઃકાળ
નેપથ્યમાં ગાવાનું ગીત

અહો મઙ્ગલ સુમધુર વહાણું,
દ્રુમ દ્રુમ ખગ-હુલસિત ગાણું.
શવ-નીરવ નિશિ-અન્ધારું
અવ તેજ-ટશર ઉજિયાળું.
અહીં ઉભય તત્ત્વના
સુભગ મિલન—
સંયોગ તણું શુભ ટાણું.
અહીં વિલચત તીર્થ પ્રયાગ
નયને શુચિ કર્મ'નુરાગ :
લહું નિખિલની અભિનવ
રમણામાં રત
હૃદયનું અમીયલ લ્હાણું.

કૃપી : આર્ય હે, હે દ્વિજોત્તમ!
રાજપ્રાસાદનું સૌખ્ય, ને ઓ પર્ણકુટીરના
અકિઞ્ચન અવસ્થાના. દૈન્યના ભેદને, ક્ષણે
સ્મરું, જોઉં સ્મથે, શોચું વિધિની ગતિરીતિ શી!
શક્તિ શસ્ત્રાસ્ત્ર વિદ્યાની, ભૌમ રિદ્ધિની ના કમી.
અને પ્રાપ્તિ કુલસ્રોતે સમર્થ પુત્રના સમી...
ઉત્તરે જાહ્નવી-તીરે...

દ્રોણ : (કૃપીને અર્ધવાક્યે અટકાવીને)
... ઉછઙ્ગે ગિરિના નહીં.
આડ છે અશ્મની...
ભૂલ્યાં ભૂમિના સ્પર્શને અહીં.

કૃપી : તમારા બોલમાં કૈંક ક્ષોભ જેવું રહ્યું, લહું.

દ્રોણ : રાય ને રઙ્કના ભેદે મૈત્રી ના સમ્ભવે,
થતી સમકક્ષ તણી, જાએ...'
થઈ એમ તિરસ્કૃત
વૈર-વહ્નિ વહી હૈયે હસ્તિનાપુર સઞ્ચર્યા.

(વાણી એકાએક અટકે છે, ને સમગ્ર ભૂતકાળને યુગપત્ નિહાળતાં પલકહીન છે એમનાં લોચન. ઘડીક એમની આન્તરદૃષ્ટિ જોઈએ પછી... કૃપી...)

કૃપી : જાણું છું બધું તો યે જાણે કે તવ નેત્રમાં
દીપ્ત દૃશ્ય થતાં એનાં...
કિન્તુ ના ઉગ્ર વ્યગ્રતા
કોઈ ગભીર છે ભાવ... સંહર્તા લહું કાલનો..
કેવાં સામર્થ્યને પ્રાપ્ત છે સમુદાય શિષ્યનો!

દ્રોણ : તુષ્ટિ એથી થતી આજે નહીં...
એ ભેદ દૃષ્ટિએ
કાર્યદ્રુપદનું... મૈત્રીતણો ધ્વંસ
અને પછી...
હસ્તિનાપુરના રાજ્યાશ્રયે, વિદ્યા પ્રદત્ત જે
ધૃતરાષ્ટ્ર અને પાણ્ડુ તણા કુંવર સર્વને.
એનાથી જ હણ્યો ગર્વ પાઞ્ચાલ પતિનો...
પછી
દક્ષિણા..
દ્રુપદને બાંધીને લાવો, માગણી એટલી કરી.
ને
બન્દી દ્રુપદ છે સામે : શમ્યો રોષ
છતાંય તે
ગર્વથી... પૂર્વના પ્રેમ...
અર્ધું રાજ્ય ધરી દેવા થકી યે મૈત્રી ન્હૈં, નહીં.

અવસ્થાભેદ છેદાયો નહીં
આક્રમણે વધુ
ડંખ મેં દીધ :
શોચું હું...

(કૃપી - અન્તરમાં ઊંડે ઊતરી રહેલા દ્રોણને મૌન ધારણ કરી જોયા કરે છે.)

•

(પૂર્વ દશ્ય)

દ્રોણ : (સ્મૃતિ) એકદા
મહેન્દ્ર-ગિરિએ જાવું, નમ્ર કો વિપ્રના સમ
રામ ભાર્ગવની પાસે, કૈંક તો વસ્તુ પામવા,
શ્રદ્ધા-નિર્ભર ઉલ્લાસે આરોહણ કરન્ત હું
શિખરે રવિની આભા, આરુણી વિલસી તદા.
વન્દું હું ચરણે, લાલ આવ્યો, હે મુનિપુઙ્ગવ!
આપના શરણે શાન્તિ કાજે.

પરશુરામ : છો કોણ?

દ્રોણ : દ્રોણ હું, પ્રભો!
ભરદ્વાજ તણો પુત્ર, અયોનિજ...

પરશુરામ : અહો કહે
શી તારી વાઞ્છના?

દ્રોણ : ચહું દૈન્યનું હું નિવારણ.

પરશુરામ : કોઈ સમ્પદ ના મ્હારી કને, છું રિક્ત કેવળ.
છે આ દેહ, અને બીજી વિદ્યા શસ્ત્રાસ્ત્રની
કહે
બેમાંથી ઇચ્છશે તું શું?

દ્રોણ : દ્વિધાની છે ન શક્યતા
વિદ્યા જે ધન છે સાચું, એ વડે જ કૃતાર્થતા.

પરશુરામ : તથાસ્તુ...

દ્રોણ : એમનું ઝીલી રહું છું તેજ...
વ્યોમમાં આરોહણે જણાતું જે ભાનુનું, એમ સર્વતઃ
પછી... અનુજ્ઞા...

પરશુરામ : સુખી હો, જાઓ...

દ્રોણ : વન્દના એ જ દક્ષિણા.
નમું હું, નમું સર્વાઙ્ગે, ભાર્ગવ રામ, હે ગુરો.

•

(મનોમનઃ) આમ વિદ્યાતણી પ્રાપ્તિ...
શક્તિ, દૈન્ય નિવારણ,
દૈન્ય-નિવારણાર્થે જ હસ્તિનાપુરની ભણી,
જવું , ત્યાં રાજપુત્રોના કૂપમાંહી પડેલ તે
દડાને શરસન્ધાને કાઢવો બહાર, એ ગુણે
આચાર્યપદની પ્રાપ્તિ...
ને શતાધિક સર્વ તે
કુમારો-કૌરવો પાણ્ડવપુત્રો-ને યુદ્ધ-વ્યૂહની
શસ્ત્રની અસ્ત્રની વિદ્યા યથાર્થ શીખવી, તદા
દક્ષિણા માનહાનિના પ્રતિકારાર્થ કાજ જે,
ભારેલો હજી હૈયામાં - ભભૂકી ઊઠતાં વધો.
લાવો મ્હારી કને બન્દી કરી દ્રુપદરાયને!

ને એમ જ થયું તોયે
સમકક્ષ થવું તોયે, મૈત્રી તો સમ્ભવી નહીં.

હવે દાહ નહીં... હૈયું રિક્ત છે...
એની વેદના,

(પૂર્વદશ્યની સમાપ્તિ થતાં)

•

દ્રોણ : શોચું હું; કૃપી...

કૃપી : જે થયું, અપરિહાર્ય...
થવું સન્તાન શે હવે?
(પરિચારિકા પ્રવેશીને)

પરિચારિકા : (પ્રવેશીને, વિનમ્ર ભાવે)
આપને મળવા ચાહે રાજવી કોઈ કુંવર.

દ્રોણ : ભલે આવે અહીં...
(પરિચારિકાનું જવું, દ્રોણ અને કૃપીની અયુત્સુક પ્રતીક્ષા)

(દર્ભ-સમિધની સાથે ધૃષ્ટદ્યુમ્નનો પ્રવેશ. દ્રોણનાં ચરણોમાં તે ધરીને પ્રણિપાત કરે છે. દ્રોણ એના ખભે હાથ દઈ ઉઠાડે છે. તેમ થતાં ધૃષ્ટદ્યુમ્ન ગુરુપત્ની કૃપીને પ્રણમે છે. પછી દ્રોણ સમ્મુખ વળી અનુજ્ઞાની રાહ જુએ છે.)

દ્રોણ : કોણ છો?
આવવું શાને કાજ? શી વાઞ્છના કરે?

ધૃષ્ટદ્યુમ્ન : પાઞ્ચાલપતિનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન છું...
શિષ્ય હું
સ્વીકારો કૃપયા વિદ્યા સર્વની સિદ્ધિને ચહું.

દ્રોણ : સિદ્ધિને પામતાં... શો છે હૈયે ત્હારે મનોરથ?
(કૃપીને) (ધૃતરાષ્ટ્રનું સંક્ષુબ્ધ મૌન)
છાત્રાવાસમાં આ'ની વ્યવસ્થા કરી આવશો.
(કૃપીનું જવું)

(ધૃ.ને) વત્સ, શું ચિન્તવે? શાનો સઙ્કોચ ધરતો ઉરે?
જે હો કહે, કને મ્હારી ગોપનીય કશું નહીં,
મોકળે મન નિર્ભીક વીરનું હો નિવેદન.

(ધૃષ્ટદ્યુમ્ન બોલવા જાય છે ત્યાં... પાછળ કૃપીનો પ્રવેશ)

કૃપી : શાને આંખ થતી ભીની? બાળ... સઙ્કોચ શો?

દ્રોણ : કહે... વિકલ્પ છે કોઈ?...

ધૃષ્ટદ્યુમ્ન : કૃતાર્થ કરવા ચાહું જન્મનો મુજ હેતુ તે.

દ્રોણ : શ્રદ્ધા, સઙ્કલ્પ ને કાર્ય તણું જો ઐક્ય હોય તો
સહેજે શક્ય, શઙ્કા ના છાજતી ક્ષાત્ર-પુત્રને
(ગદ્ગદ્-કણ્ઠે)
વિદ્યાની સિદ્ધિની દ્વારા આપનું મૃત્યુ, હે ગુરો!

દ્રોણ : સત્ય આ વેદનાગર્ભ, એનું ઔચિત્ય યે લહું.

કૃપી : વિદાય કરી દ્યો નાથ...
શત્રુ શિષ્ય થવા ચહે!?
ગુરુઘાત ચહે એનું સ્થાન ના કોઈ લોકમાં.
આસુરી વૃતિનો હીન જીવ આ આત્મઘાતક.
વિદાય કરી દ્યો નાથ...

આ ક્ષણે... દૂર દૃષ્ટિથી.

દ્રોણ : નહીં, દેવી; નહીં એવું અપૂત કર્મ હો હવે.
ક્યાં સુધી ચાલશે આવી પ્રતિકાર-પરમ્પરા?
(ધૃષ્ટદ્યુમ્નને)
છાત્રાવાસ વિષે જાઓ...
નૈમિત્તિક કર્મ સૌ કરી... આવો,
શુભ ક્ષણે આજ થાય આરમ્ભ
સિદ્ધિ હો સર્વ વિદ્યાની, લેશે શઙ્કા ન હો મને
(ધૃતરાષ્ટ્ર સંક્ષુબ્ધ, અચલ જડવત્ સ્થિતિમાં)
બાલ! હૈયું દ્રવે? લક્ષ્ય ક્યાં?
નેત્રરક્તિમા... છાયામયી!
ધરો સ્થૈર્ય, ધૈર્ય, કર્તવ્ય સંસ્મરી,
જાઓ...
ને સમયે આવો સદ્ય શિક્ષણક્ષેત્રમાં

(ધૃષ્ટ. બન્નેને પ્રણમી નિમ્નમુખે પ્રયાણ કરે છે.)

કૃપી : (ઉદ્વિગ્ન ભાવે, કંઈક કટાક્ષથી)
ગુરો? શું ચિન્તવો?
શી છે યોજના?
શાન્ત છો ત્હમે!
અને હું અકળાઉં છું હેતુ એનો સુણી કટુ.
ટાળો મૂંઝવણને મ્હારી, આર્ય હે...

દ્રોણ : (નિશ્વાસ સાથે) આર્ય કોણ રે?

(કૃપી વિષણ્ણ દ્રોણને વિસ્મયથી નિહાળી રહે છે.)

•

(પૂર્વદૃશ્ય કથા)

એકદા એકલવ્યનો
ગિરિપુત્ર કહી કીધો તિરસ્કાર;
ન ક્ષત્રિય
અધિકાર નહીં એનો અસ્ત્રશસ્ત્રે-
અને ગયો
આશાભઙ્ગ થઈને આ આંગણેથી નિજી વને...
અવસ્થા-ભેદ તો મ્હારા અન્તરેયે સ્ફૂર્યો તદા.
- ને એણે

રચીને પ્રતિમા મ્હારી શ્રદ્ધા સંસ્ફુરણા વડે
મેળવી સિદ્ધિ વિદ્યાની ઝાઝેરી ક્ષાત્રશિષ્યથી
ગુરુ હું મૃત્તિકા-મૂર્તિ મહીં
ને તો ય દક્ષિણા
માગી.
ઉત્સાહ-આનન્દે વળી પૂછે 'શું હું ધરું?'
'દક્ષિણા - કર - અઙ્ગુષ્ઠ' કહ્યું મ્હેં...
ત્યાં જ સત્વર
છેદી અઙ્ગથી તે આપે મ્હને, સ્વસ્થ મને;
અને
કમ્પતે હસ્ત હું એને - આચરેલ અનર્થને
ઢબૂરી હૃદયે - આપું આશીર્વાદ...
શી આર્યતા!

ત્યારનો ડઙ્ખ છે હૈયે; ઝઙ્ખું આ અતિચારની
શુદ્ધિને-
આ વ્યથા મ્હારી જાણે એક પરંતપ.
શત્રુ-મિત્ર વળી રાય-રઙ્કના ભેદ ના હવે.

કેવી નિયતિ!
ને કાલ! ગતાગતની શૃઙ્ખલા!
માર્ગ ચૂક્યો હતો, પાછું આવવું જ પડે, પ્રિય.
સ્વધર્મે નિધનં શ્રેય...
ભલેને રિપુ છે તો યે સત્યવક્તા, નહીં છલ.
શિષ્યત્વે યોગ્યતા આથી અન્ય શી ગણનામય?

કૌરવો-પાણ્ડવો પામ્યા પ્રાવીણ્ય યુદ્ધનું...
ફલ?
અન્યનું ગ્રસવા સર્વ સત્તાન્ધ ચિત્ત ચઞ્ચલ.
કોને દોષ દઉં? દોષી હું સ્વયં, ધર્મભ્રષ્ટ હું...
વિદ્યા-વિક્રય મ્હેં કીધો, પાત્રાપાત્ર લહ્યા વિના
મહાસંહારની ઝાંખી સ્વપ્ને જાગરણે થતીઃ
નહીં નિવાર્ય એવા હું પેખું છું ભવિતવ્યને.
લોકક્ષય થશે જાણું,
કિન્તુ એથી અલિપ્ત ના
રહેવું શક્ય મ્હારું યે...
નિમિત્તે
રહેવું સ્વસ્થ અન્તરે.
પાઞ્ચાલપતિનો પુત્ર શત્રુત્વે મિત્ર છે મુજ.
પામશે સર્વ મન્ત્રોની સિદ્ધિને...
પડકારશે...
મ્હને
મૃત્યુ થકી મ્હારા જન્મ-સાફલ્ય સ્નેહનું.

અહીં જ ઇતિ.
સઙ્કલ્પ ક્ષેત્રસંન્યાસનો દૃઢ,
જાણું પુત્ર હજી પામ્યો નથી પૂર્ણ છતાંય તે.

રાજપ્રાસાદનું સૌખ્ય...
ઉછઙ્ગે ગિરિના કહીં.
અકિઞ્ચન કુટીરથી કેટલું ભિન્ન!
આ ભેદ
દૃષ્ટિમાં શૂન્ય શો હવે,
મૃત્યુઞ્જયી નહીં વિદ્યા તો તે લુપ્ત થતી ભલે.

•

(કૃપી અને દ્રોણ અવાક. શાન્ત... નેપથ્યમાં)
કુઞ્જવને મન મેલીને ગાય છે કોકિલ કીર,
વાય છે મૃદુ મધુર મલય સૌરભે સમીર.
કુહૂ...ઉ કુહૂઉ બોલ...
દિગ્ દિગન્ત આન્દોલ...
જીર્ણ નિજી વર્ણ ગલિત
ખરતાં પીળાં પાન,
મર્મરન્ત દિયે
કોમળ કૂંપળને આહ્‌વાનઃ
કુહૂ...ઉ કુહૂ...ઉ બોલ
દિગ્ દિગન્ત આન્દોલ.
શિશિર ધવલ ધરણી ધરે સોનલ કુસુમ ચીર,
કુઞ્જવને મન મેલીને ગાય છે કોકિલ કીર.

## પહાડો વિશે / *ઉશનસ્*

અમસ્તા છે વગોવાયા, ગણાયા સ્થૂલ આડોમાં,
મને હંમેશ લાગ્યું છે: કશુંક છે ગૂઢ પ્હાડોમાં.

પલાંઠી મારી એ છોને વિરાગી શા ગયા બેસી,
નદી કો લુપ્તનાં છૂપાં રહસ્યો ગુપ્ત પ્હાડોમાં.

ગગનનાં બી ભૂરાંભૂરાં ગર્યાં છે એની માટીમાં,
ગગનનું નીલું નીલું કંઈ પ્રગટ લીલેરું પ્હાડોમાં;

વિચારું, જોઉં છું તો આ જંત્ર પ્હાડી જીવતું લાગે,
કશુંક ધબકયા કરે જાળું નસો જેવું જ પ્હાડોમાં;

તહારી જેમ એનાંયે રૂપાળાં સર્વ અંગો છે,
ફૂલો જેવું જ ઊઘડે છે કશુંક એના ઉઘાડોમાં;

રહસ્યો ખોલવાં: માંહીં પરી છે? રાજકુંવરી છે?
અબોલું કોણ પૂર્યું છે પહાડોના કમાડોમાં?

ઉઘાડા ને ઊભા ઊભા ગયા છે ઊંઘી ઘેટાં શા,
જનેતાશી રબારણ કો લિયે વ્હાલપની વાડ્યોમાં.

## બધું સંગોપીને / *લાલજી કાનપરિયા*

(શિખરિણી)

જવાની વેળાએ સતત મનમાં એમ જ થતું:
નકી છેલ્લે છેલ્લે ઉરહીબકતું કો'ક રડશે;
અચિંતી ધારાઓ નયનનભમાંથી વરસશે!
છતાં લૈને મારે વ્યથિત ઉર નિશ્ચે નીસરવું.

ન ખીલે જયાં પુષ્પો પરિમલ પ્રસારી મલકતાં;
કહો એવા દેશે ઉરતરસ લૈ શીદ વસવું?
રહે છે કૈં ઝંખી મન સતત આ ચાતક બની,
છતાં મારા આભે નવ વરસતાં વાદળ કદી!

...સી રાત્રિઓ નિત નિત લખી ભાગ્યભુવને,
ઊગે ક્યાંથી મધુર હસતો ચંદ્ર ગગને?
ઓરું લાગે ઘર-પછીત જેવું નયનને,
...ન્તુ આ મારાં ચરણ નવ પૂગે કદીય ત્યાં!

જવું નિશ્ચે મારે; અટકવું નહીં લેશ અહીંયાં;
બધું સંગોપીને અવર જગ શોધું ભીતરમાં!

## જગનો સંતાપ / *ધીરુ પરીખ*

(વનવેલી)

સરવરે રાજહંસ ચરે મોતીચારો,
વંદાઓને ગટરનો કેવળ ઇજારો;
કૃષ્ણ જમે બત્રીસાં ભોજન;
સુદામાને પત્ની કહે :
રુએ બાળક, લાવો અન્ન; લાગું પાયજી.

અને વળી આ તરફ
ગોકુળની ગાય આજે શહેરની શેરી વચ્ચે
કચરાના ડબ્બામાં નાખી મોં
આવી મળ્યું તે ખાયજી!

ઊંટ મેલે છે આકડો
ને બકરી મેલે છે કાંકરો.
ઊંઘ ન જુએ સાથરો,
ભૂખ ન જુએ ભાખરો.

આથી કહેવાયું હશે :
અન્નપૂર્ણાનું પાત્ર તો છે અક્ષય.
એટલે જ ભૂખનો ન કદી થતો ક્ષય?
ભૂખ તો છે સર્વવ્યાપી સર્વશક્તિમાન દેવ
પેટ એની ઉપાસના કરે એ છે સારી ટેવ.

પણ પેટથીયે આગળ જો ભૂખનો વિસ્તાર
અને એનો કંઈ વસ્તાર જો વધે
તો ભૂખનો ઉપાસક ખરે
પાપોની કૈં અગણિત પરંપરા ઊભી કરે.
બુભુક્ષુ તો કરતાં શું કરી બેસે પાપ
ભર્યાપેટે ભૂખ્યો જણ જગનો સંતાપ!

## એવું તે થાય શેં? / *બારીન મહેતા*

ખાલી હું હોઉં ને ભરવા એ આવે
એવું તે થાય શેં?
ઇચ્છા ને કામના પીગળ્યાં પેટાળે
પીડા ને લાગણી મેલ્યાં કોરાણે
પાટી કોરી, અખ્ખર ઢૂંકડા ના આવે
એવું તે થાય શેં?
'હું'ના પડછાયાને પલટે અજવાળાં
એની કૂંચી ફરે ને જાય ખૂલી તાળાં
ભીતરમાં બસ કેવળ હોવાનું ભાવે
એવું તે થાય શેં?

## ચીજ / *રામચન્દ્ર પટેલ*

(વસંત-મૃદંગ)

ને છેવટે અમથી બંધ કરી પછીત
બારી, પલંગ મહીં હું હળવો થઈને
બેઠો : નિરાંત, ન હતું ઘરમાંય કોઈ.
ધીરે તમિસ્ર છતથી ટપકે... અવાવરું
ખૂણા : અહીંતહીં પડી વપરાશ વસ્તુઓ.
—ત્યાં બારીનાં ખટખટાક હાલ્યાં કમાડ
કોઈ હશે, સમજીને બસ તુર્ત બારી
ખુલ્લી કરી નજર ફેરવું આસપાસ.

દૃષ્ટે ન કો પડ્યું, સરે સૂનકાર એકલો...
થાક્યાં હતાં તરુવરો, ખખડે ન પર્ણો.
સૂતી જમીન પર સાંજ ઢળેલ આછી,
ને દૂર દૂર જતું વાદળ ઉપ્પા લાગે.

શોધી રહું વગર કારણ કોક ચીજ;
સામે ઝગે ગગનમંડપ, ચન્દ્ર બીજ.

## કઈ રીતે હવે? / *મનીષ પરમાર*

પીંજરેથી બ્હાર નીકળવું કઈ રીતે હવે?
કલરવોનું વિશ્વ સાંભળવું કઈ રીતે હવે?

છાંયડાને શોધવા ફરતો રહ્યો વરસો સુધી,
દૂર છે તારું નગર મળવું કઈ રીતે હવે?

સાંજ તારી યાદના ટેકે ઊભી રાખું ઘડી–
ઊઘડેલા રંગમાં ભળવું કઈ રીતે હવે?

સાવ પથ્થર થૈ જવાના ચન્દ્ર-સૂરજ ને હવા–
પાંખ છૈ બીડેલ, સળવળવું કઈ રીતે હવે?

કાફલામાં નીકળ્યો છું દૂરના રસ્તે ભલા,
સફરમાં પાછું મનીષ વળવું કઈ રીતે હવે?

## આ શા મિષે... / *ઉમેશ સોલંકી*

ડોલ્યાં અચાનક દ્રુમો હળવે હસીને.
આવ્યાં વળી વિહગ મત્ત થઈ ધસીને:
કોઈ કરે શ્રમ કરે રવ કોઈ ખાસા,
ઊડે જરા, વિટપે ફરતાં ય પાછાં,
કો પ્રેમથી રત પરસ્પર ચંચ મારે,
કો રાગથી સભર પંખ જરા પ્રસારે,
કોઈ કરી નયન બંધ અવાક ઝૂલે,
કોઈ કરે રતિ અને સઘળુંય ભૂલે.

આજે વળી પવન હૂંફ જરાક રેલે
ને છેલ થૈ સુરભિ રંગ ધરાર ખેલે.
જ્યાં જોઉં રંગ વરતાય ત્યહીં અનોખા.
લાગે કશુંક સમ, છો સહુ તત્ત્વ નોખાં.

આ શા મિષે? ન સમજાય હજી મને કે,
મેધા સતર્ક થઈ મૂળ સમું મળે કૈં!

## શબ્દપંખી / જગદીશ ત્રિવેદી

શબ્દપંખી
ઝુંડનાં કંઈ ઝુંડ
મનના અગોચર આભમાં!

આભ તો અદૃશ્ય
વિહંગ-ચંદરવો રચાતો રમ્ય ઊંચે વ્યોમમાં!

હાથ ઊંચકું
વ્હેંત ઊંચે ઊડતાં
કેવાં સુંવાળાં રેશમી આ શબ્દપંખી!

પણ એટલાં ચાલાક છે
એ લલચાવતાં–
સમીપમાં સાવ આવી–
આંગળીનાં ટેરવાં પર
ચાંચનો આછો ઘસરકો–
ઝુંડમાં ભળી ક્યાંય ઊડી જાય!

## ભ્રમર-લયવંત ઝાકળ / *રાધેશ્યામ શર્મા*

અક્ષરની અદૃશ્ય
ભીનાશ ઊજવતો
કોરો કાગળ
બીજું કાંઈ નહિ
તો યે
અપૂજ દેરાની
હસિત-શુભ્ર ધજા
ગોધણનો
ગોરજટાણે
હંભારવ
પરોઢના
રેશમી
રશ્મિની
હરિત
સુગન્ધ
નષ્ટનીડ
પંખીની
શોધમાં
ગૂંચવાયેલી
ગગનરેખા
પંકાચ્છાદિત
કમળના
તન્તુ પર
ભ્રમર-લયવંત
ઝાકળ...

## ફૉર્મ - ૪ નિયમ ૮ અનુસાર


| | |
|---|---|
| ાશન સ્થળ | : કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર, અમદાવાદ-૩૮૦ ૦૦૧ |
| પ્રકાશનની સામયિકતા | : દ્વિમાસિક |
| મુદ્રકનું નામ, રાષ્ટ્રિયતા અને સરનામું | : ધીરુ પરીખ, ભારતીય, કુમાર કાર્યાલય લિ. |
| પ્રકાશકનું નામ, રાષ્ટ્રિયતા અને સરનામું | : ઉપર પ્રમાણે |
| તન્ત્રીનું નામ, રાષ્ટ્રિય અને સરનામું | : ઉપર પ્રમાણે |
| માલિકનું નામ અને સરનામું | : ટ્રસ્ટીઓ, કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯. |

હું ધીરુ પરીખ, આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

૩૧ માર્ચ, ૨૦૦૩ -ધીરુ પરીખ

## વૈશાખી બપ્પોરે / મુકુન્દ પરીખ

આ
ગુલમહોર
ને
ગરમાળો
સજધજ
આગંતુક
ખટખટાવતા
દરવાજા
ઘરઘરના...
કોણ...?
અમે
ગુલમહોર
ને
ગરમાળો
નોતરવાને
આવ્યા
કાલે
સમય-સવારે
શીતલ છાંયે
સાજન-માજન
મોર-ઢેલડી થનગન થનગન
પોપટ-મેના
કંઠે ગીત ભરેલાં
હોલો, કાબર
ચલ્લી, કબૂતર
ગંધ-સુગંધ
ઊડે હવામાં
મીઠાં ગીત પવનનાં
અમને મળ્યું તે રાખ્યું છે
પંખીડાંની
ભેળા
જોવા
પધારો
રાતાપીળા
સાફા
અમારા...

## એક કાવ્ય / મુકુન્દ પરીખ

સામાવાળા
માગે છે
શબ્દ ઊગવાનું
જસ્ટિફિકેશન
હું કહીશ
કે
સ્વયંસ્ફુર્ત છે
અજર અમર એ
ફૂટે મનમાં
ગુંજે ઋચાઓમાં
વિસ્તરે વેદપુરાણ
ગીતા, કુરાન
સૉફૉક્લિસના 'ઍન્ટિગનિ'માં
અનુભૂતિ હોય સાચી
ભીતર
શબ્દો ઊગે
બહાર
મબલક
મબલક
મબલક
એમ જ...!
એના કાગળો કેવા?
એનાં પ્રમાણ કેવાં?

## વરસાદી પરોઢે જિંદગીના ખોળામાં / *યશવંત ત્રિવેદી*

આ વરસાદની ધાર જેવી ભીની લાગણીઓ સિવાય
હવે હું કવિતા પાસે બીજી કોઈ અપેક્ષા રાખતો નથી—

તું પણ મને પ્રેમપત્ર લખે તો પરબીડિયામાં કોરા કાગળ ઉપર
થોડાં વરસાદનાં ટીપાં સિવાય હું કોઈ ઝંખના રાખતો નથી—

અને પ્રેમ તો આપણને પોતાને જ વરસાદના બારણામાં
ફરીફરીને ભીના થઈને મળવા સિવાય, બીજું કંઈ નથી—

ને જીવનની કૃતાર્થતા તો છે વરસાદની જેમ બધું આપી દેવામાં—
—ભીના થવું, બીજાને ભીનાં કરવાં—છતોને, છજાને, ઝરૂખાને
ટેકરીઓને, વૃક્ષોને, ફૂલોને, પર્ણોને, પરીકથાનાં પાનાંને
ક્ષમાની જેમ ઢોળાવું હૃદયના વરસાદથી
ને સોગાદમાં આપી દેવી પહેલા વરસાદની ભીની સોડમવાળી પૃથ્વીને...!

હાઈસ્કૂલની એક છોકરી જેમ છેતરાઈ જવાની ભીતિ હોય ત્યારે જ
વેદનાનાં પૂરથી ચળકતી નદીને ક્યાંય સુધી જોયા કરવી વિસ્મયથી
વરસાદી પરોઢના સ્વપ્નમાં નવી આશાથી ચાલી નીકળવું પડછાયા સાથે
ને ભૂસકો મારી દેવો અમરતાને બદલે પ્રેમથી ઊભરાતી જિંદગીના ખોળામાં...

## ઓળખો છો? / મહેશ રાવલ

એક સન્નાટો તરે છે, ઓળખો છો?
શખ્સ થઈ, ઇચ્છા ફરે છે, ઓળખો છો?

ઓળખીતા અર્થના સંદર્ભ વચ્ચે
ફીણ જેવું વિસ્તરે છે, ઓળખો છો?

વારતાનાં પાત્ર જેવું હાસ્યવેરી
ગોઠવેલાં ડગ ભરે છે ઓળખો છો?

લાલપીળાં પોત જેવું પાથરીને
સાવ ધોળું કરગરે છે, ઓળખો છો?

ફૂલ સામે જોઈને નિઃશ્વાસ નાખી
છૂંદણાંને ખોતરે છે, ઓળખો છો?

શું નહીંતર ઊપજે છે શૂન્યથી?
તોય, સરવાળા કરે છે, ઓળખો છો?

હોય છે મશગૂલ ચર્ચામાં મરણની,
જિંદગીથી થરથરે છે, ઓળખો છો?

## ગઝલ / સુરેશ ઝવેરી 'બેફિકર'

ગજબની ઇમારત હતી શ્વાસની
ન દીવાલ કે છત હતી શ્વાસની.

વધારે તો શું, ફૂલ સૂંઘી શકું
વધુ ક્યાં ઇજાજત હતી શ્વાસની.

પ્રથા લાગણી કે ફરજ જે ગણો
જીવનભર શરાફત હતી શ્વાસની.

ઘસરકો નથી, ઘા નથી, કંઈ નથી
હવા પણ સલામત હતી શ્વાસની.

ન છૂટાં રહ્યાં કે ન થયાં કેદ પણ
પળેપળ કરામત હતી શ્વાસની.

સિફતથી ગયા નીકળી 'બેફિકર'
ખખડધજ ઇમારત હતી શ્વાસની.

## વરસાદના એક ટીપાની જેમ / *યશવંત ત્રિવેદી*

એવા અનરાધાર વરસાદની હું શતાબ્દીઓથી પ્રતીક્ષા કરું છું–
જે યુગોથી સંચિત મારા વિરહનાં અશ્રુજલની એક છોળથી ભીંજવી શકે સ્વર્ગને!

આજ સુધી વરસાદ એકલતાની જેમ વરસ્યા કર્યો છે પાર્લાની શેરીઓમાં
રૂંધાયેલા કંઠે ઝરમર વરસ્યા કર્યો છે વ્યાકુળતાની જેમ જુહુની બારીઓમાં
સારિકા પંજરસ્થાના સળિયા જેવી ધારે વરસ્યા કર્યો છે તારી ચોતરફ
ને તું પીંજરમાં કેદ બંદિની સમી સજલ નેત્રે ભીતિથી ધ્રૂજતી
વરસાદનાં ટીપાંને ગોઠવતી રહી છે કવિતાનાં પૃષ્ઠો ઉપર...

—હવે તોડી નાખ યુગોથી બાંધેલા હૃદયના કારાગારને વર્ષાના ઝંઝાવાતથી!
મુક્ત થયેલા ગીતની સહસ્રધારામાં ભીંજવી દે તારા સોનેરી કેશરાશિને!
ગાલ ઉપર ઝીલતી રહે ટપ્ ટપ્ ટપકતી આ શાશ્વતીની ભીની ક્ષણોને...
હું એટલે જ આ ઝનૂની વરસાદને ઝંખતો હતો જમાનાથી
જે વાંસના પર્ણની સોઈ જેમ ત્રોફી નાખે તારા હૃદય ઉપર મોરના કેકારવને...

આજે પ્રથમ વાર અવ્યક્ત વાણી તૃણ થઈને વહેવા માંડી છે!
આજે પૃથ્વીના નવા જીવનનો પ્રારંભ થાય છે આકાશના કિનારાને શોધવાનો
વરસાદથી ભીની થયેલી લાગણીઓને ઇન્દ્રધનુષ જેમ સંતાડી દેવાનો તારાં નેત્રોમાં...!

આજે મને કંઈ નહિ થાય આ શતાબ્દીઓના મૂશળધાર વરસાદથી–
તું મને ભીતિથી પકડી ન રાખ, મીતા!
મેં નવી આશાથી મુઠ્ઠીમાં જકડી રાખી છે જિંદગીને–
વરસાદના એક ટીપાની જેમ...!

## હવા / અશોક ચાવડા

એકે જગાએ સ્થિર થઈને ના મળી હવા
ભટક્યા કરે છે ચોતરફ બેબાકળી હવા.

કારણ વગર કાળાશ કૈં એને નથી મળી
તણખા સુધી પહોંચી જતા થોડી બળી હવા.

પાણી મહીં પાણી થઈને એ રહી શકે
સાચે જ છે આ પાણી કરતાં પાતળી હવા.

ભૂલો પડું છું હું પછી ખુશબુના દેશમાં
છોડી અગર જો જાય મારી આંગળી હવા.

કોઈ અગોચર દેશમાં 'બેદિલ' મૂકી જઈ
મારા સુધી ના આજ પણ પાછી વળી હવા.

## ગઝલ / સાહિલ

લખાશે કહો કેમ જીવતરનાં નામાં,
ઘણાં સગપણો નીકળ્યાં છે નનામાં.

કોઈ આંખમાં સૂર્ય વાવી ગયું છે,
થતા જાય છે આઈનાઓ નકામા.

સતત ચાલવું એટલે જિન્દગાની,
અને જીવ ઝંખી રહ્યો છે વિસામા.

છે સંબંધ સોનું પૂરું સોળ વલ્લાં,
છતાં લાગણી પર પડ્યાં છે ચકામાં.

ન કોઈ હાથ આવે છતાં જીવજીના,
છે એવા ને એવા 'સાહિલ' ઉધામા.

## ચાર ગઝલ / ગુણવંત ઉપાધ્યાય

### (૧)

ખૂબ અઘરું દોસ્ત, દર્પણ લોક દર્શાવ્યા કરે,
પાણીમાં ઝીલેલ કોરા બિંબ કતરાયા કરે.

લોકમોંએ લાખ વાતો રોજ પડઘાયા કરે,
કયા અજાણ્યા કારણે કાંટાયે ચર્ચાયા કરે?

લાખ કોશિશ દર્દ ભૂલવા મેં કરી પણ જોઈ છે,
તો ય ભીતર દર્દ એનાં મૂળ ફેલાવ્યા કરે.

થાય કે ઊખડી જ જાઉં એક ઝટકે મૂળથી
કેમ માટી મેલાં ઘેલાં હેત વરસાવ્યા કરે?

રણ મહીં તો છોડનું ટકવાનું કારણ એ જ કે,
રેતનાં ટીલાં હંમેશાં સ્થાન બદલ્યાં કરે.

### (૨)

ખૂબ અઘરું દોસ્ત છે આંસુ સમાન્તર થઈ જવું,
એક ક્ષણમાં પ્રીતથી પૂરતાં અવાન્તર થઈ જવું.

દોસ્ત મારી છાતીનો ધબકાર ઇચ્છે છે વિદાય,
ખૂબ વસમી પળ હતી પ્રિયનું સ્થળાંતર થઈ જવું.

કાલ સુધી કોઈ ખીલ્યાં ફૂલની ખુશબો હતાં,
આપણાં ભાગ્યે લખાયું ક્ષણ-ક્ષણાન્તર થઈ જવું.

આવીને અજવાળતું ના કોઈ ચહેરાને હવે,
સાંજ ઢળતાં સૂર્યનું દર્પણ દિગાન્તર થઈ જવું.

લૂછવા યત્નો હતા સૌ ચન્દ્ર પરનાં ડાઘને
ડાઘનું ગુણવન્તના નામે રૂપાન્તર થઈ જવું.

### (૩)

ખૂબ અઘરું હસ્તધૂનન દોસ્ત, દુશ્મન હાથથી,
એથી અઘરું ચાલવું પગલું દબાવી વ્હાલથી.

શબ્દ તો કુનેહના શંકાથી પર હોતા નથી,
તે છતાંયે કાંટા ભૂલી ફૂલ ચૂંટવાં શાખથી.

વન્ય-સૃષ્ટિ જેમ છો સંસ્કારહીણાં હોય પણ,
રંગ નૂતન પામવાને યત્ન કરવા પ્યારથી.

મૂલ્ય અદકેરું જરૂરી આંકવું છે અશ્રુનું,
આંખથી છલકી પડી એ ધૂળ મળતાં ભાવથી.

પ્રેમના નામે અગર વ્યવહાર ચોખ્ખો હોય તો,
દુશ્મનો પણ દૂર રહેશે આગ જેવી આગથી.

### (૪)

ખૂબ અઘરું છે જાત માટે જાતથી લડવું,
એથી અઘરું હારવું ને ખુદ લડથડવું.

આમ તો ફાવી ગયું છે રોજના જેવું,
અમથે અમથું કોઈને કારણ વગર નડવું.

કોઈને ક્યાં પાલવે કે સહેજ પણ ફાવે,
સર્વથા ખોવાઈ જાવું, સર્વથા જડવું?!

પિંજરાવત્ આટલાં વરસોને ગણવામાં,
આભ પહોળી પાંખને ભુલાયું ફડફડવું.

કોચલાને તૂટવાનો ભય સતત લાગે
આપણે પણ ક્યાં સુધી બસ આમ બડબડવું?!

## પૅલેસ ઑન વ્હીલ્સ / હસમુખ કે. રાવલ

બાંડા-બૂચા પર્વતો
ખોડંગાતા ખોડંગાતા
દૂરથી આવી : જી હજૂર - બોલી
માથું ઝુકાવી ચાલ્યા જાય...

ધમમ... ધમમ... બ્રિજ તળે
ટૂંટિયું વાળી, મોં સંતાડી, સૂતેલી
વિવસ્ત્રા નદીના
વાંસાનો કણસાટ
પીઈઈઈપ.. પીઈઈઈપ... પ્રલાપતી વ્હીસલ
હબડક.... સબડક... હબડક.. સબડક...
પી જાય...

પછી
આકાશનો ભૂરો કાચિંડો
રાતો-પીળો થવા માંડે
ને
ચક્રવર્તી રાજાના મુગટ જેવી
ઝાકમઝાળ ચીમનીઓ
નાકે હાથ મુકાવે
ત્યારે
હે વત્સ,
બીજા હાથે બ્રીફ-કેસ
ઉપાડી લેવી.
કાળું-પીળું પાટિયું ચીતરી
દોડી આવતું સ્ટેશન
હેવન ઑન અર્થ
અહીં જ છે, અહીં જ છે, અહીં જ છે.

## ગણિતકાવ્ય / હસમુખ કે. રાવલ

ત્યાં
કૅલ્ક્યૂલેટરથી કૂદકો મારી
કમ્પ્યૂટરની સીડીઓ પર
ગુણાકારનાં સડસડાટ પદ માંડતો બાપ,
બારીમાં બેસી બકરી પાસે
બેં બેં શીખતા
દીકરાને જોઈ ઊભો થાય છે,
માથે ટપલી મારી કોમળતાથી કાન આમળે છે,
ચૉકલેટ આપી, પડખે ખેંચે છે
ને
સ્લેટ-પેનના સરવાળા શીખવતો પોરસાય છે.

તો અહીં રસોડામાં
દીકરાની મા :
ઝટ જાઓ, ચંદનહાર લાવો - ની ધૂનમાં
અનઘડ બાદબાકીઓ ગાતી મશગૂલ છે...

ને પેલા ખૂણામાં
અંધારામાં
લાંબી-પહોળી રકમો
ભાગી ભાગી હાંફી ગયેલા
દીકરાના દાદાના
ભાગાકારમાં સાવ છેલ્લે
શેષ વધ્યા છે : દાદા
હવે
દાદાનો સરવાળો દાદા
દાદાનો ગુણાકાર દાદા
દાદાનો ભાગાકાર દાદા
ને બાદબાકી પણ...

## કરો ખમૈયા / લલિત ત્રિવેદી

કરો ખમૈયા
કહાં હો, સૈંયા?

જણસ, રમૈયા!
છે ભુલભુલૈયા

દશે દુવારે
ખડા સિપૈયા!

નુરત-સુરત શું?
હું ઠાગાઠૈયા!

ધમણ, પવન, તન
તુમુલ છે, મૈયા!

ફિરત ફિરત હું
પકડ લે બૈયા!

ત્રિવિધ તપીએ
અમે જપૈયા!

ક્યા સચ હે, સાહિબ?
મીરાં? કનૈયા?

## શોધ્યો છે તને / ચંદ્રેશ મકવાણા 'નારાજ'

આવરણની પાર પેલે પાર શોધ્યો છે તને,
મેંય બારોબાર, બારોબાર, શોધ્યો છે તને.

સાવ ખુલ્લી આંખથી નજરે ચઢ્યો ના એ ક્ષણે,
ઓલવી બે આંખનો વિસ્તાર, શોધ્યો છે તને.

ક્યાંક તડકો, ક્યાંક સંધ્યા, ક્યાંક ઝળહળ રોશની,
ક્યાંક ઓઢી રાતનો અંધાર, શોધ્યો છે તને.

આપણા છૂટા પડ્યાથી આજની આ ક્ષણ સુધી,
મેં સમયની સાવ હારોહાર, શોધ્યો છે તને.

આમ તો પરવા જ ક્યાં છે કોઈની 'નારાજ'ને,
તોય તારો સાચવી અણસાર, શોધ્યો છે તને.

## જીવે છે / ભરત વિંઝુડા

બેહયાતીનું ભાન જીવે છે
ઘર નહીં પણ મકાન જીવે છે.

કંઈક સમજાય છે નવીન મને
ત્યાં સુધી જૂનું જ્ઞાન જીવે છે.

કોણ જીવે અનંત કાળ સુધી
જે રીતે આસમાન જીવે છે.

સાવ સાદીસીધી સરળતા લઈ
કોઈ જીવન મહાન જીવે છે.

તું લખે ત્યાં સુધી ને આજ સુધી
એક અસદુલ્લાખાન જીવે છે.

## ચાર હાઈકુ / પરાગ ત્રિવેદી

(૧)

વીરડા સૂકા
નદીતટમાં, ભીની
ખેડૂતઆંખ

(૨)

પ્રશાંત રાત,
તમસ સાથે કરે
તમરાં વાત!

(૩)

લક્કડખોદ,
બેસી વૃક્ષે, વૃક્ષને
મારતું ચાંચ!

(૪)

ટોળું રંગોનું,
ચડીને વૃક્ષે, બેઠું
ડાળીએ-ફૂલ!

## ગઝલ / 'રાઝ' નવસારવી

દિવ્યતમ પ્રેમનું છે ધામ ગઝલ
ભાવકો છે સુદામા, શ્યામ ગઝલ.

તે બનારસની છે સવાર કદી
કોઈ વેળા અવધની શ્યામ ગઝલ.

શ્વાસની આવજા છે શે'ર એના
જિંદગીનું છે બીજું નામ ગઝલ.

થાય સૌને કે વાત મારી છે,
એ જ સાચી છે, એનું નામ ગઝલ.

'રાઝ'ના રોમેરોમમાં તું છે,
તને વંદન ઓ નેકનામ ગઝલ.

## જોવા દે / રમેશ આચાર્ય

ખોલ બારી બહાર જોવા દે,
આજ તડકાની ધાર જોવા દે.

આટલામાં કશેક મા ગઈ છે,
તો ગલૂની પુકાર જોવા દે.

પોંક બરના ઘઉં હિલોળા લે,
કુંજની ઉપર હાર જોવા દે.

ખબર દિવસે નથી જરા લીધી,
રાત ટાઢી છે વાર જોવા દે.

રાત આખી વંટોળ ફૂંકાયો,
માંડ ઊગ્યું સવાર જોવા દે.

## વાંચ મા / હરદ્વાર ગોસ્વામી

પ્રેમ પ્રકરણ આહલાદક વાંચ મા
એનું સરવૈયું છે દાહક, વાંચ મા.

આભમાં રહેવા ગયા છે માણસો,
કોઈ પણ વાદળને ચાતક, વાંચ મા.

હું ગઝલનો શે'ર છું સાહેબજી
તું મને અખબાર માફક વાંચ મા.

જાત પણ મેં દઈ દીધી છે કોઈને,
પાયમાલી મારી યાચક વાંચ મા.

વારતાનું સાવ કોરું પૃષ્ઠ છું,
આંખ પ્હોળી રાખી પાઠક વાંચ મા.

## મારા મહીં જે સળવળે / દત્તાત્રય ભટ્ટ

એક મોજું રેતમાં જઈ ટળવળે
આંખમાં છે વેદના ભડભડ બળે.

હું તમારા શહેરમાં પહોંચી ગયો
મેં હતું પગલું ઉપાડ્યું અટકળે.

હું અતીત છું, એટલે ચકચૂર છું
મેં સમયને ગટગટાવ્યો પળપળે.

હાથ મારો હાથમાં તું લે ભલે
શું થશે જો હસ્તરેખા ના મળે?

આ હળ્યો કાગળ વિશે, લે! જોઈ લે!
એ જ છે, મારા મહીં જે સળવળે.

## બે પથ્થરોની વચ્ચેથી / યોગિની શુક્લ

અરે!
ગામને પાદર આવેલ તળાવ મધ્યે
ખીલ્યું હતું પુષ્પ કમળનું
ગઈ કાલે જ તો!
પૂર્વની અટારીએથી
ઊગ્યો હતો સૂર્ય ઝળહળ
ગઈ કાલે જ તો!
પેલા વડલાની શીળી છાંય તળે
જંપી ગયું હતું એક બાળ ભોળું
ગઈ કાલે જ તો!
અને
આજે સવારે જોઉં છું
છિન્ન ભિન્ન બધું-
કણકણ બધું-
રાખરાખ બધું-
હવે?
હસ જરા, બંધુ!
આ ઝીલવા નહિ ચહે?
ઘેરાયાં છે ઉપર વાદળ,
બનશે હમણાં પૃથ્વી જળજળ;
ને પથ્થરોની વચ્ચેથી
ફૂટી નીકળશે
એક અમથી કૂંપળ!

## આંદોલન / *હર્ષદ ત્રિવેદી*

બચપણમાં
મંદિરની ઝાલર વગાડતી વખતે
ક્યારેક થીજી જતો
લાકડાની હથોડીવાળો હાથ
ને હું ખોવાઈ જતો અનુરણનમાં.

આજે કામાતુર બનીને
ધસી આવું છું આવેગથી
તારા ઉપર
ત્યારે ચન્દ્રની ઝાલરને
ખરતા તારોડિયાથી
આંદોલિત કરતો હોઉં એવું લાગે છે!

મને ખબર નથી પડતી
તું બજી ઊઠી છે કે સજી ઊઠી છે
અને હું
માદક-મીઠી-આછી સુગંધ થઈ
પ્રસરી રહું છું એક આંદોલનની માફક
તારા અણુએ અણુમાં!

## સ્વાંગ / *હર્ષદ ત્રિવેદી*

વેરવિખેર
તાંતણા ફરક્યા કરે છે હવામાં.
ચાંદનીનું આખેઆખું વસ્ત્ર
રફેદફે કરીને
રાત્રિના સૌંદર્યને જોતો
મરક્યા કરે છે નિર્લજ ચંદ્ર,
જે આવ્યો હતો
રચીને રફૂગરનો સ્વાંગ!

## લોથલ/ પ્રવીણ પંડ્યા

સીધા સપાટ
પડ્યા છે ખારાપાટ
કાળી સડકની ચોપાસ.
યોજનો દૂર સુધી પથરાઈ છે.
એવી નીચી અને સમથળ જમીન
જાણે
હમણાં જ હટ્યો છે,
એના પરથી સમુદ્રનો ભાર
જે અનુભવાય છે
ત્વચા પર બાઝતા પ્રસ્વેદના ખારમાં.
લોથલ,
સિંધુ સંસ્કૃતિનું ગૌમુખ,
ક્યાં?
પેલા ટીંબા-ટેકરામાં?
જેટલું શોધાયું છે
એનાથી અનેકાનેક ગણું ખોવાયું છે.
મારા પગ તળેની જમીનમાં
ક્યાં સુધી ફેલાઈને પડ્યાં હશે મારાં મૂળ?
લોથલ જ મારું કુળ!!
ચારે તરફ છે ઉગ્ર તડકો
અને ધૂળ ધૂળ કેવળ ધૂળ,
ગોગલ્સ ચડાવી લઉં આંખ પર
તો આ કઠોર વર્તમાન
બની જાય અતીત જેવો ધૂંધળો
પણ હું તો મૂળ ખોઈ ચૂકેલી નદીના કિનારે કિનારે
ચાલતો આવ્યો છું મારા ઉદ્ગમ બિંદુ સુધી.
જે ચીવટપૂર્વક શોધી કઢાયું છે
તે જોઉં છું,
ક્યાંક દેખાય છે ઓરડાની અડધી દીવાલ
ક્યાંક ચોકડી રચે છે રસોડાનાં એંધાણ
ક્યાંક જોઉં છું સામૂહિક સ્નાનાગાર.
અને ત્યાં!!
તડકાથી છલોછલ ભરાયેલો પડ્યો છે
વહાણ લાંગરવાનો
ખાલીખમ્મ ઊંડો-વિશાળ ધક્કો,
એવું લાગે કે
અબઘડી લાંગરશે વહાણ
જે ક્યારેક મધદરિયે ડૂબ્યા હશે
પછી એ દરિયોય ડૂબ્યો હશે
કોણ જાણે ક્યાં?
પણ બે ઘડી એવું લાગ્યું
જાણે
અનેક પ્રકારના ધ્વનિ વાતાવરણમાં ઉભરાશે
હજ્જારો વર્ષ પૂર્વનો મારો માનવસમાજ
હરતોફરતો થશે
કેવી હશે ભાષા?
કેવાં હશે ગીતો?
કેવાં હશે વસ્ત્રો-વણાટ-પોત-રંગ?
'ડિસ્કવરી ઑફ ઈન્ડિયા'માં વર્ણવાયા પ્રમાણે હશે બધું?
અને
જે ઠોસપણે ચારે તરફ છે.
ભૂમિ તળે છે
ભૂમિ ઉપર છે.
મારા શ્વાસમાં

લોહીમાં
ભાષામાં
વાચામાં છે
તે શું હજુ શોધવાનું છે?
ઓ અતીત
હું તને કેવી રીતે ઉખેડીશ
અને કેવી રીતે શોધીશ
જ્યારે
પડછાયાથી કપાયેલા તડકાની જેમ
વેરવિખેર પડ્યો છે મારો વર્તમાન?
કઈ રીતે જોડીશ
હું ટુકડે-ટુકડા થઈને તૂટી પડતા
મારા સૂર્યને?
લોથલ,
નિશ્ચેત પડ્યું છે સામે
મને ખુલ્લી આંખે તાકતું
અબઘડી સજીવન થવાની ભ્રમણા રચીને.
મ્યૂઝીઅમમાં લોકો
એ સમયના સિક્કા અને તેના પરની લિપિ
આભૂષણ-સાધન-ઈત્યાદિ જોઈ રહ્યાં હતાં
અને
હું મારો થેલો દરવાન પાસે મૂકી
બહાર પાણી પીવા નીકળ્યો,
સૂર્ય માથે આવી ગયો હતો,
તડકામાં ઊભા ઊભા
પાણી પીને મ્હોં ધોતાં ધોતાં
મેં
તડકાથી ભરાયેલા આકાશ તરફ જોયું,
એવું લાગ્યું
જાણે હું અને લોથલ
ઊભા હતા કોઈ વિરાટ દર્પણમાં
પરસ્પરને નીરખતા!!!
એણે મને કહ્યું :
'ભાઈ, આ તો સિંધુ સંસ્કૃતિના અવશેષ છે
જે વિકસીને વિસ્તરતી રહેલી
દશે દિશાની ક્ષિતિજે,
આજે પણ એનાં મૂળ મનમાં રાખીને
વસી રહ્યાં છે અસંખ્ય મનુષ્ય
અમેરિકા
ઈંગ્લન્ડ
જપાન
તિબેટ
મોરેશ્યસ
પાકિસ્તાન
એવા અનેક વર્તમાન રાષ્ટ્રમાં,
એ જેટલી મુક્ત છે
એટલો જ મુક્ત
તું પણ હોવો જોઈએ.'
સાંજ થતાં
સોનેરી તડકો ઓઢી
હું ત્યાંથી પાછો ફર્યો,
ગારના લીંપણમાં
સુરેખ હથેળીઓથી પડાયેલી ભાત જેવું લોથલ
જળહળે છે મારી સ્મૃતિમાં,
હું જાણું છું
કે
મારી સંસ્કૃતિ એ જ છે
જેને સીમાડા નથી જ નથી.

## સાઈકલ / હરદ્વાર ગોસ્વામી

મ્હેક મારગ નીકળી છે સાઈકલ,
પ્લેનની સામે પડી છે સાઈકલ.

હોય કાલે આભમાં, તો ના નહીં,
આજ અમને આવડી છે સાઈકલ.

લોક નહિતર લોહી ચૂસી લે બધું,
એથી વજ્જર ચામડી છે સાઈકલ.

જે કદી પોતા સુધી જાતો હતો,
એ જ મારગમાં જડી છે સાઈકલ.

બાપ આગળ બ્રેક લાગી જાય છે,
સાવ પરવશ બાપડી છે સાઈકલ.

બમ્પ ઝાકળના સતત આવ્યા કરે,
ફૂલને રસ્તે ચડી છે સાઈકલ.

હાથ હૅન્ડલ, બેઉ પગ પૅડલ થયા,
ત્યારે અમને પરવડી છે સાઈકલ.

જાતમાં માણસ પ્રવેશી જાય તો?
જાત સામે પણ લડી છે સાઈકલ.

## વાર્તાનું શું? / પ્રફુલ્લ રાવલ

તારી વાર્તાને મળતો નથી અંત
મારા અંતને નથી મળતી વાર્તા.

હું બૃહત્સંહિતામાંથી વાંચું છું શુકન-અપશુકનની કથા
ને અંધકારમાં સાંભળું છું બારણાની વચોવચ બેઠેલી
બિલાડીનો મલ્હાર.

ત્યારે ઘુવડની આંખમાં આડે પડખે થઈ છે રાત
મોભારે ચીબરી બંધ આંખે ચોરની કરે છે પ્રતીક્ષા.

હું ઈશાનની ત્રીજી આંખમાં જોવા મથું છું મારું પ્રતિબિંબ
ને મળી જાય છે તારી વાર્તાનો અંતઃ
પણ મારા અંતની વાર્તાનું શું?

## ધક્કામુક્કી Brain / *હરદ્વાર ગોસ્વામી*

ધક્કામુક્કી ધક્કામુક્કી ધક્કામુક્કી brain,
આજ સવારે ચૂકી ગયો છું ઈચ્છાઓની train.

હાથવેંતમાં ચૂકી ગયો છું નખનાં સઘળાં ગામ,
આંગળિયુંથી ગણતો રે'તો દખને હમણાં આમ.

તરસ ભરેલા ડબ્બામાં છે વગર ટિકિટે rain,
આજ સવારે ચૂકી ગયો છું ઈચ્છાઓની train.

મારી છાતીના પાટા પર રોજ દોડતું આભ,
તો ય કદી ના સ્ટેશન આવ્યું, શુભ, મંગળ કે લાભ.

બે પાટા જો, ક્ષણ ભેટે તો મટે આપણું pain,
આજ સવારે ચૂકી ગયો છું ઈચ્છાઓની train.

ધસમસતા દુઃખને આપે છે લીલી ઝંડી કોણ?
એન્જિન થાતી જાત અમારી તો ય અમે તો ગૌણ!

સપનાંઓનો કાટમાળ છે, મંગાઓ રે crane,
આજ સવારે ચૂકી ગયો છું ઈચ્છાઓની train.

## સામે / *મુકુન્દ પરીખ*

સામે
વૃક્ષ
થયું છે
શુષ્ક...

પવન બિચારો
આવે
ને મસ્તક
ઢાળી જાય...

હાડપિંજર
શૂન્ય અવકાશે
ઊભું ઊભું
હિજરાય...

ઊભરે
પર્ણ-ફૂટના
અણસાર
ભીતર
વૃક્ષનાં વન
સજીવન થાય...?

## શિશુકાવ્યો

### ખાલી જગ્યા પૂરો / મૌન બલોલી

એકડે એક
કેવી રાખશો ટેક?
બોલો બોલો
કેવી રાખશો ટેક?
બોલો દીકરા
કેવી રાખશો ટેક?
બોલો દીકરી
કેવી રાખશો ટેક?
.... ... ...
બગડે બે
કોણ સાથ દે?
બોલો બોલો
કોણ સાથ દે?
બોલો દીકરી
કોણ સાથ દે?
બોલો દીકરા
કોણ સાથ દે?
.... ... ...
ત્રગડે ત્રણ
કોને કહીશું ભણ?
બોલો બોલો
કોને કહીશું ભણ?
બોલો દીકરી
કોને કહીશું ભણ?
બોલો દીકરા
કોને કહીશું ભણ?
.... ... ...
.... ... ...
ચોગડે ચાર
ક્યારે જાઓ છો બહાર?
બોલો બોલો
.... ... ...
.... ... ...

પાંચડે પાંચ
કેમ આવે છે આંચ?
બોલો બોલો
.... ... ...
.... ... ...
છગડે છ
ક્યાં રહે છે 'ઢ'?
બોલો બોલો
.... ... ...
.... ... ...
સાતડે સાત
કેવી રીતે કરશો વાત?
.... ... ...
.... ... ...
આઠડે આઠ
કેવા ભણાવશો પાઠ?
બોલો બોલો
.... ... ...
.... ... ...
નવડે નવ
ક્યારે બગડે ભવ?
બોલો બોલો
.... ... ...
.... ... ...
એકડે મીંડે દસ
કોને કહેશો વસ?
બોલો બોલો કોને કહેશો વસ?
બોલો દીકરી કોને કહેશો વસ?
બોલો દીકરા કોને કહેશો વસ?
વિદ્યાને કહીશું બસ.
.... ... ...
.... ... ...

ડૉ. રમેશ આ. ઓઝા

**SLEEP CLOSE TO ME** / *Gabriela Mistral*

Fold of my flesh
I carried in my womb,
Tender trembling flesh
Sleep close to me!

The partridge sleeps in the wheat
Listening to its heartbeat,
Let not my breath distrub you
Sleep close to me!

Little tender grass
Afraid to live.
don't move from my arms;
Sleep close to me!

I have lost everything,
And tremble until I sleep.
Don't move from my breast;
Sleep close to me!
(Translated from Spanish by D.M.Pettinella)

## સૂઈ રહેજે મારી કને

*ગાબ્રિએલા મિસ્રાલ (ચિલી) (૧૮૮૯-૧૯૫૭)*

*અનુ. : ડૉ. રમેશ આ. ઓઝા*

નાજુક ફરકતા જીવ
તું મારા જ માંસનો પાસ
વહું મારા ઉદરે
સૂઈ રહેજે મારી કને!

ઘઉંના કણમાં સૂતું બીજ
સાંભળે ઉર-ધબકાર
શ્વાસોચ્છ્વાસ ચાલે મારા
પહોંચાડે ના ખલેલ તને
સૂઈ રહેજે મારી કને!

નાજુક મારા તૃણાંકુર
જીવવાથી શાને ડરે
હાથોમાં તું રહેજે
ના કદી દૂર થજે
સૂઈ રહેજે મારી કને!

મેં તો ખોયું સર્વ
ને નિદ્રા સુધી રહું ધ્રૂજી
સ્તનોને વળગી રહેજે
સૂઈ રહેજે મારી કને!

(ગાબ્રિએલા મિસ્ત્રાલ (Gabriela Mistral) લુસિલા ગોદોય અલ્કાયાગ (Lucila Godoy Alcayaga)નું ઉપનામ છે. ચિલી દેશના વિકુના શહેરમાં એ જન્મ્યાં. ઈ.સ. ૧૯૫૧માં એમને 'Sanetos de Muerte' પુસ્તક માટે સાહિત્યિક પુરસ્કાર પ્રાપ્ત થયો. ઈ.સ.૧૯૪૫માં તેમને વિશ્વવિખ્યાત નોબેલ પુરસ્કાર મળ્યો. તેઓ મહાન સ્પેનિશ સર્જકોમાંનાં ઊર્મિકવિતાનાં સમર્થ સર્જક તરીકે ખ્યાત થયાં.)

## SLOW RAIN / *Gabriela Mistral*

This water, sad and fearful,
like a child who suffers,
before touching the earth,
fades away.

Calm the wind, calm the tree–
but in the tremendous silence,
this lean, bitter song
is falling.

The sky is like a heart,
immense, opening up, bitter.
It is not rain: it is a bleeding,
long, and slow.

Men in houses
do not feel this bitterness,
this sad flow of water
out of the heavens.

This long and tiring
descent of conquered water,
towards Earth, recumbent,
and paralysed!

It is raining... and like a tragic jackal
the night watches over the land.
What is going to spring up, in the shadow,
out of Mother Earth ?

Will you sleep, whild outside
Falls sufferring, this slow water,
this leathal water, sister
of death?

(Translated from Spanish by Gunda Kaiser and James Tipton)

## ઝરમર

*ગાબ્રિએલા મિસ્ત્રાલ (ચિલી) (૧૮૮૯-૧૯૫૭)*

*અનુ. : ડૉ. રમેશ આ. ઓઝા*

કંતાઈ ગયેલા બાળકની જેમ
વિષાદ અને ભય જગવતું છે
આ ઝરમરતું જળ
ઊડી જાય જે ધરતીને સ્પર્શતાં પહેલાં.

શાંત છે પવન ને વૃક્ષ છે શાંત
પણ ભયાનક શાંતિમાં
વહે છે આ પાતળું વેદનાભર્યું ગીતનું વહેણ

હૃદય છે આકાશ જેવું વિશાળ
અને ઊઘડે છે વેદનાથી ભર્યું ભર્યું
આ વર્ષા નથી
આ તો છે પ્રલંબ, ધીમી રક્તની ઝરમર.

ઘરમાં પુરાયેલાં માણસો
આ વેદના નહિ અનુભવી શકે,
જળપ્રવાહની આ ઉદાસી
વહે છે સ્વર્ગની બહાર.

આ ધરતી ભણી જતાં પ્રલંબ ને વિશ્લથ,
પતન પર વિજય મેળવતાં
સૂતેલાં, શક્તિવિહીન જળ.

વરસે છે... અને
ભૂમિ પર રાતે ધ્યાનથી
જોતા દુ:ખી શિયાળની જેમ.
આ ભૂમિની બહાર,
ઓછાયાં, કૂદકા મારતાં
શું થશે?

આ ધીરાં પાણી
આ પ્રાણઘાતક વારિ
મોતની બની દેવી
સૌને દુભવતી હોય
ત્યારે તમે શું ઊંઘશો?

# ગઝલના વાતાવરણમાં શ્વસતો ગઝલકાર

*ગુલામ અબ્બાસ 'નાશાદ'*

છેલ્લા દોઢેક દાયકાથી મુશાયરાના મંચ પર સફળ સંચાલક તરીકે પોતાને સ્થાપિત કરી ચૂકેલા શોભિત દેસાઈ પોતાની અઢી દાયદાની ગઝલયાત્રાને અંકિત કરવા પોતાની ગઝલોને ગ્રંથસ્થ કરી 'અહમ્ ઓગાળવા આવ્યા'ના શીર્ષક સાથે ઉપસ્થિત થઈ રહ્યા છે. ગઝલ શિરોમણિ મરીઝથી લઈને હમણાં સુધી નવોદિતોની સોબત એમણે માણી છે ત્યારે એક સ્વાભાવિક વાત એ બને કે કોઈ પ્રભાવશાળી કે મનગમતા ગઝલકારની અસર હેઠળ થયેલી સર્જકની રચના મળે, પરંતુ આ બાબતમાં શોભિત દેસાઈ સજાગ રહ્યા છે અને ખુમારી સાથે ખાતરી આપતા કહે છે,

છો કલમ તૂટી જતી પણ નહિ કદી કરીએ નકલ,
એવી ખુદ્દારી - કોઈના જેવા લાગીશું નહિ. (પૃ.૧૧૯)

આ એમનો ઇરાદો બીજા સર્જકો - ખાસ કરીને નવોદિતો - એ બોધ લેવા જેવો બન્યો છે. સર્જકે હંમેશાં સજાગ રહેવું જોઈએ કે પોતાની કૃતિમાં પોતીકાપણું નિખરવું જોઈએ. તો જ કહી શકાય કે,

કોયલોના આ તરબતર ટહુકા
મારાં કાવ્યોનો પ્રાસ લાગે છે. (પૃ.૧૨)

ટહુકામાં કાવ્યોનો પ્રાસ જોતાં કવિને પ્રેરણાસ્રોત સમું સ્મરણ, સર્જનાત્મક ઉત્સાહ ક્યારે અને કેવી રીતે આપે છે તે જોઈએ,

કોઈ નિશ્ચિત સમય પર તું ક્યારે યાદ આવે છે,
બપોરે, સાંજે, રાતે ને સવારે યાદ આવે છે. (પૃ.૪૦)

ગઝલ ભલે તમામ વિષયોને આવરી લેવાની ક્ષમતા ધરાવતો કાવ્યપ્રકાર છે, પરંતુ છંદ ને લય સાથે આગવો મિજાજ તેમજ નજાકત આ કાવ્ય-પ્રકારનું કાવ્યસૌંદર્ય છે. આવી જ નજાકાત કવિની ફરિયાદમાં પણ જોવા મળે છે :

સાવ વેરાણ સ્વપ્ન મારું થઈ ગયું,
એમનું ઘર આ જ હોવું જોઈએ. (પૃ.૫૭)

*

યાદના પર્દા ઉપર આજે ય આવો છો તમે,
આંખ દ્વારા તમને જોવાના દિવસ ચાલી ગયા. (પૃ.૬૪)

યુવાનીમાં પ્રવેશ પામતાં જ ગઝલના મોહમાં ગઝલમય જીવનના આકાંક્ષી સર્જકને આજે અનુભવ થાય છે,

કરશો ન શોક, નબળી બોલી સમાઈ ગઈ છે,
તમને ગમી હતી એ ભાષા ભુલાઈ ગઈ છે. (પૃ.૭૧)

એ છતાં સર્જકને સંઘર્ષ પસંદ છે અને પ્રયાસોમાં વિશ્વાસ રાખે છે, કવિનું સર્જન કવિનું આંતરવિશ્વ ઉજાગર કરે છે અને એટલે જ શોભિત દેસાઈ પાસેથી કેટલીક એવી પંક્તિઓ મળે છે જે એમની સંઘર્ષમય પ્રવૃત્તિનો ચિતાર આપે છે.

મોતને ઘૂંટ્યા કરીશું તો બધું બગડી જશે,
પર્ણની માફક પડ્યા રહીશું, પવન ઘસડી જશે. (પૃ.૧૦૭)

ગઝલકાર શોભિત દેસાઈનો ઝુકાવ આધુનિક ગઝલો તરફ રહ્યો છે છતાં પ્રયોગખોરી કે અખતરા-બાજીથી એ પર રહ્યા છે. એ સમજી શક્યા છે કે નવી ગઝલોને ઉડાન માટે પણ ભૂમિ તો પરંપરાની જ જોઈએ, કારણ કે આજનું પરિવર્તન શક્ય છે આવતી

કાલની પરંપરા હો. હવે શોભિત દેસાઈએ આ સચ્ચાઈને દૃષ્ટિમાં સતત જીવંત રાખી છે એના પુરાવા આપતા કેટલાક શેર ધ્યાનાકર્ષક બન્યા છે :

વેર લેવાનો નવો રસ્તો કહું,
શત્રુ ઉપર એક બીજો ઉપકાર કર. (પૃ.૧૨૫)

આવે વંટોળ કે પડે પગલાં,
રેતીનો ઢગ ગઝલની ભાષા છે. (પૃ. ૬)

આજ તેં આંખ ફેરવી લીધી,
કાલે બેઠો'તો તારી પાંપણમાં. (પૃ. ૧૬)

આજે ચઢી રહ્યો છે નશો ત્રણ ગણો મને,
છે ચાંદની, તમે છો ને લહેરાય છે પવન. (પૃ. ૨૨)

મૃગજળો ઊપસી આવ્યાં આબેહૂબ,
મેં બહુ સાચવીને રણ દોર્યું. (પૃ. ૯૩)

કવિ શોભિત દેસાઈ સ્વ. મરીઝની ગઝલો પ્રત્યે અહોભાવ રાખે છે. એમના કદાચ સૌથી પ્રિય ગઝલકાર એ છે. છતાં સંગ્રહમાં ક્યાંય એમનું નામ ન જોતાં અચરજ થાય છે. શોભિત દેસાઈની ચકોર નજર અને જિજ્ઞાસુ સ્વભાવે પોતાની કૃતિમાં સામાન્યથી અસામાન્ય વિષયો સમાવવાનો પ્રયત્ન કર્યો છે. એનાં કેટલાક ઉદાહરણ...

સમય આવી ગયો છે લાગણીને નામ દેવાનો,
સંબંધો આપણા મોઘમ, સરળ ભાષામાં કહી દઈએ. (પૃ.૫)

વૃદ્ધો સામાન્યતઃ ઊઠી વહેલાં,
દીર્ઘ દિવસ જીવે છે ઘડપણમાં. (પૃ.૧૬)

પ્રાર્થનાના આર્તનાદ ઉપર સુધી પહોંચ્યા તો છે,
શક્ય છે કે આ વખત વરસાદ જેવું પણ પડે. (પૃ. ૫૩)

રોજિયા કારીગરની જેમ રાતે
આગિયાઓ રળે છે અંધારું. (પૃ. ૧૮)

સરવર તો ક્યારનું વલય ઝંખતું હતું,
અવસર અનોખો કાંકરીચાળો થઈ ગયો. (પૃ.૧૧૫)

એ શત્રુને જીત્યો તો તમે જગ જીતી ગયા,
ભીતરમાં એ રહે છે અને નામ ક્રોધ છે. (પૃ.૧૧૪)

ચિંતા ન કર તું લાગણીનો તો સ્વભાવ છે,
ઊપજે નહીં કશુંય છતાં પણ તણાતી જાય!

અવહેલના છે લિપિ, ઉદાસી છે વ્યાકરણ,
ને તે છતાંય પ્રેમની ભાષા ભણાતી જાય. (પૃ.૧૧૨)

સૂર્યમુખી જાગ્યાં, ટહુક્યાં પંખી, આંખો ઊઘડી,
ને તિમિરનો કાળો કારોબાર પૂરો થઈ ગયો. (પૃ.૯૬)

શોભિત દેસાઈ હંમેશા ઉર્દૂભાષી ગઝલોની સરાહના કરતાં ગુજરાતીભાષી લોકોમાં ગુજરાતી ગઝલને ધબકતી રાખવાના ભગીરથ અભિયાનનો એક હિસ્સો બની ગુજરાતભરમાં, ભારતભરમાં મુશાયરા પ્રવૃત્તિમાં ઓતપ્રોત રહ્યા છે અને એ જ સંદર્ભમાં વિદેશોના પ્રવાસ પણ કરી ચૂક્યા છે. હવે પોતાની અભિવ્યક્તિને કાગળ પર અંકિત કરે છે ત્યારે સૌને અહેસાસ થાય છે કે શોભિત દેસાઈ પાસે સર્જકનિષ્ઠા છે, કાવ્યપ્રીતિ છે, ગઝલનો મિજાજ છે, શબ્દોનું માધુર્ય છે અને મુશાયરાઓમાં સૌને પ્રભાવિત કરતી અભિવ્યક્તિ 'અહમ્ ઓગાળવા આવ્યા'માં પણ મળે છે.

થઈ શરૂઆત એની નમ્રતાથી પણ જરામાં આ,
ઊગી ચાલ્યો અહમ્‌નો કેવો ઊંચો તાડ મારામાં? (પૃ.૧૦૬)

પ્રત્યેક પળે થયા કરે ઓળંગવાનું મન,
ઇચ્છા બહુ વધારી દીધી છે મનાઈએ. (પૃ.૧૧૩)

મહાજ્ઞાનીથી ઓછો સહેજે ના ગણશો તમે એને,
જે કાયમનું સજાવી મૂળ ઉપર અજ્ઞાન બેઠો છે.

શોભિત દેસાઈ ગુજરાતી ગઝલને નવી આશા આપનાર ગઝલકાર છે, આપણે આશા રાખીએ કે તેઓ ભાવિની આશા પર ફરી વાર વધુ સબળ થઈ આપણી સામે આવે. ❑

## વિષાદના સાગરમાં આનંદનું મોતી / *દેવેન્દ્ર દવે*

### પિતાના મૃત્યુ પછી ઘેર પત્ર લખતાં

(શિખરિણી • સૉનેટ)

લખું શું? સંબોધું કવણ શબદે? અક્ષર પડે
નહીં, હાથે મારા અવઢવ હવે, કાગળ પરે
સુકાતી ભાષાનું રણ પસરતું, આંખ પલળે.
ન હોવાનું બાપુ, શત શત ઘણું થાય વસમું.

થતું, રાજીખુશી ખબર લખવી, ત્યાં જ પડઘે
ડૂબેલો હાકોટો મરદ રવનો, મૌન ઋષિનું,
સ્મરું સાધુવૃત્તિ, સરળ કરણી, ગામ ભરની
જીભે કાલીઘેલી 'મનખ પરભુનું' હજુ તમે

કહો શું પુછાવું? દખડું અતડું ભાલ વચમાં
હસે બેઠું, માડી, ઝળહળત ગોખે અવ ફરી
જપેલા દેવોનું યજન કરશો હાથ અડવે,
ગયા એ, પોથીને જનમટીપ દીધી અનવધિ.

હવે આળું આળું અબુધ મન મર્જાદ વિસરે
લખું લો કે કુખે ઘરવધૂ તણે પૌત્ર ફરકે.

('કુમાર' જાન્યુઆરી, ૧૯૭૯) -કનૈયાલાલ પંડ્યા

કવિતાના ઘૂંટેલા ભાવમાં કે જીવનના સાગરમાં સમયાંતરે આનંદ અને વિષાદની ક્ષણો કેટલી પાસપાસે આવે છે - જાણે એક સિક્કાની બે બાજુઓ ન હોય!

અહીં પિતાના મૃત્યુ બાદ વતનના ઘરે પત્ર લખવાની વેળાએ કેવી અવઢવ અનુંભવાય છે તે સંવેદન પ્રથમ ચતુષ્કમાં આવે છે. સૌથી પ્રથમ તો એમ થાય છે કે શું લખું? પિતા તો નથી, તો તેમની એ ગેરહાજરીમાં માતાને જ સંબોધન કરવાની ઘટના તો પ્રથમ વાર આવે છે, તે પણ ગં.સ્વ. માતાને ક્યા શબ્દોથી સંબોધું? આમ, પ્રથમ પંક્તિના અર્ધા ચરણમાં સતત બબ્બે પ્રશ્નોથી કાવ્યમાં નાટ્યાત્મક રીતિએ વિષાદને ઘેરો આલેખ્યો. હવે મારા હાથે અવઢવ, એવી છે કે અક્ષર પડતા નથી. પિતૃવિરહના સંતાપથી ભાષાનું સુકાતું રણ પ્રસરે છે, અને આંખ ભીની થાય છે. અહીં કવિએ 'સુકાતી ભાષાના રણ'ની સામે આંખની સજલતા મૂકીને વિરોધાભાસ અલંકાર પ્રયોજીને ભાવને સબળ રીતે ઘૂંટેલ છે :

ન હોવાનું બાપુ, શત શત ઘણું થાય વસમું

આમ, ચતુર્થ પંક્તિએ પહોંચતાં સહૃદય ભાવકને કાવ્યનાયકના પિતાના અભાવની સંકેતાત્મક વસમી ક્ષણો શતધા અનુભવાય છે.

કાવ્યના બીજા ચતુષ્કમાં પિતાના આબેહૂબ રેખાચિત્ર દ્વારા તેમની હયાતીમાં તે સમયને - સ્મરણોની પળો વાગોળે છે. કવિને અંતરમાં ઊઠતો પ્રશ્ન છે કે પત્રમાં રાજીખુશી લખવી, ત્યાં જ મરદીલા અવાજનો હાકોટો, ઋષિનું મૌન, સાધુ જેવી તટસ્થવૃત્તિ આખ્ખા ગામમાં પિતાની છાપ 'પરભુનું મનેખ'ની ઈશ્વરના ઘરનાં માણસ' જેવી અનોખી છબિ અંકિત થાય છે.

હવે શું પુછાવું? પત્રમાં હવે કોને કામકાજ કે કોઈ ખરખબર પુછાવવા તોય ક્યાં? વિધવા માતાનું કોરું કપાળ ને - વચ્ચે દખડું - દર્દ આવી બેઠું હશે... સૌભાગ્યચિહ્ન સમો કંકુનો ચાંદલો નહિ હોય! કંકણ વિનાના અડવા હાથે ગોખ પાસે બેસીને દેવોનું પૂજન

કરતાં હશો અને (પિતાના દેહાંતથી) હવે પોથીને તો અવિરત સમય સુધી જાણે જનમટીપ આપી દીધી હશે! આમ, કવિ એ વ્યથાના સંવેદનને ચરમ સીમાએ પહોંચાડ્યું છે. શબ્દોની ખૂબ જ કરકસર વડે ભાવને સબળ રીતે નિરૂપ્યો છે.

સૉનેટની અંતિમ બે પંક્તિઓ હંમેશાં મહત્ત્વની હોય છે, તેની અસરકારક ચોટને લીધે ભરતી જેવી છોળ ભાવમાં ઉતારે છે. અહીં પણ જુઓ :

હવે આળું આળું અબુધ મન મર્જાદ વિસરે
લખું લો કે કુખે ઘરવધૂ તણે પૌત્ર ફરકે.

પિતાના અવસાનથી ઘેરા શોકતપ્ત મનને 'આળું આળું' એમ બેવડાવીને વધુ આળું-ઘેરા ઘાવથી સભર દર્શાવાયું છે. મન પાછું અબુધ છે કે પુત્રવધૂના કુખે શિશુ ફરકે છે, તેને ગર્ભ રહ્યો છે એવા ખુશીના સમાચાર આપવા કે ન આપવા? વળી, કેવી રીતે આપવા? મર્યાદા ઘડીક વિસરે છે કે પત્રમાં સાહજિક વપરાશમાં લેવાતી લઢણથી જ કવિ કહે છે કે 'લખું લો કે...' ઘરવધૂની કુખે પૌત્ર ફરકે છે! આવનારા બાળકના – પત્નીને ઓધાન રહ્યાના સમાચાર લખીને મન કંઈક શોકમાં હળવાશ અનુભવે છે!

કવિ કનૈયાલાલ પંડ્યાની આ વિરલ કૃતિમાં યથોચિત સંયમ અને દુર્લભ સરળતાથી શિખરિણી છંદના વહનમાં કેટલી સાહજિકતા છે, તે અછતી રહેતી નથી. કેવળ શોક કે મૃત્યુના ઓળાનો અહેવાલ ન બનતાં કૃતિ સર્વાંગપણે ભાવને ઝીલે છે. આમ છતાં છઠ્ઠી પંક્તિના ઉપાડમાં 'ડૂબેલો' પ્રથમ શ્રુતિનો ગુરુ કવિને પણ ડુબાડશે તેવું ઘડીભર થાય છે. પંક્તિનો લઘુ ઉપાડમાં આવતા છંદમાં શક્ય હોય ત્યાં સુધી ગુરુ શ્રુતિ ટાળવી હિતાવહ ગણાય. વિષાદની પડછે ફરકતા આનંદના વિરોધ અલંકાર તથા બાનીની સુઘડતા હોઈ આપણા સૉનેટ કવિઓમાં તેમનું સ્થાન સુનિશ્ચિત કરી આપે છે. ☐

**<u>પ્રાપ્ત પ્રકાશનો</u>**

*રન્નાદે પ્રકાશન* ૫૮/૨ બીજેમાળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧નાં પ્રકાશનો : *મહેંદી છાયું આકાશ* (ગઝલસંગ્રહ) લે. અશોક બારોટ 'આકાશ', ક્રાઉન સાઈઝ, કાચું પૂઠું, પૃ. ૧૦૮, રૂ. ૬૦. *તરસ* (ગઝલસંગ્રહ) લે. પંકજ દરજી 'શિલ્પી', ક્રાઉન સાઈઝ, કાચું પૂઠું, પૃ. ૧૨૦, રૂ. ૬૦. *તારો અવાજ* (કાવ્યસંગ્રહ) લે. હર્ષદ ત્રિવેદી, ક્રાઉન સાઈઝ, કાચું પૂઠું, પૃ. ૪૮, રૂ. ૩૫. *સ્વગતપર્વ* (કાવ્યસંગ્રહ) લે. રમેશ પારેખ, ડિમાઈ સાઈઝ, પાકું પૂઠું, પૃ. ૧૭૬, રૂ. ૧૧૦. *આઈ ડોન્ટ નો સર* (કાવ્યસંગ્રહ) લે. લાભશંકર ઠાકર, ડિમાઈ સાઈઝ, કાચું પૂઠું, પૃ. ૭૨, રૂ. ૪૫. *છે* (કાવ્યસંગ્રહ) લે. લાભશંકર ઠાકર, ડિમાઈ સાઈઝ, કાચું પૂઠું, પૃ. ૯૬, રૂ. ૬૦. *છે પ્રતીક્ષા* (કાવ્યસંગ્રહ) લે. લાભશંકર ઠાકર, ડિમાઈ સાઈઝ, કાચું પૂઠું, પૃ. ૮૮, રૂ. ૫૫. *ભીતરની ભીતરની ભીતર* (કાવ્યસંગ્રહ) લે. મુકુન્દ પરીખ, ડિમાઈ સાઈઝ, કાચું પૂઠું, પૃ. ૭૨, રૂ. ૪૫. *તરબતર* (કાવ્યસંગ્રહ) લે. રમેશ શાહ, ડિમાઈ સાઈઝ, કાચું પૂઠું, પૃ. ૧૧૨, રૂ. ૫૫. *હાથની હોડી* (કાવ્યસંગ્રહ) લે. હર્ષદ ચંદારાણા, ડિમાઈ સાઈઝ, કાચું પૂઠું, પૃ. ૧૦૮, રૂ. ૭૦. *આઠો જામની દિલદારી : દોર ત્રીજો* (મુક્તકો) લે. મનહર 'દિલદાર', ક્રાઉન સાઈઝ, કાચું પૂઠું, પૃ. ૮૮, રૂ. ૫૫.

## વસન્ત

૦

મુકુન્દરાય પારાશર્ય

આજ આવી વસન્ત લઈ વીંઝણો રે,
એને પગલે વીંટાય ફૂલવેલ.... આજ૦

આજ આંબો મ્હોરાય ઝૂલે મંજરી રે,
રમે કોકિલને કંઠે ટહુકાર... આજ૦

આજ પલ્લવ ને પુષ્પ નવાં પાંગરે રે,
એનો તરતો પવમાને પમરાટ... આજ૦

શીળી રજની ને ચૈત્રની ચાંદની રે
ડોલે ડોલર સુગંધ લહેરાય... આજ૦

આજ યૌવન આનંદ લઈ ઊતર્યું રે,
નર્યાં નિર્મળ એ નયણાં હરખાય... આજ૦

('ફૂલ ફાગણનાં'માંથી)

---

સ્થાનસમર્પિત
'કવિલોક'ના એક ચાહક તરફથી

સ્થાપક : રાજેન્દ્ર શાહ

ગ્રીષ્મ

વિ.સં. ૨૦૫૯



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તન્ત્રી • ધીરુ પરીખ

મે-જૂન ૨૦૦૩

વર્ષ ૪૬ : અઙ્ક : ૩

સળઙ્ગ અઙ્ક : ૨૭૩

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : ગ્રીષ્મ વિ.સં. ૨૦૫૯ : વર્ષ ૪૬ : અઙ્ક ૩ સળઙ્ગ અઙ્ક ૨૭૩



**લવાજમ પૂરું થાય છે ?**

આ અંક સાથે જો આપનું લવાજમ પૂરું થઈ જતું હોય તો સત્વરે તે મોકલી આપશો. 'કવિલોક'નું વાર્ષિક લવાજમ રૂ. ૮૦ મનિ ઓર્ડરથી કે ડિમાન્ડ ડ્રાફ્ટથી નીચેના સરનામે મોકલવું. ચેકથી લવાજમ મોકલો તો રૂ. ૮૦ + ૨૦ બૅન્ક કમિશન ઉમેરી રૂ. ૧૦૦ મોકલવા.

ડ્રાફ્ટ કે ચેક 'કવિલોક ટ્રસ્ટ' એ નામનો લખવો.

કવિલોક C/o કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧.


તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ ૦ નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75; ઇંગ્લન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અઙ્કની છૂટક કિંમત રૂ.૧૫. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
**કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧**

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૧૪૩૬૩૫

ગ્રીષ્મ વિ.સં. ૨૦૫૯ મે-જૂન ૨૦૦૩

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो ने वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પાગટ્ય મુજ અન્તરે.



## કવિતા અને ચિંતન

અહીં પ્રશ્ન થાય કે ચિંતનને માત્ર કવિતા સાથે શા માટે જોડવું ? અનેક પ્રકારનાં ગદ્યાત્મક સાહિત્ય સ્વરૂપોમાં ચિંતનસંભાર ભરેલો હોય છે, તો પછી તેને માત્ર કવિતા સાથે અહીં શા માટે ઉલેખ્યો ? ઉત્તર સ્વયંસ્પષ્ટ છે કે અહીં કવિતાના સાહિત્યસ્વરૂપ અને ચિંતનનો શો સંબંધ છે તે ચર્ચવાનો ઉપક્રમ રાખ્યો છે.

આપણે ત્યાં આદિકાળમાં મંત્ર કે મંત્રકવિતાનો મહિમા થયેલો છે. તે સાથેસાથે જ મનુષ્યની વિવિધ પ્રાકૃતિક તત્ત્વો કે માનવલાગણીઓને લક્ષતી કવિતા પણ મળે છે. આ બીજી બાબત કદાચ સમગ્ર વિશ્વકવિતામાં પ્રધાનપણે દૃષ્ટિગોચર થાય છે. કવિ આત્મલક્ષી રતિહાસશોકાદિની ઊર્મિઓને જે કવિતામાં ગૂંથે છે તેને આત્મલક્ષી ઊર્મિકો કે ક્યારેક પાત્રલક્ષી ઊર્મિકો કહેવાયાં છે. આમ બનવાનું કારણ એટલે કે આ પ્રકારની વિપુલ કવિતા પ્રાપ્ત થવાનું કારણ લાગણી-ઊર્મિ-સંવેદના જેવી મનુષ્યની આદિમ વૃત્તિમાં પડેલું છે. અને આ આદિમ વૃત્તિથી મનુષ્ય અદ્યાપિ મુક્ત થઈ શક્યો નથી. તેથી પ્રવર્તમાન કવિતામાં પણ આ પ્રકારની કાવ્યકૃતિઓનો વિપુલ ફાલ ઊતરેલો જોવા મળે છે.

પરંતુ મનુષ્યની વિકાસયાત્રાના કોઈ તબક્કે એના મગજમાં બુદ્ધિતત્ત્વનો પણ ઉદય અને ઉત્ક્રાન્તિ થયેલાં જોવા મળે છે. આ બૌદ્ધિક સંપદા એને વિવિધ ક્ષેત્રમાં વિચારપ્રવૃત્ત કરે છે. એટલે વિચાર વિવિધ ક્ષેત્રલક્ષી બને છે. આ વિવિધ ક્ષેત્રોમાંનું એક ક્ષેત્ર છે માનવજીવન. અહીં એ વિચાર

કે ચિંતનને મનુષ્ય જીવનના ઉપલક્ષમાં જોવાનો અને તે નિમિત્તે તેનો કવિતામાં થયેલો વિનિયોગ ચર્ચવાનો આશય છે.

કેવળ વૃત્તિ-આધારિત–instinct based– જીવનવલણો અને વર્તનો મનુષ્યમાંના મૂળભૂત પ્રાણીત્વને રંજન આપે છે, એમાં રમમાણ રાખે છે. પરન્તુ બુદ્ધિનું કામ આ વૃત્તિવલણોને વિશ્લેષવાનું છે, એનાં તાત્પર્યો અને યાથાતથ્યોને તપાસવાનું છે. એમાં એને સંવેગમુક્ત કરી સંયમયુક્ત કરવાની પ્રવૃત્તિ છે. આને કારણે મનુષ્ય કેવળ વૃત્તિઓના દબાણ નીચે જીવનવ્યવહાર ગોઠવતો અટકે છે અને સ્થળકાળજન્ય સ્થિતિ-પરિસ્થિતિને અનુરૂપ જીવનવ્યવહારમાં પરિવર્તનોને આવકારે છે. એનો આવો આવકારદાયક બૌદ્ધિક પ્રયત્ન - intellectual effort - એને જીવનનાં વિવિધ ક્ષેત્રોમાંના પોતાના વ્યવહારોને ગોઠવવામાં ઉપકારક બને છે. આ છે એનો જીવનલક્ષી વૈચારિક કે ચિંતનાત્મક અભિગમ.

કવિને ક્રાન્તદ્રષ્ટા કહ્યો છે. કદાચ એ આ અર્થમાં સામાન્ય બુદ્ધિજીવી કરતાં બે ડગલાં આગળ છે. એનો સ્વીકાર-અસ્વીકાર, એની વાતનો, એના વિચારનો સ્વીકાર-અસ્વીકાર એ જુદો પ્રશ્ન જન્માવે છે. પરન્તુ કોઈક વિચાર-ચિંતનને કેન્દ્રમાં રાખી પ્રવૃત્ત થતો કવિ આવી સ્વીકૃતિ-અસ્વીકૃતિની પરવા કરતો નથી. એ પોતાને વફાદાર રહીને, પોતાના વિચારચિંતનને વફાદાર રહીને, કવનપ્રવૃત્ત બનતો હોય છે.

ચર્ચાનો મુદ્દો અહીંથી શરૂ થાય છે. જેમ લાગણીપ્રધાન ઊર્મિકો લાગણીને કાવ્યરૂપ આપે છે અને એ કાવ્યરૂપ લાગણી વિશિષ્ટ આનંદ પ્રદાન કરે છે તેમાં જેટલો લાગણીના કથનનો મહિમા છે તેથી અદકેરો એ લાગણીના શબ્દાશ્રયી કાવ્ય-પ્ર-યોગનો છે. એવી જ રીતે વિચારપ્રધાન કવિતામાં વિચારનો મહિમા છે તેથી અદકેરો તેના શબ્દાશ્રયી કાવ્યપ્રયોગનો છે.

હવે વાતની વાત એ છે કે કવિએ કાવ્ય કરવું છે કે.... કે કેવળ વિચારોને સામાન્ય શબ્દદેહે વિચરતા કરવા છે ? કવિએ સર્જનપ્રવૃત્ત થવાનું છે તેમાં વિચારોનો સર્જનાત્મક વિનિયોગ નિહિત છે. કવિનું કામ વ્યાપક અર્થમાં આનંદાનુભૂતિ કરાવવાનું છે. આવું એ ત્યારે જ સિદ્ધ કરી શકે કે જ્યારે એ કાવ્યકલાની શરતે પોતાના વિચારભાવોને અભિવ્યક્ત કરે. અલબત્ત, કવિતાની વિભાવના જમાને જમાને બદલાતી રહી છે, તેમ છતાં પણ શબ્દકલાના જે સર્વસાધારણ વિશેષો છે તેનો અસ્વીકાર થયેલો જણાતો નથી. આથી કાવ્યની રૂપગત સૌન્દર્યનિર્મિતિમાં વિચારસામગ્રી-ચિંતનસામગ્રી જેટલી સંમાર્જિત થઈને આવે તેટલી તે કવિતાને લાભદાયક છે.

વિચારપ્રધાન કવિતા એમ કહીએ છીએ કે ઊર્મિપ્રધાન કવિતા એમ કહીએ છીએ ત્યારે

મહત્ત્વનું પદ તો 'કવિતા' છે, એ વિશેષ્ય છે. વિચારપ્રધાન કે ઊર્મિપ્રધાન તો એનાં વિશેષણો છે. આથી મહત્ત્વનાં પદ 'કવિતા'ની સિદ્ધિ-અર્થે કવિએ કલાપુરુષાર્થ કરવો પડે છે. કેવળ વિચાર-ચિંતનના ગઠ્ઠાગાંગડા કવિતાના આસ્વાદમાં વિઘ્ન, રસવિઘ્ન ઊભું કરે છે. જે વિચાર કે ચિંતન અભિવ્યક્ત થયાં હોય તેની સાથે સંમત થવાય કે ના થવાય એ જુદો મુદ્દો છે; પરન્તુ જે તે વિચાર-ચિંતનની કલાત્મક અભિવ્યક્તિ સાથે અસંમત થવાનું કોઈ કારણ નથી, જો તે કલાત્મક હોય તો. કલાત્મક અભિવ્યક્તિ એ જ તો કવિતા છે. લાગણી કે વિચાર-ચિંતન આખરે તો આ કલાત્મકતાનો પુટ પામીને આવે છે, અને ત્યારે જ તેનું કલાયન કે કાવ્યાવતરણ થાય છે.

આવી કાવ્યકૃતિ સર્જવામાં ઝીણી લયકારી, તદનુરૂપ પદાવલી, વિચાર કે લાગણીપોષક અલંકારસમૃદ્ધિ, કલ્પના-પ્રતીક-કલ્પન-પુરાકલ્પન અને વિવિધ સંદર્ભોનો સમુચિત વિનિયોગ અને આ બધાંને કારણે તિર્યક અભિવ્યક્તિ જ કાવ્યરૂપ ધારણ કરે છે. આથી એવું બની શકે કે સુન્દર કે પરિપક્વ વિચારચિંતનની અસુંદર કે અપરિપક્વ કાવ્યકૃતિ નીપજી આવે. આમ, કાવ્યકૃતિમાં ચિંતનનો મહિમા જરૂર છે, પણ તે કલાતત્ત્વને ભોગે તો નહીં જ. ચિંતન અને કવિતા વચ્ચે સાધનસાધ્યનો સંબંધ નહીં; પણ સાયુજ્ય, સારૂપ્યનો અવિનાભાવી સંબંધ છે.

જૂન ૧૫, ૨૦૦૩

ધીરુ પરીખ

## વિમર્શ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

### ૧૧.ઍકિલીઝ ધ્યાન પર લે છે.

દેવોને અને માનવોને દિવસનો પ્રકાશ આણનારી દેવી ઉષા પોતાના પતિ ટિથોમસ સાથેની શય્યામાંથી જાગ્રત થઈ ત્યારે અકીઅન વહાણો પાસે દેવ ઝ્યૂસે કલહની રાક્ષસીને યુદ્ધનો દોર પોતાને હાથ લેવા પાઠવી. એણે જઈને ઑડિસ્યૂસના વહાણના ખોખા ઉપર બેઠક લીધી કારણ, એ બીજાં બધાં વહાણોની બરાબર વચ્ચે આવેલું હતું ને ત્યાંથી એ ત્રાડ નાખે તો, એક છેડે ટેલીમોનિય ઐયાઝનાં કે બીજે છેડે આવેલાં એકિલીઝનાં વહાણોમાં પણ એનો અવાજ પહોંચે; પોતાના શૂરાતનમાં અને પોતાની તાકાતમાં બંનેને વિશ્વાસ હોઈ પોતાનાં સુઘડ જહાજોને એમણે છેક છેવાડે રાખ્યાં હતાં. ત્યાં ઊભા રહીને કલહે એવી ત્રાડ નાખી કે, દરેક અકીઅન સૈનિકનું હૃદય અવિરત યુદ્ધ ખેલવાના નિર્ધારથી ભરાઈ ગયું. પોતાનાં ખોખર જહાજોમાં બેસી ઘરભેગાં થઈ જવાના વિચારને બદલે, એ સૌ તરત યુદ્ધતત્પર થઈ ગયા.

પોતાનાં દળોને મોટે અવાજે ઍગામેમ્નૉને લડવા માટે તૈયાર રહેવાની આજ્ઞા આપી અને, પોતે પણ ચમકતું કાંસ્યનું બખ્તર પહેર્યું. પછી, ઘૂંટણ પાસે ચાંદીની પકડવાળા અદ્‌ભુત બખ્તરિયા પટ્ટા એણે ચડાવ્યા. ત્યાર પછી દૂરના સાઇપ્રસના સિન્યાઝે એને ભેટ આપેલું વક્ષઢાંકણ પહેર્યું. એ સમાન્તર પટ્ટીઓનું બનેલું હતું; એની દસ પટ્ટી મીનાની હતી, બાર સોનાની હતી અને વીસ કલાઈની હતી. આગળ-પાછળ બેઉ બાજુએ ગળા પાસે ત્રણ સર્પાકૃતિઓ હતી. ધરતી પરની માનવજાત માટે ક્રોનોસસુત મેઘધનુષ્ય લટકાવે છે તેની જેમ એ મીનાની પટ્ટીઓ ચમકતી હતી. પોતાને ખભે ઍગામેમ્નૉને તલવાર લટકાવી. એની મૂઠમાં સોનાનાં ટોચકાં ચળકતાં હતાં પણ મ્યાન ચાંદીનું હતું અને એ સોનાના પટ્ટા સાથે જોડાયેલું હતું. પોતાના પૌરુષને છાજતી માણસઢાંક ઢાલ લીધી; એ સુંદર સુશોભનવાળી હતી, કાંસાના દસ ચડઊતર ચકોવાળી હતી અને કલાઈનાં વીસ ટોચકાં, કાળા મીનાની પીઠિકા ઉપર સફેદ ચક્ર રચતાં હતાં. એના મધ્ય ભાગમાં ગોર્ગોન રાક્ષસીનું ભયપ્રદ મુખ હતું ને એની આંખો ડર પ્રેરતી હતી; એની એક બાજુ એ હેબતની મૂર્તિ હતી અને બીજી બાજુએ નાસભાગની - એને ચાંદીનો પટ્ટો હતો ને એ પટ્ટા ફરતો આસમાની રંગનો નાગ હતો; એ નાગ ત્રણ માથાંવાળો હતો. ચાર પડવાળા, બે કલગીવાળા અને ઘોડાના વાળના ફૂમતાવાળા શિરત્રાણને એણે પોતાને શિરે ધારણ કર્યો ને અંતે એણે કાંસાના ધારદાર ફળાંવાળાં બે મજબૂત ભાલાં ગ્રહણ કર્યાં. એના અંગ પરના કાંસામાંથી દૂર આકાશમાં કિરણો ફેંકાતાં હતાં અને સુવર્ણ નગરી માઇસીનીમાં રાજાના સન્માનમાં હીરી અને ઍથીનીએ વાદળ ગર્જાવ્યાં.

ખાઈ પાસે પોતાના રથને વ્યવસ્થિત ઊભા રાખવાની સૂચના આપીને, પ્રભાતના આકાશને ભરી દેતા શહેર સાથે, ઝડપથી ચાલતા રથીઓ એ રીતે બહાર પડ્યા કે, પોતાના સારથિઓની આગળ પણ, થોડે અંતરે, એમની હાર થઈ ગઈ. ક્રોનોસપુત્રે એ સૌનાં દિલમાં યુદ્ધજ્વર સંકોર્યો અને, રક્તરંજિત ઝાકળ ટપકાવી; અનેક આત્માઓને હેડીઝ મોકલવાનો એણે સંકલ્પ કર્યો હતો.

આ બાજુ ટ્રોજનો જેને દેવ સમું માન આપતા તે ઇનિયાઝ હતા અને એણ્ટિનોરના ત્રણ પુત્રો પોલિબસ, એજીનોર અને દેવસમો જુવાન

એકેમાસ હતા. આ સૌ મહારથીઓમાં, પોતાની ગોળ ઢાલવાળો હેક્ટર નોખો તરી આવતો હતો. વિનાશક તારો ઘડીમાં કોઈ વાદળ પાછળથી નીકળી તેજથી ઝળહળે ને ઘડીમાં છુપાઈ જાય તેમ, ઘડીમાં હેક્ટર મોરચે ને ઘડીમાં પાછલી હરોળે, સૌને પાણી ચડાવતો હોય, એના સંપૂર્ણ કાંસ્ય કવચમાં, ત્રાણધારી ઝ્યૂસ પાસેથી આવતી વીજળીની જેમ એ ઝબકતો હતો.

ને પછી, સમૃદ્ધિવાન મનુષ્યના ખેતરમાં સામસામી બાજુઓએથી લણનારાઓ ઘઉંના કે જવના ઢગલા કરી એમના પૂળા બાંધી એક કરે તેમ, ટ્રોજનો અને અકીઅનો એકમેક ઉપર તૂટી પડ્યા ને એકમેકને હણવા લાગ્યા. બંનેની સંખ્યા સરખી હતી અને ઉભય પક્ષે ભયનો વિચાર થઈ શકે એમ ન હતું. એ વરુની માફક ધસતા હતા અને હૈયાં ભાંગનારી કલહની દેવી આ જોઈને આનંદતી હતી. એનું કારણ એ હતું કે, આ યુદ્ધ નીરખનાર દેવોમાં એ જ એકલી હતી અને બીજા દેવો રણભૂમિમાં ન હતા પણ, ઑલિમ્પસનાં મેદાનોમાં આવેલા પોતાના સુંદર આવાસોમાં આરામ કરી રહ્યા હતા. કાળા વાદળના સ્વામી ક્રોનોસપુત્ર ટ્રોજનોને વિજય અપાવવા ઈચ્છતા હતા તેથી એ સૌ એની વિરુદ્ધ હતા. પરંતુ પિતા ઝ્યૂસને એની કંઈ પડી ન હતી. દેવોથી દૂર જઈને એ એકલા બેઠા હતા અને, પોતાની સત્તાથી ફુલાતા હતા અને ટ્રૉયનગરી, અકીઅન બતેલાઓ, ચકમકતાં કાંસાં, હણનાર અને હણાયેલા સૌ ઉપર એ દૃષ્ટિપાત કરી રહ્યા હતા.

આખી સવાર, પ્રકાશ વધતો જતો હતો તેમ, પ્રહારો અને પ્રતિપ્રહારો વધતા જતા હતા અને, સૈનિકો ખપી જતા હતા પરંતુ, પહાડની ખીણમાં ઊંચાં વૃક્ષો કાપતો કઠિયારો હાથથી થાકે અને, પોતે સારી સિદ્ધિ હાંસલ કરી છે એમ માની, ભૂખથી ખેંચાઈ રોંઢાની તૈયારી કરે તેમ, ડનાનોએ, હરોળોમાંના પોતાના સાથીઓને પોકારતાં ખૂબ જોર કરી, શત્રુહરોળને ભેદી તરત ઍગામેમ્નૉન ત્યાં ધસી આવ્યો અને એણે ટ્રોજન સેનાપતિ બીએનોરને અને તે પછી, એના સાથી અને સારથિ ઑઇલ્યૂસને હણ્યા. ઍગામેમ્નૉન પર હલ્લો કરવા ઑઇલ્યૂસ રથમાંથી કૂદ્યો હતો પણ, એ હલ્લો કરવા આગળ વધે એ પહેલાં ઍગામેમ્નૉને એના કપાળમાં પોતાનું તીક્ષ્ણ ભાલું ભરાવી દીધું. એના શિરસ્ત્રાણનું વજનદાર કાંસુ ભાલાને અટકાવી શક્યું નહીં. એ ભાલું એ શિરસ્ત્રાણને ભેદી, કપાળને વીંધી ગયું અને, ઑઇલ્યૂસના ભેજાના ટુકડાઓથી એનું શિરસ્ત્રાણ ભરાઈ ગયું. ઑઇલ્યૂસનો અને એના હલ્લાનો ત્યાં જ અંત આવી ગયો.

બેઉનાં કેડિયાં ઊતરડી લઈને, એમની ઉઘાડી છાતીઓને તાપમાં ખુલ્લી કરીને, ઍગામેમ્નૉન ઈસસને અને એણ્ટિફસને મારવા ગયા. બંને રાજા પ્રાયમના પુત્રો હતા; એમાંનો પહેલો અનૌરસ હતો અને બીજો ઔરસ હતો. બંને એક જ રથમાં આરૂઢ હતા. અનૌરસ ઈસસ રથ હાંકતો હતો અને ઉદાત્ત એણ્ટિફસ રથમાં બેસી લડતો હતો. ઈડાની ફંટાતી ટેકરીઓ પર એ પોતાના ઢોરનું રખેવાળું કરતા હતા ત્યારે, એકિલીઝે એમને પકડ્યા હતા. એમને એણે વિલોવૃક્ષની કુમળી ડાંખળીઓથી બાંધ્યા હતા પણ પછીથી, બાનનું પુષ્પ લઈ એમને છૂટા કરી દીધા હતા. ને હવે તેઓ એટ્રયૂસના પુત્ર સમ્રાટ ઍગામેમ્નૉનની સામે આવ્યા. ઈસસની છાતીની દીટડીની ઉપરના ભાગમાં ઍગામેમ્નૉને પોતાના ભાલાનો ઘા માર્યો અને એણ્ટિફસનાં કાન પાસે એણે તલવાર મારી તથા એને રથની બહાર ઉથલાવી નાખ્યો. પછી એણે વેગથી બંનેનાં આકર્ષક બખ્તરો ખેંચી કાઢ્યાં અને, એમ કરતી વેળા, એણે

એ બેઉને ઓળખી કાઢ્યા કારણ કે, ઇડા પહાડેથી એકિલીઝ એમને પકડી લાવ્યો હતો ત્યારે એણે એ બેઉને જોયા હતા. કોઈ ચપળ સસલીના દરમાં ધસી જઈ, માથી છૂટાં નહીં પડેલાં એનાં બચ્ચાં પર તરાપ મારી, પોતાનાં જડબાંમાં ઘાલી એમના પ્રાણ હરવાનું સાવજ માટે સહેલું છે તેમ આ કાર્ય રાજા ઍગામેમ્નૉન માટે હતું. સસલી પાસે હોય તો પણ એ લાચાર હોય છે અને, પોતાનો પ્રાણ બચાવવા માટે એ જંગલમાં દોટ મૂકતી ભાગે છે. આ બેનું પણ તેવું જ હતું. એમને મોતમાંથી બચાવવા માટે કોઈ ટ્રોજન પાસે ઢૂંક્યો નહીં. આર્ગાઇવોની આગળ એ ટ્રોજનો પણ નાસભાગ કરી રહ્યા હતા.

પછી, એણ્ટિમેક્સના પુત્રો પીઝેણ્ડર અને બળવાન હિપ્પોલોક્સ પર રાજાએ હલ્લો કર્યો. એ ખંધા ઉમરાવની નજર પૅરિસના સુવર્ણ પર હતી અને, કસુંબલકેશી મેનેલોઝને હેલન પાછી સુપરત કરવા સામે સૌથી વધુ બૂમરાણ એણે મચાવી હતી. ને અત્યારે એના બેઉ પુત્રોને ઍગામેમ્નૉને પકડ્યા હતા. બંને એક જ રથે ચડેલા હતા અને તેજ અશ્વોને અંકુશમાં રાખવા કોશિશ કરતા હતા. પણ સારથિના હાથમાંથી રાસ સરી પડતાં બેઉ ગભરાંઈ ગયા હતા. ઍગામેમ્નૉન એમની ઉપર સિંહની જેમ કૂદ્યો. અને, નીચે ઊતર્યા વિના એ બેઉ દયા યાચવા લાગ્યાઃ 'ઍગામેમ્નૉન, અમને જીવતા બાનમાં પકડી લો અને અમારી મુક્તિનો તમને સારો બદલો મળશે. અમારા પિતા એણ્ટિમેક્સ સમૃદ્ધિવાન છે અને એમની પાસે મોટો ખજાનો છે; કાંસું છે, સોનું છે અને ઢાળાનું લોખંડ છે. અકીઅન વહાણોમાં અમને જીવતા ઝાલી રાખવામાં આવ્યા છે એમ સાંભળી એ તમને મોટો મુક્તિદંડ આપશે.'

તેઓ રડમસ ચહેરે રાજા પાસે આમ બોલ્યા. એમના અવાજમાં મહેરબાનીની યાચના હતી; એમને મળેલા ઉત્તરમાં એ ન હતી. ટ્રોજન સંસદમાં જે માણસમાં એમ કહેવાની હિમ્મત હતી કે,' હેલનને પાછી લઈ જવાની દરખાસ્ત લઈને આપણી પાસે ઑડિસ્યૂસ સાથે આવેલા મેનેલોઝનો વધ કરવો જોઈએ; તે એણ્ટિમેક્સના તમે દીકરાઓ હો તો, તમારા બાપની બદનામીની કિંમત તમારે ચૂકવવી જ જોઈએ.' આટલું બોલવાનું પૂરું કરતાંની સાથે એણે પીસેણ્ડરની છાતીને ભાલે વીંધી, એને રથમાંથી નીચે ફેંક્યો અને, એ ચત્તોપાટ ભૂમિ પર પડ્યો. હિપ્પોલેક્સે જમીન પર ઠેકડો માર્યો તો, રાજાએ એનો ત્યાં વધ કર્યો. પોતાની તલવારથી એણે હિપ્પોલેક્સનું માથું અને હાથ કાપી નાખ્યાં અને એનું ધડ ગોળ પથરાની જેમ ગબડવા માંડ્યું.

એ બેને ત્યાં પડતા મૂકીને, કાંસ્યધારી અકીઅનો જ્યાં ઉગ્રતાથી જંગ ખેલી રહ્યા હતા ત્યાં ઍગામેમ્નૉન ગયો. પાયદળ ઉપર પાયદળ તૂટી પડ્યું અને, નાસતા લોકોને એમણે વાઢી નાખ્યા; રથીઓએ રથીઓ ઉપર કેર વર્તાવ્યો અને, ઘોડાઓની ખરીઓથી ઊડેલી ધૂળને કારણે ધૂળથી ગગન છવાઈ ગયું. આ બધો સમય, આર્ગાઇવોને પાણી ચડાવતા ઍગામેમ્નૉન કતલ કરતા જ રહ્યા. કુંવારા વનમાં ભયંકર આગના ભડકા આમતેમ ઘૂમી વૃક્ષો સાથે ઝાડીનો પણ સોથ વાળે એમ, એટ્રયૂસના પુત્ર ઍગામેમ્નૉનના હુમલાથી ટ્રોજનો ટપોટપ પડવા મંડ્યા. અશ્વોની અનેક જોડીઓ પોતાનાં મસ્તકો ઉછાળવા લાગી અને, પોતાના વિસારથી રથોને ખખડાવવા લાગી; એમને વશ રાખનાર સારથિઓ રણક્ષેત્રમાં વેરવિખેર પડ્યા હતા અને એ દૃશ્ય જોઈને એમની પત્નીઓ કરતાં ગીધોને વધારે ખુશાલી ઊપજે.

ક્ષેપકાસ્ત્રોથી, ધૂળથી, કતલથી, વહેતા લોહીથી અને ધાંધલધમાલથી ઝ્યૂસના હાથે હેક્ટરને

આઘો ખેંચી લીધો હતો અને ઍગામેમ્નૉન આગળ ધપી રહ્યો હતો. પોતાના સૈનિકોને એણે એવા તો પ્રેર્યા કે, બપોર થતાં સુધીમાં, નગરમાં પહોંચવાને આતુર ટ્રોજનો, ડાર્ડેનસના પુત્ર ઇલસને દાટી ઊભો કરાયેલો ટીંબો વટાવી, જંગલી અંજીરવૃક્ષ વટાવી, મેદાનમાં અર્ધે પહોંચી ગયા હતા. ને તે છતાંય, ઘોર યુદ્ધનિનાદ સાથે એટ્રયૂસપુત્રે એમનો પીછો પકડ્યો હતો અને, પોતાના હાથ એ લોહીથી ખરડાવતો હતો. પરંતુ સ્કીઅન દરવાજે, ઓકવૃક્ષ પાસે એ પહોંચ્યા ત્યારે, એ ત્યાં થોભ્યા જેથી, પાછળ રહી ગયેલા ઢીલાપોચાઓ આવી શકે. કારણ હજી કેટલાક ગભરાટથી મેદાનમાં આમતેમ નાસી રહ્યા હતા અને, ગોરજવેળાએ ગાયોના ધણ પર ત્રાટકેલા કેસરીને ઝપાટે ધણની છેવાડાની વોડકી ચડતાં એ તેની ઉપર તૂટી પડી. પોતાની સબળ દાઢ વડે એનાં આંતર બહાર કાઢી એનું લોહી પીવા લાગે તેમ, ઍગામેમ્નૉન એ ટ્રોજનો ઉપર તૂટી પડતો હતો. એના સર્વભક્ષી શૂલનું એવું તો જોર હતું કે રથારૂઢ અનેક ટ્રોજનોને એણે છાતીમાં કે પીઠમાં ઘા મારી વીંધી નાખ્યા.

એ લોકો ગઢની રાંગને આશરે પહોંચ્યા હતા ત્યારે, માનવો અને દેવોના પિતા, હાથમાં વજ્ર ધારણ કરીને,સ્વર્ગથી ઊતરી, અનેક નિર્ઝરોવાળા ઇડાને શૃંગે બેઠા અને, સોનમાં ખાળી આઇરિસને પોતાની દૂતી તરીકે રવાના કરી.'જા જલદી, આઇરિસ,' દેવે કહ્યું, 'અને બનતી ઝડપથી જા, અને મારી તરફથી હેક્ટરને આ સંદેશો આપ. આગલી હરોળોને ભેદતા ઍગામેમ્નૉનને એ જુએ ત્યાં સુધી હેક્ટર એને આગળ વધવા દે. જો કે દુશ્મનોને રોકી રાખવાનો આદેશ એ પોતાના સૈનિકોને આપે. પરંતુ રાજા પર ભાલો કે તીર પડે અને એના રથ પર એ ચડે તેવો જ હું હેક્ટરમાં કતલનું બળ પૂરીશ અને,શત્રુઓને તગડતો એ લાંગરેલાં વહાણો પાસે પહોંચી જશે ને ત્યારે સૂરજ આથમશે અને અંધારાના ઓળા યુદ્ધને થંભાવશે.'

ચપળ પગવાળી, વંટોળિયાની ગતિએ ઊડતી આઇરિસ કશી ધમાલ કર્યા વગર ઇડાના પહાડેથી પવિત્ર ઇલિયમ પાસે આવી. ત્યાં શાણા પ્રાયમ- પુત્ર હેક્ટરને એણે ઘોડાઓ અને રથો વચ્ચે ઊભેલો જોયો. એની નજીક જઈ આઇરિસે એને સલામ ભરી અને, પૂરા આદર સાથે એને બોલાવ્યો. એણે કહ્યું, 'પિતા ઝ્યૂસે પોતાનો સંદેશો આપવાને મને તારી પાસે મોકલી છે. મોરચે રહીને લડતા અને ટ્રોજનોની કતલ કરતાં ઍગામેમ્નૉનને જુએ ત્યાં સુધી તું લડતો નહીં પરંતુ, શત્રુઓને ખાળવાની આજ્ઞા તારે તારા માણસોને કરવી. રાજા પર ભાલાનો કે તીરનો વાર થાય અને એના રથ પર એ આરૂઢ થાય કે, ઝ્યૂસ તારામાં કતલની શક્તિ એવી મૂકશે કે, તું લાંગરેલાં વહાણો સમીપે પહોંચી જશે અને ત્યારે, સૂરજ આથમતાં અંધારાને લઈને લડત રોકાઈ જશે.'

પોતાનો સંદેશો આપીને ચપલ ચરણવાળી આઇરિસે વિદાય લીધી. બખ્તરસજ્જ હેક્ટર પોતાના રથમાંથી કૂદ્યો અને, અણિયાળાં ભાલાંની જોડી ઘુમાવતો, પોતાના માણસોને પાનો ચડાવતો એ તેમની વચ્ચે ફરવા લાગ્યો. પરિણામે પીછેહઠ કરતા ટ્રોજનોએ મોરો ફેરવ્યો અને અકીઅનોનો સામનો કર્યો. પણ અકીઅનોએ વધારે કુમક બોલાવી અને યુદ્ધ જામ્યું. બે સેનાઓ સામસામી આવી અને, અગ્રણી રહેવા માગતા ઍગામેમ્નૉને શત્રુઓ પર આક્રમણ કરી નેતૃત્વ પૂરું પાડ્યું.

'ઑલિમ્પસવાસિની, હે કલાદેવીઓ, હવે મને કહો કે ઍગામેમ્નૉનનો સામનો કરનાર

પહેલો માનવી કોણ હતો? એ ટ્રોજન હતો કે, ટ્રોજનોનો કોઈ વિખ્યાત સાથી હતો?'

એ હતો ઊંચો અને દેખાવડો ઇફિડેમાસ, એણ્ટિનોરનો એક પુત્ર. એના નાના અને, સુગાત્રી થીએનોના પિતા સિસીઝે એને શૈશવથી ઉછેર્યો હતો અને, ઇફિડેમાસની યુવાની ખીલી ત્યારે એને પોતાની પુત્રી આપીને સિસીઝે એને પોતાને ઘેર જ રાખવા ખૂબ પ્રયત્ન કર્યો હતો. પરંતુ ઇફિડેમાસે લગ્ન કર્યું તેવો જ, ટ્રોય પરના અકીઅન આક્રમણે એની પત્નીના બાહુપાશમાંથી એને છોડાવ્યો. બાર ચાંચાળા બતેલાઓ સાથે એ રવાના થયો અને પોતાનાં વહાણોને પરકોટે બંદરે છોડીને એ પગપાળો ઇલિયમ પહોંચ્યો. ઍગામેમ્નૉનનો સામનો આ આદમી કરી રહ્યો હતો.

બંને એકબીજાની સમીપ આવ્યા ત્યારે, યુદ્ધનો આરંભ ઍગામેમ્નૉને કર્યો પણ, એનો વાર ખાલી ગયો; એનું ભાલું નિશાન ચૂકી ગયું. ઇફિડેમાસે ઍગામેમ્નૉનના કેડિયા નીચેના પટ્ટા પર ઘા કર્યો. પોતાના શરીરનો પૂરો ભાર ભાલા પર દીધા છતાં, એ પટ્ટાને વીંધી જ શક્યો નહીં કારણ, એના ભાલાની અણી પટ્ટાના રૂપાને અડી તેવી જ એ સીસાની હોય તેમ ઠરડાઈ ગઈ. ઍગામેમ્નૉને પોતાને હાથે એ ભાલું પકડ્યું અને, સિંહના જોરથી એને પોતાની તરફ ખેંચી, ઇફિડેમાસના હાથમાંથી એને આંચકી લીધું, પછી એણે પોતાની તલવાર ખેંચી ઇફિડેમાસના ગળા પર ઝાટકી અને એને ભોં ભેગો કરી દીધો. ઇફિડેમાસ આમ પડ્યો ને પડ્યા ભેગો જ એ ચિર નિદ્રામાં પોઢી ગયો. દુર્ભાગી જીવ! એ પોતાના દેશને માટે લડતો હતો, જેની સાથે એણે લગ્ન કર્યું હતું તે પત્નીની સાથે આનંદ માણ્યા વગર એ એનાથી ક્યાંય દૂર હતાં. એ પત્નીને પ્રાપ્ત કરવા માટે એણે તે સમયે જ પૂરાં સો ઢોર આપ્યાં હતાં અને, પોતાના મોટા ધણમાંથી, ઘેટાંબકરાં સાથે બીજાં હજાર આપવાનું એણે વચન આપ્યું હતું. ને અહીં, એટ્રયૂસ સુત ઍગામેમ્નૉને એના શબને લૂંટી, એનું સુંદર બખ્તર ઉઠાવી લીધું.

એણ્ટિનોરના જ્યેષ્ઠ પુત્ર પ્રશસ્ય કૂને આ જોયું ત્યારે, એની આંખો વેદનાથી ભરાઈ ગઈ અને, અવળી બાજુએથી આવી એણે ઍગામેમ્નૉનને બેધ્યાન જોયો. એની કોણી નીચેના હાથે કૂને પોતાનું ભાલું માર્યું અને, ભાલાની ચળકતી અણી અંદર ઘૂસી ગઈ. રાજા ઍગામેમ્નૉન હલબલી ગયો; પણ લડવાનું છોડી ચાલી જવાને બદલે એણે, પોતાના વાયુભક્ષી ભાલા વડે કૂન પર હલ્લો કર્યો. કૂને ઇફિડેમાસનો પગ પકડ્યો હતો અને એ ટોળામાંથી શબને એ ઘસડતો હતો અને, પોતાના ભાઈના શબને લઈ જવા માટે પોતાના માણસોને બૂમો મારી બોલાવતો હતો ત્યારે જ એની ઢાલ નીચેથી ઍગામેમ્નૉને એને કાંસ્ય ફળાવાળો ભાલો મારી એને ઢાળી દીધો. પછી દોડી જઈ એણે કૂનનું માથું કાપી નાખ્યું. આમ રાજા ઍગામેમ્નૉનને હાથે એણ્ટિનોરના આ પુત્રોના ભાવિનો અંત આવ્યો અને એ બંનેએ હેડીઝનો માર્ગ લીધો.

પોતાના ઘામાંથી લોહી વહેતું હતું ત્યાં સુધી, પોતાના ભાલા વડે, તલવાર વડે અને શિલા વડે ઍગામેમ્નૉન શત્રુઓને ડારવા લાગ્યો. પણ લોહી જામી ગયું અને ઘા સૂકાવા લાગ્યો ત્યારે, બાળકના જન્મ વખતે પ્રસૂતાને થાય તેવી પીડા ઍગામેમ્નૉનને થવા લાગી. દેવી હીરીની પુત્રીઓ એ પીડા દેનારી છે. વેદનાગ્રસ્ત ઍગામેમ્નૉન પોતાના રથમાં ઠેકડો મારી ચડી ગયો અને, રથને ખોખર વહાણો પાસે લઈ જવાની આજ્ઞા પોતાના સારથિને એણે આપી અને, વેદનામય સ્વરે, મોટેથી એણે ડનાનોને સંબોધન કર્યું:'દોસ્તો, આર્ગાઇવ દળોના સેનાનીઓ

અને સલાહકારો, યુદ્ધના ખોફમાંથી શાણા ઝ્યૂસ ટ્રોજનો સામે મને આખો દિવસ લડવા દેવા માગતા નથી.'

એગામેમ્નોને વધારે કશું ન કહ્યું અને એના સારથિએ, લાંબી કેશવાળીવાળા પોતાના ઘોડાઓને ચાબૂક મારી તેમને વહાણો તરફ દોડાવ્યા. રણભૂમિમાં રાજાને લઈ જતા એ અશ્વો સ્વેચ્છાથી ઊડવા લાગ્યા અને એમની છાતી ફીણથી અને એમનાં પેટ ધૂળથી ભરાઈ ગયાં.

એગામેમ્નોનને રણભૂમિમાંથી જતો જોઈ ટ્રોજનો અને લિસિયનોને હેક્ટરે મોટા સ્વરે કહ્યું: 'યુદ્ધના શોખીન ટ્રોજનો, લિસિયનો અને ડાર્ડેનિયનો! મારા મિત્રો, ભડ બનો અને, તમારી યુદ્ધની બહાદુરીને યાદ કરો. એમનો ઉત્તમ વીર ચાલી ગયો છે અને ઝ્યૂસે મને વિજયનું વચન આપ્યું છે. આ સમર્થ ડનાનો તરફ તમારા ઘોડાને મારી મૂકો અને મહત્તર વિજય પ્રાપ્ત કરો.'

એણે એ સૌમાં આમ પ્રાણ પૂર્યા અને એમનાં હૈયાંમાં હામ ભરી. પોતાના ઘૂરકતા શિકારી શ્વાનોને શિકારી જંગલી સૂવર ઉપર કે સિંહ ઉપર છૂટા મૂકે છે તેમ, ખૂની મૃત્યુદેવ જેવી તાકાતવાળા પ્રાયમપુત્ર હેક્ટરે ગર્વીલા ટ્રોજનોને અકીઅનો પર ચડાઈ કરવા ઉશ્કેર્યા. પોતાના હૃદયમાં ઉત્તમ વિચારો સાથે એણે પોતાનું સ્થાન મોરચે લીધું અને દરિયાનાં આસમાની પાણી ઉપર ઊંચેથી ત્રાટકતી વાઝડીની જેમ એણે જંગમાં ઝંપલાવ્યું.

હવે ઝ્યૂસે એનો વિજય નક્કી કર્યો હોઈ, હેક્ટરને હાથે પડનાર પહેલું અને છેલ્લું કોણ હતું? પહેલો એસીપસ હતો પછી, ઓટોનસ અને ઓપાઈટિસ પડ્યા; ક્લાઈટિયસનો પુત્ર ડૉલોપ્સ, ઑફેલ્ટિયસ અને એજિલોમ પડ્યા; ઈસિયસ, ઓરસ અને ધીંગો હિપ્પોનસ પડ્યા. એણે મારેલા આ સૌ અકીઅન અગ્રણીઓ હતા. પછી, દખ્ખણના વાયરાએ ભેગાં કરેલાં વાદળોના ઢગને પચ્છમથી વાતો જોરદાર વાવડો વેરવિખેર કરી નાખે છે અને ત્યારે, ફીણના ગોટા ઊંચે ઊડી પવનની પાંખે ચડી ફેલાય છે તેમ, અવ્યવસ્થિત ટોળાં પર હેક્ટર તૂટી પડ્યો. આમ અને મોટી સંખ્યામાં હેક્ટરના હુમલાથી દુશ્મનો ઝબ્બે થયા.

અકીઅનોમાં સર્વનાશની ભીતિ પેસી ગઈ અને, નાસતાં એ સૌ જહાજોની પાંખમાં પહોંચી ગયા હોત પણ, ડાયોમિડીઝને ઑડિસ્યૂસે બોલાવી કહ્યું: 'ટાઈડ્યૂસપુત્ર, આપણું શું થવા બેઠું છે? ભગવાનને ખાતર, દોસ્ત, મારી પડખે આવી મારી સાથે મોરચો ઊભો કર. ચમકતા શિરત્રાણવાળો હેક્ટર જહાજોને ઝાલે તો થવાની નામોશીનો વિચાર તો કર.'

'હું ચોક્કસ આવું છું અને જે ઘા પડે તે ઝીલું છું પરંતુ,' ડાયોમિડીઝ બોલ્યો, 'ઝ્યૂસ રૂઠ્યા છે. આપણે નહીં પણ, ટ્રોજનો જીતે એમ એણે નિર્ધાર્યું છે.'

આમ કહીને એણે પોતાના ભાલાનો વાર થિમ્બ્રેયસ પર કર્યો, ડાબી તરફની એની છાતી વીંધી અને એને રથમાંથી પાડ્યો; ઑડિસ્યૂસે પોલિયોનને ભરી પી પોતાનો ભાગ ભજવ્યો. એ બંને પડ્યા હતા ત્યાં જ તેમને રહેવા દઈને - કારણ એમની સાથે પછી લડવાપણું જ ન હતું - આ વીરજોડલી ટ્રોજનોના ટોળામાં ધસી અને, પોતાની પાછળ પડેલા શિકારી કૂતરાઓ પર, પાછાં વળી ધસતા જંગલી સૂવરોની માફક એમણે તરખાટ મચાવ્યો. ટ્રોજનો પર આમ ત્રાટકીને અને પોતાનાં દળો ઉપરના હુમલાખોરોનો આમ નાશ કરીને, હેક્ટર આગળ

નાસતાં અડીખમોને આવકારદાયક પોરો આપ્યો.

એમને હાથે એક રથ અને બે અધિપતિઓ ખલાસ થયા. પોતાના કાળના ઉત્તમ ભાવિ ભાખનાર, પેંકેટેના મેરોપ્સના પુત્રો એ હતા. યુદ્ધમાં જઈ પોતાની જિંદગી વેડફવાની એ દીકરાઓને એણે ના પાડી હતી. પણ મૃત્યુના શ્યામલ હસ્તના દોરવાયા એ બેઉ માન્યા નહીં. તે અહીં ટાઇડ્યૂસના પુત્ર ડાયોમિડીઝે એમના પ્રાણ હરી એમનાં શસ્ત્રો ઝૂંટવી લીધાં અને, ઑડિસ્યૂસે હિપ્પોડેમસને અને હાઈપીરોક્સને હણી એમનાં બખ્તર ખેંચી કાઢ્યાં.

ઇડાએથી નિહાળતા ક્રોનોસપુત્રે યુદ્ધને સમતોલ રાખ્યું અને થોડો સમય બેઉ બાજુ કાપાકાપી ચાલી. પીઓનના ઉમદા પુત્ર એગાસ્ટ્રોફસના નિતંબના સાંધા પાસે ટાઇડ્યૂસસુતે ભાલાનો ઘા કર્યો, એનો રથ નિકટ નહીં હોવાથી એ છટકી શકે એમ ન હતો. પોતાના રથને પોતાના સ્કવાયર પાસે રાખવાની અને પગે ચાલીને મોરચે આવવાની ભૂલ એણે કરી હતી. એની કિંમત એને પોતાના પ્રાણથી ચૂકવવી પડી. પણ એ દરમિયાનમાં ચોમેર નજર કરી ઢીલાશ ક્યાં છે તે જોઈ, ત્રાડ પાડતો હેક્ટર ડાયોમિડીઝ અને ઑડિસ્યૂસ ભણી વળ્યો. એની ત્રાડે ટ્રોજન સેના પણ એની પાછળ આવી. એને જોઈને ઘોર યુદ્ધની ગર્જના કરનાર ડાયોમિડીઝ પણ હલી ઊઠ્યો. નિકટ જ ઊભેલા ઑડિસ્યૂસ તરફ ફરી એ બોલ્યો:'આપણી બે ઉપર હવે આફત છે. આ અજેય હેક્ટર આવી રહ્યો છે. આપણે ચળવું નથી. આપણે ખડા રહી એને પાછો હાંકી કાઢીશું.'

આટલું બોલી પ્રલંબ પ્રતિબિંબ પાડતો પોતાનો ભાલો ફેરવી એણે એ વડે પ્રહાર કર્યો. એણે નિશાન લીધું હેક્ટરના માથાનું અને એ નિશાન ચૂક્યો પણ ન હતો; ભાલો હેક્ટરના શિરત્રાણની કલગીને લાગ્યો. પણ એના માંસને એ સ્પર્શ્યો નહીં; ત્રેવડા પડવાળા એના શિરત્રાણે અને ચક્ષુરક્ષકે એ ઘાને અટકાવી દીધો;એ શિરત્રાણ એને ફીબસ અપોલોએ આપ્યું હતું. હેક્ટર તરત જ પાછળ ભાગ્યો અને પોતાના સૈનિકોમાં ભરાઈ ગયો. ઘૂંટણભેર પડી એણે એક હાથથી જાતને ટેકવી અને એની આંખે અંધારાં આવી ગયાં. દરમિયાન પોતાનો ભાલો ક્યાં પડ્યો તે ડાયોમિડીઝ જોતો હતો. એટલે સ્વસ્થ થવાનો સમય હેક્ટરને મળી ગયો. અને એ સ્વસ્થ થતાં ભેર રથમાં કૂદ્યો અને ટોળામાં રથને હંકારી ગયો. એ સર્વનાશમાંથી બચ્યો હતો પણ, પોતાના ભાલા સાથે દોડી જઈ ડાયોમિડીઝે એને સંભળાવ્યું:'કૂતરા, સાલા, ફરી એક વાર તું છટકી ગયો છે. પણ જરાકને માટે જ . બીજી વાર તને ફીબસ અપોલોએ બચાવી લીધો છે; ભાલાનો શબ્દ સંભળાય એટલે અંતરે આવતાં પહેલાં તું અવશ્ય એની પ્રાર્થના કરે છે. પણ આપણે ફરી વાર મળશું ત્યારે, મારી સહાયમાં કોઈ દેવ મને સાંપડે તો, હું તને પૂરો કરીશ. અત્યારે તો હું મારું ભાગ્ય બીજાઓ સાથે અજમાવીશ.'

પછી જે શૂલબાજ એગાસ્ટ્રોફસને એણે હણ્યો હતો તેનું બખ્તર અને તેનાં શસ્ત્રો લઈ લેવામાં એ પડ્યો. પરંતુ એ સમયે, ડાર્ડેનસના પુત્ર ઈલસ માટે અગાઉના લોકોએ જે ટીંબો ઊભો કર્યો હતો તેની ઓથ લઈને પેરિસે ડાયોમિડીઝ પર પોતાનું ધનુષ ખેંચ્યું. એગાસ્ટ્રોફસની છાતીએથી એનું ચળકતું કેડિયું, એને ખભેથી એની ઢાલ અને એના શિર પરનું કવચ ખેંચી કાઢવામાં ડાયોમિડીઝ વ્યસ્ત હતો ત્યારે, પેરિસે પોતાના ધનુષની પણછ ખેંચી અને તીર છોડ્યું. એના હાથમાંથી છૂટેલું તીર નકામું ન ગયું. ડાયોમિડીઝનો જમણો પગ વીંધીને એ જમીનમાં પેઠું. એ જોઈ બહાર આવી પેરિસ બોલી ઊઠ્યો:' તને

તીર વાગ્યું છે; મારો ઘા નિષ્ફળ નથી ગયો. તારા પેટને મેં વીંધ્યું હોત અને તને મારી નાખ્યો હોત તો હું રાજી થાત. તો, કેસરીની આગળ બેંબેં કરતાં બકરાંની જેમ નાસતા ટ્રોજનોને પીડામાંથી રાહત મળત.'

જરીય મૂંઝાયા વિના વીર ડાયોમિડીઝે જવાબ આપ્યો: 'બડાઈખોર ધનુર્ધારી, સુંદર ઓડિયાંવાળા અને સુંદર છોકરીઓ ઉપર દૃષ્ટિવાળા; માણસની સામે માણસ આવે એમ મારી સામે આવ્યો હોત ને તો તારું આ કામઠું અને ભાથાનાં તીર તને બચાવી શકત નહીં. તું તારે બડાઈ માર્યા કર. તારું પરાક્રમ તો છે મારા પગના તળિયામાં ઉઝરડો પાડવાનું અને કોઈ સ્ત્રી કે કોઈ તોફાની છોકરો મને મારે એથી વધારે એ નથી. કાયર અને નિર્વીર્યનો ઘા ઈજા કરતો નથી. પણ મારાં હથિયારોની ધાર તેજ છે. એનો એક સ્પર્શ અને ૨૫ માણસ મરે છે, એની પત્નીના ગાલ ફિક્કા પડી જાય છે અને, એનાં બાળકો નબાપાં બને છે; એના લોહીથી ધરતી રાતી થઈ જાય છે અને, છોકરીઓની સંખ્યા કરતાં ગીધોની મોટી સંખ્યા પાસે એ ત્યાં સડ્યા કરે છે.'

ડાયોમિડીઝ બોલતો હતો ત્યારે ખ્યાતકીર્તિ શૂલબાજ ઑડિસ્યૂસે ત્યાં આવી એને છત્ર આપ્યું. પોતાના મિત્રની ઓથે બેસીને ડાયોમિડીઝે પોતાના પગમાંથી પેલું ધારદાર બાણ ખેંચી કાઢ્યું. પગની અંદર એને પીડા ઊપડી અને, ખૂબ વેદના સાથે એ રથે બેઠો અને રથને ખોખર જહાજો પાસે લઈ જવાની આજ્ઞા એણે સારથિને આપી.

પોતાને ટેકો આપવા કોઈ આર્ગોઈવ વીર વિના, ઑડિસ્યૂસ હવે એકલો પડી ગયો હોઈ એણે પોતાના અજેય આત્માની સલાહ લીધી: 'હવે મારું શું થવાનું છે? મારી સાથેના શત્રુમાંથી ડરીને નાસી જવામાં નાલેશી છે. પણ, ઝ્યૂસે બધા ડનાનોને પાછા તગડ્યા છે ત્યારે એકલા પડી જવું વધારે ખરાબ છે. પણ હું વિચાર શા માટે કરું છું? કાયરો પીઠ બતાવે છે ત્યારે, નેતાગીરીનો દાવો કરનારની ફરજ છે કે નિર્ભય બનીને ખડા રહેવું અને મારવું કે મરી જવું એ હું નથી જાણતો શું?'

ઑડિસ્યૂસ આમ મનોમંથનમાં પડ્યો હતો ત્યારે. ઢાલધારી ટ્રોજનદળો એની પાસે આવી પહોંચ્યાં અને એને ઘેરી વળ્યાં. એમણે જાણે ઉફાંડીને પકડ્યો હતો. પોતાના શિકારી શ્વાનો વડે કોઈ શિકારી, જંગલી સૂવરને લલચાવે તેના જેવું એ હતું. પોતાનાં વાંકાં જડબાંમાં તેને નાખી પોતાની દંતુડીઓને ધારદાર કરી એ સૂવર પોતાની બોડમાંથી બહાર આવે, કૂતરાઓ એની ચોમેરથી ધસે, વડચકાં ભરતાં જડબાંના અવાજ આવે પણ, એ અજેય હોઈને એને એ કૂતરાઓ કશું કરી શકે નહીં. ઘેરી વળેલા ટ્રોજનોએ રાજા ઑડિસ્યૂસને પરેશાન કરવા આમ કોશિશ કરી પણ એણે આરંભ સારો કર્યો. ઉમદા ડીઓપાઇટિસ ભણી કૂદીને, એના ખભાને એ ઑડિસ્યૂસે ભાલાથી વીંધ્યો. પછી એણે થૂનને અને ઈનોમસને હણ્યા; પછી, વારો આવ્યો પોતાના રથમાંથી ઠેકડો મારનાર ચેર્સિડેમાસનો; એની ઢાલ નીચેથી એની નાભિમાં ઑડિસ્યૂસે પોતાનો ભાલો માર્યો; અને ચેર્સિડેમાસ ધરતીએ ઢળી પડી ધૂળ ફાકતો થયો. જ્યાં પડ્યા હતા ત્યાં જ એમને રહેવા દઈને, ઑડિસ્યૂસે હિપ્પેસસના પુત્ર ચેરોપ્સને ભાલે વીંધ્યો. શ્રીમંત સોક્સ એનો ભાઈ હતો તે એની કુમકે તેડી આવ્યો અને એણે ઑડિસ્યૂસનો સામનો કર્યો. 'પ્રકીર્તિત ઑડિસ્યૂસ' એણે કહ્યું, ' તું કુશળ યુક્તિબાજ છે, કુશળ સાહસવીર છો; આજે હિપ્પેસસના બે પુત્રો ઉપર વિજય મેળવીશ અને એની શેખી કરીશ ને કાં, મારા ભાલા

મોત પામીશ.'

આમ બોલી એણે પ્રહાર કર્યો અને ઘા ઑડિસ્યૂસની ગોળ ઢાલે ઝીલ્યો. એ તોતિંગ ભાલું ઝગમગતી ઢાલ સોંસરું નીકળી, એના સુશોભિત કેડિયાને વીંધી ઑડિસ્યૂસના પડખાને ચીરવામાં સફળ થયું પરંતુ, પેલાસ એથિનીએ એનાં આંતરડાં વીંધાવા ન દીધાં. એ ભાલું પોતાના મર્મભાગને સ્પર્શ્યું નહીં હોઈ, જરા પાછળ હઠી ઑડિસ્યૂસે સોક્સને સંભળાવ્યું, ' હવે મારો વારો છે, દુર્ભાગી દોસ્ત. તેં કદાચ મને ટ્રોજનો સામે લડતો અટકાવ્યો હશે પણ, હવે તારા વિધાતાના લેખની અને મોતની ઘડી આવી પહોંચી છે, મારા ભાલાને વશ થઈને તું હવે પ્રખ્યાત અશ્વવાળા હેડીઝને તારું જીવન સમર્પી મને કીર્તિ આપીશ.'

પૂંઠ ફેરવીને સોક્સ નાસવા લાગ્યો પણ, એ હજી પાછો ફરે તે જ ક્ષણે ઑડિસ્યૂસનો ભાલો એના બે ખભાની વચ્ચે ફટકાર્યો અને, સડસડાટ કરતો એ એની છાતી સુધી પહોંચી ગયો. ધબ્બ દેતો એ પટકાયો અને મહાન ઑડિસ્યૂસે એની પર વિજય મેળવ્યો:'રે સોક્સ, મહારથી હિપોસસના પુત્ર, તો તું ઝડપથી મૃત્યુને વશ થયો અને તું નાસી શક્યો નહીં. બિચારા! તારી આંખોને હવે તારાં માતાપિતા બંધ નહીં કરી શકે પણ, સડેલું માંસ ખાનાર પક્ષીઓ પોતાની પાંખો ફફડાવતાં તને ઘેરી વળશે અને તારા શરીરને ઠોલશે. ને હું મૃત્યુ પામીશ તો મારા ઉમદા દેશબાંધવો માનપૂર્વક મારી સ્મશાનયાત્રા કાઢશે.'

આમ બોલી, ધીંગા સોક્સનું ભાલું એણે પોતાના ઘા અને પોતાની ઢાલમાંથી ખેંચી કાઢ્યું. ફળુ બહાર નીકળતાં લોહી બહાર દદડી આવ્યું અને ઑડિસ્યૂસને ખૂબ પીડા ઊપડી. એનું લોહી વહેતું જોઈ બહાદુર ટ્રોજનો એ ઘમસાણમાં એકબીજાને બોલાવવા લાગ્યા અને એમણે ઑડિસ્યૂસ ઉપર સાગમટે હલ્લો કર્યો. એ પાછો હઠ્યો અને પોતાના મિત્રોને મદદ માટે પોકારવા લાગ્યો. ઊંચે સ્વરે એણે ત્રણ નામ પોકાર્યાં અને, એની ત્રણ રાડ સાંભળીને, વીર મેનેલોઝ પોતાની નજીક હતો તે ઍયાઝ તરફ વળ્યો અને બોલ્યો:' વીર ઍયાઝ, રાજા ટેલેમોસના પુત્ર, નીડર ઑડિસ્યૂસનો અવાજ મને સંભળાય છે. યુદ્ધના ઘમસાણમાં ટ્રોજનોએ એને વિખૂટો પાડ્યો અને એને પાછો પકડ્યો જણાય છે. એની સહાયે આપણે બેઉ શીઘ્ર જઈએ. શત્રુઓની વચ્ચે એને એકલો રહેવા દેશું તો એ તકલીફમાં મુકાઈ જવાનો મને ડર છે. અને આવો યોદ્ધો પડ્યો તો ડનાનોને કેવી ખોટ પડશે!'

આમ બોલતો એ ચાલવા મંડ્યો અને દેવ સમો ઍયાઝ એની સાથે ચાલવા લાગ્યો. એમણે તરત જ બેઉ બાજુએ ટ્રોજનોથી ઘેરાયેલા ઑડિસ્યૂસને જોયો;ને પછી બદામી રંગનાં શિયાળવાં શિંગડાંવાળાં સાબરને ડુંગરાની ધારોમાં આંટે એના જેવું દૃશ્ય ત્યાં સર્જાયું. શિકારીના તીરથી વીંધાયેલા સાબરનું લોહી ગરમ હોય અને એના પગ એને ખેંચી જાય ત્યાં સુધી, એ શિકારીથી આગળ છટકી શકે. પણ તીરનો ઘા એની શક્તિ હરી લે ત્યારે, ડુંગરાઉ શિયાળવાં ઝાડીના ભળભાંખળામાં એને આંબી લે અને ભૂખ્યો સાવજ અચાનક ત્યાં ન આવે ત્યાં સુધી, એ પેલા સાબરને પોતાના દાંત વડે પીંખ્યા કરે. પછી શિયાળવાં નાસી જાય અને, સિંહ પોતાની દાઢનું જોર અજમાવે. ટ્રોજન ઘોડેસવારો શાણા અને યુક્તિબાજ ઑડિસ્યૂસને આમ સતાવી રહ્યા હતા અને એ પોતાનો ભાલો ભોંકી ભોંકીને મૃત્યુને ખાળી રહ્યો હતો ત્યારે, પોતાની ચિનાર જેવી ઢાલ સાથે આવી ઍયાઝે એને પોતાની પાંખમાં લઈ લીધો. ટ્રોજનો ચોમેર છગરવગર થઈ ગયા અને એરીઝના લાડકા

મેનેલોઝે ઑડિસ્યૂસનો હાથ પકડી એને ટોળામાંથી પોતાને ટેકે, પોતાના રથમાં લઈ લીધો અને એના સારથિએ રથ મારી મૂક્યો.

ઐયાઝ ટ્રોજનો પર ત્રાટક્યો અને એણે પ્રાયમના એક અનૌરસ પુત્ર ડોરિક્લસને હણ્યો; પછી એણે પેણ્ડોકસને અને લાઇસેણ્ડરને અને, પાઈરેસસને અને પાઇલાર્ટિસને ઘાયલ કર્યા. શિયાળુ વરસાદ આવતાં, પહાડમાંથી પૂરસોતી નદી દડે, મૃત વૃક્ષોનાં લાકડાંને પોતાની સાથે તાણી જાય અને, દરિયામાં ખાંડીબંધ માટી ઠાલવે એમ, ઐયાઝ રણક્ષેત્રમાં તૂટી પડ્યો અને, શત્રુઓના ઘોડાઓને અને સૈનિકોને હણતો કાળો કેર વર્તાવવા લાગ્યો.

હેક્ટર આ સર્વથી તદ્દન અજાણ હતો. દૂર ડાબી બાજુએ, સ્કેમેણ્ડર નદીને તટે, મહાન નૅસ્ટર અને ઉગ્ર આઇડોમેન્યૂસની આસપાસ ખૂનખાર જંગ ખેલાઈ રહ્યો હતો અને ભારે કતલ મચી રહી હતી ત્યાં એ રોકાઈ ગયો હતો. રથે બેસીને શૂલ વડે એ અદ્ભુત કાર્યો કરતો હતો અને અડીખમ દળોને વાઢતો હતો. પરંતુ એ છતાંય, ત્રણ અણીવાળા તીર વડે હેલનપતિ મેનેલોઝે ટ્રોજન હુમલાનો સામનો કરી રહેલા મહાન સેનાની મેચેઓનનો વધ ન કર્યો હોત તો, બહાદુર અડીખમોએ એને નમતું ન જોખ્યું હોત. ધોરણસર લડી રહેલા અકીઅનોને આથી પોતાના સેનાની માટે ચિંતા ઊપજી. યુદ્ધ સામી બાજુએ ઢળે તો એમનો સેનાપતિ દુશ્મનોને હાથે ઝલાઈ જાય એ બીકે, આઇડોમેન્યૂસે તરત નૅસ્ટરને બૂમ મારી:'તરત આવો, નામદાર નૅસ્ટર, મૅચેઓડનને આપના રથમાં લઈ લો અને વેગથી વહાણો ભણી હંકારી જાઓ. બાણ કાઢી મલમ વડે ઘાને સાજો કરનાર શલ્યચિકિત્સક સેનાની આખી ટુકડી જેટલો મૂલ્યવાન છે.'

જિરેનિયન વીર નૅસ્ટરે આનાકાની ન કરી. એ પોતાને રથે ચડ્યો અને એની બાજુમાં અદ્વિતીય તબીબ એસ્કલેપિયસનો પુત્ર મેચેઓન બેઠો. નૅસ્ટરે ઘોડાઓને ચાબૂક અડાડ્યો. એના ઘોડા વહાણો ભણી જાણે ઊડવા મંડ્યા. એમને એથી વિશેષ બીજું કંઈ ગમતું ન હતું.

હેક્ટરના સારથિએ જોયું કે, બીજી પાંખના ટ્રોજનો પદોડાઈ રહ્યા હતા એટલે એણે હેક્ટરનું ધ્યાન એ તરફ દોર્યું:'અહીં આપણે યુદ્ધભૂમિની કોર પર ડનાનો સાથે ખાંડાના ખેલ ખેલી રહ્યા છીએ ત્યારે, એ બોલ્યો, 'પણેની આપણી પાંખમાંના સૈનિકો ભૂંડી હાલતમાં હારીને પીછેહઠ કરી રહ્યા છે. ટેલેમોનિયન ઐયાઝ એમની ઉપર તૂટી પડ્યો છે; એના ખભા પરની પહોળી ઢાલ પરથી હું એને ઓળખી શકું છું. રથીઓ અને પાયદળો આકરી લડત આપી રહ્યા છે, માણસો માણસોને કાપે છે અને યુદ્ધનો રવ અવિરત ઊઠ્યા કરે છે ત્યાં, ચાલો આપણે જઈએ.'

સારથિ સૅબ્રિયોનેસે ઘોડાઓને સિસોટી મારતો ચાબૂક અડાડ્યો તેવા જ એ ઘોડાઓ ચારે પગે ઠેકતા રથને ટ્રોજનો અને અકીઅનો યુદ્ધ કરતા હતા એ તરફ લઈ ગયા; જતી વખતે એ ઢાલોને અને શબોને કચડતા જતા હતા એટલે રથનાં ચક્રોના પાટા લોહીથી રંગાઈ ગયા. લડતા ટોળામાં ઘૂસવા એમાં કૂદી પડવા અને યુદ્ધ કરવા હેક્ટર સળવળી રહ્યો હતો પરંતુ, એના આવવાથી ડનાનો મૂંઝાયા અને એ ભાલાનો ઉપયોગ છૂટથી કરવા લાગ્યો તે છતાં, એણે ઐયાઝ સાથે લડવાનું ટાળ્યું અને, ભાલાથી, ખડ્ગથી અને શિલાઓથી એ બીજે જ હુમલા કરતો રહ્યો.

અંતે, પોતાને ઊંચે આસને બેઠેલા પિતા

ઝ્યૂસે ઐયાઝને પૂંઠ બતાવતો કર્યો. ઐયાઝે ધૈર્ય ગુમાવ્યું અને એ ખોટવાઈ ગયો પછી પોતાની આસપાસની યોદ્ધાઓની સંખ્યા જોઈને, પોતાની સાતપડી ઢાલને એણે ખભે ચડાવી લીધી અને વારંવાર પાછળ જોતા અને ડગલે ડગલે ખસતા જંગલી પશુની જેમ એ પાછળ સરકવા લાગ્યો. આખી રાતનો ઉજાગરો કરી, પોતાનાં ઢોરને બચાવતા માલધારીઓ અને એના કૂતરાઓએ ભગાડી કાઢેલા બદામી રંગના સિંહના જેવો એ લાગતો હતો. પરમાટી ખાવાનો ભૂખ્યો સિંહ હુમલો કરે; પણ એનું કંઈ વળે નહીં. બાણવૃષ્ટિ અને બળતાં લાકડાંઓના ઘા એને ભડકાવી મૂકે અને પરોઢ થતાં, નિરાશ થઈ, નજર ચુકાવી એ છટકી જાય. આમ અને આટલી નિરાશામાં ટ્રોજનો વચ્ચેથી ઐયાઝ નીસરી ગયો; આમ કરવાની એને ઇચ્છા ન હતી તેમજ અકીઅન જહાજો પર ઝઝૂમતા ભયનું તેને પૂરું ભાન હતું. પણ એ ગધેડા જેવો જક્કી હતો; ગધેડાનું ધ્યાન રાખતા છોકરાઓની આંખમાં ધૂળ નાખી, ગધેડો પાસેના ખેતરમાં ઘૂસે છે અને ઊભો મોલ ચરવા લાગે છે. એની પીઠ ઉપર વાગી કેટલાંય ડફણાં ભાંગી જાય છે અને પીટણાની કશી અસર એને નથી થતી. આખરે, ઘણી ધાંધલધમાલ પછી છોકરાઓ એને ખેતરમાંથી બહાર કાઢે છે પણ તે, એણે પેટ ભરીને ખાઈ લીધા પછી. ગર્વીલા ટ્રોજનો અને એમના પ્રશસ્ય સાથીઓ ઐયાઝને પગલે પગલે આમ ચાલી રહ્યા હતા; બહુ તો ઐયાઝની ઢાલના મધ્યભાગમાં એ કાંકરીચાળો કરી શકતા હતા. વચ્ચે વચ્ચે, ક્રોધના ઊઠેલા તાજા આવેગમાં ઐયાઝ મોરો ફેરવી ટ્રોજનદળોને ખાળતો અને ફરી વાર, પાછો ફરી, પોતાની પીછેહઠ ચાલુ રાખતો હતો. વહાણો પર તૂટી પડવા માગતાં અરિદળોને ઐયાઝે આમ એકલે હાથે ખાળ્યાં; ટ્રોજનો અને અકીઅનો, એ બેઉની બરાબર મધ્યમાં એ હતો. જોરાવર બાવડાં વાટે ફેંકાયેલાં અનેક ભાલાંઓને એની ઢાલ અટકાવી દેતી હતી, ભલેને એમને તાલાવેલી તો એ ઢાલની પાર જવાની હતી; અને કેટલાંક તો એના માંસને ચાખ્યા વિના, પોતે ઝંખતાં હતાં તે મિજબાનીમાં રૂકાવટ આવી જવાથી. ભોંય ભેગાં થતાં હતાં.

યુઇમોનના સપુત યુરિપાઇલસે, આ ક્ષેપકાસ્ત્રોથી ઐયાઝને ત્રાસ પામતો જોયો ત્યારે, એ એની મદદે દોડી આવ્યો અને, ફોસિમસના પુત્ર એપિસેઓનને એની વચલી પાંસળી નીચે કાળજામાં પોતાના ભાલાથી વીંધી તરત નીચે ઢાળી દીધો. પછી, દોડી જઈને એ એને ખભેથી એનું બખ્તર ખેંચી કાઢવા લાગ્યો. પણ એ એમ કરતો હતો ત્યારે, પેરિસની દૃષ્ટિ એની ઉપર પડી અને પેરિસે એના જમણા સાથળમાં તીર માર્યું. તીરના ઘાથી લંગડાતા યુરિપાઇલસે પોતાની ટુકડીના માણસોની તરત ઓથ લીધી. પણ એણે ડનાનોને મોટેથી સંબોધ્યા: 'સાથીઓ, આર્ગાઇવોના સેનાપતિઓ અને સલાહકારો, તમારાં ચરણને જરા વાળો અને ઐયાઝને મોતમાંથી ઉગારવા મોરચો રચો. ઐયાઝ ઘાયલ થયા છે છતાં, એ કેવી રીતે છટકી શકે એમ છે એ મને દેખાતું નથી. તો, ચાલો, ઐયાઝ ફરતો આપણે ગઢ રચી લઈએ.'

ઘાયલ યુરિપાઇલસે પોતાનો પાઠ બરાબર ભજવ્યો અને અકીઅન સૈનિકો પાસે દોડી આવ્યા અને એની ફરતા ગોઠવાઈ ગયા. પોતાની ઢાલની ઓથે અને પોતાનાં ભાલાં વાર કરવાને તૈયાર રાખી સૌ બેઠા. ઐયાઝ એમની સમીપે આવ્યો અને, પોતાના સાથીઓની હરોળમાં પહોંચ્યા પછી એ ફરી વાર સામનો કરવા તૈયાર થયો.

ભડભડ બળતી આગની માફક આમ

બધડાટી ચાલુ જ રહી. દરમિયાનમાં નેલ્યુસના વેતરની ઘોડીઓ, પરસેવેથી રેબઝેબ થતી, નેસ્ટરને રણક્ષેત્રમાંથી દૂર દોડતી લઈ જતી હતી અને, એની સાથે મેચેઓન પણ હતો. એવું બન્યું કે, ચપળ ચરણવાળા એકિલીઝે પોતાના વિશાળ બતેલામાંથી અકીઅનોની આ પીછેહઠ નિહાળી. બતેલામાંથી જ બૂમ મારી એણે પોતાના મિત્ર પેટ્રોક્લસને બોલાવ્યો. યુદ્ધદેવ જેવો દેખાતો પેટ્રોક્લસ દોડી આવ્યો; ને એ એના અંતનો આરંભ હતો. એકિલીઝ કંઈ ખુલાસો કરે તે પહેલાં એ બોલ્યોઃ' તમે શા માટે બૂમ મારી, એકિલીઝ? તમારે મારું શું કામ હતું?' એકિલીઝે કહ્યું, 'મારા પ્રિય રાજકુમાર, મારા હૃદયાનંદ, આખરે અકીઅનોને હું પોતાની જાતને નિંદતા અને મારા પગ પાસે એકઠા થતા જોઉં છું કારણ, એમના સંજોગો ખૂબ વણસી ગયા છે. પણ, પેટ્રોક્લસ, તું જરા નેસ્ટર પાસે જા અને જાણી લાવ કે, ક્યા ઘાયલ વીરને એ પોતાની સાથે લાવી રહ્યા છે? પાછળથી જોતાં. એ એસ્ક્લેપિયસનો દીકરો મેચેઓન લાગે છે પણ, ઘોડાઓ મારી આગળથી એટલી ઝડપથી દોરી ગયા કે મને મોઢું બરાબર ન દેખાણું.' પેટ્રોક્લસે તરત પોતાના મિત્રાની આજ્ઞા ઉઠાવી અને અકીઅનોની કુટિરો અને એમનાં જહાજો તરફ એણે દોટ મૂકી.

નૅસ્ટર અને મેચેઓન નૅસ્ટરની કુટિરે પહોંચ્યા ત્યારે તેઓ રથમાંથી શસ્યશ્યામલા ધરતી પર ઊતર્યા અને વૃદ્ધ રાજાના સ્કવાયર યુરિમેડોને ઘોડા છોડ્યા. પછી પોતાના અંગરખામાંથી પરસેવો સૂકવવા એ લોકો દરિયાતટે ઊભા અને પછી, કુટિરમાં જઈ સુખાસને બેઠા. એકિલીઝે ટેનેડોસને ધ્વસ્ત કર્યું ત્યારે, નૅસ્ટરને પ્રાપ્ત થયેલી બાનુ હેકામીડે ભરડકું બનાવ્યું, મહાન હૃદયી આર્સિનસની એ પુત્રી હતી અને પોતાના સૌથી સમર્થ સલાહકાર માટે એની વરણી કરવામાં આવી હતી. મીનાના પાયાવાળું એક સુંદર મેજ એણે પહેલાં એમની સામે મૂક્યું. એની ઉપર એણે કાંસાની થાળી ગોઠવી અને, સ્વાદના મોંબદલા માટે એક કાંદો મૂક્યો, પીળું મધ મૂક્યું અને પવિત્ર જવની વાનગી પીરસી. એ થાળીની પડખે, સોનાના ટોચકાથી શોભતો ખૂબ દેખાવડો કટોરો મૂક્યો; એ વૃદ્ધ આદમી એ કટોરો ઘેરથી પોતાની સાથે લાવ્યો હતો. એને ચાર હાથા હતા. દરેક હાથાને બબ્બે પાયાનો ટેકો હતો અને દરેકની ટોચે, સોનાનાં પારેવાં ચણી રહ્યાં હતાં. એ કટોરો છલોછલ ભર્યો હોય ત્યારે, એને ઊંચકવો બીજા કોઈ માટે મુશ્કેલ હતું પરંતુ, ઘરડો હતો તો પણ, નૅસ્ટર એને સરળતાથી ખસેડી શકતો હતો. આ કટોરામાં એની સુંદર સેવિકાએ પ્રેમ્નિયન સુરા ભરી એની ઉપર બકરાના દૂધમાંથી બનાવેલું પનીર ખમણીને ભભરાવ્યું અને તેની ઉપર સફેદ જવ ભભરાવી, એમને સુરાપાન માટે બોલાવ્યા ને એ લોકો આવ્યા.

પોતાની આકરી તરસ એમણે છિપાવી અને બંને વાતચીતમાં મગ્ન હતા ત્યારે, અચાનક પ્રગટતા દેવની માફક, પેટ્રોક્લસ દરવાજે દેખાયો. વૃદ્ધ નૅસ્ટર પોતાના ચકચકિત આસનેથી ઊભો થયો અને, હાથથી એને આગળ બોલાવી બેસવા આગ્રહ કર્યો. પણ પેટ્રોક્લસ અંદર આવવા અનુત્સુક હતો અને બહાનાં બનાવવા લાગ્યોઃ' મને બેસવાનો સમય નથી, નામદાર; મને આગ્રહ કરશો નહીં. મને અહીં કામે મોકલનાર મારા સ્વામી માટે મને ખૂબ જ આદર છે;આપ જે ઘાયલને લાવ્યા છો તે કોણ છે તે જાણી લાવવા મને મારા સ્વામીએ મોકલ્યો છે. પણ એ નામદાર મેચેઓન છે તે હું જોઈ શકું છું અને હું તરત પાછો જઈને એકિલીઝને એ કહીશ.કારણ, એ કેવા તો આકરા છે એ તમે જાણો છો ને, કશા કારણ વિના એને વાંકું પડી જાય છે.'

નેસ્ટરે ઉત્તર વાળ્યો:'આખી સેનાનો જે કચ્ચરઘાણ વળી ગયો છે તેને ઉવેખી કોઈ એકાદ વ્યક્તિ ઘાયલ થાય તેની આટલી ચિંતા એકિલીઝ શા માટે કરે છે તે મને સમજાતું નથી. આપણા ઉત્તમ વીરો બાણે કે ભાલે વીંધાઈને વહાણો પાસે પડ્યા છે. ટાઇડ્યૂસપુત્ર, મહારથી ડાયોમિડીઝ ઘાયલ થયો છે; મહાન શૂલધારી ઑડિસ્યૂસ ઘાયલ થયો છે; ઍગામેમ્નૉન પણ ઘાયલ છે; યુરિપાઇલસના સાથળમાં પણ શર ભોંકાયું છે; અને, શર વાગેલા આ એકને હું હમણાં જ અહીં લઈ આવ્યો છું. છતાંય, રણવીર એકિલીઝને ડનાનોની દયા નથી આવતી કે નથી એમને માટે એને જરીય દાઝતું. અમારા બધા પ્રયત્નો છતાં, આપણાં શૂર જહાજોની હોળી થાય અને આપણી સેના કકડે કકડે કપાઈ જાય તેની એ વાટ જુએ છે શું? એનું સ્થાન હું લઈ શકું એમ નથી; મારાં અંગો હવે ચપળ નથી અને મારું બળ હરાઈ ગયું છે. કેટલાંક ઢોર ઉપાડી જવા માંટે અમે અને એલીઅનો બાખડી પડ્યા અને એલિસમાં રહેતા હાઇપીરોક્સના બહાદુર પુત્ર આઇટીમોન્યુસને મેં માર્યો ત્યારે હતો તેવડો જુવાન અને તેવો બળવાન હું આજે હોત તો કેટલું સારું થાત! નુકસાનીના બદલારૂપે હું એનાં ધણ હરી જતો હતો અને એ ધણોને રક્ષવા એણે હથિયાર ઉપાડ્યાં ત્યારે મારા હાથના ભાલે એ પડ્યો હતો. મારીને ઊભું કરેલું એનું ગામોટ દળ ભયમાં તિતરબિતર થઈ ગયું; અને ધાડમાં તો અમને કેટલું મળ્યું - પચાસ ઢોર, એટલાં જ ઘેંટાં, એટલાં જ ડુક્કર અને એટલાં જ બકરાં ને તે ઉપરાંત ચણોઠીના રંગની દોઢસો ઘેટી અને કેટલીક તો વળી વછેરાંઓ સાથે. નેલ્યુસના ગામ પાઇલોસમાં અમે રાતે આ બધાં પશુઓને લઈ ગયા અને, મારા જેવા બિનઅનુભવી યોદ્ધાને ભાગ્યે આવેલી આ જીત જોઈ એ પ્રસન્ન થઈ ગયા. સવારે અમારા દાંડિયાઓએ દાંડી પીટી, એલિસમાં જેમનું ઋણ હતું તે સૌને ભેગા કર્યા અને, પાઇલોસના આગેવાનોએ સભા ભરી અને લૂંટની વહેંચણી કરી દીધી. કારણ, એપિયનો અમારા અનેક લોકોનાં ઋણી હતા. પાઇલોસમાં તે વેળા અમારા સંજોગો ઠીકઠીક ખરાબ હતા; મહાબળવાન હેરાઇક્લસે અગાઉનાં વર્ષોમાં આવી અમને ખૂબ નુકસાન પહોંચાડ્યું હતું અને અમારા અનેક ઉત્તમ માણસોને એણે સાફ કરી નાખ્યા હતા અને અમે બહુ થોડા બચવા પામ્યા હતા. મહાન નેલ્યુસને બાર પુત્રો હતા તેમાંથી હું એક જ બચી ગયો - બીજા બધા મોતને ભેટ્યા. પરિણામે એપિયન લશ્કર અસહ્ય બની ગયું હતું: એ લોકો અમને ધિક્કારથી જોતા અને બેશરમ રીતે અમારી ઉપર જુલમ ગુજારતા. પણ હવે વૃદ્ધ રાજા નેલ્યુસને અમારી ધાડમાંથી ધણ અને ઘેંટાં મળ્યાં હતાં - એલિસની સરસ ભૂમિમાંની એમની ખોટને સરભર કરવા એમણે ત્રણસો ઢોરને એમના ગોવાળો સાથે રાખી લીધાં હતાં. કારણ, રમતોમાં ભાગ લેવાને અને ત્રિપાદ માટે હરીફાઈ માટે એમણે રથ સાથે ચાર તેજ તોખારો મોકલ્યા હતા ત્યારે, રાજા ઓગિયાસે એ રાખી લઈ, સારથિને ઘોડાઓ વગર અને રોદણાં રડતો પરત મોકલ્યો હતો અને તેની સાથે એણે અપમાનકારક સંદેશો પાઠવ્યો હતો. રાજાના કાર્યથી લાગ્યું હતું એટલું જ ખોટું નેલ્યુસને આ સંદેશાની ભાષાથી લાગ્યું હતું. એટલે હવે એમણે આ લૂંટનો સારો ભાગ રાખી બાકીનાં ઢોર પૂજામાં એ રીતે વહેંચ્યાં કે કોઈ પોતાના યોગ્ય ભાગ વગરનો ન રહે.

'આ કાર્યને અમે પૂર્ણવિરામ વાળીએ અને દેવોને બલિ ચડાવીએ ત્યાં, ત્રીજે દહાડે એલિસનું પૂરું સૈન્ય. પાયદળ અને હયદળ બંને, મારતે ઘોડે આવ્યું અને એમની સાથે આવ્યા બે મેલિયોનિસ;

બેઉ એ સમયે હજી સગીર હતા અને યુદ્ધના અનુભવ વગરના હતા.

'આઘે આઘે એક ગઢ આવેલો છે, નામે થ્રાઈઈસા, એલ્ફ્યુસ પર દષ્ટિપાત કરતી એક સીધી ટેકરી પર એ આવેલો છે, ઠંડી રેતાળ પાઈલોસની સરહદે. પેલા લોકોની નેમ હતી એ સ્થાનનો નાશ કરવાની; એટલે એમણે બેને ઘેરો ઘાલ્યો અને આજુબાજુના પ્રદેશને ખેદાન-મેદાન કરી નાખ્યો. પણ રાતમાં ઑલિમ્પસની દેવી ઍથિની દોડતી આવી અને અમને શસ્ત્રસજ્જ થવા ચેતવ્યા. અમે એ માટે તૈયાર જ હતા. પાઈલોસમાં એણે ઊભી કરેલી સેના લડવા થનગની રહી હતી. પણ હું લડવા જાઉં એમ નેલ્યુસ ઇચ્છતા ન હતા. પૂરી યુદ્ધવિદ્યા હું જાણતો ન હતો એમ એમને લાગ્યું અને એમણે મારો ઘોડો સંતાડી દીધો. છતાંય તે હું ચાલતો ગયો અને દેવી ઍથિનીની કૃપાથી અમારા રથીઓ કરતાંય મેં ચડિયાતું પરાક્રમ કર્યું.

'એરિની પાસે દરિયાને મળતી માઈમિયસ નામની એક નદી છે. પાઈલોસનું અશ્વદળ સવાર થતાં સુધી ત્યાં થંભ્યું હતું પણ પાયદળની ટુકડીઓ ધસી આવી. એ સ્થાનથી અમે વ્યવસ્થિત રીતે કૂચ આદરી અને, બપોર થતાં પવિત્ર આલ્ફ્યુસ નદી પાસે પહોંચ્યા. ત્યાં અમે સર્વશક્તિમાન બલિ ચડાવ્યો, નદીના દેવને અને સમુદ્રદેવને અક્કેક બળદ ચડાવ્યા અને વિદ્યુતદેવી ઍથિનીને એક વોડકી ચડાવી. પછી અમારે વિવિધ રસોડે અમે સૌ જમ્યા અને નદીતટે રાતનો પડાવ નાખ્યો. દરેક લડવૈયો બખ્તર પહેરીને સૂતો હતો.

'એ દરમિયાનમાં ઇપિયનો કિલ્લાને ઘેરો ઘાલતા હતા અને એના પતન માટે એમણે નિર્ધાર કર્યો હતો. પોતે કેવી રીતે તો ભૂંડી શિકસ્ત પામવાના છે તેનો એમને ખ્યાલ ન હતો. ક્ષિતિજે જેવી સૂરજે કોર કાઢી કે, ઝ્યૂસને અને ઍથિનીને પ્રાર્થના કરી અમે યુદ્ધ આપ્યું અને બે દળો ભેટ્યાં તેવો જ એક માણસ પહેલવહેલો મારે હાથે પડ્યો અને એના ઉત્તમ અશ્વો મેં લઈ લીધા. એ ભાલાબાજ હતો ઓગિયસનો જમાઈ પુલિયસ. પુલિયસની સૌથી મોટી દીકરીને એ પરણ્યો હતો અને આખા જગતમાં ઊગતી બધી વનસ્પતિને એ જાણતી હતી. એ મારા તરફ આવ્યો કે મેં મારા કાંસ્ય ભાલાથી એની ઉપર પ્રહાર કર્યો અને એ ધૂળમાં ઊંધમૂંધ પડ્યો. હું એને રથે ચડી ગયો; પહેલી હરોળે હું ગયો અને, અભિમાની ઇપિયનો ભાંગીને વેરવિખેર થઈ ગયા. કારણ, પોતાના સેનાપતિને, પોતાના શ્રેષ્ઠ લડવૈયાને તેમણે ધરણી પર ઢળતો જોયો હતો. પણ કાળી ડિબાંગ વા ઝડીની જેમ હું એમની પાછળ પડ્યો; મેં પચાસ રથ હાથ કર્યા અને, દરેક રથ હાથ કરતી વખતે, મારા ભાલાથી બબ્બે માણસોની લોથ ઢળતી હતી. એમના પિતા પોઝાઈડોને એમને રણક્ષેત્રમાંથી દૂર લઈ જઈ ગાઢી ઝાડીમાં સંતાડ્યા ન હોત તો, હેક્ટરના કુળના મોલિયોનેસ જોડિયા ભાઈઓને પણ મેં હણ્યા હોત. હા, ઝ્યૂસે ત્યાં અમને મોટો વિજય અપાવ્યો હતો. અમે શત્રુઓનો પીછો કર્યો અને એમનાં સુંદર હથિયારો આંચકી લીધાં અને એમ પાછળ પડી, અમારા રથ બુપ્રેઝિયનનાં ખેતરો વીંધી ઓલેનિયન ખડક અને એલિસિયન ટેકરી પાસે આવ્યાં. ત્યાંથી અમારાં દળોને પાછાં વળવાનું ઍથિનીએ નિર્ધાર્યું અને ત્યાં મેં મારા છેલ્લા માણસને હણ્યો. અમારા રથીઓ બુપ્રેઝિયનથી પાછા વળી પાઈલોસ પરત આવ્યા; સૌ દેવોમાં ઝ્યૂસના અને માનવીઓમાં નૅસ્ટરનાં ગુણગાન ગાતા હતા.

મારા જમાનાના લોકો વચ્ચે મારી ફરજ

મેં આમ બજાવી. ને અહીં એકિલીઝને જુઓ. એ બહાદુર નર છે. ને એના પોતાના સિવાય એની બહાદુરીનો લાભ કોને મળશે? ને મારા બોલ બરાબર યાદ રાખજે. અકીઅન સેના નાશ પામશે ત્યારે, એ પણ આંસુ સારશે- પસ્તાવાનાં આંસુ. મારા ભાઈ, ઍગામેમ્નૉનના સૈન્યમાં જોડાવા મોકલતી વેળા તારા પિતાએ તને શું કહ્યું હતું તે યાદ છે? રાજા ઑડિસ્યૂસ અને હું બંને તમારા ઘરમાં હતા અને અમે એ પૂરું સાંભળ્યું છે. અકીઆના ફળદ્રુપ પ્રદેશોમાં અમે ભરતી માટે ફરી રહ્યા હતા અને પેલ્યુસના ભવ્ય મહાલયે અમે આવ્યા હતા ત્યાં, અમે નામદાર મેનીટિયસને અને તને જોયા હતા. વૃદ્ધ મહારથી પેલ્યુસ બળદના સાથળમાંથી માંસ કાઢી ઝ્યૂસ માટે અગ્નિમાં આપી રહ્યા હતા. એના હાથમાં સોનાની કટોરી હતી અને પોતાના બલિ સાથે એ ઝગમગતી સુરાના છાંટણા અર્પણ કરતા હતા અને તમે બેઉ માંસ રાંધતા હતા. અને એ જ ક્ષણે ઑડિસ્યૂસ અને હું દરવાજે દેખાયા. એકિલીઝ આશ્ચર્યથી કૂદ્યો અને હાથ પકડીને અમને અંદર લઈ ગયો. અમને બેસવાને એણે આસનો આપ્યાં અને અમારે માટે, પરોણાગતની સહજ રીતે એણે નાસ્તો આપ્યો. અમારી ભૂખતરસ સંતોષ્યા પછી, અમારા આગમનનો હેતુ અમે જણાવ્યો અને તને તથા એકિલીઝને જોડાવા નિમંત્રણ આપ્યું. તું એકદમ તત્પર હતો અને, બેઉ પિતાઓએ તને આશીર્વાદ આપ્યા. વૃદ્ધ પેલ્યુસ એના પુત્રને પોતાના સમવયસ્કોથી આગળ રહેવા સમજાવી રહ્યા હતા ત્યારે, તારા પિતા તને શિખ આપી રહ્યા હતા:' બેટા, તારા કરતાં એકિલીઝ ઊંચેરા કુળનો છે અને, તારા કરતાં ક્યાંય વધારે બળવાન છે. પણ વયમાં તું મોટો છે. એને યોગ્ય સલાહ આપવી, એને દાખલો બેસાડી દોરવણી આપવી એ કામ તારું છે જેથી, એ ધડો લઈ શકે.' તારા વૃદ્ધ પિતાની એ શિખામણ હતી ને એ તું ભૂલી ગયો છે. પરંતુ આ રીતે એકિલીઝ સાથે વાત કરવાનું હજી મોડું નથી થયું. એનામાં સદ્‌બુદ્ધિ હોય પણ ખરી. કોને ખબર છે? મિત્રની સલાહ વધારે અસરકારક હોય છે અને, પ્રારબ્ધે જોર કર્યું તો, તું એને યુદ્ધમાં જોડી શકીશ. પરંતુ, કોઈ ભવિષ્યકથન દ્વારા એને કશો ખાનગી અવરોધ હોય તો, એનાં દૈવી માતાએ ઝ્યૂસનો કોઈ સંદેશ એને આપ્યો હોય તો, મર્યાદિત દળો સાથે એ તને તો રણક્ષેત્રે ઊતરવા દે અને એમ કરીને, કદાચ, ડનાનોને વિજય અપાવે. પોતાનું પ્રકીર્તિત બખ્તર એ તને ધારણ કરવા દે તો, ટ્રોજનો તને એકિલીઝ સમજી યુદ્ધ સમેટી લે. ટ્રોજનો લડીને થાકી ગયા છે અને, તમે સૌ તાજામાજા હોઈ, આપણાં જહાજો અને આપણી કુટિરો પાસેથી તમે એમને પાછા એમના ગામભેગા તગેડી શકો.'

નેસ્ટરના બોલની અસર પેટ્રોક્લસ પર ખૂબ થઈ અને, જહાજોની હાર પાસે ઝડપથી ઠેકડા મારતો પોતાના રાજવી પાસે એ પહોંચ્યો. ઑડિસ્યૂસનાં વહાણો પાસે એ લોકો પોતાની સભાઓ ભરતા અને દેવો માટે વેદીઓ રચી હતી. ત્યાં સુધી એ દોડતો પહોંચ્યો. ત્યાં એને યુરિપાઇલસ મળ્યો. પોતાના સાથળમાં તીરના ઘાથી ખોડંગાતો ચાલતો એ જંગમાંથી આવી રહ્યો હતો. એનું માથું અને એના ખભા પરસેવે રેબઝેબ હતાં અને એના ઘામાંથી લોહી વહેતું હતું પણ, એનું એને કંઈ લાગતું ન હતું. આ દૃશ્ય જોઈ વીર પેટ્રોક્લસનું હૈયું દ્રવી ઊઠ્યું અને, યુરિપાઇલસ માટેના સંતાપમાં પોતાની પિતૃભૂમિથી આટલે દૂર આવેલા ડનાન સેનાનીઓ અને સલાહકારો પોતાના શ્વેત માંસથી ટ્રોજન કૂતરાઓનાં મોઢાં ભરે છે એ ચિત્ર એના મનમાં ઊપસી આવ્યું. એણે વિવેકપૂર્વક યુરિપાઇલસને પૂછ્યું:'નામદાર, રાક્ષસ હેક્ટરને અંકુશમાં

રાખવાની કોઈ આશા છે કે, અકીઅનોના ભાલે વધેરાશે અને આજે જ ખતમ થઈ જશે?'

'નામદાર પેટ્રોક્લસ,' યુરિપાઇલસે ઉત્તર આપ્યો, 'અકીઅનો માટે હવે મુક્તિની આશા નથી; પોતાના કાળ બનેલાઓ પાસે એ સૌ હવે પડવાના. ટ્રોજનોને ભાલે કે બાણે વીંધાઈને આપણા સઘળા મહારથીઓ ત્યાં પડ્યા છે અને, એ બધો સમય શત્રુના હાથ વધુ મજબૂત થતા જાય છે. પણ ઓછામાં ઓછું તમે મને બચાવી શકો છો અને મને મારાં વહાણભેગાં કરી શકો છો. મારા સાથળમાંથી આ તીરને તમે ખેંચી કાઢો, ગરમ પાણીથી ઘા ધોઈને પછી મલમ લગાડી આપો. મેં સાંભળ્યું છે કે, સંસ્કારી નરાશ્વરા ચીરોન પાસેથી કેટલાંક ઉત્તમ ઇલાજો જાણવા પામેલા એકિલીઝ પાસેથી શીખ્યા છો. આપણા શલ્યચિકિત્સકો પોડેલીરિયસને કે મેચેઓનને હું વીનવી શકું તેમ નથી કારણ, એમાંનો એક પોતે ઘાયલ થઈને છાવણીમાં સૂતેલો છે અને બીજો ટ્રોજનો સાથે સમરાંગણ ખેલી રહ્યો છે એમ મેં સાંભળ્યું છે.'

'આ તો અસહ્ય છે!' વીર પેટ્રોક્લસે ઉદ્‌ગાર કાઢ્યો. નામદાર યુરિપાઇલસ અમારે શું કરવું? અકીઆના રક્ષણહાર જિરેનિયન નેસ્ટરનો સંદેશો લઈને હું મારા શાણા રાજવી એકિલીઝ પાસે જઈ રહ્યો છું. આમ છતાં, તમે ખૂબ નંખાઈ ગયેલા હોઈ તમને હું રેઢા નહી મૂકું.'

આમ બોલીને એણે એ ઘવાયેલા સેનાનીની કમરે પોતાનો હાથ મૂક્યો અને એને ટેકો આપી એની કુટિરે પહોંચાડ્યો. એને જોઈને યુરિપાઇલસના સ્કવાયરે ભોંય પર કેટલાંક ચર્મો પાથર્યાં. અને, પેટ્રોક્લસે એને ત્યાં સુવાડી, છરી વડે એના સાથળમાંથી તીરની તીક્ષ્ણ અણી ખેંચી કાઢી. પછી ગરમ પાણીથી એનું કાળું પડી ગયેલું લોહી ધોઈ કાઢ્યું. પછી એણે પોતાના હાથમાં કડવી ઔષધિનાં મૂળ છૂટાં પાડ્યાં અને ઘા પર એ લગાડ્યાં. એ ઉપશામક લાગતાં યુરિપાઇલસની પીડા શમી ગઈ. ઘા સૂકાવા લાગ્યો અને લોહી વહેતું બંધ થયું. (ક્રમશઃ)

## અસૌર્ય સમય/ રાજેન્દ્ર શાહ

(વનવેલી)

### ૧. અયુદ્ધ સંહાર

રાત્રિ...
વનાઞ્ચલ ઘન-અન્ધકાર...
તરુ-ટગલીએ
ઘુવડની આંખ
લાલ લાલ
જલતે હુતાશ.

વિશાળ છે વડ
ડાળે ડાળે નીલ નીલ પર્ણ
પડખે છે
વિહઙ્ગનાં કેટલાંયે નીડ
મહીં
નિરાંતની નિન્દરે નિમગ્ન
જીવ સર્વ

એથી જ તો ઘુવડની ચીડ.

એકાએક
ત્યહીં
ભયક્રાન્ત હાહાકાર
ઘુવડે કરેલ છે પ્રહાર...

ખગનેત્ર લહે નહિ દિશા
મહાનિશા
વચલે પ્રહર
પડી જાય સોપો
સહુને સંહાર.

વડતરુ એક યાત્રી.
અનિદ્ર હતાશ
અસ્વસ્થ-અમર
કુતૂહલે લહે
સુણે
રહી અચઞ્ચલ
પામે
ઘુવડની આંખનો પ્રકાશ...
અયુદ્ધ સંહારનું વિ-જ્ઞાન.

અને
એ જ કુરુક્ષેત્રે
અઢારમા દિવસની અવશિષ્ટ રાત્રિ.
એ જ
યુગે યુગે
કાલાન્તરે
चक्रनेमिक्रमेण ।

### ૨. આજે

આ ભૂખણ્ડે
સાંભળું છું હું પક્ષી-વિપક્ષીનો
ક્રાન્ત
કલાન્ત કોલાહલ..
એવી તીવ્ર તીક્ષ્ણ કિકિયારી.

લહું છું હું
સન્તત ને
સવેગ વીંઝાતી રહી પાંખો-
છવાતો
શ્યામલ અન્ધકાર.
- પાંખ, ઝાંખ
ઘુવડની
ને ગીધની
બાજની, કાગની-
અન્તરીક્ષ મહીં છવાતા
ઘોર નાદે
હિંસક આહ્લાદે.
આકુળ
શોધે છે મ્હારી આંખ
ક્યાં છે?
દિગન્તરે ય ક્યાં?
પેલા
શ્વેત પક્ષ્મળા
રાજહંસો રૂપાળા!!

### ૩. ક્ષણ વિલક્ષણ

અન્ધારનું છત્ર
નીચે સહુ અમે
તૂટેલી પાંખની
વેગ-વિચ્છિન્ન વૃષ્ટિ મહીં!

તરબોળ
અઙ્ગેઅઙ્ગ મહીં ધ્રૂજ-કમ્પ
હતા...આશ.

નીતરતી કાયા...
કળ-ખળ-કળ કરી
વહી જાય નીર.
ચારિઓર દૂ..ર દૂ..ર.

ક્ષણથી જ

પ્રસૂત છે ક્ષણ વિલક્ષણ.
હેલી હો
ભલેને આવ્યાં
ઘોરશોર-તોરે ઘોડાપૂર
ઝાઝા એના દિન નહીં
 દિન માત્ર ત્રણ..
હોય ભલે મૂંઝવણ
 તિમિર ને તેજ
 જાગરણ...
પણ
ઘણું વહી જાય.
પછી
ઘણું અદીઠ દેખાય.
અનુશ્રુત.. અનુભૂત
નિશ્ચિત ઉઘાડ.
પ્લાવિત ભૂમિનો
 ભેજ-તેજ-રસિત સોહાગ.

---

અસૌર્ય = ૧. આસુરી, ૨. સૂર્યરશ્મિ હીન

## કવિને સ્નેહસુખન/ જયન્ત પાઠક

ન દાઢી, મૂછ કે જરા, નહિ કમંડલુ, દંડ વા
તમે ઋષિ નવા, નવીન યુગના ગૃહસ્થાશ્રમી
સદાય રત કર્મમાં, જીવન ખેડનારા શ્રમી
નવા જ રચી મંત્ર, તંત્ર નવલાંય, આનંદના
ઉપાસક અખંડ, શોધક સદૈવ સૌન્દર્યના;
અરણ્ય વિજને ઘૂમો, સકલરંગી સંસારના
સમુદ્રતલથી સમૂર્ધ્વ ફલકો લગી વ્યોમના
મહાગરુડ-શા કદી, કદી પતંગ-શા રંગના.

કવિ ક્યમ કહું રહેલ અવશેષ આયુષ્યનો?!
ભલા, નહિ જ અંત, છે અમર માત્ર વિશ્વે કલા;
અનેકવિધ જે રચે કલમ કાલમાં આકૃતિ
ભૂંસાય નહીં તે, અનેક બનીને તમે એકલા
ટકો, ટકી રહો દિવાકર-શશી ટકે એટલા;
ન કાલવશ શબ્દબ્રહ્મ મહીં જેહની જાગૃતિ.

અર્પણ : કવિ રાજેન્દ્ર શાહને

## તરંગિત શૂન્ય

•

ધીરુ પરીખ
(વનવેલી)

વિદ્યુતપ્રવાહ આસપાસ
રચાય છે ચુંબકીય ક્ષેત્ર
અને ચુંબકીય ક્ષેત્ર
વહેતો કરે છે વિદ્યુતપ્રવાહ.
આમ એકનું જ એક
ધરે છે બે જુદાં જુદાં રૂપ.

વિદ્યુતચુંબક ક્ષેત્રમાંથી સરે
રેડિયો કિરણ
સરે પ્રકાશકિરણ
સરે ધ્વનિનો તરંગઃ
કાન સાંભળે ને આંખ જુએ પરિણામો
કાન અને આંખની પારના શૂન્યમાંથી
રચાય છે ભીડ !

ભીડ વાટે અને હાટે
ભીડ સ્મશાનને ઘાટે.
ભીડ પ્રસૂતિગૃહોમાં
કારાગૃહોમાંય ભીડ.

મસ્તિષ્કમાં વિચારોની ભીડ
આગારોમાં ઓજારોની ભીડ.
ભીડ બધી શૂન્ય પ્રતિ સરે,
શૂન્ય પાછું ભીડ થઈ તરવરે;
અને વિદ્યુતચુંબક ક્ષેત્ર
અવાજને પ્રકાશના તરંગોથી અસ્પૃષ્ટ છતાંય
નિસ્તરંગ દશામાંય તરંગિત ઠરે !

## આમ કેમ....?/*મુકુન્દ પરીખ*

ઘૂંટ્યાં છે
સતત
તમે દેખાડેલા અક્ષર
તમારો કક્કો
ને બારાક્ષરી
એકડિયાના ઘડિયા
તમારી શ્રુતિઓ
તમારી ઋચાઓ
તમારી સંસ્કૃતિ
તમારો ધર્મ
તમારું વિજ્ઞાન
ને તો પણ
નથી ઊકલતી
લિપિ સપનાંની
ત્યારે
રાત્રે ખીલેલાં
ને પ્રભાતે ખરી પડેલાં
ક્યારામાં
પથરાયેલાં
પારિજાતનાં પુષ્પોને
સૂર્યની સાક્ષીએ
પૂછવાનું મન થાય છે
કે
આમ કેમ...?

## એક કાવ્ય/*રાજેન્દ્ર પટેલ*

નખ, આંગળીને પૂછીને વધતા નથી
કે વાળ ધોળા થતાં પહેલાં પૂછતા નથી મને
છતાં
કપાએલા નખમાં શોધું અંગૂઠો
પડેલા દાંતને પૂછું
વડવાઓનું નામ.

અનુત્તર હું
પરસેવાને પૂછું તેનું મૂળ.
આખા શરીરના કોષ
મનના અગણિત કાળા આવર્તનોને સહતા
ચૂપચાપ નિર્જીવ બની
જીવે રાખે.

પગ પૂછે
ક્યાં છે વડવાઓએ આપેલું ખેતર?

ખોવાઈ ગયું છે ક્યાંક ખેતર
તેના ઊંડા કૂવામાંથી કવચિત્ પીધેલું
ચાંગળું પાણી
ઝરણું બની વહેવડાવે છે મને ક્યારેક.

તે જુએ છે એનું એ જ દૃશ્ય.
ચકલાં માળો બાંધે
ચાડિયો સ્થિતપ્રજ્ઞ ઊભો રહે
સૂકીભઠ્ઠ ધરતી બગાસાં ખાધા કરે.
ફૂલેલ ખીલે
પણ કશું ઊગે નહીં મારામાં.
વેરાન ધરતીમાં
લીલા સમયનો ભેજ
ભીની રાખે સૂકી આંખ, એટલું જ.

ભોજપત્રથી ઍસિડપ્રૂફ પેપર સુધીમાં
અક્ષરોનું અનેરું વિશ્વ વહે.

પણ
આજનો કાગળ વંચિત વૃક્ષથી;
વૃક્ષ રાહ જુએ કોઈ
કોમળ હસ્તની
ને હસ્ત ઊગતો નથી
મરુભૂમિમાં ક્યારેય
ફણગો થઈ.

## ભવિષ્યકથન/જન્મકુંડળી

પ્રાણજીવન મહેતા

શતરંજનાં મહોરાં માફક
જન્મકુંડળીનાં બારેબાર ચોકઠામાં
ગ્રહો પલાંઠ દઈ ગોઠવાઈ બેઠાં ગૂપસૂપ.
અને હું, જાતક, રહ્યો કુંડળી બા'રા.

જોવા મથું થઈ બહાવરો
-પણે, પણે કુંડળીમાં મારું સ્થાન ક્યાં ભલા?

પ્રશ્નથી પ્રશ્ન ઊપજે સદા, મટે નહીં, ના, કદા.
એથી જ સ્તો, હું ઉપ-ગ્રહ સમો ભમું
કુંડળી મધ્યેના ગ્રહોની આસપાસ.
ન તો મને ધરી મળે, પગ મૂકવાને ના તો મળે ધરા.
ખાંધે ધુરા જન્મ-કાળથી/અ-જન્મકાળની
ક્ષણેક્ષણે ક્ષય પામતી વય વલૂરવા
પંડમાં પડ્યા પહાણને પંડથી પણે, મથું દૂર હડસેલવા.

થાય મારો ક્ષય ક્ષણે ક્ષણે
ક્ષણે ક્ષણે ગ્રહ-નક્ષત્રો માંહે માંહે ખસે અહીં-તહીં
દૈ ખો, ખદેડતા જતા અકમેકને.
ક્યારેક વળી, સ્વ-સ્થાન-ચ્યુત થઈ
પ્રવેશે અન્ય ગ્રહ-ગ્રહ-સ્થાનમાં
દૃષ્ટિ પડે અન્ય એકની એક અન્યની ઉપરે
તો પ્રગટ થાય તત્કાળ અગન-ઝાળ
તવ મમ ભૂત-વર્ત-ભવિતકાળ રાખશો તડતડ બળે.

આંખમાં તણખ આંજતો મથું પેખવા તૂટ-ફૂટ તરડમાં
તથા-કથા-વ્યથા વાત ઘાત,
હે ઇચ્છેશ, ના, ના, ઇચ્છું હવે કશું વિ-શેષ
વાળી દઉં ભૂંગળી કુંડળી તણી
ઈતર-જન્મથી વળું પાછો ફરી જન્મ-ઈતર ભણી.

## સપાટી / રાજેન્દ્ર પટેલ

કોરા કાગળની સપાટીમાં
ફૂટતું નથી મૂળ
કે
ખીચોખીચ ડાળી પાંદડાં વચ્ચે
વિકસતું નથી ફૂલ.

દરરોજ રાત્રિ તમરું બની
જગાડવા મથે
આખું ઝાડ
જેમ દૂર મલકે તારા
અવકાશમાં ભટક્યે
અજાણ્યા પગરવ.

સમય અવનવા આકાર લઈ
છવાઈ જાય
આખા કાગળ ઉપર
કશી ભાત પાડ્યા વગર.

શબ્દના આવર્તન
સ્મૃતિઓનું માળખું રચી દે
ને ધીરે ધીરે
ખડકાએ જાય
પવન અજાણ્યો
ન વહેતો
ન વહેવા દેતો.

અલ્પવિરામના શ્વાસ લઈ દોડું
વૃક્ષ, વાયુ ને નક્ષત્ર બની
આરપાર
શોધું મને.

જીવતું મૂળ બની
જગાડે રાખું
આખી સપાટી.

## વ્યંજના-અવકાશ/રાધેશ્યામ શર્મા

આ હવાને
બ્રહ્માણ્ડવ્યાપક
હીંચકા પરથી
અપહરી લાવી
એક
હિરણ્મય પાત્રમાં
સંભરવી છે
જે પાત્ર
કદાચ
અશ્વત્થામાની
ખુલ્લી અમર
ખોપરીના
ખૂણામાંથી
જડે યા
કૃષ્ણના
કાળચક્રના
આરામાંથી
ઊડતા
અનાહત
સ્ફુલ્લિંગનાદમાં
નહીંતર
કાવ્યરચનાઓની
પંક્તિઓ વચ્ચે
પ્રચ્છન્ન રહેલા
વ્યંજના-અવકાશમાં
મળે...

## કાન્તાર મધ્યે/રાધેશ્યામ શર્મા

નિબિડ
નટખટ
કાન્તાર
મધ્યે તરુશાખે ઝૂલતા હીંડોલમાં ઝૂલે
અપરૂપ પક્ષપ્રિયા કાન્તા
ગિરિમાળા ત્યજી આવી
ખોજવા ચન્દ્રને
અહીં તો આજે અમાવસ્યા
નહીં ફળે શું આકાંક્ષા?
ઊડી આવવું પર્વત ઉપરથી
નીચે નીરન્ધ્ર વનોમાં
થશે નિષ્ફળ?
કિન્નર ગુરુચરણે શીખી
આલોપેલો મેઘમલ્હાર ક્યારે
લાવશે પ્રાપ્તિનું ફલ?
ગાયો તેણે દીપક
અંગોપાંગમાં આગ અને રાખતી ઝાળ
લાગતાં ઝૂલા પરથી એક એક
વસન નીચે ફેંકતાં
દિશાવસ્ત્રી થયેલ કાન્તાને સંભળાયો
ઘુરઘુરાટ આદિવાસીઓનો
અને ભળાઈ ગેબી
કાન્તારભેદક વિપુલ
વ્યાઘ્રદૃષ્ટિ.

## હરદ્વાર ગોસ્વામી

### ૧. કોઈ શિખર

કોઈ શિખર સર કરવા કાજે.
ઝરણું છૂટ્યું, પાછું આજે.

આંસુ પણ મોતી થઈ જાશે,
પાંપણનો તું પ્રસંગ થાજે.

બેશરમીની મોસમ વચ્ચે,
લજામણી પણ ક્યાં જઈ લાજે?

કોઈ કૂંપળ કોળી ઊઠશે,
પથ્થરને પણ પાણી પાજે,

ચારેપા ચુપકીદી વરસે,
એ રીતે મલ્હારી ગાજે.

### ૨. દોહાગઝલ

વેરણછેરણ થઈ ગઈ સ્વપ્નો કેરી રાત,
અશ્રુભીની આંખમાં, ડૂબ્યું છે પરભાત,

સાવ છીછરા થઈ ગયા, સમદર સાતે સાત,
અજરઅમર થઈ જાય છે, પરપોટાની જાત.

સાવ સરકણા શબ્દને, મારી ઘોડાગાંઠ,
હણહણતા કાગળ ઉપર, દુનિયા આખી મ્હાત.

લોહી ચાખી જાય છે, કાગળનો આ વાઘ,
અક્ષરના ઓસડિયાથી વધુ વકરતી વાત.

તારું તળિયું શોધવા, ચકળવકળ પાતાળ,
તારી ઊંચાઈ વિશે, ટૂંકી નભની જાત.

## નાંગરવું / હસમુખ કે. રાવલ

સાધુ વાણિયાની જેમ નહીં કહું:
ઘાસ છે ને પાંદડાં છે.

છે,
જૂનાં-નવાં, ભરચક, ઠસોઠસ
પોટકાં છે, બેસુમાર...

છે,
માથે છે
સઢમાં બાકોરાં મોટાં
ને તળિયે નાનાં-મોટાં કાણાં
હલેસાં ઊધઈ-ખાધાં
છે.
વાયુ વેરી
છે.

છે... છે... છે... છે...
વિપ્રવર, બધું જ છે.
બધું જ છે;
ચપોચપ, ઠસોઠસ...

ને તો યે છે નાંગરવું:
હવડ કલાવતીના
કલકલ...ભીના...સૂકા...
ઘાટેઘાટ

## હાઈકુ / કૃપાશંકર જાની

શૃંગ ઉપર
સૂરજ છાનો જોઈ
મલકી ખીણ.

*

ચબૂતરામાં
કબૂતર ચણતાં
કૂદી બિલાડી.

## જગદીશ ત્રિવેદી

### ૧. છેડો

ક્યાંથી
કેવી રીતે
હાથ લાગ્યું હશે આ દોરાનું પિલ્લું!

પહેલાં તો
જોયા જ કર્યું-
તાક્યા જ કર્યું-
હાથમાં લઈને રમ્યા કર્યું-
પછી ઉકેલવાની મથામણ,
છેડો શોધવાની અકળામણ.

મળતો જ નથી છેડો-
જેમ જેમ મથું છું શોધવા-
વધારે ને વધારે ગૂંચવાતું જાય છે પિલ્લું!

હવે ઠેર ઠેર પડવા માંડી છે દાંતી,
ઊતરવા માંડ્યો છે માંજો,
વછૂટવા માંડ્યા છે વળ.

હવે છેડો મળે તોયે શા કામનો!

### ૨. આત્મનિવેદન

દેહથી વિખૂટા પડીને
એકીટશે
તાક્યા કર્યો દેહને:
કેટલો કદરૂપો,
નિર્માલ્ય,
નિસ્તેજ,
નિર્બળ,
કરચલિયાળો
છતાં હજીય
માથાથી પગના તળિયા સુધી
બણબણે છે
મહત્ત્વાકાંક્ષાઓની માખીઓ,
સળવળ્યા કરે છે
ઇચ્છાઓની ઇયળો,
ઠેર ઠેર જામ્યાં છે
આશાઓનાં અળસિયાંઓના ઉકરડા.
અંગાંગ કરે છે ગલીપચી
સ્વાર્થનાં સાપોલિયાં,
રૂંવેરૂંવે
વાસનાના વીંછીઓના તૂટી ગયેલા ડંખ

આજ લગી અહોનિશ
આને જ મેં આટઆટલાં
લડાવ્યાં કર્યાં લાડ!

### એક કાવ્ય/ મહેશ રાવલ

આમથી તેમ, અમથું જવાનું થયું
સ્હેજ અટકી, તરત ચાલવાનું થયું.
ભાસ જળનો, સતત ઘૂઘવે તરકટી
છે નહીં તોય છે, માનવાનું થયું.
શું હતું શક્યતાથી વધારે? છતાં
હર વળાંકે, ચરણ વાળવાનું થયું.
જર્જરિત થઈ જવું, શું સહજ ક્રમ નથી?
વસ્ત્રથી, શું વધારે થવાનું થયું?
માત્ર હોવાપણું હોય છે શ્વાસમાં
એય, અંતિમ ક્ષણે ત્યાગવાનું થયું.

## એક કાવ્ય/ફિલિપ ક્લાર્ક

ઈચ્છાઓને
ચ્યૂંઈગમની જેમ ચાવતો
ન આવેલી ઊંઘની જેમ
એ અથડાતો હોય છે
રાતની અંધારી ગલીઓમાં.
વિચારો કરીકરીને
લાગેલો થાક
એના શ્વેત કેશમાં
સ્પષ્ટ દેખાઈ આવે છે.
સંબંધો બાંધીબાંધીને
બંધાઈ ગએલો
છૂટવા માટે મારે ફાંફાં
ને વધુ ને વધુ બંધાતો જાય છે.
'પ્રેમ' અને 'નફરત' વચ્ચે
કોશ તો એ સાંજ પડતાં
ઊધઈ ખાઈ નાખેલા
નકશા જેવો બની જાય છે.
ચ્હેરા પરની કરચલીઓમાં
પ્રશ્નો છૂપાવતો એ
ચૂપચાપ ચાલ્યો જાય છે.
એની પ્રત્યેક ભૂલ,
એના લોહીમાં
ડૂબી ગએલી હોડીની જેમ
તરતી હોય છે.
સુકાઈ ગએલી તરસને પંપાળતો
ક્યારેક એ બેઠો હોય છે
સ્મરણોની અગાસીએ,
રહીસહી ઈચ્છાની અણીઓ
ભોંકાયા કરે છે
એના અસ્તિત્વના અંગેઅંગમાં
ને એ બેબાકળો બની
ખોવાઈ જાય છે અટકળોની દુનિયામાં...

## એક કાવ્ય/ફિલિપ ક્લાર્ક

વિચારોનાં ચામાચીડિયાં
ઘૂસી જાય,
ખોપરીના ગુંબજમાં
કંપી ઊઠે અંધારું,
રાતનાં અંગોને ચટકાં ભરતી
તૃષ્ણાની કીડીઓ
ઘડીઘડી બેઠી થઈ જતી ઉત્તેજના
ખોટાને ખોટું કહેવાય નહીં
ને વાતને સહેવાય નહીં.
બારીબારણાં બંધ જોઈ
પાછાં વળી જતાં સપનાં...
મનને મનાવવા ઊભી કરેલી
સૃષ્ટિમાં પણ લાગે આગ
ઈચ્છાઓની ઊડવા લાગે રાખ
સોટી થઈ જવાય ત્યાં સુધી થતી કસોટી
ને ઈથરની જેમ
રકાબીમાંથી ઊડી જતો ઈથર
એકમેકને બાટલામાં ઉતારવા મથતા સજ્જનો
ઝીણીઝીણી વાતના ઊડતા ગુબ્બારા
ને ભરદોરીએ કપાઈ જતી મોટી મોટી ઈચ્છાઓ.
ક્યાં લગી પંપાળ્યા કરવી લાગણીને?
ક્યાં લગી ઠુકરાવ્યા કરવી માગણીને?
ગુન્હા ઉપર પડદા પાડી
ક્યાં લગી સંતાડવું સત્યને?
ઉપર આભ નીચે ધરતી
વચ્ચે વિસ્તરતી જાય છે તરસની ખીણ
લગ્ન અને મરણના સમાચાર
એક જ પાના પર વાંચી આપણે ન્યૂઝપેપર
જેવાં બની ગયાં છીએ,
સુક્કા શ્વાસ ભરું છું રેતીમાં તરું છું,
હરુંફરું છું
પણ ડરું છું હાડમાં વ્યાપેલા ભયથી
પવન ગમે તે દિશાનો હોય
મારા કિનારા તરફ જવાના પ્રયત્નો તો ચાલુ જ છે.

## એવું પણ નથી/*રાજેન્દ્ર પટેલ*

ખરી જતાં પાંદડાંથી
વૃક્ષનો અંત આવતો નથી, કે
ખરેલાં પાંદડાંને સળગાવી નાખવાથી
કશું સમાપ્ત થતું નથી.

ધુમાડાની આરપાર સર્જાતું હોય છે
ન દેખાતા તારાઓની માફક
અતિ ગોપિત એક વિશ્વ.
તે હોય છે છતાં હોતું નથી હંમેશ,
કે પછી
વહી જતા સમયને
પોકારતું હોય છે
રાત્રિમાં એકાકી ડંકો બની.

છતાં કશું જાગતું નથી
તેથી ફરીફરીને
રણકે છે ખંડેરોમાં અજાણ્યા ઘંટ.
ફૂંકાયા કરે છે અવિરત
સમુદ્રકિનારે ત્યજાએલો શંખ.
નથી સંભળાતા તેના કશા ધ્વનિ.
છતાં
કશું થતું નથી
એવું પણ નથી

*

વૃક્ષની ટોચને જોવું હોય છે
દૂર, અતિ દૂરનું આકાશ
એ જાણ્યાં પછી
આકાશ, આકાશ જ હોય છે.
મૂળ, મૂળ જ રહે છે.
છતાં વૃક્ષ ક્યારેક આકાશ,ક્યારેક મૂળ બનતું હોય છે.

સોનેરી સ્વપ્ન ઉશેટી ઉશેટી
ખોવાઈ ગઈ છે તેની લીલપ.
ને સઘળું ધરબાઈ ગયું છે
કહોવાતી ધરતીમાં.
કશા અંકુર ફૂટતા નથી.
તેથી ખોળું છું
એકમાત્ર સ્હેજ સમયની પલક.
જે કદી ખૂલ્યાં પછી બંધ થતી નથી.
પણ કેમેય ખૂલતી નથી કોઈ બારી
કિચૂડાટ પણ થતો નથી.
કોઈ તિરાડમાંથી આવતું નથી ચાંદરણું.

અંધારાના હજાર હજાર હાથથી
ઝાપટું આજનાં વસ્ત્ર.
કોઈ તણખો ખરતો નથી.
અંધારી રાતમાં
કોઈ દીવો દેખાતો નથી
એવું પણ નથી.

*

દીવો કરતા 'મા'ના ધ્રૂજતા હાથ
કેમ મારા લાગે છે?
દીવાસળીના ઘસરકાથી
અતિ સ્ફોટક સપાટીમાંથી
કશુંય પ્રજ્વળતું કેમ નથી?
તેની ચિંતામાં
ન કળી શકાય તેવાં બીજ
રોમરોમ ફૂટ્યાં,
ત્યારે જાણ્યું

કે હું માણસ છું.
મારે બે આંખ, બે કાન, એક નાક-મોં છે..
છતાં હંમેશાં સાવ સપાટ ચહેરો હોય છે.
એવું પણ નથી.

*

પૂનમનો ચંદ્ર
ઘણી વાર લાગ્યો છે મારું મ્હોરું,
-ને ટમટમતા તારાઓની જેમ
જાગતી રહે છે આંખ,
-ને આખી નિહારિકામાંથી
કોઈ જ પોકારતું નથી મારું નામ.
એવું પણ નથી.

*

છું,
પહેલાં હતો,
અને પછી પણ છું.
છું
છતાં નથી.
આમ ચાલ્યા કરે છે
રમત-ગમત, શ્વાસ-ઉચ્છ્વાસ, ઉંમર વધે, નખ વધે,
વાળ વધે,આંખના નંબર વધે,અથવા દાંત પડે,વર્ષો ઝરે
રોમરોમ કોષ મરે.
છતાં કશું ઘટતું નથી
કે વધતું નથી.
અવકાશનું પદાર્થમાં ને પદાર્થનું અવકાશમાં
અરસપરસ, ફેરબદલ થતું હોય છે પોત, તેટલું જ.
તેથી, જે હતો તે જ છું.
કદાચ
જે છું તે ક્યારેય ન હતો,
અથવા
એવું પણ નથી.

## અક્ષર વરસ્યા અનરાધાર/
*ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'*

અક્ષર વરસ્યા અનરાધાર,
મોરપિંચ્છનો માર સહીને થઈ'ગ્યા તારોતાર.

છાતીમાં બુલબુલને માળે
ઊઘડ્યાં ફટફટ ફૂલ,
અને સુંવાળી ભીંતે રણકી
મંજરીઓની ઝૂલ,

તમરાંનું કુળ રહ્યું તરસતું વણફૂટ્યો અંધાર,
અક્ષર વરસ્યા અનરાધાર.

હું મારી આંખોમાં છલછલ
થઈ તરસતો રહું,
પોલમપોલા આભને તોયે
મેઘધેનુથી ભરું.

કણકણથી બંધાતા રણને પામી ભારોભાર,
અક્ષર વરસ્યા અનરાધાર.

દશે દિશાનું વ્યોમ કંપતું
તરુગર્ભને તળિયે,
મખમલિયા પીંછાની ટાઢક
લઈ; આવને મળીએ,

સરપ ભોંણમાં ગયો સમાઈ, બંધાશે આકાર,
અક્ષર વરસ્યા અનરાધાર.

## નેણાં !/ *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

નેણાં ! છલક છલક ના છલકો.
અથરાયા હૈયાને પૂછો ક્યાં ચૂક્યું છે થડકો!
નેણાં ! છલક છલક ના છલકો

ઊભી વાટની આગળપાછળ ક્યાંય નથી પડછાયા,
ઊર્ધ્વ અધોગત છલકાતી એ આભ-ધરાની માય;
ટહુકાઓનાં ટોળાં તો પણ તળ-વિતળમાં સણકો.
નેણાં ! છલક છલક ના છલકો.

અભ્યંતરના સાસ-ઉસાસે કોઈ અરઘાતું આવે,
આમ જુઓ તો અન્તર તો પણ અંતરને તલસાવે,
ભરચોમાસે ઉરને દાગે ચૈતર કેરો છણકો.
નેણાં ! છલક છલક ના છલકો.

મધરાતે આંગણ પોઢેલાં અંધારાંને પેખું,
આંખ ઊલેચી થાક્યાંપાક્યાં શમણાંને હું દેખું,
જાપ જપું ને મેરુ ના'વે ક્યાંક ઝલાયો મણકો.
નેણાં ! છલક છલક ના છલકો.

## જિવાડી રહ્યાં છે !/ *કરસનદાસ લુહાર*

આંખમાં ઊગી રહેલાં ઝાડ જિવાડી રહ્યાં છે,
આમ, બાવળ, બોરડી ને તાડ જિવાડી રહ્યાં છે.

કાલ સુધી તો કઠણ ને સાવ સૂકા ભઠ હતા પણ-
આજ ભીના થઈને પોચા પહાડ જિવાડી રહ્યાં છે !

ક્ષીણ થાતું જાય ધબકારાનું અજવાળું છતાંયે-
હાથમાં લઈ હોલવાતી નાડ જિવાડી રહ્યાં છે

સંસ્મરણમાં વિસ્તરેલાં કેટલાંયે રણ હવે તો-
લાગણીની થઈને લીલી વાડ જિવાડી રહ્યાં છે.

મૃત્યુના અન્ધાર શું ધુમ્મસ વિખેરાઈ રહ્યું ને-
આયુના આકાશમાં ઉઘાડ જિવાડી રહ્યાં છે!

## સંવાદ છે/ *વિસ્મય લુહાર*

જોઉં ઓગળતી બધી જે મલમલી મરજાદ છે,
કોઈનો એ સાદ છે ને સાદમાં વરસાદ છે.

નામ આખેઆખું એમાંથી તમારું બાદ છે,
મારાથી મારો જ બસ આ ખાનગી સંવાદ છે.

ગાંઠ વાળી'તી બધું ભૂલી જવા - છૂટી ગઈ;
એક ઘટનાલોપમાં ઘટના થવાનું યાદ છે.

છે પલળવાનો અભિગમ આમ તો સરખો છતાં,
આંખના ને આભના બંને અલગ વરસાદ છે.

શ્વાસ કચ્ચરઘાણ છે સરહદ ઉપરના શે'રમાં,
તોય લોહીમાં લવકતી એષણા આબાદ છે.

## ક્યાં સુધી ?/ *સતીષ જે. દવે*

આ બધું, તે બધું ને બધું ક્યાં સુધી ?
પીસવું, પીંજવું, ખૂંદવું ક્યાં સુધી ?

બંગલામાં બની વારતા તે છતાં,
ખાટલો, ગોદડી, ઝૂંપડું ક્યાં સુધી ?

રાત પૂરી થઈ ઊગતો સૂર્ય જો,
સ્વપ્ન પૂરું થયું, ઊંઘવું ક્યાં સુધી ?

સાગરો પાર જે ઘર કરે-વિચરે
તે જ પંખી કહેઃ ઊડવું ક્યાં સુધી ?

હાશ! આવી ગયું ઘર હવે આપણું!
આપણાં ઘર વિષે પૂછવું ક્યાં સુધી ?

રેત છે, ઢાળ છે, તાપ છે, ટાઢ છે,
જિંદગીનું ગળાટૂંપણું ક્યાં સુધી ?

## કાગળ હતો/*દિનેશ દેસાઈ*

કાળની આગળ, કદી પાછળ હતો,
ને સમય પણ આપણો બાવળ હતો.

હું લખું ને હું જ વાંચું છું મને,
કેટલાં વરસો થયાં; કાગળ હતો !

આવતો, વિખરાઈ જાતો પળ થતાં,
એ અષાઢી રાતમાં વાદળ હતો.

સાચવેલું આભ ગોરંભ્યા પછી;
ધારધારે નીતર્યો શામળ હતો.

આમ આંખોમાં તરે ઉજાગરા,
રાતનો અંધાર પણ કાજળ હતો.

## 'દરિયો'/*ધ્વનિરાણી દેસાઈ*

શીખી ગયો છે હવે
દરિયો પણ રાજકારણ.
મિત્રતાનો ડોળ કરી, દોડી આવ્યો મારી
પાસે,
ને મારું સમગ્ર અસ્તિત્વ
પોતાનામાં બતાવી
જીતી ગયો મારો વિશ્વાસ.
'સાઉન્ડ ઇફેક્ટ્સ'માં
મારું પ્રતિબિંબ ખીલેલું જોઈ.
ક્ષિતિજ ઓળંગી
ઓતપ્રોત થઈ ગઈ હું
વિશ્વ જીતેલા આનંદમાં.
ત્યાં તો મીઠું હસી,
છાલક મારી,
ફેંકી દીધું મારું અસ્તિત્વ
પાષાણોનાં નગરમાં.

આજે પણ
તરફડતી શોધું છું હું
ક્યાંક પડેલાં
'ફોસીલ' બનેલા
કબ્રસ્તાનમાં
મારા અસ્તિત્વને.

## મેરી-ગો-રાઉન્ડ/*ધ્વનિરાણી દેસાઈ*

સ્ટીરિયો-ટાઇપ લાગણીઓને
બેસાડી દીધી છે મેં
મેરી-ગો-રાઉન્ડમાં વારાફરતી.
ને ફેરવું છું હું આ ચક્કર થોડીથોડી વારેઃ
હાસ્ય, ભય, ક્રોધ,
આવે જાય છે, જુદી જુદી ગતિમાં.
મજા પડી જાય એટલે ફેરવાવડાવે છે ચક્કર
આ લાગણીઓ, ફરી ફરી વાર.
ને ગતિ વધરાવી ઝૂમી ઊઠે છે બધી પાછી
સીટ-બેલ્ટ્સ તોડી નીકળી પડી છે બધી
લાગણીઓ હવે તો.

ને ભળી ગઈ છે એકબીજામાં ધીંગામસ્તી કરતી.

લાગણીઓના આ મિશ્રણમાંથી
હવે
કઈ લાગણીને કયું નામ આપવું?

## ક્યાં છે ?/*મુકુન્દ પરીખ.*

દરિયો આખો માથે લીધો
છીપ જડે પણ મોતી ક્યાં છે ?
અંધકારનાં ટોળાં પૂછે
દીપ જલે પણ જ્યોતિ ક્યાં છે ?
ખિન્ન વદન ને હોઠ મલકતા
ભીતર સળગે અગ્નિ ક્યાં છે ?
વનરાવનની રેતી ખૂંદી
જનમજનમથી મુક્તિ ક્યાં છે ?
આજ અમે શોધીશું અમને
દેહ મળે પણ હસ્તી ક્યાં છે ?

## ઓછપો કેટલી મળી/*કિશોર મોદી*

પળપળે ચહુદિશ હું મરમરતો અહોભાવથી,
શોધ મારી તે છતાં કરતો અહોભાવથી.

હા ! તમે હર વાતમાં માણી શકો છો મને,
શબ્દશબ્દે સાવ મઘમઘતો અહોભાવથી.

આમ શ્વાસોચ્છ્વાસ વચ્ચાળે હું અકબંધ છું
આયનામાં જાતને અડતો અહોભાવથી.

આભ શા એકાંતના ઊંડાણમાં હોઉં છું,
નિત્ય એકલતાથી ઝરમરતો અહોભાવથી.

જિંદગીમાં ઓછપો કિશોર કેટલી મળી !
કાગડાનો બોલ ના મળતો અહોભાવથી.

## ભરી લઉં મારે ખિસ્સે/*દત્તાત્રય ભટ્ટ*

સુખડીની શેકાતી સોડમ આજ ભરી લઉં મારે ખિસ્સે
શૈશવની શેરીની ફોરમ આજ ભરી લઉં મારે ખિસ્સે.

શેરી, પાદર, ઝાડ, નદી ને નાળાં, કોતર, વાડી, ખેતર
વરસોજૂનો નાતો ચોગમ આજ ભરી લઉં મારે ખિસ્સે.

લીલા જખ્મો, કોરાં આંસુ, વસંત મહીંયે સુક્કાં પર્ણો
ચાલ થઈ ગ્યું પૂરું કોરમ આજ ભરી લઉં મારે ખિસ્સે.

ભીની ભીંસે ધરતી ઝૂમે, રૂંવે રૂંવે કૂંપળ ફૂટે
અંતરના અણસારા મોઘમ આજ ભરી લઉં મારે ખિસ્સે.

સંબંધોનાં બંધન તૂટ્યાં, ફૂલોમાંથી ફોરમ છૂટી
સાવ અજાયબ નવલી મોસમ આજ ભરી લઉં મારે ખિસ્સે.

## જાતકકથા/*ધીરુ મોદી*

એક લાંબું... લચ્ચ... બગાસું
ને મેં મારા જ ભવ્ય મહાલયમાં પ્રવેશ કર્યો.
એક પછી એક
વિશાળ મહાકાય ઓરડાઓ વટાવતો હું આગળ વધ્યો.
કોઈ ઓરડામાં ઘૂઘવતા મહેરામણો....
કોઈમાં અગાધ અરણ્યો...
કોઈમાં વિશાળ મેદાનો... કોઈમાં બર્ફીલી ગિરિમાળાઓ
તો કોઈમાં અફાટ રણપ્રદેશો...

છેક છેલ્લા ઓરડામાં પ્રવેશીને જોઉં તો
મહાઆશ્ચર્ય !
- ત્યાં બેસીને આ જગતનું પરમ સત્ય
પોતાની આત્મકથા લખી રહ્યું હતું.

## શિશુકાવ્ય

### સાંજ ઢળી જો.../ મંગળ રાવળ 'સ્નેહાતુર'

ચાલને જોવા જઈએ રાજ ! સાંજ ઢળી જો...
એનાં ગીતો ગાઈએ રાજ ! સાંજ ઢળી જો...

વ્હેલો લાલઘૂમ ઊગ્યો રાજ ! સાંજ ઢળી જો...
થાકેલો હવે બૂડ્યો રાજ ! સાંજ ઢળી જો...

ચણવું છોડીને ચકલાં રાજ ! સાંજ ઢળી જો...
નીડે પંપાળે બકલાં રાજ ! સાંજ ઢળી જો...

સીમથી ગૌધણ વળીયું રાજ ! સાંજ ઢળી જો...
આભે રજમાં ચડીયું રાજ ! સાંજ ઢળી જો...

કોમળ વા લ્હેરે વાતો રાજ ! સાંજ ઢળી જો...
ખબરું પૂછતો જોતો રાજ ! સાંજ ઢળી જો...

ખેડૂ વળે ખેત ખેડી રાજ ! સાંજ ઢળી જો...
લૈ લીલોતરી તેડી રાજ ! સાંજ ઢળી જો...

ઝાલર મંદિર ખોલે રાજ ! સાંજ ઢળી જો...
બમબમ સૌ ભોળા બોલે રાજ ! સાંજ ઢળી જો...

ગગને મોતીડાં ચમકે રાજ ! સાંજ ઢળી જો...
દેખાય ઠમઠમ ઠમકે રાજ ! સાંજ ઢળી જો...

નિત દાદી વાતું કહેતી રાજ ! સાંજ ઢળી જો...
ઊજાગરાને સ્હેતી રાજ ! સાંજ ઢળી જો...

દીવાઓ ઝાકમ ઝોળે રાજ ! સાંજ ઢળી જો...
અંધારને ફંગોળે રાજ ! સાંજ ઢળી જો...

ચીબરી બોલતી ચાંચે રાજ ! સાંજ ઢળી જો...
ક્યાં ગયો સૂરજ ખાંચે રાજ ! સાંજ ઢળી જો...

નીંદર ઝૂલે જ ઝૂલતી રાજ ! સાંજ ઢળી જો...
સપનામાં જઈ ડૂલતી રાજ ! સાંજ ઢળી જો...

# અધ્યાત્મ-વિજ્ઞાન તરફની દિશા 'સહજતયા'

ડૉ. નલિન પંડ્યા

('સહજતયા', હેમન્ત દેસાઈ, પ્રથમ આવૃત્તિ - ૨૦૦૧, પ્રકાશકઃ પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે, ઢેબરભાઈ રોડ, રાજકોટ-૩૬૦૦૦૧, પૃ.૭૦, ડિમાઈ, કાચું પૂંઠું, મૂલ્યઃ રૂ.૬૦)

કાવ્યસાહિત્યમાં તમામ કવિઓ વિવિધ વૃત્તિઓ પરક પ્રકૃતિ ધરાવતા હોય છે. કેટલાક જૂથવાદ ઊભો કરી બળવો કરતાં કરતાં વેપલો કરનારા છે. કેટલાક સંસ્થાનવાદી કવિઓ એસ્ટાબ્લિશમેન્ટમાં માનનારા હોય છે. કેટલાક કવિઓ સરકારી અધિકારીઓ જેવા હોય છે. કેટલાક સંસ્થાનવાદનો વિરોધ કરીને સંસ્થાઓના ઝંડા નીચે બેસી જનારા હોય છે; જ્યારે કેટલાક શાંત પ્રકૃતિ ધરાવનારા કવિઓ પ્રતિષ્ઠાલોલુપ હોતા નથી. સહજભાવે જે કંઈ સર્જન થાય તે કોઈ પણ ધખારા વિના સાહિત્યજગતમાં અર્પણ કરવું! આવો સહજતયા ભાવ સર્જકકવિનું સાચું બળ ગણી શકાય. હેમન્ત દેસાઈ આ કોટિમાં બેસનારા કવિ છે.

આપણા ઉપનિષદોમાં જે અદૃશ્યત્વાદિગુણક ધર્મ કહ્યો છે, તે સહજભાવે વર્તનારા સર્જકોનો છે. આવા સર્જકો કેટલેક અંશે ભૂગર્ભ પ્રવૃત્તિમાં રાચનારા હોય છે. એક સાધકનો રાજયોગ પણ આવો જ હોય છે. આ સહજતયા ભાવ ગણી શકાય માટે જ કવિ કહે છેઃ

'ક્યાં કશી પૂર્ણતાની એ તમા રહી અમને
બીજનો ચન્દ્ર ઘૂમે એટલું ગગન આપો!'

દરેક કવિનું એના સ્વભાવને અનુરૂપ એક કાવ્યસ્વરૂપ હોય છે. કોઈ પણ કવિને તમામ સ્વરૂપો હસ્તગત હોતાં નથી. ભલે પછી તે ગીત, ગઝલ, સૉનેટ, છાંદસ કે અછાંદસમાં પ્રયત્નો કરતો હોય. અહીં હેમંત દેસાઈની નીવડેલી ગઝલોમાં એમનો સૉનેટ અને છાંદસ પ્રકૃતિનો મિજાજ વર્તાય છે. જો કે એ જ બાબત ગઝલને કાવ્યકક્ષાએ પહોંચાડવામાં ઉપકારક નીવડે છે. આ કવિના પ્રથમ કાવ્યસંગ્રહ 'ઇંગિત' અને અત્યારના છેલ્લા કાવ્યસંગ્રહ 'સહજતયા'ના અભિગમ તેમજ જુસ્સામાં ફરક છે. જૂના પરંપરિત ભાવો ઓછા થઈ ગયા હોય એવું લાગે છે.

'સહજતયા' કાવ્યસંગ્રહની છાસઠ રચનાઓમાં મોટે ભાગે ગઝલો છે. આ ગઝલો અધ્યાત્મવિજ્ઞાનને સ્પષ્ટ કરવામાં મદદરૂપ થાય એવી છે. એ અંગે કવિ હેમન્ત દેસાઈ સૂર્યદેવની કૃપાથી જીવન સહજ બનાવવાની વાત કરે છેઃ

'ગઝલ જુઓ અવતરતી ધરતી પદ સંપદિ
અભિનવરૂપે સૂર્યકૃપા સમ સહજતયા!'

જીવનનો સહજતયા આનંદ અખાના 'અભિનવો આજ આનંદ' જેવો છે. આ આનંદ અગોચર કદાચ આધિભૌતિક હોઈ શકે છે. 'આહ્વાન' (પૃ.૫) કાવ્યમાં ગીત અને ગઝલના સ્વરૂપને ધ્યાનમાં લઈ કવિએ ભાષાની આગવી ઇબારત દ્વારા પ્રભુના તત્ત્વને સંબોધ્યું છે. રામમય પ્રભુમાં રમમાણ થવાનું કવિ કહે છે. રામરસ પીવાનું આ આહ્વાન છે.

કોલરિજે કલ્પનાનું સામંજસ્ય કરીને નૈસર્ગિક જગતનાં આદર્શ (vision of harmony) ઊભો કર્યો એમ આ કવિ અધ્યાત્મ-વિજ્ઞાનનો આદર્શ ઊભો કરવા મથ્યા છે. 'સુમિરન

'કરીએ'(પૃ.૭)માં એ બાબત આ રીતે ગોચર થાય છે:

'પાવન કૃષ્ણ-કથાના શ્રવણે
કુંઠિત ચિત્તનું મોચન કરીએ.'
સર્વ સમર્પિ દઈ નિશ્ચિત થઈ
સદાનંદ-રસ-ભાવન કરીએ.'

આ સદાનંદ રસની સંશોધનાત્મક ચિત્ત-ચર્વણા ચાલે છે. આ પરિપાટીમાં બંધબેસતી 'તારી કૃપા' (પૃ.૯), 'રસ્તો અજાણ્યો' (પૃ.૧૧), 'કિસ બિધ' (પૃ.૧૨), 'ઝંખું' (પૃ.૧૫), 'ઉકેલી જો'(પૃ.૧૯), 'એ કોણ?' (પૃ.૨૧), 'અનુભૂતિ' (પૃ.૨૪), 'સમાધિ લગે ત્યાં' (પૃ.૨૫) જેવી કૃતિઓ સ્થિતપ્રજ્ઞનો માર્ગ ચીંધે છે.ખરેખર તો કવિનું આ ઊફરા માર્ગનું જ કર્મ સાચું છે.

ઘણુંખરું આપણો કવિ વતનમાંથી આવીને વતનનાં સંસ્મરણો વાગોળવામાં ખતમ થઈ જતો હોય છે. એવા એક પ્રકારના રોમૅન્ટિસિઝમને આપણા પ્રાધ્યાપકો અને સંપાદકો વધાવ્યા કરતા હોય છે. બે-ચાર ભાવ સાથે એમાં કલ્પનો અને વિચારોનાં લટકાં જ દેખાતાં હોય છે. એ પરંપરિત વિચારોની ધરી તૂટતી જ નથી. ક્યાંય એ ધરી બહાર કોઈ કવિ નીકળે તો ગદ્યાળુતા કહીને પ્રાધ્યાપક-વિવેચકો સમજ્યા વિના વખોડતા હોય છે;અહીં 'સહજતયા'નાં કાવ્યોમાં ગદ્યાળુતાનો પ્રશ્ન જ નથી. બીજી બાજુ પેલા સીમિત વિચારોની પાર આ કાવ્યો શાંત અને સૌમ્ય રસની નિષ્પત્તિ કરાવે છે. આ કવિનું વતન સાવ ગામડું નથી કે એને વતનનાં ગ્રામ દૃશ્યો અવતારવાં પડે.

ગઝલના મિજાજની ભાષામાંથી કે ઉર્દૂ લબ્ઝમાંથી નીકળીને 'સહજતયા'ના કવિ સંસ્કૃતપ્રચુર શબ્દો અને સૉનેટ-બાજીનો વિશેષ આગવો ઉપયોગ કરીને ગઝલને કોઈક નવા ત્રિભેટે લઈ જવા પ્રયત્નશીલ રહ્યા છે. આ અભિગમ આ સંગ્રહની મોટા ભાગની કાવ્યરચનાઓમાં દેખાય છે. 'હાથ છે ચોખ્ખા' (પૃ.૩૦), 'સુખભવન'(પૃ.૩૧), 'અવરોધી લક્ષવેધ' (પૃ.૩૫), 'અભિશપ્ત છું' (પૃ.૩૭), 'મ્હેકે છે' (પૃ.૪૩), 'કર અકંપિત છે' (પૃ.૪૬), 'વાત કર' (પૃ.૪૮) આ કાવ્યનિદર્શન કરે છે; કરાવે છે.આ અંગે એક શેર માણવા જેવો છે:

'નત દગે નીરખ્યા કરું મુજ ગત-નિમજ્જન દશ્ય એ
સ્વરની સા-ધ-ની લાગતા ચકચૂર ભર વાતાવરણ!'

આવા ભાષાકર્મ સાથે આધ્યાત્મિક તપાસ પણ પોતાના સૂક્ષ્મજગતમાં ચાલે છે. એટલે જ ઉત્તર-પક્ષ દ્વાર કંઈક સિદ્ધ કરવાની કવિ આમ વાત કરે છે:

'મારા ગયા પછીની તાજેતરની વાત કર,
પૂર્વાર્ધ બાદ કર અને ઉત્તરની વાત કર.'

'ગુંજતી લગન' (પૃ.૫૧), 'તારું જ નામ છે' (પૃ.૫૯), 'વિપર્યય' (પૃ.૬૨), 'ગાંડું મરણ' (પૃ.૬૩), અને 'જલમધ્યે' (પૃ.૬૬)માં કંઈક સિદ્ધ કરવાની તપાસપ્રક્રિયા દેખાય છે.

સઘળાં વિજ્ઞાનનો ધ્યેય અને હેતુ એ એકતાને શોધવાનો છે, જેમાંથી બહુત્વ તૈયાર થાય છે તે એકત્વને ખોળી કાઢવાનો છે, એકાનેક રૂપે વિલસી રહ્યું છે તેને પકડી પાડવાનો છે. 'સહજતયા'નાં કાવ્યોનું આવા પ્રકારનું વિજ્ઞાન છે. હેમંત દેસાઈ આંતર પ્રકૃતિનો અભ્યાસ કરીને તેના દ્વારા આંતરબાહ્ય સમગ્ર પ્રકૃતિ પર કાબૂ મેળવવા મથ્યા છે. માટે જ તેઓ કહે છે:

'ભીતર ઠરેલ કોઈ ધીરેથી સળવળે છે.
અસ્તિત્વ આખેઆખું જાણે ખળભળે છે.'

કવિતાકલાનું સાચું કાર્ય વાસ્તવથી દૂર મલ્ટિવેલન્ટ છે. એટલે જ આખેઆખું અસ્તિત્વ ખળભળે છે. અહીં એકલી બાહ્ય વાસ્તવિક્તાની વાત જ નથી, પણ એ આંતરબાહ્ય વાસ્તવનો સંઘર્ષ બની જાય તો જ સહજતયતા સિદ્ધ થઈ શકે. અસ્તુ. ❐

## હાટડિયે કેમ રે'વાશે !/ *રતિલાલ સથવારા*

હાટડિયે કેમ રે'વાશે ભઈ ?
મારા રામની રજા નંઈ.
બેસવા સારું હાટડી કીધી, હાટડી ખડી થઈ,
તેડાં આવ્યાં શ્રીરામનાં ત્યારે હાટડી પડી રઈ.-હાટડિયે.
જમ જરાયલ ઢોલિયે બાંધ્યા, જરા મરણ નંઈ,
દશ મસ્તક ને વીશ ભુજાળો, રાવણ ન શક્યો રઈ.-હાટડિયે.
ઊંચી મેડી ને અજબ ઝરૂખા, સુખમાં રહ્યો સૂઈ,
જમરે આવી ઝાલિયો પછે, લાવ ન શક્યો લઈ.- હાટડિયે.
ધરમના કામમાં ઢીલ ન કરવી, વેળા જાશે વઈ,
દાસી જીવણ સતભીમ પ્રતાપે, નામની નોબત થઈ.-હાટડિયે

**સં**તકવિ દાસી જીવણ રવિ-ભાણ સંપ્રદાયના છે. એમની તેજસ્વિતા સોળે કળાએ ખીલી નીકળેલી છે. ભીમસાહેબ એમના ગુરુ હતા. એમનો જન્મ ઘોઘાવદર (તા.ગોંડલ, જિ. રાજકોટ)માં ઈ.સ.૧૭૫૦માં થયેલો છે. જ્ઞાતિથી માણસ મહાન નથી પણ કર્મથી છે. ઉચ્ચ જ્ઞાતિમાં કસાઈ જેવા ક્યાં નથી પાકતા ? અને નીચી ગણાતી જ્ઞાતિમાં મહાપુરુષો ક્યાં નથી હોતા ? આનું સાચું ઉદાહરણ સંતકવિ દાસી જીવણ છે. તેમણે હરિજન ચમાર કુટુંબમાં જન્મ લીધેલો છે.

પ્રભુભક્તિ એમણે દાસીભાવે કરેલી છે એટલે લોકો એમને રાધાનો અવતાર માનતા. સગુણ-નિર્ગુણથી તેઓ વાકેફ હતા. એ બંનેનો સમન્વય એમનામાં હતો. સગુણના સહારે તેમણે પ્રેમલક્ષણા, દાસીભાવ, જ્ઞાન, વૈરાગ્ય, ઉપદેશ અને ગુરુમહિમા ગાયો છે. તેમનાં ભજનોમાં ક્યારેક પ્યાલો, કટારી, બંસરી, બંગલો, મોરલો, હાટડી અને ઝાલરી જેવાં પ્રતીકો વપરાયેલાં જણાશે. એમ કહેવાય છે કે, ઈ.સ.૧૮૨૫માં માદરે વતન ઘોઘાવદરમાં એમણે જીવતાં સમાધિ લીધેલી. તેમનું શિષ્યમંડળ બહોળું હતું.

'હાટડિયે કેમ રે'વાશે ?' ભજન દેહ અંગેનું છે. દાસી જીવણ એને 'હાટડી' રૂપકથી સમજાવે છે. આ હાટડી રામે આપણને થોડો સમય રહેવા આપી છે. પામર જીવ માને છે કે આ હાટડી મારી છે. સ્વાર્થી નહિ તો ! એ દાતાર કિરતારની રજા વગર એક પળ પણ એમાં રહી શકાશે ખરું ? મૂરખ નહિ તો ! આ સંત કવિ કહે છે:

'હાટડિએ કેમ રે'વાશે ભઈ,
મારા રામની રજા નંઈ.'

સમય થયે એ હાટડી છોડવી પડશે, જ્યાં રામની રજા ન હોય ત્યાં કેવી રીતે રહેવાશે ? ભલા, રહી તો જુઓ !
એમણે તો-
'બેસવા સારુ હાટડી કીધી, હાટડી ખડી થઈ.
તેડાં આવ્યાં શ્રીરામનાં ત્યારે હાટડી પડી રઈ.- હાટડિયે.

દાસી જીવણે તળપદી વાણી પણ ઉપયોગમાં લીધી છે. રામે તો ફક્ત રહેવા અને બેસવા માટે જ હાટડી દીધેલી, એટલે કે ત્યાં જામી પડવાનું નહોતું. બીજાના માટે એ ખાલી કરવાની હતી

પણ ભલા જીવ, તેં તો હાટડી ખડી કરી દીધી. તું જામી પડ્યો. મોહમાયાના રંગે રંગી દીધી. તું આપેલો કોલ ભૂલી ગયો પણ રામની પાસે તો બધો જ હિસાબ છે ને ? હાટડીમાંથી જ તને ઉપાડી લીધો. હાટડી તો પછી પડી જ રહેને ! આ બાબત સમજાવવા રાવણનું ઉદાહરણ માતબર છેઃ

'જમ જરાયલ ઢોલિયે બાંધ્યા, જરા મરણ નંઈ,
દશ મસ્તક ને વીશ ભુજાળો, રાવણ ન શક્યો રઈ.-હાટડિયે.
ઊંચી મેડી ને અજબ ઝરૂખા, સુખમાં રહ્યો સૂઈ,
જમ રે આવી ઝાલિયો પછેં, લા'વ ન શક્યો લઈ.- હાટડિયે.'

યમ અને કાળને રાવણે ઢોલિયે બાંધેલા. અહંકારની ટોચ પર એ મહાલતો હતો. દુનિયાને તુચ્છ ગણતો હતો. એને રામની પરવા ક્યાં હતી ? એ મરણથી ડરતો જ નહિ. એનાં દશ માથાં અને વીશ ભૂજા (આ બધું એની શક્તિ દર્શાવે છે.) અહીં જ પડી રહ્યાં. ઊંચી મેડી અને અચરત પમાડે એવા મૂલ્યવાન ઝરૂખા એને સુખે પોઢાડી શક્યા નહિ. સમય થયે મૃત્યુદૂત આવી પહોંચ્યો અને એને પકડી લીધો. ખરી રીતે તો એણે રામને ભજવાના હતા પણ એનો અહંકાર આડે આવ્યો. આખોય પાપથી છલકાતો એ મૃત્યુને શરણે થયો. પાપનાં અંધારાં એને ઘેરી વળ્યાં.

દાસી જીવણ આપણને ચેતવે છે કે, ધરમનું કામ કરી લો. ઢીલ કરશો નહિ. આ હાટડી આપણી નથી. એનું ભાડું પૂરું થયે એને છોડવી પડશે. દાસી જીવણ પોતે તો ગુરુ ભીમના પ્રતાપે રામનામની નોબત ગજાવીને વિજય પ્રાપ્ત કર્યો હોય તેમ પરમ પંથની વાટે પરવર્યા છે. કેવું નસીબ ! કેવી સમજણ ! એક સંતે કહ્યું છેઃ 'આ દુનિયા એક ધર્મશાળા છે. ભાડું પૂરું થયે એ ખાલી કરવી પડે છે.'

આ ભજન સુગેય છે. થોડીક તળપદી બાનીથી એ મધુર લાગે છે. એ વધારે જાણીતું છે. હજી ચંદ્રમઢી ગળતી રાતે એ રંગ જમાવે છે. સૌને એ ડોલાવી જાય છે. 'હાટડી' રૂપક કવિની શક્તિનું દ્યોતક છે. ❑

## બલિ/ઉમાશંકર જોશી

મૂઠી જેવડું મંદિર મારું
ને મૂર્તિ તારી વિરાટ !
વામન બનીને આવવું હોય તો
આવજે હૈયાને ઘાટ,
હું જો પાવલિયે તારે ચંપાવા
આવડો થાઉં અધીર,
તો તને તારું માન જરીક જ
મેલતાં શેની પીડ ?

પહેલે પગલિયે ચાંપજે મારા
હૈયાના હીણા રાગ
બીજે દબાવજે દ્વેષ દાવાનળ
ત્રીજે તૃષ્ણાના ડાઘ
અરધો ઉપાડીને પગ તું થંભીશ
કે રાખે વાગે શૂળ.
વાસનાની મારી; ત્યાં તો તેને જોઈ
ઊખડશે એ સમૂળ.
બલિ મારે થવું આજ બરોબર
આવ તું આણી વાટ;
મૂઠી જેવડે મંદિર મારે
મૂર્તિ હો તારી વિરાટ.

(૨૩-૫-'૪૫) - (ચૂંટેલી કવિતામાંથી પૃ.૧૦૪)

**વી**સમા સૈકાના ગુજરાતી ભાષાના અગ્રેસર અધિષ્ઠાતા કવિશ્રી ઉમાશંકર જોશીએ ઉંમરના ચોત્રીસમા વરસે ૧૯૪૭માં અમદાવાદમાં સ્થાયી થઈને રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત થયેલો તે અરસામાં આ કાવ્ય લખાયું હતું.

સ્વભાવે-સંસ્કારે-વાણી-વર્તન-લેખનનાં અણસારે ઉમાશંકર જોશી નકરા સ્વદેશી સંસ્કૃતિ અને માનવીય મૂલ્યોના આરાધક કવિ જણ હતા. પ્રાજ્ઞસાહિત્યકાર શ્રી જોશીને અખિલાઈના કવિ કહીને સન્માનવામાં આવ્યા હતા. વિશ્વશાંતિ-ગાંધીવિચારદર્શન અને માનવધર્મ એ જ એમના જીવનમંત્રો હતા.
'વ્યક્તિ મટી હું બનું વિશ્વમાનવી,
માથે ધરું ધૂળ વસુંધરાની.'
અને
'હું માનવી માનવ થાઉં તો ઘણું...' વગેરે એમની કાવ્યપંક્તિઓ સુવિચાર કે સદ્‌વિચાર સૂત્ર સમી બની રહી છે. શાળાકૉલેજો અને શૈક્ષણિક સંસ્થાઓની દીવાલો ઉપર ઉમાશંકર જોશીની કાવ્યપંક્તિ ના હોય એવું ભાગ્યે જ જોવા મળે છે.

પ્રસ્તુત 'બલિ' કાવ્યમાં પુરાણપ્રસિદ્ધ બલિ દૈત્યરાજને દબાવવા કૃષ્ણાવતારમાં ભગવાને સાડાત્રણ ડગલાં પૃથ્વી માગી હતી તે પણ વામન (નાનકડા બટુક) બ્રાહ્મણપુત્રના વેશમાં અને તેને પાતાળમાં ધરબી દીધો હતો. આમ મનુષ્યોને તેના જુલ્મો થકી મુક્તિ મળી હતી. આ પુરાકલ્પન પ્રસ્તુત લઘુકાવ્યમાં ગીત પ્રકારની રચનામાં ગૂંથી લઈને કવિએ મનુષ્યત્વની વૃત્તિઓને ઊર્ધ્વગામી બનાવવા ભગવાનને સ્તુતિ કરી છે. ઉમાશંકરે પાંચાલી, કર્ણ, કૃષ્ણ વગેરે હિન્દુધર્મનાં કથા આધારિત પાત્રોના સંદર્ભમાં કલ્પનો રચીને ઘણાં કાવ્યો

સર્જ્યાં છે. મુખ્યત્વે સૉનેટમાળાના સર્જક ઉમાશંકર જોશી ગીતકાવ્યોમાં કદીય વિસારો લે તેવા નથી. વિશ્વસાહિત્યના જ્ઞાતા હોવા છતાં ગીતકાવ્યોની તેમની માતૃભાષા પાંડિત્ય પ્રચુરતામાં રાચતી નથી. ખુદને જ કદાચ રુચતી નહીં હોય. માનવશરીરને મંદિરની ઘણા કવિઓએ શ્રી જોશી પૂર્વે ઉપમા આપેલી છે, કિન્તુ માનવમનને મૂઠી જેવડું મંદિર કહેવું અને અહીં ભગવાનની વિરાટ અવતારી પુરુષની મૂર્તિ પધરાવવી નહીં બલકે વિરાટને ખુદને પધારવા નિમંત્રણ આપવું અને તે પણ પૂર્વશરત મૂકીને કે વામનરૂપે આવવું હોય તો અને તો જ એવા ઈશ્વરને મારા હૈયાના ઘાટમાં હું પધારવા ઉત્સુક છું એમ કહેવું તે મૂઠી એક ઊંચેરા કદના આદમી સિવાય બીજું કોણ કરી શકે ?

'હું જો પાવલિયે તારે ચંપાવા
આંવડો થાઉં અધીર
તો તને તારું માન જરીક જ
મેલતાં શેની પીડ ?'

માનવમાં મહામાનવનું આહ્‌વાન કરીને પરમાત્મા પ્રત્યેની ભાવાત્મક્તા-ઐક્ય-સૌખ્યની અભિવ્યક્તિ સરળ સહજ સુંદર લાગે તેવી છે. નવ પ્રકારની ભક્તિમાં શ્રેષ્ઠ આત્મનિવેદન ભક્તિ કહી છે. પ્રસ્તુત ગીતમાં આત્મનિવેદનની નિર્દંભ અભિવ્યક્તિ છે. હું હીણાં રાગદ્વેષથી યુક્ત છું, હે પરમકૃપાળુ મારા રાગદ્વેષનું શમન કરો. મારા હૈયા ઉપર પગ ધરો. એમાં છળકપટ અને વેરઝેરની વૃત્તિઓ પડેલી છે તે દબાવી દો, કચડી નાખો, તો જ અને તો જ મને મારા મનુષ્યત્વનો સાક્ષાત્કાર થશે, જે મારું અસલ સ્વરૂપ હશે. બીજા પગલામાં દ્વેષભાવને દબાવવા પ્રાર્થના કરી છે. અહંકારને કારણે બીજા પ્રયત્ને મને આત્મવત્ ભાવ થતો નથી. મને સર્વ માનવીઓ પ્રત્યે ભ્રાતૃભાવ આત્મભાવ જાગે તેવું વરદાન આપો. સદ્‌બુદ્ધિનું જ્ઞાન આપો અને ત્રીજું એક પગલું મારા અંતરતલ પર મૂકીને મારી તૃષ્ણાઓથી મને બચાવો. મારી તૃષ્ણારૂપી ડાઘ મારી મનુષ્યતા ઉપરથી દૂર કરી નાખો.

હવે અરધું પગલું તમે મૂકવા જશો ને હે મહામાનવ મહત્ આત્માદેવ તમને દહેશત થશે આ માણસની તૃષ્ણાની સાથે સાથે તીક્ષ્ણ વાસનાઓ વળગેલી છે. એની શૂળ તમારા પગમાં વાગશે, પરંતુ ના; એ તો મારી પામર ભ્રમણા છે કેમ કે પરમ પૂર્ણ પરમાત્માને તે વળી માનવની પામરતા શું સ્પર્શવાની હતી ? તમે કૃપાળુ છો, દીનહીનના ઉદ્ધારક છો, તમારા અદૃશ્ય દર્શન કલ્પનથી મારી હીન વાસનાઓ સમૂળગી ઊખડી ગઈ છે તે હવે મને પણ પીડી શકે તેમ નથી. આવા પ્રકારનો વિશ્વાસ એ જ શ્રદ્ધા અને ભક્તિના સાચા સ્વરૂપ તરીકે લેખાયો છે.

પ્રસ્તુત કાવ્યમાં ભજનનો ઢાળ નથી પણ ભાવ છે. કિશોર-યુવાન-પ્રૌઢ-વૃદ્ધ સર્વ સમુદાય માટેનું આ કાવ્ય છે. એમ કહી શકાય કે સર્વતોભોગ્ય છે. કવિ કહે છે કે આજ મારે માનવગૌરવ સ્થાપિત કરવા કાજે મારામાંના દુષ્ટ માનવને તારો બલિ થઈને જ રહેવું છે. તું ભોગ લઈ લે કે કાળપુરુષ એટલે કે અહીંયાં અર્થાત્ મારા મનુષ્યત્વ - કલુષિત મનુષ્યત્વનાં ફલક પર- આકૃતિ પર આવ અને બચાવ મારી પામરતા થકી મને. તો ફલસ્વરૂપ મારા આ મૂઠી જેવડા મંદિરે તારી વિરાટ મૂર્તિ સ્થાપિત થશે. અને અખિલ વિશ્વની વિશ્વમાનવચેતના સ્વરૂપિત થશે. માનવ માનવ વચ્ચે પ્રેમ-મૈત્રીભરી સુમેળ ભાવના-એકતા-બંધુતા જાગૃત થશે. શાંતિ સ્થાપિત થશે અને વિશ્વકલ્યાણનાં કાર્યો થશે. ❐



# ગુજરાત સાહિત્ય અકાદમી

જૂનું વિધાનસભા ભવન, સે. ૧૭, ગાંધીનગર-૩૮૨૦૧૭

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો/હસ્તપ્રતો/આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

(૧) શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

તા. ૧-૧-'૨૦૦૨થી ૩૧-૧૨-૨૦૦૨સુધીમાં પ્રકટ થયેલાં ગુજરાતી ભાષાનાં જુદાંજુદાં સાહિત્ય સ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં *બાળવિભાગ*માં (૧) કાવ્ય (૨) વાર્તા (૩) ચરિત્રાદિ (૪) નાટકો અને *પ્રૌઢ વિભાગ*માં (૧) નવલકથા (૨) ટૂંકી વાર્તા (૩) નાટક-એકાંકી નાટક (૪) હાસ્ય-વ્યંગ્ય કટાક્ષ (૫) નિબંધ અને પ્રવાસ (૬) કવિતા (૭) વિવેચન (૮) સંશોધન ભાષાવ્યાકરણ (૯) આત્મકથા-રેખાચિત્ર-પત્ર-જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) (૧૦) લોકસાહિત્ય (૧૧) અનુવાદ-વિભાગનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ પોતાના પુસ્તકની એક નકલ તા..૩૧-૮-૨૦૦૩ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકો/પ્રકાશકોએ કોઈ આવેદનપત્ર ભરવાનું નથી.

(૨) શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશનસહાય :

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય તેમજ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતાં ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ. ૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

(૩) નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાયઃ

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન-સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી બે હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

(૪) મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ. ૫૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી એક હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

સંબંધિત લેખકો/ પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક : ૨ થી ૫નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા. ૩૧-૮-૨૦૦૩ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મકોલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે ; જેની નોંધ લેવા વિનંતી છે.

(૫) અન્ય ભારતીય ભાષામાંથી ગુજરાતી ભાષામાં અનુવાદ તથા ગુજરાતી ભાષાની ઉત્તમ કૃતિનો અન્ય ભાષામાં અનુવાદ કરવા અનુવાદકોને પુસ્તક પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦/-ની આર્થિક સહાય અંગેની યોજના.

| કનૈયાલાલ મ. પંડ્યા | કુમારપાળ દેસાઈ | ભોળાભાઈ પટેલ |
|---|---|---|
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |

# ગ્રીષ્મ

૦

રાજેન્દ્ર શુક્લ

સૂકાં ઝાડ, એકે પરણનું ન હોવું,
ક્યહીં પણ કશાં આવરણનું ન હોવું !

સૂરજ-પારધી દાંત ભીંસે ગગન પર,
ધરા પર હવાનાં હરણનું ન હોવું !

દિવસ, આંધળો સાપ કેમે હટે ના,
અરે, કાળને પણ ચરણનું ન હોવું !

બધી આંખ મૃગજળમાં ડૂબી રહી છે,
અને તો ય ક્યાંયે ઝરણનું ન હોવું !

નર્યો જુલ્મ, લૂની સવારી ફરે છે,
ન જાણે, મળ્યું છે મરણનું ન હોવું !

('કોમલ રિષભ' માંથી)

---

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા વિ.સં. ૨૦૫૯ : વર્ષ ૪૬ : અઙ્ક ૪ સળઙ્ગ અઙ્ક ૨૭૪




**લવાજમ પૂરું થાય છે ?**

આ અંક સાથે જો આપનું લવાજમ પૂરું થઈ જતું હોય તો સત્વરે તે મોકલી આપશો. 'કવિલોક'નું વાર્ષિક લવાજમ રૂ. ૮૦ મનિ ઑર્ડરથી કે ડિમાન્ડ ડ્રાફ્ટથી નીચેના સરનામે મોકલવું. ચેકથી લવાજમ મોકલો તો રૂ. ૮૦ + ૨૦ બેન્ક કમિશન ઉમેરી રૂ. ૧૦૦ મોકલવા.

ડ્રાફ્ટ કે ચેક 'કવિલોક ટ્રસ્ટ' એ નામનો લખવો.

કવિલોક C/o કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.

તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ ○ નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૮૦. આજીવન લવાજમ માત્ર રૂ. ૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75; ઇંગ્લન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૫.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ 001

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૧૪૩૬૩૫

વર્ષા વિ.સં. ૨૦૫૯ જુલાઈ-ઑગસ્ટ ૨૦૦૩

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાગટ્ય મુજ અન્તરે.



## કવિતા : સાધન કે સાધ્ય ?

પ્રત્યેક પ્રવૃત્તિમાં સાધનસાધ્યનો સંબંધ અવિનાભાવી છે. સાધ્ય માટે સાધનની અગત્ય અને અનિવાર્યતા ચર્ચાતાં રહ્યાં છે. કોઈ પણ ભૌતિક વ્યવહારપ્રવૃત્તિમાં સાધ્યની આવશ્યકતા જણાયા સિવાય મનુષ્ય સાધનસક્રિય થતો નથી. તાત્ત્વિક દૃષ્ટિએ સાધ્યશુદ્ધિ અને સાધનશુદ્ધિના પ્રશ્નો પણ ચર્ચાયા છે. વ્યવહારજગતમાં કેટલાંક સાધ્યો તત્કાલીન હોય છે અને તેને સિદ્ધ કરવા મનુષ્ય યથાયોગ્ય કે ક્યારેક અયોગ્ય સાધનો પણ અપનાવતો હોય છે. આથી વ્યવહાર જગતમાં સાધ્ય અને સાધનનું ભિન્નત્વ સ્વયંસ્પષ્ટ છે.

પરંતુ કલાજગતનો વિચાર કરીએ છીએ ત્યારે કલાકૃતિ અને તેના નિર્માણની સ્થૂળ-સૂક્ષ્મ ઉપાદાનસામગ્રી એ બેમાં શું મહત્ત્વનું તે ભાગ્યે જ કહેવાની જરૂર હોય. શબ્દ કે વિચારભાવ જેવી ઉપાદાનસામગ્રી એ સ્વયં સાધ્ય નથી, પરંતુ કલાકૃતિનું તેની અખિલાઈમાં નિર્માણ તે જ કલાકારને મન સાધ્ય છે. કોઈ પણ લલિતકલાની પ્રવૃત્તિમાં કલાકૃતિનું નિર્માણ એ જ કલાકારનું સાધ્ય છે. વ્યાપક અર્થમાં સાહિત્ય અને વિશેષ અર્થમાં કવિતાની વાત કરીએ તો પણ આ જ ઉત્તર આવીને ઊભો રહેશે.

અહીં કવિતાના સંદર્ભમાં સાધ્ય અને સાધનનો મુદ્દો વિચારવાનો ઉપક્રમ છે. સામાન્ય રીતે કાવ્ય અને કવિતા પર્યાયવાચી શબ્દો તરીકે ઉપયોગમાં લેવાય છે. અહીં પણ 'કવિતા' શબ્દ એના મૂલ્યાંકનવાચક અર્થબોધ તરીકે અને કાવ્યકૃતિવાચક અર્થબોધ તરીકે ખપમાં લીધો છે. કાવ્યની

રચનાં વિશ્વભરમાં મૌખિક પરંપરાથી લિખિત પરંપરા સુધી આવી પહોંચી છે. કાવ્યસ્પર્ધાઓ પ્રાચીનકાળમાં પણ યોજાતી અને અર્વાચીન-અદ્યતનકાળમાં પણ યોજાય છે. અલબત્ત, આ પ્રકારની સ્પર્ધામાં કવિનું લક્ષ્ય દેખીતી રીતે ઉચ્ચતાક્રમમાં આવવાનું હોય છે. અને ઉચ્ચતાક્રમમાં આવવાના પરિણામરૂપે પારિતોષિક કે પુરસ્કાર કવિને તેની રચનાના બળે પ્રાપ્ત થાય છે. અહીં પણ કવિ પોતાની રચનાને ઉત્તમોત્તમ કાવ્યગુણથી પુષ્ટ કરવા પ્રયત્નશીલ રહેતો હોય છે. આથી એનું સ્થૂળ લક્ષ્ય સ્પર્ધા જીતવાનું હોવા છતાં પણ સૂક્ષ્મ લક્ષ્ય તો આગળ નિર્દિષ્ટ સ્થૂળ લક્ષ્યને સિદ્ધ કરવા માટે ઉત્તમ કાવ્યરચના સિદ્ધ કરવાનું હોય છે. આથી એમ કહી શકાય કે આ સૂક્ષ્મ લક્ષ્ય, એટલે કે કાવ્યગુણે ઉત્તમ કાવ્યકૃતિનું સર્જન એ જ કવિને મન આદિ અને અંતિમ સાધ્ય છે.કવિ સ્પર્ધામાં ભાગ લેતો ન હોય અને કેવળ સ્વાંતસુખાય કાવ્યસર્જનમાં પ્રવૃત્ત હોય ત્યારે તો ઉક્ત સૂક્ષ્મ લક્ષ્ય જ એકમાત્ર લક્ષ્ય હોઈ કલાત્મક કાવ્યકૃતિનું સર્જન એ જ કેવળ સાધ્ય બની રહે છે.

હા, કાલક્રમે કવિતાના વિષયવસ્તુને કેન્દ્રમાં રાખી આવા ભેદો પાડવામાં આવ્યા છે : ધાર્મિક કવિતા, આધ્યાત્મિક કવિતા, રાજકીય કવિતા, સામાજિક કવિતા, પ્રતિબદ્ધ કવિતા, દલિત કવિતા, નારીવાદી કવિતા, ઇત્યાદિ. ઉપરોક્ત વિભાગોમાં વિશેષણ-વિશેષ્યના સંબંધનો વિચાર કરીશું તો વિશેષણ બદલાય છે, પરંતુ વિશેષ્ય તો એક જ રહે છે; અને તે છે 'કવિતા'. કવિતામાં નિરૂપિત આ કે તે વિષય, આ કે તે સમસ્યાથી કવિતાની ઉચ્ચાવચતા સિદ્ધ કરી શકાતી નથી. કવિ કોઈ પણ વિષય પર કવિતા રચવા મુક્ત છે. આથી એ વિષયની બાબતમાં મુક્ત છે, એટલે કે ઉપર જણાવી ગયો તેમાંથી કોઈ પણ વિશેષણ માટે કવિ મુક્ત છે. આમ, ઉપરોક્ત કોઈ પણ વિશેષણથી સૂચિત વિષયની પસંદગી એ કવિની નિર્બંધતા છે. જમાને જમાને માનવજાતને નવા નવા વિષયોનો સામનો કરવાનો આવે છે, અને એથી વિષયો પરિવર્તનશીલ છે. કાવ્યના આકાર-પ્રકાર અને અભિવ્યક્તિમાં પણ ઉમેરા-બાદબાકી થતા રહે છે. પરન્તુ જે તે વિષયને કાચી ઉપદાનસામગ્રી તરીકે સ્વીકારી કલાત્મક કાવ્યકૃતિ સર્જનાર કવિને મન કવિતા સદા સાધ્ય છે, કારણ કે કવિતા કોઈ પણ જમાને અપરિવર્તનશીલ છે.

હવે પ્રશ્ન એ આવીને ઊભો રહે કે કોઈ પણ વિષય પોતાની કવિતા માટે કવિ પસંદ કરે ત્યાં સુધીની એની નિર્બંધતા સ્વીકાર્ય છે; પરંતુ વિષય-પસંદગી પછી જ્યારે કવિ સર્જનપ્રવૃત્ત થાય છે ત્યારે તેની એકમાત્ર નેમ વિશેષ્ય પદને સિદ્ધ કરવાની હોય છે. અથવા કહો કે હોવી જોઈએ. એટલે કે કોઈ પણ વિષયની એણે કાવ્યકૃતિ સિદ્ધ કરવી એ એનું લક્ષ્ય હોઈ તે કાવ્યકૃતિ અર્થાત્ કલાકૃતિ જ એકમાત્ર સાધ્ય બની રહે છે. આથી કવિ જ્યારે કાવ્યસર્જન માટે પ્રવૃત્ત થાય છે ત્યારે આ કે તે વિષય તેની સામે ભલે હોય, પણ તે મથે છે તો કાવ્યકૃતિનું નિર્માણ કરવા. અને એટલે જ કાવ્યકૃતિ અર્થાત્ કવિતા એ કવિનું સાધ્ય છે, સાધન નહીં.

આવી કલાકીય દૃષ્ટિસૃષ્ટિને કારણે કાવ્યકૃતિનું આસ્વાદન અને અવલોકન કાવ્યકલાના સ્વતંત્ર,

સર્વસંમત અને સર્વકાલીન માપદંડોથી થાય છે; આવા માપદંડોની સરાણે જે કાવ્યો ખરાં ઊતરે છે તેનો તત્કાલીન અને સર્વકાલીન, તત્સ્થલીય અને સર્વસ્થલીય મહિમા હોય છે. તત્કાલીન કે સર્વકાલીન, તત્સ્થલીય કે સર્વસ્થલીય વિષય આખરે તો સફળ કાવ્યકૃતિમાં પરિણમે તો જ તેની મહત્તા સ્થપાય છે અને સ્વીકારાય છે. આથી સાચો સર્જક હમેશાં કાવ્યસિદ્ધિ માટે પુરુષાર્થરત રહેતો હોય છે અને એ જ સર્જનપુરુષાર્થને અંતે કાવ્યકૃતિ સાધ્ય કરતો હોય છે. આથી કવિતા કોઈ પણ કવિને માટે, કોઈ પણ કાળે અને સ્થળે સાધન નહિ, બલકે સાધ્ય જ છે. છતાં પણ ક્યારેક ક્યારેક કે અવારનવાર આપણે સર્જકમુખે એમ સાંભળતા આવ્યા છીએ કે કવિતા મારે મન સાધન છે, સાધ્ય નહિ.

કવિ મોટો હોય કે નાનો, મેજર હોય કે માઇનર, પણ જ્યારે એની આવી વાત કે વાણી સાંભળવા મળે ત્યારે કવિની કવિતા પ્રત્યેની ખુદવફાઈમાં શંકા ગયા વગર રહે નહીં. શા માટે એણે આવાં વાક્યો કે વિધાનો વહેતાં મૂકવાં ? જો એને મન કવિતા કરતાં ધર્મ મહત્ત્વનો હોય તો ધર્મનેતા થવું રહ્યું, જો અધ્યાત્મ મહત્ત્વનું હોય તો આધ્યાત્મિક સાધક થવું રહ્યું, જો રાજકીય-સામાજિક વાતવિશેષો મહત્ત્વનાં હોય તો રાજનેતા કે સમાજનેતા થવું રહ્યું, જો દલિતચેતના કે નારીચેતના મહત્ત્વની હોય તો તે તે ક્ષેત્રમાં સુધારક થવું રહ્યું. પણ એમ કરવાને બદલે શા માટે એ વિષયોની કવિતા કરવા તરફ વળવું ? જવાબ પણ સ્વયંસ્પષ્ટ છે કે આ કે તે વિષયને કેન્દ્રમાં રાખીને પણ રચનાકારને કવિતા સિદ્ધ કરવી હોય છે. આથી જ કવિતા એ સાચા કવિને મન સાધ્ય છે અને કાચા કવિને મન સાધન. કવિનામ રળવાના લાલચુઓ કાવ્યાભાસી રચનાઓથી કવિતાને લગાડાતા જે તે વિશેષણગત વિષયને આગળ ધરી તે વિષયની કવિતા કર્યાનો હરખ પામી કાવ્યેતર સંતોષાનંદમાં રાચતા હોય અને કવિતાને સાધન સમજી કીર્તિ યાચતા હોય તે સ્વાભાવિક આપત્તિ છે; પણ સાચો અને સમર્થ કવિ તો કવિતાને જ સાધ્ય ગણી વિષયગત ભૂમિકાને એમાં ઓગાળી દઈ કવિતાસિદ્ધિ માટે કલામથામણ કરતો હોય છે તેથી તેવો કવિ અને તેની કવિતા કોઈ પણ ભાષાની સંપત્તિ છે.

આથી જાણ્યે-અજાણ્યે પણ કવિતાને કાવ્યેતર મહાન કે ઉદાત્ત હેતુ માટે સાધનરૂપ ગણાવવાનાં વચન-વિધાનો એ કવિતાનું બહુમાન નહિ, પણ અપમાન છે. સજાગ અને સભાન કવિ સમજે છે કે સ્વયં કવિતા એ જ કવિનું સાધ્ય છે, અન્ય કશું જ નહિ. આવા ભવ્યોદાત્ત કવિઓથી જ ભવ્યોદાત્ત કવિતા સાધ્યરૂપે વિશ્વની ભાષાઓમાં સિદ્ધ થયેલી છે અને થતી રહેશે. આવી કવિતાનો માનવજાતે આદિકાળથી મહિમા કર્યો છે અને કાલાન્ત સુધી એનો મહિમા થતો રહેશે. આથી જ સાધ્યરૂપે સિદ્ધ થયેલી કવિતા જ બ્રહ્માનંદસહોદર આનંદ-પર્યવસાયિની બની રહેવાની અધિકારિણી છે.

ઑગસ્ટ ૨૦, ૨૦૦૩ — ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

## ૧૨. હેક્ટર દીવાલ પર આક્રમણ કરે છે.

બહાદુર પેટ્રોક્લસ કુટિરમાં યુરિપાઇલસના ઘાવો સમયનાં ફેફસાંમાંની મરામત કરતો હતો ત્યારે, આર્ગાઇવોની અને ટ્રોજનોની લડાઈ ચાલુ હતી અને એમનો જણે જણ જંગે ચડ્યો હતો. અકીઅનોએ ખોદેલી ખાઈ અને એની પાછળ એમણે બાંધેલી દીવાલ લાંબું ટકશે એમ લાગતું ન હતું. બાજુમાં ખાઈ-સાથેની આ દીવાલ વહાણોની રક્ષા માટે એમણે બાંધી ત્યારે, દેવોને બલિ ચડાવવાનો વિધિ એ ભૂલી ગયા હતા ને તેથી, પોતાનાં વહાણોને અને એમાં ઠાલવી સંઘરેલી પોતે કરેલી લૂંટ માટે સુરક્ષા-કવચ એમણે કર્યું ન હતું. સ્વર્ગના દેવોની કૃપાની યાચના વગર બંધાયેલી દીવાલ લાંબું ટકવાની ન હતી. હેક્ટર જીવતો હતો અને એકિલીઝ ધૂંધવાતો બેઠો હતો. હકીકતે, પ્રાયમની નગરી ભંગાયા વગર ઊભી હતી ત્યાં સુધી એ તોતિંગ અકીઅન ભીંત ઊભી રહી હતી, પણ પછીથી, બધા ઉત્તમ ટ્રોજનો મોત પામ્યા અને મોટા ભાગના અકીઅનો પણ મોતને ઘાટ ઊતર્યા અને થોડા બચી ગયા; યુદ્ધના દસમા વર્ષમાં પ્રાયમની નગરી ભાંગવામાં આવી અને આર્ગાઇવ બતેલાઓએ ઘરની વાટ પકડી ત્યારે, પોઝેઈડોને અને અપોલોએ ઈડાના પહાડેથી સરી સમુદ્રને મળતી બધી સરિતાઓનાં વારિ ભેગાં કરી એનો મારો આ દીવાલ પર કર્યો. ર્‌હીસસ, હેપ્ટાપોરસ, કેરીસસ અને ર્‌હોડિયસ; ગ્રેનિકસ અને ઈસીપસ; સુંદર સ્કેમેણ્ડર અને સિમોઇસઃ એમના તટ પર અનેક ઢાલો અને શિરત્રાણો અને એ યુગના અનેક વીર યોદ્ધાઓ ધૂળ ભેગાં થયાં હતાં - આ સઘળી સરિતાઓને ફીબસ અપોલોએ એકમુખી કરી અને, પૂરા નવ દહાડા સુધી એ દીવાલ પર એ નદીઓનાં પાણી જોરથી પછડાતાં રહ્યાં અને એ દરમિયાન, ઝ્યૂસે અવિરત વર્ષા મોકલી દીવાલને ડુબાડી દીધી. હાથમાં ત્રિશૂલ ધારણ કરીને, ધરણી ધ્રુજાવનાર ઝ્યૂસે જલપ્રવાહને વાળીને, પથરાના અને લાકડાના પાયા સુધ્ધાંને દરિયાભેગા કરી દીધા. અકીઅનોની બધી મહેનત પર આમ પાણી ફેરવી, હેલેસ્પોન્ટના વેગીલા પ્રવાહના તટની જમીન સમથલ કરી નાખી. દીવાલ અદશ્ય થયા પછી, તટ પર પાછી રેતી પાથરી દીધી અને નદીઓના પ્રવાહોને એમને મૂળ સ્થાને વાળી દીધા.

અપોલોએ અને પોઝેઈડોને આ બધું તો પછીથી કર્યું. એ સમયે તો એ દીવાલ અકબંધ ઊભી હતી અને એની નજીક તુમુલ સંગ્રામ ખેલાઈ રહ્યો હતો. એના મિનારાઓનું લાકડકામ દુશ્મનોના શસ્ત્રપાતથી ગાજતું હતું. કારણ, ઝ્યૂસના કોરડાથી આર્ગાઇવો જાણે કે વાડે પુરાઈ ગયા હતા અને વાવાઝોડાની માફક ત્રાટકતા અને, મહાન ભયદાતા હેક્ટરથી ડરીને વહાણોનાં પડખાંમાં ઘલાઈ ગયા હતા. શિકારીઓ અને એમના શ્વાનો પર ત્રાટકતાં જંગલી સુવર કે સિંહની માફક એને એમની સંખ્યાનો ભય ન હતો. આર્ગાઇવો એકમેકની નિકટ આવે છે, દીવાલ બની હેક્ટરનો સામનો કરે છે અને એની ઉપર શસ્ત્રોની વૃષ્ટિ કરે છે. પણ એના નિર્ભીક હૈયામાં ડરનો ઉચાટ નથી, પીઠ બતાવવાનો વિચાર નથી - એની હિમ્મત જ એને મારી નાખે છે. એને ઘેરીને ઊભેલા શત્રુઓ પર ફરી ફરીને એ નવી જગ્યાએ હલ્લો કરે છે ને, જ્યાં એ હલ્લો કરે છે ત્યાં ગાબડું પડે છે.

આમ હેક્ટર પોતાની સેનામાં આમતેમ કૂદતો હતો અને રથીઓને ખાઈ ઓળંગવા પાનો ચડાવતો હતો. પણ ખાઈ પાસે આવ્યા ત્યારે એના પોતાના ઘોડા મોરાં ફેરવી ગયા. ખાઈની પહોળાઈ જોઈ એ ગભરાઈ ગયા અને, તીવ્ર હણહણાટ કરતા, કિનારે જ પગ ખોડી ઊભા રહ્યા. ધોરિયો એક કૂદકે તો શું, ટપાય એવો જ ન હતો. બેય કાંઠે પાળા હતા અને પાળા ઉપર અણિયાળા ખૂંટા ભરાવ્યા હતા. અકીઅન સેનાએ એ ધીંગા અને પાસેપાસે ભરાવેલા હતા. પરંતુ, માર્ગ કાઢવા માટે પાયદળ તલપી રહ્યું હતું અને આને લક્ષમાં રાખીને, સિંહહૃદયી હેક્ટર પાસે જઈને એને અને બીજા ટ્રોજન સેનાપતિઓને પોલિડેમસે સૂચન કર્યું:'રથમાં ખાઈ ઓળંગવી મુર્ખાઈ થશે,' એણે કહ્યું:'ઉપર ભરાવેલા ખૂંટાઓ રથોને માટે એ અશક્ય બનાવે છે,ને પાછળ જ અકીઅન દીવાલ છે એટલે, નીચે ઊતરીને લડવા માટે રથીઓને જગ્યા જ નથી. પટ્ટી એટલી સાંકડી છે કે રથીઓ ઉપર આફત જ ઊતરે. વજ્રઘાત કરનાર ઝ્યૂસ આપણે પક્ષે હોય અને, ડનાનોનો સર્વનાશ ઇચ્છતા હોય તો તે ઘણી સારી વાત છે - અને આર્ગોસથી આટલે દૂર અહીં ને હમણાં જ એ નાશ પામે અને ભુલાઈ જાય એથી વધારે કશું મારે જોઈતું નથી. પણ એ લોકો આપણી ઉપર ફરી વળે તો ? એ સૌ એકજૂથ થઈ આપણી ઉપર ત્રાટકે અને વહાણોથી પાછા નાસતાં આપણે આ ખાઈમાં ફસાઈ જઈએ તો ટ્રોયમાં એ ખબર પહોંચાડવા માટે એક જણ પણ જીવતો જઈ શકશે એમ મને લાગતું નથી. મારી પાસે વધારે સારી યોજના છે અને તમને એ પસંદ પડશે એવી મને આશા છે. આપણા સ્ક્વાયરો આપણા રથોને સાચવતા આ ખાઈ પાસે ઊભા રહે અને શસ્ત્રસજ્જ થઈ આપણે એકજૂથ થઈને હેક્ટરને ચાલતા અનુસરીએ. અકીઅનોના ભાગ્યને તાળાં દેવાઈ ગયાં હશે તો, એ સામનો નહીં કરી શકે.'

પોલિડેમસની આ સલાહ હેક્ટરે વધાવી લીધી. પોતાના પૂરા બખ્તરસોતો એણે રથમાંથી ઠેકડો માર્યો અને એને આમ રથમાંથી ભૂસકો મારતો જોઈને, બીજા ટ્રોજનોએ રથવ્યૂહ તજી દીધો. નીચે કૂદી, સૌએ પોતાના સારથિઓને પોતપોતાના રથોને ખાઈ પાસે વ્યવસ્થિત તૈયાર રાખવાની સૂચના આપી દીધી, પોતે હારબંધ થઈ ગયા અને પોતાના સેનાપતિઓની પાછળ પાંચપાંચની ટુકડીઓમાં ગોઠવાઈ ગયા.

આ ટુકડીઓમાંની જે ટુકડીનું નેતૃત્વ હેક્ટર અને પોલિડેમસ કરતા હતા તે સૌથી ઉત્તમ અને સૌથી મોટી હતી. દીવાલ તોડી, ખોખર વહાણો પાસે લડવાની એમની આતુરતા અતુલ હતી. જેના કરતાં થોડા ઓછેરા શક્તિશાળી માણસને હેક્ટરે પોતાનો રથ ભળાવ્યો હતો તે સેબ્રિયોનીસ ત્રીજેરો સેનાપતિ હતો. બીજી ટુકડીના નેતાઓ પૅરિસ, એલ્કેથસ અને એજીનોર હતા. હેલેનસ અને દેવસમો ડીફોબસ, પ્રાયમના પુત્રો, ત્રીજી ટુકડીનું નેતૃત્વ કરતા હતા; એમનો ત્રીજો સાથી સેનાની હતો હિર્ટેક્સનો પુત્ર એસિયસ. એરિસ્બે અને સેલીઝ નદીને કાંઠેથી મોટા અને ચમકતા ઘોડા સાથે એ આવ્યો હતો. દરેક પ્રકારના યુદ્ધના અનુભવવાળા, એણ્ટીનોરના પુત્રો આર્કીલોક્સ અને એકેમાસના ટેકાથી એન્ચાઇસીઝનો પુત્ર ઇનિયાસ ચોથી ટુકડીનું નેતૃત્વ કરતો હતો. સારથિઓનું નેતૃત્વ સર્પીડોન કરતો હતો; પોતાના નાયબો તરીકે એણે ગ્લોકસને અને યુદ્ધવીર એસ્ટરોપીઅસને નીમ્યા હતા. એમને એ પોતાની પછીના ઉત્તમ વીર માનતો હતો. ઢાલને ઢાલ અડતી હોય એ રીતે, આમ, તેઓ ગોઠવાયા અને ડનાનો તરફ આગળ ધપ્યા. એમને દૃઢ વિશ્વાસ હતો કે, કાળા બતેલાઓ ઉપર આક્રમણ કરતાં હવે કોઈ રોકશે નહીં.

હિર્ટેક્સના પુત્ર એસિયસ સિવાય, બધા ટ્રોજનોએ અને એમના સાથીઓએ પોલિડેમસે સૂચવેલી રીતિ અપનાવી હતી. પણ રાજકર્તા એવા એસિયસે રથ છોડી જવા સામે વાંધો ઉઠાવ્યો અને પોતાના બધા સાજસરંજામ સાથે પોતાના રથને વહાણો સુધી લઈ જવાનો નિશ્ચય કર્યો. એ મૂર્ખ હતો. પોતાના દુર્ભાગ્યથી બચીને એ જહાજો પાસેથી પવન વાતા ઇલિયમ ભેગો પોતાના રથ સાથે થવાનો ન હતો. ડ્યુકેલિયનના પુત્ર મહાવીર આઇડોમેન્યૂમને ભાલે એનું મોત લખાયું હતું. મેદાનેથી પાછા વળતી વખતે વહાણોભેગા થવા માટે અકીઅનોએ, ડાબી તરફનાં વહાણો પાસે જતો એક પુલ બાંધ્યો હતો. તેની ઉપર તેણે પોતાનો રથ હંકારાવ્યો. ત્યાં આવી એણે જોયું તો ફાટક ખુલ્લું હતું અને આડો લાંબો સળિયો પણ મૂકેલો ન હતો. રહ્યાસહ્યા ભાગી આવનાર અકીઅનો માટે રક્ષકોએ દરવાજો ખુલ્લો રાખ્યો હતો. એસિયસે રથને સીધો દરવાજા ભણી લીધો. સાથે એના માણસો હતા. યુદ્ધના પોકારો કરતા એ સૌ ધસ્યા. એ મૂર્ખ માણસો માનતા હતા કે, 'હવે અમને અકીઅનો અટકાવી શકશે નહીં અને એમનાં કાળાં વહાણો ઉપર ત્રાટકી પડશું.' પરંતુ દરવાજે જ એમને બે મહારથીઓ મળ્યા; લેપિય કુળના એ વીર હતા. એક હતો પીરિયસનો બહાદુર દીકરો પોલીપીટિસ અને બીજો હતો ખૂની યુદ્ધદેવનો સમોવડિયો લીઓન્ટ્યૂસ. પોતાનાં ઊંડાં ને ધીંગાં મૂળને ટેકે પહાડી ઓક વૃક્ષો વાયરા ને વરસાદ સામે ટક્કર ઝીલતાં ખડાં રહે તેમ એ જોડી દરવાજે ખડી હતી. પોતાનાં મજબૂત બાવડાંઓ ઉપર આધાર રાખતા એ બે જણ એસિયસના હુમલાની વાટ જોતા દૃઢ પગે ઊભા હતા. રાજા એસિયસ, આઇયેમેનસ, ઓરેસ્ટિસનો પુત્ર એડેમાસ યૂન અને ઇનોમોસ ફરતે ટોળે વળીને પોતાની ઢાલો ધરતા અને શોર કરતા સીધા દીવાલ તરફ ધસ્યા.

થોડો સમય બે લેપિય વીરોએ ડનાન શસ્ત્રધારીઓને દીવાલની અંદર રહીને વહાણોના રક્ષણ માટે લડવા ઉત્તેજન આપ્યું. પરંતુ એમણે ટ્રોજનોને દીવાલ પર હલ્લો કરતાં જોયા અને, એમની પાછળના ડનાનોમાં અવ્યવસ્થા અને ગભરાટ જોયાં ત્યારે એ બંને જાતે બહાર દોડી આવ્યા અને પહાડી સુવરો કૂતરાઓ અને માણસો ઉપર ત્રાટકે, આમથી તેમ ફરીને તેમની ઉપર હલ્લો કરે, પોતાની દંતુડીના અવાજ સાથે આસપાસના ડાભને ઉખેડે અને કોઈના ભાલાંનો ભોગ થઈને પડે ત્યાં સુધી લડે તેમ, એ બંને લડવા લાગ્યા. દુશ્મનોના વાર ઝીલતા આમ એ લેપિયબંધુઓનાં બખ્તર ખણખણવા લાગ્યાં. પોતાની શક્તિમાં વિશ્વાસ રાખીને તથા પોતાના જાનના અને બતેલાઓના રક્ષણ માટે દીવાલોની ટોચે બેઠેલા સાથીઓ શિલાઓ ફેંકતા હતા તેમની સહાયથી એ બેઉએ અદ્‌ભુત મોરચો ઊભો કર્યો. ટ્રોજનો પણ પથરા ફેંકતા હતા; અને આંધિમાં હિમના કરા પડે એ રીતે ધરતી ઉપર બેઉ બાજુઓએથી પથરા વરસતા હતા. એ વૃષ્ટિથી શિરત્રાણો અને ઢાલો ખણખણી ઊઠ્યાં.

હિર્ટેક્સનો પુત્ર એસિયસ નાસીપાસ થઈ ગયો. નિસાસા નાખતાં એ જાંઘ પર હાથ પછાડવા લાગ્યો અને પોકારી ઊઠ્યો:'અરે, પિતા ઝ્યૂસ, તમને પણ જૂઠ આટલું વહાલું હશે તે હું જાણતો ન હતો. આ હિમ્મતવાન અકીઅનો અમારા ખોફ સામે ટકી શકશે એમ મેં કદી ધાર્યું ન હતું; અમે અજેય છીએ એમ હું માનતો હતો. પણ આ જુઓ, ચપળ ભમરીઓ અને ભમરાઓ કોઈ ખડકના પોલાણમાં પોતાના નીડ બાંધે અને, પોતાનાં બચ્ચાંઓના રક્ષણ માટે શિકારીઓ સામે ઝઝૂમે અને ત્યાંથી ચસ ન દે એમ, આ ડનાનો પણ અહીં મારવા અને મરવા ખડા ઊભા છે.'

હેક્ટરને વિજયી બનાવવા ઇચ્છતા ઝ્યૂસે

એસિયસના આ બોલને ધ્યાને લીધા નહીં. દરમિયાનમાં, બીજી ટ્રોજન ટુકડીઓ બીજા દરવાજાઓએ યુદ્ધ ખેલી રહી હતી. પથરાની એ લાંબી દીવાલ પાસે ઠેર ઠેર આગના ભડકા ઊઠતા હતા અને આર્ગાઇવોને પોતાના બતેલાઓ બચાવવા જંગે ચડવાની ફરજ પડી હતી. એમનો પક્ષ લેનારા બધા દેવોનાં હૈયાં ભાંગી ગયાં હતાં.

પણ અહીં આ બે લેપિયવીરોએ હલ્લો કર્યો. પીરિયસના પુત્ર, બહાદુર પોલિપીટિસે ભાલો ફેંકી, ડેપાસસના કાંસ્ય શિરત્રાણ ઉપર ઘા કર્યો. શિરત્રાણની ધાતુ ભાલાની ધાતુને ખાળી શકી નહીં. ભાલાનું ફળુ શિરત્રાણને વીંધી, હાડકામાં પેઠું અને ડેપાસસનો શિરત્રાણનો ચંદરવો એના મગજના ટુકડાઓથી ભરાઈ ગયો. ડેપાસસનો અને હલ્લામાંના એના ભાગનો ત્યાં જ અંત આવ્યો. પછી પોલિપીટિસે પાઈલોનને અને ઓર્મેનસને હણ્યા - દરમિયાનમાં, એરિસના વંશજ લીઓંટ્યુસે પોતાનો ભાલો હિપ્પોમેક્સ પર ફેંકી, એની પર ભારે ઘા કર્યો. પછી એણે પોતાનું ધારદાર ખડ્ગ ખેંચી સામેના ટોળામાં વીંઝ્યું. ત્યાં એને પહેલો ઍંટીફેટિસ સામે મળ્યો. એની નજીક આવી એણે ઍંટીફેટિસ પર તલવાર મારી અને એને નીચે નાખ્યો, ચત્તોપાટ - ત્યાર બાદ એક પછી એક એણે મૅનોનને, ઇયેમીનસને અને ઑરેસ્ટિસને ધરણી પર ઢાળ્યા.

આમ ધરતીએ ઢાળેલા વીરોનાં બખ્તરો ખેંચી લેવામાં લેપિય બંધુઓ વ્યસ્ત હતા ત્યારે, પોલિડેમસ અને હેક્ટરના જુવાન સાથીઓનો સૌથી મોટો ભય હતો અને એ સૌ બતેલાઓ બાળવા ખૂબ આતુર હતા તે બધા હજી ખાઈ પાસે જ ઊભા હતા અને આગળ વધવા બાબત ઢચુપચુ થતા હતા. એ સૌ ખાઈ ઓળંગવા જતા હતા તે જ વેળાએ બરાબર એમને ઍંધાણ દેખાયું - એક ગરુડ એમના મોરાની ડાબી તરફના ભાગમાં, લોહીલુહાણ સાપને પોતાના નહોરમાં પકડી જતો તેમને દેખાયો. એ રાક્ષસી સાપ જીવતો હતો અને શ્વાસ માટે હવાતિયાં મારતો હતો. અને ગરુડનો સામનો કરવાનાં ચિહ્ન એ દાખવતો હતો. પાછળ વળોટાઈને એણે એને પકડનાર ગરુડની છાતીએ ડંખ માર્યો એટલે, વેદનાથી પીડાઈ ગરુડે એને પકડમાંથી છોડ્યો, એ સાપને સેનામાં પડવા દીધો અને મોટી ચીસ નાખી પવનની દિશામાં ગરુડ ઊડી ગયું.

પોતાની વચ્ચે સાપને વલવલતો પડેલો જોઈ ટ્રોજનોને આઘાત લાગ્યો; વજ્રધારી ઝ્યૂસની ઇચ્છાનું એ ઍંધાણ હતું. નીડર હેક્ટર પાસે પોલિડેમસ દોડતો ગયો અને બોલ્યો: 'હેક્ટર, આપણી સભાઓમાં હું સલાહસૂચન કરું છું ત્યારે તમે નિયમ તરીકે એનો વિરોધ કરો છો. સભાગૃહમાં કે રણક્ષેત્રે કોઈ સામાન્ય જન તમારાથી જુદો મત દર્શાવે એને તમે અવિવેક ગણો છો - તમારું વર્ચસ્વ સદા જળવાવું જ જોઈએ. પરંતુ ફરી એક વાર હું મારું મન ખુલ્લું કરવા ચાહું છું અને મને જે યોગ્ય લાગે છે તે કહેવા માગું છું. આપણે આગળ કૂચ કરવી નહીં અને દુશ્મનોનાં વહાણો પર ચડાઈ કરવી નહીં. ઍંધાણ જૂઠું ન પડતું હોય તો, શું વીતવાનું છે તે હું બરાબર જાણું છું. આપણે ખાઈ ઓળંગવા જતા હતા ત્યારે જ, આકાશમાં અચાનક ગરુડ દેખાણું, આપણા મોખરાની ડાબી બાજુએ એ ઊડતું હતું અને એના નહોરમાં લોહી જેવો લાલ ભયંકર સાપ એણે પકડ્યો હતો. સાપ જીવતો હતો અને, ગરુડ પોતાના માળા ભેગો થાય તેની પહેલાં તેણે સાપને છોડી દેવો પડ્યો હતો - માળે પહોંચી પોતાનાં બચ્ચાંને એ સાપ આપવામાં એ સફળ ન થયો. એ જ રીતે મોટી જહેમત પછી, અકીઅન દરવાજો અને દીવાલ તોડી પાડવામાં આપણને ફત્તેહ મળે અને શત્રુ માર્ગ આપે તો પણ, આપણું અહીંથી પાછા જવું ખોફનાક

નીવડશે. અકીઅનો પોતાનાં જહાજો માટે લડી લેશે. આપણી સેનાની મોટી સંખ્યાને એ મારી નાખશે અને, એ સઘળાને અહીં જ છોડીને આપણે જવું પડશે. આવી એંધાણીને સમજનાર કોઈ ભાવિ ભાખનાર અને સેનાનો વિશ્વાસુ હોય તેવો માણસ આ એંધાણીનો આવો અર્થ તારવશે.'

હેક્ટરે એની સામે ભવાં ચડાવ્યાં. 'પોલિડેમસ,' એણે કહ્યું, 'તારી આ દખલ મને જરાય ગમતી નથી. તને કંઈ બીજું સારું ન સૂઝ્યું ? તું કહે છે તેમ માનતો હો તો, દેવોએ તારું મગજ ભરમાવ્યું છે. ગર્જનાકાર ઝ્યૂસે જાતે અને, પૂરી ગંભીરતાપૂર્વક, મને કેટલાંક વચન આપ્યાં છે. તું મને એ ભૂલી જવાનું કહે છે; અને મને જેમનામાં જરાય રસ નથી એવાં પંખીઓની ઊડને આધારે તું મને મારાં કાર્યો કરવા કહે છે - એ જમણી તરફ સૂર્યોદય સમયે ઊડે કે સૂર્યાસ્ત સમયે ડાબી બાજુએ ઊડે તેની મને કંઈ જ પડી નથી. સમસ્ત માનવજાત અને દેવો ઉપર પણ આધિપત્ય ભોગવતા સર્વશક્તિમાન ઝ્યૂસના આદેશમાં મારી શ્રદ્ધાનો ખૂંટો મેં ખોડ્યો છે. દેશને માટે લડો - એ જ ઉત્તમ અને એકમાત્ર એંધાણ છે. પણ, બધા લડવૈયાઓમાં તું યુદ્ધથી કેમ ડરે છે ? આર્ગાઇવ જહાજો પાસે અમે બધાય સાગમટે કપાઈ મરીએ તો પણ, તારી સલામતી બાબત તું ફિકર ન કર, કારણ, ખડો રહીને તું કંઈ ખાંડાના ખેલ ખેલવાનો નથી. એમ છતાં, તું લડ્યો નહીં કે, બીજા કોઈને તેં લડતા અટકાવ્યા તો, આ ભાલે તને બાંધી તારો જીવ લેતાં હું જરાય અચકાઈશ નહીં.'

પછી હેક્ટરે આગળ કૂચ કરવા આજ્ઞા આપી અને, મોટા શોર સાથે એનાં દળ એની પાછળ ચાલ્યાં. ઇડાના પહાડેથી ઝ્યૂસે જોરદાર વાવડો મોકલ્યો. એણે ધૂળની ડમરી ચડાવી અને એ સીધી વહાણો તરફ ધસી એટલે અકીઅનો ગભરાઈ ગયા અને હેક્ટર તથા ટ્રોજનોને લાભ મળ્યો. ઈશ્વરની શુભેચ્છાની આ એંધાણીમાં અને, પોતાનાં બળમાં વિશ્વાસ રાખીને, મહાન અકીઅન દીવાલને સર કરવાના દૃઢ પ્રયત્નો એમણે આદર્યા; દીવાલના કાંગરાઓ તોડ્યા, એનાં બાકોરાંઓ ખોદી નાખ્યાં અને મિનારાઓના રક્ષણ માટે અકીઅનોએ ઊભા કરેલા કડસતાઓને ખોદી ઊંચા કરી નાખ્યા કે, એમ કરવાથી દીવાલ સમૂળી ધસી પડે. આ બધું છતાં ડનાનોએ એમને માર્ગ આપ્યો નહીં. ઢોળાવવાળી બાજુઓને એમણે બળદના ચામડાથી ઢાંકી દીધી અને શત્રુઓ નિકટ આવતાં દીવાલનાં કાણાંઓમાંથી તેમની ઉપર પથરાઓનો મારો ચલાવ્યો.

દીવાલો ઉપર ચોમેર બેઉ ઍયાઝો ઘૂમતા હતા અને, બચાવનું માર્ગદર્શન આપતા સૌ અકીઅનોને શૂરાતન ચડાવતા હતા. કેટલાકને એ મૃદુ ઠપકો આપતા હતા તો, જેમણે સામનો કરવાનું સાવ છોડી દીધું હતું તે સૌને આકરાં વેણ સંભળાવતા હતા. લશ્કરમાં બધા પ્રકારના લોકો હોય તે જાણતા હોવાથી, ચુનંદાઓ ઉપરાંત, સાધારણ કક્ષાના તેમજ નિમ્ન કક્ષાના સૈનિકોની પણ એ પીઠ થાબડતા. 'મિત્રો, આર્ગાઇવો,' એ બોલ્યા, 'આજે તમારે સૌને માટે કામ છે. આ તમે પણ બરાબર સમજો છો. ટ્રોજનોની ધમકી સાંભળીને, પૂંઠ બતાવી કોઈએ વહાણો ભણી વળવાનું નથી. આગે જ ધપો, સીધા શત્રુઓ ઉપર; એકબીજાને અભિનંદતા અને પાણી ચડાવતા ધસો અને, વિદ્યુતના દેવ ઝ્યૂસમાં શ્રદ્ધા રાખો કે એ આપણને આ હુમલાનો સામનો કરવા બળ આપે છે અને આપણે ટ્રોજનોને પાછા ગામભેગા કરી દઈએ.'

ઝ્યૂસદેવ હિમપ્રપાતનો વિચાર કરે અને કોઈ શિયાળુ દહાડે હિમકરા વરસવા લાગે એમ પથરાઓ વરસતા હતા; ઝ્યૂસે પવન પાડી દીધો હતો અને અવિરત કરાનો વરસાદ જાણે વરસતો હતો; એ

કરાથી ટેકરીઓ, કંઠાળ પ્રદેશો અને ઘાસનાં મેદાનો અને ખેડૂતોનાં ખેતરો બધાં છવાઈ જાય એના જેવું હતું. અકીઅનો ટ્રોજનો ઉપર પાણા ફેંકતા હતા અને ટ્રોજનો અકીઅનો ઉપર પાણાના ઘા કરતા હતા તેથી ચોમેર, કરાની માફક પથરા છવાઈ ગયા હતા અને પથરાના ઘા ઉપર ઘાથી એ દીવાલ પણ ધણધણી ઊઠી.

વાઘ કે ધણ ઉપર તૂટી પડતા સાવજની જેમ અકીઅનો ઉપર તૂટી પડવા પોતાના પુત્ર સર્પીડોનને ઝ્યૂસે પ્રેર્યો ન હોત તો, હેક્ટર અને એના ટ્રોજનોએ દીવાલમાંનો દરવાજો અને આડા સળિયા ભાંગ્યા ન હોત. ખૂબ ટીપેલા કાંસાની કંસારાએ ઘડેલી અને ચામડા ઉપર ચામડાંના ફરતા સોનાના તારથી સીવેલા પડવાળી એની ભવ્ય ઢાલને સર્પીડોને આગળ ધરી. આ પોતાની આગળ રાખીને બે ભાલા ઉગામતો, કોઈ ભૂખ્યો સાવજ ખોરડાની ભીંતડી ટપે અને ગમાણ ખૂંદી વળે એમ એ ધસ્યો. ત્યાં ભરવાડ ઘેટાંના રક્ષણ માટે કૂતરાઓ સાથે અને ભાલું ધરીને ઊભો હોય તોયે, વાડામાંનાં ઘેટાં ઉપર તરાપ માર્યા વિના એ પાછો ન જાય, પછી ભલે એ ભાલે ભોંકાય. દીવાલ અને એનાં બાકોરાંઓ ઉપર આમ દેવસમો સર્પીડોન ચડાઈ કરવા પ્રેરાયો. હિપ્પોલોક્સના પુત્ર ગ્લોક્સ ભણી ફરી એ બોલ્યો:'ગ્લોક્સ, તને અને મને નોખા તારવી, આદર આપી, ખાણે સારામાં સારી બેઠક, આપણી થાળીમાં સૌથી ઉત્તમ માંસનો ટુકડો અને ખાલી ન થતી સુરાકટોરી લિસિયનો શા માટે આપે છે? આપણને બંનેને શા માટે એ સૌ દેવસમા ગણે છે? અને ઝેન્થસ નદીના તટના સુંદર બગીચાઓ અને ખેતરોવાળી સુંદર ધરતીના આપણને ધણી શા માટે બનાવ્યા છે? તો, લિસિયનોને મોરચે રહી યુદ્ધની આગમાં કૂદી પડવાની આપણી ફરજ નથી શું? તો જ, પોતાના રાજવીઓ વિશે વાતો કરતા લિસિયન વીરો કહેશે કે, 'પોતાના ગરાસની મલાઈ એ ખાય છે, સુંદર સુરા એ પીએ છે પણ પોતાની કીર્તિ વડે એનું મૂલ્ય એ ચૂકવે છે. એ મહારથીઓ છે અને, લિસિયનો લડતા હોય છે ત્યારે એ મોખરો સંભાળતા હોય છે.'

'અરે, મિત્ર, આ યુદ્ધમાંથી જીવતા નીકળ્યા પછી, આપણે ભાગ્યે અમરપટો લખાયો હોય તો, હું અહીં મોખરાનું સ્થાન ન સંભાળું તેમ, યુદ્ધમાં કીર્તિ પામવા તને પણ ન જવા દઉં. પણ એ પ્રમાણે કંઈ ચાલતું નથી. આપણા પગ માટે મૃત્યુએ હજારો ખાડા ખોદી રાખ્યા છે અને, મોતને છેતરીને કોઈ જાતને બચાવી શકે નહીં. તો ચાલ, આપણે કૂદી જ પડીએ, પછી ભલે કીર્તિ બીજાને વરે કે આપણને વરે.'

સર્પીડોનના પડકારને ગ્લોક્સે બરાબર કાને ધર્યો અને, પોતાને પગલે ચાલતા મોટા લિસિયન દળ સાથે બેઉ આગળ ધપ્યા. એમને આવતા જોઈને પીટિયોસનો પુત્ર મેનેસ્થ્યુસ કંપી ઊઠ્યો કારણ, અકીઅન ગઢના એના હવાલાના ભાગ ઉપર આ ધાડું ત્રાટકતું હતું. પોતાની ટુકડીને નાશમાંથી બચાવે એવા સેનાપતિની એણે શોધ આદરી તો, યુદ્ધના શૉખીન ઍયાઝોને એણે જોયા; પોતાની કુટિરમાંથી હમણાં જ બહાર નીકળેલા ટ્યુસરની સાવ નિકટ એ બંને ઊભા હતા. પણ બૂમ પાડવી નિરર્થક હતી, કારણ શોર એટલો મચેલો હતો કે એનો અવાજ ઍયાઝોને કાને પહોંચ્યો નહીં. રવથી આખું ગગન ગાજી રહ્યું હતું; એ રવ હતો ઢાલો અને કલગીવાળા શિરસ્ત્રાણો પર પડતા ઘાવનો, દરવાજાઓ પર પડતા મારાનો; ટ્રોજનો દરવાજા સમીપ આવી ગયા હતા અને એમને તોડી અંદર ઘૂસવા કોશિશ કરી રહ્યા હતા. શું કરવું તે તરત વિચારી ટેલોમોનિયન ઍયાઝ પાસે સંદેશવાહક યૂટિસને મોકલ્યો 'યૂટિસ,' એણે કહ્યું, 'તારે માટે એક કામ છે. દોડતો જા ને ઍયા[illegible]ને બોલાવી લાવ, ના,બેઉ ઍયાઝોને બોલાવ[illegible] આવજે. એ જ યોગ્ય થશે. નહીં તો. આપણે અહીં [illegible] સાફ થઈ જશું. લિસિયન સેનાનીઓ સીધ[illegible] આપણા

ઉપર ધસી રહ્યા છે અને, ખુન્નસે ભરાય છે ત્યારે, એ કેવા તો જંગલી બની જાય છે તે જાણીતું છે. પણ એ બંને ત્યાં ભીડમાં હોય તો, ટેલીમોનિયન ઍયાઝને તેડતો આવજે અને પોતાની સાથે મહાન ધનુર્ધારી ટ્યૂસરને પણ લાવવાનું તેને કહેજે.'

મહારથી ટેલેમોનિયન ઍયાઝે સહાયે જવા ના પાડી નહીં. ઑઇલ્યુઝના પુત્ર ભણી વળીને એણે એને સૂચના આપી, 'ઍયાઝ, તું અને આપણો બહાદુર લાઇક્રોપિડીઝ અહીં જ રહો અને આપણાં દળો શત્રુઓને રોકેલા રાખે તે સંભાળો. દરમિયાન, ત્યાંના હુમલાનો સામનો કરવા હું ત્યાં જાઉં છું. આપણા મિત્રોને રક્ષણ પૂરું પાડ્યા પછી તરત જ હું અહીં આવી જઈશ.' આટલું બોલી ટેલેમોનિયન ઍયાઝ ચાલી નીકળ્યો અને એની સાથે, એનો ભાઈ ટ્યુસર પણ ગયો; સહાયમાં વાંકા ધનુષ્યવાળો પૅંડિયોન પણ હતો. દુશ્મનોનું દબાણ જ્યાં ખૂબ આકરું હતું ત્યાં એ લોકો જતા હોઈ એ લોકો દીવાલની અંદરની બાજુએથી ચાલ્યા અને મેનૅસ્થ્યુસના આધિપત્ય હેઠળના વિભાગે પહોંચ્યા. ગાઢ અંધકારમાં આંધી ચડી આવે એમ લિસિયનો ત્યાં દીવાલનાં બાકોરાં પર હલ્લો કરતા હતા. શત્રુઓ ઉપર એ તૂટી પડ્યા અને વધારે ઘોર ઘમસાણ મચ્યું.

પોતાના શત્રુને હણવામાં ટેલેમોનિયન ઍયાઝ પહેલો હતો. સર્પીડોનના સાથી એપિક્લીસને એણે હણ્યો. બાકોરાની બાજુએ રાખેલા પથરાઓમાંથી એક ધારદાર પથરો ઊંચકી ઍયાઝે એપિક્લીસ પર ફેંક્યો. આપણી પેઢીનો ધીંગામાં ધીંગો જુવાન પણ મુશ્કેલીથી માંડ ઉપાડી શકે તેવડા મોટા પાણાને પોતાને બેઉ હાથે ઊંચકી એણે ફેંક્યો અને એપિક્લીસના ચોપડા શિરત્રાણનો ભુક્કો બોલાવી એના મગજનો છૂંદો કરી નાખ્યો. પાણીમાં ડૂબકી મારનારની માફક એપિક્લીસ ઊંચે મિનારેથી ફંગોળાયો અને એનો પ્રાણ ઊડી ગયો. દરમિયાનમાં, હિપ્પોલોકસના પુત્ર ગ્લોક્સ સાથે ટ્યૂસરે હિસાબ ચૂક્તે કર્યો. યુદ્ધે ચડતા ટ્યૂસરે ગ્લોક્સનો હાથ ખુલ્લો જોયો અને ગઢની રાંગ ઉપરથી શરસંધાન કરી, ગ્લૉક્સ માટે જંગની મજા બગાડી નાખી. એ દીવાલ પાસેથી છાનોમાનો અને ઝડપથી સરકી ગયો જેથી પોતાને ઘાયલ થયેલાને જોઈ અકીઅનો ખુશીનો શોર મચાવે નહીં. ગ્લૉક્સ ગયાના ખબરથી સર્પીડોનને ખૂબ લાગી આવ્યું. છતાંય તે, એનો ઉત્સાહ મંદ પડ્યો નહીં. થેસ્ટરના પુત્ર એલ્કામોન પ્રતિ એણે ભાલાનો વાર કર્યો, એને ઘાયલ કર્યો અને પોતાનું શસ્ત્ર પાછું ખેંચવા કોશિશ કરી. ભાલા ભેગો એલ્કામોન પણ ખેંચાઈ આવ્યો, દીવાલ પરથી ઊંધમૂંધ નીચે પડ્યો અને એનું કાંસ્ય બખ્તર રણઝણી ઊઠ્યું. પછી સર્પીડોને પોતાના બળવાન બાહુઓ વડે દીવાલ પર ચડાઈ આદરી. એણે એક જગ્યાએ એને ખેંચી અને દીવાલનો વચ્ચેનો ભાગ તૂટી પડ્યો અને તે સાથે એનો ઉપરનો ભાગ પણ કડડભૂસ કરતો ગબડી પડ્યો. ટુકડી આખી જઈ શકે એવડું ગાબડું એણે પાડ્યું.

પણ એણે એકી સાથે ને એક જ સમયે ઍયાઝ અને ટ્યુસર સાથે પનારો પાડવાનો હતો. ટ્યૂસરના એક બાણે એની રક્ષણકર્તા ઢાલના ચળકતા પટ્ટાને વીંધ્યો ને પોતાનો પુત્ર વહાણોના મોરા પાસે મોતને ભેટે એમ ઝ્યૂસ નહીં ઇચ્છતા હોઈ, એમણે એને ઉગાર્યો તે છતાં, એની ઉપર તૂટી પડી ઍયાઝે એની ઢાલ પર ઘા માર્યો. એ શસ્ત્ર આ વેળા પણ ભેદી શક્યું નહીં પણ, આગળ ધપવાને બદલે એ લથડિયાં ખાવા લાગ્યો અને દીવાલનાં બોકારાં પાસેથી એને થોડું પાછળ હઠવું પડ્યું. આમ છતાં સર્પીડોન પાછો ન ફર્યો. હજી એને કીર્તિની આશા હતી અને મોઢું ફેરવીને દેવ જેવા લિસિયનોને એણે કહ્યું, 'લિસિયનો, તમારા નિર્ધારને તમે આમ ઢીલો કેમ પડવા દીધો છે ? તાકાતવાન છું તોયે હું એકલો આ દીવાલ ભાંગી

શકું અને વહાણો સુધીનો માર્ગ કાઢી શકું એમ નથી. તો ચાલો મારી પાછળ ! અને ઝાઝા હાથ રળિયામણા!'

પોતાના રાજવીના ઠપકાની લિસિયનો પર બરાબર અસર થઈ અને પોતાના રાજાની બેઉ પાંખેથી ખૂબ જોરદાર હલ્લો તેમણે કર્યો. પણ ઊલટ પક્ષે આર્ગાઇવોએ પણ દીવાલ પાછળ તાકાત એકઠી કરી અને ઉભય પક્ષે ખેલ ખરાખરીનો બની ગયો. ડનાન દીવાલને ભાંગીને ધીંગા લિસિયનો જહાજો સુધીનો માર્ગ કરી શક્યા નહીં તેમજ, દીવાલ પાસે કબજો જમાવતા લિસિયનોને ડનાનો એક કદમ પાછા હઠાવી શક્યા નહીં. કાંગરાઓથી નોખા પડતાં એ બે દળો એક ખેતરની વચ્ચેની વાડની બે તરફ ઊભા રહી પોતાના હિસ્સા માટે સાંકડી જગ્યામાં ગજના દાંડાથી લડતા બે માણસો જેવા હતા. કાંગરાના નીચાણવાળા ભાગો ઉપરથી એકમેકનાં મર્મો ઉપર ઘા મારવા લાગ્યા - એકબીજાની ઢાલો ઉપર કે પોતાની છાતીએ ધારણ કરેલી બીજી કોઈ હળવી ચીજો પર એ વાર કરવા લાગ્યા. ક્રૂર કાંસું અનેક યોદ્ધાઓનાં માંસમાં પેસી ગયું અને તે પણ, માણસે પીઠ બતાવી હોય ત્યારે જ નહીં પણ, એની ઢાલ સોંસરું એ પેઠું હોય. આખે મારગે મિનારાઓ અને બાકોરાંઓ ટ્રોજનો અને અકીઅનોના રક્તથી ખરડાઈ ગયાં ને તે છતાંય પોતાના અરિને નસાડવામાં ટ્રોજનો સફળ થયા નહીં. અકીઅનોએ બરાબર ઝીકટ ઝીલી અને, કોઈ પ્રામાણિક કામગાર મહિલા પોતાના ત્રાજવામાંના એક પલ્લામાંના ઊનને સામેના પલ્લામાંના વજનની સાથે સમતોલ રાખી પોતાના અને પોતાનાં બાળકોના નિર્વાહ પૂરતા બે પૈસા રળે તેમ, યુદ્ધ પણ બરાબર સમતોલ રહ્યું. લડાઈ આ રીતે બરાબરીની હતી પણ આખરે, પ્રાયમપુત્ર હેક્ટર પર ઝ્યૂસે કૃપા કરી એનો હાથ ઊંચો રાખ્યો અને, અકીઅન દીવાલ ભેદી જવામાં એને પહેલો બનાવ્યો.

એ મોટે અવાજે બોલ્યો અને ટ્રોજન સેનાઓએ એના બોલ ઝીલ્યા: 'આગળ વધો, ટ્રોજન રથીઓ ! આર્ગાઇવ દીવાલને તોડી પાડો અને ચાલો આપણે એમનાં જહાજોની હોળી થતી જોઈએ.' એના આ પ્રેરક બોલ જેને કાને ન પડ્યા હોય એવો કોઈ ટ્રોજન ન હતો. ખભે ખભા મિલાવીને એમણે દીવાલ પર હલ્લો કર્યો અને, હાથમાં ધારદાર ભાલા સાથે કાંગરાઓ ઉપર એ ચડવા લાગ્યા. પરંતુ, દરવાજાની વચ્ચે પડેલી એક મોટી શિલા હેક્ટરે ઊંચકી લીધી. આજના સારા સમયમાં, પહોળા પાયાવાળી અને ઉપરથી અણિયાળી એ શિલાને બે માણસો પણ ઉચ્ચાલનથી માંડ ગાડે ઘાલી શકે એવી ભારે એ હતી. હેક્ટરે એને અનાયાસ ઊંચકી લીધી - શાણા ઝ્યૂસે એને હળવી બનાવી દીધી હતી. કોઈ ભરવાડ ઊનથી એક હાથે પકડી ઘેટાને સરળતાથી પોતાને ખભે મૂકી દે છે તેમ, હેક્ટરે શિલાને ઊંચકી અને દરવાજાના વીંધવાળા ભાગ ઉપર એને ફંગોળી. એ બે બારણાંવાળા દરવાજાની પાછળ બે ખસેડી શકાય તેવા લોખંડી સળિયાનું આડેસણ હતું: એ જરા પાછળ ખસ્યો અને પોતાના બે પગ પહોળા કરીને ઊભો રહ્યો જેથી લાગ બરાબર આવે અને પછી દરવાજાના મધ્યભાગમાં એણે જોરથી ઘા કર્યો. બેઉ બાજુનાં મિજાગરાં તૂટી ગયાં. પોતાના જ વેગથી શિલા અંદર ગઈ અને, પહાણના ઘાથી છૂટા પડેલા લાકડાના ટુકડાઓનો અને પાછળના સળિયા તૂટવાનો ઘોર રવ ઊઠ્યો. વિજેતા હેક્ટરે અંદર ઠેકડો માર્યો. એનો ચહેરો અમાસની રાત જેવો બિહામણો હતો. એના હાથમાં બે ભાલાં એણે ધારણ કર્યાં હતાં અને એના દેહ ઉપરનું કાંસું ઝગારા મારતું હતું. દરવાજામાંથી એ ઠેક્યો ત્યારે એને અટકાવવાની તાકાત દેવ સિવાય બીજા કોઈમાં ન હતી. ને હવે, આગ ઝરતી આંખે પોતાની પાછળના ટોળા તરફ એ ફર્યો અને દીવાલ ઉપર આક્રમણ કરવા ટ્રોજનોને એણે આદેશ આપ્યો. એના માણસોએ તરત પ્રતિભાવ આપ્યો. કેટલાક દીવાલો ઉપર ટોળે વળી ચડી ગયા; કેટલાક દરવાજામાંથી જ ધસ્યા. ડરના માર્યા ડનાનો ખોખર વહાણો તરફ દોડી ગયા અને નરકની યાતનાથી બધું છવાઈ ગયું. (ક્રમશઃ)

## રસાત્મકમ્

### હે ગગન/ રાજેન્દ્ર શાહ

૧.

હે નિતાન્ત શાન્ત, હે ગગન !
દુરન્ત દૂર
ને
અન્તિકે આ ઉરે
નીરવ વૈભવે..
મૌન તવ કેટલું મુખર તે હું જાણું.
પ્રહરે પ્રહર
પૂર્વ-મધ્ય-અપરાહ્ને, સાયાહ્ને
તારલ-તિમિર-આચ્છાદને
પ્રાણને તરઙ્ગ
આનન્દને છન્દ
સુણું તવ અનુરાગ વાણી...
કેવળ લલિત લય-કમ્પ
મુગ્ધ
રહું માણી.
હે પ્રશાન્ત; હે ગગન !

હે નિખિલ,
ચિન્મય, સર્વાતીત.
સુરમ્ય હે નીલ !
નહીં કો મહીન આવરણ
અપલક નિહાળે નયન.
હે અકાલ... સ્થાણુ
તવ વ્હાલ હું પ્રમાણું.
રમ્ય તવ રતિ
વિલક્ષણ શી નિયતિ !
તું હિ ભૂત દ્રવ્ય-તત્ત્વ-સમુદાય
તું હિ એક સત્ત્વ...

તવ પ્રતિ સ્પન્દે
મહાકાલનો સઞ્ચાર
યુતિ પ્રતિયુતિનો વિહાર.
બાહ્યાન્તર પરિરમ્ભ...
અધર સકમ્પ
દિશાન્તરાલથી તાલ-ધ્વનિત મૃદઙ્ગ.
સમ્પ્રકર્ષ રોમહર્ષ
હે પ્રિય, પરમ હે ગગન.

૨.

આશ્ચર્યવત્ જોઈ રહું છું હું ત્હને
હે નિરાકાર નીલ !
દૂર દૂર ઊંડે ઊંડે
ગતિ કરન્ત નજર
કોનું
પામે છે અનુસન્ધાન ?
હે અનન્ત, શૂન્યથી સભર
કિયે તે આહ્વાન
એકાગ્ર નિશ્ચલ એનું
આ'વું છે પ્રયાણ !

આશ્ચર્યવત્ સુણું તવ શબ્દ .
હે નિઃશબ્દ
મુખર છે તવ મૌન.
તો ય તે ત્હારે કારણ
વાક્ તવ
સુણે આ શ્રવણ.

કેવો તવ સ્પર્શ !
કહીં તવ કર ? કહીં છે ચરણ ?

કળે નહિ કોઈ મુજ અઙ્ગ
તદપિ ભીતર છે સકમ્પ
રોમેરોમ મહીં... જોને
કૈંક વિલક્ષણ
લહું છું હું હર્ષ, આનન્દ ઉત્કર્ષ.

હે પ્રશાન્ત ગભીર ગહન !
દર્શન શ્રવણ સ્પર્શન
સર્વ કંઈ
મહદ આશ્ચર્ય
આશ્ચર્યવત્
તવ અનિવાર્ય આકર્ષણ !

૩.

હે પ્રશાન્ત -
અમૂર્ત
તથૈવ હે ગોચર !
તું હિ શબ્દ
તું હિ નામરૂપ
તું હિ છો વરેણ્ય
ભૂભુવઃ સ્વઃ
તું હિ મૂર્ત.

તું-હું નો ભુલાય જ્યહીં ભેદ -
કોણ કોની સઙ્ગ રહ્યું ખેલી ?
અલબેલી
સુણું છું હું નરસિંહ-વાણી-
'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે'
-રહું છું પ્રમાણી.

નિષ્પન્દન, હે પ્રશાન્ત ગગન
તવ સ્પર્શે આલિઙ્ગને
સ્પંદન-મુદિત મુજ મન..
હે પરમ અનુપમ.

## પતંગિયાં/*જગદીશ ત્રિવેદી*

ક્યાંથી ચડી આવી હશે આ રંગબેરંગી પતંગિયાંની ટોળી !
કેટકેટલા
મનમોહક રંગોની રમણા –
એક એકથી અદકા અધિકા રંગ !
એક પતંગિયાની રંગરચના પર સંમોહિત હાથ પસારવા જાઉં
ત્યાં જ –
એથી અદકી રંગરચના –

મૂંઝાયા કરું છું –
હાથ પસવાર્યા કરું છું –
કોઈ પતંગિયાનો અછડતો થઈ ગયો હશે સ્પર્શ આંગળીઓને તે
ઊડતી ઊડતી આંગળીઓ
ભળી ગઈ
રંગબેરંગી પતંગિયાંની ટોળીમાં !

## રે મન/*ધીરુ પરીખ*

'રે મન, અવળચંડાઈને છાંડો,'
કવિ કહે નિજને કે 'અવ તો
હરિના ગુણલા ગાવા માંડો.
રે મન, અવળચંડાઈને છાંડો.'

કવિતામાં મૂકીને પૂળો
આતમ-ચિનગારીએ સળગ્યા,
કવિ પછી નવલા પરિયાણે
જોડકણાંને કલમ ભરીને વળગ્યા;
'આ તે કેવો સમદર ઊછળ્યો ગાંડો !
રે મન, અવળચંડાઈને છાંડો.'

## બસ એટલું જ/રાજેન્દ્ર પટેલ

દરેક આકારમાં ભભકતી હોય છે છૂપી આગ.
આંખનાં ઊંડાણ
જોઈ શકતાં નથી તેનો પ્રકાશ.

પહેલો અક્ષર મંડાયો તે પૂર્વે
ને શાહી ખલાસ થયા પછી પણ
અંધારિયા અવકાશમાં,
શબ્દોનાં રૂપ અંકિત કરતાં હોય છે
તેના નીરવ ધ્વનિ.
એ સંભળાતા નથી
અવાજના ઘેઘૂર વન વચ્ચે.
કદાચ, સંભળાતા હશે ગર્ભમાં
કે પછી ભરનિદ્રામાં.

સમયનાં ફેફસાંમાં
તેનાં લયાવર્તનોનાં
અગોચર નૃત્ય
જોઈ શકાતાં નથી.
હું પણ જોઈ શકતો નથી મને દર્પણ વગર
કે આકાશને બનાવી શકતો નથી મારું ભીતર.
બસ, એટલું જ.

*

ખેડું છું રાતદિવસ
ને ચાસમાં સીંચું છું પરસેવાની ઠંડક.
અજાણ્યાં બી રોપું છું,
કશું જાણ્યા વગર.

ફળદ્રુપ ભીની ભોંય ઉપર
પગલાં પડતાં નથી.
કોઈ કૂંપળેય પ્રગટાવ્યા વગર
કોહવાતાં મૂળ ભેગાં
પગલાંય કોહવાઈ જાય છે.

ને રાહ જોતો ખરી પડું છું
સૂકું પાન થઈ,
ફળની દરકાર વગર.
ત્યારે આખા વિશ્વની હવા
પ્રકૃતિનું હાલરડું ગાય.
બસ, એટલું જ.

*

જે ઉદ્દેશથી ખેતર ખોદે રાખ્યું
તેમાં ભલે કશું ન પાક્યું
ભલે હસ્તરેખા ભળી ગઈ
માટી ભેગી માટી થઈ
ભલે પગલાંમાંથી ના રચાયો નવો પંથ.

પણ જે શ્વાસ ઉચ્છ્‌વાસ બની ફેલાઈ ગયા
તેમાં મને શોધતો શોધતો
પર્ણ થઈ ખરી પડું છું ફરી ફરી.
ધરતીમાં ધરબાઉં છું ને
સૂર્યોદયની રાહ જોતો,
અંધારી ઘોર રાત્રિમાં
મારી ઝાકળ જેવી દૃષ્ટિથી
ગણું છું અર્થહીન નક્ષત્રો.
બસ એટલું જ.

*

કદાચ
પરોઢનું પહેલું પુષ્પ પામવા
આમ ફૂટવું, ખરવું ને પાછું ફૂટવું.
ફરી ફરીને ફૂટવાનું
બનતું હશે.

પણ સતત કોષમાં થતી ઊથલપાથલ
ને બ્રહ્માંડમાં સરતા ખડકના
જોઈ લાલકાળા અનેક ઢગ
થાક્યાં છે હવે અંગ.
માત્ર સાંભળું છું મારો જ પગરવ
ધીરે ધીરે લુપ્ત થતો જાય છે તેનો રવ.

આકારમાં હોલવાઈ જાય આગ
તે પહેલાં
સૂર્યના પ્રથમ કિરણને
બનાવવું છે મારું નેત્ર
તેથીસ્તો
અંતહીન અંતને પેલે પારના બંધ દરવાજા
લાગે છે મારા અંતરપટ !
બસ, એટલું જ.

*

અંતરપટ તો
અવાજ, આકાર ને આગનો એકરસ.
નથી પી શકાતો પૂર્ણતાનો પ્યાલો
અર્થહીન લાગે છે આ ફેરો.
સમયપ્રવાહમાં
જકડી રાખે છે મને
અણઘડ સમજની ગર્તા.
આ જોઈ
મૂગો થઈ જાય મારો અવાજ.
કશું સમજાય તે પહેલાં
અંધારાના ગૂંચળામાં
સર્વસ્વ હોમતો
વમળ થઈ ઘુમરાયા કરું છે અવિરત.
બસ, એટલું જ.

*

આજ સુધી હોમાઈ ગયેલા
બાપ-દાદા કે તેમના વડવાઓને
પૂછી શકતો નથી કશું.
તેમની દરેક ચિતાનું આગવું અજવાળું
અજવાળે રાખે
મારી ભરચક નદીના સુક્કાભઠ એકાકી કિનારાને.
એને કહે રાખે:
'ભૂંસાઈને ભળી જવું
ફરીફરીને ઉદય પામી, અંકિત રહેવું
અથવા
કાળક્રમે ઘસાતા પથ્થરની જેમ
ચૂપ રહેવું.'
બસ એટલું,
હા, માત્ર એટલું જ.

## બે ગઝલ/*સાહિલ*

૧.

જિન્દગીનો હતો ના કજાનો હતો,
પ્રશ્ન કેવળ હૃદયની રજાનો હતો.

હોઠ પર જે કદી કિસ્સો આવ્યો નહીં.
એ તો નિર્દોષતાની સજાનો હતો.

પળમાં પયગમ્બરીની નિકટ લઈ ગયો,
શું જમાનો તરસની મજાનો હતો.

શક્યતા ક્યાં છે એને હું પામી શકું,
શબ્દ તો ખૂબ મોટા ગજાનો હતો.

છે સરોવરની વચ્ચોવચ મંદિર છતાં,
સ્થિર પડછાયો 'સાહિલ' ધજાનો હતો.

૨.

આંખથી પાંપણોની અટારી સુધી, ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો.
રુંવેરુવાની ભીની કિનારી સુધી, ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો.

બંધ કમરામાં સપનાં નિહાળ્યાં કર્યા છે સતત ઝળહળાં સૂર્યનાં દોસ્તો !
આમ નભથી પહોંચ્યા છે બારી સુધી, ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો.

મનભરીને નીરખવાની આરત હવે શક્ય છે કે અધૂરી રહે ઉમ્રભર,
જોયાં ઓળખની કેસરિયાં ક્યારી સુધી, ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો.

છે અડીખમ તમારું નિરુત્તરપણું એટલા માટે પૂછ્યાં કરું છું મને,
મોકલાવ્યાં કરે કોણ યારી સુધી, ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો.

એક પળ ક્યાં મૂક્યો છે રેઢો મને, મારા સાથે ને સાથે જ 'સાહિલ' રહ્યાં.
જન્મથી છેક અંતિમ સવારી સુધી, ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો ધુમ્મસો.

## તારું અનિર્વચનીય સૌંદર્ય જોઈને.../યશવન્ત ત્રિવેદી

આજે પ્રથમ વાર દૃષ્ટિ ઉપરનો પરદો તેં ઊંચકી લીધો ત્યારે
તારું અનિર્વચનીય સૌંદર્ય જોઈને હું ચકાચૌંધ થઈ ગઈ !
મારા શૂન્યના દર્પણમાં તું કમલપત્રાત્મા સમો ઊભો છે !

આજે જીવન દિવ્ય તૃષાથી ધોધ જેમ ઊભરાઈ રહ્યું છે !
આજે કેટલા રસ અને સુધાગંધથી મેં ગ્રીષ્મની પ્રભાતને શણગારી છે !
તારા માટે પવન, તૃણો અને ઝરણાના લયમાં મેં ગીત રચ્યાં છે...
આજે તારા અનહદ સૌંદર્યના સાગરે ઊછળીને મારાં નેત્રોમાં એવી તો વિહ્વળતા જગાડી છે
કે બ્હાવરી બનીને મેં અમરત્વને બદલે માગી લીધો છે તારો પ્રેમ !

કોણ જાણે આજે અભિસાર માટે કેટલી વિહ્વળ થઈ ઊઠી છું !?
તારા બાહુબંધમાં જકડાઈ જવા મેં ઉત્સવ જેટલી તડામાર તૈયારી કરી છે !
વસંતની રાત્રે શૃંગારના દર્પણ સામે ઊભી રહીને એક પછી એક સાડીઓ પહેર્યે જાઉં છું
એક પછી એક બ્લાઉઝના અવગુંઠનને જાણે ખેંચી લઉં છું તારી આંગળીઓથી
ધીરેધીરે તારા મસૃણ હાથને ખેંચીને ગોઠવી દઉં છું મારી છાતી ઉપર
કવિતાના શબ્દો જેમ ગોઠવતી જાઉં છું મારા ઓષ્ઠ ઉપર તારા ઓષ્ઠને
કેશરાશિને પવન સામે ખોલી દઉં છું જેથી તું આલિંગે ત્યારે જોઈ શકે
મારા મુખની રેખાઓમાં તારા સુંદર મુખના પ્રતિબિંબને !

ઓહ ! હું જીવનથી વધુ એટલી બધી ઊભરાઈ ઊઠી છું આ શૃંગારરાત્રિએ –
કે તારા કંઠે મારા બે હાથ પુષ્પમાલા જેમ ગોઠવવા
આખી રાત ઊભી રહી ગઈ છું દર્પણ સામે !

તારા શરીર પરથી ઝાકળનાં ટીપાં ટપકે છે મારા નેત્ર-સરોવરમાં
તારાં નેત્રોમાંથી પ્રગટતો પ્રેમનો અગ્નિ મારા કમલને શ્વેત-રક્ત અને સ્વર્ણિમ બનાવે છે !
આજે મારા વક્ષઃસ્થલમાં તું વસંતના મઘમઘાટથી ઉચ્છ્વસી રહ્યો છે !
આજે વિસ્મયચકિત થઈને જોઈ રહી છું કે કમલની પાંદડીઓ વિકસતી જાય છે ત્યારે
હું ફરી પાછી કુંવારી બનતી જાઉં છું તારા દિવ્ય સૌંદર્યના કોમલ સ્પર્શથી...!

## ચુંબન/યશવન્ત ત્રિવેદી

એણે પ્રથમ વાર મારી નિર્વસ્ત્રતાને સ્પર્શીને કહ્યું
કે તું પૃથ્વી ઉપર સૌથી સુંદર છે !
હું આંખો મીંચી દઈને હસતી રહી –

એણે મારા ડાબા સાથળ ઉપર સ્વપ્નની આંગળીઓથી સ્પર્શીને કહ્યું
કે તું દક્ષિણના ઢોળાવ પરની ડેફડિલની પુષ્પખીણ જેટલી સુંદર છે !
હું ફરી હસતી રહી –

એણે મને શ્વસીને કહ્યું કે તું ગુલાબની સુગંધનો પરદો
મારા ચહેરા ઉપર ઢાંકી રહી છે –
કદાચ તું નામ આપવા ઝંખી રહી છે આ સૌંદર્યની આનંદસમાધિને !
હું ફરી હસતી રહી –

પણ એણે એની છાતીથી મારા વક્ષઃસ્થલને આલિંગી
ત્યારે મને લાગ્યું કે ઉત્તેજિત ગુલાબો સાથે બગીચો દોડવા માંડ્યો છે !
એણે મારાં નેત્રોમાં વિસ્મયથી જોઈને કહ્યું
કે તું દર ક્ષણે શાશ્વતીના સૌંદર્યને ઉઘાડતી પુષ્પિત થઈ રહી છે –

બસ ! તે ક્ષણે પુષ્પમાલા જેમ એના કંઠમાં મેં મારો હાથ વીંટાળી દીધો !
પ્રથમ વાર મારું કુંવારું રક્ત ઊછળી ઊઠ્યું એના ઓષ્ઠ ભણી
ને એણે જીવનથી વધારે સહસ્ર ધારે ઢોળાઈને
મને પૃથ્વી પરનું પ્રથમ ચુંબન કર્યું !

## એક કાવ્ય/ભાવેશ ભટ્ટ

એ નવી રીતે વિતાડે છે હવે,
શબ્દ પણ અર્થો ઘટાડે છે હવે.

હાથમાં મારા તણખલું જોઈને
કેમ દરિયો મોં બગાડે છે હવે ?

જ્યારથી ઘરમાં ફરે છે આ સમય,
દર્પણો માથાં પછાડે છે હવે.

બે ઘડી હું તો વમળ જોતો હતો
તો નદી ખોટું લગાડે છે હવે.

'મન' તને ગમતો નથી એ તું જ છે
હાથ કોના પર ઉપાડે છે હવે ?

## અઢી અક્ષરો.../હરદ્વાર ગોસ્વામી

આંખોના અંકાશમાં, ઝલમલ ઝલકે વીજ.
સપનાંઓ પણ તરબતર, આજ અપાઢી બીજ.

આ ધરતી પર માત્ર એક, છે આકાશી ચીજ.
ચાહત જેનું નામ છે, જે કરશે તે દ્વિજ.

અઢી અક્ષરો ઘૂંટતા, ભૂંસાઈ ગઈ ખીજ.

## નજરના પ્રદેશમાં/યોસેફ મૅકવાન

અણજાણ રસ્તા જેમ નજરના પ્રદેશમાં
ઊડાઊડ ચીસાચીસ પીંછાં ચકરાતાં ચકરાતાં
આંખોના તળાવ પર અણજાણ ગભરું ગભરું મન
બની બ્હાવરું ઊંડું ઊતરે
પાણીના પટ પર તરફડતા કમળને ભાળે
બાળે નવી નકોર હવાને
કંઈ જ ન સમજાય... અને શબ્દોની વણજાર
ભાવનાના અશ્વો પર દડબડ દડબડ અડીખમ ટટ્ટાર રહી
ચકરાતી ચકરાતી વીંટળાય
અર્ધબળેલ ચંદ્ર જેમ આંખોના તળાવ પર અણજાણ
કંઈ જ ન સમજાય...
કમળ કહે પાણીને-પાણી ચીમળાય અને બની બોબડું
બોલે વાણી-ડબક્... ડબક્... ડબક્... ના
રટણમાં બહાવરા મનને તન ભરીને નવડાયા કરે
ગવડાયા કરે...
રાખનાં રમકડાં મારા રામે રમતાં રાખ્યાં રે...
ને ઓગળે રંગ વગરના ફિક્કાફસ અજવાળામાં –
ને મળે શબ્દોની વણજાર કીડીઓના કટક જેમ
ભાવનાના અશ્વો પર ઊભા રહી તળાવકાંઠે પાણી પીએ
બીએ ઉપર બેઠેલા શબ્દો...
હશે ભઈલા હશે... હશે - ની ચાલતી ટ્રેન ઊપડી છે
સદીઓથી... અટકશે તો ક્યાં અટકશે ?
ખટકશે તો કોને ખટકશે ?
ભટકશે તો કોણ ભટકશે ?
લટકશે તો લટકશે એમાં સમય... રંગ વગરના માણસો
જેવા... માણસો તો ચીસાચીસના ટોળા ટુકડા...
એમ સમજવા સમજવામાં બોદા અંધારામાંથી
કંકુવરણા અજવાળાને તોડીફોડી કટકે કટકે બહાર
કાઢવા મથતું... જીવાડવા ગડમથલતું... શબ્દોનું કટક
ચકરાતું... ચકરાતું... વીંટળાયા કરે હાથના પડે પડમાં
જડેજડમાં કંઈ જ ન સમજાય...
ને આ કોઈ પશુની ચીસાચીસનાં પીંછેપીંછાં ઊરે
બૂડે અંધ ખોપરીના સપ્તરંગી ઉજાસમાં...
કંઈ જ ન સમજાય...

## અનંત કોટિથી/યોસેફ મૅકવાન

અનંત કોટિથી હારમાળાઓ દીવાઓની ચાલી આવતી
ઝબૂક ઝબૂક ઝબૂક શ્વાસો ૐની જિહ્‌વા પર
ખખડતા ખાંસતા જન્મજન્માન્તરોના સ્વાદ
ઓ... પતંગિયાંના મુક્તવિહાર... ઊડાઊડ વિચાર
ને શરીરની નદીઓની દીવાલોમાંથી
સળવળ સળવળ શબ્દ-માછલીઓ વાક્યોની હાર થવા
ઉપર-નીચે... આમતેમ... થયાં કરે આંગળિયોના ઍકવેરિયમે.
હવાની કપાયેલી પાંખમાંથી દદડતા સૂનકારમાં
હાંફ્યા કરે તરફડતી અનંત કોટિથી હારમાળાઓ
દીવાઓની વચ્ચે સ્મૃતિઓની સુગંધ જ સુગંધ
વસંતનું મન ખૂલ્યા કરે... ઝાકળનાં મોતીઓની
પ્હેરી માળા પાતળા અંધારા ખરી પડે
કેટલાંય કર્મોનાં અપવ્યયોની જાળમાં આવ-જા
કરતાં કકળાટ અને કલશોર જોયા કરે ટગર... ટગર...
સંતોની ખોપરીઓમાં જડબેસલાક
યુદ્ધોનાં અટ્ટહાસ્યો પડઘાયા કરે ૐની જિહ્‌વા પર
પછી સૂનકાર દદડ્યા કરે એને ચીરતી ઘુવડની ઘૂક
છુક... છુક... થતું છૂ...
હું ક્યાં છું ?
લોહીના લાલ અંધારામાં હાંફતી વેદનાના ઘારામાં-થી
ટપકતું ટપકતું સ્તનોની ખીણોમાંથી ઊતરતું છેક નીચે
ફાટખીણમાં ઝબૂક... ઝબૂક શ્વાસો ૐની જિહ્‌વા પર
ખખડતા સ્વાદમાંથી ફણગા ફૂટ્યા કરે...
પેલી પારનાં અજવાળાં છોલી છોલી આ ગાઢ અંધારમાં
તેજનો છોલ બની ભ્રૂણ તર્યા કરે... અવતર્યા કરે...
મર્યા કરે... પળના ગુંબજમાં ખેલ અનંત કોટિથી
આ અખિલ બ્રહ્માંડમાં તારી-મારી વચ્ચે સ્પર્ધા...
સૂર્ય-ચંદ્ર તારા ગ્રહો નિહારિકાઓની જાળ... વચાળ...
મોટી ખંજવાળ ગોચર-અગોચરની ઘુવડની ઘૂક...
છુક... છુક... થતું છૂ...
હું ક્યાં છું ? - ના ફીણ ફીણ ફાટખીણ વચાળ
અનંત કોટિથી... ૐની જિહ્‌વા પર...

## ત્રણ કાવ્યો/*શૈલેશ ટેવાણી*

### ગંગાતટે - ૧

ગંગાતટે કોને સ્મરું કોને ભજું ગંગાતટે,
આ લીધું જળ ને મૂકું જળ શું તજું ગંગાતટે.

હું તને ક્ષણભર સ્મરું, ક્ષણમાં ભૂલું ગંગાતટે,
રાગમાં તું તરબતર ને ત્યાગ તું ગંગાતટે.

ગંગાતટે હું મૌનમાં તો તું તરંગો થૈ ઊઠે,
આ હસે ને આ રડે તું મુજમહીં ગંગાતટે.

સાવભીની કંદરાઓ, સૂર્ય ઝાંખો ઝંખવાયો,
કોણ કોને શાંત કરતું આ ઊભું ગંગાતટે.

દૂર દૂર છો, મૌન પણ છો, ને વળી અદશ્ય છો,
તો ય રોમેરોમ થઈને રણઝણે ગંગાતટે.

### ગંગાતટે - ૨

જે ભજે તેને મળે છે રોજ શું ગંગાતટે,
પ્રશ્ન મિથ્યા છે જરા જઈ આવ તું ગંગાતટે.

જે બગીચો થઈ ઊભો છે ને વળી પર્વતરૂપે,
કંદરાઓ ખૂંદતો ખળભળ વહે ગંગાતટે.

આમ તો અવ્યક્ત છે ને મૌનમાં પૂરતું નથી,
કેટલું છે તે છતાં ખુલ્લું પરમ ગંગાતટે.

મંત્ર ક્યાં છે, ગાન ક્યાં, જપ-તપ ખૂટે છે ડૂબ,
ડૂબવું સાચા અરથમાં દોહ્યલું ગંગાતટે.

આભ પુષ્કળ, વાયુ પુષ્કળ, હિમમય છે હિમ,
છે સભર, શાને દીસે છે રિક્ત આ ગંગાતટે.

### ગંગાતટે - ૩

આપણે મળ્યા કર્યું ૐકારમાં ગંગાતટે,
સૌ વિરહ પાછા મિલનનાં ડગ ભરે ગંગાતટે.

આ ક્ષણે હરની સમીપે, આ ક્ષણે હરિ સન્મુખે,
આ ક્ષણે સાહિબ મુખે આશિષ સૂણું ગંગાતટે.

આ અનલહક આમ ઊભા કંઈ યુગો પગ બોળીને,
હાક સૂણી આવતો હું પણ ઊભું ગંગાતટે.

હું તમારો મંત્ર બોલું વા તમારું રૂપ લઉં,
હું તમે અદ્વૈત ઊભાં ભેદ ક્યાં ગંગાતટે.

ઘોષ પણ પાછો વળે છે મૌનમાં નિઃશબ્દ થૈ,
મૌન પાછું શબ્દ થઈ ખળખળ વહે ગંગાતટે.

## ક્યાં ફિલસૂફી હોય છે ?/*કિશોર મોદી*

જીવવાનું તાણીતૂસી હોય છે.
રોજ ભોજન વાસીકૂસી હોય છે.

ભીંતને પણ ટેવ એવી ગઈ પડી,
કેમ કે નિત કાનાફૂસી હોય છે.

કોઈ પણ ભોગે 'હું પદ'ને પોષવા,
સૌની કાયમ હુંસાતુંસી હોય છે.

માનવીનો અર્થ એક જ થાય છે,
સંત કોઈ, કોઈ સૂફી હોય છે.

જાતને કિશોર મૂલવવી જોઈએ,
ખુદની ક્યાં એ ફિલસૂફી હોય છે ?

## ટાઈમ બુલેટ/*નલિન પંડ્યા*

તારું લોકેશન ક્યાં ?
ક્યાં છે ? ક્યાં છે તું ?
તારો મોબાઈલ ધ્વનિ સાંભળી રહ્યો;
ભાગંભાગી ચાલે છે, OK !
દોડું છું, દોડું છું કિનારે કિનારે OK !
આપણી વચ્ચે પકડદાવ ચાલ્યા કરે !
ઈ-મેલ નંબરો ભૂંસાતા જાય;
wwwdotcom yahoo, આવું છું OK !
શહેરને ગમે તે ખૂણે રાહ જોયા કર !
મારી સંમોહક શ્રદ્ધાના દીવડા ઝગમગે છે
એક પછી એક બુલેટ વાગ્યા કરે છે !
છતાં બુલેટપ્રૂફ શરીરને
કશી અસર થતી નથી.
લગામ વિનાનો ઉછૃંખલ ઘોડો
ચાબૂકના ફટકા સહન કરે જાય છે
સેલ્ફ ટ્રિગર પરથી
ટાઈમ-બુલેટ વછૂટ્યા કરે
કોણ કોને ઓળખે ? તું ક્યાં છે ?
ક્યાં છે ?
તારો રણઝણતો અસબાબ
હજી તારું સરનામું
ક્યાંયથી મળતું નથી !
શહેરના તારા સઘળા ખૂણા
તારું વિલોપન કરનારા જ ને...?

## આપણા સંબંધ નોખા/*ઈશ્વર સુથાર*

શ્વાસ નોખા આપણા સંબંધ નોખા !
હોડમાં મૂક્યા પછી એ બંધ નોખા !

હોય છે સંજોગ પણ અળવીતરા
ના રહે લોહી મહીં અકબંધ નોખા !

શ્લોક જેવા બોલ પણ ક્યાંથી મળે ?
ક્યાંક તો શબ્દો થકી નિબંધ નોખા !

સ્કંધ પર કાવડ રહી માબાપની પણ
એ શ્રવણથી સૈનિકોના સ્કંધ નોખા !

વિશ્વના આ વિકલાંગો દેખ 'શિલ્પી'
સૂર ને હેલન મળ્યાં એ અંધ નોખાં !

## મારા હૃદયમાં/*રિયાઝ દામાણી*

કૈંક ઈચ્છાનો ઘણોયે ભાર મારા હૃદયમાં
એક સુંદરતાભર્યો આકાર મારા હૃદયમાં.

'સાવ ભૂલી જા' કહીને દૂર ચાલી તું ન જા,
નીખરી જો, કેટલો છે પ્યાર મારા હૃદયમાં !

ખૂન મારી લાગણીનું ભરબજારે થઈ ગયું
ત્યારથી બસ દર્દની વણઝાર મારા હૃદયમાં.

ચોતરફથી રિક્તતા ખાંગી બનીને ત્રાટકી
વરસતા નિઃશ્વાસ અનરાધાર મારા હૃદયમાં.

કોઈનો સહવાસ થોડી પળ મને જો સાંપડે
જીવવાની આશનો ધબકાર મારા હૃદયમાં.

## જયન્ત પાઠકને નરસિંહ મહેતા અવૉર્ડ



આદિકવિ નરસિંહ મહેતા   કવિશ્રી જયન્ત પાઠક

'આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિ ટ્રસ્ટ' દ્વારા વર્ષ ૨૦૦૩નો નરસિંહ મહેતા અવૉર્ડ આગામી શરદપૂર્ણિમાએ સૂરત ખાતે કવિશ્રી જયન્ત પાઠકને અર્પણ થશે. નિર્ણાયકો હતા : સર્વશ્રી નિરંજન ભગત, તખ્તસિંહ પરમાર અને હરિશ્ચંદ્ર જોશી. ડૉ. જયન્ત પાઠકને અભિનંદન.

## ગીત/વિનોદ ગાંધી.

વાણીમાં વૈરાગ ભળે ને પાણીમાં નિર્મમતા,
એવા માણસ મોતીને પણ છીપલાં જાણી રમતા.
રાખ, લાખ કે ધૂળમૂળ કે
ગગન, ધરા કે ઢોલ,
ૐ, રોમ કે પ્રલાપ, પિંગળ
સઘળું પોલમ્ પોલ;
અંદરથી ઊઘડેલા જણને દ્વાર ભીડેલાં ગમતાં,
એવા માણસ મોતીને પણ છીપલાં જાણી રમતા.
વહી જવું કે ડરી જવું કે
ઊગી જવું કે ખરવું,
અધવચ અટકેલા રહેવું કે
ડૂબી જવું કે તરવું;
આરપાર નીકળેલા માણસ એથી ઉપર ભમતા,
એવા માણસ મોતીને પણ છીપલાં જાણી રમતા.
રોકો, ટોકો, અટકાવો કે
આણ આપો ઈશ્વરની,
ગતિ કોણ અટકાવી શકશે
પમરેલા અત્તરની ?
ગગનપાર પહોંચેલાં વૃક્ષો નમીનમી ક્યાં નમતાં ?
એવા માણસ મોતીને પણ છીપલાં જાણી રમતા.

## હેતની હેલી/બારીન મહેતા

એના તે હેતની હેલીની વાતો શેં થાય,
હોઠે આવે ના પણ હૈયામાં હાલક વાય.

નાનેરો જીવ પણ ઊંચેરી પહોંચ,
વાંસળીના સૂર મહીં ઝાઝેરી હોંશ;
પહોંચ અને હોંશ આખર માખણમાં જાય...

નાનેરી આંખ પણ આકાશી રંગ
હોઠે હો સ્મિત અને ટીખળી ઉમંગ
ઘૂંટી આંખ અને સ્મિત રાધા ગીતે રેલાય...
એના તે હેતની હેલી...

## થોડું મલકજો/લાલજી કાનપરિયા

સમીપે છો ત્યારે મધુર રવ સંભાષણ કરી
તમારા કર્ણોમાં ગુસપુસ કરી વાત તમને
મજાકોથી એવા અધિક શરમાવી દઉં, પછી
તમારા બે ગાલો થઈ રતૂમડા ફૂલ સરખા
રહે સોહી રૂડા; લઉં ત્વરિત ચૂમી અધરથી !
અને સ્પર્શે ભૂખી સતત તરસી અંગૂલિ થકી
તમારાં અંગાંગે સ્પરશથી પરેશાન કરીને
હજી પાસે છો ત્યાં શ્વસી લઉં જરી વેળ વીતતાં.

જશો છુપાઈ કો' અપરિચિત ખૂણે નગરમાં
અને વસ્તીભીડે જઈશ ડૂબી હું યે પરવશ.
પછી તો અંધારાં સઘન વરસીને સમયનાં
જશે તાણી લીલાં પ્રણયવન મારાં અધખીલ્યાં !

કદી પંથે સામા શિશુ ચલવતાં અંગુલિ થકી
મળો ભાવિમાં તો સ્મરણવશ થોડું મલકજો !

## બે ઘડી મરતો હશે/ચંદ્રેશ મકવાણા 'નારાજ'

એય આદમ જાતથી ડરતો હશે
એટલે એ આભમાં ફરતો હશે.

જાતના સર્જન થકી છેટો પડી
એય પશ્ચાત્તાપ તો કરતો હશે.

રોજ રાતે ચેનથી રોયા પછી
એ સવારે ભેજ થઈ ખરતો હશે.

એટલો વિશ્વાસ તો કરવો ખપે
એય બાકી બે ઘડી મરતો હશે.

સો ટકા, 'નારાજ' મારી આંખમાં
એ જ રાતો રંગ થઈ તરતો હશે.

## ગઝલ/સતીન દેસાઈ

મોજમોજ ના તારે તો પણ, ખૂટે ના ઊંડાણોનું બળ, પળમાંથી પળ છૂટે.
પરપોટોયે પામી જાતો ક્યાં છે એનાં વિસ્મયનું તળ, પળમાંથી પળ છૂટે.

મનના ગઢને ભેદી છેદી મુઠ્ઠીમાં બીડીને અટકળ, પળમાંથી પળ છૂટે.
હોવાના સાતે કોઠાને છોને સજ્જડ ભીડો ભોગળ, પળમાંથી પળ છૂટે.

સાવ વચોવચ ધડકનની ને લેશ નહીં આગળ કે પાછળ, પળમાંથી પળ છૂટે.
સાવ અચંબિત ભાળે પળપળ, થીજેલા શ્વાસોનાં જળજળ, પળમાંથી પળ છૂટે.

અમથું અમથું વિસ્તારીને દરિયો વાદળ આંસુ ઝાકળ, પળમાંથી પળ છૂટે.
સ્વયં રચેલી હદ અનહદને છલ્લાંગીને ક્યારે અધપળ, પળમાંથી પળ છૂટે.

અંધારાં અજવાળાં વચ્ચે છો ખેલાતું જુગજુગનું છળ, પળમાંથી પળ છૂટે.
સૌ ભ્રમણા ને રમણા વચ્ચે અગમઅગમનું આંજી કાજળ, પળમાંથી પળ છૂટે.

પર્વતને સાગરની માફક બંધાઈને છૂટે ક્યાંકે છૂટીને બંધાતી.
આમે સઘળી અવઢવ વચ્ચે પારપાર ઓગાળી ખળખળ, પળમાંથી પળ છૂટે.

અંદરબાહર મોજમોજના વણઝારાની જેમ વછૂટે અર્થ વિનાના તળમાં
આખર કોઈ બેત-બેતના પૂરા કરવા અંજળઅંજળ, પળમાંથી પળ છૂટે.

તીર સમું છૂટીને ક્યારે, વીંધીને વંચાતી એના નિશાનની બેતાબી,
બંધ લિફાફામાં લ્હેરાવી વણબીડેલો કોઈ કાગળ, પળમાંથી પળ છૂટે.

દર્પણ દરિયા ચ્હેરા વ્હાણો સૌને રદબાતલ કરતા આ દસ્તાવેજો રણના
તારવવા કોના સગપણને જનમજનમનું લૈને મૃગજળ, પળમાંથી પળ છૂટે.

ઊંડાણોમાં ઊતરી ખોડી જાત-જાતને ઓગળતી ક્યાં મૂળોની સમજણમાં ?
વણઝંઝેડે ખેરવવાને પાત-પાતને સાવજ નિર્બળ, પળમાંથી પળ છૂટે.

## ગઝલ.../સતીન દેસાઈ

અંદર બાહર ક્યાંય કશુંયે ના ખેલાશે મનવા.
ક્યાં લગ તારું હોવુંયે અમથું પડઘાશે મનવા.

અચરજની વેળાની ખુશબૂ શ્વાસ છલોછલ પીજે.
વીતકનાં ફૂલોનાં અત્તર ના છંટાશે મનવા.

યુગયુગ વીતી જાશે તારી પ્રતિકૃતિ ઘડવામાં
નક્કર બાબત પાયાની ક્યારે સમજાશે મનવા ?

હિઝરતની કે બ્હારવટાની ફરજ પડે ના કોઈ.
લાગણીઓનાં મૂળ સુધી જો તું ખોડાશે મનવા.

ખીલી ખરીને અજવાળાંઓ ચ્હેરા શાને બદલે ?
અંધારામાં ઊંડે ઊંડે સૌ પરખાશે મનવા.

પર્વતની માફક સંકલ્પો અભેદ નિશ્ચલ મળશે.
તું એવા તારણમાં અંતે તૂટી જાશે મનવા.

મત્લા ને મક્તાની વચ્ચે ક્યાં લગ અફળાવાનું
કસબી સાચો શબ્દ વિનાયે ગઝલો ગાશે મનવા.

## વસંતનો ચહેરો/*હિતેન્દ્ર જોશી*

હેમંતનું હિમ
રાત્રિનો ચહેરો જેમ
દિવસે ભૂંસાય તેમ
ઓગાળી રહ્યું છે ને
વસંતને સુગંધનું પૈડું મળ્યું,
રાત્રિએ બીડાયેલ ગુલાબનાં પોપચાંમાં
તડકાનો ચહેરો ખીલી ઊઠ્યો ને
ગુફામાં સંતાડેલું આકાશ
ખિસ્સામાં ભરીને
નગરમાં ફરીએ છીએ તો
છોગું લગાડ્યું હોય તેમ
બધાં જોયાં જ કરે ને
વાંદરાની પૂંછડીમાં સંતાયેલી,
પવનની આંખો,
વૃક્ષોની ગુફતેગૂ સાંભળવા,
ટગર ટગર જોયા કરે ને
મદારી ડુગડુગીમાં
વસંતના હૈયાની વાણીને,
બન્ને હાથે
નગરમાં ચોરે ને ચૌટે
ટોળાં ભેગાં કરીને
બજાવી બજાવીને સંભળાવે ને
વાઘના નખ જેવું કોયલનું સ્મિત
વસંતનો ચહેરો જોવા
હિંસક આંખે,
તડપી રહે........

## ચરૈવેતિ ચરૈવેતિ
*રાધેશ્યામ શર્મા*

કાબરબાઈ
પાછળ બે હાથ દબાવી
વર્ગમાં તપાસાર્થે ઘૂમતી
માસ્તરાણી જેવી વરતાય
પણ ચણ કે જીવજંતુની
ખોજની એ દિવસ દરમ્યાન
ચાલતી જ રહે
ઊડતી જ રહે
ઊડીને થાંભલાના
વીજતાર પર હેંકુક ખાય
તાર પર પદનહોરનખ ઘસી
સ્વચ્છ પણ થાય
તારમાં ભંડારાયેલી વીજળી
ચોરસોનો આંચકો આપે
નથી એની તમા એને કદી
એક જ ધ્યેય
એક જ લક્ષ્ય
અવિરત તપાસ
વિશાલા ખાદ્યની વિશ્વવર્ગમાં
ઠીબ કે ઝાબળામાં સ્થિર જળ
પેયની
ચરૈવેતિ ચરૈવેતિ
બસ પાછળ બે હાથ રાખી
ભમ્યા કરતી
ઊડ્યા કરતી
બાઈ તે...

## પગલીનો પાડનાર
*રાધેશ્યામ શર્મા*

પર્વતો
વચ્ચે પથરાયા છે
હિમના હેમમઢ્યા પટ્ટા
બ્રેડ પર બટર મસ્કા
ના કોઈ જોનાર
ના હોય ચાખનાર
થીજી થીજીને
થાકી ગયા છે હિમપાટ
કદાચ અથડાવા આવશે
પાર્વતીની હેમખાટ
આવશે પાછળ પાછળ
ભીલડી મુગ્ધ
ભોળા આશુતોષ
મારદડી રમવા
ઉમા સંગાથ
અથવા આવશે
દ્રૌપદી
હેમાળો ગાળ્યા બાદ
કેવળ અર્જુન અર્જુન ગાતી
બધી ધારણાઓ
હિમપટની
પગલીનો પાડનાર અહીં
પવન વિના
છે જ નહીં.

## ધોળા ધોળા ઘોડા/*પ્રવીણ પંડ્યા*

અવારનવાર
આવીને ઊભા રહે છે
ખરીઓની ટાંપથી
મનના સુનકારને તોડતા
ધોળા ધોળા ઘોડા.
નથી પીઠ પર જીન
મુખ પર લગામ
કે
આંખોમાં ચાબુકનો ભય.
એ લાકડાના હોત
તો 'ટ્રોજન હોર્સ'ની જેમ
શત્રુનો ગઢ જીતવાની રણનીતિમાં કામ આવત.
એ પિત્તળના હોત
તો ચાર રસ્તે મુકાવી
નગરની શોભા વધારત,
એ સોનાના હોત
તો મંદિરમાં સ્થાપી
એની પૂજા-અર્ચના કરત.
પણ
આ તો નખશિખ સાચેસાચા
ધોળા ધોળા ઘોડા છે
જે અકારણ આવીને
મારા આંગણે ઊભા રહે છે.
એ તરસથી હણહણે છે ત્યારે
અંધારિયા કૂવામાંથી
ડોલમાં સિંચીને લાવું છું
મધ્યાહ્નનો સૂર્ય,
એમની તરસ છીપાય છે ત્યારે
મારી ભીતર જળાહળા તેજ વ્યાપે છે
મારું મસ્તક ઊંચકાય છે
એમની કેશવાળી જેમ
મારા વેરવિખેર વાળ હવામાં લહેરાય છે,
અને ત્યારે !!!
સ્મિત ફરકાવતા
મારા આંગણેથી ઊપડે છે
ધોળા ધોળા ઘોડા.

## અસવાર/*જગદીશ ધનેશ્વર ભટ્ટ*

આવે કો અસવાર.
ધસમસતો તેજોમય વેશે આવે નગર મોજાર.
આવે કો અસવાર.

ઉગમણા આરે જો છલકે ઝળહળતો રૂપરાશિ !
પાંદ પાંદ વિલસે છે કેવાં તેજ અહો અવિનાશી !
ઝાકળનાં પુષ્પો પહેરીને જાગી ઊઠી સવાર,
આવે કો અસવાર.

વ્યોમ વિહારે લથબથ એવી વાદળીઓને તેડે,
ઘૂઘવતા રવ-સાગર સંગે મનગમતા સૂર છેડે,
નાદ કિનારે રમતી નદના ચૂમે હોઠ ધરાર.
આવે કો અસવાર

પંખીની પાંખો પર એના રંગ બિલોરી ઝળકે,
મલકાતાં એનાં નયનોમાં હૈયાનો રસ છલકે,
હળવેથી પંપાળી પ્રેરે ઊઠવા અપરંપાર.
આવે કો અસવાર.

## કેટલા/*મેહુલ ત્રિવેદી*

એક પદવી, એક ટેબલ, એક હું, બસ - કેટલા ?
રોજ પીતાં ખૂબ તરસાવે બધા રસ કેટલા ?

આમ ઝૂલો તેમ ઝૂલો કૂદકો મારી ચડો:
એકસરખા ખેલમાં આ રોજ સરકસ કેટલા !

ઊગવાની રોજ સૂરજને હવે ભારે શરમ
છે ઉઘાડાં ક્યાંક તરકટ, ક્યાંક ફારસ કેટલા ?

સો ગણા જ્યારે અને જ્યાં જે થતાં ત્યાં એમને
પૂછજો ક્યારેક તો કે દસ અને દસ કેટલા ?

## બે ગઝલ/સુરેશ ઝવેરી 'બેફિકર'

૧.

રોજ પડે ને હા-ના ના કર,
પંચકમાં તું વાદા ના કર.

પરસેવો તો મેં પણ પાડ્યો,
અત્તરના તું દાવા ના કર.

નકશાને શું કહેશું જઈને
અડધે રસ્તે ફાટાં ના કર.

માંડ થયા છે ભેગા લોકો
અફવા સાથે ચાળા ના કર.

લાખ નિરાશા લઈ બેઠો છું,
ચોક્કસ ચોક્કસ આશા ન કર.

પ્રેમ કરું છું કીધું એમાં
અઘરા પ્રશ્નો ઝાઝા ના કર

શોભા ખાતર પણ રહેવા દે,
લીલા તોરણ પાછા ના કર.

૨.

સ્હેજમાં છલકાય છે, સમજો જરા,
આંખ રાજી થાય છે, સમજો જરા.

એક સાથે કેટલાં ખેંચી શકું,
શ્વાસ પોરો ખાય છે, સમજો જરા.

મોગરાનાં ફૂલ છે, પંપાળજો;
કેમ અત્તર થાય છે, સમજો જરા

હાથ પકડી હાથમાં બેઠાં પછી
નાડ છટકી જાય છે, સમજો જરા.

વાટ કાળી મેશ થઈ ગઈ 'બેફિકર'
તેજ ક્યાં સમજાય છે, સમજો જરા.

## જોયું છે/મનીષ પરમાર

તમારી આંખનું તોફાન જોયું છે,
ફરકતું લાગણીનું પાન જોયું છે.

ઘણી લીલોતરીને ભોગવી લીધી -
ઘણી વેળા અમે વેરાન જોયું છે.

ખરી પડતું દિવસના શ્વાસમાંથી પણ -
સપનમાં મોતનું ફરમાન જોયું છે.

ગઝલ જેવું મને પીડે હૃદય-અંદર,
હૃદયમાં શબ્દનું સંધાન જોયું છે.

મનીષ પંખી તરફડી ભોંય પર પડતું,
અમારા કાળજે નિશાન જોયું છે.

## પીડા છે વહાલી !/જિતુ પુરોહિત

આટલી જાહોજલાલી,
સાવ ખાલીખમ છે પ્યાલી.

કોઈ ક્યાં ગમતું હૃદયને;
એક પીડા છે વહાલી.

સર્વ ખુશાલી જીવનને;
દઈ ગઈ છે હાથતાલી.

દર્દની મોસમ ચમનમાં;
આ વખત કેવી છે ફાલી ?

ચોતરફ સ્મરણો જ સ્મરણો;
તું ય બે ગજવામાં ઘાલી.

શ્વાસની સુંદર ક્ષણો તો;
હોય છે પાલી બે પાલી.

## બે ગઝલ/*રિષભ મહેતા*

૧.

એ પહેલાં કે કોઈ કહે - 'હટ', પાછા વળીએ,
આખ્ખી આ પેઢી છે નફ્ફટ, પાછા વળીએ.

અહિંયાં બાળસહજતા બાલિશતા ના ચાલે,
દુનિયાની દૃષ્ટિ છે પાકટ, પાછા વળીએ.

સૌએ સમજુ, સૌએ શાણા, સૌએ ડાહ્યા,
કોણ બચ્યું છે અહિંયાં નટખટ ?! - પાછા વળીએ.

સૂરજ આખ્ખે આખ્ખું ચોમાસું પી જાએ,
કેવો ધરતી પર પાડે વટ ! પાછા વળીએ.

જીવ તમારી હાલત કેદીના જેવી છે,
હોય ભલે ને સોનાનું ઘટ, પાછા વળીએ.

જોઈ તમાશો મારા મૃત્યુનો એ બોલ્યાં -
'નાટક તો છે; પણ ક્યાં છે નટ ?' પાછા વળીએ.

૨.

બંધનો તોડ્યા પછી પણ જંપ ક્યાં ?
આપને છોડ્યા પછી પણ જંપ ક્યાં ?

બિંબ તારું છે અખંડિત આંખમાં
દર્પણો ફોડ્યા પછી પણ જંપ ક્યાં ?

રોમરોમે સ્પર્શના બાહુની ભીંસ
આંગળી છોડ્યા પછી પણ જંપ ક્યાં ?

ટેરવે ટંકાર ગમનો ઝણઝણે
તારને તોડ્યા પછી પણ જંપ ક્યાં ?

કંઈક પાછળ રહી ગયાની વ્યગ્રતા
સાત ભવ દોડ્યા પછી પણ જંપ ક્યાં ?

ત્રાસ કેવળ શ્વાસનો માન્યું; છતાં -
શ્વાસને છોડ્યા પછી પણ જંપ ક્યાં ?

## ફૂલની દુનિયા/*પ્રફુલ્લા વોરા*

જાળવી લેજો, મુલાયમ છે અમાનત ફૂલની,
રૂપ-રેખા ને સુગંધી છે નજાકત ફૂલની.

જો ખુશી, ગમ કે વ્યથા ચારે તરફ ઘેરાય, તો -
ભીની ભીની યાદ આવે છે સખાવત ફૂલની.

મંત્ર એનોઃ 'ઘા સહે, પણ ના કરે ઘા કોઈ પર,'
એટલે દુનિયા સ્વીકારે છે કહાવત ફૂલની.

હોય મસ્તી ઉરમાં ને શબ્દ પણ બોલે નહીં,
તો ય કેવી આ મજાની છે શરારત ફૂલની.

દોસ્ત, નાતો એની સાથે બાંધવો સહેલો નથી,
જખ્મથી રંગીન લાગે છે શહાદત ફૂલની.

## સવાર/*ભગીરથ બ્રહ્મભટ્ટ*

શ્રીગણેશનાં કંકુ શ્રીફળ મંડપમાં વરઘોડો
તમસબાઈ તો કંકુજળમાં ભીંજાણી ભૈ લ્યો !

પૂરવમાં બાજોઠિયા ઢાળ્યા
પંખી માંડ્યાં ગાવા જી
જળ સોનેરી માથે રેડી
કુંવરી બેઠી નાવા જી

આભ ઝરે જે મોતીડાં ઈ હથ્થેલિયુંમાં ઝીલો
રાતામાતા ઢોલ ઢબૂકે
મીંઢળ નજરું બાંધે જી
શુકન જોઈ સાજનમાજન
પીઠી પાંપણ સાંધે જી
ઝાડ જનેતા, ડાળી સૈયર પ્હાડ જનક થઈ ઊભો.

# ચાર ગઝલ / અશરફ ડબાવાલા

## ૧.

કાગળમાં કલ્પનાને સોળે કળા થવું'તું;
શબ્દોના પથ્થરોને ત્યારે ખુદા થવું'તું.

કંઈ પણ હું ના હતો તો કોઈને ક્યાં પડી'તી ?
હું શ્રી થયો કે તરત જ સૌને સવા થવું'તું.

વહેંચાઈ હું ગયો છું જળ ને વમળની વચ્ચે;
નહિતર કમળની ભીતર મારે ફના થવું'તું.

એના કદમ કદમ પર સૌ ચાલવા મથે છે;
જેને બધી જ વાતે સૌથી જુદા થવું'તું.

અણજાણ્યા દેશના કાં શણગાર થઈ ગયા છો ?
અશરફ ! તમારે ઘરની આબોહવા થવું'તું.

## ૨.

રહું છું પલાખાની બારા ને બારા,
છતાં મેળવું છું હું તાળા ને તાળા.

હું માણસ થઈ માણું છું વધઘટ સમજની,
ને સંતો બિચારા છે શાણા ને શાણા.

ખજૂરો હશે તો ના સીવીશું પ્હેરણ,
નકામા ભલે જાય તાકા ને તાકા.

થયા'તા ફકીર જે નગરચર્ચા જોવા,
હવે ઘરમાં પણ છે એ બાવા ને બાવા.

જવાનું જ્યાં ટાળે છે મુલ્લા ને પંડિત,
અમે તારા જોયા ત્યાં ધામા ને ધામા.

મને એમ કે મેં વણી લીધી ચાદર,
ને જોયું તો એમ જ છે ધાગા ને ધાગા.

છતાં અડધાપડધા મળે સૌને અશરફ,
ભલે કોઈ પાસે છે આખા ને આખા.

## ૩.

તપ અને માગું તજીને જોઈ લો,
ઘર તરફ પાછું વળીને જોઈ લો.

એક સૃષ્ટિ છે પરિઘની બ્હાર પણ,
કેન્દ્રમાંથી જો ડગીને જોઈ લો.

જે નથી અંગત નિકટ કે ખાનગી,
એ હવે સૌનું ગણીને જોઈ લો.

લાગણીની સરહદો છે ક્યાં સુધી ?
કોઈના મનમાં વસીને જોઈ લો.

સાવ ખાલી પાત્ર કોના કામનું ?
એટલે અડધું ભરીને જોઈ લો.

એમ પણ ખેંચાણ વધતું હોય છે,
ઓટની જેવું ઘટીને જોઈ લો.

આ બધા શબ્દો ને સઘળી વંચના,
હાથમાં લેખણ ધરીને જોઈ લો.

## ૪.

મૌનનું અંગીકરણ નાખી દીધા જેવું નથી,
શબ્દનું પાણિગ્રહણ નાખી દીધા જેવું નથી.

સ્વપ્નમાં જો આવ તો એની મજા કંઈ ઔર છે,
પણ અમારું જાગરણ નાખી દીધા જેવું નથી.

હઠ અમારી છે ભલે અનમોલ તો પણ એમનું,
હા-ના વચ્ચેનું વલણ નાખી દીધા જેવું નથી.

એ તો છે અનહદ ને ઓજલ એનો મહિમા છે છતાં,
સહેજનું પ્રકટીકરણ નાખી દીધા જેવું નથી.

સાંજના ખાલીપણા સામે ઝઝૂમે છે સતત,
એમ તો એનું સ્મરણ નાખી દીધા જેવું નથી.

# મૃત ખેડૂતનો છાતીલેખ/*બારીન મહેતા*

(સ્વ. કવિશ્રી રાવજી પટેલને અર્પણ)

મારી આખી ઊંઘનું ખેતર સાવ નોંધારું
કોઈ કહેતા મુજને
ભાગ્યું ક્યાં એ અજવાળું પરબારું ?
હું હવે કલમ દેશને સીમાડે બેઠો
મમળાવું કંઈ સ્પર્શ
ખખડાવું આ મનના સમય-ગ્રામનાં વર્ષ
મારગ એમાં વીંટળાયેલા ગોટમોટ થઈ
લોકો એમાં ચીતરાયેલા લોથપોથ થઈ
દડબડ દડબડ તોખારોની હાર સામટી
ભાલા બરછી તીર અને તલવાર લઈને
ઈતિહાસના મૌન કને શી બાંગ થઈને
સવારના એ કૂકડા જેવું બોલે
સુણી પ્રભાતી રાગરાગિણી કલમ થરથર નાચે
શબ્દકંપના લયહિલ્લોળા
ઊડે લાગણીઓનાં કપોત ભોળાં
આંખો ફાડી જોતાં
જોતાં કમળપૂજાની ઘટનાઓની વાવ
વાવમાં કેડસમાણાં પાણી
મારી જરી ના પલળી પાની
સગા લોહીથી ખળભળ વાચા આણી
તો ય જરી ના પલળી પાની !

મેં મારા આ સગા હાથથી સમય ખોતર્યોઃ
વાવ પગથિયે બેસી
મારી આંખોમાંથી દૃશ્યો કાઢી
ખંખેરીને મેલીઘેલી દાઢી
આંખ સમાણાં પાણી પાછળ છુપાયેલા મને નોંતર્યો :
ચાલ, સજી લે જાત
અને ઘૂંટી એકડો પાટીમાં
નોંધી લે આ વાત :
ઊંઘ હવે તો સ્વપ્ન પરીની આંખો.
ઊંઘ હવે તો ઇચ્છાવનનો કેડો ઝાંખો-પાંખો
ઊંઘ અહીં આં તરફડફડતી હવે ગરોળી પૂંછડી
ઊંઘ હવે આ લસરક સરતી વાતોની પિપુડી
હાથવગું અહીં જે કંઈ લાગે
પિપુડી રૂપે અમને વાગે
સરકી જાતી રેતી જેવી પળ
ચડે સતત વાતોને વળ
વળનો છેડો ક્યાંય મળે ના
વળનો કેડો ક્યાંય વળે ના
હાથ ચડી મેં ખૂરપી વીંઝી
કંઈ કીધ દાતરડાના ઘા
વળનો છેડો
વળનો કેડો
ક્યાંય મળે ના
ક્યાંય વળે ના
મારી પહેરણ ઢાંકી કાય
જાણે વનમાં લાગી લ્હાય
લાવો, લાવો, ટાઢક આપો
આપો, આપો મોલ ભરીને
સુંવાળપ શી ઊંઘો આપો
વીજદીવાને અજવાળે અહીં ઢોલ વગાડો
પ્રકાશવેગી વિચાર ધરબી બંદૂકે
આસપાસ આ વેરાયેલી ઊંઘને સાંધો
અડિયલ ટટ્ટુ જેવા પડ્યાપાથર્યા વેશ ઉતારો
મારગ આડા ઊભા સઘળા ભભકા ભૂંજો.....

*

મારગના સહુ ભભકા ડામરમાં જઈ
અગડંબગડં જાદૂના કંઈ ખેલ કરાવે
ઊગી જતાં સહુ પગલાંઓને
આંગણ આખું ડમરાતું રે રોજ ડરાવે
ગંધાઈ ઊઠેલાં ઊંઘ કણસલાં
મનને ખૂણે ખૂણે ફેલાયાં
ફેલાયાં કે
અમરત શમણાં મારાં
વાણીનું જળ થઈને રેલાયાં
રેલાયાં કે
છૂટ્યો રે ભાઈ છૂટ્યો
એનઘેનનો દીવો છૂટ્યો

પથ્થર પાછળ ધરબાયેલી
એક બૂમનો જથ્થો ફૂટ્યો
તે ધસમસ
  ધસમસ
ધસધસતાં કંઈ કંઈ પથ્થર-ટોળાં
ચારેકોરે કર્મરૂપે વેરાયાં
યુગયુગથી કેદ થયેલા જળમાં
જાણે ઊઠી ગયા ફરફોલા
ફરફોલે ફરફોલે ભટકે ચીસ
પવન પુરાણા અઢળક લાવે ભીંસ
ને મારી પાંપણ પરથી ખરી પડે હડપ્પા
એની ગલીગલીમાં મડદાં બેઠાં થાય
ભર્યા ચોકમાં શંખણીઓ બદલાનાં ગીતો ગાય
કપાયેલી આંગળીઓ તલવાર ઘુમાવે
છોલાયેલાં ચરણો લડતાં લડતાં રાજ ડુલાવે
સંસ્કૃતિનો પડછાયો ભૈ હરખપદૂડો સિક્કા ચૂમતો
ઈતિહાસ બિચારો માથે લઈને દાવ, ઘૂમતો
લબલબ ચાટી જૂની હવાને
સૂર્ય અકોણો લ્હાવ ઝૂમતો
વૃદ્ધજનોની લાકડીઓમાં
ઓરમાન સંતાન સરીખો કાળ ઝૂઝતો
મારી કલમ હવે ઊછળતી
આડાઅવળા અખ્ખરમાં થઈ
સતને મળવા પળતી
વચ્ચે સલ્તનતોના ચીલા
વચ્ચે માણસ માથે ખીલા
વચ્ચે રાજાઓની ક્રીડા
વચ્ચે અઢળક માણસ-પીડા
વચ્ચે ધરમધજાના વહેળા
વચ્ચે જલદ મશાલી ચહેરા
અનુભવું કે
મારી આખી ઊંઘનું ખેતર ખેડાયું પણ
બીજ મહીંથી ચોરી લઈને પાથર્યું સૂકું રણ !

*

હું હવે આ રણમાં, રણની ધૂપ
હવે ટેરવે ફળફળતો ઊઘડતો વ્રણનો કૂપ
કૂપમાં દશ્યે દશ્યે ભડકા
ભડકે ભડકે ભીતર ફણગે સણકા :
ચરણ આલીને મારગ ઝૂંટવ્યા
હાથ આલીને અમરત છીનવ્યા.
હૈયે ગોરંભાતો પ્રેમ છતાં ય નફરત તળમાં ખૂંપ્યા
મનમાં જીવવાનાં અરમાન, અરે એ કોણે લૂંટ્યાં ?
સણકે સણકે ઝાળ વાગતી
અંધકારની મૂળ દિશાની ભાળ માગતી
એકલતાનો ગઢ તૂટે
ને ઈતિહાસની રગમાં ધકધક હું સરકતો.
હું હતો ફૂલોની સૌરભ, મને સેરવી કોણે દીધો ?
શાંતિવનનો વાસી હું, વાસ ઝૂંટવી કોણે લીધો ?
દશે દિશાઓ ગૂપસૂપ ગોથાં ખાય
માટીનાં સહુ સંતાનો રે, ભૂખ-તરસના ગડથોલે ખરપાય
તો યે કેમ કશું ના થાય ?
પ્રશ્ન રહે છે
પ્રશ્ન દહે છે
પ્રશ્ન વહે છે
વેરણછેરણ દશ્યોના આ ઢગલામાં
નપૂંસકી સહુ ચર્ચા વચ્ચે કાળ કહે છે પગલામાં
આરણકારણ શોધ્યા વિણ હું જંપું નહીં
નરાધમ આ ક્રિયાકાંડનાં
મૂળિયાં છત્તર બાળવા લગીરે ય હું કંપું નહીં
ચાલ્લે, મારી કલમ નઠારી
લોહીને આંગણ રમતી ?
લોહીના કાગળ
લોહીના અખ્ખર
લોહીલીલામાં ભમતી ?
હું અવાચક
કાળબબૂચક કોઠાના ચકાવા વિશે
ચારેકોર ભાળું
ભ્રમના કિલ્લા તૂટતા દિસે
ખડડ ધડડ પથ્થરના કંઈ ધોધ વરસતા
કોટ-કાંગરા-દરવાજા ને સઘળી ડેલી
કંકુવરણી કંઈક કથાઓ
હથેળિયુંની મૂંગી મૂંગી લંબાયેલી કંઈક કતારો
પાંસળીઓની જાળ-ફસાયા પંખીની તરફડતી પાંખો
ડરી ચૂકેલા જ્વાળામુખી જેવી આંખો,

'આ કિલ્લાઓ બાંધ્યા કોણે ?'
ફરી પ્રશ્નનું ચક્કર;
'માણસનાં માથાં વાઢીને રાંધ્યાં કોણે ?'
કોણે ?
કોણે ?

*

ઘેરી વળતાં પૂર મૌનનાં
અખ્ખર માળા હવા બનીને અડતાં
સામા પૂરનું મૌન છેદતાં તરતાં
પ્રશ્ન સીધો ને સટ
ઉત્તર ખોળો ઝટ
સટ-ઝટ વચ્ચે જામી પડતું યુદ્ધ
ઘમસાણ મચ્યું કાંઈ
રમખાણ મચ્યું કાંઈ
ત્યાં તો
સાવ અચાનક બંધ થયા દેખાતા અખ્ખર
ખુલ્લી આંખો ભાળે ઘૂમતાં લાલ રંગનાં ખપ્પર
તો યે પૂર મૌનનાં એમ અડીખમ
દશે દિશાથી એક સામટાં ગાજે
લોઢ લોઢમાં ગામ તણાતાં જાય
મારી નરી ખેતરાઉ આંગળીયુંમાં સહુ વણાતાં જાય
હું કંઈ કરું ના
કંઈ ભરું ના
જાઉં તણાતો
જાઉં વણાતો
મારું અલગ કશું ના રહેતું
દીવાલો તૂટે
છત પણ બૂડે
તોફાનોના તુમારોની ફોજ ગરજતી
ડૂબી ગયા ને મરજીવાની જીભ વરસતી
'ખાઉં-ખાઉં' ના નારા સઘળા
'મને બચાવો, મને બચાવો' આંતરડાંની ચીસો બનતાં
આ સઘળાનું કારણ પૂર મૌનના
આ સઘળાનું ભારણ પૂર મૌનના
વીતી ગયેલો સમય આયને ભરડાતો
દશ્ય દશ્યમાં અવળસવળતા મનમાં માણસ ખરડાતો
આવીતેવી પરિસ્થિતિમાં
હું
કલમ રોપતો નથી વારતા કાજે
ત્યાં રણભેરીના નાદ પળેપળ ઘોડે ચડતા ગાજે
ચીતરેલા પંખીને ભાઈ, પાંખો ફૂટી
કેદ હડપ્પે થઈ ને ભાઈ, આંખો છૂટી
કાગવર્ણનો સૂરજ ડૂબ્યો જળમાં
તડાક્ ભાવિ ફૂટ્યું રે ફોફળમાં
ભાઈ, ચણા ચાવવા જેવી
ભાઈ, કણા કાઢવા જેવી
આ કંઈ વાત નથી
આ તો પીરામીડોના ભેદી રણમાં
લુપ્ત થઈ વણઝાર
આ તો દરિયાના પેટાળે પ્રગટી
સળગી તે વણઝાર
સદા ભટકતી
ક્યાંય નહીં રે કદી અટકતી
એને પગલે પગલે અખબારોને આવે ભાન
એના એક ઈશારે
બેઠાં હડફ થતાં વેરાન
એની હથેળિયુંમાં
ખળભળતો શમણાંનો રાતો કુંભ
એની પાંસળિયુંમાં
ભરતી ભેટ્યા દરિયાના દુદુંભ
રણને આ છેડેથી
એ છેડા લગ
ધગધગ કૈંક ફુવારા છૂટ્યા
અમરતના વાવડને ચામર ઢાળ્યા
જુગ જુગ જૂનાં બંધન તૂટ્યાં.
હભળક હભળક રગ ધબકતી નભની
તે આ જીવ કકળતો શાંત થયો
ત્યાં કલમ નાચતી ભાગી
કાગળ છોડી
અખ્ખર તોડી
બખ્તર પ્હેરી
નવા પ્રસવના રંગોત્સવમાં જાત હોમવા ભાગી
કોઈ રોકશો એને ના
કોઈ ટોકશો એને ના

ભાઈ, સત ચડ્યું છે એને
એને પહોળાયેલું મન મળ્યું છે એને
એને
ઈતિહાસનું ગીત ફળ્યું છે એને
એને
નવાં ગગનનું સ્વપ્ન મળ્યું છે
એને
પથરાયેલો કાળખંડમાં સમય ફળ્યો છે એને
એને
એને
એને.....

*

એને આંખ ઊગી છે
ચરણ મળ્યા છે
હાથ ફળ્યા છે
દેહ બન્યો વિદ્રોહી એનો
ધગધગતો લાવા છે એની વાણી
ઈતિહાસના શિખર ભણીની દોડે કૂચ-કહાણી
એ હવે જ્યાં પગલું માંડે
ત્યાં ત્યાં એની ધરતી
ખુલ્લાં મન ને હૈયાં ભાળી
જઈ એને એ વરતી
દીવાલ વિનાનો હું રે ભાઈ,
છત વિનાનો હું રે ભાઈ,
મારી ઊંઘમૂંધ આ ઊંઘ વગરની કાયા
કલમ થકી બસ લોકોની વળગી એને માયા
હું હવે ના સિક્કામાં તોળાતો માલ
હું હવે ના બજારમાં ઉતારું ખાલ
ચૌદ ભુવન કે સ્વર્ગ-નરકની કશી તમા ના
મારી આંગળીયુંમાં
હવે વસે રે સાવ નીતર્યો માણસ
દાંત ભીંસતી વેશ્યાની હું એષણા
મુઠ્ઠી ભીડતાં લોકોની છું તૃષ્ણા
હું હવે કદી અંગૂઠો મારો કાપું નહીં
હું 'દૂધ નથી'ની ઘટનાને
લોટ કોઈને આપું નહીં
સદી સદીના
સરવાળા ને બાદબાકીમાં
ભૂલી જવાયા ગુણાકારનું દૈવત
ખળભળ ખળભળ થાય
એ જ હવે હું ચાલ દાખવું...

*

દાખે એને નાખે રે કૂવામાં
અખ્ખર મારા અલોપ થાતા ઢૂબામાં
પણ સુંવાળપના શાપ સરીખો રણનો આ વિસ્તાર
નહીં ઊગેલી લીલોતરીનો લીલોકચ ચિત્કાર
પથરાયેલો ઢૂવામાં કંઈ એનો ગુણાકાર
ઓરછોરતો સન્નાટો ઘેઘૂર હરણતૃષામાં પલટાયો
ને મખમલ પોચાં પગલાં-દરિયો અફાટ એમાં અફળાયો...
અફળાયો કે તૂટ્યાં મોજાં
મોજે મોજે ચીસ સદીની વમળાતી
ને કલમ નઠારી અમળાતી
દરિયો આખો લીરેલીરા
ચીરેચીરા
માટીમાં જઈ પછડાયો
ને કણકણમાંથી હાડ-ચામનું લશ્કર દદડ્યું
ભંડારેલાં ભોંયે શમણાં
એ ય અચાનક
એકસામટાં દર ફાડીને
પ્રસવ્યાં
બંધ હતાં તે દ્વાર ફરીને ખખડ્યાં
ઝગમગ ઝાલરિયાં કંઈ ઝમક્યાં
ક્ષિતિજ તટેથી
પાંખ મળ્યાના કુંજડી-ટોળાં
ખુલ્લા નભમાં પીંછાં ભરીને ઠાલવતા શા મેળા
મેળે મેળે પ્રગટ્યો અગ્નિ
અગ્નિના પ્રગટ્યાને દાખે ધુમાડાના ગોટા
ગોટે ગોટે ધૂંધવાયેલી ભૂખ ધધખતી
તડતડ તડતડ લાગણીઓની સેર તતડતી :
મારી હવે જણાતી ઠંડી આ છાતીમાં એની લિપિ
ખેડી શકો તો ખેડો
વાવી શકો તો વાવો
સિંચી શકો તો સિંચો
લણી શકો તો લણો.....

## ટહુકો/*મંગળ રાવળ 'સ્નેહાતુર'*

વ્હેલો ઊઠી ઝાંડે ટહુકો,
માળા જપતો ડાળે ટહુકો.

ફૂલોને મહેકાવી રોજે;
ફરતો સરવર પાળે ટહુકો.

ખેતર ખોળે જાતાં - જાતાં
સપનાંને સંભાળે ટહુકો.

ભર બપ્પોરે જળને દેખી;
ગૌધણ પાછું વાળે ટહુકો.

હાક પડે તો ચારે બાજુ,
પડઘો થઈને ભાળે ટહુકો.

હળ છોડીને થાક્યો-પાક્યો
ન્હાતો નદીએ નાળે ટહુકો.

નવરો પડતાં તે દા'ડે તો
અમથું રખડે ઢાળે ટહુકો.

દન આથમતાં ચણવું છોડી,
વળતો થાતો માંળે ટહુકો.

## જવાબ દો !/*મંગળ રાવળ 'સ્નેહાતુર'*

નીર બનીને નીતરે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !
માછલી જુદી ચીતરે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !

ફૂલડે સુગંધ મૂકે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !
પાંખડી થઈને ઢૂકે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !

લાવતા રંગો મોરે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !
ટહુકા થઈને ફોરે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !

ચાંદની વચ્ચે ચમકે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !
તારલા ભેગું ટમકે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !

મેઘધનુષ્ય રૂડું દોરે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !
એને લાવતું *ઓરે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !

વાયરે રણમાં બળતું કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !
ઝાકળે સાંજે ઢળતું કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !

ઊંઘમાં શમણે સરકે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !
સપનું બનીને બરકે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !

આપણા શબ્દે છૂટે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !
આખર જીવતર લૂંટે કોણ ? જવાબ દો કોઈ જવાબ દો !

* ઓરે = નજીક

## તડકો/*મંગળ રાવળ 'સ્નેહાતુર'*

વગડા વાટે ફરતો તડકો,
ચીલાઓ ચીતરતો તડકો.

પંખીના ટહુકાની ઓથે,
વાયુમાં વિસ્તરતો તડકો.

સુક્કા બેડે નજરું નાખી,
પાણીને વલવલતો તડકો.

ભતવારીનાં પગલાં નીચે,
પરસેવે નીતરતો તડકો.

રણ ઓઢીને રણમાં સૂનો,
ઊંટપગે બળબળતો તડકો.

હોડીનો પડછાયો પકડી;
દરિયો સઘળો તરતો તડકો.

દૂર ક્ષિતિજને બાંધી કેડે;
જગ આખું વિસ્તરતો તડકો.

સાંજ પડે ને વાતો કહેતો,
સપનામાં પરવરતો તડકો.

# આઠમું શોકગીત

રાઈનર મારાયા રિલ્કે
અનુવાદઃ પ્રદીપ ન. ખાંડવાળા

[જર્મનીભાષી સુપ્રસિદ્ધ કવિ રિલ્કેના ડુઇનાં શોકગીતો મશહૂર છે. દરેકમાં માનવની કોઈ ને કોઈ ત્રુટિને આલેખી છે. આઠમા શોકગીતમાં રિલ્કે આપણા નિસર્ગ અને સ્વર્ગથી વિમુખ હોવા પર શોક વ્યક્ત કરે છે. બાઇબલમાં પણ આ વાત ઇડનના બગીચામાંથી માનવની હકાલપટ્ટીના સંદર્ભમાં મુકાઈ છે. રિલ્કેને મન પ્રાણી નિખાલસ, સંપૂર્ણ મુક્તતાનું પ્રતીક છે; જ્યારે આપણે જગતનું વસ્તુકરણ કરી અનુભવની સંપૂર્ણતાથી છેટા થઈ જઈએ છીએ, જગતમાં ઓતપ્રોત થવાને બદલે જગતના માત્ર ભીરુ પ્રેક્ષક બનીને જીવીએ છીએ.]

પોતાની બધી આંખો વડે નિસર્ગ
મોકળાં જગને જોતી રહે છે.
આપણી જ આંખો
પછવાડે વાળેલી
મુક્તિમાં પ્રવેશતાં દરેક છોડ, પ્રાણી, બાળકની આસપાસ
ફંદાની જેમ વીંટળાઈ વળે છે.
આ અનાવૃત્ત જગતમાં શું છે
તે માત્ર પ્રાણીની મીટ પરથી જ
આપણે કળી શકીએ છીએ.
કારણ, આપણે શિશુને
બળજબરીથી પાછળ ફેરવીને લઈએ છીએ
અને એટલે એ
પ્રાણીઓનાં મોં પરની ઊંડી અંકાયેલી મોકળાશ ન જોતાં
વસ્તુઓને જ જુએ છે.
કેવી મૃત્યુભયથી મુક્ત મીટ !
આપણે જ મૃત્યુને ભાળી શકીએ છીએ.
મુક્ત પ્રાણીનું પતન તો હમેશ
એની પૂંઠે હોય છે
અને આગળ હોય છે ઈશ્વર.
જ્યારે ફરતું હોય છે ત્યારે
ફુવારા સમું
પૂર્વેથી શાશ્વતીમાં વિહરતું હોય છે.

કદાપિ, એક્કે દિવસ
એ નિર્મળ અવકાશ
આપણી મોખરે નથી
જેમાં ફૂલ સતત ખીલતાં હોય.
હમેશ, જગત; કદી નહિ
નહિ વિનાનું 'કશે નહિ' -
પેલું શુદ્ધ, અભિન્ન તત્ત્વ
જેને ઉત્કંઠા વિના શ્વસાય
અને હમેશ વરતાય;
જેમાં કલાકો સુધી કાલાતીત નીરવતામાં
બાળક રઝળી શકે.
ખોવાઈ જાય તો સ્હેજ આંચકા વડે
પાછું મેળવાય.
કે કોઈ મરે તો એ તત્ત્વ જ રહે.
કારણ, મૃત્યુ સમીપ
જીવિતને અંત નથી દેખાતો;
બલ્કે એની પાર
કદાચ પ્રાણીની વિશાળ દૃષ્ટિ વડે
એ તાકી રહે છે.
જો પ્રિયજન દૃશ્યને અવરોધતું ન હોય
તો પ્રેમીઓ આ સ્થિતિની સમીપ હોય છે;
આશ્ચર્યચકિત થાય છે...
જાણે કે કોઈ ભૂલથી
અવકાશ તેમને માટે, એકમેકની પાછળ
ખૂલે છે...
પણ એક્કે આગળ નથી નીકળી જઈ શકતું
અને પાછો એ અવકાશ જગત બની જાય છે.
વસ્તુઓ તરફ નિરંતર વળેલાં આપણે
એમાં જોઈએ છીએ
આપણે જ ધૂંધળું બનાવેલું

મુક્તિ-વિશ્વનું માત્ર પ્રતિબિંબ.
કે જ્યારે કોઈ પ્રાણી પ્રશાંત મૂકતાથી
આપણી આરપાર જુએ છે, ત્યારે પણ.
નસીબનો તો અર્થ છેઃ ઊલટું હોવું, હમેશ માત્ર ઊલટું હોવું.
નિર્ભયતાથી આપણી તરફ આવતાં કોઈ પ્રાણીને
બીજી કોઈ રીતે, આપણાં જેવી ચેતના હોય
તો આપણને ખેંચી, ફેરવી લે
એને રસ્તે ઘસડી જાય.
પણ એ તો
એની બહિર્ગામી દૃષ્ટિ જેવી જ નિર્મળ જિંદગીને
અસીમિત, અગાધ અને પોતાની અવસ્થાથી
સ્વતંત્ર રીતે સંવેદે છે.
અને જ્યાં આપણે માત્ર ભાવિને જોતાં રહીએ છીએ
ત્યાં તે તો સમસ્ત કાળને
અને એ કાળમાં પોતાને
હમેશ તંદુરસ્તી પામેલું જુએ છે.

તે છતાં
ચકોર, ઉષ્મિલ પ્રાણીમાં રહેલાં છે
દુઃખ, અને વિપુલ ગ્લાનિનો ભાર.
કારણ, જે આપણને ઘણી વાર મહાત કરી દે છે
એની ઉપસ્થિતિ એ પણ અનુભવે છે.
એ છે એક સ્મૃતિઃ
જે તત્ત્વ મેળવવા આપણે મથામણ કરીએ છીએ
તે એક સમય વધુ પ્રગાઢ, વધુ સાચું હતું
અને એની સાથેનો આપણો સંસર્ગ
અસીમ કુમાશવાળો હતો.
અહીં તો સઘળું અંતરમય છે -
ત્યાં હતો શ્વાસ.
એ આદિ નિવાસ પછી આ બીજો તો
સંદિગ્ધ અને બેચેની પમાડે એવો ઠંડોગાર લાગે છે.

કેવો સુખી એ નાનકડો જીવ
જે મૂળ આશ્રિત સ્થાનમાં જ હમેશ રહે છે.
ઉમંગી ડાંસ, જે પ્રજનન-ટાણે
અંદર હોવા છતાં કૂદતો હોય છે;
બધું જ તો કૂખમય છે !
અને પક્ષીનો અર્ધ-આત્મવિશ્વાસ જુઓ :
એ મૂળથી જાણે છે જે
અંદર અને બહાર છે એ બન્નેને -
જાણે એ કોઈ
કબરમાં ગોઠવાયેલા એટ્રુસ્કનનો ઊડી આવેલો આત્મા હોય
ને મૃતકની અઢેલીને બેઠેલી આકૃતિ
કબરનું ઢાંકણું હોય !
કૂખમાંથી જન્મેલું દરેક પ્રાણી
ઊડવું પડે ત્યારે કેવું મૂંઝાઈ જતું હોય છે !
જાણે ડરીને પોતાનાથી જ નાસતું હોય તેમ
કાચના પ્યાલા પરની તિરાડ સમું -
હવામાં વાંકુંચૂકું ઊડે છે;
સાંજની ચીની રકાબીમાં એકથી બીજી બાજુ વાગોળ
પણ આવું જ થરકતું ઉડાણ કરતી હોય છે.
અને આપણે ! પ્રેક્ષકો, હમેશ, બધે જ.
વસ્તુ-જગત તરફ ઝૂકેલા
કદી બહાની તરફ ન વળેલા.
આ જગત આપણને ભરી દે છે.
એને ભલે આપણે ગોઠવીએ
પણ એ ભાંગી પડે છે.
નવેસર ગોઠવીએ
ત્યારે આપણે જ ભાંગી પડીએ છીએ !

કોણે આપણને આમ મચડીને
વાળી નાખ્યાં છે
કે દરેક કાર્યમાં
પ્રસ્થાનનું વલણ અપનાવીએ છીએ ?
દૂરતમ ડુંગર ઉપર, જેમ છેલ્લી વાર ડુંગર
આરોહીને પોતાની આખી ખીણ બતાવે છે
ને એ ઊંધો વળી
ક્ષણિક ત્યાં ઊભો રહે છે
તેમ આપણે અહીં રહીએ છીએ
હમેશ વિદાયની અનુમતિ લેતાં !

[સ્ટીવન મિશેલના મૂળ જર્મનમાંથી અંગ્રેજીમાં કરાયેલા અનુવાદને આધારે]

# ૧. જીને સાથે સંવાદ

અનુ.: રાજેન્દ્ર પટેલ

આપણે ફિલસૂફીની વાત નથી કરવી જીને, પડતી મૂક તેને.
કેટલા બધા શબ્દ, કેટલા બધા કાગળ, કોણ તેને આધાર આપે.
મેં તને સાચું કહ્યું છે મારી અજાણ જાત વિષે.
મેં મારી ઢંગધડા વગરના જીવનની હવે ચિંતા છોડી છે.
એ પણ માણસની કરુણતાથી વધુયે નથી કે ઓછીયે નથી.

ત્રીસ વર્ષથી યે વધુ આપણે વિવાદોની ખેંચતાણ કરતાં હતાં
દક્ષિણ ઉષ્ણકટિબંધના ખુલ્લા આકાશ નીચે, આ બેટ ઉપર હજુએ તે કરીએ છીએ.

આપણે મૂશળધાર વર્ષાને ત્યજીએ છીએ ત્યાં એકાએક સૂર્ય ફરી પ્રકાશે છે,
અને હું અનુત્તર અંજાઈ જાઉં છું પાંદડાંનાં સુવાસિત રત્નો જોઈ.

આપણે કિનારે અફળાતાં ફીણ સાથે ફીણ થઈ એકાકાર થઈએ છીએ,
આપણે ઘણે દૂર તર્યાં જ્યાં ક્ષિતિજ કેળના છોડની સાથે,
નાળિયેરીની પવનચક્કીમાં ભળી જાય છે.
અને હું એવા બહાના રચું છું કે હું મારી પૂર્ણતાએ પહોંચ્યો નથી,
કે મેં મારી જાત પાસે પૂરતું માગ્યું ન હતું,
હું કાર્લ જૅસ્પર્સ પાસેથી શીખી શક્યો હોત,
કે સમય માટેના ખયાલની વધતી ઘૃણા હવે મંદ થવા માંડી છે.

ધોળાં વાદળો જોતાં હું મોજા ઉપર આળોટું છું.

તું સાચી છે જીને, હું મારા આત્માની મુક્તિ કેમ સાચવવી તે જાણતો નથી.
કેટલાંક માત્ર કહેવાય છે, અન્યો બધું ગોઠવતાં ગોઠવતાં તે કરે છે.
મારા પર જે ગુજર્યું છે તે ન્યાય્ય છે તેનો હું સ્વીકાર કરું છું.
હું ડહાપણભરી પ્રૌઢાવસ્થામાં ઢોંગ નહીં કરું.
શબ્દમાં મૂર્ત કરી શકાય નહિ તેવું આ જ છે મારું પસંદ કરેલું ઘર,
વિશ્વની દરેક વસ્તુમાં તે અસ્તિત્વ ધરાવે છે તેથી કરીને ઉલ્લસિત છીએ આપણે.

દરિયાકિનારા ઉપરની સ્ત્રીની નગ્નતા ને તેના તામ્રવર્ણા સ્તનશંકુ, જાસૂદ બદામ ને લાલ કમળ,
પીણામાં બરફ સાથેનો રમ, ઑસ્પિડ,
મારી આંખ, હોઠ, જીભથી અકરાંતિયાની જેમ ગટગટાવી જાઉં છું
વરસાદી જંગલમાં, જ્યાં વૃક્ષો ઊભાં છે પોતાનાં મૂળને આધારે.

મૃત્યુ, તેં કહ્યું , આપણે પાસપાસે,
આપણે યાતનાઓ ભોગવી તે આ ગરીબ પૃથ્વીને પૂરતી નથી.
શાકભાજીના ક્યારાઓની જાંબલી-કાળી ધરતી
અહીં જ રહેશે બધું જોતી અથવા ન જોતી.
આજનો દરિયો તેના ઊંડાણમાંથી શ્વસશે.
અફાટ વિશ્વમાં અદૃશ્ય થતો હું, વિકાસ પામતો, થતો નાનો, વધુ ને વધુ મુક્ત.

## ૨. ઘણું ઓછું

મેં ઘણું ઓછું કહ્યું
દિવસો ટૂંકા પડ્યા,
ટૂંકા દિવસો
ટૂંકી રાત્રિઓ.
ટૂંકાં વર્ષો.
મેં ઘણું ઓછું કહ્યું
હું તે ચાલું રાખી શક્યો નહીં.
મારું હૃદય થાકતું ચાલ્યું
આનંદથી
હતાશાથી
ઉમંગથી,
આશાથી
* લિવેઈથનનાં વિકરાળ જડબાં
ધસી રહ્યાં હતાં મારી તરફ
ઉજ્જડ બેટના
દરિયાકિનારે નગ્ન સૂતો છું હું
દુનિયાની સફેદ વ્હેલ
ખેંચી જાય મને નીચે છેક તેના દરમાં
અને હવે હું નથી જાણતો
આ બધામાં સાચું શું હતું.

---

* લિવેઈથન - દરિયાઈ વિકરાળ પ્રાણી

રાજેન્દ્ર ઉપાધ્યાય

### આવ્યો છું તો -

આવ્યો છું તો લાવ જરા અહીં મળતો જાઉં,
આ મેળે જન લાખ, ભલા કૈં ભળતો જાઉં.
લાંબો પંથ મૂક્યો પાછળ ને
આગળ લાંબો પંથ;
મનખાના મેળામાં વચ્ચે
બે ઘડીનો આનંદ,
જરા કૈં રળતો જાઉં !
ઝરમર વરસે મેહ નેહનો,
વાયુ વહે અનુકૂલ;
આ ઉરની પાંખડીઓ ઊઘડે
ગંધ વહે બની ફૂલ,
ફૂલ થઈ ફળતો જાઉં !
ઘડીક ભૂલીને મનનું ગાણું
આ કોલાહલ માણું;
પાવાના ઊંડેરા સૂરની
પ્રીતવ્યથા પરમાણું
ગહનમાં ગળતો જાઉં !

- જયન્ત પાઠક

કવિશ્રી રાજેન્દ્ર શાહે 'નિરુદ્દેશે;સંસારે મુગ્ધ ભ્રમણ...' એમ ભલે કહ્યું હોય પણ 'મુગ્ધ ભ્રમણ' પોતે જ એક ઉદ્દેશ છે. વાસ્તવમાં ઉદ્દેશ વગરની કોઈ ક્રિયા કે પ્રવૃત્તિ હોતી નથી. કવિશ્રી નિરંજન ભગત 'હું તો બસ ફરવા આવ્યો છું, હું ક્યાં કોઈ કામ તમારું કે મારું કરવા આવ્યો છું ?' એમ કહે છે ત્યારે ફરવું એ એક ક્રિયા, પ્રવૃત્તિ અને ઉદ્દેશ બની રહે છે. એ ઉદ્દેશ - 'જાદુ એવો જાયે જડી
કે ચાહી શકું બેચાર ઘડી
ને ગાઈ શકું બેચાર કડી.
તો ગીત પ્રેમનું આ પૃથ્વીના કર્ણપટે ધરવા આવ્યો છું' - છે.

આ જ કવિ કહે છે; 'ચાલ ફરીએ !
માર્ગમાં જે જે મળે તેને હૃદયનું વ્હાલ ધરીએ !'
આગળ કવિ કહે છે - 'એકલા રહેવું પડી ?
આ સૃષ્ટિ છે ના સાંકડી
એમાં મળી જો બે ઘડી
ગાવા વિશે, ચ્હાવા વિશે, તો આજની ના કાલ કરીએ
ચાલ, ફરીએ !'

કવિશ્રી જયન્ત પાઠકના આ ગીતનો પ્રધાન સૂર કાંઈક આવો જ છે. એક કવિ કહે છે:
'ધરતી આંગણ માનવીના આ ઘડીક મિલનમેળા...'

કવિશ્રી જયન્ત પાઠક કહે છે -
'મનખાના મેળામાં વચ્ચે
બે ઘડીનો આનંદ
જરા કૈં રળતો જાઉં !'

એટલું તો સાચું કે - 'ઘડીભર જિંદગી આવી પ્રવાસી
સૌ મળ્યાં પંખી'
પ્રમાણે સંસાર એટલે પંખીનો મેળો, ધરતી એટલે માનવીના મિલનમેળાનું સ્થાનક. પૃથ્વીની પરકમ્મા-પરિક્રમા કરવાના અભિયાનમાં સૌ માનવજીવો આ ધરતી પર આવ્યા છે - અવતર્યા છે. આ માનવ મિલન મેળામાં સૌને મળવાની, સૌ સાથે હળવા-ભળવાની ઇચ્છા જાગે તે સાહજિક - સ્વાભાવિક છે. તેથી જ કવિ કહે છે -
'આવ્યો છું તો લાવ જરા અહીં મળતો જાઉં
આ મેળે જન લાખ, ભલા કૈં ભળતો જાઉં.'
જીવનયાત્રાનો લાંબો પંથ કપાઈ ચૂક્યો છે, પણ હજીય લાંબી જીવન-વાટ કાપવાની બાકી છે. પસાર

કરેલો પાછળનો પંથ પાછળ મૂક્યા પછી પણ આગળનો દીર્ઘપથ પ્રતીક્ષા કરે છે. આ તો માનવ-પંખીનો મિલનમેળો ! મનખાના મેળામાં મેળવ્યો અને લૂંટ્યો તેટલો સ્વકીય આનંદ. ભોગવ્યું તે આપણું, હાથે તે સાથે, નાહ્યા એટલું પુણ્ય. આ પુણ્યાનંદ રળવાની પણ જરા ઇચ્છા જાગે તો ખરીને ? કાળના અનંત પ્રવાહમાં-વિપુલ સમયાવધિમાં તુલનાએ તો એ બે ઘડીનો આનંદ જ માત્ર ! જે આનંદ રળ્યા તે આપણો.

સમય, સંજોગ, વાતાવરણ - પર્યાવરણ સાનુકૂળ હોય એટલે ભયોભયો. માનવીના મેળામાં હળવા-મળવા-ભળવા અને બે ઘડી આનંદ માણવાની-રળવાની અને લૂંટવાની જુઓ કેવી મોકળાશ છે -

'ઝરમર વરસે મેહ નેહનો<br>
વાયુ વહે અનુકૂલ<br>
આ ઉરની પાંખડીઓ ઊઘડે<br>
ગંધ વહે બની ફૂલ.'

ઉરની બિડાયેલી પાંખડીઓ ઊઘડે એટલો તો અહીં નેહનો ઝરમર મેહ વરસે જ છે. સ્નેહની અમીવર્ષા અને અનુકૂળ વ્યવહાર-વાયુ, સાનુકૂળ પ્રતિભાવનો અને પ્રતિસાદ - બીજું જોઈએ ય શું ? હૃદયકમળની પાંખડીઓનો, ઉરદલના પ્રસૂનનો આવિષ્કાર અને આવિર્ભાવ - આ પ્રાગટ્યમાં વળી 'ગંધ વહે બની ફૂલ !' સ્વયં ફૂલની ફોરમ બની ફોરવાની, ફળવાની, મ્હોરવાની અને મ્હેંકવાની મનીચ્છા-મનીષા જ જાગે ને ? 'ફૂલ થઈ ફળતો જાઉં'ની વ્યંજના હૃદ્ય છે.'

માનવમેળામાં હળ્યા-ભળ્યા, મળ્યા અને એકરસ, એકરૂપ- તદ્રૂપ બન્યા પછી તો કોલાહલ પણ સંગીતમય અને સૂરીલો ગમતીલો લાગે... મનના તર્ક-વિતર્ક, મનના તરંગ, મનના મનોરથ-મનસૂબા, મનની ચંચળતા અને સપ્તરંગીપણું કોલાહલમાં ડૂબી જાય. માનવ-કોલાહલ પણ મનભાવન બને. કવિ તેથી જ કહે છે -

'ઘડીક ભૂલીને મનનું ગાણું<br>
આ કોલાહલ માણું'

માણતાં આવડે તો ક્યારેક કોલાહલ પણ માણવા જેવો લાગે. આત્મવિસ્મરણ અને આત્મવિલીનતા સાથે વાતાવરણ અને પરિસ્થિતિમાં સંલગ્નતા જોઈએ. હળતાં-મળતાં અને ભળતાં આવડે તો મેળો, માણવાની અને મહાલવાની સોનેરી તક પૂરી પાડે છે. મેળો અને તે ય માનવમેળો - સૂર અને સરગમની જુગલબંદી ! પાવાના અંતરતમ ઊંડેરા સૂરમાં કથા અને વ્યથા પણ હોય, પ્રણયકથા અને પ્રણયવ્યથા પણ હોય. એક કવિએ કહ્યું જ છે - 'છે સૂર વાઘે જુદેરા જુદેરા' પાવાના ઊંડેરા સૂરની પ્રીતવ્યથા પરમાણવા અંતરના ગગનમાં અને ચિત્તના ગહનમાં ગળવું-ડૂબવું પડે. ભળવા અને ગળવા વિના મળવાનું માત્ર ઔપચારિક જ બની રહે. 'ગહનમાં ગળતા જવાની' મનીષા - હરીન્દ્ર દવેએ કહ્યું જ છે - મેળો આપો તો, એક માનવીનો સંગ અને એકલતા આપો તો ટોળે ! આ કવિ કહે છે -

'આવ્યો છું તો લાવ જરા અહીં મળતો જાઉં<br>
આ મેળે તો જન લાખ, ભલા કે ભળતો જાઉં' નો પ્રતિઘોષ જ છે. બાકી તો - 'મનખાના મેળામાં વચ્ચે બે ઘડીનો આનંદ...:'□

## આનંદો રે આજ આનંદ આનંદ ।

કવિશ્રી રાજેન્દ્ર શાહ
– ને ભારતીય જ્ઞાનપીઠ પારિતોષિક નિમિત્તે –

# સંગમાં રાજી રાજી

સદા સૌમ્ય શી વૈભવે ઉભરાતી
મળી માતૃભાષા મને ગુજરાતી.

રે અમલ 'કવન' નો શું પીધો !
એવો ચડે અમલ પાગલ જેમ ખેલું....
હું નાચું......
....... ધન્ય પર્વ

નાના મારા જીવનસરમાં દૃષ્ટિનું પદ્મ ઊગ્યું.
શિલીન્ધ્રથી ગોકળગાય રક્ષિત.

પુનિત દર્શન ..... હું સાક્ષી છું.... આનંદ શો અમિત.

- અભિવંદક -

રમેશભાઈ કાલરિયા
પ્રમુખ,
તથા ટ્રસ્ટીઓ
શ્રી સર્વોદય કેળવણી મંડળ,

બી. એમ. પટેલ
પ્રિન્સિપાલ
આર્ટસ્ એન્ડ કૉમર્સ કૉલેજ, પરિવાર
જામજોધપુર (સૌરાષ્ટ્ર)

# વર્ષા

•

નર્મદાશંકર

અંધારી આ રજની સજની, મેઘબિહામણી રે,
વારે વારે દરશન દઈ, ચોંકવે દામણી રે;
ધો ધો ધો ધો, ઉદક પડતું, પહાણ ઉપેર ભારી,
દેખી સંધું ક્યમ ન ટટળું નાથ સારુ હું નારી ?
આ તોફાને, ખૂબ કરી કળા, ડુંગરે નાચતા રે,
'ટેહુ' 'ટેહુ', વદી હરખમાં, મોર તે વૃંદમાં રે;
દેખી દાઝું ઊંચકી તન ના, જંગી વિલાસ કીધો,
માદા પેરે, ઝીલી સુરસ મેં, હાય રે ના જ પીધો !
દિલાસાથી, ધીરજ ધરવી, ચાતકા, જોઈ તુંને,
તારું સીઝ્યું, મુજ નવ સીઝ્યું, લહાય વાધી જ મુને;
રે દાદુરા, ઘન વરસતો જોઈ ફુલાઈને રે,
'ડ્રૌંઊ' 'ડ્રૌંઊ', અતિસ લવી કાં ચીડવે છે મને રે ?
શા સારુ ઓ, દરદી હું છતાં બહેની કોયલડી રે,
ટૂઊ ટૂઊ કરતી હું વિના, મેઘસૂરે ચડી રે ?
તોબાકારી તીણી જ ચીસથી, સારસા, ભાઈ તારી,
કેશો ઊભા, કરી કણકણે, પેટ બાળે છ ભારી.

('નર્મદનું મંદિર' માંથી)

---

## સ્થાનસમર્પિત
## 'કવિલોક'ના એક ચાહક તરફથી

શરદ વિ.સં. ૨૦૫૯ સપ્ટેમ્બર-ઑક્ટોબર ૨૦૦૩

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પાકટ્ય મુજ અન્તરે.



## કવિતા અને પ્રતિબદ્ધતા

મેથ્યૂ આર્નલ્ડે સાહિત્યને જીવનની સમીક્ષા ગણાવી તો વળી 'જીવન ખાતર કલા'નું એક પ્રચંડ આંદોલન પણ વર્ષો સુધી ચાલ્યું. પરિણામ એવું આવ્યું કે 'જીવન ખાતર કલા'ના આંદોલનમાં અંતિમ પદનો મહિમા ઘટી ગયો અને પ્રથમ પદનું જ પ્રાધાન્ય રહ્યું. આથી જીવનલક્ષી લખાણોનો રાફડો ફાટ્યો, પરંતુ જીવનલક્ષી કલાકૃતિનો દુષ્કાળ વર્તાવા લાગ્યો. આની સામે યુરોપમાં 'કલા ખાતર કલા'નું પ્રતિ-આંદોલન શરૂ થયું અને એ પણ એના બીજા અંતિમે પહોંચ્યું ત્યારે કલાને નામે વ્યર્થ શબ્દખેલ પણ ચાલ્યો. સાથેસાથે પ્રગતિવાદી વિચારધારા પણ જીવનનાં અન્ય ક્ષેત્રોમાં તેમ સાહિત્યમાં પણ પોતાનો પ્રભાવ વધારતી-વિસ્તારતી જતી હતી.

આપણે ત્યાં ગાંધીપ્રભાવની સાથેસાથે પ્રગતિવાદી વિચારધારા પણ કાર્યરત રહી હતી. પરંતુ પશ્ચિમી શુદ્ધ સાહિત્યની વિભાવનાથી પ્રભાવિત થતો જતો આપણો સર્જક કલાનિર્મિતિ તરફ વળ્યો હતો, અને એનાં ઉત્તમ પરિણામો પણ આવવાં લાગ્યાં હતાં. પરંતુ વળી પાછું ઘડિયાળનું લોલક દિશાંતર કરવા લાગ્યું. સામાજિક અસમાનતા અને નારીચેતનાની વધતી જતી સભાનતાએ પુનઃ કલામાં જીવનને મુખર કરવા માંડ્યું. આને વ્યાપક અર્થમાં એક પ્રકારની પ્રતિબદ્ધતા લેખવામાં આવી અને એનો મહિમા વધવા લાગ્યો. પ્રગતિશીલને સ્થાને પ્રતિબદ્ધ શબ્દ પ્રચલિત થતો ગયો.

સાહિત્યનાં અન્ય સ્વરૂપોમાં તેમ કવિતામાં પણ આ પ્રતિબદ્ધતાની સભાનતા કેળવાવા અને કોળવા લાગી. કવિતામાં કલાનિર્મિતની સિદ્ધિ સામે કવિતામાં વિચારસરણીની પ્રતિબદ્ધતાના નિરૂપણનો એકતરફી મહિમા વધવા લાગ્યો. એમાં પણ પ્રતિબદ્ધતાને જ કેવળ કેન્દ્રમાં રાખી એની ધજાપતાકાઓ લહેરાવવાની લેખનપ્રવૃત્તિ વધવા લાગી તે સાથે કેમ જાણે કેમ પણ કવિતામાં કલાના લીરેલીરા ઊડવા લાગ્યા. આની સામે પણ પ્રતિબદ્ધ લેખકોને કોઈ વાંધો વર્તાયો નહિ કે વર્તાતો નથી. બલકે કલાના ભોગે પણ પ્રતિબદ્ધતાને નામે વિચારભાવોની અકલાત્મક અભિવ્યક્તિ કરતી કવિતાનો પણ મોટો ગંજ ખડકાવા લાગ્યો છે.

જીવનની કોઈ પણ વિચારધારાને કવિતામાં સ્થાન ન હોય તેમ તો કેમ કહી શકાય ? કલા માનવસર્જિત છે, અને એટલે માનવના સકલ પ્રશ્નોને તેમાં અવકાશ છે. બલકે પૂરતો અવકાશ છે. પરંતુ કલા એ જીવનભાસ્ય તો નથી જ. અને તેમાંય કવિતા જેવા સૂક્ષ્મ સાહિત્યકલાપ્રકારમાં તો એની મુખરતા ખટક્યા વગર રહે નહિ.

બદલાતા માનવજીવન, બદલાતા માનવસમાજ, બદલાતી માનવવિચારસરણી આ બધાંને ધ્યાનમાં લેતાં કવિતાના અંતસ્તત્ત્વમાં ફેરફારો થતા રહે છે. એ ફેરફારોની અભિવ્યક્તિસંદર્ભે વપરાતી ભાષાશૈલીમાં પણ પરિવર્તનો આવે છે. રચનારીતિમાં પણ પરિવર્તનો આવે છે. કવિતા કોઈ બંધિયાર કાસાર નથી, એ તો સતત વહેતું ઝરણું છે. અને એથી જ એમાં પિરવર્તનો આવતાં રહ્યાં છે, રહે છે અને રહેશે.

પરંતુ આ પરિવર્તન એ એના કલાપક્ષને ફીકો પડવા દેતું નથી. જ્યારે જ્યારે કવિતાનો કલાપક્ષ નબળો પડ્યો છે ત્યારે વિચારવલોણું ભલે ફરતું રહ્યું હોય, પરંતુ એમાંથી કલાકૃતિનું નવનીત પ્રાપ્ત થયું નથી. કલાકારને એટલે કે કલાસર્જકને અને કલાભાવકને લાગેવળગે છે ત્યાં સુધી કૃતિની નિર્મિતિમાં પ્રતિબદ્ધ વિચારસરણીનું કલામાં રૂપાંતર થવું આવશ્યક અને અનિવાર્ય છે. કવિતા કોઈ નારાબાજી કે પ્રચારપતાકા નથી જ નથી.

અનુઆધુનિક સમયગાળે માનવજીવનની એના વિવિધ પરિપ્રેક્ષ્યમાં કાવ્યાન્વિતિ પુનઃ પ્રસ્થાપિત થઈ છે. વિશ્વસાહિત્યમાં એનો પ્રસારપ્રચાર વધ્યો છે અને એનું નિજી સૌંદર્યશાસ્ત્ર ઊભું થયું છે. પણ હા, એ યાદ રહે કે આ સૌંદર્યશાસ્ત્ર – aesthetics – છે. અને કલાકાર સર્જકને માટે કવિતાને કલારૂપ આપવું એ એની કોઈ પણ કાળે અને કોઈ પણ સ્થળે આરંભિક અને અંતિમ કસોટી છે.

આજકાલ જૂનો પ્રગતિવાદ પ્રતિબદ્ધતાને નામે સક્રિય થયો છે. સારું છે. પણ આ પ્રતિબદ્ધતા વધુ મુખર અને મુગ્ધાવેશી બની છે. ક્યારેક, ના ક્યારેક નહિ, ઘણી વાર તો એમ લાગ્યા વગર રહેતું નથી કે પ્રતિબદ્ધતાના વ્યામોહમાં સર્જક કવિતાનું સૌંદર્યશાસ્ત્ર નેવે મૂકી દે છે; અને એ વૃત્તિ-પ્રવૃત્તિ પર મુસ્તાક રહેવાની ગુસ્તાખી કરે છે, પણ સૌંદર્યશાસ્ત્ર મહા નિષ્પક્ષ અને નિષ્ઠુર છે, એ ભલભલા

ચમરબંધી સર્જકોની અકાવ્યાત્મક કૃતિને કલાક્ષેત્રમાંથી હાંકી કાઢે છે.

પ્રતિબદ્ધતામાં બદ્ધતાનો ભાવ-વિચાર મુખ્ય છે. આથી એવું બનતું હોય છે કે સર્જક અમુકતમુક વિચારધારામાં, ખાસ કરીને સામાજિક-રાજકીય વિચારધારામાં, પ્રતિબદ્ધ હોય ત્યારે તે જ વિચારધારા તેના સર્જનમાં સર્વોપરિ રહે. પરંતુ કવિતા જેવી સૂક્ષ્મ કલામાં ચપ્પટ વિચારોનું અતિભારણ સહ્ય બનતું નથી. એમ કરવા જતાં સર્જકને માટે કવિતા અન્ય કોઈ હેતુસિદ્ધિનું સાધન બની જાય છે. જો કાવ્યેત્તર કોઈ હેતુઓ સિદ્ધ કરવા હોય તો એ હેતુઓને અભિવ્યક્ત કરે તેવાં કાવ્યેતર લખાણો શા માટે ના કરવા ? કવિતાને સૌંદર્યબોધ એ જ એકમાત્ર સાધ્ય છે. આથી કોઈ પણ વિચારધારા એની સૌંદર્યબોધાત્મક અભિવ્યક્તિના ભોગે કવિતામાં આવે છે ત્યારે કીમતી ધાનપુંજમાં ગાંગડુ બનીને રહી જાય છે. એ સ્પષ્ટ છે કે પ્રતિબદ્ધતા માટે પણ કવિતાને સાધ્યને બદલે સાધન બનાવી દેવાનું જોખમ વધુ છે. આથી પ્રતિબદ્ધતા પણ કવિતામાં કલાની શરતે આવે તે જ આવકાર્ય અને અનિવાર્ય છે.

આવા વાતાવરણ વચ્ચે પ્રતિબદ્ધતાના તરફદારોએ પુનઃ સમજી લેવા જેવી એ સર્વકાલીન અને સર્વસ્થલીય હકીકત છે કે કવિની સૌપ્રથમ પ્રતિબદ્ધતા કલાત્મક કાવ્યકૃતિના નિર્માણની છે. કલાના સૌંદર્યશાસ્ત્રની શરતે જેટલી અને જેવી પ્રતિબદ્ધતા કાવ્યાવતરણ પામશે તેટલી અને તેવી તેની કલાકીય મૂલ્યવત્તા ઊંચી જશે. આથી કવિએ પ્રથમ તો કલાત્મક કાવ્યકૃતિના નિર્માણની નિસબત સાથે પ્રતિબદ્ધતાની પ્રતિજ્ઞાને કાવ્યપ્રવૃત્ત કરવાની રહેશે. અન્યથા પ્રતિબદ્ધતાને નામે કલાને ઉંબરે કવિતાનો બલિ ધરવા સિવાય કશું બચશે નહિ.

ઑક્ટોબર ૧૫, ૨૦૦૩ — ધીરુ પરીખ

## વિમર્શ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

### ૧૩. બેડાઓ પાસે જંગ

હેક્ટરને અને ટ્રોજનોને બેડાઓ પાસે આણીને ઝ્યૂસે તેમને, પોતાના દુશ્મનો સાથે અવિરત યુદ્ધનાં શ્રમ અને વેદના વેઠતા ત્યાં જ છોડ્યા અને પોતાનાં તેજસ્વી નેત્રો એમણે દૂર માંડ્યાં; ત્યાં અશ્વપાલક થ્રેશિયનોની ભૂમિ પર, હાથોહાથ લડતા માઈસિયનોની ભૂમિ પર, ઘોડીનું દૂધ પીતા જાજરમાન હિપ્પેમોલગીની ભૂમિ પર અને આ પૃથ્વી ઉપરના સ્મૃતિ અનુસાર જીવન જીવવામાં અગ્ર એવા એબાઈની ભૂમિ પર એણે દૃષ્ટિપાત કર્યો. પોતાનો એક પણ તેજસ્વી દૃષ્ટિપાત તેમણે ટ્રૉય ઉપર કર્યો નહીં. કોઈ પણ અન્ય દેવ હવે ટ્રોજન કે ડનાન પક્ષની વહારે ચડશે તેવો વિચાર સધ્ધાં એને આવ્યો નહીં.

પરંતુ પોતાને સ્થાનેથી દેવ પોઝેઈડોન ઝીણી નજરે નિહાળી રહ્યા હતા. વનાચ્છાદિત એમોથ્રેયૂસના સર્વોચ્ચ શિખરે બેસીને મંત્રમુગ્ધ બનીને એ આ યુદ્ધ નિહાળી રહ્યા હતા. સાગરમાંથી બહાર આવી એમણે આ સ્થાન એ માટે પસંદ કર્યું હતું કે, ત્યાંથી સમગ્ર ઈડા, પ્રાયમની નગરી તેમજ અકીઅનોના બેડા જોઈ શકાય. અકીઅનોની હારની વેળાએ એમને તે લોકો પર કરુણા જન્મી અને ઝ્યૂસ પર ક્રોધ પ્રગટ્યો.

એ તત્ક્ષણ ઊભ્રા થયા અને ખડકાળ ઢોળાવ પર ઝૂલતા ઝૂલતા ઊતર્યા. નીચે ઊતરતા એ દેવને અમર પગલે ઊંચી ટેકરીઓ અને વનપ્રદેશો ધણધણી ઊઠ્યાં. એણે ત્રણ ફલાંગ મારી અને ચોથીએ એ પોતાને મુકામે પહોંચ્યા. ત્યાં ચળકારા કરતો એનો કનકપ્રાસાદ નેળમાં હતો અને એ સદાકાળ ત્યાં જ રહેશે. પોતાના બે તેજ અશ્વોને એણે પોતાના રથે જોતર્યા. એ અશ્વોની ખરીઓમાં તાંબાની નાળ જડેલી હતી અને એમની યાળ સોનેરી હતી. પોતે સુવર્ણમંડિત વસ્ત્રો પહેર્યાં, પોતાનો સુંદર સુવર્ણ ચાબૂક લીધાં અને રથને મોજાંઓ પર હંકાર્યો. સમુદ્રવાસી રાક્ષસો પોતાના રાજાને તરત ઓળખી ગયા અને, પોતાની બખોલોમાંથી બહાર આવી રાજા સન્મુખ નૃત્ય કરવા લાગ્યા. સાગરે પણ આનંદથી એને માર્ગ કરી આપ્યો એટલે એના ઘોડા જાણે કે ઊડવા લાગ્યા અને રથની ધરી ભીની ન થઈ અને એ દેવ અકીઅનોના કાફલા પાસે પહોંચી ગયા.

ટેનેડોસ અને ઉબડખાબડ ઈમ્બ્રોસ વચ્ચે દરિયામાં એક ઊંડી ગુફા છે. ધરણી ધ્રુજાવનાર પોઝેઈડોને ત્યાં પોતાના ઘોડાની ધૂંસરીઓ છોડી, એમને અમૃતમય જોગાણ નીર્યું અને એમના પગ સોનાની સાંકળે એવી રીતે બાંધ્યા કે એ ત્યાંથી છટકી શકે નહીં અને પોતાના માલિક આવે ત્યાં સુધી ત્યાં જ ખોડાઈ રહે. પછી પોતે અકીઅન છાવણી ભણી વળ્યા.

ત્યાં જોરદાર વાયરાની કે ભયંકર આગની જેમ, પ્રાયમપુત્ર હેક્ટરની પાછળ ચાલી, અત્યંત ઉગ્રતાથી, યુદ્ધનિનાદ કરવાનો શ્રમ કર્યા વગર અકીઅન બેડાને જીતવાની અને અકીઅન વીરોને ઝબ્બે કરવાની આશાથી ટ્રોજનદળો આગળ ધપી રહ્યાં હતાં. બરાબર એ જ વેળાએ ધરણી ધ્રુજાવનાર અને પૃથ્વીની કટિમેખલા પોઝેઈડોન દેવ સમુદ્રમાંથી પ્રકટ થયા અને આર્ગાઈવોમાં એણે નવી હામ પૂરી. કેલ્ચાઝની આકૃતિ અને એનો અથાક સ્વર ધારણ કરીને એ બે ઐયાઝો પાસે ગયા; એ બેઉને અનુરોધની આવશ્યકતા ઓછી હતી. 'હે મહારથીઓ,' એણે કહ્યું, 'હિમ્મતથી કામ લો અને નાસીપાસભર્યા ભયનો વિચાર તમે

બે છોડી દો તો, અકીઅન દળોને તમે બચાવી શકશો. જોર કરીને ટ્રોજનો ભીંત પર ચડ્યા છે પરંતુ, એ ભલે અજેય લાગતા હોય, બાકીના મોરચાની મને ચિંતા નથી કારણ, કાંસ્યધારી અકીઅનો એમને ત્યાં ખાળશે. મને ભય અહીંનો જ છે કારણ, અહીં પોતે ઝ્યૂસનો દીકરો હોવાનો દાવો કરતો હેક્ટર ભડભડ બળતી આગની માફક મોરચે વધી રહ્યો છે. આ મોરચો સાચવી ત્યાં બીજા બધાને એકત્ર કરવાનું કાર્ય કોઈ દેવ તમારી પાસે કરાવી શકે તો, એની બધી ઉગ્રતા અને ખુદ ઑલિમ્પિયન તરફથી મળતા ઉત્તેજન છતાં તમે એને બેડાઓથી ખાળી શકશો.'

પછી એ ધરતી ધ્રુજાવનારે પોતાના દંડ વડે એ બંનેને સ્પર્શ કર્યો અને, બંનેનાં દિલ દૃઢ નિર્ધારથી ભરી દીધાં અને એમને નવા માનવી બનાવી દીધા. પછી, ઊંચી ટૂંકેથી ઊડી, દૂર મેદાનમાં કોઈ પંખી તરાપ મારતા શિકારી બાજની ઝડપથી ધરાધ્રૂજક પોઝેઇડોન એ બંનેની દૃષ્ટિમર્યાદામાંથી અદૃશ્ય થઈ ગયા; બે ઐયાઝોમાંથી ઓઇલ્યૂસના પુત્ર, દોડવીરે એ દેવને ઓળખ્યો. ટેલેમોનના પુત્ર ભણી જોઈ એ બોલ્યોઃ 'ઐયાઝ, બતેલાઓ પાસે યુદ્ધ કરવાનો આપણને અનુરોધ કરનાર ઑલિમ્પસવાસી એ કોઈ દેવ જ હતા. ભાવિવેત્તાનું રૂપ એણે ભલે ધારણ કર્યું હતું પણ એ કેલ્યાઝ ન હતો. આપણી પાસેથી એ ગયા ત્યારે એમની એડીઓ અને એમનાં ગોઠણોના પાછળના ભાગ મારે માટે પુરાવારૂપ હતા - દેવને ઓળખવા મુશ્કેલ નથી એટલું જ નહીં, મારા હૃદયમાં પણ પરિવર્તન અનુભવું છું. અગાઉના કરતાં યુદ્ધ માટે હું બમણો આતુર બન્યો છું. શત્રુઓ પાસે જવા મારા હાથપગ તલપાપડ થઈ રહ્યા છે.'

'હું પણ એમ જ અનુભવું છું,' ટેલેમોનિયમ ઐયાઝે કહ્યું. મારા સબળ બાહુ મારા ભાલાને ઝંખી રહ્યા છે; મારું સ્વત્વ જાગ્રત થયું છે; અને મારા પગ જવા માટે કૂદી રહ્યા છે. રુદ્રમૂર્તિ હેક્ટરને એકલો ભીડતાં મને આનંદ આવશે.'

પોતાનાં હૈયાંઓમાં મૂકેલા રણભૂમિના તલસાટને બેઉ ઐયાઝો માણી રહ્યા હતા તેટલામાં, પોતાનાં વહાણો પાસે ઊભેલા અને જુસ્સો ફરી મેળવવા કોશિશ કરતા અકીઅનો સમીપે એ ધરણી ધ્રુજાવનાર પહોંચ્યા. અતિશ્રમે એમને હતાશ કર્યા હતા એટલું જ નહીં, પોતે બાંધેલી દીવાલ પાસે આટલી મોટી સંખ્યામાં ટ્રોજન ઘોડાને આવી ગયેલાં જોઈને પણ, એ અકીઅનો નાહિમ્મત થઈ ગયા હતા. ટ્રોજનો સામે દૃષ્ટિ કરતાં વેંત એમની આંખો આંસુથી ઉભરાતી અને મુક્તિની કોઈ આશા એમને દેખાતી ન હતી. પરંતુ, દેવસહજ આસાનીથી ધરાધ્રૂજક એ દળો વચ્ચે ગયા અને એમને આગળ ધકેલ્યા. પહેલવહેલા એ ટ્યૂસરને મળ્યા ને એને પ્રેર્યો, પછી લેઇટસ મળ્યો અને પછી, વીર પૅનેલીઓઝ, થોઆસ, ડેઇપાઇરસ અને મેરિયોનિસ અને ઍણ્ટિબોકસ એ સૌ ધીંગાણા-બહાદુરોને એણે ઢંઢોળ્યા. વેધક શબ્દો વડે એણે એ સૌમાં પ્રાણ પૂર્યાઃ 'આર્ગાઇવો, લ્યાનત છે તમને ! તમે શું નવા રંગરૂટો છો ?' આપણા બેડાઓના રક્ષણ માટે તમારા શૌર્ય પર જ મારો આધાર હતો. જંગ આકરો છે માટે તમે ઢીલા પડી જાઓ તો, આપણી ઉપર ટ્રોજનોના વિજયની ઘડી આવી પૂગી છે. આ એંધાણ તે કેવાં ! આપણાં વહાણો પાસે ટ્રોજનો આવી પહોંચશે એ ભયંકર, સ્વપ્ન કદી મેં સેવ્યું ન હતું. અગાઉના દહાડાઓમાં તો એ બીકણ સસલી જેવા હતા, સામનો કરવાની શક્તિ વિનાની, શિયાળ, ચિત્તા અને વરુઓનો શિકાર બનતી એ આમતેમ વનમાં આથડતી હોય છે. ટ્રોજનો બરાબર એ સસલીઓ જેમ જ વર્તતા હતા અને કોઈ દિવસ આપણી સામે હાથોહાથ ન આવી જવાય તેની કાળજી રાખતા હતા. ને હવે,

પોતાના નગરને ક્યાંય છોડીને, આપણાં ખોખર જહાજો પાસે આવી લડવા લાગ્યા છે ને તે આપણા સરસેનાપતિની અણઆવડતને તથા આપણા સૈનિકોની શિથિલતાને લઈને; એ એવા તો વાજ આવી ગયા છે કે, પોતાનાં વહાણોનું રક્ષણ કરવાને બદલે એ સૌ મોત પસંદ કરે છે. મહાન દોડવીર એકિલીઝનું અપમાન કરવાનો દોષ બધો આપણા સમ્રાટ ઍગામેમ્નોનનો છે તો પણ, યુદ્ધ કરતાં થંભી જવાનું આપણે કંઈ કારણ નથી. ને વીર પુરુષો તો તરત ફરી ઊભા થઈ જતા હોય છે; ચાલો આપણે ગઈ ગુજરી ભૂલી જઈએ. જેમ કે, સેનામાંના તમારા જેવા ઉત્તમ વીરોને આમ ઢીલાપોચા થતા જોવાનું ગમતું નથી. પોચી માટીના કોઈ માયકાંગલાને હું જતો કરી શકું; પણ તમે નોખી માટીના છો. તમારી સાથે તો હું ઝઘડીશ જ. દોસ્તો, તમારી આ અકર્મણ્યતાથી ભયંકર પરિણામને અર્ધે રસ્તે આપણે પહોંચી ગયા. મહારથી હેક્ટરે દરવાજો તોડ્યો છે અને મોટા આડસરને હટાવ્યું છે અને એની યુદ્ધગર્જના આપણા બેડાઓ સુધી સાંભળી શકીએ છીએ ત્યારે, આવું વર્તન કેવી તો નામોશી આણશે એનો વિચાર તમારામાંથી કોઈને નથી આવતો ?'

આ દિલ હલાવનાર શબ્દો વડે ધરતીના પરિકરે આર્ગાઇવોમાં એવું બળ પૂર્યું કે, એ સઘળા બે ઐયાઝોની પડખે ગોઠવાઈ ગયા ને તે એટલી સંખ્યામાં કે, એથી સાક્ષાત યુદ્ધદેવ કે, દળોને વ્યવસ્થિત કરનાર એથીની પણ થંભી જાય. હેક્ટર અને ટ્રોજનોનો સામનો કરવા તત્પર બનીને એમના સુનંદા વીરો ખડા થઈ ગયા. ભાલાંઓની, ગોળ ઢાલોની અને અડોઅડ ઊભેલા સૈનિકોની અભેદ્ય વાડ રચાઈ ગઈ. બધા એટલા તો અડોઅડ ઊભા હતા કે, એમનાં મસ્તકો હાલતાં ત્યારે, એમના ઝગમગતાં, કલગીવાળાં શિરત્રાણો એકમેકને અડકતાં અને આગળ ડગલાં ભરતા ત્યારે એમનાં ભાલાંઓ એકબીજા સાથે અટવાતાં. પોતાના મોરચા ભણી એ સ્થિર નજર નાખી રહ્યા હતા અને ધીંગાણું ઝંખતા હતા.

શિયાળુ વરસાદે નદીમાં પૂર ચડી આવે અને કોઈ મહાશિલાના પાયા ખસી જતા એ દડબડ ગબડવા માંડે એ રીતે મોખરો સંભાળતા હેક્ટરની પાછળ એકજૂટ બનીને ટ્રોજનો આવતા હતા. ડુંગર ઉપરથી ગબડતી એ મહાશિલા ઉછાળા મારતી, ગબડતી, વનોમાં પડછંદા પાડતી આગળ ધસતી સપાટ જમીને આવી અટકે છે ને તે પણ અનિચ્છાએ. અવિરત મારતો ને કાપતો હેક્ટર, અકીઅન કુટિરો અને વહાણો વીંધતો હમણાં દરિયે જઈ ઊભો રહેશે એવો ભય ઊભો થયો હતો. પરંતુ અકીઅનોની નક્કર માનવભીંત સામે એ આવ્યો ત્યારે, ખચકાઈને એ એની સામે ખડો રહી ગયો; અને એની સામે ઊભેલા અકીઅનો પોતાની તલવારોથી અને બેધારાં ભાલાંઓથી એની પર વાર કરવા લાગ્યા અને એને પાછો પાડી દીધો. હેક્ટર હલી ઊઠ્યો, પાછળ ખસ્યો પણ, પોતાનાં દળને એણે મોટેથી કહ્યું:'ટ્રોજનો ને લિસિયનોને હાથોહાથની લડાઈમાં કુશળ ડાર્ડેનિયનો, મારી પડખે ઊભા રહો. ભીંતમાં જડાયેલા પાણાની માફક ઊભેલા હોય તો પણ આ અકીઅનો મને લાંબો સમય ખાળી નહીં શકે. હીરીના પતિ વજ્રધારી ઝ્યૂસે મને અહીં આણ્યો હોય તો, મારે ભાલે એ નમી પડશે.'

એના પ્રેરક સાદે દળના દરેક સૈનિકમાં હામ પૂરી અને પોતાની ગોળ ઢાલ ઘુમાવતો એનો ભાઈ ડેઇફોબસ આગળ તરી આવ્યો. ઢાલની આડે, દમામભેર એ આગળ વધતો હતો તેવે મેરિયોનિસે તગતગતા ભાલાનો વાર કર્યો અને જેને એણે પોતાનું નિશાન બનાવ્યો હતો તેને ભાલું વાગ્યું પણ ખરું;

બળદના ચામડાની એની ઢાલ સાથે એ અફળાયું. પણ ઢાલની આરપાર જવાને બદલે ખામણા આગળથી બટકી ગયું - ધીંગા મેરિયોનિસના ભાલાના ભયથી ડેઈફોબસે ઢાલને હાથવા આઘી જ રાખી હતી. પણ એ વીરે પોતાના સાથીઓનું શરણ ફરી વાર લીધું. પોતાનું ભાલું ગુમાવ્યાનો અને નિશાન ચૂક્યાનો બેવડો ખેદ એને હતો. એ તુરત અકીઅન છાવણી અને જહાજો તરફ ગયો, ત્યાં પોતાની કુટિરમાં રાખેલું લાંબું ભાલું લેવાને.

પરંતુ બાકીનાઓ યુદ્ધ ખલેતા રહ્યા અને, યુદ્ધના હાકલાપડકારાથી વાતાવરણ ગાજવા લાગ્યું. પોતાના શત્રુનો વધ કરવામાં ટેલેમોનનો પુત્ર ટ્યૂસર પહેલો હતો. અશ્વોના આશ્રયદાતા મેણ્ટોરનો પુત્ર ઇમ્બ્રિયસ એનો ભોગ બન્યો હતો. અકીઅન દળોના આગમન પૂર્વે એ પેડિયમમાં વસતો હતો અને પ્રાયમની અનૌરસ પુત્રી મેડેસિકાસ્ટેને એ પરણ્યો હતો. પરંતુ પોતાનાં ડોલતાં વહાણોમાં અકીઅનો આવ્યા ત્યારે, એ ઇલિયમ પાછો આવ્યો અને, પ્રાયમને ત્યાં રહીને એણે માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું; પ્રાયમ એને પોતાનાં બાળકોની જેમ જ રાખતો. એના કાનની નીચેના ભાગમાં ટ્યૂસરે એને વીંધ્યો અને તરત પોતાનું પ્રલંબ ભાલું પાછું ખેંચી કાઢ્યું. કોઈ ઊંચી ટેકરી પર નિશાન જેવું ઊભેલું વૃક્ષ કુહાડીના ઘાએ પોતાનાં ડાળપાન સોતું પડે એમ, ધબ્બ દેતો ઇમ્બ્રિયસ પડ્યો અને એનું શોભાયમાન કાંસ્ય કવચ ખણખણી ઊઠ્યું.

એનું કવચ કાઢી લેવાને ટ્યૂસર જેવો આતુરતા-પૂર્વક દોડ્યો તેવું જ હેક્ટરે એની ઉપર ચમકતું ભાલું ફેંક્યું. પણ ચકોર ટ્યૂસરે, વાળના અંતરથી જાતને બચાવી લીધી. પણ યુદ્ધમાં ધસતા એક્ટરવંશી કિટ્યેટસને એ છાતીમાં વાગ્યું, ધબ્બ કરતોકને એ પડ્યો અને એનું બખ્તર રણઝણી ઊઠ્યું. વીર એમ્ફિમેકસના શિર પરના શિરત્રાણને છૂટું કરી લઈ લેવાને હેક્ટર ધસ્યો તેવી ઐયાઝે પોતાને ભાલેથી એની ઉપર નેમ લીધી. પણ એ નખશિખ સુરક્ષિત હતો અને ઐયાઝનો ઘા એના ઢાલના ટોપકાને વાગ્યો. પણ એવો તો જોરદાર એ ઘા હતો કે બંને મરણ પામેલાઓ પાસેથી હેક્ટરને હટી જવું પડ્યું અને એ બેઉ શબનો હવાલો અકીઅનોને સોંપવો પડ્યો. એમ્ફિમેક્સન બે એથીનિયન નાયકો, સ્ટિમિયસ અને રાજકુંવર પેનેસ્થ્યૂસ ઊંચકી ગયા અને, બધાં જોખમોને અવગણીને, બેઉ ઐયાઝો ઇમ્બ્રિયસના શબને લઈ ગયા. ભરવાડના કૂતરાઓની નજર સામેથી એની બકરીને કોઈ સિંહની જોડી ઉપાડી લે અને એને પોતાનાં જડબાંમાં ઘાલી તાણી જાય તેમ શિરત્રાણધારી બે ઐયાઝોએ ઇમ્બ્રિયસને અધ્ધર ઊંચક્યો અને એનાં શસ્ત્રો છીનવી લીધાં. એ એમ્ફિમેક્સના મૃત્યુથી વ્યાપેલા ક્રોધથી પ્રેરાઈ ઓઇલ્યુસના પુત્રે ઇમ્બ્રિયસનું મસ્તક એની ડોકથી જુદું કરી, હેક્ટરના પગ પાસે એ પડે એ રીતે, દડાની માફક તેને ફેંક્યું.

પોતાના પૌત્ર એમ્ફિમેક્સને જંગમાં મરતો ભાળી પોઝેઇડોનને ખૂબ ગ્લાનિ થઈ અને અકીઅનોની કુટિરો અને તેમનાં જહાજો પાસે જઈ એમને પાનો ચડાવવા અને ટ્રોજનો માટે એ પીડા ઊભી કરવા લાગ્યા. પ્રખ્યાત શૂલધારી આઇવેમેન્યુસને એ મળ્યા. પોતાની ટુકડીના કોઈ જણને સાથળના પાછલા ભાગમાં ભાલાનો ઘા વાગ્યો હોવાથી આઇડોમેન્યુસ એની સાથે રણક્ષેત્રમાંથી હમણાં જ આવ્યો હતો. ઘાયલ લડવૈયાને એના સાથીઓ ઊંચકી જતા હતા અને શલ્યચિકિત્સકોને સૂચના આપ્યા પછી, જંગમાં જોડાવાના પૂરા ઇરાદા સાથે એ પોતાની કુટિર તરફ જતો હતો ત્યારે, પ્લુરોન અને ડુંગરાળ કેલિડોનના રાજવી અને પોતાની

ઇટોલિયન પ્રજાથી પૂજાતા એણ્ડ્રીમોનના પુત્ર થોઆસના જેવો અવાજ કાઢી વરુણદેવે એને કહ્યું: 'આઇડોમેન્યુસ, ક્રીટનોના સેનાનાયક, ટ્રોજનો સામે આપણે જે બધી ધમકીઓ ઉચ્ચારી છે તેનું શું થયું ?'

'થોઆસ,' આઇડોમેન્યુએ ઉત્તર વાળ્યો, 'હું જાણું છું ત્યાં સુધી, કોઈ વ્યક્તિનો વાંક કઢાય એમ નથી. અમે સૌ જૂના જોગીઓ છીએ. કોઈ ભયથી ભાંગી પડ્યો નથી કે, નાહિમ્મત થઈને કોઈએ રણ છોડ્યું નથી. આર્ગોસથી આટલે દૂરને ખૂણે અકીઅનોનો આવો ભૂંડો અંત આવવો જોઈએ એમ ક્રોનોસપુત્ર ઇચ્છે છે એમ મને લાગે છે. પરંતુ, થોઆસ, તમે ધીર પુરુષ છો એને બીજા ભાંગી પડતા હોય ત્યારે, એમને પાનો ચડાવવે કુશળ છો. એમાં ઢીલા ન પડતા. લોકોને પાણી ચડાવી દો.'

'આઇડોમેન્યુસ,' પોઝેઇડોને કહ્યું, 'આજે જાનની બાજી લગાવીને લડે નહીં તે કદી ઘેર પાછા ન આવો પણ અહીં કૂતરાને રાજી કરો ! ચાલ, હથિયાર ઉપાડ અને મારી સાથે ચાલ. આપણી જોડે કશા ઉપયોગી થવાનું હોય તો, આ કામમાં આપણે સાથેલાગા લાગવું જોઈએ. નબળામાં નબળા લડવૈયાઓ પણ એકમેકની પડખે ઊભા રહે ત્યારે બહાદુર બની જાય છે; અને તેં અને મેં જંગમાં યોદ્ધાઓ સાથે જ ઝુકાવ્યું છે.'

આટલું બોલીને એ દેવ પાછા ઘમસાણમાં ઘૂસ્યા અને પોતાની સારી બાંધેલી કુટિરમાં જઈ આઇડોમેન્યુસે શોભાયમાન કવચ ધારણ કર્યું, એકાદ જોડ ભાલાંની લીધી અને, માનવજાતને સંદેશ સુણાવવા માગતા ક્રોનોસપુત્ર ઓલિમ્પસની ઊંચાઈએથી આકાશમાં વિદ્યુત ચમકાવે છે તેમ, એ ઝગમગતો બહાર પડ્યો. આઇડોમેન્યુસ દોડતો હતો ત્યારે એના વક્ષ પરનું કાંસું એવું ઝગમગતું હતું.

પોતાની કુટિરની બહાર એ પગ મૂકે ત્યાં જ એને પોતાનો ઉમદા સ્કવાયર મેરિયોનેસ મળ્યો. એ કાંસ્ય ભાલું લેવા આવ્યો હતો. 'મારા પ્રિય શસ્ત્રુ બાંધવ. મારા ભત્રીજા, ચપળ પગવાળા મેરિયોનોસ,' આઇડોમેન્યુસ ઉદ્ગાર્યો, 'રણભૂમિ છોડીને તું અહીં શા માટે આવ્યો છે ? ઘાયલ થયો છું તું ? બાણની અણીની પીડાથી ત્રાસી ગયો છે ? કે મારે માટે કશો સંદેશો લાવ્યો છે ? તને હું ખાતરી આપું છું કે, મને અહીં કુટિરમાં પડ્યા રહેવાનું મન નથી પણ હું યુદ્ધ માટે આતુર છું.'

'મારા માલિક અને સેનાપતિ,' મેરિઓનેસે કહ્યું, 'તમારી કુટિરે મળશે એ આશાએ હું ભાલું લેવા આવ્યો છું. ડેઇફોબસની ઢાલ પર વાર કર્યો ત્યારે મારા હાથમાં હતું તે ભાંગી ગયું.'

આઇડોમેન્યુસ બોલ્યો: 'તારે ભાલું જોઈતું હશે તો, તને એક નહીં એકવીસ મળશે. મારી કુટિરના દરવાજા પડખેની પાકી દીવાલે બધાં પડ્યાં છે. બધાં ટ્રોજન ભાલાંઓ છે. મેં જેમને હણ્યા છે તેમનાં એ છે. આઘા ઊભા રહીને લડવામાં હું માનતો નથી. એટલે મારી પાસે ઢાલ, ભાલાં, શિરત્રાણો અને બખ્તરોનો ઢગલો છે.'

'મારી કુટિરમાં મારી પાસે પણ ટ્રોજન હથિયારોનો ઢગલો છે.' મેરિયોનેસે કહ્યું. પણ એણે હું તરત જ ધારણ કરી શકું એટલાં સુલભ એ નથી. વળી, મારું કર્તવ્ય બજાવવામાં તમારી જેમ હું પણ પાછળ નથી પડ્યો એમ હું માનું છું. કીર્તિના એ ક્ષેત્રમાં, જ્યાં જ્યાં યુદ્ધ લડાતું હોય છે ત્યાં ત્યાં હું આગલી હરોળમાં જ હોઉં છું. તમે એ જોયું છે એટલે, તમારે બદલે બીજો કોઈ એનાથી અજાણ હોય એમ હું ધારું છું.'

'તારે એ કશું કહેવાની જરૂર નથી,' આઇડોમેન્યુસ કથ્યો. 'તારી શક્તિની મને ખબર છે અને, જહાજો પાસે રહી છાપા મારવા માટે

આપણને અમીરોને જવાબદારી સોંપવામાં આવે તો તું કેવું પરાક્રમ દાખવે એ હું જાણું છું. કારણ, માણસનું હીર બહાર આણવા માટે અને, કાયરોમાંથી બંકડાઓને તારવવા માટે છુપાઈને છાપો મારવા જેવું બીજું કંઈ નથી. કાયર તો રોજ રંગ બદલે છે; ગભરાટને લઈને એ સ્થિર બેસી શકતો નથી, પહેલાં એક પગ પર ને પછી બીજા પર ભાર મૂકી એ ઉભડક બેસે છે; પોતાના વિચારે એની છાતી ધડકધડક થાય છે અને એના દાંત કડકડતા સંભળાય છે. વીરનો રંગ કદી બદલાતો નથી અને એ ગભરાતો નથી; બીજાઓ સાથે છાપો મારવા છુપાઈને એ આસાનીથી બેસે છે. એના હૃદયમાં એક જ પ્રાર્થના ચાલી રહી હોય છેઃ શત્રુ સાથે હું ક્યારે બાથ ભીડું ! આવે પ્રસંગે તારી હિમ્મતનું કે તાકાતનું હીણું કોઈ બોલી શકશે નહીં. જંગમાં તું ભાલાથી ઘવાય તો પણ એ ઘા પારોઠનો નહીં હોય પણ, મોરચે તું બીજાઓ સાથે ખાંડાના ખેલ ખેલી રહ્યો હશે ત્યારે, એ ઘા તારી છાતીમાં કે તારા પેટમાં વાગશે. પણ નાના છોકરાઓની જેમ આપણે અહીં વાતોનાં વડાં કરવાનો આ કાળ નથી નહીં તો, લોકો નિન્દા કરશે. મારી કુટિરમાં જઈ ધીંગો ભાલો લઈ આવ.'

યુદ્ધના દેવ જેવો હિમ્મતબાજ, મેરિયોનેસ કુટિરમાં જઈ કાંસ્ય ભાલાં લઈ આવ્યો અને જંગમાં ઝંપલાવવાની મહેચ્છા સાથે એ આઇડોમેન્યુસને અનુસર્યો. બેઉ યુદ્ધદેવ એરીઝ અને એના પુત્ર જેવા લાગતા હતા; એફાઇટી કે ઉગ્ર ફ્લેજિઅનોનો પક્ષ લેવા થ્રેયૂસથી દડમજલ કરતા એ બે નીસરે અને, બીજા પક્ષની બંદગી પ્રત્યે કાન બહેરા કરી પ્રથમને એ વિજય અપાવે. ઝગમગતાં કાંસ્ય બખ્તર ધારણ કરીને જંગે ચડતા મેરિયોનેસ અને આઇડોમેન્યુસ એવા લાગતા હતા.

'નામદાર,' પોતાના સાથીને મેરિયોનેસે પૂછ્યું. 'કયે સ્થાને તમે જંગમાં ઝુકાવવા ઇચ્છો છો ? આપણી જમણી પાંખે, ડાબીએ કે મધ્યમાં ? આપણી ડાબી તરફનું રક્ષણ બોદું છે ને એ ભાંગી પડે એવું છે.' ક્રીટન સેનાપતિએ જવાબ આપ્યોઃ 'વચલા ભાગમાં જહાજોનું ધ્યાન રાખનાર બીજા છે. બે ઐયાઝો ત્યાં છે અને, આપણો ઉત્તમ તીરંદાજ તથા આડેધડની લડાઈમાં પણ કુશળ એવો ટ્યૂસર પણ ત્યાં છે. હેક્ટર ભલે દુષ્કર રહ્યો પણ એનું પેટ ભરાય એવો સામનો આ વીરો કરશે. ક્રોનોસપુત્ર હેક્ટરને સહાય કરે ને આપણા લોકો પર જો બળબળતું લાકડું ફેંકે નહીં તો, આપણા યોદ્ધાઓના ખમીરને ક્રોધી હેક્ટર તોડી નહીં શકે. મહાન ટેલેમોનિયન ઐયાઝ ધરતીની રોટી ખાતા મર્ત્ય માનવી આગળ કદી નમતું નહીં જોખે અને સીસું કે કાંસુ જ એના કટકા કરી શકશે. શત્રુઓની હરોળને ભેદનાર એકિલીઝને પણ ઐયાઝ નમતું નહીં જોખે, ભલે ઐયાઝ કે બીજો કોઈ ધોડવામાં એને આંબતા હોય. તો આપણે ડાબી પાંખ પકડો; થોડી વારમાં જ આપણને ભાળ થશે કે કોઈ ઉપર આપણે વિજય મેળવીએ છીએ કે એ બીજો કોઈ આપણી ઉપર વિજય મેળવે છે.'

રણદેવ જેવો આતુર મેરિયોનેસ પોતાના સેનાનીચીંધી દિશા તરફ વળ્યો અને એ બંને મોરચે પહોંચ્યા. સળગતી આગ જેવા આઇડોમેન્યુસને એના સાથી સાથે, યુદ્ધની વરણાગીએ સજ્જ થઈ આવતો જોઈ, એકમેક સાથે સંતલસ કરી ટ્રોજનો એકજૂટ બની એ બે ઉપર તૂટી પડ્યા. બેડાઓના પાછલા મોરા પાસે મોટી લડાઈ મંડાણી અને માર્ગ પર પડેલી ધૂળના ઢગલા આંધિ ચડતાં મોટો ગોટો બનીને ઘુમરડા લેવા લાગે તેમ, સેનાઓ સામસામી અથડાઈ. એ અંધાધુંધીમાં દરેકની નેમ એક જ હતી - સામે ઊભેલાને હલાલ કરવો. માંસ આરોગતાં લાંબાં ભાલાંઓથી મૃત્યુક્ષેત્ર ઉભરાતું હતું અને

આટલાં બધાં ઝગમગતાં શિરત્રાણો ઝળકતાં બખ્તરો અને તગતગતી ઢાલોથી આંખો અંજાઈ જતી હતી. મૂઢ જન સિવાય કોઈને આનંદ થાય તેવું અને દિલ ન હલાવે તેવું ન હતું.

ક્રોનોસના બે બળવાન પુત્રોએ આમ જુદાજુદા પક્ષો લઈ શૂરા લડવૈયાઓ ઉપર આફત ઉતારી - ચપળ ચરણવાળા એકિલીઝને ઊંચે ચડાવવાના હેતુથી ટ્રોજનો અને હેક્ટર જય મેળવે એમ ઝ્યૂસ ધારતા હતા. પરંતુ, ઇલિયમની સામે અકીઅન દવોનો સર્વનાશ એ ઇચ્છતા ન હતા; થેટિસને અને એના જિદ્દી પુત્રને એ ખુશ કરવા ચાહતા હતા. ઊલટ પક્ષે પોઝેઇડોન સાગરતરંગોમાંથી છૂપી રીતે આવ્યા હતા અને આર્ગાઇવોની સાથે રહીને એ તેમને પ્રેરતા હતા. ટ્રોજનોને હાથે એમનો પરાજય એ દેવ માટે પીડાકારક હતો અને ઝ્યૂસ પર એ ક્રોધે ભરાયા હતા. છતાં બંને દેવો એક જ માતાપિતાના સંતાન હતા જોકે, ઝ્યૂસ વડેરા અને શાણેરા હતા. ને એ કારણે, આર્ગાઇવોને ખુલ્લી સહાય ન કરવાની કાળજી પોઝેઇડોને લીધી હતી. માનવરૂપ ધારણ કરીને, છૂપે વેશે, આમતેમ ફરી દળોને એ પાણી ચડાવતા હતા. આ ભીષણ અને સમશક્તિવાળી રસ્સાખેંચ માટેનું જે દોરડું દેવોએ વણ્યું હતું તે બેઉ બાજુએ વળ વાળતું હતું. દોરડું તૂટે તેવું ન હતું અને એની ગાંઠ કોઈ છોડી શકે તેમ ન હતું; પણ એણે અનેક માણસોને હતા ન હતા કરી નાખ્યા.

પોતે ભલે જુવાન ન હતો તો પણ, પોતાનાં દળોને હાકલ કરીને આઇડોમેન્યુસે જંગમાં ઝંપલાવ્યું. કબેસસથી આવેલા એક સાથી ઓથ્રિન્યૂસને હણી એણે ટ્રોજનોને ભયભીત કર્યા. યુદ્ધની વાર્તા સાંભળીને આવેલો એ આદમી ટ્રોયમાં નવો આગંતુક હતો. પ્રાયમની સૌથી સુંદર પુત્રી કેસેણ્ડ્રાના હાથની એણે પ્રાયમ પાસે માગણી મૂકી હતી અને, એના તટ પાસેથી અકીઅનોને હાંકી કાઢવાનો ચમત્કાર કરવાનું એણે વચન આપ્યું હતું. વૃદ્ધ રાજાએ એની આ માગણી સ્વીકારી પોતાની પુત્રીનું વાગ્દાન એને કર્યું હતું અને આ સમજણે ઓથ્રિયોન્યૂસ યુદ્ધમાં જોડાયો હતો. પણ અહીં આઇડોમેન્યૂસે ચળકતા ભાલાનો પ્રહાર એની પર કર્યો અને એ અકડાઈ કરતો હતો તેવામાં જ એને ઝાલ્યો. એણે પહેરેલું કાંસ્ય બખ્તર એને નકામું પુરવાર થયું અને, ભાલાનું ફળુ ભચ્ચ કરતું એના પેટમાં ઘૂસ્યું અને એ ધબ્બ દેતો ભોં ભેગો થયો. આઇડોમેન્યૂસે એની મજાક ઉડાવીઃ 'ઓથ્રિયોન્યૂસ,' મોટે અવાજે એ બોલ્યો, 'રાજા પ્રાયમની પુત્રી સાથે તારું સગપણ થયું તે બદલ અભિનંદન. અલબત્ત, કરારના તારા ભાગના વચનપાલન ઉપર એનો આધાર છે. એની જ શરતોએ અમે પણ તારી સાથે વેપલો ન કરી શકીએ ? ઇલિયમના આ મહાન ગઢને જમીનદોસ્ત કરવામાં તું અમને સહાય કર અને બદલામાં, અમે તને આર્ગોસ મોકલીશું. ઍગામેમ્નોનની સુન્દરતમ પુત્રીને તારી પત્ની બનાવ. અમારા સાગરખેડુ બેડાઓ તરફ આવી જા એટલે તારા લગ્નની બધી બાબતો આપણે પાકી કરીએ. કન્યા માટે અમે આકરી કીંમત માગતા નથી. એ તું જોઈશ.'

આમ કટાક્ષ કરીને, આઇડોમેન્યૂસે એનો ટાંટિયો પકડી એને ટોળામાંથી ખેંચ્યો. પણ તેવે એની સહાયે ઍસિયસ આવ્યો. પોતાના રથ પાસે એ ઊભો હતો અને એના સારથીએ રથ એટલો પાસે રાખ્યો હતો કે ઘોડાઓના શ્વાસ એને વાયુની જેમ વાઈ રહ્યા હતા. આઇડોમેન્યૂસને પૂરો કરવા ઍસિયસે ખૂબ યત્ન કર્યો પણ એને માટે આઇડોમેન્યૂસ અતિ ચપળ હતો. એની હડપચી નીચે, એના ગળા ઉપર આઇડોમેન્યૂસે ભાલાનો પ્રહાર કર્યો અને એનું ફળું આરપાર નીકળી ગયું. વહાણોના કૂવાથંભ માટે જંગી

ઓક, પૉપ્લર કે પાઇન વૃક્ષના કુહાડાનો ઘા પડતાં પહાડ પરનું એ વૃક્ષ પડે છે તેમ કડડભૂસ એસિયન પડ્યો. પોતાના રથ અને અશ્વો પાસે ઍસિયસ કણસતો પડ્યો. રક્તરંજિત ધૂળને એ બાચકા ભરતો હતો. પોતાના રથને વાળીને દુશ્મનદળો પાસેથી સરકી જવાની અક્કલ એના સારથીમાં ન હતી એટલે ઠંડા દિમાગવાળા એણ્ટિલોક્સે મારેલે ભાલે એના મધ્યભાગને વીંધ્યો. એનું કાંસ્ય કવચ નકામું પુરવાર થયું; ભાલાની અણી એના પેટના મધ્યભાગમાં ખૂંચી ગઈ. 'આહ' બોલતો એ પડ્યો અને ઉમદા નેસ્ટરના પુત્ર એણ્ટિલૉક્સે એના અશ્વોને ટ્રોજન હારમાંથી અકીઅન હાર તરફ વાળી લીધા.

ઍસિયસના મૃત્યુથી વ્યથિત થયેલા ડેઇફોબસે આઇડોમેન્યૂસની સમીપ આવી ચમકતા ભાલાનો પ્રહાર કર્યો. પરંતુ સજાગ આઇડોમેન્યૂસે પોતાની ગોળ ઢાલનો આશ્રય લઈ તે ચુકાવ્યો. બળદના ચામડાનાં ગોળ પડ અને તગતગતા કાંસાની એ બનેલી હતી અને અંદરને ભાગે આડાઊભા સળિયા હતા. એ આ ઢાલ નીચે બેસી ગયો અને ઢાલની કિનારને ઘસરકો કરતું ભાલું સુસવાટો મારતું પસાર થઈ ગયું. પણ ડેઇફોબસના સમર્થ બાહુમાંથી ભાલું નિરર્થક વછૂટ્યું ન હતું. હિપ્પેસસના પુત્ર હાઇપ્સેનોરના કાળજાને એણે વીંધ્યું અને એને ઢાળી દીધો. પોતાના પરાક્રમથી ડેઇફોબસ મલકાયો અને પોકારી ઊઠ્યો:'તો ઍસિયસનું મોત બદલો લેવાયા વગરનું નથી રહ્યું. હેડીઝને માર્ગે એને મેં સથવારો મોકલતાં એ હવે હળવે હૈયે જઈ શકશે.'

એના આ આનંદોદ્ગારે અકીઅનોમાં તિરસ્કાર જન્માવ્યો, સૌથી વિશેષ એણ્ટિલૉક્સમાં. પોતાના દુઃખમાં પણ એ પોતાના સાથીને વિસ્મર્યો નહીં પણ એની સહાયમાં એ દોડી ગયો અને પોતાની ઢાલથી એણે ઘાયલ હાઇપ્સેનોરને ઢાંકી દીધો. પછી બે વિશ્વાસુ સાથીઓ આવી એને ખોખર વહાણો ભણી લઈ ગયા.

પણ આઇડોમેન્યૂસે જે રુદ્રરૂપ ધારણ કર્યું હતું તેને વારનાર કોઈ ન હતો. એની ઇચ્છા એક જ હતીઃ કોઈ ટ્રોજનની આંખે અંધારાં ઉતારવાં અથવા, અકીઅનોનો સર્વનાશ અટકાવવા જાતે ખપી જવું. એનો બીજો શિકાર એલ્કેયાઉઝ હતો; એઝૂંચાઇઝીઝની મોટી પુત્રી હિપ્પોડેમિયા એની પત્ની હતી. એ સ્ત્રી બાલિકા હતી ત્યારે એનાં માત-પિતાની લાડકી હતી. એની વયની બીજી કોઈ નારીમાં આટલું રૂપ, આટલી ચતુરાઈ કે આટલી બુદ્ધિ ન હતાં. એટલે પોઝેઇડોનની સહાયથી આઇડોમેન્યૂસે જેને હણ્યાં તેના કરતાં, એને પરણવા માટે, બીજો ઉત્તમ પુરુષ ન હતો. કારણ એ દેવે એલ્કેયાઉઝની આંખો પર એવી ભૂરકી નાખી દીધી હતી અને એના પગ એવા તો ભારે કરી દીધા હતા કે આઇડોમેન્યૂસનું ભાલું એને વાગ્યું ત્યારે એ આગળ કે પાછળ છટકી શક્યો નહીં અને કોઈ સ્મારકની કે પર્ણાચ્છાદિત વૃક્ષની જેમ એ અચલ ઊભો રહ્યો હતો. ભાલું એની છાતીમાં જોશથી ભોંકાયું અને એના કાંસ્ય બખ્તરને એણે ભેદ્યું; જે કવચે એને આજ સુધી રક્ષણ આપ્યું હતું તે ભાલે ભેદાતાં ખણખણી ઊઠ્યું. એલ્કેયાઉઝ પટકાતાં મોટો અવાજ થયો. ભાલું એના હૃદયમાં ચોંટી ગયું હતું અને એ ધબકતું હતું ત્યાં સુધી ભાલાનો કુન્દો પણ હાલતો હતો. આખરે મૃત્યુદેવે એને શાંત પાડ્યું.

પોતાના વિજયથી આઇડોમેન્યૂસ મોટેથી પોકારી ઊઠ્યોઃ 'ડેઇફોબસ તું એકને માર્યાનાં બણગાં ફૂંકતો હતો તેને સાટે ત્રણને માર્યા ! મને લાગે છે કે હવે એ અહીં મૂકી દઈએ. પણ, દોસ્ત, ઝ્યૂસનો વંશજ એવો હું તારા દેશે આવ્યો છું તો તું જાતે જ કાં મારી સામે નથી આવતો ? ઝ્યૂસે પોતાના પુત્ર મિનોઝને ક્રીટનો

રાજા બનાવ્યો; મિનોઝનો પુત્ર અજોડ ડ્યુકેલિયન હતો અને હું ડ્યુકેલિયનનો પુત્ર છું. અમારા વિશાળ દ્વીપમાંની મહાપ્રજાનો હું રાજવી છું અને મારા બતેલાઓ તને, તારા પિતાને અને ટ્રોયમાં સૌને શાપરૂપ થવા માટે મને અહીં લાવ્યા છે.'

આઇડોમેન્યૂસના પડકારથી ડેઇફોબસ દ્વિધામાં પડી ગયો; પાછળ જઈ, પોતાના કોઈ સબળ સાથીને સહાયમાં બોલાવવો કે પોતે એકલે હાથે જ ભરી પીવું ? કોઈનો સાથ હોય તો સારું એમ લાગતાં એ ઇનિયાસની શોધમાં ગયો અને, ટોળાં પાછળ એને આળસમાં ઊભેલો ભાળ્યો - ઇનિયાસને પ્રાયમ સાથે વાંકું પડ્યું હતું કારણ, પોતે બીજાઓ જેવો જ વીર હોવા છતાં પ્રાયમ એને ઉતારી પાડતો. ટ્રૉયના એક અગ્રણી તરીકે ઇનિયાસને ગણીને ડેઇફોબસ એની પાસે ગયો અને એને વીનવણી કરી. 'ઇનિયાસ,' એ બોલ્યો, 'તમારા બનેવી એલ્કેમાઉઝના રક્ષણ માટે તારી તાતી જરૂર છે. તમારા કુટુંબ માટે તમને જરીય લાગતું હોય તો, તમારા બનેવીને બચાવવા તમે મારી સાથે ચાલો; તમારા ઘરમાં રહીને, તમે નાના હતા ત્યારે એણે તમારી સંભાળ લીધી હતી. મહાન આઇડોમેન્યૂસને ભાલે એ હમણાં જ ભોંયભેગા થયા છે.'

ઇનિયાસનું હૈયું હલી ઊઠ્યું અને આઇડોમેન્યૂસ પાસે એ જવા નીકળ્યો પણ આપત્તિસૂચક ભાવ સાથે. પણ આઇડોમેન્યૂસ કૈં નાનો બાળક ન હતો તે ગભરાઈ જાય. જંગલી સૂવર કોઈ એકાંત સ્થાનમાં શિકારીઓથી ઘેરાઈ જાય અને ઊભે રુંવાડે ને આગભરી આંખે, પોતાની દંતુડીને ધારદાર કરતો, માણસ કે કૂતરો જે સામે આવે તેને હડફેટે લેવા તત્પર બને છે તેમ, બધા હાકલાપડકારા સામે એ અડગ રહ્યો અને ઇનિયાસના આક્રમણની વાટ જોતો ડગ પણ પાછો હટ્યા વિના ઊભો રહ્યો. પરંતુ એણે સહાય માગી જ અને એસ્કેલેફ્સ, એફર્યૂસ અને ડેઇપાઇરસ ભણી તેમજ, મેરિયોનેસ અને એણ્ટિલૉક્સ ભણી એણે ડગ માંડ્યા. આ સર્વ જૂના જોગીઓ પ્રત્યે એણે હાથ લંબાવ્યો અને કહ્યું: 'મિત્રો, મારી કુમકે આવો. હું એકલો છું અને મારી તરફ આવતા વેગીલા ઇનિયાસ તરફથી મારી ઉપર હુમલાનો ભય છે. સમરમાં અનેકને હણનાર તરીકે હું એને જાણું છું અને વધારામાં એ જુવાન છે. અમારી યુયુત્સાના જેવી અમારી વય સમાન હોત તો, કાં ઇનિયાસ કાં, હું જીતત.'

એક ધડાકે એ સૌ નિકટ આવી આઇડોમેન્યૂસની ચોમેર ગોઠવાઈ ગયા. ઢળતી ઢાલોની પાછળ સૌ પેતરો લઈ બેઠા હતા. પરંતુ ઇનિયાસે પણ પોતાના મિત્રોને કુમકે બોલાવ્યા હતા; ડેઇફોબસ અને પૅરિસ અને ઉત્તમ એજિનોર સૌ ટ્રોજન સેનાના સેનાપતિઓ હતા. ચરિયાણેથી ઝરે પાણી પીવા જતો ઘેટાંનો વાઘ ઘંટડી બાંધેલા ઘેટાંનાયકને અનુસરે છે તેમ, સેનાઓ પણ એની પાછળ ચાલી; પોતાનાં ઘેટાંઓને જોઈને આનંદ પામતા ભરવાડના જેવો આનંદ ઇનિયાસને થયો.

એલ્કેથાઉઝના દેહ ઉપરથી થઈને બંને હરોળોમાંથી એકમેક ઉપર ભાલાંઓની ઝડી વરસવા લાગી અને પરસ્પરના વાર વક્ષસ્થળો પરના કાંસા સાથે અથડાઈ ભયંકર રણકાર કરવા લાગ્યા. પરંતુ યુદ્ધદેવના બે સમોવડિયા ઇનિયાસ અને આઇડોમેન્યૂસ પોતાનાં નિર્દય ભાલાંઓ વડે એકમેકના માંસના લોચા ઉડાડવા ઝંખી રહ્યા. પહેલો ઘા આઇડોમેન્યૂસ પર ઇનિયાસે કર્યો. પરંતુ આઇડોમેન્યૂસની ધારણા મુજબ જ એ હતો અને વાંકા વળીને એણે ઇનિયાસના ભાલાને ચુકાવ્યું. એ પડખેથી ઊડતું જઈ ધરતીમાં ખૂંપી ગયું. પછી આઇડોમેન્યૂસે વાર કર્યો. આઇનોમોશના કવચને ભેદી એ ભાલો એના પેટમાં ખૂંપી ગયો અને એનાં આંતરડાં બહાર ફંગોળાઈ ગયાં. એ ધૂળ ફાકતો થઈ

ગયો. એના શરીરમાંથી પોતાનું પ્રલંબ ભાલું આઇડોમેન્યૂસે ખેંચી કાઢ્યું પણ, શસ્ત્રોની થતી વર્ષાને લઈને મરેલાના દેહ પરથી એનાં અદ્ભુત શસ્ત્રો અને એના ખભા પરથી એનું કવચ એ સરકાવી શક્યો નહીં. પોતે ઘા કર્યા પછી કે, સામેથી ઘા આવ્યા પછી, કૂદકો મારવાની ચપળતા એણે ગુમાવી દીધી હોવાથી અને પોતાનો જીવ બચાવવા માટે દોડી જવાની શક્તિ પણ જતી રહી હોવાથી, પોતે ઊભો હોય ત્યાં જ ખડા રહી યુદ્ધ કરવાની અને જાન બચાવવાની કળા એણે વિકસાવી હતી. હવે એ ધીમે પગલે દૂર જતો હતો તેવે, એનાં ટોણાથી પીડાતા ડેઇફોબસે એની ઉપર ભાલું વછોડ્યું. એ આઈડો-મેન્યુસને બીજી વાર પણ ચૂકી ગયો. પણ યુદ્ધદેવના પુત્ર એસ્કેલેફસને એ ભાલું વાગ્યું અને એના ખભાની આરપાર જઈ એણે એસ્કેલેફસને ધરતી પર પછાડી દીધો. એના પિતા મહાબલી એરિઝે એ ખબર પછીથી સાંભળ્યા કારણ, ઝ્યૂસના આદેશથી, અન્ય સૌ દેવો સાથે એ પણ ઑલિમ્પસ પહાડ પર બેઠેલો હતોઃ સૌ દેવો માટે યુદ્ધ આડે મર્યાદા-રેખા દોરવામાં આવી હતી.

હવે એસ્કેલેફસ માટે હાથોહાથની ઝપાઝપી જામી. એના મસ્તક પરનું ઝળકતું શિરત્રાણ ડેઇફોબસ કાઢે ત્યાં તો, યુદ્ધદેવની ત્વરાથી, મેરિયોનેસ કૂદી પડ્યો અને ડેઇફોબસના હાથ પર એણે શૂલપ્રહાર કર્યો. હલાવી શકાય એવા વજનદાર અગ્રભાગ સાથેનું એ શિરત્રાણ એના હાથમાંથી નીચે છટકી પડતાં ખણખણી ઊઠ્યું; અને, ગીધની જેમ મેરિયોનેસ ફરીથી તૂટી પડ્યો અને, પોતાના હાથમાંથી પોતાનો ભાલો ખેંચી કાઢી પાછો પોતાના સાથીઓની છત્રછાયામાં આવી ગયો. ડેઇફોબસના ભાઈ પોલાઇટિસે પોતાનો હાથ એની કમ્મરે વીંટી એને ટેકો આપ્યો અને ઘમસાણમાંથી દૂર એના રથ પાસે એને લઈ ગયો. યુદ્ધભૂમિની પાછળ સારથી સાથે એ ઊભો હતો. એના ઘવાયેલા હાથમાંથી લોહી વહેતું હોઈ એ પીડાથી કણસતો હતો અને ખૂબ નબળો પડી ગયો હતો. એને નગરમાં લઈ જવામાં આવ્યો.

પરંતુ બાકીના સૌ લડતા રહ્યા અને ઘોર ઘમસાણ મંડાયું. હવે ઇનિયાસે આક્રમણ કર્યું અને, પોતાના તીક્ષ્ણ ભાલા વડે ટેલેટોરના પુત્ર એફર્યૂસને એણે ગળેથી વીંધ્યો. એની ડોક એક બાજુ નમી ગઈ અને પોતાનાં શિરત્રાણ અને ઢાલ નીચે એ દબાઈ ગયો અને આમ મોતનો કોળિયો બની ગયો. દરમિયાનમાં યૂને પીઠ ફેરવી હતી ત્યારે, તેનો લાભ લઈ, કૂદી પડી એણ્ટિલૉક્સે ઘા કર્યો. ગરદનની પાછળના ભાગમાંની નસને એણે વીંધી નાખી, ધૂળમાં ઊંધમૂંધ પડ્યો; એના હાથ સાથીઓ તરફ પહોળા થઈ ગયા હતા. એની પર કૂદી પડી એણ્ટિલૉક્સ એનું બખ્તર કાઢવા લાગ્યો પણ તે ચકોર નજરે, કારણ ટ્રોજનો ચોમેરથી આવતા હતા. એની વિશાળ અને ચળકતી ઢાલમાં એ સૌ ગોદા મારવા લાગ્યા. પણ એ ઢાલની પાછળ એમના ઘા પહોંચી શક્યા નહીં અને એણ્ટિલૉક્સની ગરદનને છમરકો પણ કરી શક્યાં નહીં. કારણ, આવી શસ્ત્રવર્ષા વેળાએ પોઝેઇડોન નેસ્ટરપુત્રની રક્ષા કરી રહ્યા હતા. પોતાના શત્રુઓને દૂર કરવા અશક્ત એવો એ, આ તે, એમ બધી બાજુઓએથી શત્રુઓનો સામનો કરી રહ્યો હતો. એનું ભાલું એક પળ પણ સ્થિર ન હતું અને એના વિચારોને અનુસરી ઘડીકમાં એ દૂરના દુશ્મનને ડારતું તો ઘડીકમાં નજીકનાને લપેટમાં આવવાનો ભય પમાડતું.

ટોળામાં વાર કરવાની તૈયારી એ કરતો હતો એવામાં એસિયસનો પુત્ર એડેમાસ એને આઘેથી અવલોકતો ઊભો હતો તે કૂદી પડ્યો અને તેણે પોતાના તીક્ષ્ણ ભાલા વડે એણ્ટિલૉક્સની ઢાલના

મધ્યભાગમાં પ્રહાર કર્યો. પરંતુ કેશવાળીવાળા પોઝેઇડોનને એણ્ટિલોક્સના જીવની રક્ષાની પડી હોઈ એણે એ ઘાને વિફળ બનાવ્યો અને એ ભાલાનો અર્ધભાગ વળેલા કૂંડાની જેમ ઢાલને ચીટકી ગયો અને અર્ધો ધરણીએ ઢળ્યો. પોતાના માણસોમાં ભળી જઈને એડેમાસે જાતને બચાવવા કોશિશ કરી પરંતુ, મેરિયોનેસ એની પાછળ પડ્યો અને એની નાભિ અને એનાં ગુહભાગની વચ્ચેના ભાગમાં મેરિયોનેસે પોતાનું ભાલું ભોંકી દીધું. આમ, હથિયાર બરાબર ખૂંચી ગયું અને ડુંગરીઓમાં રખડતા આખલાને દોરડાંથી બાંધી ગોવાળાં એને પકડતા હોય ત્યારે એ તરફડે તેમ એડેમાસ તરફડવા લાગ્યો. પણ, મેરિયોનેસે ત્યાં આવી પોતાનું ભાલું ખેંચી કાઢ્યું ત્યાં સુધી જ આ તરફડાટ ચાલ્યો. પછી એની આંખે અંધકારના ઓળા ઊતરી પડ્યા.

હેલેનસે ડેઇપાઇરસની સમીપ આવી પોતાનું થ્રેશિયન ખડ્ગ એના લમણામાં ઝીંક્યું. એનો શિરત્રાણ ગબડી પડ્યો અને ધરતી પર પડેલા એ શિરત્રાણને કોઈ અકીઅને ઊંચકી લીધો. ડેઇપાઇરસની આંખે કાળો અંધકાર છવાયો.

ઍટ્રયૂસના પુત્ર મૅનેલોઝને આ જોઈ ઊંડો ખેદ થયો અને ભાલું ફરકાવતો, ધમકીભર્યા ઉદ્‌ગાર કરતો એ હેલેનસ ભણી ધસ્યો. જવાબમાં હેલેનસે ધનુષ્યની પણછ ખેંચી. આમ, એ બેઉ એક જ ક્ષણે એકબીજા પર પ્રહાર કરવા તત્પર હતા, એક સુતીક્ષ્ણ ભાલા વડે અને બીજો શર વડે. પ્રાયમપુત્ર હેલેનસનું શર મૅનેલોઝના વક્ષત્રાણ પર અથડાઈ પાછું ફર્યું. જોરદાર વાયરાથી અને ઊપણનારના બળથી, અડદ કે ચણા સૂપડામાંથી ભોંયે પડે તેમ, મૅનેલોઝના વક્ષત્રાણ પર એ કાતિલ બાણ અથડાઈ દૂર ફેંકાઈ ગયું. પણ, ઘોર યુદ્ધ નિનાદવાળા મૅનેલોઝનું પરાક્રમ ચડિયાતું હતું. હેલેનસે ધનુષ્ય પકડ્યું હતું તે હાથ પર મૅનેલોઝે ભાલું માર્યું અને એના હાથને વીંધીએ ધનુષ્યને અડી ગયું. ભયભીત હેલેનસ પોતાના પ્રાણ બચાવવા માટે, ઘસડાતા ભાલા સાથે, હાથને લબડતા રાખીને પોતાના ભેરુઓ ભેગો થઈ ગયો. ઉમદા એજિનોરે એ ભાલું ખેંચી કાઢ્યું અને ઘવાયેલ હાથે પાટાપીંડી કર્યા. એજિનોરના સ્કવાયરે હાથને ટેકવવા માટે ખોયું આપ્યું હતું.

સુપ્રસિદ્ધ મૅનેલોઝ સામે હવે પેઇઝેણ્ડર ધસી આવ્યો. ભૂંડા ભાવિએ એને આ માર્ગે વાળ્યો; આ માર્ગને છેડે, મોત પોકારતું હતું, મૅનેલોઝ તારી સાથેના યુદ્ધમાં એ મરવાનો હતો. બેઉ બળિયા સામસામે આવ્યા અને, વાર ચૂકી જવાથી મૅનેલોઝે પ્રારંભ કર્યો. એનું ભાલું આડું ફાટ્યું. પેઇઝેણ્ડરનો ઘા ખાલી ન ગયો; મૅનેલોઝની ઢાલ પર એણે પ્રહાર કર્યો પણ એમાં જોર એટલું ઓછું હતું કે ફળું ઢાલને ભેદી શક્યું નહીં. ઢાલે ભાલાને અટકાવી દીધું અને પાંથીમાંથી એ તૂટી ગયું. છતાં પેઇઝેણ્ડર રાજી થયો અને એને વિજયની આશા હતી. પરંતુ હવે મૅનેલોઝે પોતાની રજતખચિત કરવાલ ખેંચી અને એ વીંઝવા લાગ્યો. પોતાની ઝાલ નીચેથી પેઇઝેણ્ડરે એક સુંદર કાંસાની કુહાડી કાઢી. બંને યુદ્ધ કરવા લાગ્યા. મૅનેલોઝના શિરત્રાણ પરની ઘોડાના વાળની કલગી નીચે પેઇઝેણ્ડરની પરશુ અડી પણ, મૅનેલોઝનું ખડ્ગ પેઇઝેણ્ડરના નાકની ઉપરના કપાળમાં ખૂંચી ગયું. એનાં અસ્થિ કડકડી ઊઠ્યાં. એના ડોળા ડબક કરતા એના પગ પાસેની રજમાં રોળાઈ ગયા. લથડિયાં ખાતો એ પડ્યો. એની છાતી પર પગ મૂકી મૅનેલોઝે એનાં શસ્ત્રો ઝૂંટવી લીધાં અને એની પર આમ વિજય મેળવ્યો. 'ઉદ્ધત ટ્રોજનો' એ બોલ્યો, 'અશ્વપ્રેમી ડનાનોનાં વહાણોની આટલા નજીક તમે આવી શકશો. ભલે તમે બીજાઓનું લોહી રેડવા ઝંખતા હોય, બેશરમીના અને બીજા અવગુણોમાં તમે નથી

રાચતા એમ નથી. આતિથ્યના નિયમો તોડીને કુત્તાઓ તમે મને કેવી લજ્જાસ્પદ દશામાં મૂક્યો તે જુઓ. એમ કરીને તમે, એ નિયમો ઘડનાર ઝ્યૂસનો ખોફ વહોર્યો છે. અને ટૂંક સમયમાં જ એ તમારી નગરીને ધમરોળશે, તમારું આતિથ્ય કરતી મારી પત્નીનું અને, મારી અર્ધી દોલતનું તમે હરણ કર્યું છે. ને હવે અમારા દરિયાખેડુ બનેલાઓની તમે હોળી કરવા અને અમને કાપી નાખવા માગો છો. પણ, તમારા ઝનૂન છતાં તમને એમ નહીં કરવા દઈએ. પિતા ઝ્યૂસ, મનુષ્ય કે દેવના કરતાં આપ ક્યાંય વધારે શાણા છો - ને આ બધી તમારી લીલા છે ! નાશની કામનાવાળા અને, સદા ચાલુ રહે એવું સામસામું યુદ્ધ ઝંખતા માથાભારે ટ્રોજનો પ્રતિ આપ આટલા ઉદાર કેમ છો ? નિદ્રાથી અને પ્રેમથી, મધુરા સંગીતથી અને અદ્‌ભુત નૃત્યથી અને યુદ્ધ કરતાં પણ લાંબો સમય ચાલતી કોઈ બાબતથી ધરાઈ જઈ 'હવે બસ !' બોલી ઊઠે છે. પરંતુ આ ટ્રોજનો સમધારણ માનવીઓ નથી. જગના એ વૃકોદરો છે.'

આમ બોલતા મૅનેલોઝે શબ પરથી રક્તરંજિત કવચ ખેંચી એને પોતાના માણસોને સોંપ્યું. પછી ઊભો થઈ પાછો એ મોરચે જોડાયો. જેવો એ ત્યાં ખડો રહ્યો તેવે જ, રાજા પાઇલીપીનીઝના પુત્ર હેર્પેલિયોને એની પર હલ્લો કર્યો; ટ્રોજન યુદ્ધમાં એ પોતાના પિતા સાથે આવ્યો હતો પણ તે પાછો ફરવા માટે નહીં. મૅનેલોઝની નજીક આવી એની ઢાલના કેન્દ્ર પર હેર્પેલિયોને પ્રહાર કર્યો પરંતુ, એનું શસ્ત્ર આરપાર જવામાં નિષ્ફળ ગયું હોવાથી, એ પોતાની ટુકડીમાં સરકી ગયો જેથી જાત બચી જાય. કોઈ અસ્ત્ર-શસ્ત્ર ક્યાંયથી આવતું નથીને તે માટે એ ચોમેર દૃષ્ટિ ઘુમાવતો રહ્યો. એ પાછો હઠ્યો ત્યારે મેરિયોનેસે છોડેલું તીર એના જમણા નિતંબમાં ખૂંપી ગયું, એના મુત્રાશયને વીંધી હાડકા નીચે એ અટક્યું. હેર્પેલિયોન ભફ કરતો પડ્યો અને પોતાના સ્વજનોના હાથમાં ઝલાઈ શ્વાસ માટે તરફડવા લાગ્યો. પછી કોઈ જંતુની માફક એ ધરતી પર ઢળ્યો અને એના હિંગળોક લોહીએ ધરતી ભીંજવી. એની ચોમેર ફરી વળીને, બહાદુર પેફલેગોનિયનોએ ઊંચકી એને રથમાં નાખ્યો અને ભારે હૈયે એ રથને પવિત્ર ઈલિયમમાં લઈ ગયા. પુત્રના મૃત્યુનું વેર વાળ્યા વિના, એનો આંસુ સારતો પિતા એમની સાથે ગયો.

પરંતુ હેર્પેલિયોનના વધથી પૅરિસને ઝાંઝ ચડી કારણ, એ પેફલેગોનિયન એનો અતિથિ હતો. પોતાના મિત્રના વધનું વેર વાળવા એણે તીર છોડ્યું. જ્યોતિષી પોલીઇડસનો પુત્ર યુકેનોર નામે એક અકીઅન હતો. એ પૈસાપાત્ર અને કુલીન હતો અને કોરિન્થમાં રહેતો હતો. ટ્રૉય આવવા એ વહાણે ચડ્યો ત્યારે જ પોતાના કરુણ અંતનો ખયાલ એને હતો. કારણ, એના વૃદ્ધ પિતાએ એને કહ્યું હતું કે, 'તું કાં ભયંકર રોગથી પીડાઈ મૃત્યુ પામીશ કાં, અકીઅનો સાથે જઈ ટ્રૉયમાં મરાઈશઃ એટલે મોટો દંડ ભરવો પડ્યો હોત તેમાંથી પોતાની મૂડીને આંચયુક્ત રાખવા અને રોગની પીડામાંથી જાતને બચાવવા એ ટ્રૉય આવ્યો. ને હાવાં એનાં જડબાં અને કાનની નીચે પૅરિસે પોતાનું શર માર્યું. એટલે એની મોતપીડા લંબાઈ નહીં. દુષ્ટ મૃત્યુએ એને પોતાના પાશમાં લઈ લીધો.'

બુઝાય નહીં તેવી આગની જેમ યુદ્ધનું ઘમસાણ અહીં ચાલી રહ્યું. પરંતુ રાજપુત્ર હેક્ટરને આની ખબર ન થતાં, બેડાઓની ડાબી દિશામાં શું ચાલી રહ્યું છે તેથી એ અજાણ હતો. શત્રુઓ એના દળનો એવો ખુરદો બોલાવતા હતા કે, આર્ગાઈવોના હાથ ઉપર આવી ગયા હતા - ધરણીને ધ્રુજાવનારે એટલી હદ સુધી એમને પ્રેરણા આપી હતી અને

એમને એટલો ટેકો એ જાતે આપતા હતા. એટલે, ઢાલધારી ડનાન દળોને પોતે જ્યાં ભાંગ્યાં હતાં અને દીવાલ તથા દરવાજા પર આક્રમણ કર્યું હતું અને જ્યાં ઐયાઝ તથા પ્રોટેસિલોસનાં વહાણો ભૂખરા સમદરને કાંઠે લાંગર્યાં હતાં ત્યાં જ હેક્ટર હતો. ત્યાં રાંગ નીચેરી હતી અને ડનાન પાયદળ અને રથદળ તુમુલ સામનો કરી રહ્યાં હતાં.

એ સ્થાને લાંબા ઝભ્ભાવાળા આયોનિયનો, લોક્રિયનો અને અન્ય સાથીઓનાં જે દળો હતાં તે જહાજો પરના હેક્ટરના હલ્લાને ખાળવામાં ખૂબ મુશ્કેલી અનુભવતાં હતાં અને એને પાછો કાઢવા શક્તિમાન ન હતાં. પીટિયોસના પુત્ર મેનેસ્થ્યૂસની સરદારી હેઠળ ઍથેન્સના ચુનંદા વીર અહીં યુદ્ધ ખેલી રહ્યા હતા; ફેઇડીસ, સ્ટિચિયસ અને બહાદુર બિયેસ એમની સહાયમાં હતા; કાઇસ્યુસનો પુત્ર મીજીસ, એમ્ફિયન અને ડ્રેશિયસ ઇપીઅનોનું નેતૃત્વ કરતા હતા. અને મેડોન તથા મક્કમ પોડેર્સિસ ફિથયનોનું નેતૃત્વ કરતા હતા. એમાંનો એક હતો મેડોન રાજા ઓઇલ્યૂસનો અનૌરસ પુત્ર હોઈ એ ઐયાઝનો ભાઈ હતો. પરંતુ મનુષ્યહત્યા માટે એને દેશનિકાલ કરવામાં આવ્યો હતો અને ફાઇલેયૂસમાં એ રહેતો હતો. પોતાની અપર માતા અને ઓઇલ્યૂસની પત્નીના કોઈ સગાની તેણે હત્યા કરી હતી. બીજો પોડેર્સિસ ઇફિક્લસનો પુત્ર હતો. મોટા મનવાળા ફિથયનો અને બીઓટિયનોનો મોરચો સંભાળતા આ બે બખ્તરસજ્જ વીરો વહાણોના રક્ષણ માટે જંગ ખેલી રહ્યા હતા. ઓઇલ્યૂસનો પુત્ર ઐયાઝ ટેલેમોનના પુત્ર ઐયાઝથી કદી છેટો પડ્યો ન હતો. પડતર જમીનને ખેડવા ખૂબ જહેમત ઉઠાવતી ભૂખરા બળદની જોડ·જેવા કોઈને એ લાગતા. શિંગડાંને નીચેને ભાગેથી પરસેવો ટપકતો હોય અને, કેવળ ધૂંસરીને લઈને જ જુદા દેખાતા એ બળદો ખેતરને છેડે પહોંચ્યા સુધી ચાસ પાડ્યા જ કરે. એ જ રીતે આ બંને એકબીજાને વળગી રહ્યા અને અડોઅડ ઊભા રહ્યા હતા. પરંતુ બંને વચ્ચે એક બાબતમાં ફરક હતો. ટેલેમોનપુત્રની સહાયે તાલીમબાજ મદદનીશો હતા અને, યુદ્ધ કરતાં પોતે થાકે ત્યારે એના હાથમાંથી એ ઢાલ લઈ લેતા; ત્યારે, ઓઇલ્યૂસના વીરપુત્રની સહાયમાં લોક્રિયન સૈનિકો રહેતા નહીં, કારણ હાથોહાથની લડાઈ માટે એ તત્પર ન હતા; એમની પાસે કલગીવાળાં શિરત્રાણ ન હતાં, ગોળ ઢાલ ન હતી, રાખોડી ભાલાં ન હતાં. ઊનની બારીક પણછવાળા ધનુષ્યમાં એમને શ્રદ્ધા હતી. આ હથિયારો સાથે એ પોતાના સેનાપતિ સાથે ઇલિયમ આવ્યા હતા; અને એમની શરવર્ષાથી ટ્રોજન ટુકડીઓમાં ભંગાણ પડ્યાના બનાવો બન્યા હતા. એટલે હવે, મોરચાના શસ્ત્રસજ્જ સૈનિકો ટ્રોજનો અને કાંસ્યધારી હેક્ટર સાથે યુદ્ધ ખેલી રહ્યા હતા ત્યારે, પાછળ સલામત અંતરેથી લોક્રિયનોની બાણવૃષ્ટિએ ટ્રોજનોને મૂંઝવી માર્યા અને એમનો યુદ્ધનો રસ મંદ પડવા લાગ્યો.

જહાજો અને કુટિરોનું સામીપ્ય છોડીને ખૂબ વાયરાવાળા ઇલિયમ ભેગા બે થઈ ગયા હોત પણ, પોલિડેમસે તેમ થતું અટકાવ્યું. અજેય હેક્ટર પાસે જઈ એ બોલ્યોઃ ‘હેક્ટર, સલાહ લેવાની વાતે તું બહું જિદ્દી છે. દેવોએ તને મહાન યોદ્ધો બનાવ્યો છે એટલે, જંગનો વ્યૂહ કેમ કરવો એ તું સારામાં સારું જાણે છે એમ તું માને છે. પણ તું કંઈ બધો ભાર તારી ઉપર લઈ શકે નહીં. લોકો પાસે જુદીજુદી શક્તિઓ હોય છે. એક ખાંડાના ખેલ ખેલી શકે તો બીજો નૃત્ય કરી શકે, બંસી વગાડી શકે, ગાઈ શકે; ને કોઈ બીજાને વળી ઝ્યૂસે સારું ભેજું આપ્યું.હોય. એનો લાભ ઉઠાવી એના મિત્રો આફતમાંથી વારંવાર બચતા હોય. કારણ, સૌથી વધારે સમજ એનામાં

હોય. પણ, મને સાચું લાગે તે હું તો કહેવાનો જ. તારી ફરતું યુદ્ધ ફેલાયું છે. આપણા વીર સૈનિકોએ દીવાલ સર કરી છે પણ એમ કર્યા પછી હથિયાર હેઠળ એ સૌ આળસુ બની ઊભા છે કે, જહાજોમાં વેરાઈ મુશ્કેલીઓનો સામનો કરી રહ્યા છે. તારે અહીંથી નીકળી જવું જોઈએ અને તારા ચુનંદા સાથીઓને તારે બોલાવવા જોઈએ એવું મારું સૂચન છે. પછી આપણે ભેગા મળીને નક્કી કરીએ કે, નિર્ણાયક વિષય માટે આપણે સૌએ જહાજો ઉપર તૂટી પડવું કે, અહીંથી સહીસલામત ખસી જવું. ગઈ કાલે અકીઅનોને આપણે જે માર આપ્યો તેનો બદલો આપણને આજે એ ચૂકવે તેવો મને ડર છે. યુદ્ધોનો એક વૃકોદર એમનાં જહાજોમાં આળસુ બનીને બેઠો છે ને, જંગથી એ સાવ અળગાં રહેશે તેમ હું માનતો નથી.'

આ સલાહ સામે વાંધો પાડવા જેવું કશું હેક્ટર પાસે ન હતું અને એણે હિચકિચાટ વગર ઉત્તર આપ્યો:'તું અહીં જ ઊભો રહે પોલિડેમસ, અને તારી ફરતા ઉત્તમ સાથીઓને રાખ. એટલામાં હું પણે જઈ ત્યાંની સ્થિતિ જોઉં. ત્યાંના આપણા સૈનિકોને કામે લગાડી હું તરત પાછો આવીશ.'

આટલું બોલીને, હિમાચ્છાદિત શિખર જેવો એ તુરત ઊપડી ગયો. ને ટ્રોયનાં તથા સાથી દળોમાંથી પસાર થતાં એણે સૌને હાકલા પડકારા કર્યા. હેક્ટરનો સ્વર સાંભળી એ સૌ દોડ્યા અને પોલિડેમસ ફરતે ગોઠવાયા. પણ ડેઇફોબસને મહાન યોદ્ધા કુમાર હેલેનસને, એશિયસપુત્ર એડેયાસને અને એશિયસને પોતાને શોધવા એ આગળ ચાલ્યો. થોડી જ વારમાં એ જાણવાનો હતો કે, એમાંનો કોઈ જીવતો કે ઈજા પામ્યા વગરનો નથી. આર્ગાઇવોને હાથે બે મરાયા હતા અને વહાણોનાં તૂતક પાસે પડ્યા હતા. અને બીજા બે, ઘવાઈને ગામ ભેગા થયા હતા. ડાબી પાંખે એને એક જણ જડી ગયો. એ હતો પૅરિસ, સુંદર કેશવાળી હેલનનો પતિ. એ પોતાના માણસોને પાનો ચડાવી યુદ્ધે ચડવા મોકલતો હતો ત્યારે હેક્ટર ત્યાં આવ્યો. આવતાંવેંત એણે પૅરિસનો ઉધડો લીધો. 'પૅરિસ,' એણે કહ્યું, 'વરણાગિયા, સ્ત્રીને ભોળવનારા, ડેઇફોબસ, મહાન રાજપુત્ર હેલેનસ, એશિયસપુત્ર એડેમાસ અને એશિયસ પોતે ક્યાં છે ? મને જલદી કહે ને ઓથિયોન્યૂસનું તેં શું કર્યું છે ? ઇલિયમનો હવે અંત આવ્યો લાગે છે; એના મહાન સ્તંભો તૂટી પડ્યા છે. તારે માટે મોત સિવાય બીજો આરો નથી.'

'હેક્ટર,' પૅરિસે સણસણતો ઉત્તર વાળ્યો, 'તમારા ક્રોધમાં તમે નિર્દોષ માણસ પર દોષનો ટોપલો ઢાળો છો. લડતાં હું કદી સંકોચ પામ્યો હોઈશ તો તે આજ તો નહીં જ. સાવ કાયર થવાને હું જન્મ્યો નથી એવો દાવો હું પણ કરી શકું છું ને, જે ઘડીથી તમારા દળને તમે વહાણો પર હલ્લો કરવા કહ્યું તે ઘડીથી અમે અહીં ખડા રહી ડનાનોને જંગમાં રોકી રાખ્યા છે. જે મિત્રોના ખબર તમે પૂછ્યા તેમાંથી ડેઇફોબસ અને રાજપુત્ર હેલેનસ સિવાયના સૌ મોત પામ્યા છે ને, આ બે જણા ઘાયલ થઈને ખસી ગયા છે. બેયના ભાગ્યમાં ભાલેથી વીંધાવાનું હતું પણ, હાથમાં જ ભાલું વાગવાથી સદ્‌ભાગ્યે બેઉ બચી ગયા છે. અમને જ્યાં લેવા હોય ત્યાં લઈ જાઓ. અમે સ્વેચ્છાથી તમને અનુસરીશું અને અમારામાં હશે તેટલી હિમ્મતપૂર્વક પણ, એટલું હું ઉમેરીશ. ગમે તેટલી ઇચ્છા હોય તો પણ પોતાની તાકાતની ઉપરવટ જઈ આદમી લડી શકતો નથી.'

ભાઈને આમ ટાઢો પાડી, પૅરિસ એની સાથે યુદ્ધના હાર્દમાં ગયો. સેબ્રિયોનેસ અને પ્રશસ્ય

પોલિડેમસ, ફેલ્સિસ, ઓર્થેયૂસ, દેવ જેવો પોલિફિટિસ, પાયિઝ અમે, આગલી સવારે જ સહાય માટે આવેલા હિપ્પોશમના પુત્રો એસ્કેનિયસ અને મોરિસની આસપાસ ઘમસાણ મચ્યું હતું. ત્યાં એ બે ભાઈઓ ગયા. ગોરંભાયેલા આભમાંથી અચિંતી વાઝડી ઊતરી પડી દરિયાના ખારા પાણી પર ત્રાટકે ને, નિસાસા નાખતા દરિયામાં અવર્ણનીય તોફાન જગાડે, ફુત્કાર કરતાં મોજાં ઊછળે અને ફીણાળ મોજાંઓની હારની હાર ઊભી થાય તેમ ટ્રોજનો તૂટી પડ્યા. આગળ રક્તપિપાસુ યુદ્ધદેવ અને એની પાછળ બીજા સેનાપતિઓ અને એમની પાછળ તગતગતા કાંસ્યધારી ટ્રોજનોનાં ધાડાં ઉપર ધાડાં ઊતરી પડ્યાં. મોખરે ચાલતા હેક્ટરે હાથમાં ગોળ ઢાલ ધારણ કરી હતી; જાડાં ચામડાંનાં પડ અને પાકા કાંસાની વિશાળ પીઠવાળી એ હતી; ને એનું ચળકતું શિરસ્ત્રાણ એનાં લમણાં પર ઝૂમી રહ્યું હતું.

શત્રુઓની હરોળમાં વારંવાર આગળપાછળ જઈ પોતાની ઢાલના રક્ષણ હેઠળ પોતે ત્રાટકે તો ક્યાં ભંગાણ પડે તેમ છે તેની ચકાસણી કરવા હેક્ટર જતો. પરંતુ અકીઅનોના મનોબળને એ ડગાવી શક્યો નહીં અને એમાંનો એક, ઐયાઝ, કૂદીને ખુલ્લામાં આવ્યો અને એણે હેક્ટરને પડકાર્યો: 'એલા એય' એ બોલ્યો, 'અહીં પાસે આવ અને આર્ગાઇવોને ભગાડવાની નકામી કોશિશ મૂકી દે. અમને પણ થોડુંક લડતાં આવડે છે અને, અમે માર ખાધો તે અમને ઝ્યૂસે આપેલા દુષ્ટ શાપને કારણે. મને લાગે છે કે તું એમ માને છે કે, તું અમારા બેડાઓનો નાશ કરી નાખશે. પણ અમનેયે હાથ છે ને એ હાથ જહાજોની રક્ષા કરવા તત્પર છે અને, તું અમારાં આ વહાણો પાસે ઢૂકે એની પહેલાં તારી સુંદર નગરી પર વિજય મેળવી એ એને ધમરોળી નાખે તેવો સંભવ છે. ને તારા પૂરતી વાત કરું તો તને રથમાં ઘાલીને તારા લાંબા કેશવાળીવાળા ઘોડા બાજપંખી કરતાં વધારે વેગથી, ધૂળના ગોટા ઊડાડતા માર્ગે થઈ તને ટ્રૉયભેગો કરે અને તને બચાવે એવી પ્રાર્થના કરવાની વેળ તારે માટે આવી લાગી છે એમ મને ચોખ્ખું દેખાય છે.'

ઐયાઝની જમણી બાજુએ ઊંચે ઊડતા એક ગરુડે એને શુભ શુકન પૂરાં પાડ્યાં. આ દૃશ્યથી અકીઅન સૈન્યો ઉત્સાહિત થયાં અને હર્ષની ચિચિયારી કરી ઊઠ્યાં. પરંતુ પ્રખ્યાત હેક્ટર એથી બોલતો બંધ ન થયો. 'ઐયાઝ' એણે કહ્યું, 'ઠેકેથી ઠેકડો મારનાર પાસેથી આવા ખોટા બકવાસ જ સાંભળવાની આશા રખાય; પણ તું તો તને યે સારો કહેવરાવે છે. મને એક વાતની ખાતરી છે – એથીની અને અપોલોના આદર સાથે, દંડધારી દેવ ઝ્યૂસ અને દેવી હીરીનો પુત્ર થવાનું પણ હું એટલી જ ખાતરી સાથે કહીશ કે, આજનો દહાડો સમગ્ર આર્ગાઇવ દળો માટે ખતરનાક પુરવાર થશે અને, તું જો મારો સામનો કરવાની હિમ્મત કરશે તો, કમળ જેવી તારી શ્વેત ચામડીને મારો ભાલો ઊતરડી નાખશે. તારા બતેલાઓ પાસે જ તું ઢળી પડીશ અને, તારા માંસથી ટ્રોજન કૂતરાઓ અને શિકારી પંખીઓ તગડાં જશે.'

આટલું બોલી હેક્ટરે હલ્લો આરંભ્યો અને કાન ફોડી નાખે તેવા રવ સાથે તેની પાછળ તેનાં દળ જોડાયાં અને બાકીના સૈનિકો એ શોરમાં જોડાયા. પોતાના યુદ્ધનિનાદથી આર્ગાઇવોએ એનો પ્રત્યુત્તર આપ્યો અને, હિમ્મત ભેગી કરીને ટ્રોજન હુમલાની વાટ જોવા લાગ્યા. બેઉ સૈન્યોનો ઘોર રવ ધરણીગગનાન્તરમાં વ્યાપ્યો અને દિવસના દીવા પર એણે હલ્લો કર્યો. (ક્રમશઃ)

## રસાત્મકમ્

રાજેન્દ્ર શાહ

### ૧. પરિમાણ-શૂન્ય

બૈન્દવ
    પરિમાણ-શૂન્ય ચિન્મય,
        દ્યુતિ-કાન્ત !
પ્રશાન્ત નીલ નિધિમહીં સહજે સ્ફુરન્ત
    તરઙ્ગ સમ
કોઈ ધન્ય ક્ષણે તવ સ્વકીય ઈક્ષણ.
    ને.... તું
તુંથી જ દ્વિતીય... નિજાનન્દમય.

આનન્દ-લહર તવ
    લોલ ઉલ્લસન્ત
    નિનાદ કરન્ત, વિસ્તરન્ત,
પરિમાણ-અતીત આકાશને આનન્ત્ય.
તવ વૈભવનો
    અહો... પ્રભવ, પ્રભાવ !
બિન્દુનો સ્વયમ્
    અહો શો વિરાટ સજાવ !

અપાર પારાવારની અભિન્ન વિચિની મહીં
    હું ય એક વિચિ; લહી રહું
વિચિ-વિચિની અખણ્ડ અભિનવ લીલાઃ
રાગ અનુરાગ, વર્ણ વર્ણ તણી
        છતી થતી છટા, કલાઃ
કૃપા તવ
    દૈનંદિન નિસ્યન્દતી
        સૌમ્ય રતિરૂપા.
ક્ષણેક વયની... અને
    કહીં સિન્ધુ !
        નેત્રમહીં માત્ર એક બિન્દુ.

### ૨. વેળા વહી જાય

વેળા વહી જાયઃ
આથમણી વનકુઞ્જની છાંય તે
        ઉગમણે વરતાય.

પ્રાણનું પળેપળ છે ઈજન,
આવ ઓરો નિજ ઘરને આંગણઃ
ફૂલની રજનું વાયરે વહન,
ફોરમ એની ચોગમ ગગન,
        ગગનમહીં છવાય.

કોઈ બીજી અનુરાગની વાણી ?
કેમ કરી એ જાય પિછાણી ?
પીડતી કૂણા કાળજે છાની
અડધી અધર ઉપર આણી
        અડધી તે અટવાય.

### હરિહાથમાં નાડ/*ધીરુ પરીખ*

હરિહાથમાં હવે મૂકી છે નાડ.
    આમતેમ ચિતરામણ કર્યું,
    કાગળ ભરી ભાવકને ધર્યું,
હરિ હરખે એવી તું કવિવર કલમ ઉપાડ.

    કવ્યું-લવ્યું તેને શું વદીએ !
    પૂર ચઢ્યું છે શાહી-નદીએ;
શબ્દકરંડિયે હરિને કરીએ ધીમેધીમે લાડ !
    માટી ખાધી કે નહિ છૈયે,
    બતાવવા મુખ ખોલ્યું કનૈયે;
દાખવવા બ્રહ્માંડ ખોલતો કવિ કલમ-મોંફાડ !

# બે કાવ્યો

## ગીતા પરીખ

### ૧. ભાળ

જીવન આ પાર વિનાની
કેવી છે જંજાળ !
એક પતે ત્યાં અનેક જાગે
ઝંખનાઓની જાળ.

સમદરને પણ આરો છે જ્યાં
શમતી જલની માળ,
શીખર સહુ પર્વતકેરાં
અટકે નભવચાળ.

પણ મન-તૃષ્ણાની આ
અવિરત ઊમટે હાર,
મનછે મારું - પણ એ પાસે
હું જ બનું લાચાર !

અતૃપ્તિના દાવાનળની
કેમ ઠારવી ઝાળ ?
કેમ પામવું જીવતરને આ
કોઈ આપશો ભાળ ?

### ૨. સ્પર્ધા

આ સમય દોડતો જાય...
કેમ કરી પકડું હું એને ?
(ને) પકડું ત્યાં એ છાનો સરકી જાય...
કેમ કરી જકડું હું એને ?

પળપળના મણકાની માળા
માંડ પરોવું ત્યાં તો
બહુ સાચવું પણ વચલો ધાગો
ક્યાંય અલોપ થાતો !

અવિરત એ સ્પર્ધા માંહે... આ
જીવન સરકી જાય,
આખું જીવન તો વહી જાય
કેમ કરી અટકાવું એને ?



### *તું/ચંદ્રેશ મકવાણા 'નારાજ'*

એ પછીથી વેર સઘળા વાળ તું
પ્રેમથી પ્હેલા મને સંભાળ તું

એક એનાથી જ હારી જાઉં છું
ટાળ જલ્દી આંસુઓને ટાળ તું

આરઝુનો એક હિસ્સો એય છે.
મા બની પાછો મને અજવાળ તું

પારકાની વેદનાને પામવા
પારકાને પંડમાં ઓગાળ તું

આગની ક્યાં ખોટ છે નારાજમાં
દે હવા બાળી શકે તો બાળ તું

## યોસેફ મૅકવાન

### જાગૃતિ - ૧

અંધકારના ફૂટ્યા અંકુર પર
ઝળહળતા ઝાકળબુંદને નિહાળતું
સ્વપ્નપંખી
કાબરચીતરું અજવાળું ખંખેરતું
ફેલાવી હાથ ખાલી ખાલી
મને ભીતર ભીતર અડકતા
ને ભડકતો દોટ મૂકી આંધળી દોડ્યે જતો
અશ્વ સમયની સપાટી પર
અંધકારના ફૂટ્યા અંકુર પર
બેઠું બેઠું સ્વપ્નપંખી
નિહાળતું તકાયેલું તીર
ધીરગંભીર હવાની આંખમાંથી
હમણાં છૂટ્યું કે છૂટશે
તડાંગ...
તતડતું તોતડું બોલતો પવન
ઘસાઈને જાય સડસડાટ
અશ્વના પગની ખરી નરી ખાલીપાની
પોઠની પોઠ ભરી ભરી
જોયાં કરું
અંધકારના ફૂટ્યા અંકુર પર
ઝળહળતી મારી જાત -

### જાગૃતિ - ૨

ઠંડા પાણીએ નહાતા હોઈએ એમ
ધ્રૂજતા અક્ષરો શિયાળામાં
ડરી ડરીને વળી વળીને મને કોસતા
ઊભા રહી યાચના કરતા
અવાચક હું ટગર ટગર શિયાળામાં
ઠરી જતી નજર મારી
એમ સમયના શકોરામાંથી
પળેપળનાં બિંદુ ઠરી ગયેલાં હવામાં અકબંધ
અંધ સુગંધ રઝળતી આમતેમ
આવી ચઢી મારે દ્વાર
ટહેલ નાખતી
જાગી જતાં મારાં સ્મરણોનાં પતંગિયાં
પછી તે બાપલિયા... ઊડા ઊડ... ઊડાઊડ...
અને વચ્ચે હું
મને દીવા જેમ પ્રગટાવવા મથું... મથું...
શિયાળામાં ઠંડા પાણીએ નહાતા હોઈએ એમ
ધ્રૂજતા અક્ષરો વચ્ચે
અંધ સુગંધ ફરતી ફરતી
આવી સમાય અંતે મારામાં -
ને અવાચક હું ટગર... ટગર...
સમયના શકોરામાંથી
પળપળનાં બિંદુ ઠરી રહે એકઠાં
હવામાં અકબંધ... !

## બે ગીત
•
### રાજેશ વ્યાસ

### ૧. નામસ્મરણની દીવાલ એવી...

કશું પ્રવેશી શકે ન ભીતર,
કાનો-માતર એકે અક્ષર,
સ્મરણ ચાલતું એમ નિરંતર.
અથડાઈને તૂટી ગઈ છે આધી વ્યાધિ કેવી કેવી ?...

ચીજ ટળવળે કેટકેટલી ?
એ જ પ્રવેશી શકે એટલી,
જે લાગે અનુરૂપ જેટલી.
અનુકૂળને વધુ ગતિમય કરવા ઊઘડી જાતી કમાડ જેવી...

### ૨. ક્યાં જાવું ? શું જાવું ?...

સહજ પલાંઠી અહીં વળી ત્યાં બૂમ પડી ગિરનારી
આમ હાડ હેમાળે ગળતાં આમ રહ્યા સંસારી.
કશું ન બનતા માંડ આવડ્યું કહો હવે શું થાવું ?...

ફૂલોની આ સુગંધ પંખીના ટહુકા આ ખળખળ,
ગીત ગાય પોતાની રીતે સકળ પદારથ હરપળ.
માંડ શમ્યો ઘોંઘાટ પીપૂડી નથી કશું યે ગાવું...

## મનથી મનમાં.../*હરદ્વાર ગોસ્વામી*

હું મનથી મનમાં દોડીને.
દસ દરવાજા તોડીને.

તું આવી છે આજ અધરમાં,
અબરક અર્થો ચોડીને.

નભ જેવો ઉલ્લાસ ભરી લે,
ખાલીપાને જોડીને.

તું યે હળવોફૂલ બની જા,
તાંદૂલ-ઇચ્છા છોડીને.

મંઝિલ મળશે પળ બે પળમાં,
પદમાસનમાં દોડીને.

## હતું/*મનીષ પરમાર*

પ્હાડમાં પોલાણ પડઘાતું હતું,
સાદ પાડ્યો કોક છલકાતું હતું.

પાંદડેથી એક ઝબકારો થયો,
મુખ હવે તડકાનું મલકાતું હતું.

હાથમાં લીલાશનો ખોબો ભર્યો,
છાંયડાનું પોત રંગાતું હતું.

આજ ભેટો એમનો રણમાં થયો,
ઝાંઝવું જાણેય ભીંજાતું હતું.

જિન્દગી સ્હેલી નથી હોતી મનીષ,
નીકળેલું આંસુ સમજાતું હતું.

## પવન, પાણી, પથ્થર અને માણસ/*રાજેન્દ્ર પટેલ*

વહી જતું હોય છે
પવન પછી પાણી
નિર્મળ કે ખારું
સતત ક્યાંક ગર્તાહીન વમળમાં
અથવા
પથ્થરની જેમ સ્થગિત
હોય છે ત્યાંનું ત્યાં
થતું શુદ્ધ-અશુદ્ધ
વળી વળીને રૂપાંતર પામવું
કાળક્રમે ખડકને
મનુષ્યનો ચહેરો બનાવતું.

પવન વહે
અજ્ઞાત વલય થઈ નાચે
કપાળની કરચલી થઈ અંકાય
ને અલોપ થાય
રેતીના કણ સાથે કણ થઈ
સતત રચતો નવા નવા ચહેરા...
નદીના સફેદ નાના પથ્થર
લાગે મનુષ્યના દાંત
ઘસાતા ઘસાતા કરચ થઈ
તગતગે
આંખ બની
અંગારો બની
કે દૂરનો અજાણ્યો તારો બની
અજાણ્યો તારો પણ લાગે વ્હાલો.

કંઈક અગણિત વર્ષો પછીએ
પથ્થર બાષ્પીભૂત થતો નથી
કણકણમાં રમમાણ આકાશ
દેખાતો નથી.
રેતીની જેમ સરતો નથી
- ને ઘનીભૂત અંધકારની ભાત બની
ગૂંચવે બધું, અજ્ઞાત વિશ્વનાં
અકળ રહસ્યોની જેમ.

છતાં
પથ્થર ઉપર પંખી ભમે
પીંછું ખરે તે પહેલાં પાંખ ખરે
ધૂળ થઈ ફરફરે
પૃથ્વીના કણકણમાં
ફેલાઈ જાય ચૂપચાપ.

માર્ગ નદીનો કે પવનની લહેરનો
તેમાં ફૂટતો નથી નવો ફાંટો
છતાં નષ્ટ થતો છોડ ફૂટે સદા
મૂળ સડતાં સડતાં વધે જાય
દિવસની જેમ
સાંજની જેમ
રાત્રિની જેમ
મસમોટી નિહારિકાની જેમ વધતાં રહે.
છતાં
પવન પોકારતો નથી પાણીને
પાણી પૂછતું નથી કશું પથ્થરને
ને પથ્થર પસવારતા નથી પગલાંને
અને પગલાં ઊભા રહેતાં નથી ક્ષણભર..
માણસના બે પગલા વચ્ચેના અવકાશમાં
સ્તબ્ધ છે આકાશ.

## પથ્થર/રાજેન્દ્ર પટેલ

રસ્તા વચ્ચેનો પથ્થર
લાગે ડાળ વગરનું થડ.

સૌપહેલાં તે હશે
ખરેલા તારાનો અવશેષ
પડ્યો પડ્યો લાગે
શેષનાગનો વેશ.

શાંત પાણીમાં અચાનક પડેલા પથ્થરનાં
વમળ તેના કણકણમાં
ન કદી વિરમે છતાં
કોઈ તરણુંય એને ન ઊગે.

રસ્તાને ન વધવા દેવા
તે હંમેશાં હોય છે મક્કમ.

ઠોકર ખાઈખાઈનેય તે
સમજ્યો નથી
સ્હેજે આગળ વધ્યો નથી.

રસ્તા વચ્ચેનો પથ્થર
ન ભૂંસાતો, ન ખસતો
જાણે માણસનો પંજો.

## ગ્લાસ/રાજેન્દ્ર પટેલ

અડધો ભરેલો પાણીનો કાચનો ગ્લાસ
જોઈ રહું ખાસ.
પાણી પીવા હાથ લંબાવું
અઢળક પીઉં ને તો પણ
ગ્લાસ અડધો જ રહે
કેમેય કરી ખૂટે નહીં.

અનેક વાર પડી ગયા પછીએ
એકદમ ફૂટતો નથી
કદાચ ફૂટે તો દરેક ટુકડામાંથી
ફરી ફરી સર્જાય કાચનો ગ્લાસ.

તેને
માટી, અગ્નિ ને પાણીનો દેહ;
પવન અને અવકાશ માટે
હંમેશાં તે ઝૂરે.

અર્ધો ખાલી પણ
લાગે પૂરો ભરેલો
ઘૂંટડે ઘૂંટડે તે નવો
ને હાથે હાથે તે જૂનો થાય.

હંમેશાં તે જુએ વાપરનારને
તગતગતું જોઈ રહે,
આરપાર તેનું પાણી.

ગ્લાસ, પાણીની પારદર્શકતાનું પોત
ચૂપચાપ પીએ રાખે
સ્પર્શ પર સ્પર્શ પર સ્પર્શ
ને તે
ઝાંખો થતો જાય ધીરે ધીરે ધીરે.....

## ગઝલ/દિનેશ દેસાઈ

પ્હાડની છાતી ચીરેલા કાળમાં,
જળ બનીને વિસ્તરેલા કાળમાં.

ગર્ભના પેટાળની આ વાત છે,
દર્ભમાંથી પાંગરેલા કાળમાં.

જો સમયના ચોસલાની જેમ છું,
'હું' ઊભો એ સાચવેલા કાળમાં.

કલ્પ વર્ષોમાં હવે ગણતા રહો -
પિંડ, માટીના થીજેલા કાળમાં.

કોણ સમજે આથમેલી સાંજને ?,
છે જીવન આ સંઘરેલા કાળમાં.

## ભૂત હોય છે/*પ્રવીણ પંડ્યા*

૧

ભૂત હોય છે
અને
એમને શરીર પણ હોય છે.
એ પગથી નાચી શકતાં નથી
હાથથી તાલી પાડી શકતાં નથી
નાક ચઢાવી શકતાં નથી
મ્હોં ફુલાવી શકતાં નથી.
ભૂતને શરીર હોય છે
શો-રૂમનાં પૂતળાંને પહેરાવેલાં
નવાં નક્કોર વસ્ત્ર જેવાં !

૨

ભૂત હોય છે
પણ
એ કોઈનેય અડી શકતાં નથી
મારી-તમારી જેમ રડી શકતાં નથી.
એ માયાવી મહેલો રચી શકે છે
સોના-ચાંદીના ઢગ કરી શકે છે
રાજપાટ આપી શકે છે
તખ્તો-તાજ પલટાવી શકે છે,
પણ
ભૂત
ક્યારેય
સુખ કે દુ:ખને
અનુભવી શકતાં નથી.

૩

ભૂત હોય છે
કાળાં પાણીમાં પડેલાં
સૂર્યનાં પ્રતિબિંબ જેવાં
અને
ભૂખ્યાં પશુની ભૂખ જેવાં નિર્દોષ
પણ
ભૂવાઓ એમને
તંત્રવિદ્યાથી ગુલામ બનાવે છે
પોતાનાં ધાર્યાં કામ કરાવે છે
શત્રુને ડરાવે છે
પોતાનું સામ્રાજ્ય ફેલાવે છે.
જો કે
દરેક ભૂવાનો કમકમાટીભર્યો અંત
ભૂતના કારણે જ આવે છે.
ભૂત હોય છે
પણ
ક્યારેય
સ્વતંત્ર નથી હોતાં.

૪

ભૂત હોય છે
અને
એ ભમતાં હોય છે
પ્રકાશ અને વસ્તુના વિરોધથી સર્જાતા અંધકારમાં,
એ મશાલના અજવાળે
પડછાયાનાં સરઘસ લઈને નીકળે છે
જેને કચડીને ચાલ્યા જાય છે
સાઈરન વગાડતા કાફલા.

૫

ભૂત હોય છે
અને
પૂરી દુનિયા પર
એમનું રાજ હોય છે

પણ
એમને ઘર નથી હોતું.
એમની સાથે
પ્રેમ કરનારી
કે
ઝગડનારી સ્ત્રી નથી હોતી
કે નથી હોતા
એવા મિત્રો
જે એમની ટીકા કરે
જે એમને 'તું-કારે' બોલાવે.
ભૂત,
એકાકી હોય છે.

૬

ભૂત હોય છે.
સૂર્યાસ્ત પછી
ઘરના એકાંતભર્યા ખૂણે
બબડાટ કરતી માતાને જોઈને
આપણે વ્યથિત થઈએ છીએ.
ગેસના ચૂલા પાસે
પડછાયો બની ગયેલી પત્નીને જોઈને
છળી મરીએ છીએ,
આખા ઘરની બત્તીઓ ચાલુ કરીને
આપણે મનોમન બોલીએ છીએ
'ભૂત નથી હોતાં
ભૂત હોતાં જ નથી'
અને ત્યારે
આપણી ભીતર
ભૂત ખડખડાટ હસતાં હોય છે.

## ગઝલની ધા/હરિકૃષ્ણ પાઠક

આ દાદના ધખારાથી બહાર મને કાઢો,
આ છીછરા દુબારાથી બહાર મને કાઢો.

ઠાલા બધા ઠઠારાથી બહાર મને કાઢો,
આ તાલીઓના મારાથી બહાર મને કાઢો.

આ ઘાણ ઉપર ઘાણ ઉપર ઘાણ ઉતારે છે,
કાચા અને કુંવારાથી બહાર મને કાઢો.

લટકી પડી છે રદીફ ને કાફિયા યે ઢીલા;
લખલૂટ આ લખારાથી બહાર મને કાઢો.

આ કોણ તરન્નુમને ચાળે ચડી ગયું છે ?
ધોરણ વગરના ધારાથી બહાર મને કાઢો.

ગરવું છે આ ઘરાણું, થોડી અદબ તો રાખો,
આ ટોળ ને ટપારાથી બહાર મને કાઢો.

અજવાળું આ શમાનું ફેલાવવું છે મારે;
આ જૂઠડા ઝગારાથી બહાર મને કાઢો.

છાજે તો અહીં છાજે મહોબત-મિજાજ-લિજ્જગી;
દાદાગીરી ને ડારાથી બહાર મને કાઢો.

બે વાત મારે ઊંચી કહેવી છે નજાકતથી,
આ ઢોલ ને નગારાથી બહાર મને કાઢો.

મળવું છે ગુણીજનને શીળી કો છાંયડીમાં;
આ તોર ને તપારાથી બહાર મને કાઢો.

કુંદનની કસોટી તો કરનાર કરી જાણે,
નૂગરે લગાવ્યા નારાથી બહાર મને કાઢો.

શાયર થઈ જવું છે ખખડાવી કાણી કોડી !
આ બાપડા-બિચારાથી બહાર મને કાઢો.

આ તાલીઓ-ટપાકા, આ નાચ અને નખરાં,
આ નાટકી નઝારાથી બહાર મને કાઢો.

# ચાર કાવ્યો

## મુકુન્દ પરીખ

### ૧. અર્ઘ્ય

પ્રિય,
લખીએ શું નામ
મારા ગામ...
ચોતરફ વિસ્તરેલી
તારી ટેકરીઓની શિલાઓ
મઘમઘે છે
ફૂલો થઈને
પાછલા પહોરના સમણે...
આંબા, શેતુરની વાડીઓમાં
ફળ ચોરવા નીકળેલા
મિત્રો સાથેની ગુફ્તેગો
શ્વાસની જેમ
સાથે ને સાથે છે...
તારી સુક્કીભઠ્ઠ ખીણોમાં
પડઘાય છે
ડાયનાસૉરની ચીસો...
સમયનું ઘર હશે આકાશ
એટલે તો રોજ
ખોલીખોલીને
તાકાના તાકા
દેખાડે છે
તારો-મારો સહવાસ...
હું
તારું તન
ને
તું મારું મન...
કહેતો જઈશ પવનને
કે મારી ધૂળથી
તારી ધૂળમાં
લખે
તારું
મારું
નામ
મારા ગામ...

### ૨. એટલે

અક્ષર છે
એટલે પોલા નથી
એટલે
રચ્યા શબ્દ
બોલમાં બોદા નથી
એટલે
ફૂટી વાણી
અખૂટ સરવાણી
એટલે
પ્રગટ્યા વેદ
સકલ સંવેદન સભર
એટલે
નીપજ્યાં ગીત
સરલ ઝરણ સંગીત...
અક્ષરથી ગીત
ઈતિ સિદ્ધમ્
પણ
પ્રબુદ્ધ મન
ઝંખે ગતિ
રવથી નીરવ
શબ્દથી નિઃશબ્દ પ્રતિ
આરપાર શૂન્ય-શિખરે
કે એનીય પાર કશે
એટલે....

### ૩. લય

લીલા
ખાખરિયાના વૃક્ષે
પ્રભાતના સૂર્યકિરણ જેવી
ખિસકોલી
ચડઊતરની
રમત રમે છે રોજ...
એ
જોતાંજોતાં
થાકેલો સૂર્ય
સંકેલીને માયા
કરે છે પ્રયાણ પશ્ચિમે રોજ...
ને
હું
મહોરું
રમતાં
રમતાં
ઊતરું
સાપસીડીનું
એક એક પગથિયું રોજ....

### ૪. અવઢવ

આથમતા સૂરજનો તડકો
થોડો પીળો
થોડો રાતો
વળીવળીને
વૃક્ષે ઢળતો...
અવઢવ
એના ચિત્તે
ઘડી આકાશ
ઘડી ધરાને જોતો...
પૂછે નિજને...
'વૃક્ષ વહાલું છે ?
.....
હા
.....
ત્યારે
સૂર્ય વસે છે
અણુઅણુમાં
એનું શું છે ?'
નિરુત્તર
ભીતર...
સરે હવાએ સ્પંદન...
ઊગ્યા જેની સાથે
એને સર્વ સમર્પણ...
આથમતા સૂરજનો તડકો
હળવે હળવે
ક્ષિતિજ
ઢળતો
સૂરજના અવશેષે ભળતો...

## કશા કારણ વિના/*હરબન્સ પટેલ*

મળવું હોય તો મળ, કશા કારણ વિના,
લે, લખ્યો કાગળ, કશા કારણ વિના.

ઝળઝળિયાં ને જળ, કશા કારણ વિના,
ઢળવું હોય તો ઢળ, કશા કારણ વિના.

છોડી દે ને વળ, કશા કારણ વિના,
સહજ થવા દે પળ, કશા કારણ વિના.

રેતી ને મૃગજળ, કશા કારણ વિના,
તળિયાનાં યે તળ, કશા કારણ વિના.

કુમળી પણ કુંપળ, કશા કારણ વિના,
ભીંત ચઢે પીંપળ, કશા કારણ વિના.

## બારીન મહેતા

### ૧. તણખલાં

એ તણખલાં
કણસલાં ક્યારે થયાં
એની કોઈને ખબર નથી
પણ
એ સાપનાં બચ્ચાં બની જશે
એની સૌને ખબર છે
કારણ
ભોણ કરીને રહેતાં
કે દરમાં રહેતાં
કે જમીન ભીતર રહેતાં
આ જીવો
સાપોલિયાં જ હોય
એવી માન્યતા
સૌના મનમાં સાપોલિયું બની બેઠી છે
કે
છેવટે તો સાપોલિયાં જ
તણખલાં હોય છે.

### ૨. બધાંમાં

બધાંને બધું જોઈએ છે
અને કોઈએ કશું દેવું નથી
એવો ઘાટ ઘડાયો
અને ચારેબાજુ ફેલાયો.

હવે
બધાંને બધું થાય છે
અને કોઈને કશું કહેવું નથી
એવી સ્થિતિ વચાળે
કોણ કોને સંભાળે ?

હવે
બધાંમાં બધું
અને કોઈમાં કશું નહીં.

### ૩. પછી

પછી
ખંજરોએ નક્કી કર્યું કે
આપણે ફૂલો બની જઈશું
પછી
ફૂલો ખીલ્યાં, ચૂંટાયાં.
જાણભેદુઓએ એમાંનાં ખંજરોને પારખ્યાં
અને મૂછમાં હસી પૂજામાં મૂક્યાં
સુકાવા લાગ્યાં એટલે સાચવીને રાખ્યાં
સલામત જગાએ.
અચાનક એક દિવસ
જાણભેદુઓમાંનો અંધકાર લોહીતરસ્યો થયો
સાગમટે તેઓ ધસી ગયા
સલામત જગાએ
સુકાયેલાં ફૂલો કને
ઉપર જળનો છંટકાવ કરી જાણભેદુઓ કહેવા લાગ્યા:
'પ્રગટો, પ્રગટો; ખંજર પ્રગટો...'
એક વાર, બે વાર, ત્રણ વાર કહ્યું:
પણ ના, સુકાયેલાં ફૂલો, ફૂલો જ રહ્યાં
ખંજર ના થયાં ફરી
ને જાણભેદુઓમાંનો લોહીતરસ્યો અંધકાર
ગ્રસી ગયો એમને જ
પછી એક સામટાં ફૂલો બોલી ઊઠ્યાં:
'ખંજરમાંનો પદાર્થ
પારદર્શક બની
ફૂલ બનવાનું નક્કી કરે
એટલે
સાચેસાચ ફૂલ જ બને...!!'

## પ્હેલો પ્રહાર કોણ કરે/*રતિલાલ જોગી*

ઉપાય તારો નથી, સારવાર કોણ કરે ?
દવાની સોઈ, દુવાનો વિચાર કોણ કરે ?

વિચારે સૌનું જે, એનો વિચાર કોણ કરે ?
ઉગાર કરનારા, તારો ઉગાર કોણ કરે ?

છે દુખ, છે દર્દ, કે એનો શુમાર કોણ કરે ?
છે રાવ તો ઘણી, નાહક તુમાર કોણ કરે ?

જો આવે આવ, ન આવે તો મુન્સફી તારી,
ચરણપથારીએ ઈચ્છા ઉધાર કોણ કરે ?

મદદ મદદ છે, નથી લાગણીનો એ પર્યાય,
મસીહાનીયે મદદનો સ્વીકાર કોણ કરે ?

નથી જ ઝઘડો, હું હાર્યો અને તમે જીત્યા,
કે નાની વાતનો મોટો ગુબાર કોણ કરે ?

ખડો છું ચોકમાં 'જોગી', જનમનો અપરાધી,
મચી છે હોડ કે પ્હેલો પ્રહાર કોણ કરે ?

## બીજ બોવાનું..../*હરદ્વાર ગોસ્વામી*

જિંદગીને મન થયું છે કાંધ દેવાનું,
આ મરણ તો દોસ્ત શાયરનું જ હોવાનું.

એક બાળક બોલતા શીખી ગયું આજે,
લ્યો, હવે નિર્દોષતાને નામે રોવાનું.

તેં વિચારોમાં ઉમેરી છે ગઝલને, પણ -
જાત સળગી જાય ના બસ એ જ જોવાનું.

આપણે એમ જ ખુમારી ખોઈ નાખી છે,
ચાલુ ટ્રેને જેમ કોઈ દૃશ્ય ખોવાનું.

બાકી સઘળું છોડી દે વરસાદ ઉપર તું,
કામ તારું ફક્ત અહીંયાં બીજ બોવાનું.

## બે ગઝલ

•

### અશોક ચાવડા 'બેદિલ'

### ૧. રોજ

ઝાકળ છે મારું હોવું આપું કેમ થાપ રોજ,
તારા સ્મરણનો સૂર્ય મારે છે તરાપ રોજ.

હું પણ હવે કબૂલું દરિયાદિલ છું આદમી,
દરિયાની જેમ હું બળું છું ચૂપચાપ રોજ.

આ જર્જરિત મકાનમાં આવાગમન ન કર,
ભૂંસી જવી સરળ નથી પગલાંની છાપ રોજ.

એ તપ હશે કે યાતના ક્યાં જાણ કોઈને ?
સહેવો પડે છે સૂર્યને પોતાનો તાપ રોજ.

વ્હેવું જ મારી જાત છે મારો સ્વભાવ છે,
પાણીને દોસ્ત પાણીથી ના આમ કાપ રોજ.

### ૨. ઓસરીથી હું

પડું છું કોઈ કારણસર જુદો મારામહીંથી હું
કહી શકતો નથી મારા જ શબ્દે આપવીતી હું.

સમંદરથી વધારે જોઈ છે ખારાશ મેં તટ પર
હજી હમણાં પરત આવ્યો મળી સૂકી નદીથી હું.

નથી હિંમત હવે આ હાથમાં કે ઓરડો ખોલું
ફરું છું એ જ પગલે રોજ પાછો ઓસરીથી હું.

ભલે એ કોઈ દીવામાં રહે પણ આગ અંતે આગ
અડું છું સ્હેજ ને બળતો જઉં છું આરતીથી હું.

મને આવી મરણ રોકી ગયું એથી જ તો 'બેદિલ'
ઘણો આગળ જતો'તો જિંદગીમાં જિંદગીથી હું.

## બે ગઝલ

•

### ભાવેશ ભટ્ટ 'મન'

### ૧. રિવાજ લાગે છે

દોડવાનો રિવાજ લાગે છે
ઝાંઝવાનો સમાજ લાગે છે.

જેનો પડઘો જણાય આંખોમાં
એ તરસનો અવાજ લાગે છે.

હું ન બોલું છતાં બધા જાણે
આંસુનાં કામકાજ લાગે છે.

શૂન્યતામાં તરીને આવે છે
એ સ્મરણનાં જહાજ લાગે છે.

વ્યંગ સામેનું મૌન એ શું છે ?
લાગણીની નમાજ લાગે છે.

### ૨. સાચવું છું

ઘણી કાળજીથી કલમ સાચવું છું
સતત જિંદગીનો ભરમ સાચવું છું.

ક્ષણોને જે ભેગા મળી વાપરી ને
હજી આપણી એ રકમ સાચવું છું.

હવે એટલે તો નથી બોલતો હું
વિતેલા સમયની શરમ સાચવું છું.

યુગોથી ભલે ચડ-ઊતર હું કરું છું
નથી જાણ કોનો નિયમ સાચવું છું ?

અડીને નથી એને અભડાવવાં 'મન'
બધાં ઝાંઝવાંનો ધરમ સાચવું છું.

## ત્યારે/*મુદિતા મહેતા*

ત્યારે
ક્યાં હતો પંખી કે પિંજરનો ભેદ ?
સંબંધ હતો તો ટહુકાઓનો !

ઊડવું એટલે શું ?
ઊંચાઈ માપતી આંખ ન હતી !
પાંખ હતી, બસ ફેલાવવાની !

ધૂળિયા રસ્તા ને ભીના ધોરિયામાં
ખુલ્લા પગની છાપ -
ક્યાં હતો શુભ કે અશુભનો ભેદ ?
સંબંધ હતો તો પગલાંઓનો !

ચણોઠી ને ચણીબોરનો રંગ
મુઠ્ઠીને ભરચક રાખતો
ક્યાં હતો સભર કે ખાલીપાનો ભેદ ?
સંબંધ હતો તો છલકાવાનો !

સ્વપ્ન ને નિંદરનો ભેદ ક્યાં હતો ?
ક્યાં હતો પંખી ને પિંજરનો ભેદ ?

## ... ખટકી ગયો/*યોગિની શુક્લ*

એક જણની ભીડમાં અટકી ગયો,
હું રહ્યો ને હું જ લો, છટકી ગયો.

ચાલવા રસ્તા હતા મુજને મળ્યા,
ચાર ડગલાંમાં જુઓ, ભટકી ગયો.

સાવ લીલા પાનનું સગપણ હતું
ને છતાં હું ડાળથી બટકી ગયો.

હું પળેપળ એમની આંખે રહ્યો
તો ય પણ એ આંખને ખટકી ગયો.

રંગને ઘૂંટીને બનાવ્યો રાતભર,
છાંટતાં પળવારમાં ફટકી ગયો !

## તારા વિશે/*વિનોદ ગાંધી*

૧.

તારો સ્વર ને તારા શબ્દો તારા લય ને તાલ !
તારા મણની તોલે મારાં રતિ નહીં કે વાલ !
તું ઉપાડે પહાડ અને લે,
મારાથી ના રૂ,
કડકડતી ઠંડીમાં એથી
મને લાગતી લૂ,
ડગલાં તારાં અઢી, અમારી કીડી સરીખી ચાલ !
તારા મણની તોલે મારાં રતિ નહીં કે વાલ !
તારું સઘળું તારું, મારી
કેવળ એક પ્રતીતિ,
એ ય મટે ને હું ય મટું, તું
એવી કરને પ્રીતિ,
ભેદ ભૂંસી દે, એક કરી દે શરીર ને આ શાલ !
તારા મણની તોલે મારાં રતિ નહીં કે વાલ !

૨.

જ્યારે પણ મેં જોયું ત્યારે તું હાજરનો હાજર
પવનરૂપે કે પારસરૂપે, હોય સદા સચરાચર !
જળને અડકું, ફળને અડકું,
અડકું અંધારાને,
નભને અડકું, રજકણ અડકું
અડકું અંગારાને,
તળે-ઉપર કે આજુબાજુ બધે જ તારું ઘર !
પવનરૂપે કે પારસરૂપે, હોય સદા સચરાચર !
તને અવગણું - એ માટે હું
આંખ કરું જ્યાં બંધ,
પ્રેમ ભરેલા કોના હાથે
ભીંજાય મારો સ્કંધ ?
સાગર નહીં ને તને ગમે છે ગોપીની ગાગર !
જ્યારે પણ મેં જોયું ત્યારે તું હાજરનો હાજર !

૩.

હું તરણું, તું વહેતું પાણી, તું તારે તો તરું !
મધદરિયે હું બચી જાઉં કે તટ પર આવી મરું !
તું મારગ ને હું છું મુસાફર
તું ડુંગરની ચોટી,
તું જ ચલણ સઘળે જે ચાલે
હું બે આની ખોટી,
હું છું મૂરખ, મહેલ ત્યજીને રેતીનું ઘર કરું !
હું તરણું, તું વહેતું પાણી, તું તારે તો તરું !
મને કાટ લાગે છે, જ્યારે
તું કાયમ ચળકંત,
તારે તો ક્યાં છેડો, મારે
ડગલેપગલે અંત,
હું મૂરખ આકાશી ફુગ્ગો નાની ફૂંકે ભરું !
હું તરણું, તું વહેતું પાણી, તું તારે તો તરું !

## વાતને/*ઈશ્વર સુથાર 'શિલ્પી'*

વાતને ચાળી શકે ના એ હવે !
જાતને બાળી શકે ના એ હવે !

બ્હાર સૂએ કે પછી અંદર વળી
સ્વપ્નને ખાળી શકે ના એ હવે !

વાદળોની હૂંફથી રણ સળવળે
પણ તરસ ટાળી શકે ના એ હવે !

વેદનાના નાગ ફરતા રક્તમાં
શ્વાસને ભાળી શકે ના એ હવે !

સૂર્ય વિના એકપળ પણ ના ટકે
રાતને ગાળી શકે ના એ હવે !

મોકળો ક્યાં છે સમય 'શિલ્પી' હવે
કાળને ઢાળી શકે ના એ હવે !

## કવિશ્રી જયન્ત પાઠકની સ્મૃતિમાં/ *દત્તાત્રય ભટ્ટ*

નદી, નાળાં, શેરી રગરગ મહીં પ્હાડ, વગડો
અને વૃક્ષો પાછાં તુજ હૃદય મધ્યે જ ફળતાં.
નદીનાં પાણીમાં તરણ કરતાં ને ઊછળતાં,
વળી ભેરૂ સાથે મમત કરતાં ને ઝગડતાં.

હતું જે માણ્યું તે મન હરઘડી ગામ તલસે,
પડી ગૈ છે ખોટ્યું બચપણ તણા ગોઠ વતને.
હજી હૈયે ચાંપી વતનનયને વાદળ ઝમે,
હજી પૂછે રસ્તા કઈ તરફ ગ્યા એ જ પગલાં.

ગયો ક્યાં છોડીને ? તરુવર તળે કાવ્ય રચતો,
કલાકો બેસીને વિહગ, નભ, તારા નિરખતો.
ભલે છોડી દીધું પણ વતન હૈયે જ વસતું,
લખાતું જ્યારે કૈં શબદ થઈને એ મરકતું.

રુવે છે વૃક્ષો ને રુદન કરતી ભેખડ બધી,
પછાડે છે માથાં કરડ સરિતા માતમ થકી.



## ત્રણ લઘુકાવ્યો/ *ફિલિપ ક્લાર્ક*

૧.

મળ્યા ના મળ્યાનો
અફસોસ કરનાર
આપણે વળી કોણ ?
સાગરને મળવા નીકળેલી
સેંકડો નદીઓ
રસ્તામાં જ સુકાઈ જાય છે.

૨.

ભૂતકાળના
ઑક્સિજનના
બાટલા સાથે રાખી
વર્તમાન ચડી રહ્યો છે
ભવિષ્યનાં શિખરો.

૩.

ગટરની દુર્ગંધથી
શ્વાસ લેવામાં તકલીફ અનુભવતો
આંગણામાં ઉગેલો આસોપાલવ
ધુમાડા બદલ્યા કરે
આકાશના રંગને
ઝીંકાય તડકો
ઓગળ્યા કરે સાચવેલો બરફ
બંધાતું જવાય પ્રશ્નોના દોરડે
છૂટવા મથીએ એમ -
ગાંઠ વધુ ને વધુ મજબૂત
બનતી જાય... બનતી જાય.

## શિશુકાવ્યો

માણેકલાલ પટેલ

### ન્યૂઝીલૅન્ડ

ચારે કોરે દરિયો ગાજે,
હિલ્સે છાયો મલ્લકઃ
મલ્લક ફૂંકે ઝૂકે !
કાંઠા તોડી જળની દોટો,
પવનો મારે છલ્લકઃ
છલ્લક ઝૂંટે તૂટે !

રાત્રિ વાદળ કાળાં જામે,
રોડે રોડે ચમ્મકઃ
ચમ્મક રૂમે ઝૂમે !
પ્રભાત જોતું-રોતું ઊગે,
અદીઠ ફૂટે પલ્લકઃ
પલ્લક ચૂમે છૂમે !

ઝાડી વેલી કૂંપળ કૉળી,
પુષ્પિત ગુચ્છે ઝલ્લકઃ
ઝલ્લક હૂલે ઝૂલે !
દેખો પેખો જનજીવન તો -
મુખડે અલ્લક મલ્લકઃ
મલ્લક લૂમે ઝૂમે !

### ઑકલૅન્ડનાં પુષ્પો
(પુષ્પોની નગરી)

અંધાર ઘોર ત્હોયે પુષ્પો ખીલે -
એનું મુજને લાગે અપાર અચરજે !
અંધા એવા માણસ માણે જાણે -
સીધી મહેક એનું ભારે અચરજ !

સુગંધ, સુવાસ, સોડમ, સૌરભ નામે
પ્રત્યેક પરાગ ગંધે નોખો અચરજ,
ઘરવગડે, વનઝરણે ઘણાંય પુષ્પો
બધે જ પમાય ઓળખ ગંધે-અચરજ !

દેશવિદેશે વાવો, ઊગી ખીલે -
હોયે અસલી ગુણ, રૂપ, રંગો-અચરજ,
ચૂંટો, ફેંકો, મસળો છતાંય સામે
પમરાયે તો સાચા પામો-અચરજ !

### કોણ જગાડે ?

પહેલા પરશે ચુંબન આપી,
પહેલા ટહુકે ગુંજન આપી,
પહેલા કિરણે પૂજન આપી,
મુજને કોણ જગાડે ?

આરત-મંત્રે દીપ જલાવી,
રટણા-તંત્રે શબ્દ ગજાવી,
દિશદિશના ઉદ્‌ઘોષ સજાવી,
મુજને કોણ જગાડે ?

લળી લળીને નિરખું વાણું,
સૂરે મળિયું નૂતન ગાણું,
ફરી ફરીને ચિંતવું ટાણું !
મુજને કોણ જગાડે ?

# મમ્મી તેની ઑફિસ ગઈ છે

મૂળ ઉડિયા - સંયુક્તા રાઉત

અનુ. - ડૉ. રેણુકા શ્રીરામ સોની

કુન્‌મુન્ નામની છોકરી
મમ્મી તેની ઑફિસ ગઈ છે.
અઠવાડિયાથી તેના પપ્પા પણ ગયા
છે દૂરમાં
છૂટક કામવાળી
કોણ જાણે કેમ આજે
આવી નથી અત્યાર સુધી
કુન્‌મુને સવારે બાર્નવિટા પીધું છે
સાથે ચાર બિસ્કીટ ખાધાં છે
મમ્મી ઑફિસ ગઈ તે પહેલાં
ફરી એક વાર નાસ્તો -
બાફેલું ઇંડું અને
પાકેલું કેળું ખાઈ તે
ઢીંગલી રમે છે -
ભાડાના મકાનના વરંડામાં બેસી.
આ ઘરમાં હવે ડર નથી
દીવાલની પેલી બાજુ મકાન માલિક
ચારે બાજુ ગ્રીલ.
ઑફિસ જતાં પહેલાં
તેની મમ્મી ગૅસચુલ્લાનો પાઇપ
ખોલીને ગઈ છે
નેલકટર, બ્લેડ,
ટાંકણી, કાતર,
ડેટોલની બાટલી અને
સિંદૂરની ડબ્બી
સેલ્ફમાં રાખતી ગઈ છે.
આર્યન, ટોસ્ટર
રેડિયો, ટેપરેકોર્ડર
બધું ઊંચે ચઢાવી દીધું છે
છેક ઉપરના ખાનામાં.
કુન્‌મુન્ માટે ખાલી
આપી ગઈ છે તે
બેચાર રમકડાં
એક ચાવીવાળી મોટર
અને ડબ્બામાં થોડા બિસ્કીટ
જતી વખતે મમ્મી
ગ્રીલમાં બહારથી આંકડો લગાવતી
ગઈ
કુન્‌મુને ટાટા કર્યા
તેને વારંવાર ના કહેતી હતી મમ્મીઃ
'ગુડ ગર્લ' બહાર કદી નીકળે નહિ.

કુન્‌મુન્ ઊભી છે
ગ્રીલ પાસે એમ જ
નીચે પડ્યા છે તેના રમકડાં ચાર
ચાવીવાળી મોટર
અને થોડે દૂર
તેના માટે બિસ્કીટનો ડબ્બો.
તે શું કરે હવે ?
ઘરમાં જોતાં જ
ખૂબ ડર લાગે છે.
રસોડાની દીવાલ પર બેઠી છે
કાળી બિલાડી
પેલી ઘરડી જાડી ઢીંગલી
તેના તરફ શા માટે તાકી રહી છે
મોટી મોટી આંખો કાઢી ?
ઇસ્ કુસુમે આંખો મીંચી દીધી-
ધીમેધીમે વધતું જાય છે અંધારું
ક્યાં ગઈ કામવાળી ?
કોણ એને ખવડાશે આજે ?
જા તેને છી લાગશે તો
તે કરશે શું ?
ગ્રીલની પેલી બાજુ ફરી રહી છે
મકાનમાલિકની પાળેલી કૂકડી
માટીમાંથી ઉતાવળે ઉતાવળે ચૂંટી
ખાય છે.
પાછળ પાછળ
ગુડુર ગુડુર કરતું બચ્ચાંનું ટોળું
એક વખત માટીમાં ચાંચ મારે છે તો
બીજીવાર માની પાંખમાં.
એવી રીતે જ તાકી રહી છે કુન્‌મુન્
ગ્રીલ પકડીને.
હજુ સુધી આવી નહિ
કામવાળી.
તેની મમ્મી ઑફિસથી સાંજે પાછી
આવશે
ત્યાં સુધી શું કરશે તે ?
ગાલ પર ઝરી પડ્યાં
બેટીપા આંસુના તેની અવાક્ આંખોમાંથી.
તેની મા જો
કોઈ રીતે કૂકડી બની જાય તો ?

---

કવિયત્રી - સયુંક્તા રાઉત્
જન્મ - ૧૯૫૧ માર્ચ ૨
જન્મ સ્થળ - એમ.એ. અંગ્રેજી
પ્રવૃત્તિ - શિક્ષિકા
પ્રકાશિત કૃતિ - મુક્ત વિહંગી
(નવલકથા)
ક્ષણિક ઉભાપરુ અનંત શીતળતા
(નવલકથા)
નીલપક્ષી ઓ અન્યાન્ય કવિતા
(કવિતાસંગ્રહ)

# સ્નેહસરિતાના ખોળામાં વરસાદી ભૂસકો !

રાધેશ્યામ શર્મા

## વરસાદી પરોઢે જિંદગીના ખોળામાં

આ વરસાદની ધાર જેવી ભીની લાગણીઓ સિવાય
હવે હું કવિતા પાસે બીજી કોઈ અપેક્ષા રાખતો નથી-
તું પણ મને પ્રેમપત્ર લખે તો પરબીડિયામાં કોરા કાગળ ઉપર
થોડાં વરસાદનાં ટીપાં સિવાય હું કોઈ ઝંખના રાખતો નથી-
અને પ્રેમ તો આપણને પોતાને જ વરસાદના બારણામાં
ફરીફરીને ભીના થઈને મળવા સિવાય, બીજું કંઈ નથી-
ને જીવનની કૃતાર્થતા તો છે વરસાદની જેમ બધું આપી દેવામાં -
- ભીના થવું, બીજાંને ભીનાં કરવાં - છતોનો, છજાને, ઝરૂખાને,
ટેકરીઓને, વૃક્ષોને, ફૂલોને, પર્ણોને, પરીકથાનાં પાનાંને
ક્ષમાની જેમ ઢોળાવું હૃદયના વરસાદથી
ને સોગાદમાં આપી દેવી પહેલા વરસાદથી ભીની સોડમવાળી પૃથ્વીને...!
હાઈ સ્કૂલની એક છોકરી જેમ છેતરાઈ જવાની ભીતિ હોય ત્યારે જ
વેદનાનાં પૂરથી ચળકતી નદીને ક્યાંય સુધી જોયા કરવી વિસ્મયથી
વરસાદી પરોઢના સ્વપ્નમાં નવી આશાથી ચાલી નીકળવું પડછાયા સાથે
ને ભૂસકો મારી દેવો અમરતાને બદલે પ્રેમથી ઊભરાતી જિંદગીના ખોળામાં.....

- યશવંત ત્રિવેદી

**આ** રચના પૂરી વાંચી લેતાં એ એક વર્ષા-પ્રેમ-ગીત હોવાનો મધુર અહસાસ થશે. કૃતિનું મથાળું કહેવાનું - અને કદાચ ના કહેવાનું બધું કહી દે છે. આને કવિની પારદર્શક પ્રાંજલતા કહું. કોઈ ભાવ ઊપડ્યો એની સાથે સહ-ચારી ઊર્મિસ્પન્દનો ઊછળ્યાં એના પર પડદો પાડવાની વાત જ નહીં. પરવા પણ નહીં.

શીર્ષકમાં જે પરોઢ છે તે વર્ષાઋતુને સંકલિત કરી રમતું મેલ્યું છે: 'વરસાદી પરોઢે' અને તરત વૃતાંત છે, 'જિંદગીના ખોળામાં.' આ 'ખોળો' શબ્દ શોખ ખાતર પ્રયોજયો નથી. છેલ્લી કડી પર્યંત પહોંચીશું ત્યારે જિંદગીનો ખોળો કોનો ? માતાનો, પ્રિય પત્નીનો કે કલ્પિત પ્રેયસીનો ? પોતાનો એ રચનાનુભવ કથવા માટે, પ્રત્યેક ભાવકનો અલાયદો અધિકાર અકબંધ રાખીશું.

કૃતિની પ્રથમ કડીમાંથી પસાર થતાં આભાસી અંદાજ આવી જાય કે 'વરસાદની ધાર જેવી ભીની લાગણીઓ'થી સકલ સંનિવેશ લથબથ હશે. પણ બીજી કડી અણધાર્યો પલટો લાવે છે. કવિ અહીં સીધું સ્ટેટમેન્ટ કરી ભીનીભીની લાગણીઓની સામે નિજી અપેક્ષાનો ઉચ્ચાર કરે છે; 'હવે હું કવિતા પાસે બીજી કોઈ અપેક્ષા રાખતો નથી.' શબ્દની ઉત્કૃષ્ટ કળા,

કાવ્યકૃતિ સમક્ષ એક સર્જક નિરપેક્ષતા સાથે કેવો પેશ આવે તે અત્રે સ્પષ્ટ થયું છે.

બીજા અંતરામાં કવિતા જાણે કે પ્રેમ યા પ્રેમિકા બની વિહરી રહી છે. એને સંબોધીને નિરપેક્ષ કાવ્યનાયક એક ઝંખના, અથવા બીજા શબ્દોમાં અપેક્ષા પ્રકટ કરે છે કે તું પણ પ્રેમપત્ર લખે તો વરસાદનાં થોડાં ટીપાં જ છાંટીને મોકલજે. ત્યાં સંલગ્ન નિરપેક્ષતા પણ ઝંખના સાથે ગૂંથી છે કે પરબીડિયામાં 'વા'લાજીના મહિના' જેવા ઘેલાં ચીતરતો કાગળ નહીં પણ કોરો કાગળ જ મોકલજે.

ત્રીજો અંતરો પ્રેમની એવી નવીનકોર વ્યાખ્યા આપે છે જે મૌલિક છે. 'વરસાદના બારણામાં' પ્રયોગ ગમી જશે. એવા વરસતા બારણામાં ફરીફરી ભીનાભીના બની ભેટીને મળવા સિવાય સ્નેહ શું છે !

નાયકનો પ્રેમ વિશેનો ખયાલ કેવળ ખ્વાબી નથી. અહીં પ્રચ્છન્ન માંગ છે, સૂચનાત્મક ઝંખના છે, સેન્સ્યુઅસ રોમૅન્ટિસિઝમ છે. ભાવકને પણ દૃઢ આલિંગનની આત્મીય છાલક ઝલક અડકે તો ના નહીં !

પછીની પાંચ લીટીઓમાં પરસ્પર ભીના થવાની ક્રિયાક્રીડામાં ભીનાશનો લથ્થર પથ્થર પ્રસાર છે. વરસાદને અહીં કર્ણ જેવો મહાદાની દર્શાવ્યો છે જે બધું આપી દેવાનું શીખ્યો છે.

વર્ષાઋતુનો વ્યાપક પ્રભાવ અહીં સમસ્ત પ્રકૃતિને બાથમાં લેતો કલ્પ્યો છે. બીજાંને ભીના કરવાની યાદી લંબાઈ છે ખરી પણ તે 'પરીકથાનાં પાનાં'નેય ઊંડળમાં લે છે ત્યાં સર્જનાત્મકતા ધબકે છે. સમરકંદ બુખારા નહીં ભીની સોડમી-સમસ્ત પૃથ્વીને સપ્રેમ વર્ષાભીની બનાવી સોગાદમાં આપવાની સ્નિગ્ધ અભિલાષા છે.

'જીવનનની કૃતાર્થતા', 'ક્ષમાની જેમ ઢોળાવું હૃદયના વરસાદથી' જેવી પદાવલિ વ્યંજનાને અભિધા સ્તરે ઉતારી દે એવો આ વિદગ્ધ કર્તાને વિચાર ના આવ્યો એનું વિસ્મય ઓછું નથી. પરંતુ અંતિમ અંતરો આવા ઝૂલઝોકાને સુધારી-ઉગારી લે. 'હાઈ સ્કૂલની એક છોકરી જેમ છેતરાઈ જવાની ભીતિ'નો ઉલ્લેખ જેટલો ઓચિંતો એટલો જ અચંબો અર્પનારો છે. અહીં 'વેદનાનાં પૂરથી ચળકતી નદી' પણ ઊર્મિઘેરી નથી બની કેમ કે ત્યાંય એવી નદીને ક્યાંય સુધી વિસ્મયથી જોયા કરવાની આરત છે.

છેલ્લી બે કડીનું પૂર્વ વિવરણ કરવું પસંદ નથી. એને બદલે પંક્તિઓને આ રીતિથી આસ્વાદો:

> વરસાદી પરોઢના સ્વપ્નમાં
> નવી આશાથી ચાલી નીકળવું
> પડછાયા સાથે
> ને ભૂસકો મારી દેવો
> અમરતાને બદલે
> પ્રેમથી ઊભરાતી
> જિંદગીના ખોળામાં.

અમરતા નથી જોઈતી કવિ-નાયકને. પ્રેમથી-નદીજેમ- છલકાતી ઊભરાતી જિંદગીના ખોળામાં ખાબકવાની દિલેરી ખ્વાહિશ છે. અમરતાની અપેક્ષા નથી ને 'ભૂસકો મારી દેવાની' આતુરતા કોઈકને કદાચ આત્મઘાતકતાનો અંદેશો લાવે પણ એનો મૂલોચ્છેદ 'વરસાદી પરોઢના સ્વપ્નમાં નવી આશાથી ચાલી નીકળવું પડછાયા સાથે' પંક્તિથી થઈ જાય.

યશવંત ત્રિવેદીને ધન્યવાદ આપવાનું મન થાય એવું અહીં પ્રસ્તુત કરું ? અમેરિકાના વિખ્યાત મનોવૈજ્ઞાનિક થિઓડોર રેઈકે ૧૯૪૫માં જે કથન અર્પેલું તેવું આપણા કવિએ એની વિશદ બાનીમાં મૂર્ત કર્યું છે. કૃતિમાંનો વરસાદી પરોઢનાં 'સ્વપ્ન'નો ઉલ્લેખ રેઈકના કથન સાથે સાંકળવાથી સ્નેહનો વિશિષ્ટ આયામ ઉઘડશે:

Love is an attempt to change a piece of a dream - world into reality.... ❐

# પ્રણયનું અજવાળું ફેલાવતી મીણબત્તી

વિનોદ ગાંધી

[તું બરફની મીણબત્તી - વિજય રાજ્યગુરુ - પ્ર.આ.૨૦૦૩, કિં.૫૦. સિહોર]

વિજય રાજ્યગુરુનો 'ચાલ પલળીએ !' નામનો ગીતસંગ્રહ ૨૦૦૦માં પ્રગટ થયો હતો. એ પછી એમણે ગઝલસંગ્રહ આપ્યો તે 'તું બરફની મીણબત્તી' (૨૦૦૩). સાહિત્યિક સામયિકોમાં તેમની રચનાઓ અંવારનવાર પ્રકાશિત થતી રહી હોવાથી આ નામ હવે કાવ્યરસિક મિત્રો માટે અજાણ્યું નથી. ગીત અને ગઝલમાં સરખું કામ કરનાર આ સર્જકે પોતાના ગઝલસર્જનનાં પરિબળો લેખે અતૃપ્તિ, તડપ, તરસ, એકલતા, ઉદાસીનતા, અભાવ વગેરે જેવા ભાવોની સાથે પ્રાપ્તિનું સુખ, બાળપણનાં સંસ્મરણો કે પ્રકૃતિનાં તત્ત્વોને પણ ગણાવ્યાં છે. જો કે કોઈ પણ સર્જકના સર્જન પાછળનાં પરિબળો આ સર્જકે ગણાવ્યાં છે એ સિવાયનાં બીજાં કયાં હોઈ શકે ? આ અને આવાં જ પરિબળો માણસના હાથમાં કલમ પકડાવતાં હોય છે. સવાલ એ છે કે આ સર્વસામાન્ય પરિબળોને લઈને સર્જક અસામાન્ય અથવા બીજા સર્જક કરતાં જુદો કઈ રીતે પડે છે ? સર્જકનો વિશેષ જ એ છે કે એનું સર્જન અનન્ય હોય. 'કહ્યું કથે તે શાનો કવિ' આ ઉક્તિને અહીં જુદી રીતે પણ જોવા જેવી છે.

આ સંગ્રહની વિશેષતા એ છે કે કવિએ અહીં દરેક ગઝલનું લગાત્મક બંધારણ આપ્યું છે. લગાત્મક રૂપને લક્ષમાં લઈને પણ ગઝલનું છંદોવિધાન જાણવું-સમજવું ગમે-ફાવે એવી સરળતા અહીં થઈ છે. મારે મતે એટલું સારું થયું છે કે કવિએ ગઝલના અરબી-ફારસી નામ આપ્યાં નથી ! આ આટલા માટે કહું છું કે કોઈ પરદેશી સાહિત્યસ્વરૂપ બીજી ભાષામાં ઊતરી આવે ત્યારે એનાં સ્વરૂપાત્મક તત્ત્વો જાળવી રાખે એટલે બસ ! સૉનેટની ૧૪ લીટીની ચુસ્તી તો બરાબર, પણ ભાવવળાંક વગેરે વગર ૧૪ લીટીના આકારનો કશો અર્થ ખરો ? એટલે ગઝલમાં મિજાજ જળવાય, તે મહત્ત્વનું ! અભિવ્યક્તિ પરત્વે નાવીન્ય લાવવાનો તો સર્જકનો અધિકાર છે ! જેમ ભાષાન્તરના કેટલાક આગવા પ્રશ્નો છે, તેમ કોઈ ભાષાના વિશિષ્ટ સાહિત્ય સ્વરૂપના અન્ય ભાષામાંના અવતરણના પણ આગવા પ્રશ્નો છે.

સંગ્રહમાંની ગઝલોમાં વ્યક્ત થયેલો ભાવ મોટા ભાગે પ્રણયનો છે ! પ્રણયના વિવિધ ભાવ-ઉપભાવો અહીં અભિવ્યક્તિની વિવિધ રીતિઓથી પ્રકટ થયા છે. મોટા ભાગની ગઝલોમાં નાયિકાને સંબોધીને કે લક્ષમાં રાખી કરેલી વક્રોક્તિઓ ગઝલના શેર રૂપે આવે છે. એટલે અહીં મોટા ભાગની ગઝલોમાં male-voice છે. એમાં નાયિકા પ્રત્યે, એના વલણ પ્રત્યે દાદ-ફરિયાદના સૂરો પણ છે, તો ક્યાંક પ્રશંસાત્મકતા પણ છે. પ્રણયના અસબાબરૂપે રૂપ, ,સૌંદર્ય, વિરહ, મિલન, પ્રેમપત્ર, યાદ-સ્મરણ, વૈફલ્ય, પીડા, ક્યાંક જડત્વ જેવું બધું અહીં આવ્યું છે. કવિએ એ બધું કલાત્મકરૂપે મૂકી આપ્યું છે. સંગ્રહનું નામકરણ જે ગઝલના મત્લાના બીજા મિસરાના ચરણ પરથી થયું છે, તે ગઝલ સાદ્યંત સુંદર બની છે. કવિએ અહીં એક જ ભાવની માવજત પણ કરી જાણી છે. અહીં પોતાને પ્રિય છે એવા પાત્રના જડ પ્રકારના વલણને લીધે ઊભી થતી મૂંઝવણનો ભાવ ગઝલના મિજાજને જાળવે છે. કેટલાકને ગઝલસ્વરૂપના સંદર્ભે એવો પ્રશ્ન થાય છે કે શું શેરમાંથી મિજાજ પમાય કે આખી ગઝલરચનામાંથી મિજાજ પમાય ? તો એ પ્રશ્નના જવાબમાં જ આ આખી ગઝલ ધરી દેવાય ? પણ બે એક શેર જોઈએ.

સ્નેહની દીવાસળીથી કેમ સળગાવું તને ?
'તું બરફની મીણબત્તી ! કેમ પેટાવું તને ?
જે પ્રણયની વાતમાં મન્વંતરો ઓછાં પડે -
એ કહે છેલ્લા પહોરે કેમ સમજાવું તને ?

અહીં તું-તમેને સંબોધીને રચાયેલી અનેક ગઝલો છે. પ્રણયભાવનું સામાન્યીકરણ નહીં, પરંતુ પહેલા પુરુષ-બીજા પુરુષની હાજરી અનુભવાય એવી સ્થિતિ બધે જ રચાય છે. છતાં પહેલો પુરુષ વાચાળ છે, પણ સંબોધાયેલો બીજો પુરુષ (સ્ત્રીલિંગ) મોટે ભાગે મૂક રહેતો હોવાથી અહીં સંવાદ બનતો નથી.

તારા પ્રણયમાં છું એ ખબર ખાનગી ન'તી,
સૌને ખબર હતી તે તને ક્યાં ખબર હતી !

•

કર્યો પ્રેમ તમને તો ગુનો ગણાયો
તમે દિલ રહેંસીને છુટ્ટા ફરો છો.

•

આપ-લેની આપણે કેવી અજબ સમજણ કરી !
મેં હૃદયનો પ્યાર આપ્યો તેં મને નફરત ધરી !

•

'તમે રાત ઓઢીને' ગઝલમાં અમે-તમેના સંદર્ભે રચાયેલી કાર્ય-અકાર્યની ગૂંથણી લોભામણી રીતે કાવ્યાત્મક બની છે:

'અમે કૈંક જન્મો વટાવીને આવ્યા
તમે એક ઉંબર વટાવી શક્યાં નહિ.
અમે તો મિનારે ચઢીને કબૂલ્યું,
તમે સ્હેજ ગરદન ઝુકાવી શક્યાં નહિ.'

'મનના મથાળે'માં પણ પ્રણયભાવ અમે-તમેની ઢબે જ વ્યક્ત થયો છે, પણ જરા જુદી રીતે ! અહીં દૃષ્ટાંત અલંકાર દ્વારા સરખામણીનો ભાવ આહ્લાદક બને છે:

'ટેકરીની ટોચ માથે જેમ દેરી હોય છે,
એ રીતે મનના મથાળે તું જ બેઠી હોય છે.
પુષ્પમાં સોડમ રહેલી હોય છે એવી રીતે
તું ય શ્વાસોચ્છ્વાસમાં કાયમ રહેતી હોય છે.'

પ્રિયતમાના જુલમ સામે ફરિયાદનો ભાવ નહીં, પણ ક્રૂરતા આચરનારને અનુકૂળ કે વિશેષ અનુકૂળ થવાની તત્પરતા બતાવવાની રીતિ નવીન લાગે છે ! આડકતરા કટાક્ષની આ ગઝલ એટલે 'નગર પર ઝળહળું !'

તેં જ મારાં ફેફસાંમાં સાત કાણાં કોતર્યાં,
જો જરૂરત વાંસળીની હોય તો લઈ જા ગણું.

પ્રેમમાં સ્મરણ-યાદનો પણ મહિમા છે. 'દર્પણ ખરે છે,' 'તમારી યાદ પીડે છે.' 'માફ કરજો', 'ગત સમય બેહદ સતાવે' જેવી ગઝલોમાં 'યાદ'નું નિરૂપણ થયેલું છે. પ્રણયની વાત હોય એટલે પત્રની વાત આવે જ. 'તમારા પત્રમાં ' આખી ગઝલ પત્ર વિશેની છે !

પ્રણયેતર વિષયની 'અહીં', 'ઉદાસ આંખમાં', 'જિંદગી એટલે', 'લાગી શરત ?', 'કોણ ?', 'અંધાર', 'મઝેદાર ખ્વાબ', 'ક્યારેક' વગેરે જેવી ગઝલો પણ છે. 'હાંફવું પડે'માં જીવનની લાચારી કે એક વારની દમામભરી જિંદગીની અવદશાનું અભિધા સ્તરીય બયાન વ્યક્ત થયું છે. ક્યાંય ક્યારેય ન મળ્યાં હોય એવાં દૃશ્યચિત્રો પણ મળે છે -

કે'નાર એટલે પછીથી ચૂપ થઈ ગયો,
હોંકાર સાવ ઊંઘરેટિયા મળ્યા હશે ?

'સૂર્યાવસાદની ગઝલ'માં કાફિયા-રદીફની નવીનતા છે, તો 'લાગી શરત ?' જેવી વપરાયેલ રદીફનો અહીં વપરાશ છે. રાધા-મોરપિચ્છ, ગોકુળ-માધવ, દ્વારિકા, તાડિકા જેવાં પુરાકલ્પીય તત્ત્વોનો વિનિયોગ પણ ગઝલોમાં મળે છે. 'અમારા આખરી સમયે', 'કોણ' જેવી ગઝલો પરંપરાની છે. 'તું બરફની મીણબત્તી'માંથી તારવીસારવીને સાચવી રાખવા ગમે એવા અનેક શેર છે. ટૂંકીથી માંડી લાંબી બહેરનો ઉપયોગ પણ કવિએ કર્યો છે. ગઝલ એટલે પ્રણયીજનો વચ્ચેની ગુફતગૂમાં શરીક થવાનું ગમે એમ છે. ગુજરાતીમાં ગઝલ લખનારી આ પેઢીના ગઝલકારો માટે ફાળવાયેલી આંગળીઓમાંથી એક વેઢો વિજય રાજ્યગુરુ માટે પણ અનામત રાખવો પડે જ ! ❒

# અક્ષર પગલે

•

જયન્ત પાઠક

અક્ષર પગલે આવ્યા રે અવિનાશી,
કોરા કાગળ શા જીવતરને કરી ગયા રે કાશી !

તેત્રીસ કોટિ દેવ હવે તો
ઘૂમે અમારી ગલીએ;
ઓમકારનું અમરત પીતા
અંજલિએ અંજલિએ,
છંદ છંદ ગંગાલહરી કંઈ શબદ સ્ફુરે આકાશી.

ભજનભીના ઘટના ઘાટો ને
દીપ તરે દરશનના;
ભીતર ઝાંઝ-પખાવજ બાજે
નાદબ્રહ્મ લયલીના,
ઝરમર હરિરસ કવિતા ઝીલે ચાતક-ચાંચ પિયાસી.

('દ્રુતવિલંબિત' માંથી)

---

હેમંત વિ.સં. ૨૦૬૦ નવેમ્બર-ડિસેમ્બર ૨૦૦૩

# કવિલોક



॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.



## કવિનું કર્તવ્ય

કોઈ પણ કવિ પ્રથમ સામાજિક છે, કારણ કે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે એ અન્ય કોઈ પણ વ્યક્તિની જેમ સામાજિક પ્રશ્ને સમકક્ષ છે. આથી ઇતર જનનું જે સામાજિક કર્તવ્ય હોય તે કવિનું પણ હોય. પરંતુ કવિનું કવિ તરીકેનું પ્રથમ કર્તવ્ય કવિતાક્ષેત્રે છે, સમાજક્ષેત્રે નહીં. કોઈ પણ મનુષ્યનું કવિ હોવું કે બનવું તે તેની કવનપ્રવૃત્તિ પર નિર્ભર છે. આથી કોઈ પણ મનુષ્ય જ્યારે 'કવિ' તરીકે ઓળખાય છે ત્યારે તે તેની સફળ કવિતાક્ષેત્રની પ્રવૃત્તિને કારણે જ ઓળખાય છે.

પરંતુ કોઈ પણ મનુષ્ય 'કવિ' પદનો અધિકારી બને ત્યારે તે સામાજિક મટી જતો નથી. એક સામાન્ય મનુષ્યની જેમ તેની પણ સમાજ સાથે એટલી જ નિસબત છે. સમાજમાંથી એ જેમ યોગક્ષેમ પ્રાપ્ત કરે છે તેમ સમાજમાંથી જ - એટલે કે વ્યાપક અર્થમાં જીવનમાંથી - કવિતા પણ પ્રાપ્ત કરે છે. આટલી હદે તે સમાજનો ઋણી છે. છેક આદિકાળથી પૃથ્વીપટ પર કવિ પૂર્વો બંને પ્રવૃત્તિ માટે સમાજ-અવલંબી રહ્યો છે.

કવિને સમાજ સાથેના પોતાના અનુબંધથી તો વળી સમાજ સાથેના અન્ય સામાજિકોના અનુબંધથી જીવનપ્રવૃત્ત અને કવનપ્રવૃત્ત થવાનું બનતું હોય છે. આમ, સમાજજીવન અને વ્યક્તિજીવન ઓતપ્રોત કે પરસ્પરાવલંબી હોવાથી કોઈ પણ મનુષ્યનું કવિ બનવું એમાં પણ વ્યાપક અર્થમાં

જીવન-અવલંબન છે. આથી કવિ પોતાની કવિતામાંથી જીવનની બાદબાકી કરી શકતો નથી, અને એ ન્યાયે સમાજની પણ બાદબાકી કરી શકતો નથી.

આ રીતે જોવા જતાં કોઈ પણ સામાજિક વિશેષ અધિકારભેદે કવિ બને છે. અને જ્યારે એ કવિ રૂપે પોતાની પ્રવૃત્તિઓ આદરે છે ત્યારે તેનું કર્તવ્ય કવિતા કરવાનું જ હોય છે. એ જ્યારે કાવ્યસર્જનરત હોય છે ત્યારે કવિ હોય છે એ સાચું, પણ એથી એ પ્રક્રિયા દરમિયાન પણ એ સામાજિક તો હોય જ છે. હવે એ સમાજને કવિતામાં ઓગાળી દે છે. આ ઓગળી દેવું એટલે સામાજિક પરિમાણને મિટાવી દેવું એમ નહીં; એ પરિમાણનું કલાની ભૂમિકાએ સૂક્ષ્મતમ અને સંવેદનસિક્ત કવિતારસાયણમાં રૂપાંતર કરવું એવો અર્થ ઘટાવવો તે કવિ માટે અને કોઈ પણ સામાજિક માટે અનિવાર્ય સમજ છે. જગતની ઉત્તમ કવિતાસૃષ્ટિમાં કવિ કદી સામાજિક તરીકે પાછો પડ્યો નથી. એણે પોતાનો સમાજધર્મ આ રીતે ઉત્તમ કાવ્યનિર્મિત દ્વારા અદા કર્યો હોય છે. આથી કવિને માટે ઉત્તમ કાવ્યકૃતિનું સર્જન એ એનું આદ્ય અને અંતિમ કર્તવ્ય છે. એ આમ કાવ્યનિર્મિતિના કર્તવ્ય દ્વારા જ સામાજિક કર્તવ્ય નિભાવતો હોય છે. આથી ચુસ્તપણે કહેવું હોય તો કહી શકાય, અથવા કહેવું જોઈએ, કે કવિનું કર્તવ્ય કાવ્યનિર્મિતિનું છે.

આવી સાદીસીધી વાતને માનવ-ઇતિહાસમાં અનેક તબક્કે ગૂંચવી નાખવામાં આવતી હોય છે. કોઈ પણ દુર્ઘટના, પછી તે પ્રકૃતિસર્જિત હોય કે માનવસર્જિત હોય, સમાજમાં બને ત્યારે સંવેદનશીલ મનુષ્યની ચેતના હલબલી ઊઠે છે, અને તે પેલી દુર્ઘટનાના નિવારણ માટે સક્રિય બને છે. ક્યાંક દુષ્કાળ પડ્યો, ક્યાંક રેલસંકટ આવ્યું, ક્યાંક ધરતીકંપ થયો, ક્યાંક ખૂનામરકી થઈ, ક્યાંક આમ આસમાની-સુલતાની આફત ઊતરી આવી કે તરત જ સમાજનાં સંવેદનશીલો સક્રિય બને છે અને જે તે દુર્ઘટનાને નિવારવા યથોચિત ભૌતિક પ્રયાસોમાં લાગી જાય છે. આ દુર્ઘટનાગ્રસ્ત પોતાના માનવબંધુઓને સહાયરૂપ થઈ તે માનવધર્મ કે સામાજિક ધર્મ અદા કરે છે. આમ કરવું એ તત્કાલીન અનિવાર્ય પ્રવૃત્તિ છે.

પરંતુ પ્રશ્ન આ તબક્કે જ ઊભો થાય છે. વિવિધ ક્ષેત્રોમાંથી સામાજિકો આવા કપરા કાળે કાર્યપ્રવૃત્ત થાય છે ત્યારે એવો પ્રશ્ન પણ પુછાય છે કે આ દુર્ઘટનામાં કવિઓ ક્યાં ? કવિઓ એટલે વ્યાપક અર્થમાં સાહિત્યકારો. કવિ કે કવિવૃન્દે ક્યાંય ઇંટમટોડાં ઊંચક્યાં ? ક્યાંય પાળા બાંધવા ગયા ? ક્યાંય અછતગ્રસ્તોને રાહત પહોંચાડવા પહોંચી ગયા ? નિર્ઘૃણ હત્યાકાંડ વખતે કે રાજકીય યુદ્ધખોરીમાં માનવતાની પતાકા લહેરાવવા ક્યાંય આગળ થયા ? સંકટગ્રસ્તોને સહાયરૂપ થવા આગળ આવ્યા ? આવા અનેકવિધ પ્રશ્નો કાળના વિવિધ તબક્કે કવિ સામે ધરાતા રહ્યા છે. આવા પ્રશ્નો જેની સામે ધરવામાં આવે છે તેની પ્રસ્તુતતા કેટલી તેવો પ્રતિપ્રશ્ન પણ જન્મે છે. આ પ્રતિપ્રશ્નથી તે પૂર્વેના પુછાયેલા પ્રશ્નોનો છેદ ઊડી જતો નથી. પરંતુ આવા પ્રાશ્નિકોની સમજમાં જે ડહોળામણ

હોય છે અને તેને કારણે તત્કાલીન ગેરસમજો ઊભી થાય છે તેને અવલોકવી જોઈએ.

કોઈ પણ કવિ સમાજશાસ્ત્રના ન્યાયે પ્રથમ સામાજિક તો છે જ; પરંતુ કાવ્યશાસ્ત્રના ન્યાયે તેની કવનપ્રવૃત્તિને કારણે કવિ પણ છે. કોઈ પણ કવિ ચોવીસે કલાક અને સઘળો આયુકાળ કવિ નથી હોતો; પણ તે ચોવીસે કલાક અને સઘળો આયુકાળ સામાજિક અવશ્ય હોય છે. આથી એક સામાજિક તરીકેનાં વિવિધ કર્તવ્યો વિવિધ તબક્કે અને વિવિધ ક્ષેત્રમાં તેને અદા કરવાં પડતાં હોય છે. આ દૃષ્ટિબિંદુથી કોઈ પણ કાળે કોઈ પણ દેશમાં જ્યારે સામાજિક આપત્તિ-વિપત્તિ આવી પડે ત્યારે જેમ અનેક મનુષ્યો સહાય માટે સક્રિય બને છે તેમ કવિ પણ બની શકે. પરંતુ આવી આપદક્ષણે સહાયતત્પર અને સહાયસક્રિય બનતો કવિ એક સામાજિક તરીકે જ પોતાનું કર્તવ્ય નિભાવતો હોય છે, નહિ કે કવિ તરીકે. એનું કવિ હોવું એ અલગ બાબત છે. કવિ તરીકે એ આવા કપરા કાળે સક્રિય બને ત્યારે તે પોતાનો કવિધર્મ બજાવે છે તેમ કહેવું ઉચિત નહીં ઠરે; અથવા એ આવા કપરા કાળે સક્રિય ન બને ત્યારે તે પોતાનો કવિધર્મ ચૂકે છે એમ કહેવું પણ ઉચિત નહીં ઠરે.

કોઈ પણ સામાજિકનું સામાજિક કર્તવ્ય એક બાબત છે અને કોઈ વિશેષ ક્ષેત્રમાં એની પ્રતિભાનો આવિષ્કાર થતાં એની એ ક્ષેત્રમાં સક્રિયતા એ બીજી બાબત છે. આ વિશેષ પ્રતિભાક્ષેત્રમાંનો આવિષ્કાર એને તે ક્ષેત્રમાં સક્રિય થવું તે તેનું તે પૂરતું સાચું કર્તવ્ય છે. આથી કવિ હોવું એ એક સામાજિકનો વિશેષ પ્રતિભાક્ષેત્રમાંનો આવિષ્કાર છે, અને એથી એ ક્ષેત્રમાં પ્રવૃત્ત રહેવું એટલે કે કવનપ્રવૃત્ત રહેવું એ એનું કર્તવ્ય બને છે. આમ, કવિનું એકમેવ કર્તવ્ય કવનપ્રવૃત્તિ છે અને એમ કરવા જતાં એ સામાજિક તત્કાલીન ઘટનાઓને પોતાની કવિતામાં સ્થાન આપે પણ ખરો. પરંતુ આમ કરે ત્યારેય એનું કર્તવ્ય તો ઉત્તમ કવિતા સિદ્ધ કરવાનું હોય છે. આનો અર્થ હમેશાં એવો નથી કરવાનો કે કવિ કેવળ હસ્તિદંત-મિનારમાં રહી કે આરામ ખુરશીમાં બેસી અનનુભૂત રોમેન્ટિક અને જ્ઞાનબોધની કવનપ્રવૃત્તિમાં રાચે છે. સામાજિક તત્કાલીન કે ગતકાલીન ઘટનાઓની બોલકી શબ્દરમત એ એનું કર્તવ્ય નથી, બલકે એવું થાય ત્યારે તો કવિ પોતાનું ઉત્તમ કવિતા સિદ્ધ કરવાનું કર્તવ્ય ચૂકતો હોય તેમ જણાય છે. આમ, એકંદરે એમ કહી શકાય કે કોઈ કાવ્યેતર સામાજિક પ્રવૃત્તિમાં કવિનું સક્રિય થવું તે તેનો કવિધર્મ કે કવિકર્તવ્ય છે એમ ન લેખાવું જોઈએ. ભલે એ કાવ્યેતર સામાજિક પ્રવૃત્તિમાં સક્રિય બને; પણ તેનો એના કવિવ્યક્તિ સાથે ગૂંચવાડો કરવો જોઈએ નહીં. કવિ સમાજની પ્રવૃત્તિમાં સક્રિય ન બને તેથી તે પોતાનું કવિકર્તવ્ય ચૂકે છે એવો ન્યાય તોળવો તે અજુગતી કે અણસમજપ્રેરી કાજીવૃત્તિ છે.

ડિસેમ્બર ૧૫, ૨૦૦૩

– ધીરુ પરીખ

## વિમર્શ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

**દુષ્યન્ત પણ્ડ્યા**

### ૧૪. ઝ્યૂસથી સવાયા

રવ એટલો મોટો હતો કે, પોતાની કુટિરમાં મદ્યપાન કરતા નેસ્ટરને કાને પણ એ પડ્યો. ગભરાઈને એ પોતાના પુત્ર ઍસ્ક્લેપિયસ તરફ ફર્યો અને બોલ્યો: 'વીર મૅચેઓન, શું કરવું એ આપણે વિચારવું જોઈએ. વહાણો પાસે સંગ્રામનો શોર વધતો જણાય છે. અહીં બેસીને ઝગમગતી સુરાનું પાન તું કર અને હેકામીડબાનુ પાણી ગરમ કરી તારા ઘા સાફ કરે એ દરમિયાનમાં, ત્યાં શું ચાલી રહ્યું છે એ જોઈ-જાણી શકું એવી જગ્યાએ હું તરત પહોંચું.'

આમ બોલતી વેળા નેસ્ટરે પોતાના પુત્ર થ્રેસિમિડીઝની ચમકતી કાંસાની ઢાલ લીધી; પુત્ર પિતાની ઢાલ વાપરતો હતો. એણે અણિયાળું ભાલું પણ લીધું અને પોતાની કુટિરની બહાર પડતાંવેંત એણે સંતોષકારક દૃશ્ય જોયું. એના સાથીઓ પીછેહઠ કરી રહ્યા હતા અને ઉદ્ધત ટ્રોજનો એમનાં પગલાં દબાવી રહ્યા હતા. અકીઅન દીવાલમાં ગાબડું પડ્યું હતું.

અવાજના અણસાર વિના દરિયામાં કોઈ વાર ભરતી ચડતી હોય છે. વાયરો ફૂંકાવાની એને જાણ છે પરંતુ, એને માત્ર એટલી જ જાણ છે અને, એક કે બીજી દિશામાંથી વાયરો વાવા ન માંડે ત્યાં સુધી આ કે પેલી દિશામાં મોજાં આગેકૂચ આરંભી શકે નહીં. અશ્વપ્રેમી ડનાનોની કુમકે તરત જ જાતે દોડી જવું કે, સરસેનાપતિ ઍગામેમ્નૉનને આની જાણ કરવી એ વિકલ્પો વચ્ચે એ ઝોલવા લાગ્યો. ઍગામેમ્નૉન પાસે જવું જ યોગ્ય છે એમ આખરે એને યોગ્ય લાગ્યું. એ બધો સમય યુદ્ધ અને કાપાકાપી ચાલું જ રહ્યાં અને, માનવદેહો પર અથડાતા કાંસાના ખણખણાટ ચાલુ જ રહ્યા. તલવારો અને ભાલાંઓ સામસામાં ભટકાતાં રહ્યાં.

ઘાયલ થયેલા ડાયામિડીઝને, ઑડિસ્યૂસને અને એટ્રયુસપુત્ર ઍગામેમ્નૉન એને માર્ગમાં મળ્યા. આ ઘમસાણ ચાલી રહ્યું હતું ત્યાંથી ખૂબ દૂર નાંગરેલાં પોતાનાં વહાણોમાંથી એ આવતા હતા. દીવાલ દરિયાથી દૂર બાંધી હતી અને આ ઘમસાણ, જમીન ઉપરની એકદમ આગલી હરોળ પાસે હતું. રેતાળ તટ પહોળો હતો પણ, બધા બતેલાઓને ત્યાં લાંગરી શકાય તેમ નહીં હોવાથી અને જગ્યાની તંગી હોવાથી એક કાંઘીથી બીજી સુધીમાં આખા દરિયાને રોકીને પોતાના બતેલાઓને હારબંધ લાંગર્યા હતા. એટલે સમરના સમાચાર જાણવા આ રાજાઓ ભાલાંઓને ટેકે જમીન પર ચાલી રહ્યા હતા. એમનાં ચિત્તમાં પણ ઉદ્વેગ હતો. વૃદ્ધ નેસ્ટરને તેઓ મળ્યા ત્યારે, એમનાં હૈયાં બેસી ગયાં અને મહારાજ ઍગામેમ્નૉને તરત એને પૂછ્યું: 'નેલ્યૂસસુત નેસ્ટર, અકીઅન સેનાના પુષ્પ, આ મારામારી ચાલી રહી છે તેનાથી તમે પીઠ કેમ

ફેરવી છે ? અહીં શા માટે આવ્યા છો ? એક દિન પોતાના સૈનિકો સમક્ષ બોલતાં હેક્ટરે કહ્યું હતું કે, 'આ વહાણોની હોળી કરી અકીઅનોનો સફાયો કર્યા વિના મને ચેન નહીં પડે,' તે વચનનું પાલન એ કરી રહ્યો હોવાની મને ભીતિ છે. એણે એ વચન એમને આપ્યું હતું અને, એનો દરેક બોલ સાચો પડતો લાગે છે. બતેલાઓની બહારની રેખા આગળ લડવાની ના પાડતાં હોય તો, એકિલીઝની માફક સમસ્ત અકીઅનદળો મને બેવફા છે.'

'આવી કોઈ આપત્તિ આપણી ઉપર ચોક્કસ તોળાઈ રહી છે.' જિરેનિયન વીર નેસ્ટરે કહ્યું, 'અને વજ્રધારી ઝ્યૂસ પોતે પણ એને અટકાવી શકતા નથી. આપણા કાફલાને અને આપણી જાતને માટે, આ દીવાલ અભેદ્ય છે એમ આપણે ધારતા હતા. એમાં ભંગાણ પડ્યું છે અને આપણાં લડાયક જહાજો પાસે ખૂનખાર લડાઈમાં આપણા જુવાનો લાગી ગયા છે. ગમે તેટલી ઝીણી નજરે જુઓ, અકીઅનો ઉપર મોખરેથી કે પાછલે મોરચેથી, ક્યાંથી પીટ પડે છે તે કહી શકાય તેમ નથી; એવી તો ભયંકર મારામારી છે અને એવો તો ગોટાળાભર્યો શોર મંડાયો છે. વિચારણાનો કશો પણ ઉપયોગ હોય તો, આપણે વિચાર કરી ઉત્તમ માર્ગ જાણવો રહ્યો. આપણે જંગમાં ઝુકાવીએ એમ હું નહીં સૂચવું. ઘાયલ થયેલો કોઈ માણસ યુદ્ધ ખેલી શકે નહીં.'

'નેસ્ટર,' જનાધિપતિ એગામેમ્નોને કહ્યું, 'જહાજોની બહારની રેખા સુધી જંગ જઈ પહોંચ્યો છે અને ધીંગી દીવાલ કે ખાઈ બનાવવા માટે આટલો પરિશ્રમ આપણે કર્યો હતો અને, આપણા કાફલાના અને આપણા રક્ષણ માટે જેને આપણે દુર્ભેદ્ય ધારતા હતા તે બંને નકામ નીવડેલ છે. તો, આર્ગોસથી આટલે દૂર અકીઅનોનો નાશ થવો જોઈએ એ સર્વશક્તિમાન ઝ્યૂસની ઇચ્છા છે એમ હું માનું છું. પોતાના પૂરા દિલથી એ ડનાનોને સહાય કરતા હતા ત્યારે મને એમ લાગતું હતું અને, આ ઘડીએ ટ્રોજનોને એ દેવ સમાન આસને બેસાડી આપણને હતવીર્ય કરી નાખે છે ત્યારે પણ મને એમ જ લાગે છે. હવે કંઈ કરવાનું નથી – તમારે સૌએ હું કહું તેમ જ કરવાનું. દરિયાને અડીને પડેલા બતેલાઓને આપણે ઊંડાં પાણીમાં ખેંચી જઈએ અને ચડતે જુવાળે એમને તરતાં મેલી થોડે આઘે લાંગરીએ; ને રાતની સહાયથી બીજાં વહાણોને વહેતાં કરીએ – સિવાય કે ટ્રોજનો ત્યાં સુધી લડવાનું ન મૂકે. સર્વનાશથી બચવા માટે રાતનો અંધાર ઓઢી ભાગી જવામાં કંઈ નીચાજોણું નથી. ઝિલાયા કરતાં જાત બચાવવી વધારે સારી.'

'નામદાર,' એગામેમ્નોન સામે ઘુરકિયાં કરતો ઓડિસ્યૂસ બોલ્યો, 'આ તદ્દન અસંગત છે. કેવું ઘાતક નેતૃત્વ ! એક પછી એક પડતા જાય એવા ખુંખાર જંગ જેમણે જવાનીથી જોયા છે તેવા અમારા જેવાઓને બદલે કાયરોની ટોળીને આપે સેનાપતિઓ બનાવવા હતા. તો, જેને માટે આપણે આટલી આફતો વેઠી છે તે પહોળી શેરીઓવાળા ટ્રોયને આપ અલવિદા કરવા ધારો છો ! મોઢું બંધ જ રાખજો નહીં તો માણસોને આ વાતની ગંધ આવી જશે. આ એવી

વાત છે કે માથામાં થોડીક અકક્લવાળો કોઈ જણ ઉચ્ચારે નહીં ને, આપની પાસે છે એવી વિશાળ સેનાનો સ્વામી તો કદી ઉચ્ચારે નહીં. સામસામા મોરચા મંડાયા છે તેની વચ્ચેથી, આપણા બેડાઓને દરિયામાં ખેંચી જઈ, આપણને શિકસ્ત આપનાર ટ્રોજનોનું ચડી વાગે અને આપણો સફાયો કરી નાખે એમ સૂચવવા માટે આપના ભેજામાં અક્કલ નથી લાગતી. આપણા બેડાઓ દરિયામાં ધકેલાતા હોય એ દરમિયાન આપણી સેના મોરચો સંભાળી શકશે એમ તમે ધારો છો ? પોતાની પાછળ નજર કરતાંવેંત એ સૌ તદ્દન નાહિમ્મત થઈ જશે. આપની વ્યૂહરચનાનો એ વિનાશક અંજામ આવશે. મારા સરસેનાપતિ !'

'આકરો ઠપકો, ઑડિસ્યૂસ !' ઍગામેમ્નૉને કહ્યું. 'પણ એના આગ્રહનો હું સ્વીકાર કરું છું. સૈનિકોની ઉચ્ચતમ સમજણની વિરુદ્ધ જઈ, વહાણોને દરિયામાં ખેંચવાની આજ્ઞા હું નહીં આપું પણ તો હવે તમારામાંથી કોઈએ મારી યોજના કરતાં વધુ સારી યોજના રજૂ કરવી જોઈએ. જયેષ્ઠતાની નથી પડી એ સાંભળી હું ખુશ થઈશ.'

મહા યુદ્ધ નિનાદવાળા ડાયોમિડીઝને આથી હિમ્મત આવી. 'આપણને જેની જરૂર છે તે આદમી પાસે જ છે.' એણે કહ્યું, 'આપ સૌમાં હું સૌથી નાનો છું ને બોલી રહ્યો છું તેથી, તમને ખીજ નહીં ચડે અને મારી વાત સૌ કાને ધરજો. ઉત્તમ કુળમાં જનમવાનું ગૌરવ હું પણ લઈ શકું એમ છું. મારા પિતા ટાઇડ્યૂસ હતા અને એનાં અસ્થિ થીબ્ઝમાં એક ઢેરા નીચે દટાયેલાં પડ્યાં છે. એ પોતે પોર્ટ્યૂસનાં વંશ જ હતા. પોર્ટ્યૂસને ત્રણ પુત્રો હતા ને એ પ્લુરોનમાં અને ઉબડખાબડ કેલિડોનમાં રહેતા હતા - ઍગ્રિયસ, મેલાઝ અને મહારથી ઇન્યૂસ. ઇન્યૂસ મારા પિતાના પિતા હતા ને ત્રણે ભાઈઓમાં સૌથી બહાદુર હતા. ઇન્યૂસે જૂનું ઘર છોડ્યું ન હતું પણ ઝ્યૂસ અને બીજા દેવોએ મારા પિતા ટાઇડ્યૂસ માટે કંઈ જુદું વિચાર્યું હશે એટલે, એ આર્ગોસવાસી થયા, ઍડ્રેસ્ટસની એક દીકરી સાથે એ પરણ્યા અને ઘર, ખેતર, બગીચા તથા ઢોરઢાંખર સાથેનું એશઆરામી જીવન ભોગવવા લાગ્યા. વળી, ભાલાફેંકમાં એમની બરોબરી કરી શકે એવો બીજો અકીઅન ત્યારે ન હતો. પણ આ બધું તો તમે સાંભળ્યું હશે અને હકીકત જાણી હશે. એટલે આપની સમક્ષ હું મૂકું એ દરખાસ્ત - જો એ સારી હોય તો તેની સામે આપ કોઈ વાંધો નહીં લો. મારું સૂચન છે કે આપણે બધા જ સમરાંગણમાં જઈએ - આપણે જવું જ જોઈએ, ભલે ઘાયલ થયેલા હોઈએ. ત્યાં પહોંચીને ભલે આપણે લડવામાં ન જોડાઈએ અને સલામત અંતરે ઊભા રહીએ; નહીં તો આપણામાંથી કોઈને વળી વધારે ઘા લાગે. પણ આપણે એટલું કરી શકીએ કે બીજાઓને રણે ચડવા આપણે પ્રેરીએ અને કંઈ વાંકું પડવાથી જે લોકો યુદ્ધથી અળગા રહ્યા છે તેમને લડવા દબાણ કરીએ.'

ડાયોમિડીઝના સૂચન સામે બીજા સેનાપતિઓને વાંધો લેવા જેવું કંઈ નહીં હોઈ, સૌએ એ સ્વીકાર્યું. ઍગામેમ્નૉને પગ ઉપાડ્યો અને સૌ ચાલવા લાગ્યા. ચકોર ધરતી ધ્રુજાવનારાની

નજર બહાર આમાંનું કશું ન હતું. વૃદ્ધ માણસનો વેશ લઈને એ એની પાછળ ચાલ્યો અને એગામેમ્નોનનો જમણો હાથ પકડી, જાણકારની અદાથી એ બોલ્યો: 'નામદાર, અકીઅનોને નાસભાગ કરતા અને કપાતા જોઈએ મૂરખ એવો અકિલીઝ એના ભૂંડા હૈયામાં રાચે છે. એનામાં બુદ્ધિનો છાંટો પણ નથી. એની મૂર્ખતા જ એનો નાશ કરશે એવી આશા આપણે રાખીએ અને સ્વર્ગના દેવો એને એનું સ્થાન બતાવશે. ને નામદાર, બધા દેવો આપનાથી રિસાયા છે એમ આપ ન માનશો. ઊલટું, ટ્રોજન સેનાનીઓ અને સેનાઓ ધૂળની ડમરી ઉડાડતા આપનાં વહાણો અને પડાવો પાસેથી પોતાના નગર ભણી ભાગશે એ દિવસ નજીક આવી રહ્યો છે.

આટલું બોલી પોઝેઇડોન મેદાનમાં દોડવા લાગ્યા અને દોડતી વેળા નવદસ હજાર યોદ્ધાઓ યુદ્ધમાં ઝંપલાવતી વખતે મચાવે એવો ઘોર શોર એણે મચાવ્યો, એ ધરાધ્રુજકના કંઠમાંથી આવો રવ ઊઠ્યો હતો અને એ રવે શત્રુ સામે ટકી રહી યુદ્ધ જારી રાખવાનું બળ દરેક અકીઅન સૈનિકમાં પ્રેર્યું.

ઑલિમ્પસની ઊંચાઈએ, સુવર્ણ સિંહાસને બેઠેલી દેવી હીરીએ તરત જ બે બાબતો નિહાળી. પોતાના ભાઈ અને દિયર પોઝેઇડોનને એણે રણાંગણમાં ધમાલ કરતાં જોયો તેથી એને આનંદ થયો. પરંતુ ઈડાને શિખરે એણે ઝ્યૂસને બેઠેલા જોઈ એને ઘૃણા થઈ. દંડધારી ઝ્યૂસની બુદ્ધિને કેમ ગૂંચવી મારવી એ વિશે એ વિચારવા લાગી અને, એમ કરવાનો ઉત્તમ માર્ગ એને મળી ગયો. પૂરી બનીઠનીને પોતે ઈડા પહાડે જવું. પોતાના રૂપને એ વશ થાય અને એ દેવ પોતાને આશ્લેષમાં લે તો એના કાર્યરત મગજને પોતે બધિર કરી નાખવું અને એમનાં નેત્રો મીંચી બધું ભૂલી જાય તેવી નિદ્રામાં એમને નાખી દેવા. તે અનુસાર, પોતાના પુત્ર હેફીસ્ટસે બાંધેલા પોતાના શયનાગારમાં એ ગઈ; એના દરવાજા એણે ધીંગા બનાવ્યા હતા અને એવી ગુપ્ત કળ મૂકી હતી કે બીજો કોઈ દેવ એ ખોલી શકે નહીં. અંદર જઈને હીરીએ એના સુંદર દરવાજા બંધ કર્યા. પોતાના રૂપાળા દેહ ઉપરના બધા ડાઘને એણે અમૃતથી દૂર કર્યા અને પછી પોતે વાપરતી હતી તે જૈતુનના તેલનું મર્દન કર્યું. એ સુગંધયુક્ત હતું અને કાંસ્ય ભોંયવાળા મહેલમાં એને હલાવવાથી એની મહેક સ્વર્ગ અને પૃથ્વીમાં બધે પ્રસરતી. આ તેલનો એણે પોતાને અંગે લેપ કર્યો; પછી એણે પોતના વાળ ઓળ્યા અને પછી પોતાની ચળકતી વેણીઓને એણે પોતાને મસ્તકથી નીચે, પોતાના દિવ્ય સૌંદર્યથી વહેતી મૂકી. પછી એથીનીએ પોતાના કુશળ અને કોમળ હાથે બનાવેલું અને ખૂબ ભરતથી શોભિત સુગંધી અંગવસ્ત્ર એણે ધારણ કર્યું. પોતાના ઉરપ્રદેશ આગળ કનકકડીઓ ભીડી અને સેંકડો ફૂમતાંવાળી કટિમેખલા ધારણ કરી. ત્રણ પાંખડીવાળાં કર્ણપૂલ એણે કાનમાં પહેર્યાં. પોતાને મસ્તકે સુંદર નવી ચૂંદડી મૂકી, જે સૂર્યસમી તેજસ્વી હતી. અને છેલ્લે પોતાને ચળકતે પાયે એ દેવીએ અદ્ભુત સેન્ડલ ધારણ કર્યાં. સૌંદર્યપ્રસાધનકાર્ય પૂરું કર્યા પછી પોતાનો ઓરડો

છોડી બહાર આવી, એણે એફ્રોડાઇટીને બીજા દેવોથી આઘી બોલાવી. 'બેટા,' એ બોલી, 'તું મને સહાય કરીશ કે નહીં, તે હું જાણતી નથી કારણ, હું ડનાનોનો પક્ષ લઉં છું ત્યારે તું ટ્રોજનોનો લે છે.' આ સાંભળી ઝ્યૂસપુત્રી એફ્રોડાઇટીએ કહ્યું, 'સ્વર્ગની સામ્રાજ્ઞી અને ક્રોનોસસુતા, તમે શું ચાહો છો તે મને કહો અને, મારાથી એ થઈ શકે તેવું અને અશક્ય નહીં હોય તો, હું એ ખુશીથી કરીશ.'

સામ્રાજ્ઞી હીરીનો ઉત્તર છેતરામણો હતો. 'જેના વડે તું માનવોને અને દેવોને વશ કરે છે તે પ્રેમ અને ઈપ્સા મને આપ. આ સુફલા ધરતીને છેડે આવેલા સમુદ્ર પાસે હું જાઉં છું. એ દેવોના પૂર્વજ છે એમને અને, સર્વદર્શી ઝ્યૂસે ક્રોનોસને ધરતી અને ઉઘાડા સાગર નીચે કેદ પૂર્યા ત્યારે, મારી પર માયા દાખવી ર્‌હીઆ પાસેથી લઈ મને ઉછેરનાર માતા ટેથિસને મળવા હું જાઉં છું. એમને મળવા અને એમની વચ્ચે સતત ચાલતા કલહનો અંત લાવવા હું જઉં છું. લાંબા સમયથી બંને એકમેકથી વિમુખ થઈ ગયાં છે અને સાથે સૂવાનું પણ બંધ કરી દીધું છે. એમની સાથે વાત કરીને એમને એકમેકના પ્રેમાળ બાહુમાં પુનઃ સૂતાં કરી શકું તો એમનો પ્રેમાદર હું સદાને માટે પામી શકું.'

'સ્વર્ગના સમ્રાટના બાહુઓમાં લેટનારીની વિનંતીનો અસ્વીકાર કરવો એ ખોટું તેમજ અશક્ય છે,' હાસ્યપ્રેમી એફ્રોડાઇટીએ કહ્યું. અને પ્રેમ તથા ઈપ્સાની તેમજ શાણા માણસને પણ ઉલ્લુ બનાવી મૂકે એવા શબ્દો જ્યાં વસતા હતા તેવો અદ્‌ભુત ગૂંથણીવાળો પટ્ટો પોતાના ઉરભાગ પાસેથી એણે ખેંચી કાઢ્યો. 'આ પટ્ટો લઈ જાઓ.' એ બોલી, 'અને એને તમારી છાતી-સરસો રાખજો.' એ પટ્ટાના વિચિત્ર ટાંકાઓને સમજાવતાં તેણે કહ્યું, 'મારી બધી શક્તિ આમાં છે અને, તમારા કાર્યમાં સફળ થયા વિના તમે પાછાં નહીં આવો તેની મને ખાતરી છે.'

બલિવર્દનેત્રી દેવી હીરી મલક્યાં અને એ પટ્ટાને છાતી પાસે મૂકી વળી ફરી મલક્યાં. ઝ્યૂસપુત્રી એફ્રોડાઇટી સ્વગૃહે ગઈ અને ઑલિમ્પસની ટૂંકેથી દેવી હીરી નીચે સંચર્યાં. પ્રથમ એ પાઇયેરિયન ધારે અને આકર્ષક એમેથિયાએ ઊતર્યાં; પછી અશ્વપાલક થ્રેશિયનોના હિમાચ્છાદિત પહાડો ઉપરથી પસાર થયાં; એ ક્યાંય રોકાયાં નહીં. એથોસથી એણે ફેનિલ સાગર પર પ્રવાસ કર્યો અને રાજા થોઆસને નગર, લેમ્નોસ પહોંચ્યાં. ત્યાં એણે મૃત્યુદેવના બંધુ નિદ્રાના દેવને જોયો. એનો હાથ પકડી એને દેવીએ પોતાની આવશ્યકતા જણાવી. 'નિદ્રાદેવ ! બધા દેવો અને મનુષ્યજાતિના ગુરુ,' એણે કહ્યું, 'ભૂતકાળમાં તેં મારી વાત કાને ધરી હોય તો, આજે હું તને કહું છું તે તું કર અને, હું તારી રોજની ઓશિંગણ રહીશ. હું જેવી ઝ્યૂસના બાહુમાં પડું તે ભેગી જ તું એમની તેજસ્વી આંખો બંધ કરી દેજે અને બદલામાં મારા પુત્ર લંગડા હેફીસ્ટસે બતાવેલી સુવર્ણની સુંદર ખુરશી અને, તું જમવા બેસે ત્યારે પગ ટેકવવા માટેની બાજોઠ હું તને આપીશ.'

મધુર નિદ્રાદેવે ઉત્તર વાળ્યોઃ 'હીરી,

સ્વર્ગની સામ્રાજ્ઞી અને ક્રોનોસસુતા, બીજા કોઈ પણ અમર દેવોને, આ સાગરદેવને સુધ્ધાં, નિદ્રાધીન કરવા એ મારે માટે રમત વાત છે; પરંતુ ક્રોનોસસુત ઝ્યૂસની ઇચ્છા વિના હું એમની પાસે જઈ શકતો નથી કે એમને નિદ્રાધીન કરી શકતો નથી. આનો મને એક વાર અનુભવ થઈ ચૂક્યો છે; ટ્રોજનોની નગરી ધ્વમરોળીને એમનો પુત્ર હેરાક્લિસ ઇલિયમથી નીકળ્યો ત્યારે તમારા તોફાન કરવાના ઇરાદાથી, તમારા કહેવાથી ઝ્યૂસને મેં નિદ્રાધીન કરી દીધા હતા અને તમે સાગરમાં તોફાન ઊભું કરી હેરાક્લિસને એના બધા મિત્રોથી વિખૂટો કરીને કોસદ્વીપે લઈ ગયાં હતાં, જાગ્યા ત્યારે ઝ્યૂસ કોપ્યા હતા. પોતાના મહેલમાં દેવોને અહીંતહીં અફાળીને મુખ્ય ગુનેગાર તરીકે એ મારી શોધ કરવા લાગ્યા. દેવો અને માનવો પર સમાન અધિકાર ચલાવતી રાત્રિએ મને બચાવ્યો ન હોત તો, હું દરિયામાં ફંગોળાત અને ત્યાં જ મારો ખેલ ખતમ થઈ જાત. મેં એનો આશ્રય લીધો અને એ વેગીલા નિશાને આંચ પહોંચાડતાં પહેલાં અતિ ક્રોધે ભરાયેલા ઝ્યૂસને પણ બે વાર વિચાર કરવો પડે. ને આજે ફરીથી એની અક્ષમ્ય વિનંતી લઈને તમે મારી પાસે આવો છો !'

'નિદ્રા,' બલિવર્દનેત્રી હીરી દેવી ઉવાચ: 'તું ભયનાં ગાણાં શું ગાયાં કરે છે ? પોતાના પુત્ર હેરાક્લિસના અપહરણથી ગુસ્સે થઈ માટે સર્વદર્શી ઝ્યૂસે જે પરિશ્રમ ઉઠાવ્યો હતો તે, શું એ ટ્રોજનોની સહાયની વાતમાં ઉઠાવશે ? ચાલ, હું કહું એમ કર અને હું તને એક લાવણ્ય લગ્નમાં આપીશ. એ નિદ્રાદેવીની ભાર્યા કહેવાશે.'

તેની આ દરખાસ્તથી આકર્ષાઈ નિદ્રાદેવે કહ્યું: 'વારુ. પવિત્ર સ્ટિક્સનાં જળના સોગંન ખાઈને અને એક હાથમાં સુફલા ધરતીની ધૂળ રાખીને તથા બીજામાં સમુદ્રનાં ચળકતાં જળ રાખીને મને વચન આપો કે, જેને હું જીવનભરથી ચાહતો આવ્યો છું તે પેસિથીએ નામની લાવણ્યકન્યા તમે મને આપશો. તમારા આ સોગંનના સાક્ષીઓ નીચે વસતા સૌ દેવો તથા ક્રોનોસ પણ છે.'

નિદ્રાએ કહ્યા પ્રમાણે, ટાઇટેનોને નામે ઓળખાતા ટાર્ટરસ નીચેના સર્વ દેવોનાં નામ લઈ શ્વેત કરવાળી દેવી હીરીએ સંમતિ આપી. એણે વિધિપૂર્વક સોગંન લીધા પછી બંનેએ જાતને ધુમ્મસમાં વીંટી અને લેમ્નોસ તથા ઇમ્બ્રોસ નગરો વટાવતાં વેગથી બંને ચાલી નીકળ્યાં. લેક્ટોન માર્ગે થઈને, અનેક નિર્ઝરોવાળા ઈડા શૈલે એ બેઉ પહોંચ્યાં; લેક્ટોન પાસેથી એમણે સમુદ્રમાર્ગ છોડી દીધો હતો અને એમના પગ નીચે વૃક્ષોની ટોચો ડોલી રહી હતી. પણ હવે, ઝ્યૂસના દૃષ્ટિપાતથી બચવા નિદ્રાનો દેવ થંભી જઈ, ઈડા પરના સૌથી ઊંચા પાઇનવૃક્ષની ટોચ પર ચડી ગયો. ત્યાં ચડી, શાખાઓમાં છુપાઈ, દેવો જેને કાંસ્યકંઠને નામે અને માનવો નિશાપાત્રને નામે ઓળખે છે તે પંખીનું રૂપ ધારણ કરી એ બેઠો.

એટલામાં ઇડાના સૌથી ઊંચા શિખર ગેર્ગેરસ નજીક હીરી ઝડપથી ગઈ. વાદળોને વશ કરનાર ઝ્યૂસે એને જોઈ અને પ્રથમ દર્શને જ પોતાનાં માતાપિતાને જાણ વિના એકબીજાંનો

પ્રણય માણતાં બંને શય્યામાં પડતાં તે કાળના જેવી તીવ્ર વાસના એના અંતરમાં ઊઠી. એનું સ્વાગત કરવાને એ ઊઠ્યા અને બોલ્યાઃ 'હીરી, ઑલિમ્પસથી અહીં તું શા કામે આવી છો ? અને ઘોડા, રથ કશું નથી ?'

દેવી હીરીએ આડો જવાબ વાળ્યો. 'દેવોના પૂર્વજ સાગરદેવને મળવા હું જાઉં છું. એમણે અને ટેથિસમાતાએ મને પોતાના ઘરમાં ઉછેરી છે ને માયાથી રાખી છે. એમને મળવા અને એમની વચ્ચેના સતત ઝઘડાનો અંત આણવા હું જઈ રહી છું. ઘણા સમયથી બંને વિમુખ થઈ ગયાં છે અને સહશયન પણ કરતાં નથી. એટલી કટુતા એમનાં અંતરમાં વસી ગઈ છે. અનેક ઝરણાંઓવાળા ઇડાની તળેટીમાં મારા અશ્વો છે ને એ મને પાણી ઉપર કે નક્કર ધરતી પર લઈ જશે. પરંતુ, તમને જાણ કર્યા વગર હું ઊંડા સાગરમાં જઉં તો તમે નારાજ થાઓ એ માટે, તમને મળવા માટે ઑલિમ્પસથી અહીં આવી છું.'

'હીરી,' ઝ્યૂસે કહ્યું, 'તારો એ પ્રવાસ તું મુલતવી રાખ. ચાલ, આજે આપણે પ્રેમનો આનંદ માણીએ. આજે મારા હૃદયમાં ઉભરાય છે એવી વાસના કદી કોઈ દેવી કે નારી માટે જાગી નથી; શાણપણમાં દેવોના હરીફ પીરીયાસિની જનેતા ઇક્સિયોનની પત્નીને પ્રેમ કર્યો ત્યારે પણ આટલો કામવિહ્વળ બન્યો ન હતો; પોતાના યુગના મહાન વીર પર્સ્યૂસની જનેતા, પાતળા ઘૂંટણવાળી ડેનેઈ કે, મારા પુત્રો મિનોસ અને દેવસમા રૂહેડામેન્થસની જનેતા ફિનિક્સપુત્રી કે સેમેલી કે થીબ્ઝના સિંહહૃદયી હેરાક્લિસની જનેતા એંડમીની કે, મનુષ્યજાતના આનંદદાતા ડાયોનિશિયસની જનેતા સેમીલીની કે સુકેશા ડીમીટરને કે, અતુલ લીટોને કે અરે, તારી સાથે પ્રેમમાં પડ્યો છું ત્યારે તને પોતાનેયે મેં આટલા જિગરથી ઝંખી નથી.'

'ક્રોનોસના ભયંકર પુત્ર,' હીરી બોલી, 'હજીયે એનો ઢોંગ ચાલુ જ હતો.' તમે ઇચ્છો છો તેમ કરવા માટે એકાન્ત નથી એવા ઇડા પહાડ ઉપર આપણે એકમેકના બાહુપાશમાં પડીએ અને કોઈ દેવ આપણને બંનેને સાથે સૂતેલાં જોઈને બીજા દેવોને એ કહેવા દોડી જાય તો શું આવી પડશે ? આવી શય્યામાંથી ઊઠીને તમારા મહેલે જવા હું નથી ચાહતી. જે નિંદા થશે તેનો વિચાર કરો. તમે ખરેખર એમ કરવા ચાહતા હો તો તમારા પુત્ર હેફીસ્ટસે બાંધેલું સુંદર શયનાગાર છે ને એના દરવાજા નક્કર છે. તમારી ઇચ્છા હોય તો, ચાલો ત્યાં જઈ આપણે શય્યાવિહાર કરીશું.'

વાદળોના સ્વામી ઝ્યૂસ બોલ્યા, 'હીરી, કોઈ દેવ કે માનવ આપણને જોઈ જશે તેવો ડર રાખ મા. ખૂબ જાડા સુવર્ણ વાદળ નીચે હું તને આચ્છાદિત કરી દઈશ. ધુમ્મસ એટલું ગાઢું હશે કે તીક્ષ્ણદષ્ટિ સૂર્ય પણ આપણને જોઈ શકાશે નહીં.'

આમ બોલતાં ક્રોનાસકુલદીપકે પોતાની ભાર્યાને પોતાના બાહુપાશમાં લપેટી; અને કરુણાળુ ધરતીએ એમની નીચે નવું ઘાસ ઉગાડ્યું. કમળ અને ક્રોકસપુષ્પો ઉગાડ્યાં અને હ્યૅસિન્થ-પુષ્પોની જાણે કે પથારી બનાવી દીધી અને એ બંનેને ધરતીથી એટલાં ઊંચાં રાખ્યાં. બેઉ આ શય્યામાં સૂતાં અને એમની ઉપર સુવર્ણ વાદળનું

આચ્છાદન છવાઈ ગયું ને એમાંથી ચળકતું ઓસ પડવા લાગ્યું.

શૈલશિખરે પ્રેમને અને નિદ્રાને વશ થઈને પિતા ઝ્યૂસ પોતાની પત્નીના દેહને પોતાના બાહુથી વીંટીને આમ શાંતિપૂર્વક સૂતા હતા ત્યારે, નિદ્રાદેવ ઊડીને અકીઅન બેડાઓ પાસે ગયો અને ધરાધ્રૂજકને એણે આ સમાચાર આપ્યા. દેવ પાસે જઈ એણે પોતાનું રહસ્ય પ્રકટ કર્યું અને કહ્યું: 'ઝ્યૂસ જાગે ત્યાં સુધી, ભલે થોડા સમય માટે પણ તમારા પૂરા દિલથી તમે ડનાનોને મદદ કરી શકો છો. હીરીના અંકમાં એ પડ્યા પછી મેં એમને મીઠી પણ ગાઢ નિદ્રામાં નાખ્યા છે.'

પછી નિદ્રાદેવ જગતની પ્રખ્યાત પ્રજાઓમાં પોતાનું કાર્ય કરવા માટે પરવાર્યા અને ડનાનોના હિતના કાર્યમાં પોઝેઇડોન વધારે ઉત્કટતાથી લાગ્યા. આગલી હરોળની બહાર આવીને એ આજ્ઞાઓ આપવા લાગ્યા. 'આર્ગાઇવો,' એણે કહ્યું, 'પ્રાયમપુત્ર આપણાં જહાજો પર કબજો મેળવી જય પામે એમ આપણે થવા દેવું છે ? એ તો જીતવાનું જ કહે છે; પણ એ માટે એકિલીઝ એનાં જહાજોનાં ભંડકમાં ખિજવાઈને બેઠો છે તે એનું બહાનું છે. પણ, આપણે સૌ એકમેકની પડખે હિંમતથી અને કુનેહથી ઊભા રહીશું તો. એકિલીઝની ખોટ ખાસ વરતાશે નહીં. મારી યોજના સાંભળો અને એનો અમલ કરો. આપણા પડાવમાં હોય તેવડી મોટી ઢાલ લઈ લો. માથે ઝમકતાં શિરત્રાણ પહેરી લો અને હાથ આવે તે લાંબામાં લાંબાં ભાલાં સાથે જંગે ચડો. સેનાપતિપદ હું જાતે લઈશ અને મને લાગે છે કે પોતાની બધી ઉગ્રતા છતાં હેક્ટર લાંબો સમય સામનો નહીં કરી શકે. સમરમાં પોતાનું પાણી બતાવી આપનાર દરેક સૈનિક પાસે જો નાની ઢાલ હોય તો તે નબળા જણને આપી, મોટેરી ઢાલથી સજ્જ થઈ જાય.'

પોઝેઇડોનની વાતને એમણે આનંદથી સ્વીકારી લીધી. પોતે ભલે ઘાયલ હતા તો પણ, ટાઇડેઇડીઝે, ઑડિસ્યૂસે અને ઍગામેમ્નૉને પોતાના સૈનિકોને જંગ માટે તૈયાર કર્યા; પોતાના ઉત્તમ લડવૈયાઓને તેમણે સર્વોત્તમ શસ્ત્રોથી સજ્જ કરી, તેમની પાસેનાં નબળાં શસ્ત્રો નબળા માટીઓ માટે લઈ લીધાં. ઝગમગાટ મારતાં કાંસ્ય બખ્તરોથી સૌ સજ્જ થઈ ગયાં એટલે, પોતાના હાથમાં પોતાનું લાંબું અને અજેય ખડ્ગ ધારણ કરતા પોઝેઇડોનના અધિપત્ય હેઠળ સૌએ પ્રયાણ આદર્યું. એ ખડ્ગ તો વીજળીના ઝબકારા જેવું હતું. યુદ્ધમાં એને સ્પર્શ કરવો એ એનો અનાદર છે અને એનાથી લોકો ભયથી કંપે છે.

સામે પક્ષે વિખ્યાત હેક્ટર પોતાની સેનાને સમરાંગણે લાવ્યો. હવે શ્યામકેશી પોઝેઇડોનની અને પ્રકીર્તિત હૅક્ટરની વચ્ચે ભીષણતમ યુદ્ધ ખેલાયું, એક આર્ગાઇવો માટે લડી રહ્યા હતા, બીજા ટ્રોજનોનું અધિપત્ય કરી રહ્યો હતો. કાન ફોડી નાખે એવા ઘોર રવ સાથે એ સૈન્યો ભેટ્યાં ત્યારે, આર્ગાઇવ કુટિરો અને બેડાઓને સમદર પ્રક્ષાલી ગયો. પરંતુ, ઓતરાદા વાવડાથી ધકેલાઈ કાંઠે પછડાતાં મોજાંઓની પછડાટનો, પહાડની ખીણમાંનાં જંગલોમાં લાગેલા દવના ભડકાનો કે ઊંચાં ઓકવૃક્ષોનાં પર્ણોમાંથી ઊડતી પવનની

જોરદાર મર્મરોનો રવ એની પાસે ઝાંખો લાગે.

ઐયાઝ પોતાની સામે પૂરો દેખાતાં હેક્ટરે એની ઉપર ભાલાંનો પ્રહાર કરી આરંભ કર્યો. એ નિશાન ન ચૂક્યો પણ, ઐયાઝની ઢાલને અને તલવારને લટકાવતા એની છાતી પરના બે પટ્ટાઓને એ ઘા લાગ્યો અને એ પટ્ટાઓએ એના દેહને આંચ આવવા દીધી નહીં. વાર આમ નિષ્ફળ જતાં હેક્ટર ક્રોધે ભરાયો અને પોતાની જાતને બચાવવા ફરી એક વાર એ પોતાના માણસોમાં ભરાઈ જવા ગયો. એ પાછો ફરતો હતો ત્યાં જ મહાન ટેલેમોનિયન ઐયાઝે વહાણોને ટેકવવા વપરાયેલી એક મહાન શિલા ઉપાડી અને તેના વડે, હેક્ટરની ઢાલની કિનારી ઉપર ગરદનની નીચેના ભાગમાં છાતી પર ઘા કર્યો જેથી એ ભમરડાની માફક ગોળ ગોળ ફરવા લાગ્યો. પિતા ઝ્યૂસ કોઈ એક વૃક્ષને ઉખાડી પોતાના પ્રહારથી સમીપ ઊભેલા સૌને ભયભીત કરી નાખે અને ગંધકની ઊઠતી ગંધથી સૌ મૂંઝારો અનુભવે એમ, બહાદુર હેક્ટરને ધૂળ ચાટતો કરવામાં આવ્યો. હેક્ટરનું બીજું ભાલું એનાં હાથમાંથી પડી ગયું; પોતાનાં ઢાલ અને શિરત્રાણ નીચે જાતે ઢગલો થઈને પડ્યો અને એના કવચના કાંસાના ભાગ રણઝણી ઊઠ્યા.

ભાલાંઓ વરસાવતા અકીઅન સૈનિકો હેક્ટરને ઘસડી જવા માટે આનંદની ચિચિયારી કરતા એની તરફ દોડ્યા. પણ, ભાલા કે બાણ છતાં, એ સેનાપતિને ઝાલી લેવાની તક કોઈને ન સાંપડી; પોલિડેમસ, ઇનિયાસ, એજીનોર, લિશિયન રાજવી સેર્પીડોન એ વીર ગ્લોક્સ જેવા એના વીર સહાયકો એને ઝડપથી ઘેરી વળ્યા. સૌએ પોતાનાં ચક્રાકાર ચર્મો એની આગળ ધરી રાખ્યાં. પછી એને નીચેથી ઊંચકીને એના સાથીઓ એના રથ પાસે એને લઈ ગયા; કોઈ શાંત સ્થળે એ રથ અને એના અશ્વો ઊભા હતા. યુદ્ધથી દૂરને એ સ્થાનેથી, કણસતા હેક્ટરને એ રથ પુર ભણી લઈ ગયો. પરંતુ એને લઈ જનાર સૌ વમળવાળી ઝેન્થસના વહેણ પાસે આવ્યા ત્યારે હેક્ટરના સેવકોએ એને રથમાંથી ઊંચકી, જમીન ઉપર મૂકી એના પર પાણી છાંટ્યું. હેક્ટરને ભાન આવતાં એણે આંખો ખોલી. એ ઉભડક બેઠો અને એને લોહીની ઊલટી થઈ. પછી પાછો એ ભોંયે ઢળી પડ્યો અને એની આંખે પુનઃ અંધારાના ઓળા ઊતરી આવ્યા. લાગેલા ઘાની અસરથી એ હજી મુક્ત થયો ન હતો.

હેક્ટરને રણમાંથી જતો ભાળી આર્ગાઇવો ટ્રોજનો ઉપર દઢતર સંકલ્પ સાથે તૂટી પડ્યા અને પુનઃ જોરમાં આવ્યા. સૌ પહેલો લોહી રેડનાર ઓઇલ્યૂસનો દીકરો મહાન શૂલબાજ અને દોડવીર ઐયાઝ હતો. પોતાના સુતીક્ષ્ણ ભાલાનો પ્રહાર કરી એણે સેટિનયસને વીંધ્યો; એનો પિતા ઇનોપ્સ સેટિનઓઇસને કાંઠે પોતાનાં ઢોર ચરાવતો. ઐયાઝ કૂદ્યો અને એણે સેટ્નિયસના પડખામાં ઘા કર્યો. સેટ્નિયસ ભાંગી પડ્યો અને એની આસપાસ દારુણ યુદ્ધ મંડાણું. પેન્થાઉઝના પુત્ર પોલિડેમસે સહાયમાં દોડી આવીને એરિલિયૂસના પુત્ર પ્રોથીનોરને જમણે ખભે વાર કર્યો. વજનદાર ભાલું એના ખભાસોંસરું નીકળી ગયું અને એ ધૂળ ચાટતો ભોંયે પડ્યો. પોલિડેમસે

મોટો જયઘોષ કર્યો. એ બોલી ઊઠ્યોઃ 'પેન્થાઉઝના પરાક્રમી પુત્રના ભાલાનો વિફલ ન જનાર એ બીજો ઘા હતો. આર્ગાઇવના દેહમાં એ બરાબર પેઠો. હેડીઝને ભવને જતી વેળા એ ભલે એનો ઉપયોગ લાકડી તરીકે કરે.'

એના આ આનંદોદ્ગારને આર્ગાઇવોએ તિરસ્કારપૂર્વક સાંભળ્યો અને, ટેલેમોનના બહાદુર પુત્ર બીજા ઍયાઝને આથી સૌથી વધારે ઝાંઝ ચડી. એ પ્રોથીનોરની સાવ સમીપે જ ઊભો હતો. પોલિડેમસ પાછળ હઠતો હતો તેવે, વેગપૂર્વક ઍયાઝે ચકચકિત ભાલું ફેંક્યું. એક તરફ સરકી જઈને પોલિડેમસે નિશ્ચિત મૃત્યુને હટાવ્યું. એ ભાલું ઍણ્ટીનોરનો પુત્ર આર્કિલોક્સને વાગ્યું. દેવો એનું મૃત્યુ ચાહતા હતા અને એ ભાલું એના મસ્તકના અને એની ડોકના સંધિસ્થાને લાગ્યું. બંને રજ્જુઓ છેદાઈ ગઈ. એના ગોઠણ અને ગુડા જમીનને અડે તે પહેલાં એનું કપાળ, મોઢું અને નાક ધૂળભેગાં થઈ ગયાં. શોર મચાવવાનો હવે ઍયાઝનો વારો હતો. અજોડ પોલિડેમસને એણે પોકાર કર્યોઃ 'જરા વિચારી જો, પોલિડેમસ, અને પ્રોથીનોરના મૃત્યુનું વેર આના મૃત્યુથી વળે છે કે નહીં તે મને કહે. એનો દેખાવ જોતાં એ કોઈ કાયર કે હલકા કુળનો નથી લાગતો – કદાચ વીર ઍણ્ટિનોરનો ભાઈ કે દીકરો લાગે છે. ચહેરાનું મળતાપણું ચોક્ખું છે.'

પોતે કોને માર્યો છે તે, આમ બોલતી વખતે, ઍયાઝ બરાબર જાણતો હતો; ને ટ્રોજનોનાં હૈયાં બેસી ગયાં. પછી આર્કિલોક્સનો ભાઈ નીચેથી આર્કિલોક્સના શબને ઘસેડવા મંડ્યો ત્યારે, એકેમાઝે એને ભાલેથી સંહાર્યો. પછી પોતાના શિકાર ઉપર તોછડી જીતથી એણે પોકાર કર્યોઃ 'તીરકામઠાં-બહાદુર અને ધમકી બહાદુર આર્ગાઇવો, તકલીફો અને આફતોનો ઇજારો અમારો જ છે એમ નહીં માની લેતા. અમે ખોટ વેઠી છે; વેઠવાની તમારી વારી ચાલી આવે છે. મારા ભાઈના મોતના જવાબમાં તમારા આદમી પ્રોમેક્સને કેવો ચિર નિદ્રામાં પોઢાડી દીધો તે જુઓ. શાણું માણસ પ્રાર્થના કરે છે – મારા મોતનો બદલો લેવા મને સગો આપ.'

આ બડાશ આર્ગાઇવોને ધૃણાજનક લાગી. ખાસ કરીને, હઠીલા પેનિબિયોસને એણે કામે લગાડ્યો. એણે એકેમાઝ પર હલ્લો કર્યો પણ એને ખાળવાને એ ઊભો ન થયો અને રાજા પેનિલિયોસને એણે કામે લગાડ્યો. એણે એકેમાઝ પર હલ્લો કર્યો, પણ એને ખાળવાને એ ઊભો ન થયો અને રાજા પેનિલિયોસને ઘાએ ઇલિયોન્યૂસ મરાયો. મેષપાલક ફોર્બાસનો એ પુત્ર હતો; ફોર્બાસ સૌનો લાડકો હતો અને દેવ હર્મીસે એને શ્રીમંત બનાવ્યો હતો. ફોર્બાસનો આ એક જ પુત્ર હતો અને પેનિલિયોસે એની આંખના ગોખલામાં ભાલું ભોંકી દીધું હતું. ભાલે એનો ડોળો બહાર કાઢી નાખ્યો હતો. એની આંખ વીંધી નાખી હતી અને એની ઑડે નીકળ્યું હતું. પોતાના હાથ પહોળા કરતો એ પૃથ્વી પર પડ્યો. પરંતુ, પેનિલિયોસે પોતાની ધારદાર તલવાર ખેંચી અને ઇલિસોન્યૂસની ગરદન પર ઝાટકો મારી એના મસ્તકને અને શિરસ્ત્રાણને જુદાં ગબડતાં કરી દીધાં. પછી પોતાનું ભાલું જેમાં

ભરાયેલું હતું તે ઇલિમોન્યૂસના મસ્તક સાથે ઊંચું કરી, ટ્રોજનોને એ બતાવતો એ આનંદસોતો બોલ્યો: 'ટ્રોજનો, જરા ભલા થઈ ઇલિયોન્યુસનાં માતાપિતાને આ સ્નાનના સમાચાર આપજો. એ યોગ્ય જ થશે કારણ, અમે અકીઅનો ટ્રોયથી લંગર ઉપાડશું ત્યારે, એલ્જિનોરના પુત્ર પ્રોમેક્સની પત્નીને પુત્રનું મુખ જોવાનો આનંદ ફરી નહીં મળે.' આ સાંભળી સર્વ ટ્રોજનોના ટાંટિયા ઢીલા થઈ ગયા અને અચાનક આવી પડનાર મૃત્યુથી બચવા માટેના સલામત સ્થાનની શોધમાં ચારેમેર નજર કરવા લાગ્યા.

ઑલિમ્પસવાસિની દેવીઓ, હવે મને કહો કે, પ્રકીર્તિત ધરાધ્રૂજકે યુદ્ધનું પલ્લું અકીઅનોની તરફેણમાં નમાવ્યું તો, શત્રુ અંગેથી બખ્તર ખેંચી કાઢનાર પ્રથમ અકીઅન કોણ હતો ? સિંધુ સમા માઇસિયનોના નેતા, ગાઇર્ટિયસના પુત્ર હાઇર્ટિયસનો વધ કરીને ટેલેમોનિયન ઐયાઝે એ પરાક્રમ કર્યું હતું. પછી એણ્ટિલોક્સે ફિલ્સસને અને મેર્મેરસને સંહાર્યા હતા; મેરિયોનીસે મોરાઈઝ અને હિપ્પોઇટયોનનો વધ કર્યો હતો; અને પ્રોયૂન તથા પેરિફિટિસ ટ્યૂસરનો ભોગ બન્યા હતા. પછી મહાન સેનાની હાઇપેર્નોરના પડખામાં એટ્રેઇડીઝે પ્રહાર કર્યો હતો. એનું પડખું વીંધીને, સુતીક્ષ્ણ કાંસાએ એનાં આંતરડાં ખેંચી કાઢ્યાં હતાં; એના ઉઘાડા ઘામાંથી એનો આત્મા તરત ઊડી ગયો અને એની આંખોએ અંધારાં છવાઈ ગયાં. પરંતુ, ઓઇલ્યુઝના ચપળ પુત્ર ઐયાઝને હાથે સૌથી વધારે લોક મરાયા હતા કારણ, ટ્રોજનો ભયભીત બન્યા ત્યારે, પગે ભાગતા દુશ્મનોનો પીછો કરનાર ઐયાઝ જેવું કોઈ ન હતું. (ક્રમશઃ)

## પર્દા ને દર્દ/*ઉશનસ્*

શા પર્દા ઝીણા ઝીણા
ને એનાં દર્દો ઝીણાં ઝીણાં;
આખું રૂપ નજરે ના આવે,
અલપઝલપ તો ના મન ભાવે,
રૂહે નયનાં નિજતાં ભીનાં રે. શા...
દરસ તરસની તડપન એવી
રણની રેતની ધડકન જેવી,
ને ઝાંઝવાં જેવાં પીણાં રે. શા...
ઝરડાં સૂકયાં, વીરડા સૂક્યા;
ધરણી કેરાં થાન વસૂક્યાં;
શા ન્હોર તરડમાં તીણા રે. શા...

## ચલે ચરણ.../*લાલજી કાનપરિયા*

ચલે ચરણ આ હવે નગરના પથે સાંજના,
નર્યા ખદબદી રહ્યાં મનુજ-કીટકો ભીડમાં.
ધસે સડક વાહનો ત્વરિત ધૂમ્રને ઓકતાં,
ગ્રસે સકલ શાંતિને નગર તીવ્ર કોલાહલો.

પથે રઝળતો મહાનગરના નિરુદ્દેશ હું
અજાણ ગલીમાં જતો સરકી ત્રસ્ત થૈ ભીડથી.
અને અનુભવી રહું તનિક ચિત્ત શાંતિ હવે,
અજાણ ગલીમાં સરે ચરણ સાવ બેફિકરા.

અચાનક ઊઠે ટહુક ઘર-ઓટલેથી અને
રહે કુસુમ ખીલી દૃષ્ટિ મળતાં જ પિછાનનાં !
ઊગે દૃગ સમીપ એ વતનગામ, જ્યાં સાંજરે
ઊભી કદીક બારણે તું કરતી પ્રતીક્ષા હતી.

મને ઈજન દે હવે નિજ ગૃહે તું પુકારતી;
કહે અરથ શો હવે ? સકલ થૈ ગયું ભસ્મ જ્યાં !

## ઢીમર ફસાવે મત્સ્ય/*ધીરુ પરીખ*

હવે વેણુ વાગે છે મારા શ્વાસમાં,
મને દેખાતો નંદકુંવર પાસમાં.

જેટલો સમય મેં રચનાઓ કીધી
લાગે પ્રતિભાને મેં વેડફી જ દીધી;
હવે નીકળું છું શબ્દોની ભાળમાં
જેમ ઢીમર ફસાવે મત્સ્ય જાળમાં
તેમ નંદકુંવર નોતરવો ખાસમાં.
હવે વેણુ વાગે છે મારા શ્વાસમાં.

કેવો કવિ કે ન સાંભળ્યો મેં ઝીણેરો
વાગતો જે સૂર મારી ભીતર !
શબ્દો સંગાથે જે નાતો બાંધ્યો'તો
હવે લાગે છે સાવ એ તો ઇતર.
નંદકુંવર ખેલે આ કવિતાના રાસમાં
હવે વેણુ વાગે છે મારા શ્વાસમાં.

## ઓપી રહો/*ભાનુપ્રસાદ પંડ્યા*

આકાશના તારા કહે અંધારથી ઓપી રહો,
ફૂલતાં ગુલાબો કંટકોના ભારથી ઓપી રહો.

કોલાહલોના ગાઢ ઘેરાયાં ભલે વાદળ બધાં,
ફૂત્કારતી કો વીજ શા ઉદ્‌ગારથી ઓપી રહો.

સુખચેનની નૌકામહીં સરતાં હશે લોકો ઘણાં
એકલ તરાપે સાગરે ઈતબારથી ઓપી રહો.

થાતો રહે ધિક્કાર જેનો દ્વારદ્વારે વિશ્વમાં,
હસતે મુખે એ દર્દના સ્વીકારથી ઓપી રહો.

ઝૂકી ગયેલી સાખવાળી ડાળખી જેવાં તમે,
ચોપાસથી આવી મળેલા પ્યારથી ઓપી રહો.

કવિલોક : નવેમ્બર-[illegible]

## ગીત/વિનોદ ગાંધી

હું ભૂલથી અંદર આવી, તેં મહેલ રચ્યો માયાવી
મેં સ્થળ જાણી ડગ મૂક્યો, તેં જળની જાળ બિછાવી !
જ્યાં સ્થંભ ગણી પીઠ ઝૂકી
ત્યાં પડદો ઝીણો ઝૂલ્યો,
જ્યાં ભીંત પર કર અડકાડ્યો
ત્યાં કડડ આગળો ખૂલ્યો,
જ્યાં હતી બિડાઈ બારી, ત્યાં હવા સામટી આવી,
હું ભૂલથી અંદર આવી, તેં મહેલ રચ્યો માયાવી !
છત ગણી ઉપર મેં જોયું
નભ લાગી નજર આ પહોંચી,
જ્યાં શક્ય હતું ગીતગૂંજન
સંભળાયું હોંચી હોંચી,
હું મનમાં સાચું બોલી, તેં અફવાઓ ફેલાવી !
હું ભૂલથી અંદર આવી, તેં મહેલ રચ્યો માયાવી !
હું હવે સ્થિર રહેવાની
ના કશું કાંઈ કહેવાની,
આ આંખે, કાને, નાકે
હું તાળાઓ દેવાની,
જો જાળવવો હો મોભો, તું મને લે જ મનાવી !
હું ભૂલથી અંદર આવી, તેં મહેલ રચ્યો માયાવી !

## ગીત/ભગીરથ બ્રહ્મભટ્ટ

છાનાછાના ટૌકાઓની મ્હેંકથી માંજુ મંજરિયાળું મન
સાજણ, ઊઘડી ક્ષણ !
ગીતની કલિ ગૂંથતી કડી
રંગથી મઢ્યો લય !
કૂણિ કૂણિ ડાળિયું ડોલે
સઘળું સૌરભમય !

મનની ધરા મનમાં કોળે મનમાં ફોરે મનની મોસમ મણ !
સાજણ, ઊઘડી ક્ષણ !
ઝાકળમઢ્યા વાદળ જેવી
રેશમી રોનક કેમ ?
તડકામાંથી તાલ વછૂટે
પર્ણોમાંથી પ્રેમ !
પાંદડાં ખણે, ઝાડવાં ખણે. મૂળિયાં ખણે ધબકારાના વ્રણ !
સાજણ, ઊઘડી ક્ષણ !

## ગીત/વિનોદ ગાંધી

પગલાં જોઈ પંથ કાપવો, એવું કોણ કહે છે ?
ડગલાં જોઈ પંથ કાપવો, એવું કોણ કહે છે ?
પોતાની રીતે પોતાની
જુદી પાડવી કેડી,
દડો ભલે બીજાનો હો, પણ
હો પોતાની ગેડી,
સાવ પરાયો મંત્ર જાપવો, એવું કોણ કહે છે ?
પગલાં જોઈ પંથ કાપવો, એવું કોણ કહે છે ?
ચરણ ચાલશે એની સાથે
એય સમીપે સરશે,
વરમાળા લઈ ઊભી કુંવરી
કેવળ તુજને વરશે,
ઈચ્છાહિણો અંત પામવો, એવું કોણ કહે છે ?
પગલાં જોઈ પંથ કાપવો એવું કોણ કહે છે ?

## એટલાં દૂર ન જાઓ/ઉશનસ્

વિનવું: એટલા દૂર ન જાઓ
કે પછી ક્યારેય યાદ ન આવો;

માનું: અવિરત મળવું અઘરું;
માગ્યું કોને મળતું સઘળું ?
કગરું, એટલા ક્રૂર ન થાઓ
કે પછી ક્યારેય યાદ ન આવો.

જાણ્યું: નવરું એવું ન કોઈ.
કેવળ મને જ રહે જે જોઈ;
તોય લ્યો, આમ નિષ્ઠુર ન થાઓ
કે પછી ક્યારેય યાદ ન આવો;

રાહ જોઈ જોઈ ખોઈ આંખ્યું,
શમણું એક તમ સાચવી રાખ્યું;
એટલું એ હરી નૂર ન જાઓ
કે પછી ક્યારેય યાદ ન આવો.

આ વેલ તો મેં આંસુથી ટોઈ;
પણ ફળની આશા ના કોઈ;
પણ સમૂળા નિર્મૂળ ના થાઓ
કે પછી ક્યારેય યાદ ન આવો.

## ત્રણ ગઝલ/અશોક ચાવડા 'બેદિલ'

### ૧. ક્યાં જશે ?

આંખથી છટકી જઈ જળ ક્યાં જશે ?
છે નદી દરિયાથી આગળ ક્યાં જશે ?

ઊડતાં પંખીની પાછળ ક્યાં જશે ?
મૂળ છોડીને આ પીપળ ક્યાં જશે ?

સાચવેલી પીડની પળ ક્યાં જશે ?
ભીતરે જે હોય, એ સળ ક્યાં જશે ?

આમ ગોરંભાઈ વાદળ ક્યાં જશે ?
મેં લખેલો ભીનો કાગળ ક્યાં જશે ?

રોજ વિસ્તરતું સમયજળ ક્યાં જશે ?
ખૂબ ઊંડે આ ગઝલતળ ક્યાં જશે ?

### ૨. ઘરમાં

આંસુ, એકાંત, થોર - છે ઘરમાં,
રોજ વધતા નહોર છે ઘરમાં

બારણું ખોલતાં જ અથડાશે,
કૈંક વીત્યા પહોર છે ઘરમાં.

કોઈ કારણ ઉદાસી ડંખે છે,
આમ તો ગુલમહોર છે ઘરમાં.

ભેજ લાગી ગયો દીવાલોમાં,
યાદ કેવી કઠોર છે ઘરમાં.

હું ય પાછો વળી ગયો 'બેદિલ'
હું નથી કોઈ ઑર છે ઘરમાં.

### ૩. રાખું છું

મરણ જતું ન રહે એનું ધ્યાન રાખું છું
દરેક શ્વાસને હું સાવધાન રાખું છું.

દહન કર્યા કરું છું રોજ લાગણીઓને
હું મારી અંદર આખું સ્મશાન રાખું છું.

ભલે છું કોડિયું નાનું, છતાં સમય આવે
સૂરજની સાથ બરાબરનું સ્થાન રાખું છું.

મને ખબર છે મને તું કશું ન દેવાનો
કશું ન માગીને હું તારી શાન રાખું છું.

છું મૌન 'બેદિલ' કોઈની આબરૂ ખાતર
નહીં તો હું ય તેજાબી જબાન રાખું છું.

## આસ્વાદ્ય નીકળે/યોસેફ મૅકવાન

સદ્‌ભાગ્ય જેને માનીએ દુર્ભાગ્ય નીકળે,
જે માગીએ સુખની ક્ષણો એ બાધ્ય નીકળે.

ક્યાં જિંદગીના અર્થને ખોલી શક્યા છીએ.
જ્યાં તુચ્છ ઇચ્છાઓય તે આરાધ્ય નીકળે.

ક્યાં ખાતરી વ્હેતી પળોની હોય છે કદી,
ધાર્યું ન હો એવું મિલન આસ્વાદ્ય નીકળે.

જ્યારે નશો આ ભીડનો અકળાવી જાય છે.
એકાંત-એકલતાય ત્યારે સાધ્ય નીકળે.

વાણી પછી રિસાઈ બેસે પાંપણો તળે
ને મૌનનો ચ્હેરો જ ત્યારે વાચ્ય નીકળે.

## બે ગઝલ/હરદ્વાર ગોસ્વામી

### ૧. વ્હેતાં થયા છે પથ્થરો...

દોસ્ત સૌના આભનો આવી રીતે થાતો મરો.
સૌને સૌના સૂર્યનો કરવો પડે છે ખરખરો.

સ્હેજ આવી પર્વતાઈ, જ્યાં સમંદરમાં અને-
જડ થયાં ઝરણાં બધાં, વ્હેતા થયા છે પથ્થરો !

આપણે ક્યારેય પણ જેને મળ્યા ના હોય ને -
આપણામાં રાત-દિન એના વિશે મુશાયરો.

જિંદગીભર આપની શાહી વિશે અક્ષર બનું,
સાવ કોરા કાગળે જીવી બતાવો સાક્ષરો.

એ પછી સૌ ધારણામાં તું હશે 'હરદ્વાર' પણ
સૌપ્રથમ હોવા વિશેની ધારણા પૂરી કરો.

### ૨. આંસુઓની થોકડી

સ્વપ્નની કિંમત ચુકાવી રોકડી.
લ્યો, ગણી લ્યો, આંસુઓની થોકડી.

કેમ કરતો પ્રેમ અમને આટલો,
આજ બરબાદી મહીં મળતી કડી.

કેટલાં વસ્ત્રો અધૂરાં રહી ગયાં,
ગૂંચવી નાખી છે કોણે કોકડી ?

એ પ્રશંસાને ય ફૂંકીને પીએ,
એટલી ઊડાઉ ના તું ઠેકડી.

હોય ઈશ્વર, તો તને વંદન કરી,
દોસ્ત તારા નામ ઉપર ચોકડી.

## ના કોઈને.../ભાનુપ્રસાદ પંડ્યા

બારીનું એથિયું ગગન મળે,
બંધ ઘરમાંય તો પવન મળે.

ચાર નેત્રે થતી જો એકતા
ખાનગીમાં પછી સુમન મળે.

કાન આપો વીતકની વાતને
દર્દને આંસુમાં તરણ મળે.

ઢૂંઢવાને જશો દીવો લઈ,
ખાનદાની તણાં નહીં સદન મળે.

'પૂર્ણ ઇચ્છા બધી ! વિદાય દો !'
એવું ના કોઈને મરણ મળે.

## હોતા નથી/ચંદ્રેશ મકવાણા 'નારાજ'

કોણ કહેશે કે વમળ હોતાં નથી
આપણાં ચક્ષુ ચપળ હોતાં નથી

ક્યાંકથી ઓછી પડે છે સાધના
ક્યાંક સંજોગો સરળ હોતા નથી.

આયનો પણ આભનો પર્યાય છે.
આયનાના ક્યાંય તળ હોતા નથી.

આદમી તો સાવ સાચ્ચો હોય છે.
ફક્ત પુરાવા સબળ હોતા નથી.

આંખમાં આંજ્યા પછી નારાજગી
લૂછવા માટેય જળ હોતાં નથી.

## આ વૃક્ષો/બારીન મહેતા

૧

આ વૃક્ષો છે
તો ઘણું બધું છે
નરી આંખે દેખાય
એની જ આ વાત નથી
નથી દેખાતું
પણ પરખાઈ જાય
એની ય આ વાત છે :

જુઓ ને,
પેલો... પે... લ્લો માણસ
કેવો લહેરાતો લહેરાતો જાય છે
અને આ અહીં
આ માણસ કેટલો તો ફેલાયેલો છે !
અને આ
કોઈ તમારી પાસેથી પસાર થયું
ને સુગંધ સુગંધ.
કોઈની સખતાઈમાં નાળિયેરનું કોચલું
ને ભીતરમાં નાળિયેરનું મધમીઠું પાણી
એવું ભળાયું છે ને તમને ?
બસ તો !
એવું બધું ય વૃક્ષોની જ દેણગી છે

છે ને
આ વૃક્ષો છે
તો આપણી આસપાસ
ને આપણી અંદર
ઘણું બધું...

૨

આ વૃક્ષો
સ્થિર જરૂર છે,
ગતિહીન નથી.

પાનખરમાં
પીતપર્ણે તર્યાં કરે,
તો વસંતે
કૂંપળનો કટાવ વહાવી
લીલવરણાં ગાનમાં સૌરભગતિ કરે,
ગ્રીષ્મમાં છાયા રૂપે પ્રસરી
ધરતીને ઢાંકેઢૂંબે
વર્ષામાં અનરાધારે ભિંજાઈ
લીલો દરિયો થઈ પથરાય

એથી ય અદકેરી ગતિ તો એની એવી
કે
ક્યારેક કોઈનામાં લચી પડે
અચાનક આંચકી જાય તમારી ઉદાસી
ક્યારેક કોઈની આંખમા ફરકી જાય
ને દેખાડી દે
તમને તમારામાંનું ગગન

એટલે
અને એટલે જ
આ વૃક્ષો ગતિશીલ છે
પણ અસ્થિર નથી.

૩

મૂળિયાં વિનાનાં
તે હોતાં હશે
વૃક્ષો !?

હોય જો દીવાનખાનાંઓમાં,
કચેરીઓ
અને કાર્યાલયોમાં
સુશોભનાર્થે ગોઠવેલાં
અદ્દલ વૃક્ષ-વેલ-છોડ જેવાં લાગતાં

આધુનિક ઉત્પાદકતાના પ્લાસ્ટિક નમૂના
તો ચેતતા રહેજો
કે
ક્યારેક
જો ખરેખર
વૃક્ષ-ચેતના
વસી ગઈ એ સહુમાં
તો ફૂટશે એને ય મૂળિયાં...
હોતાં હશે
વૃક્ષો
તે કદી મૂળિયાં વિનાનાં !

૪.

આ વૃક્ષો પર
શો પર્ણમેળો જામ્યો છે !
ને તો ય
એક્કુકા વૃક્ષની આગવી ઘટા
ને અનોખી છટા
કારણ
એ એકતા રાખે છે
એની વાતો નથી કરતા
સાથે જ ફૂલવું-ફાલવું
લહેરાવું
સોરાવું
કૂંપળાવું
એવું બધું સાથે જ
એ સહજ છે
એમને માટે.
એ વાડાઓ
અને સરહદોથી મુક્ત છે;
પછી ભલે
આપણે એનો ઉપયોગ કરીએ
વાડ અને સરહદ માટે !
છતાં
એ તો છે વૃક્ષો
એટલે જ
એ ભ્રષ્ટ નથી, રાજકારણીઓ જેમ
ત્રસ્ત નથી, આપણી જેમ
કશાયથી ગ્રસ્ત પણ નથી
અરે ! હુલ્લડગ્રસ્ત પણ નથી !
એથી જ તો
આ વૃક્ષો પર
શો પર્ણમેળો જામ્યો છે !

૫

આ વૃક્ષો
જ્યાં જેવાં હોવાં જોઈએ
તેવાં જ હોય
એ
જ્યાંનાં હોય
ત્યાંનાં જ રહે
અને છતાં
માટીની ભીતર
ને આકાશની અંદર
વહે
એટલે સ્તો
આ વૃક્ષો
સાચા અર્થમાં
માંટીના જાયા કહેવાય
અને આકાશના પાયા બને...

## વૃત્તાંતજંતર/*નલિન પંડ્યા*

આપણે ગેટ-વે ઑવ્ ઇન્ડિયાને
જોરદાર ધડાકાથી ગેટ-વે ઑવ્ ટેરર ઍન્ડ ડેથ બનાવ્યું;
આપણે જીવન નહીં મૃત્યુ વહેંચતા થઈ ગયા;
આપણે વિશ્વના સૌંદર્ય પર થૂંકીએ છીએ.
આ જગત એટલે
ચેતનાની ભૂમિકામાં પ્રતિબિંબિત થઈ રહેલું
અનંત સત્-તત્ત્વ બધું જ
સ્કીઝોફ્રેનિક કે બાયપોલર જેવી બીમારીઓ જ છે.
પ્રાર્થના તમામ પ્રદેશોને ફળદ્રુપ બનાવે છે !
દર્દની દવા પ્રાર્થનાનો પ્રાણ હોવા છતાં
આત્મહત્યા-વિરોધી દિવસો ઉજવાય છે.
શ્રદ્ધા સબૂરી કરનાર નતમસ્તક કે ઉન્નતમસ્તક ફરે,
બધે જે રેડએલર્ટ જાહેર થાય;
કોણ નિર્દોષતા પુરવાર કરશે ?
રાજધર્મ નિભાવવો કે રાજગાદી ?
કોણ કોની આંખમાં ધૂળ નાખવા
કોશિષ કરે છે ?
પૃથ્વીની જીવસૃષ્ટિનો વિનાશ અટકાવવા
ઓઝોનવાયુ બચાવવાના પ્રયત્નો છતાં
ઓઝોનનું પડ પાતળું કેમ થતું જાય છે ?
કદાચ ઓઝોન અકર્મા કે અનાત્મા હશે ?
કર્મ છોડ ! અકર્મ છોડ !
બની જા; બનવું હોય તે !
નાણાંકીય ખાધ પૂરવાને બદલે
દિવ્ય જ્ઞાનયજ્ઞની ડંફાસો ક્યાં મારવી ?
ગેલિલીઓ યાન ગુરુનું પરિભ્રમણ કરીને
અંતે તો તૂટી જ પડ્યું;
એની કેમ પ્રાર્થનાસભાઓ નથી ભરાતી ?
બધા પ્રકારનું વાવાઝોડું સતત ફૂંકાયા કરે છે.
એક બાજુ ભૂકંપિત ધડાકા થાય
છતાં પેલા
મજૂરિયાઓ નવાં નવાં મકાનો ચણે જાય છે !
તો પછી સુપરસોનિક વિમાન દ્વારા
શૉકવેવથી થયેલા ધડાકાનું શું ?
આ બધું બખડજંતર
ગેટ-વે ઑવ્ ટેરર ઍન્ડ ડેથ જેવી
મરુભૂમિનો જ પડકાર...!

## બે કાવ્યો/*યોગેશ જોષી*

૧

મન થયું,
નિરુદ્દેશે લાવ,
ફરી આવું થોડું -
પહાડો-નદીઓ-સૂર્ય-ચંદ્ર-તારા
ગ્રહો-ઉપગ્રહો-નક્ષત્રો સુધી...

મારાં ટેરવાં
ફરતાં રહ્યાં
તારી હથેળીમાં...

૨

ફેંદી કાઢ્યું
આખુંયે આકાશ.
ખોબે ખોબે
ઊલેચી કાઢ્યો
બધોયે અંધકાર...
છતાં
એક તારો
જડ્યો નહીં.

અંતે નીરખ્યા કર્યું
તારી આંખોમાં...

## ધૂળ/રાજેન્દ્ર પટેલ

ગમે તેટલો સાફ કરું રૂમ
છતાં છવાઈ જાય ધૂળ.

તે થર પર થર બની ગોઠવાય
કબાટોની તિરાડમાં, પુસ્તકોમાં, કપડાંમાં અને
ફરતાં પંખા ઉપર સુધ્ધાં.

ઘણી વાર બહારગામ જાઉં ત્યારે પણ
તે બંધ ઘરમાં અડ્ડો જમાવી
પાછળ રહી ગએલાં સ્પર્શની
રખેવાળી કરતી હોય છે.
અને ફ્રેમમાં મઢેલા ચહેરાને
હંમેશાં ધૂંધળો કરી મૂકે છે.

સ્વપ્નમાંય લાગે
બે પોપચાં વચ્ચે પથરાયેલી છે ધૂળ
તેના કણ કણ વચ્ચેના અવકાશમાંથી
દિવસ ઝાંખોપાંખો દેખાય.
તેની નીચે ધરબાએલી
ન ઊડી શકતી ગમતી ક્ષણો
ગમે છે અજવાળાની જેમ
ધૂળ છે અક્ષયપાત્ર પૃથ્વીનું

*

હંમેશાં પિતાજી આગ્રહ રાખતા
ઘરમાં પ્રવેશતાં પગરખાં ખંખેરવાં
ધૂળ આવે નહીં અંદર.
પણ આખો દિવસ તે વાળમાં ગોઠવાય
ક્યારેક પરસેવામાં ન્હાતી ન્હાતી
ચામડીનો રંગ બદલી કાઢે ચૂપચાપ.
રૂમાલ ગમે તેટલો ચોખ્ખો રાખું
ડાઘવાળો રહે.
ધૂળ છે સમયનાં પદચિન્હ.

*

ધૂળ, ભૂતકાળ સાચવતી સાચવતી
મારી હારોહાર ચાલતી હોય છે.
દાદીમાના હાથને યાદ કરાવતી કરાવતી
બાપુજીની ચિતામાં
રાખ જોડે ભળી ગઈ
ત્યારથી તે બાપુજી જેવી લાગે છે.
ચોફેર નિરાકાર બની ભમતી હોય છે.
જન્મ પહેલાં અને પછીયે
કશાકની રાહ જોતી હોય છે ધૂળ.
તેથી જ, લોહીમાંસથી અધિક
તે લાગે છે વ્હાલું મૂળ.

તે ચાલી ગયેલાં અને આવતાં સમયનો પગરવ બની
હંમેશ મને જાગતો રાખે છે.
ધૂળ
દ્વાર છે મારાં
ધૂળ સુધી પહોંચવાનાં.

## ભાવિ પુત્ર/રાજેન્દ્ર પટેલ

સમાચાર ચમક્યા છે
એક જણ ખોવાયો છે.
હમણાં હતો, અહીં જ, અહીં તહીં.
અચાનક નથી તે બધાંની વચ્ચે
તેથી સઘળા બેચેન છે.

*

જેમના હાથમાં હોય છે ખડ્ગ
તેઓ રહેંસતા હોય છે
પોતાનાં જ બાળકોનાં મસ્તક.
જે ખોવાયો છે તે,
કાળાડિબાંગ જંગલમાં બધાંની જેમ
ભૂલો પડ્યો છે.

જે લોકોના હાથમાં છુરા હોય છે
તેઓને લાગે છે જાણે
તેમનું પૈડું ખોવાયું છે.
જેમના હાથમાં હોય છે આશકા

તેમને લાગે છે
તેમની હથેળી પાછળના અંધારામાં
ખોવાયું છે અજવાળું.

સઘળા બેચેન બની
ખોવાયો છે તેને ખોળે છે.

*

ગટરો સાફ કરી
ગલીકૂંચીઓ ફરી વળ્યાં
અને છેવટે મંદિર, મસ્જિદની
અજાણી કોતરણીની કાળી ભાતમાંય શોધી વળ્યાં.
પણ ક્યાંય તે મળતો નથી.
કેટલાંકે ઉદ્‌ગારો કાઢ્યા અરે... રે... રે
કેટલાંક બોલ્યાં વાહ... વાહ...
ને કેટલાક ચૂપચાપ પોતાની બસમાં બેસી
આ શહેરથી દૂર ચાલ્યાં ગયાં.

*

રસ્તા બધા બેબાકળા છે,
શેરીઓ, મકાનો, અગાસીઓ નિરુત્તર છે.
લોહી તરસ્યો અંધકાર કંપિત છે.
પણ ખોવાયેલો ક્યાં ?
ના, પડઘા ચૂપ થતા નથી.
હીબકાં ભરતાં બાળકો
આકાશ સામે જોઈ રહે
પગથી ધરતી ખોતરે
કદાચ ત્યાંથી જડી જાય કોઈ.

બાળકોના ડૂસકાંનો ઓડકાર ખાતા
ક્યો રાક્ષસ ગળી ગયો હશે ?

*

ધૂમાડાનો આકાર ફંફોસતા
ખબર પડે છે
એ ખોવાએલો જણ તે હું છું.
તેને નિઃશેષ કરી નાંખતો પંજોય હું જ છું.
ખોવાયેલા જણને શોધતો પણ હું જ છું;
કારણ કે હું જ છું તેનો
ભાવિ પુત્ર.

## બે ગઝલ/ગુણવંત ઉપાધ્યાય

### ૧. જીવી લઉં છું

અપેક્ષાનાં અજબ આંળાં ધખારામાં જીવી લઉં છું,
અકિંચન હોઉં દોસ્તો, એમ મારામાં જીવી લઉં છું.

ઉપેક્ષાભાવને મેં બીજમંત્રિત સ્થાન આપેલું,
અનુષ્ટુપ છંદના રૂપે જ તારામાં જીવી લઉં છું.

ઘવાયેલાં ઘણાં પંખી હજુ ભીતર છે તરફડતાં,
સતત ચિત્કારના વકરેલ ધારામાં જીવી લઉં છું.

ગઝલગંધી ગણાયેલા હૃદય-ઉદ્‌ગાર તો આજે -
ઉંચેરૂં સ્થાન પામે છે, વધારામાં જીવી લઉં છું.

ઢળકતી સાંજે પડછાયા સમા મળશે સ્વજન ક્યાંથી ?
હું લથબથ લાગણીનાં જળ, જુવારામાં જીવી લઉં છું.

### ૨. ઝરણ જેવું

મળયું કણકણમાં પરવાળાં રૂપે ભીનાં સ્મરણ જેવું,
પછી પ્રત્યેક પળ લાગ્યા કર્યું તરસ્યાં હરણ જેવું.

છે નિયમિત જાગતી ને ભાંગતી ચીજો જ અહીંયા બે,
રઝળતી રાત ને હું પામીએ ક્યાં પાગરણ જેવું ?

મળે તે માણવાને ક્ષણ હજુ પકડું ત્યાં છટકે છે,
સમયને કોણ શીખવશે સુ-ચારું આચરણ જેવું ?

હૃદય-ધબકારતી પણ થાય છે બસ એજ અંદેશો,
હૃદય પણ યંત્ર છે, ધબક્યા કરે સાક્ષીકરણ જેવું !

અહીં વાતાવરણનું મૌન પણ સૂચક સતત લાગે,
વિચારોમાં કહો દોસ્તો, હશે શું વિસ્તરણ જેવું ?

અમે ઇચ્છાકરણ સામે જરા જ્યાં ગોઠવ્યું હોવું,
અને હોવું જ તો લાગ્યા કર્યું જ્યાં-ત્યાં શરણ જેવું !

ભલેને બાદબાકી થાય છે વ્યાપક સહજતાથી,
વલણ વહેતું રહે પથ્થરની વચ્ચે પણ ઝરણ જેવું !

## લક્ષદ્વીપ/*કિશોરસિંહ સોલંકી*

(કાવ્યગુચ્છ)

### ૧. વહેલી સવારે

વહેલી સવારે
ઊડતું વિમાન
બહાર કાળાશં
અંદર ઝળહળતો પ્રકાશ...

સૂસવાતો પવન બહાર
અંદર ગળાઈ-ચળાઈને
આવતી હવા; પ્રાણ...

ન કોઈ ધૂળની ડમરી
ક્યાં હશે ધરતી ?
રહ્યો સ્મરી...

જાણું,
ઉપર આકાશ
નીચે દરિયો
વચમાં અવાજ યંત્રનો
અંદર મંત્રનો

વિમાનની દીવાલે અથડાઈને
ફરતી આંખો પાછી
આછી આછી
નજર
જઈજઈને જાય પણ ક્યાં ?
નજરને સંબંધ છે અજવાળા સાથે
અજવાળું છે અંદર ને અંદર
બહાર અંધકાર
અંધકાર પાર અંધકાર
પાર
સળગતો સૂરજ
હળવે હળવે
પ્રગટતી એની લાલાશ
આળસ મરડીને
ઊભું થતું અજવાળું
દિશ... દિશ...

હું
વિમાનમાં
વિમાન આકાશમાં
આખું આકાશ
ઝળહળ ઝળહળ મારામાં
વહેલી સવારે...

### ૨. પમાતો અર્થ

નવ હજાર પાંચસો ફૂટની ઊંચાઈ
ચારસો એંશી કિલોમીટરની ઝડપ
ને બાર બેઠકવાળું ટચૂકડું વિમાન

ઊડી રહ્યાં છીએ અમે
સવારના સાડા ચાર વાગે
આકાશના અંધારિયા માર્ગે...

અંધારામાં અથડાતાં વાદળ
ખડ... ખડ... ખખડી ઊઠે છે વિમાન
ને અમને ધક્કો વાગે છે
અંધારિયા ભયનો
હલબલી ઊઠીએ છીએ અંદર ને અંદર...

અંધારિયું આકાશ
તોય કળાતો કાળાં કાળાં વાદળ
વાદળમાં વિમાન
વિમાનમાં અમે
અમારામાં સળવળતો
કાળો કાળો ભય

ભયમાં ભીનું ભીનું ઝાકળ...

હવે
પમાતો જાય છે
    ક્ષણ
        ગતિ
            અને
                ઊંચાઈનો અર્થ...

### ૩. લક્ષદ્વીપ તરફ

અંધકાર વીંધતો આભમાં
પૂરપાટ પસાર થઈ રહ્યો છું હું
અરબી સમુદ્ર ઉપર...

બધું જ એકાકાર
ચોમેર અંધકાર; અજાણ્યો.

ભળભાંખળું
આછીઆછી લાલશનાં એંધાણ
ખૂલતાં દિશાઓનાં દ્વાર
આ પાર
ઓ પાર
કાળાંકાળા વાદળિયા માર્ગ

હળવે હળવે
લાલલાલ રેલાનો પ્રવાહ
વાદળ ધરતી કંકુવરણી

વાદળોના પ્હાડોને ભોંકાઈ
લાલ તીરની અણીઓ આરપાર
વાદળોની ખીણોમાં
ખળખળ વહેવા લાગ્યું
લાલમલાલ નીર...

વાદળના રસ્તાઓએ પાથરી લાલ જાજમ
વાદળની ધરતી બની ગઈ લાલછમ્મ
ઝળહળ... ઝળહળ... ઝળહળ...

ધીમે ધીમે
ગોરંભાવા લાગ્યાં
કાળાંકાળાં વાદળ
મારા આભમાં
ને હું
પૂરપાટ પસાર થઈ રહ્યો છું
લક્ષદ્વીપ તરફ અંધકાર સીંચતો...

### ૪. લક્ષદ્વીપ

યુદ્ધના મેદાનમાં
શહીદ થયેલા
કોઈ નવયુવાનના
શરીરના છૂટા પડેલાં
જુદાં જુદાં અંગો જેવો
છૂટોછવાયો, વિખરાયેલો
આ લક્ષદ્વીપ...

માતાથી છૂટો પડી
વાત્સલ્યને તલસતો
સમુદ્રની થપાટો ખાઈ ખાઈને
ઓગળતો
સંકોચાતો
ચૂમાતાં ચૂમાતાં જીવતો આ લક્ષદ્વીપ...

પોતાના જુદા જુદા
છત્રીસ* દીકરાઓને
ક્યારેય ન મળી શકવાનો
ઝૂરાપો ભોગવતા
પોતાના પિંડના માનીને
બાપ હોવાનું
આશ્વાસન લેતો આ દ્વીપ...

ભાઈ-ભાડુંઓથી
અનેક ન્યૂટિકલ માઇલ્સ દૂર
વિખૂટો પડી

પોતાના પરિવારને સાચવવા
મથતો
કથતો આ દ્વીપ...

કોઈ માતા
પોતાના રડતા બાળકને
પારણામાં ઢબૂરતી
હાલરડાં ગાતી હોય
એમ
દરિયાદેવના હાથે
ભીનાભીના
હીંચકા ખાતો આ દ્વીપ...

આંખે નેજવાં કરી
આકાશે જુએ
કિનારે ઊભો ઊભો પાણી પ્રમાણે
એકાદ સંદેશા માટે
સતત પ્રતીક્ષા કરતો આ દ્વીપ...

કેટલો દૂર ?
કેટલો નજીક ?

ન હાલી શકતો
ન ચાલી શકતો
સરકી શકતો પાણીના રસ્તા ઉપર
મોજાંની ટપાલ દ્વારા
મળી શકતા એકબીજાને.

ભાઈ ને ભાઈ
લાચારીથી
દૂરથી તાક્યા કરતો
નિસાસા નાખ્યા કરતો
સ્વજનોને મળવાના
કેટલાય મનસુબા
યુગોથી
ઘડ્યા કરતો આ લક્ષદ્વીપ...

* લક્ષદ્વીપ સમૂહ

## ૫. લક્ષદ્વીપનો દરિયો

અમારું લક્ષ્ય
આ દ્વીપ
અમે દ્વીપના કિનારા
કિનારાની રેત
રેતના શ્વેત શ્વેત કણ;
મણ મણ
અમે દ્વીપની નારિયેળી
લીલોકુંજાર તડકો
અમે દ્વીપના બીચ
રળિયામણા કાંઠા ધોળાધફ્ફ...

અમે દ્વીપનાં વાસી
અમારો પાણીનો બંધાયો પિંડ
અમને પંપાળતો
થપાટનો આ લક્ષદ્વીપનો દરિયો
દરિયો રૂપરૂપનો અંબાર
બહુરૂપીનો અવતાર...

*

નીલીનીલી આંખોથી
ટગર ટગર તાકતો દરિયો
શરીર પરના સફેદ ડાઘથી
ક્યારેક ક્યારેક શરમાતો દરિયો
વચમાં વચમાં
કોરલનાં કાળાં કાળાં ધાબાં
આસપાસ ડોકાતો દરિયો...,

દરિયો આવતો
દરિયો જતો
સ્ફટિક જેવું પાણી લઈને
છલ્લક છલ્લક છલકાતો દરિયો
મોજાંની સવારી કરી
સફેદ સફેદ દોડતો દરિયો

નાનકડી નાવડીઓ લઈને

અહીંતહીં ભટકાતો દરિયો

પેટિયું રળવા જાળ પાથરીને
માછલીઓ તરફડાવતો દરિયો

અહીંથી તહીં
તહીંથી અહીં
ટાપુએ ટાપુની
સારસંભાળ લેતો દરિયો

નામી-અનામી ટાપુઓને
પાણીમાં ઝબકોળતો દરિયો

ઊગતા સૂરજનાં કિરણો લઈને
ખોળામાં પંપાળતો દરિયો

પાનખરનાં પર્ણો લાવી
કાંઠેકાંઠે પાથરતો દરિયો

લીલીલીલી વનરાજિને
ભીતરથી ભીંજતો દરિયો

નારિયેળીમાં પાણી બનીને
આકાશે લ્હેરાતો દરિયો

લીલાં લીલાં પર્ણ પર્ણમાં
રામણદીવડા પેટાવતો દરિયો

સવાર-સાંજ ઘૂઘવાટા સાથે
ભરતી લઈને આવતો દરિયો

બપોરી વેળાએ લાંબો થઈને
શાંત પોરો ખાતો દરિયો

હાથ લંબાવી દેશ-વિદેશથી
સૌને અહીં બોલાવતો દરિયો

સતત આપણને લોભાવતો
અંદર અંદર ઘૂઘવતો
આ લક્ષદ્વીપનો દરિયો

## ૬. દ્વીપ

ચારેબાજુ
અંદર-બહાર
ઘૂઘવાટા કરતો સાગર
વચ્ચે વચ્ચે દ્વીપ-લક્ષદ્વીપ...

સાગરની છાલકો
મોજાંનો મારો
ચડાઈ ઉપર ચડાઈ
ક્ષણેક્ષણ લડાઈ

ટક્કર સામે ટક્કર
અક્કડ સાથે અક્કડ
અસ્તિત્વનું યુદ્ધ; યુગોથી !

આમ ને આમ
અડીખમ આ દ્વીપ-લક્ષદ્વીપ...

*

છલકાતો સાગર
વચ્ચે વચ્ચે દ્વીપ-માનવ દ્વીપ...

ચોમેર ખાલીપો ખળભળે
ન કોઈ સીમા, ન હદ
જે છે તે પોતાનું જ કદ

મોજાં ઉપર મોજાંનું આક્રમણ
ઘસાતા કિનારાનું સંક્રમણ

ખોતરાતો-ખરતો
મળતો-ગળતો
પડતો-આખડતો
લડતો-ક્ષણક્ષણની લડાઈ
જબરજસ્ત ઝંઝાવાત
પણ એક શબ્દ ન કથતો
ટકવા મથતો
અડીખમ આ દ્વીપ-જીવનદ્વીપ...

## બે ગઝલ/ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

### ૧.

કશું ના હોય ને પાછું બધું પામ્યો છું કહેવાનું,
નથી વરસાદ, તોયે છે અહીંયાં તો પલળવાનું.

ક્ષણોને મેં ઉગાડી છે પવન, પાણી ને શબ્દોથી,
ઘણું તડપ્યો છું દરવાજે રહી, પાછું પમરવાનું ?

થયો અજવાશ એવો ચોતરફ કે મોર પણ કહેતા,
સવા ફૂટની અધીરાઈ અડે ને ત્યાં તરસવાનું ?

હતી કંઈ હસ્તરેખાઓ, હતા દરિયા અતલ એવા,
બધુંયે ગોળ-ગોળાવે, નથી સીધું છટકવાનું.

હવેથી કોઈને કહેવું નથી શું શું હતું એમાં,
પહેલાં પ્રેમમાં ભુસ્કો, પછી આવે તડપવાનું.

ઘણાં ઘર હોય છે એવાં બરફની પાટ જેવાં કે,
જરા ગરમી અડે ને ત્યાં જ થઈ જાતું પીગળવાનું.

મને પાછાં મળો, મારાં બગાસાં, ઊંઘ ને સ્વપ્નાં,
હજી છે આંખમાં કળતર ને પાછું રોજ લખવાનું.

### ૨.

સ્વરહલકની લોલ છે, હોઠઃ મર્મર બોલ છે,
સાંજની લીલપમાં રણક્યો એ વસંતી ઢોલ છે.
શ્વાસમાં છલકાય ઋતુ, ગ્હેકના જ્યાં સૂર્ય છે,
રંગના ઉપવન મહીં રોમાંચનો માહોલ છે.
મૌનના ગંતવ્યનો આ ખાલીપો છે શબ્દ શો,
ચાડિયો થઈ હું ઊભો, જ્યાં વાડ, ખેતર, મોલ છે.
છલના હતી કંઈ શ્વેત શ્વેત, નૈપુણ્ય એ નિતાંતનું,
સાગરો નિસર્ગના ને ડૂબવાનો ડોળ છે.
માછલીનો વેશ છે ને પારકો પરદેશ છે,
છે સતતનું વેઠવું પૃથ્વી જ આખર ગોળ છે.
ધુમ્મસોની છે દિશા, પર્યાયની છે ક્ષિતિજો,
કાફલાઓ શું કરે ? જ્યાં મંઝિલોની લોલ છે !
કાચ શા સંબંધ છે ને પથ્થરો પર હાથ છે,
દોષવું છે મનની મર્મર, બિંબતાનો ડોળ છે.
ચાર ભીંતોની ઉદાસી જાત ઓગળી ગઈ,
ઓરડે અંધાર છે પણ આવવાનો કોલ છે.
ચાકડે ચકરાવના મારું ઘડાવું સત્ય છે.
બાકી બધીય લોલ છે, સઘળું જ પોલમપોલ છે.

## સઘળે વરસે ઝાંખ/રતિલાલ સથવારા

માડી, તારી યાદથી જળમાં ડૂબે આંખ,
લાગે છે આજે મનેઃ સઘળે વરસે ઝાંખ.

સંસારે કૈં સાર ના, હું પંખી વિણ પાંખ,
ઓ જનની, તારા વિના સઘળે વરસે ઝાંખ.

તારા વિણ સગપણ બધાં કરડી કરતાં આંખ,
ત્રાસ ધરે ઘરસૂત્ર પણ; સઘળે વરસે ઝાંખ.

તાપ ઝરે છે તોરમાં ક્યાંથી ખોલું પાંખ ?
નીડે ભડકા જાગિયા; સઘળે વરસે ઝાંખ.

તારો કરક માથે જયહીં; હસતી મારી આંખ,
જામ્યું છે વેરાન અવ, સઘળે વરસે ઝાંખ.

સ્નેહ તણી ઝારી હતી, મૈયા, તારી આંખ,
આજે ગળતા ગરલથી સઘળે વરસે ઝાંખ.

## ટાઈટૅનિક ડૂબવાની ક્ષણે... તેમને.../રિષભ મહેતા

(એક નાટ્ય-સ્વગતોક્તિ)

દરિયાની દાનત છે ખારી; ડામાડોળ છે નાવ તમારી;
કામ નહીં આવે ખુદ્દારી; વાત જરા માની લ્યો મારી,
લો, આ મારા હાથને ઝાલો...
આવી જિદ ના જરા ય સારી; વજન અહમ્‌નું સૌથી ભારી;
પ્હેલાં દો એને જ ઉતારી; વાત જરા માની લ્યો મારી;
લો, આ મારા હાથને ઝાલો...

માની લીધું : સફર છે જુદી; તમારી મારી લહર છે જુદી;
ભરતી-ઓટની અસર છે જુદી; દૂર કિનારે નજર છે જુદી;
માની લીધું: સફર છે જુદી
તો ય આપણો એક જ દરિયો; સકળ અકળ અટકળથી ભરિયો;
આફત આ સમજો સહિયારી; વાત જરા માની લ્યો મારી,
લો, આ મારા હાથને ઝાલો...

હોય ભલે નાનેરું તરણું; પ્રેમનું શરણું સાચું શરણું,
યુગોથી તરસ્યું છે હરણું; દરિયામાં ફૂટ્યું છે ઝરણું,
કેવું ઝલમલ અચરજવર્ણું !
આણ તમોને એ તરણાની; એ હરણાની; એ ઝરણાની
મત જીવો ઇચ્છાને મારી; વાત જરા માની લ્યો મારી
લો, આ મારા હાથને ઝાલો...

આજે નૈં તે કાલે ડૂબશું; હાલે કે બેહાલે ડૂબશું;
સમય તણી હર ચાલે ડૂબશું; કોના કોના પ્યાલે ડૂબશું !
આજે નૈં તો કાલે ડૂબશું.
પણ એનું શું છે અત્યારે ? શાનું આ દરિયું પડકારે ?
આ તે કેવી છે લાચારી ?! વાત જરા માની લ્યો મારી...
ચલો ! આ મારા હાથને ઝાલો.

સાથે તો પણ કેમ મળ્યાં ના ? એકબીજાને કેમ જડ્યાં ના ?
એકબીજામાં કેમ ભળ્યાં ના ? તોફાનોથી કેમ લડ્યાં ના ?
શો ઉત્તર દઈશું કાંઠાને...
નૌકાનું આલંબન છોડો; જીર્ણ થયેલું બંધન તોડો,
દરિયામાં શું દુનિયાદારી ? વાત જરા માની લ્યો મારી
ચલો ! આ મારા હાથને ઝાલો.
સાથે હરશું સાથે ફરશું, સાથે ડૂબશું સાથે તરશું

સાથે જીવશું સાથે મરશું: એવી બાલીશ વાત નથી આ,
બહકેલા જઝબાત નથી આ,
પણ તમે ડૂબો ને હું જોતો રહું, દરિયા દર્શન ખોતો છું,
એ કીડા છે જીવ લેનારી; વાત જરા માની લ્યો મારી,
ચલો ! આ મારા હાથને ઝાલો.

સંબંધોને મારો છેકો; આ તો સંવેદનનો ટેકો !
ક્યાં લીધો મેં એવો ઠેકો - કે હું તારણહાર તમારો ?
કેવળ હું આધાર તમારો...
પણ કદી જો ડૂબું હું મઝધારે; ખ્યાલ તમારો મને ઉગારે
એની આ તો છે તૈયારી; વાત જરા માની લ્યો મારી
ચલો ! આ મારા હાથને ઝા...લો...

હાથ નથી આ ગાંડોઘેલો; બરછટ ઈચ્છાઓનો વેલો;
રેખાઓનો સુક્કો રેલો; ડિબાંગ અંધારું પહેરેલો;
આમ ન એને પાછો ઠેલો...
(પણ) હાથ એટલે શ્રદ્ધા-આશા, હેત-હામ ને શમણાં સાચાં
માળાના મણકાની વાચા, એને છેક ઈશ્વરથી યારી
વાત જરા માની લ્યો મારી
લો, આ મારા હાથને ઝાલો
ચલો, આ મારા હાથને ઝા... લો.

## સૂર્યસરોવર/હિતેન્દ્ર જોશી

તારી આંખોના અજવાળામાં,
દેખાય છે મને
અજન્મા શિશુનું હાસ્ય.
આથી જ બે શબ્દો વચ્ચેના અવકાશમાં
આખું બ્રહ્માંડ પ્રવેશે છે મારા શ્વાસમાં.
આમ છતાં ઘણી વખત કેમ
સિગરેટના કશ ખેંચી ખેંચીને
અંતરના શૂન્યને વેરણછેરણ કરી નાખું છું
થોડી જ ક્ષણોમાં.
છતાં હજુયે હું જીવું છું,
આયુષ્યની આટલી ક્ષણો પછી પણ !

સૂર્ય મને ક્યારેય પરાયો લાગ્યો નથી;
ઘણી વખત તો આ સૂર્યસરોવરમાં
સ્નાન કરતાં કરતાં;
અનેક જન્મોનાં દૃશ્યો દેખાય છે મને
જેમાં હું વૃક્ષની આંગળી પકડીને
પૃથ્વીના પોલાણમાં નિરાંતે ફરતો હતો;
તો ક્યારેક આકાશના ખોળામાં બેસીને
ગણિતનાં મનોયત્નો ગણતો હતો.
પણ પેલો આળસુ પવન,
એની એકેય વાત પ્રગટવા દેતો જ નથી !

## નેત્રરાગ/*પ્રાણજીવન મહેતા*

૧

કમળપત્ર સરીખાં તવ નેત્ર.
કાજળસમ ધરે
જળ-ઝાકળ પક્ષ્મ-પત્ર પરે.

કીકી મધ્ય સકળ સૃષ્ટિ
અવળસવળ સળવળ સઘળું
અકળવિકળ અત્રતત્ર, સર્વત્ર.

નક્ષત્રો/નિહારિકા ને નામમંડળ પણ વળી
તરંગ શા તર તર તરે તવ નેત્રે, -
નવરંગ ધરે, ફરે સરે/ લસરે
રૂરરૂર ફોરાં શાં
ફોરમ થઈ છળે/ ઊછળે હેઠે પડે.

નેત્ર મહીં તેજતિમિર
રચે લયવલય અનેકાનેક ને,
અરે, અરે પેખું તહીં જરી તો
જળબિંદુ જળબુંદ જળકીકી
ફેર ફેર અકળવિકળ
લે વીજવળાંક એકાધિક
પરંતુ/ કિન્તુ
ના તો નેત્રથી
ના તો પક્ષ્મપત્ર પરથી
હેઠે કશું ય સરસરે
ને કાજળ પક્ષ્મપત્રે તરલ તરે -
ઘટ્ટ ઘૂંટાય તળ કીકી મધ્ય.

કીકી પેખું -
માંહે મેઘ-ગર્ભ ભર્યા ભર્યા
વાદળ-દળ ગોરંભાય ગર્જે
વીજ કડાક મમ લોહી -
- લય વલોવહ, ના, ના, વીંધાય.

૨

હે, નેત્રાંગિની
નવ નેત્રચ્છદ પરે નર્તત
વર્ત વર્તુળાકારે.

ધરી મોહમયી મુદ્રા
અતલતલા સમુદ્રા
તું સ્થિત તહીં તટ પરે
ને અહીં તલ તટે તરે
કેટકેટલાં ચારું-ચંદ્રા

વમળમહીં વલોવાતાં લય-વલયો
રચે જળમધ્ય ફેનિલ સ્તૂપ
વળી રહી રહી
ફેર મચે/રચે વા-વંટોળ
ચહુ દિશે-દિશે
ને તળે તળિયે ઘંટારવ-શો
ઘૂઘવે ગોરંભાતો જળ-રાશિ.

નિહાળું સઘળું ભરી અક્ષ મહીં તસુ-તંદ્રા,
અહીં સ્થંભ શો ઊભી
પેખું, હે નેત્રાંગિની
તવ રૂપ થઈ તદ્દરૂપ
મથું દેખવા પાછો ફરી લળી લળી
નિજ રૂપ ફેર ફરી ફરી
તુજ નેત્રચ્છદ પર
તહીં પરખું નર્તત મમ ભવિત
સકળ હું
હું આકુળ-વ્યાકુળ
ધરું અનેકાધિક રૂપ-અરૂપ
તરું તવ નેત્રે થઈ તદ્-રૂપ.

૩

કામરું દેશની તું કામાક્ષી
શાને ધરી કર મહીં કમલપત્ર
આ દિશ ઉગામે ?

રોમરોમ રણઝણ વ્યાપે
કર્ણમૂળ મધ્ય સ્પંદન-નર્તત
ધરી નટરાજ મુદ્રા.
અત્ર તત્ર વા કહું સર્વત્ર
વિહ્વળ વંટોળ ઘેરે ચોમેરથી
વલય વલોવે રોમરોમ/વ્યોમ-ભોમ
અનલ વડવાનલશો/નો
રચે વર્તુળ રગ-રંદ્રરંદ્રમાં
છેદે ભેદે પીંખે પીંજે માંસ-પેશી/ મજની-તંતુ.

ક્ષણે ક્ષણ હું તંત તંત તંતુ
પરંતુ
અવશ્યને વશ રહી
પેખું તવ નેત્ર-નાભિ મહીં મુજને
ને
તું ત્યાં થિર
ધરી મંદ હાસ્ય અધરમધ્ય
મદનગંધથી અદકેરું મિષ્ટ
મરકમરક મરકે
તવ નેત્ર-લાસ્યે
મમ અંગ-અંગ થરકે.



## બે ગઝલ/ભાવેશ ભટ્ટ 'મન'

૧

જિંદગી નું કોઈ સંપાદન કરે
મોતને પ્રસ્તાવના લખવી પડે.

એકલો ચોક્કસ નથી હું કોઈ છે
રોજ સાથે કોણ આવે છે બધે ?

આંખમાં રહી આંખ જેવી થઈ ગઈ
આ તરસનું નામ બદલું છું હવે.

હું કહું કે આ સમય એ કોણ છે ?
ચોર છે તો કોઈને ચોરી શકે.

અર્થની થોડીઘણી લાશો સિવાય
મૌનના દરિયાકિનારે શું મળે ?

૨

વગર પાંજરાની સજા હોય છે
ખરી દુર્દશાની મજા હોય છે.

હવાના રવાડે કરે ગાંડપણ
ગતાગમ વગરની ધજા હોય છે.

કર્યાં બારણાં બંધ ઘરનાં અમે,
છતાં કોઈની આવજા હોય છે !

બની જડભરત બસ નિહાળ્યા કરે
ખરાં ભીંતનાં કાળજાં હોય છે !

છે એકાંતનો એ જ આભાર 'મન'
મને બોલવાની રજા હોય છે.

## બે ગઝલ/કિશોર મોદી

૧

ખુદ્‌ની ભીતર બહાર કાયમ શોધું છું મને,
શ્વાસોની આરપાર કાયમ શોધું છું મને.

આ ઊગતો કે ડૂબતો હોયે સૂરજ ભલે,
એમ જ સવારસાંજ કાયમ શોધું છું મને.

હું સ્મિતની લકીર સાથે આંખ માંડું છું,
મિત્રોની આસપાસ કાયમ શોધું છું મને.

આનંદથી ભરેલું કોઈ પૃષ્ઠ છું વળી,
શબ્દોમાં ખુશખુશાલ કાયમ શોધું છું મને.

આ માટીની મહેક વીંટાઈ વળે કિશોર
જાણે કે રોમરોમ કાયમ શોધું છું મને.

૨

તારો શબદ નગર સુધી પ્હોંચી ગયો હશે,
ટહુકાર એ ગલીગલી ઊગી ગયો હશે.

વિહ્‌વળભર્યું સવારનું વાતાવરણ થયું,
કે ટોડલે કો કાગડો બોલી ગયો હશે.

એની જુઓને પીઠ પર દેખાતું કંઈ નથી,
કોઈ વ્યથાના ભારથી ઝૂકી ગયો હશે.

સ્ટેશન ઉપર ચણા ને શિંગ ફાકતો જણાય છે,
નક્કી એ ટ્રેન સાંજની ચૂકી ગયો હશે.

મન માફિયા સમું સતત બદલાતું રૂહે કિશોર
પણ શે'ર તો ક્ષણે ક્ષણે ઝૂમી ગયો હશે.

## કોણ સાચા ?/મુકુન્દ પરીખ

કશુંક આવે
કશુંક જાય
ખસેડું પડદા હવાના
કશુંય દેખાય ના
તું ...
હું ...
ભ્રમના બે પડછાયા
કોને પૂછીએ
કોણ ખોટા
કોણ સાચા... ?

## નિસબત/મુકુન્દ પરીખ

ધૂળ
ગામના પાદરની
આવે પાછળ પાછળ
જાણે
હું એનો પડછાયો
ચાલું આગળ આગળ...
કોક વાર હેત કરે
હરખે અપાર
માટીનાં છોરાં
ને માટીની મા
સંબંધમાં ફૂલ ને સુગંધ
તો કોક વાર કર્ણ સમીપે
ગણગણતી મૌન...
મર્મ પામવા
મન ઢંઢોળું
તત્ક્ષણે સરે હવામાં
દૂર દૂર નિર્મમ...
પણ નિસબત છે અતૂટ
એની રજકણ
બની રક્તકણ
ધબકે નાડી ન

## ચાર ગઝલ/દિનેશ ડોંગરે 'નાદાન'

૧

એકાદ પાંદડું ય હવે હાલતું નથી.
આખુંય વિશ્વ સ્તબ્ધ કશું ચાલતું નથી.

તારો વિચાર શું છે મને કંઈ ખબર નથી.
આવ્યો હતો મને કદી એ ખયાલ તું નથી.

ગંતવ્ય જેનું જ્યા હશે એ ત્યાં જ શોભશે.
અસ્તિત્વ એની બ્હાર કદી મ્હાલતું નથી.

જંગલી પશુની જેમ તરત ફાડી ખાય છે.
પીડા તો કોઈની ય અહીં પાલતું નથી.

હદથી વધારે એટલે પીતો નથી હવે.
લથડી પડું તો હાથ, કોઈ ઝાલતું નથી.

જેના વિરહમાં ઝૂરતો નાદાન રાતદિન.
એને ય તારું દર્દ હવે સાલતું નથી.

૨

ચાર ભીંતો, છત અ.ને થોડાંક બારી બારણા.
કેટલાં સીમિત હવે થઈ ગયા ઘર આપણા ?

બાળકો એકાદ-બે ભીંતે છબી મા-બાપની.
જોવવાનું એ રીતે, જાણે હો કોઈ ધારણા.

લાગણી સોળે-સજીને એમ બેસે છે હવે.
જાણે કોઈ આવી લેવાનું હશે ઓવારણા.

હૂંફ મેળવવાની એ સૌથી સહેલી રીત છે.
એષણા સળગાવીને તાપ્યા કરીએ તાપણા.

જિન્દગી નાદાન આખર કેટલું વેંઢારશે ?
શેષ ઈચ્છા, ભગ્ન સપના, અણગમા, સંભારણા.

૩

પાંપણ વ્હારે દઈને દસ્તક અડધી રાતે.
શમણાંઓ પણ માગે છે હક અડધી રાતે.

એકલવાયી ભીંતે થાપા કોના ઉપસ્યા.
કોને લીધું ઘરને હસ્તક અડધી રાતે ?

વરસો જૂની ઈચ્છાએ બળવો પોકાર્યો.
મનના ખૂણે જાગ્યો છે શક અદધી રાતે.

કાચી નીંદરમાંથી ઝબકીને જોયું તો.
મારું આખું ઘર છે ભરચક અદધી રાતે.

૪

જળ નિહાળી ક્યાં લગી ડરીએ હવે ?
કાં તરીએ, કાં ડૂબી મરીએ હવે.

આ ધરાની ખૂબ મોજ માણી સખી,
સ્વર્ગમાંયે થોડુંક સંચરીએ હવે.

માનવી બસ માનવી અહિયા બધે,
બોલ કોની પાસે કરગરીએ હવે ?

જીવતર પણ ક્યાં મળે છે મરજી મુજબ,
જેટલાં શ્વાસો મળ્યા ભરીએ હવે.

એ જ સાચી ઓળખાણ દેશે કદાચ,
ચાલ, અરીસે જાતને ધરીએ હવે.

ફૂલ થઈ 'નાદાન' મ્હેંક્યા આજલગ,
પાનખર આવી ગઈ, ખરીએ હવે.

## ચાંદની/મંગળ રાવળ 'સ્નેહાતુર'

આભલાના તારા વચ્ચે ચાંદની તો સુંદર દીસે,
વાદળાંના ક્યારા વચ્ચે ચાંદની તો સુંદર દીસે.
પરીઓમાં રમતી,
વાયુ ભેગી ભમતી.
ખેતરોના પાળા વચ્ચે ચાંદની તો સુંદર દીસે,
આભલાના તારા વચ્ચે ચાંદની તો સુંદર દીસે.
સરોવરમાં તરતી;
સૌકોઈને ગમતી.
નાવડાના નેવા વચ્ચ ચાંદની તો સુંદર દીસે,
આભલાના તારા વચ્ચે ચાંદની તો સુંદર દીસે.
મોરલાની ગ્હેકે
ફૂલડાંની મ્હેકે.
ઝાડવાંના ઝોળા વચ્ચે ચાંદની તો સુંદર દીસે,
આભલાના તારા વચ્ચે ચાંદની તો સુંદર દીસે.
બંસરીના બોલે,
હીંચકાના ઝોલે.
ખોરડાના ખોળા વચ્ચે ચાંદની તો સુંદર દીસે,
આભલાના તારા વચ્ચે ચાંદની તો સુંદર દીસે.
ડુંગરાની ટોચે
અંધકારે ખાંચે
શીબરીના ડોળા વચ્ચે ચાંદની તો સુંદર દીસે,
આભલાના તારા વચ્ચે ચાંદની તો સુંદર દીસે.
ઓરડાની બ્હારે
ઊંઘના ઓવારે
પાંપણોના ટોળા વચ્ચે ચાંદની તો સુંદર દીસે,
આભલાના તારા વચ્ચે ચાંદની તો સુંદર દીસે.

## ભારતવાસી/માણેકલાલ પટેલ

આંગણ ફૂલ ફૂંપળે
મલકાય છે,
પવંન નાચણ લ્હેરે
હરખાય છે.
ઉપવન સરરર સૂરે
લહરાય છે,
સાગર છોળો ઊભેર
છલકાય છે.
મળતા સુખમાં જીવન
પરખાય છે,
માનવ મળતાં-માનવ
પલટાય છે.
પૃથવી પરની પ્યાસ-
યાત્રી છીએ,
ઓળખ નામે ભારત-
વાસી છીએ !

**ઈ.૨૦૦૨નાં 'કવિલોક ટ્રસ્ટ'નાં પારિતોષિકો**

૧. બ.ક.ઠા. સૉનેટ પારિતોષિક રૂ.૫૦૦
દેવેન્દ્ર દવેને 'ઢબૂરી દે' સૉનેટ માટે
૨. હિમાંશુ (બાબુલ) પારિતોષિક રૂ.૧૦૦૦
પ્રાણજીવન મહેતાને
'ભોપા ભગતનું ભજન' રચના માટે
૩. સ્વ. ભાવનાબહેન મુકુન્દરાય દેસાઈ
કાવ્યાસ્વાદ પારિતોષિક રૂ.૩૫૧
શ્રી ભાનુપ્રસાદ પંડ્યાને
'ઘાસની નિઃશબ્દ વૃદ્ધિનું રમ્ય કાવ્ય' લેખ માટે.

નિર્ણાયકો
પ્રસાદ બ્રહ્મભટ્ટ, નિલન પંડ્યા, ધીરુ પરીખ

# અંતરમાં અજવાળાંના આનંદની હેલી !

યોસેફ મેકવાન

## અજવાળાં ઝકોર !

આવી અષાઢની એવી વાછંટ
ગઈ ભીંજવી ચૂંદડીની કોર,
એકાએક શ્રાવણની ધરતીની જેમ
હું તો લીલીછમ થૈ ચારેકોર !

ઉંબરમાં અકળાતી જાઉં મને ખેંચે આ
સીમતણી ભીની સુગંધ
સૂસવતા વાયરામાં ઘરનાં કમાડ હવે
કેમે ના થાય હુંથી બંધ !
સ્હેજે સ્હેવાય નહિ આઘેરા ખેતરમાં
ઝીંગોરા કરી રહ્યો મોર !

શેરીના ધસમસતા વ્હેણ ભેળી સરકીને
સીમાડે ખળભળતી ભાગું ?
નદિયુંનાં પૂર બધાં ઉભરાતાં અંગ અંગ
'હું'માં કાં 'હું' બૂડી લાગું ?
બારણાં ઉઘાડી પાસ આવ્યો જ્યાં વાલમ ત્યાં
અજવાળું ઝળૂઝળૂ ઝકોર !

- ભાનુપ્રસાદ પંડ્યા

**આ** ઊર્મિગીતમાં નાયિકાના હૃદયમાં ઊછળેલો પ્રણયોલ્લાસ કલાત્મકરીતે આલેખાયેલો અનુભવાય છે. બાળક ચાલતાં શીખે છે એ જોઈ કઈ માતા હરખઘેલી નહિ બનતી હોય... એમ, અહીં મુગ્ધ કન્યાની સ્વપ્નભૂમિ ઉપર ઉમ્મર પગલાં પાડે છે ને નાયિકાના અંતઃસ્તલમાં ઉલ્લાસનું અજવાળું ઝલ-મલી ઊઠે છે, કહો કે એ અજવાળું જ આનંદની લ્હેરખી બની નાયિકાના અસ્તિત્વને ભરી દે છે, જેમ અષાઢી વાદળો આભના અસ્તિત્વને ભરી દે છે તેમ !

ગીતની પ્રથમ પંક્તિનો પૂર્વાર્ધ અને બીજી પંક્તિનો પૂર્વાર્ધ જે અનુબંધ રચે છે તેમાં પ્રકૃતિની રમ્યતાનું આહ્‌લાદક ચિત્ર આપણા ચિત્તમાં રચાય છે એટલું જ નહીં, પણ વર્ષાઋતુનો માહોલ પણ ખડો થાય છે ને એની વચ્ચે 'ક્લેશ' થયા કરે છે - 'ગઈ ભીંજવી ચૂંદડીની કોર.' આ પંક્તિની વ્યંજના તો પ્રસ્ફુરિત થઈ ઊઠે છે... 'હું તો લીલીછમ થૈ ચારેકોર !' માં.

ધરતી વરસાદે ભીંજાય. પછી એને હરિયાળાં તૃણાંકુર ફૂટે. એ લહેરાય ને મોહકતા જન્માવે.

'એકાએક શ્રાવણની ધરતીની જેમ -'

નાયિકાના આ ઉદ્‌ગારમાં પ્રણયાનુભૂતિની વાછંટ ધ્વનિત છે જ. અને પ્રેમ-પ્રણય તો બધું હર્યુંભર્યું જ કરે ને, હરિયાળું જ કરેને !

કવિકર્મનો આ જાદુ નાયિકાના મનોગતને પછીની પંક્તિઓમાં અનાયાસ ચિત્રિત કરે છે.

હવે મન કાબૂ બહાર જાય છે. જેવી રીતે માટીમાં રહેલી ગોપિત સુગંધ વર્ષા પછી ભીની સુગંધ બનીને મુક્ત રીતે સીમમાં વિહરે છે, એ નાયિકાને આકર્ષે છે. પ્રણયપાંગરેલું નાયિકાનું ઉર ઘરની ચાર દીવાલોની વચ્ચેથી મુક્તવિહાર ઝંખે એ ઉમ્મરનો તકાદો હોય છે.

'સૂસવતા વાયરામાં ઘરનાં કમાડ હવે
કેમે ના થાય હુંથી બંધ !'

(યૌવનના) સૂસવતા વાયરા... એવા તો જોરદાર હોય કે (ઉરના) કમાડ બંધ રાખવા ક્યારેક અસમર્થ નીવડીએ. નાયિકાના મુખેથી ઉદ્‌ગારાયેલા આ નિર્દેશન અલંકાર, મનમાં ઘોળાતા પ્રણયભાવને પૂર ચઢાવે છે; અને ભાવની પરાકાષ્ટા તો આવે છે આ પંક્તિમાં -

ઝીંગોરા કરી રહ્યો મોર !

આઘે ખેતરમાં કળા કરી રહેલો મોર... કહી નાયિકા એ જ સૂચવે છે કે દૂર ક્યાંક ખેતરમાં આ વરસાદી વાતાવરણ વચ્ચે પોતાના મનનો માનેલો મોર... હશેને ! આ ખયાલમાત્રથી ઘરની ચાર દીવાલોની બહાર ધરાર

(અનુસંધાન પૃ. ૩૮ પર)

# ગ્રામપથ

મૂળ ઉડિયા કવિ - વિનોદ નાયક

અનુ. - ડૉ. રેણુકા શ્રીરામ સોની

૧.

દૂરનું તાડવન આકાશને સુણાવે
માટીની કવિતા
આ ગ્રામપથ છેક ત્યાં ક્ષિતિજે ભળે
ખેતર પછી ખેતર અને કાશફૂલ અને
વન પાર કરો કે
દેખાય મામાનું ગામ

૨.

પથની આ તરફ વાવેલા તુવેર અને ચણા
આગળ ગોચર ભૂમિ, ગાયોનું ધણ
શિમળીની શાખા પર રવે કપોતી
ઊઠ પુત્ર ઊઠ
ઊઠ ખળાં ભરાયાં છે
આ બાજુ કમળનું તળાવ
નહાવાનો ઘાટ.

૩.

નવવધૂ ઘસે છે પગની પાની અહીં
ખુલ્લા કેશ ધુવે, લગાવી મેથી
નણંદ તેની વધારે ચતુર
ગાલ પર હળદર ચોપડે
હિલોળતા પાણીમાં
મુખનું પ્રતિબિંબ જોતી.

૪.

પોઈ ભાજી અને કોળાના વેલા
ઊંચે ચઢી પ્રસરીને છવાયા છે ઘરના માથે
સરગવાની શાખેથી ઝરી પડે છે કેટલાં
ધૂળશય્યા પર કુમળાં ફૂલ
વાડ પર અપરાજિતાની છટા.

૫.

તે પથ પરથી પાછી ફરે ગ્રામવધૂ
પ્રાતઃ સ્નાન કરીને સદ્યસ્નાતા
ધૂળ પર આંકતી સજળ ચરણરેખ
મા કહીને એક વાર બોલાવવા ઇચ્છે
પૃથ્વી સમ સહનશીલ, અસીમ કરુણાવતી
નયને શતાધિક યુગોની અંકિત વેદના.

૬.

આ પથે ગામનો તરુણ વિદેશ જાય
પ્રત્યાવર્તન પથને નવવધૂ
વ્યાકુળ બની તાકી રહે
શો સંદેશો લાવે કોણ જાણે
આધાર લોભી આ કાક
આ ગ્રામદેવની વ્યથા તે સમજે છે હાય !

૭.

આ પથે ગામમાં પ્રવેશે વધૂ
ફેલાવી હૃદયની મમતાનું મધુ
પુત્ર, પુત્રી, પૌત્ર, પૌત્રી છોડી
સ્મશાને આ જ પથે જાય
આવતા જનનો સાક્ષી આ પથ
ફરતા જનનો બંધુ.

૮.

ચન્દ્ર આ પથે ઢોળે રજતમાયા
કુમારીગણના મિલિત કંઠે
સંગીત રેલાય આહા
ડાંગરના ખેતરમાંથી ચાલ્યો તરુણ કૃષક
રાત્રિશયન માટે
મેદાન કૂદી જાય જુઓ જુઓ
તરતા વાદળની છાયા.

૯.

ધૂળનું ઘર છોડી આ પથે ચાલી છે
સાસરે ગામની દીકરી

માના પાલવે પૂર રેલાવે
અવિરત આંસુ
આ પથની સ્મૃતિ પ્રાણ લખે
તે ક્યા જનમની વાત
છાતી ફાટે રુદને તેના
વિધાતાએ શા માટે આ રીત કહે.

૧૦.

હરિત વનમાં ઉલગ્ન શિશુ સમ
આ પથ સુસ્તાવે
ભૂરા આકાશે જેમ
છાયાપથ મનોરમ
ગ્રામઝરણાને લાંઘી આ પથ
સ્વર્ગની સીમાએ દોડે
જાણે કોઈ સન્યાસી, વહેંચી કરુણા ધન.

૧૧.

વંદન કરું છું તને ગ્રામપથ
બાળપણના મારા પ્રિય સાથી,
કરોડો વંદન
તરુણ સમયના લીલા કુંજ તારા
તનુ કપુર રેણુ
તારા વિના વિતાવું હું આજે
કલાન્ત દિવસ
કામમાં રહી વ્યસ્ત

૧૨.

ભિક્ષુક પ્રાણ પીડે છે મને અહર્નિશ
પાથેય વગરનો પથિક હું
જગા આ કઠીન.
ધાણી અને કોડીથી*, સફેદ કરી તારો દેહ
'રામનામ સત્ય છે' મંત્ર સાથે ચાલીશ
તારા તીરે સ્મશાને
કહે, ત્યારે કહે, ક્યારે ?

---

*શબયાત્રા વખતે ઓડિસામાં રસ્તામાં ધાણી અને કોડી ઉછાળતા જાય.

અનુસંધાન] આસ્વાદ [પૃ. ૩૬થી

ધસી જવાની તીવ્ર ઉત્કંઠા થઈ આવી છે. ઝીંગોરા કરતા મોરનો આવો પ્રભાવક પ્રતીકાત્મક ઉપયોગ એ કવિશક્તિની આગવી ઓળખ છે. કવિ આલેખે છે નાયિકાના મનોભાવો ને નાયિકા 'ઝીંગોરા કરી રહ્યો મોર' કહીને નાયકની મનોસ્થિતિ-મનોભાવને જાણે કે આકારે છે ! જેમ નાયિકા નાયકના મિલનને ઝંખે છે તેમ અર્ધપંક્તિ દ્વારા નાયક પણ કેટલી તીવ્ર રીતે નાયિકાને ઝંખી રહ્યો છે એ અર્થનું સૂચનં થઈ જાય છે. લોકવાયકા છે ને કે ઢેલને રીઝવવા મોર કળા કરે છે. એનો કેવો આ સબળ ઉપયોગ !

પછીની પંક્તિઓમાં નાયિકાના વલવલાટનું સાદ્યંત ચિત્ર અંકિત થયેલું છે. વારિવ્હેણના ધરતી સરસા. સળવળતા સરકતા વેલાઓ એટલે વર્ષાઋતુ ! નાયિકા પોતાને એ વ્હેણમાં સરકતી જુએ છે. ખળભળતી પોતાને સાંભળી રહે છે. એક તરફ એવા વહેળા નદીઓમાં ઠલવાય ને નદીઓમાં પૂર ઊમટે. નાયિકાના અંગેઅંગમાં જાણે એવાં જ ઊમટી રહ્યાં છે પૂર એ સહજ રીતે બોલે છે -

''હું'માં કાં 'હું' જ બૂડી લાગું ?'

પ્રેમમાં ગળાબૂડ વ્યક્તિને પોતાના સિવાય બીજું કશું ભળાતું નથી. ભીતરી આનંદનું નિરૂપણ એમાંય અનુભવાય છે તો ખરું જ !

આમ, ઉંબરમાં અકળાતી ઊભેલી નાયિકા પોતાના જ ચિત્તનો વિસ્તાર અને પ્રસ્તાર બની ગયેલી છે. ત્યાં જેની ઝંખના હતી તે વાસ્તવિક્તા આકાર લે છે.

બારણાં ઉઘાડી પાસ આવ્યો જ્યાં વાલમ ત્યાં અજવાળાં
ઝરઝર ઝકોર

અને ઇચ્છિત ઘટના આકાર લે ત્યારે અંતરમાં તો અજવાળાના આનંદની હેલી સિવાય બીજું શું અનુભવાય !

કવિ ભાનુપ્રસાદ પંડ્યા જેમ સૉનેટમાં અનુભૂતિના ભાવપુદ્ગલને એક ઊંચાઈ પર લ્હેરાવે છે તેમ ગીતમાં પણ અંતરના અંતરિયાળ ભાવને ગહરાઈમાં વહેવડાવે છે.

તો ચાલો - ફરી એક વાર આ ગીતને કાનથી વાંચીએ... અસ્તુ ! ❒

# અવલોકન

ડૉ. નલિન પંડ્યા

## ૧.

['પંખીઓ જેવી તરજ' - ભરત વિંઝુડા, પ્રકાશકઃ રંગદ્વાર પ્રકાશન, જી-૧૫, યુનિવર્સિટી પ્લાઝા, અમદાવાદ-૯, પ્ર.આ.૨૦૦૩, પૃ. ૧૧૨, કિં.૭૦.]

સંગીતક્ષેત્રે અને સાહિત્યક્ષેત્રે ગઝલનો પ્રસાર-પ્રચાર અનહદ વધી ગયો છે. 'પ્રિયતમા સાથેની વાતચીત' એટલે ગઝલ એવો અર્થ તો ક્યારનો ચાલી ગયો છે. હવે ગઝલે કાવ્યતત્ત્વ સિદ્ધ કરવાનું કાર્ય બજાવવાનું છે. ૧૯૭૧થી ૧૯૮૫ના સમયગાળામાં જે ગઝલની તાજગી અને વિષયવૈવિધ્ય જોવા મળાતાં હતાં એમાં અત્યારે મંદ ગતિ જણાય છે. નવા નવા ગઝલસર્જકો એટલે સુધી પણ પહોંચી શકતા જ નથી. જો કે 'પંખીઓ જેવી તરજ' ભરત વિંઝુડાની એકસો બે ગઝલોમાં વિષયવૈવિધ્ય જોવા મળે છે. આ ઉપરાંત ઘણે સ્થળે કાવ્ય સિદ્ધ કરવા કવિ સુપેરે મથ્યા છે.

આ કવિ 'સખી'ને સંબોધન કરીને 'પ્રિયતમા સાથેની વાતચીત' જતી કરી શકતા નથી. 'મળ્યાં' (પૃ.૧૫) ગાલિબની સાથે ઊંડાણ તપાસતી સુંદર ગઝલ છે. એ સાથે માનવીય અસ્તિત્વનું માપ અને વ્યાપ નીકળે છે. 'પાછળ રહી ગઈ' (પૃ.૧૮) અસ્તિત્વમાપક ગઝલનું કાર્ય કરે છે. એમાં સત્યને સિદ્ધ કરવાની બાબત આ રીતે વણાઈ ગઈ છે :

'સત્ય સહુનાં જુદાં જુદાં સ્થળ ઉપર છે એટલે
સંઘમાં નીકળ્યાં તો કંઈ સચ્ચાઈ પાછળ રહી ગઈ.'

'કોઈ પાર નથી' (પૃ.૨૧), 'મળ્યાં નહીં' (પૃ.૨૩), 'કુશળ નથી' (પૃ.૨૬), 'વચ્ચે છું' (પૃ.૩૫), 'સ્વયમ્‌થી' (પૃ.૪૧), 'બાદબાકી થઈ' (પૃ.૪૫), 'ચકલી અને' (પૃ. ૫૬), 'આસમાન હોવાનું' (પૃ.૬૭), 'મળી જશે' (પૃ.૮૦), 'ન હોવાની મજા' (પૃ.૯૦), 'ઘર રહી ગયાં' (પૃ.૧૧૦), 'પોતાને પૂજવા' (પૃ.૧૧૨) આ ગઝલો ક્યાંકને ક્યાંક નવીનતા સિદ્ધ કરતી લાગે છે. 'પંખીઓ જેવી તરજ'નો ગુણધર્મ ઉપરની ગઝલોમાં દેખાય છે.

## ૨.

['સ્વયંભૂ': દાન વાઘેલા, પ્રકાશક : દેશવીર પ્રકાશન, દેશવીર મેન્શન, કૃષ્ણ સોસાયટી, નારી રોડ, કુંભારવાડા, ભાવનગર, પૃ.૮૦, પ્ર.આવૃત્તિઃ જુલાઈ-૨૦૦૩, મૂલ્યઃ રૂ.૧૦૦/-]

અન્ય કે લોકસાહિત્યના લયનો આધાર લઈને મૌલિક રચના કરવી એ કઠિન કાર્ય છે. કારણ પ્રથમ તો જૂના લયમાંથી મુક્ત થવું જ અઘરું હોય છે. દાન વાઘેલા આમાંથી ઘણીબધી રીતે સફળ થયા હોય એમ લાગે છે. 'સજનવા !' (પૃ.૬) મીરાંબાઈની ઉક્તિ અને લયને આ કવિએ ગઝલના રૂપમાં ઢાળ્યાં છે. એનો ઉપાડ જ માણવા જેવી મૌલિકતા દર્શાવે છે. જુઓઃ

અહીં શણગાર મૂક્યો છે, અહીં એકતાર મૂક્યો છે;
સજનવા ! સૂર સાથે જોખમી વ્યવહાર મૂક્યો છે !'

આ સંગ્રહની 'મીરાંઈ ગઝલ' સુંદર રીતે અધ્યાત્મ-દર્શન કરાવતી ગઝલ છે. એની એક ઝલક જોઈએ :

'મીરાં હતી ને છે હજીયે શ્વાસ-શ્વાસમાં;
મીરાંના નાદ, એમ એકાકારમાં મળ્યા !'

'પળનું પુરાણ ગઝલ' (પૃ.૧૯)માં સમયનું પરિમાણ પૂર્વજન્મના વિચારતંતુ સાથે પ્રકટ થાય છે. 'આપોઆપ' (પૃ.૨૧), 'અક્ષરગીત ઉર્ફે ગીતાજ્ઞાન' (પૃ.૨૩), 'તનમાં લાગી તડપ !' (પૃ.૨૯), 'તુલસી તો...' (પ.૫૧) જેવાં ગીતગઝલ કાવ્યો કેટલીક અસરો બાદ કરતાં આગવી છાપ પાડી જાય છે. 'સ્વયંભૂ' કાવ્ય-સંગ્રહની બીજી અન્ય રચનાઓ સીધાં અર્થવિધાનો કરી દેતી રચનાઓ છે.

ગીતોમાં ગીતોનું સ્વયંભૂપણું જાળવવાનો દાન વાઘેલાનો પ્રયત્ન છે; પણ વિચારરચનાઓનો ઉપક્રમ જાળવે છે. અહીં કેટલીક હિન્દી રચનાઓ શૌર્યનો જુસ્સો પ્રકટ કરે છે. ક્યાંક ભાષાકીય ખુલ્લાં અનુકરણો કાવ્યપક્ષ નબળો પાડી દે છે. દાન વાઘેલા પાસે હજી માતબર કાવ્યો મળી રહે એવી અપેક્ષા છે. અસ્તુ.

# વરસોનાં વરસ લાગે

•

મનોજ ખંડેરિયા

ક્ષણોને તોડવા બેસું તો વરસોનાં વરસ લાગે
બુકાની છોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

કહો તો આ બધાં પ્રતિબિંબ હું હમણાં જ ભૂંસી દઉં
અરીસો ફોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

કમળ-તંતુ સમા આ મૌનને તું તોડ મા નાહક
ફરીથી જોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

આ સપનું તો બરફનો સ્તંભ છે, હમણાં જ ઓગળશે
હું એને ખોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

મને સદ્ભાગ્ય કે શબ્દો મળ્યા તારે નગર જાવા
ચરણ લઈ દોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

---

## કવિલોક ગુજરાતી



[illegible]ળઙ્ગ અઙ્ક ૨૭૭

શાયુકત સ્ટિક




તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ ૦ નિરંજન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા: વાર્ષિક $5. અથવા રૂ. ૨૫૦. આજીવન $75; ઇંગ્લન્ડ: વાર્ષિક £4, આજીવન £50. આ અઙ્કની છૂટક કિંમત રૂ.૧૫.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા,
અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૧૪૩૬૩૫

શિશિર વિ.સં. ૨૦૬૦

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦૪

# કવિલોક



॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.



## કવિતા અને સંદર્ભ

કવિતાનું સ્થૂળ ઉપાદાન શબ્દ છે એ વાત સાચી, પણ કેવળ શબ્દોથી કવિતા સિદ્ધ થતી નથી. કવિ શબ્દને તો સિદ્ધ કરતો જ હોય છે, પણ તે સાથે અન્ય આનુષંગિક સામગ્રીનો પણ કવિતામાં ઉપયોગ કરતો હોય છે. આવી અનેકવિધ આનુષંગિક સામગ્રીમાં એક છે સંદર્ભ. કવિ આ સંદર્ભને પોતાની કવિતામાં અસંબદ્ધ રીતે ખપમાં લેતો નથી. પોતાનું સંદર્ભજ્ઞાન ઠાલવવા પણ તે કવિતાનો ઉપયોગ કરતો નથી. બલકે પોતાની કવિતાશ્રીને સમૃદ્ધ કરવા એ સંદર્ભનો યથોચિત ઉપયોગ કરતો હોય છે. આમ, સંદર્ભ એ કવિતામાં કવિને માટે સાધ્ય નહીં, પણ સાધન છે.

કવિની બહુશ્રુતતા અને કાવ્યવિવેક તેને ઉત્તમ કવિતા સિદ્ધ કરવામાં સહાયભૂત થાય છે. આવી સંદર્ભસામગ્રી એ જ્ઞાન અને જીવનનાં વિવિધ ક્ષેત્રોમાંથી પોતાના કથયિતવ્યને પુષ્ટ કરવા કે ધારદાર બનાવવા ખપમાં લેતો હોય છે. પરન્તુ એ સંદર્ભનો ઉલ્લેખમાત્ર કવિતાતત્ત્વને પોષક ના પણ બને. એ અતડો-અળગો પડી જતો સંદર્ભ તો કવિતાને ક્યારેક બાધક બને છે, અને એમ લાગે કે કવિએ પોતાની બહુશ્રુતતાના પ્રદર્શન માટે જ એનો ઉપયોગ કર્યો છે. પણ જ્યારે કવિ સભાન કલાકાર હોય છે ત્યારે એ સંદર્ભને મૂળ કથયિતવ્ય સાથે એવી રીતે ગૂંથી લેતો હોય છે કે એ કાવ્યનું અવિનાભાવિ અંગ બનીને આવે છે.

આ પ્રકારના સંદર્ભો કવિના અંગત જીવનમાંથી પણ આવ્યા હોય, ઇતિહાસ-પુરાણમાંથી પણ આવ્યા હોય, જ્ઞાનવિજ્ઞાનનાં અનેક ક્ષેત્રોમાંથી પણ આવ્યા હોય. પરંતુ જોવાનું એ છે કે આવા સંદર્ભો કાવ્યમાં શી અનિવાર્ય કે પોષક ભૂમિકા ભજવે છે. આ અપેક્ષા એટલે ભાવકની, સર્જકે ખપમાં લીધેલા સંદર્ભોની, કાવ્ય-સાપેક્ષતાની સમજ અને એ માટે એટલે કે આવી સંદર્ભયુક્ત કાવ્યકૃતિના ભાવન-આસ્વાદન માટે ભાવક પાસે પણ કેટલીક અપેક્ષા રહે છે. આ માટે ભાવકપક્ષે પણ સજ્જતા અનિવાર્ય બની રહે છે. જ્યાં સુધી એ કવિએ ખપમાં લીધેલા સંદર્ભને પકડી ના શકે, એના તાત્પર્યને પકડી ના શકે, ત્યાં સુધી એની એ કાવ્યના આસ્વાદનમાં અધૂરપ રહેશે. હા, ક્યારેક એવું પણ બને કે કવિએ ખપમાં લીધેલો સંદર્ભ કે લીધેલા સંદર્ભો પ્રથમ વાચને ના પણ સમજાય ત્યારે ભાવકે તે સંદર્ભ કવિએ ક્યાંથી લીધો છે, શાં માટે લીધો છે, એનો કેવી રીતે ઉપયોગ કર્યો છે તે સમજવું પડે છે. પ્રથમ વાચને ના સમજાય તો તેવા સંદર્ભોને સંશોધનાત્મક પ્રયત્નશીલતાથી શોધવા પડે અને પછી કવિના સર્જનના કથયિતવ્યના સંદર્ભમાં એ સંદર્ભોને તપાસવા જોઈએ, અને કવિએ તે દ્વારા કાવ્યતત્ત્વ કઈ રીતે સમૃદ્ધ કર્યું છે તે સમજવાનો પ્રયાસ કરવો જોઈએ.

કવિના અંગત જીવનના પરોક્ષ કે પ્રત્યક્ષ સંદર્ભો એ કાવ્યકૃતિમાં આવ્યા હોય તો કવિના જીવન-ઇતિહાસને પણ તપાસવો જોઈએ. 'પોઇમ ઇટસેલ્ફ' એટલે કે કેવળ કાવ્યકૃતિનો આસ્વાદ-સિદ્ધાંત ઊણો ઊતરશે. નાના ઊર્મિકોમાં કે ચિંતનોર્મિકોમાં કે લાંબી કાવ્યરચનાઓમાં કવિએ વિનિયોજેલા સંદર્ભોને કાવ્યના સંદર્ભમાં જ ઉકેલવા જોઈએ. જો તેમ થાય તો મૂળ કાવ્યકૃતિને વધુ સારી રીતે પામી-માણી શકાશે. ઉદાહરણ તરીકે જોઈએ તો ન્હાનાલાલના એક ઊર્મિકાવ્ય 'શતદલ પદ્મમાં પોઢેલો'માં આ પ્રમાણે પંક્તિઓ આવે છે:

> 'અડધેરી પાંદડીઓ વીણતાંમાં વેરી, ને
> આસવ ઢોળિયો અમોલો:'

આમ તો એનો વાચ્યાર્થ સ્વયંસ્પષ્ટ છે. શતદલ પદ્મની વાત કરનાર કવિ કહે છે કે 'અડધેરી પાંદડીઓ વીણતામાં વેરી...' એટલે કે શતદલ પદ્મની અડધેરી પાંદડીઓ કવિના હાથમાં લાધી નહીં, અર્થાત્ એ વેડફાઈ ગઈ. પરંતુ જ્યારે આ ઊર્મિકાવ્યના સર્જનનો ઇતિહાસ જાણીએ ત્યારે એની વ્યંજના સ્પષ્ટ થાય છે. ઈ.સ.,૧૯૨૭માં ન્હાનાલાલને પચાસ વર્ષ પૂરાં થયાં ત્યારે ઠેકઠેકાણે એમનાં ચાહકોએ એમના જીવનના એ સુવર્ણજયંતી-અવસરને ઊજવ્યો હતો. કવિએ પ્રજાએ આપેલા સન્માનનો વિનમ્રતાપૂર્વક પ્રસ્તુત ઊર્મિકમાં ઉત્તર વાળ્યો છે. કવિનું કહેવું છે કે સો વર્ષનું માનવ-આયુષ્ય એટલે શતદલ પદ્મ અને મેં તો એ આયુનાં પચાસ વર્ષ જાણે કશું જ મેળવ્યાં વગર ગુમાવી દીધાં છે અને તેથી કહે છે 'અડધેરી પાંદડીઓ વીણતામાં વેરી...' જોતજોતામાં આયુનાં પચાસ વર્ષો ચાલ્યાં ગયાં એ ભાવ 'વેરી' ક્રિયાપદથી વ્યંજિત થયો છે. અહીં નિજજીવનના સંદર્ભમાં આ પંક્તિ

કવિની વિનમ્રતા અને વિષાદ બંનેને અભિવ્યંજિત કરી રહે છે. આમ, આ સંદર્ભ સાથે જો આ ઊર્મિકને સમજીએ તો તેનો સમ્યક્ આસ્વાદ લઈ શકાય.

ટી.એસ.એલિયટે એમની 'ફોર ક્વૉર્ટેસ' નામની દીર્ઘ કાવ્યરચનામાં છેલ્લા ક્વૉર્ટેટ 'લિટલ ગિડિંગ'ના ત્રીજા ખંડકમાં આ પ્રમાણે પંક્તિઓ મૂકી છે :

'It is not to ring the bell backward
Nor is it an incantation
To summon the spectre of Rose.'

અહીં 'spectre of Rose' દ્વારા ૧૫મી સદીમાં બ્રિટનમાં રાજસત્તા અને પ્રજાસત્તા વચ્ચે, યૉર્કના સભાગૃહના પક્ષકારો અને લૅન્કેસ્ટરના સભાગૃહના પક્ષકારો વચ્ચે જે આંતરવિગ્રહ થયો તેનો 'Rose' પદથી સંદર્ભ રચી આપ્યો છે. યૉર્કના પક્ષકારો શ્વેત ગુલાબનું ચિહ્ન રાખતા હતા, તો લૅન્કેસ્ટરના પક્ષકારો રાતા ગુલાબનું ચિહ્ન રાખતા અને આથી આ બે વચ્ચેના આંતરવિગ્રહને 'ગુલાબોના વિગ્રહ' (Wars of the Roses) તરીકે ઇતિહાસમાં ઓળખાવવામાં આવ્યો છે. એલિયટ અહીં આ સંદર્ભ દ્વારા એવું કથયિતવ્ય છે કે તે ભૂતકાલીન આવા દુરિતોમાં જવા માગતા નથી, બલકે પ્રજાએ જવાની જરૂરથી. જો આ સંદર્ભ ના સમજાય તો ઉક્ત પંક્તિઓનો મર્મ અગ્રાહ્ય રહી જાય; અને તેમ થાય તો કવિના કથયિતવ્યને સમ્યગ્તયા પામી ન શકાય.

આમ, કાવ્યમાં સંદર્ભનો મહિમા સમગ્ર કાવ્યભાવનમાં કે સમગ્ર કાવ્યાર્થઘટનમાં અતિ મહત્ત્વનો બની રહે છે. આપણે ઉપર જોયું તેમ સંદર્ભ કવિની કવિતાના પ્રધાન સૂરને તીવ્ર બનાવવામાં કે પ્રધાન અર્થને સાર્થક બનાવવામાં ખૂબ જ ઉપયોગી નીવડે છે. આવા સંદર્ભો કાવ્યમાં લટકણિયાંની જેમ આવતા નથી, બલકે કાવ્યનો એક અર્થપૂર્ણ અનિવાર્ય ઘટક બનીને આવે છે. સંદર્ભો ખાતર સંદર્ભોનો કશો મહિમા કવિતામાં નથી. પણ જ્યારે એ સંદર્ભો કવિતાસિદ્ધિમાં આગવો અને અનન્ય ફાળો આપતા હોય ત્યારે તે સંદર્ભોને ટાળીને કાવ્યને સમજવું દુષ્કર બને છે, માણવું મુશ્કેલ બને છે. આથી ભાવક પાસે, કાવ્યમાં આવા ઓતપ્રોત, સંદર્ભોની જાણકારી મેળવી લેવાની અપેક્ષા અને આવશ્યકતા ઊભી થાય છે.

ફેબ્રુઆરી ૧૬, ૨૦૦૪ ધીરુ પરીખ

# વિમર્શ

## હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

### ૧૫.અકીઅનો સાણસામાં

પીછેહઠ કરતા ટ્રોજનોએ વાડ અને ખાઈ ફરી ઓળંગ્યાં, અકીઅંનોને હાથે ખૂબ માર ખાધો અને પોતાના રથો પાસે પહોંચ્યા ત્યારે અટક્યા. ત્યાં શ્વાસ ખાવાને એ થંભ્યા ત્યારે, ભયથી એ ભાંગેલા અને ફિક્કા પડી ગયા હતા ત્યારે હજી ઇડા શૈલે હીરીના પડખામાં સુષુપ્ત ઝ્યૂસદેવ જાગ્યા અને કૂદકો મારી ઊભા થઈ યુદ્ધની પરિસ્થિતિનો તેમણે તાગ મેળવ્યો. અને એમને આ દશ્ય દેખાયુંઃ 'માર ખાઈને ટ્રોજનો પીછેહઠ કરી રહ્યા હતા અને ડનાનોએ એમનો પીછો પકડ્યો હતો; આ પીછો પકડવામાં પોઝેઇડોમ દેવ સહાય કરી રહ્યા હતા; ને પોતાના સાથીઓથી વેરાયેલો હેક્ટર ભોંયે પડ્યો હતો.'

હેક્ટરને શ્વાસ લેવામાં શ્રમ પડતો હતો અને, લોહી ઓકતો હતો. એને હજી પૂરું ભાન આવ્યું ન હતું; ને એમાં નવાઈ ન હતી કારણ, એના પર પ્રહાર કરનાર માટી અકીઅનોનો ઢીલોપોચો વીર ન હતો. હીરી તરફ તેમણે કરડી નજરે જોયું અને ત્રાડ પાડી એને ધમકાવી, 'હીરી,' એ બોલ્યા, 'તું સુધરવાની જ નહીં; આ તારું કરતુત છે એની મને ખાતરી છે અને એનાં દળ હાર પામ્યાં છે. તે તારી યુક્તિને લીધે જ. તારી આ અયોગ્ય યુક્તિઓ માટે તારી ઉપર વજ્રપ્રહાર કરી એનાં ફળ તને ભોગવવા દેવાં મારું મન સળવળી રહ્યું છે. તારે બેઉ પગે એરણો લટકાવી તારા હાથ સોનાની સાંકળે બાંધી તારી જે વલે કરી હતી તે તું ભૂલી ગઈ છે શું ? હવામાં ને વાદળોમાં તું લટકતી રહી અને ઑલિમ્પસ-વાસી દેવો ક્રોધમાં તારી કુમકે આવ્યા પણ તને મુક્ત કરી શક્યા ન હતા; કારણ જે કોઈ એમ કરવા કોશિશ કરતું તેને હું પકડી લેતો અને મારે ઉંબરેથી એવો તો એને ફંગોળતો કે, ધરતી પર પડ્યા પછી એ ઊભો થઈ શકતો નહીં. પરંતુ બીજા મરુતોને જૂઠું કહીને, ઓતરાદે વાયરે, વેરાન સાગર ઉપર તારી દુષ્ટ યોજનાઓમાં સહાયભૂત થવા માટે તે દેવસમા હેરાક્લિસને સોપટ ધોડાવ્યો હતો તેનું શૂળ મારા હૃદયમાંથી તેથીયે દૂર થયું ન હતું. આખરે તેં એને વસતી-વાળા કોસ દ્વીપે ધકેલી દીધો હતો; પણ મેં એને ત્યાંથી બચાવ્યો અને એની યાતનામાંથી એને મુક્ત કરી ઘોડાઓ ચરે છે તે આર્ગોસ ભેગો સહીસલામત એને કરી દીધો હતો. ઑલિમ્પસથી આવી, મીઠું મીઠું બોલી મને છેતરી તારા બાહુપાશમાં લેવા પર તું કેટલો ઓછો આધાર રાખી શકે છે એ વાતનું તને સ્મરણ કરાવી તારી આ યુક્તિ-પ્રયુક્તિઓને હું અટકાવવા માગું છું.'

આ સાંભળી બલિવર્દનેત્રી હીરી કાંપી ઊઠી. પતિનો વિશ્વાસ જીતવા એ તુરત બોલી, 'હેક્ટરને અને ટ્રોજનોને ધરાધ્રૂજક પોઝેઇડોને જે પછડાટ આપી છે અને સામા પક્ષને જિતાડી રહ્યો છે તે મારા કહેવાથી નહીં એ આ ધરા અને વિશાળ ગગનની સાક્ષીએ સ્ટિક્સનાં વહેતાં જળની સાક્ષીએ (આના કરતાં વધારે મોટા સોગન દેવો લઈ શકતા નથી) અને, તમારા

શિરના સોગન ખાઈને તથા જેને તજી દેવાના સોગન હું કદાપિ ખાઈ શકું તેમ નથી તે આપણી લગ્નશય્યાના સોગન ખાઈને હું કહું છું. પોતાની નૌકાઓ પાસે અકીઅનોને ભિડાયેલા જોઈ એમને દુઃખ થયું હશે એમ હું ધારું છું. એણે સ્વેચ્છાથી જ આ પગલું ભર્યું હશે. એને ઠપકો આપી ત્યાંથી વેંજો મપાવવા હું તૈયાર છું. હે શ્યામ વાદળના સ્વામી, એણે ક્યાં જવાનું એ મને કહો.'

આ સાંભળી માનવોના અને દેવોના પિતાને ચહેરે મલકાટ આવ્યો અને નમ્ર સ્વરે એ બોલ્યા, 'હીરી, મારી બલિવર્દનેત્રી મહિષી હવે પછીથી દેવોની સભામાં તારા ટેકા ઉપર હું આધાર રાખું છું. એટલે પછી પોઝેઇડોન સમજીને પોતે ભલે ગમે તે વિચાર ધરાવતો હોય તો પણ મારી અને તારી આંખે જોતો થશે. પરંતુ તે પ્રામાણિકપણે સત્ય જ ઉચ્ચાર્યું હોય તો, દેવો પાસે પાછી જા અને ઇરિસને તથા બાણાવળી અપોલોને અહીં આવવાનું કહે. કાંસ્યધારી અકીઅનો પાસે જઈ પોઝેઇડોન દેવને યુદ્ધ કરતાં અટકવાનું અને પોતાને ઘેર જવાનું એ કહે; અને પોતાને થયેલી ઈજાની પીડા હેક્ટર વીસરી જાય, એના હૈયામાં નવી હામ પુરાય અને એ પાછો તે રણે ચડે તેમ અપોલો કરે. પછી ફીબસ અપોલો અકીઅનોમાં ભય ફેલાવે અને એમને પાછા ભગાડે; આમ પીછેહઠ કરતા અકીઅનો મજબૂત રીતે લંગરાયેલા એકિલીઝનાં જહાજો પાસે આવે, એ એકિલીઝ પોતાના મિત્ર પેટ્રોક્લસને જંગમાં મોકલે, મારા ઉમદા પુત્ર સર્પેડોન સહિત અનેકોને મારી નાખ્યા પછી ઇલિયમના પાદર આગળ એ પોતે પ્રખ્યાત હેક્ટરને હાથે હણાય; અને આથી ઉશ્કેરાઈ એકિલીઝ ખુદ હેક્ટરની પણ હત્યા કરે. એ ઘડી પછીથી જહાજો પાસેના યુદ્ધમાં ધીમે ધીમે ઓટ આવશે અને એથીનીની પ્રયુક્તિઓથી અકીયનો ઇલિયમનો દુર્ગમ ગઢ કબજે કરશે. પણ ત્યાં સુધી અકીઅનો પ્રત્યે હું શત્રુભાવ દાખવીશ અને એકિલીઝને મેં આપેલા વચનને મારી ડોકી ધુણાવી પાકું કર્યું હતું તે અનુસાર દિવ્ય થેટિસે મારાં ઘૂંટણ પકડી એના પુરભંજક પુત્રને દોષમુક્ત જાહેર કરવાનું વચન આપ્યું હતું તે અનુસાર કોઈ દેવને અકીઅનોની સહાયે હું આવવા નહીં દઉં.'

ઝ્યૂસ બોલી રહ્યા અને શ્વેતહસ્ત દેવી હીરીએ વિરોધ ન કર્યો તથા અનેક સ્થળોના પ્રવાસીને એ વિવિધ સ્થળોની દૃઢ સ્મૃતિ રહે અને પોતાના મનમાં એમાંના કોઈ સ્થળનો વિચાર કરતાં વેંત એ ત્યાં પહોંચી જાય તેમ હીરી ઇડાશૈલેથી ઊંચે ઑલિમ્પસે પહોંચી ગઈ.

ઑલિમ્પસને શિખરે પહોંચીને ઝ્યૂસને મહેલે એકત્ર થયેલા દેવો સમક્ષ હીરી ખડી થઈ. એમને જોતાવેંત સકળ દેવો ઊભા થઈ ગયા અને પોતાનો જામ એને ધરવા દેવો વચનબદ્ધ થયા. પરંતુ સૌને અવગણી હોઠે પ્રશ્નો સાથે પોતાની પાસે દોડી આવનાર સુગાત્રી થેમિસનો જામ એણે સ્વીકાર્યો. એણે પૂછ્યું, 'હીરી, સંતાપ પામેલા જેવો ચહેરો લઈને તમે અહીં શાને માટે આવ્યાં છો ? તમારા પતિ હોવા છતાં ક્રોનોસપુત્રે તમને ભડકાવ્યાં જણાય છે.' 'દેવી થેમિસ, મારી વિનંતી છે કે એ વિશે તમે મને કશો પ્રશ્ન ન કરો.' શ્વેતહસ્તા હીરીએ કહ્યું. એ કેવા તો કઠોર અને બાંધછોડ ન કરનાર બની શકે છે, એ તમે બરાબર જાણો છો. પરંતુ, ખંડમાં મેજ પાસે બેસવામાં તમે બીજા દેવોને દોરવણી આપો તો ઝ્યૂસ જે

રમત રમવા માગે છે તે સૌ જાણી શકો. અને મેજે બેસતાં પહેલાં હજી જો કોઈ એમ માનતું હોય કે જગતનું ગાડું બરાબર ચાલે છે તો, મારે સ્પષ્ટ જણાવવાનું જે, મારી પાસેના સમાચારથી ઑલિમ્પસ ઉપર કે પૃથ્વી ઉપર સૌ ખુશ નહીં થાય.'

આટલું કહી હીરી પોતાને આસને બેઠી અને ઝ્યૂસના એ ખંડમાં ચોમેર બેઠેલા દેવો ભયભીત બની ગયા. કારણ, હીરીને હોઠે હાસ્ય હતું પણ એનું કપાળ અને એનાં ભવાં જુદી વાત કરતાં હતાં. એ દેવમંડળીને સંબોધતી એ દેવી ક્રુદ્ધ હતી. 'ઝ્યૂસ સાથે તકરાર કરનાર આપણે સૌ,' એ ઉદ્‌ગારી ઊઠી, 'કેવા તો મૂર્ખ હતા ! કેવા તો પાગલ હતા ! ને આ બધા સમય દરમિયાન એ ત્યાં નિરાંત જીવે એકલા બેઠા છે અને આપણને તુચ્છકાર્યા કરે છે. એ એમ કરી શકે છે કારણ એ જાણે છે કે પોતાની અતુલ તાકાત વડે એ આપણા સૌ કરતાં ચડિયાતા છે – તમારી સૌ ઉપર એ જે ત્રાસ વર્તાવે એ સહન કરવાનું એ કેવું તો સરસ બહાનું છે ! મને એક બાબત યાદ આવે છે: હું ભૂલતી ન હોઉં તો એરીઝને ફાળે ઝ્યૂસે આપેલી શિક્ષા ભોગવવાનું આવી ગયું છે. એનો પુત્ર અને તે પણ માનીતો, એસ્કેલેફસ યુદ્ધમાં ખપી ગયો છે. યુદ્ધદેવ એના પિતા હોવાનો દાવો કરે છે, નહીં ?'

આ સમાચાર સાંભળી એરીઝને હાડોહાડ લાગી ગઈ અને પોતાની હથેળીઓ પોતાના સાથળો પર પછાડવા મંડ્યો: 'ઑલિમ્પસનાં દેવો,' એ બરાડ્યો, 'અકીઅન બેડાઓમાં જઈ મારા પુત્રની હત્યાનું હું વેર વાળું અને એમ કરતાં ઝ્યૂસના વજ્રથી વીંધાઈ બધાં શબ ભેગો ધૂળલોહીમાં પડું તો તમે મને દોષ ન દેતા. અને ભયને ને હેબતને ઘોડા જોતરવાનું કહી એણે પોતાનાં ચમકતાં શસ્ત્રો ધારણ કર્યાં.

સમસ્ત દેવમંડળી માટે ભયથી પ્રેરાઈને પોતાને આસનેથી ઉછાળો મારીને દરવાજામાંથી એરીઝની પાછળ એથીની દોડી ગઈ ન હોત તો અગાઉના કરતાં વધારે ભયંકર અને વધારે વિનાશક ટંટો ઝ્યૂસ અને દેવો વચ્ચે ફાટી નીકળ્યો હોત. એરીઝના શિર પરનું શિરત્રાણ ખભા પરની ઢાલ અને હાથમાંનું ભાલું આંચકી લીધાં, પછી ભાલું ઠેકાણે મૂકતાં અવિચારી યુદ્ધદેવ પ્રત્યે એ બોલી, 'અક્કલમૂઢા ! ચક્રમ ! તું સાવ સાફ થઈ જશે. તારી પાસે સાંભળવાને કાન નથી ? ઑલિમ્પયન ઝ્યૂસ પાસેથી સીધાં આવતાં શ્વેતહસ્તા દેવી હીરીએ શું કહ્યું એ તેં સાંભળ્યું નથી ? કે તારા હાડકાં ખોખરાં કરાવીનો તારી પૂંછડી દબાવતો તું પાછો આવે અને તારી વાવેલી આંધીનાં ફળ અમે સૌ ખાઈએ એમ તું ઇચ્છે છે શું ? કારણ, મારે તને કહેવું જોઈએ કે એક પળનાયે વિલંબ વિના અકીઅનોને અને ટ્રોજનોને પડતા મૂકીને ઝ્યૂસ સીધા અહીં દોડી આવશે અને ઑલિમ્પસમાં નિર્દોષ, દોષિત સૌને લબડધક્કે લેશે. મારી સલાહ માની જા અને તારા દીકરાના મૃત્યુનું વેર લેવાની વાતને ભૂલી જા. એના કરતાં ક્યાંય વધારે ઉમદા અને શક્તિશાળી વીરો પોતાને ભેટ્યા છે ને હવે પછી પણ ભેટશે. પૃથ્વી પરના દરેક આદમની વંશાવળી ઉપર નજર રાખવાનું આપણું કામ નથી.''

આમ બોલતી એથીની ઉદ્ધત યુદ્ધદેવને એને સ્થાને લઈ ગઈ. પછી, દેવોમાં મધ્યસ્થી કરતાં અપોલોને અને ઇરિસને હીરીએ પોતાની સાથે

બહાર આવવા કહ્યું અને બહાર જઈને એણે પોતાનો સંદેશો સ્પષ્ટ શબ્દોમાં કહ્યો. એ બેઉને એણે કહ્યું, 'તમે ત્યાં એમની સમક્ષ ઉપસ્થિત થયા પછી, એમનું ચીંધ્યું કામ તમારે કરવાનું રહેશે.'

પાછા અંદર જઈને દેવી હીરી પોતાને સિંહાસને બેઠી અને આ બેની જોડી પોતાને કામે રવાના થઈ. એ બંને અનેક નિર્ઝરોવાળા મેષમાતા સમા ઇડા પહાડે પહોંચ્યા ત્યારે, ગેર્ગેરસ ટુકે સુગંધી ઓસથી આચ્છાદિત ઝ્યૂસને બેઠેલા એમણે જોયા. બંને ઝ્યૂસ સામે ખડા થયા અને એની કૃપાદૃષ્ટિની યાચના કરવા લાગ્યા. એમના આગમનની નોંધ ઝ્યૂસે લીધી અને પોતાની પત્નીના આદેશના એમના પાલનમાં એને કશું અવિવેકી નહીં જણાયું હોઈ, ઇરિસને એ સૂચના આપવા લાગ્યા. 'ઊપડ જલ્દી, ઇરિસ' એ બોલ્યા, 'જેટલી ત્વરાતી બની શકે એટલી ત્વરાથી જા અને જરા પણ ભૂલ કર્યા વગર મારા શબ્દો તું દેવ પોઝેઇડોનને કહે. એને કહેજે કે લડવાનું બંધ કરીને રણક્ષેત્ર છોડીને એ બીજા દેવો ભેગા થાય કે પોતાને પવિત્ર સાગરે જઈને બેસે. આ સ્પષ્ટ સૂચનને એ અવગણવા ચાહે તો, એ જરા પોતાના મનમાં વિચારી જુએ કે એ પોતે ભલે સમર્થ હોય પણ મારા હુમલાને એ ખાળી શકશે ખરો ? એના કરતાં વયમાં અને દેવમાંના સ્થાનમાં હું વડેરો છું: પણ એને લઈને બધા દેવો જેનાથી ડરે છે ને ઝ્યૂસનો સમોવડિયો થવાનું વર્ણન કરતાં એને આંચકો નથી લાગતો.'

ઓતરાદા હિમાળા વાયરાની સાથે વાદળાંઓમાંથી વરસતા કરાની ઝડપે પવનવેગી ઇરિસ આ આજ્ઞા ઉઠાવતી ઇડાશૈલેથી ઉતાવળથી રવાના થઈ. ધરાધ્રૂજક પાસે સીધા જઈને એણે એને કહ્યું, 'ધરતીને વીંટી લેનાર હે કૃષ્ણકેશી દેવ ચર્મધારી ઝ્યૂસ પાસેથી એક સંદેશો લઈને તમારી પાસે આવી છું. લડવાનું બંધ કરી, સમરાંગણ છોડી, બીજા બધા દેવો ભેગા થવા અથવા તમારા પવિત્ર સાગરે જવા એ તમને ફરમાવે છે. એમની આ સ્પષ્ટ આજ્ઞાનો તમે અનાદર કરશો તો, તમારી સામે યુદ્ધ ખેલવા એ જાતે આવશે એવી ધમકી એમણે ઉચ્ચારી છે. તમારા કરતાં દેવોમાં એ શ્રેષ્ઠ અને વયમાં મોટા હોઈને એમની સાથે બાથ ન ભીડવાની ચેતવણી એમણે આપી છે, બીજા દેવો જેમનાથી ભય પામે છે એવા એમનાથી બરોબરી કરતાં એ કહે છે કે આથી તમને કશું અટકાવતું નથી.'

મહાન ધરણીધ્રૂજકને આથી ઝાંઝ ચડી. 'આ અત્યાચાર છે !' એ બરાડી ઊઠ્યા, 'ઝ્યૂસ સમર્થ ભલે હોય પરંતુ એના જેવું જ સ્થાન ધરાવતા મારી ઉપર આમ પરાણે એની ઇચ્છા લાદવી એ નરી આપવડાઈ છે. અમે ત્રણ બાંધવો છીએ – ત્રણેય ક્રોનોસ અને રહિયાના જાયા : ઝ્યૂસ, હું અને મૃતકોનો રાજવી હેડિઝ.' સૃષ્ટિના ત્રણ ભાગ પાડ્યા ત્યારે અમને દરેકને પોતાનો ભાગ મળ્યો હતો. અમે ચિઠ્ઠીઓ નાખી હતી અને ભૂરો સાગર સુવાંગ મારે ભાગે આવ્યો. હેડીઝને ભાગે નીચેનો તમસાચ્છાદિત ભાગ આવ્યો અને ઝ્યૂસને ભાગે ઉઘાડું આકાશ અને ઉપરના વાયુમંડલમાં નિવાસ આવ્યાં. પરંતુ, આ પૃથ્વી અને ઊંચો ઑલિમ્પસ મજિયારાં રહ્યાં છે. એટલે, ઝ્યૂસનું ધાર્યું હું નહીં થવા દઉં. એ સમર્થ હોય તો સૃષ્ટિના ત્રીજા ભાગનો પોતાનો ભોગવટો

એ ભલે કરે અને કેમ જાણે હું સાવ બાયલો હોઉં એમ, હિંસાની ધમકીથી મને ડરાવવાનો યત્ન ન કરે. પોતાનાં પુત્રપુત્રીઓને જ એ પોતાનો મિજાજ દાખવે. એમનો એ પિતા છે ને એ એમને આજ્ઞા આપશે તેનું પાલન એમણે કરવું જ પડે.'

'જગતનું આવેષ્ટન કરનાર, કૃષ્ણકેશી,' ચપળ ચરણવાળી ઈરિસ બોલી, 'આ દુરાગ્રહી અને હઠીલો ઉત્તર હું ઝ્યૂસને કહું એમ આપ ખરેખર ઇચ્છો છો? આપ ફરી નહીં વિચારી જુઓ? ફરી વિચારવામાં જ ચડિયાતાપણું વસે છે. ને વેર લેતી ક્રોધની દેવીઓ મોટાભાઈને જ કેવો ટેકો આપે છે તે આપ જાણો છો.'

પોઝેઇડોને કહ્યું, 'દેવી ઇરિસ, તારું કહેવું બરોબર છે. વિવેક દાખવવો એ દૂતનો ઉત્તમ ગુણ છે! પણ જે દેવની સાથે આ પૃથ્વી સમભાગે ભોગવવાની આવી છે તે આમ જોરજુલમ કરે અને ધમકી આપે તેવી મારી લાગણી ઘવાય છે ને એ મને શૂળની જેમ પીડે છે. પણ હું વાત માની લઉં છું, ભલે થોડા શેષ સાથે પણ મારી પોતાની લાગણી બાબત હું ચેતવણી તો આપીશ જ. વીરાંગના એથીનીની, હીરીની, વીર હર્મિસની, હેફીસ્ટસની અને મારી લાગણીને અવગણી ઇલિયમના ગઢને અણનમ રાખશે અને આર્ગાઇવોનો ઝળહળતો વિજય અટકાવશે તો અમારી બેઉની વચ્ચે પુરાય નહીં એવી ખાઈ ઊભી થઈ જશે.'

આટલું કહી ધરતીધ્રૂજકે અકીઅન સૈન્યમાંથી વિદાય લીધી અને સમુદ્રનો આશ્રય લીધો. ગ્રીક વીરો એથી ખૂબ નાખુશ થઈ ગયા.

વાદળોના સ્વામી ઝ્યૂસે પછી અપોલોને સૂચના આપી, 'પ્રિય ફીબસ, તમે જાઓ અને કાંસ્ય શસ્ત્રધારી હેક્ટરને ખોળી કાઢો. મારી નારાજગીથી બચવા માટે ધરાધ્રૂજક સાગરભેગા થઈ ગયા છે. અમે બાથંબાથીએ આવ્યા હોત તો દરેકને એની ખબર પડી હોત. ક્રોનોસ સાથે નીચે વસતા દેવોને સુધ્ધાં એની જાણ થઈ હોત. પણ એ ગુસ્સે થયો હોવા છતાં મારી તાકાતના પરચા વિના એણે મારી વાત માન્ય રાખી એ અમારે બેઉ માટે સારું થયું છે. નહીં તો, સમાધાન થતાં પહેલાં પરસેવાના રેલા ચાલ્યા હોત. મારી ફૂમતાંવાળી ઢાલ લઈ જાઓ અને એને ઝનૂનપૂર્વક હલાવી અકીઅન સેનાપતિઓમાં ભય જન્માવો. અને મારા બાણાવળી દેવ, હેક્ટર પર વિશેષ ધ્યાન કેન્દ્રિત કરો. એનામાં અડગ હિમ્મત પૂરો તે એવી કે અકીઅનોને એ વહાણોભેગા કરી હેલેસ્પોણ્ટ સુધી પદોડે. એમની શિક્ષામાંથી એમને કેમ ઉગારવા અને શું કહેવું તે હું તે ઘડીએ નક્કી કરીશ.'

ઝ્યૂસ વદ્યા અને પોતાના પિતાના શબ્દોનો બરાબર અમલ કરતા અપોલો, ઇડા શિખરેથી કબૂતરને મારી નાખતા વજની ઝડપે રવાના થયા. એ ગયા ત્યારે, શાણા પ્રાયમનો પુત્ર હેક્ટર સૂતો ન હતો પણ બેઠેલો હતો. થોડી ક્ષણો પહેલાં જ એને ભાન આવ્યું હતું અને આસપાસ ઝ્યૂસે એની રોગમુક્તિનો સંકલ્પ કર્યો હોઈ, એને ઉપડેલો શ્વાસ અટકી ગયો હતો અને પરસેવો વળતો પણ બંધ થઈ ગયો હતો. બાણાવળી અપોલોએ એની સમીપ જઈ કહ્યું, 'રાજકુમાર હેક્ટર, તારી સેનાથી દૂર ને આવી ચિંતાજનક હાલતમાં અહીં તું કેમ બેઠો છે? તું ઇજા પામ્યો છે શું?'

'તમે કયા દેવ છો અને સમાચાર માટે મારી પાસે શા માટે આવ્યા છો ?' દુર્બળ અવાજે ઝગમગતા શિરકવચધારી હેક્ટરે પૂછ્યું, 'વહાણોની બહારની રેખા પાસે ઐયાઝના સૈનિકોને હું વાઢી રહ્યો હતો ત્યારે, એણે મને શિલા મારી હતી એ તમે નથી જાણતા શું ? મારામાં લડવાની શો જ રહી ન હતી. મને ખરે જ એમ લાગતું હતું કે આજે જ મારા પ્રાણ જશે અને હું હેડીઝના આવાસો ભેગો થઈ જઈશ.'

'હિમ્મત રાખ,' બાણાવળી અપોલોદેવે કહ્યું, 'કેવળ તને જ નહીં, તારા દુર્ગમ ગઢને બચાવનાર ક્રોનોસસુતે મોકલેલા સહાયક એવો મારો અપોલોનો વિશ્વાસ રાખ; તારી પડખે રહેવા અને તને સહાય કરવા એમણે મને મોકલ્યો છે; મેં અગાઉ તારી તેમજ તારા ઊંચા ગઢની પણ રક્ષા કરી છે. જલદી ખડો થઈ જા ! અને તારા મહારથીઓને આદેશ આપ કે 'સીધા ખોખર જહાજો પર તૂટી પડો. હું એમની પહેલાં જઈશ, એમનો માર્ગ સુતરો કરી દઈશ અને અકીઅન સેનાપતિઓને ભગાડીશ.'

આમ બોલતી વેળા અપોલોએ ટ્રોજન સેનાપતિમાં શક્તિપાત કર્યો ને એ ચપળ પગે અને હળવે શરીરે દોડવા લાગ્યો. ઘોડારમાંનો ખૂંટો તોડી, તાજોમાજો થયેલો તોખાર, ખેતરો વીંધતો નદીમાંની પોતાની નહાવાની પ્રિય જગ્યાએ ઠેકતો ભાગે એમ એ દોડવા લાગ્યો. પોતાનું માથું ઉલાળે છે; એના ખભા ઉપર એની કેશવાળી લહેરાય છે; પોતે કેવો રૂપકડો છે તે એ જાણે છે; ને પોતાના પગ તળેની ધરતીને ઠેકતો ઘોડીઓ ચરતી હોય તે મેદાનો તરફ એ વેગથી ભાગે છે. પોતાના રથીઓનું નેતૃત્વ કરવા દેવને બોલે હેક્ટર આમ દોડ્યો.

અત્યાર સુધી, પોતાની તલવારો અને બેધારાં ભાલાં સફળતાપૂર્વક વાપરતા ડનાનો એકધારા આગળ વધતા હતા. પણ હવે, શિંગાળા સાબરનો કે જંગલી બકરાનો નિષ્ફળતાપૂર્વક શિકારી શ્વાનો સાથે શિકાર કરતા અણઘડ ગામડિયાઓ એમના શોરબકોરથી ચિડાયેલો યાળવાળો સાવજ અચાનક એમના મારગમાં આવી ઊભો રહે અને શિકારીઓની આખી મંડળીને ઊભી પૂંછડીએ નસાડે તેમ ડનાનો નાસવા લાગ્યા. પોતાના યોદ્ધાઓનું નેતૃત્વ લેતા હેક્ટરને જોઈને ડનાનો આમ ભયભીત થયા અને એમની છાતી બેસી ગઈ.

ડનાનોને નેતૃત્વ પૂરું પાડવાનું કાર્ય એ સમયે ઍન્ડ્રીમનના પુત્ર થોઆસને શિરે આવ્યું. ઇઓલિયનોમાં એ ઉત્તમ વીર હતો. એ ભાલાફેંકમાં પૂરો કુશળ હતો અને હાથોહાથની લડાઈમાં પણ કસાયેલો હતો. હવે મોખરે આવીને પોતાના સાથીઓ સાથે એ પોતાનાથી બનતું કરવા લાગ્યો. 'ચમત્કાર !' એ પોકારી ઊઠ્યો. 'ને આપણે માટે એ તદ્દન અણગમતી ! મોતના મોંમાંથી હેક્ટર હાલતોચાલતો થયો છે. ટેલેમોનિયન ઐયાઝે એને પૂરો કર્યો છે એમ આપણે ધારતા હતા ત્યાં કોઈ દેવે એને સહાય કરી. સજીવન કર્યો જણાય છે કેમ જાણે એણે આપણો સંહાર ઓછો કર્યો હોય. ને વધારે તો હજી હવે આવવાનું છે. ગર્જના કરનાર ઝ્યૂસે એને સહાય ન કરી હોત તો, મોરચે આવીને એ આમ આપણને ધમકાવતો ન હોત. વારું મને

લાગે છે કે હવે આપણે આમ કરવું જોઈએ ને મને આશા છે કે, તમે સૌ એમાં સંમત થશો. સેનાનો મુખ્ય ભાગ જહાજો ભેગો થઈ જાય અને સૈન્યમાં ઉત્તમ ગણાતા એવા આપણે આપણાં ભાલાંઓ સાથે તૈયાર રહીએ અને હેક્ટરના હુમલાને ખાળવાની આશા રાખીએ. હુમલો અસરકારક બનાવવા એ પોતાની બધી તાકાત ખરચશે પણ મને લાગે છે કે લશ્કરના મુખ્ય માથા સામે માથું મારતાં પહેલાં એ બે વાર વિચારશે.'

આ વ્યૂહ તરત જ અપનાવવામાં આવ્યો. હેક્ટર અને એના સાથી ટ્રોજનોના સામના માટે પોતાના ચુનંદા વીરો એમણે ખડા કર્યા; એ સૌ ઐયાઝ અને આઇડોમેન્યૂઝ, ટ્યૂસર અને મેરિયોનીસ અને યુદ્ધદેવતા પેલા સમોવડિયા મેગીસની આસપાસ એકત્ર થયા. એમની પાછળ મુખ્ય દળો અકીઅન બતેલાઓ ભેગાં થઈ ગયાં.

મોખરે ફાળ ભરી હીંડતા હેક્ટરની પાછળ પાસેપાસેની ગોઠવણીવાળા ટ્રોજનો ઊતરી આવ્યા અને એનીયે આગળ હતા અપોલો ઓસઆચ્છાદિત હાથમાં ઘાતકી ચમકવાળાં ફૂમતાંવાળી અજેય ઢાલ ધારણ કરતા ફીબસ આવ્યા; એ ઢાલ કુશળ ઘડવૈયા હેફીસ્ટસે ઝ્યૂસને આપી હતી ને લોકોમાં એ ભય પ્રેરતી. પોતાના હાથમાં એ ઢાલ ધારણ કરીને, અપોલો ટ્રોજન સૈન્યને દોરતા હતા.

પણ આર્ગાઇવો એકમેકની નિકટ જ ઊભા રહ્યા અને દુશ્મનોની વાટ જોવા લાગ્યા. બેઉ બાજુઓએથી કાન ફોડી નાખે તેવો શોર ઊઠ્યો; પછી ધનુષ્યોમાંથી શરો છૂટ્યાં. અનેક જુવાન યોદ્ધાઓના દેહો મજબૂત બાવડાંએ ફેંકેલાં ભાલાંઓથી વીંધાયા અને કેટલાંક ભાલાં સફેદ માંસ ચાખ્યા વિના અને પોતાની જયાફતથી વંચિત રહી ધરતીને વાગ્યાં.

ફીબસ અપોલોએ ચર્મ સ્થિર રાખ્યું ત્યાં સુધી અસ્ત્રોની ઝડી અને પ્રતિઝડી ધારેલાં નિશાન લેતી રહી અને માણસો મરાતા રહ્યા. પણ અશ્વપ્રેમી ડનાનોની બરાબર સામું જોઈને એણે ચર્મને હલાવ્યું ને મહાન ઘોષ કર્યો તેવી ઘડી આવી. એથી ડનાનોનાં હૈયાં પાણીપોચાં થઈ ગયાં અને એમની હિંમત ઓસરી ગઈ. ગોવાળ આઘો હોય અને એક જંગલી જાનવર ચડી આવતાં ગાયનું ધણ ઊભી પૂંછડીએ નાસવા લાગે તેમ અકીઅનો નાસવા લાગ્યા. ખુદ અપોલોએ એમને કાયર બનાવી તેના અને હેક્ટરને તથા એના ટ્રોજનોને વિજય અપાવ્યો.

અકીઅનોની હરોળોને ભાંગ્યા પછી, ટ્રોજનો અક્કેક અકીઅનને વીણવા લાગ્યા. હેક્ટરે એર્સેસિલોસને તથા સ્ટ્રિચિયસને હણ્યા; એક બિયોટિયનોનો નેતા હતો તો બીજો ઉદાર-હૃદયી પેનેસ્થ્યૂસનો વફાદાર અનુચર હતો. દરમિયાનમાં ઇનિયાસે મેડોનનો અને ઇયેસસનો વધ કર્યો. મેડોન રાજા ઓઇલ્યૂસનો અનૌરસ પુત્ર હોઈ ઐયાઝનો ભાઈ હતો; પણ માનવહત્યા માટે એને દેશનિકાલ કરવામાં આવ્યો હતો. એ ફાઇલેયૂસમાં રહેતો હતો. ઓઇલ્યૂસની પત્ની પોતાની અપર મા એરિયોપિસના કોઈ કુટુંબીની એણે હત્યા કરી હતી. ઇયેસસ એથીનિયમ અફસર હતો અને એનો પિતા બ્યુકોલસનો પુત્ર સ્ફેલસ હતો. પોલિડેમસે મેસિસ્યુસને હણ્યો, પહેલી જ ઝપાઝપીમાં એમિયસ પોલાઇટિસને

હાથે હણાયો; ને ઉમદા એજીનોરે ક્લોનિયસને માર્યો. બીજા દળપતિઓની સાથે નાસતો ડેઇયોકમ પૅરિસના ભાલાના જનોઇવઢ ઘાએ હણાયો.

મૃત્યુ પામેલાઓના દેહો પરથી વિજેતાઓ કવચ અને અસ્ત્રશસ્ત્ર કાઢતા હતા એવે અકીઅનોને ખાઈ ભણી અને વાડ ભણી પીછેહઠ કરવી પડી અને આમ કરતાં એમની વ્યવસ્થા તૂટી પડતાં એમને દીવાલ પાછળ શરણું લેવું પડ્યું. આ જોઈ રક્તરંજિત હથિયારો હાથ ધરવાનું છોડી બેડાઓને લપેટમાં લેવાની જોરદાર હાકલ હૅક્ટરે કરી: 'જે કોઈ આડોઅવળો થયો, જે મારી પાછળ ન આવ્યો તે અહીં મૂઓ જ જાણજો; હું એના કટકા જ કરી નાખીશ. વળી, એનાં સગાંઓ એની અંતિમ ક્રિયા કરી શકશે નહીં. ટ્રૉયની બહાર કૂતરાઓ એને ફાડી ખાશે.'

આમ બોલી પોતાનો હાથ પાછળ નાખી એણે પોતાના ઘોડાઓને ચાબૂક ફટકાર્યો અને ટ્રોજન દળોમાં ઘોર ઘોષણા કરી. એના સાથી રથીઓએ પ્રતિઘોષ કર્યો અને મહારવ સાથે સૌ ચાલી નીકળ્યા. એની હારોહાર અશ્વો અને રથો દોડતા હતા. એમની આગળ ચાલતા ફીબસ અપોલોએ ઊંડી ખાઈના કાંઠાને લાત મારી અને કાંઠાના ડુડસથી ખાઈ ભરાઈ ગઈ અને મજાનો પહોળો પુલ થઈ ગયો. ભાલાફેંકની કસરત કરતા કોઈ જુવાનનું ભાલું એટલે દૂર પડે એટલો પહોળોપાટ એ હતો. પોતાના દેદીપ્યમાન ચર્મ સાથે અપોલોની પાછળ એ પુલ પર થઈને પલટણ પછી પલટણ પસાર થવા લાગી. પછી એટલી જ આસાનીથી એ દેવે અકીઅન દીવાલ ખંડી નાખી જાણે, સાગરતટે વેળુમાં પોતે બાંધેલા રેતીના કિલ્લાને જમીનદોસ્ત કરતો આનંદ માણતો છોકરો! જે દીવાલને ઊભી કરવામાં આર્ગાઇવોને પરસેવો પાડવો પડ્યો હતો તેને, હે દેવ અપોલો તમે ભાંગી નાખી આર્ગાઇવોમાં ભય પ્રકટાવ્યો.

અકીઅનો ફરી વાર વહાણો નજીક પહોંચી ગયા અને થંભ્યા. ત્યાં સૌએ એકમેકને બોલાવ્યા અને દરેકે પોતાના હાથ ઊંચા કરી બધા દેવોને પ્રાર્થના કરી – એ પ્રજાના વડેર જીરેનિયન નેસ્ટરે સૌથી વધારે આજીજીપૂર્વક પ્રાર્થના કરતાં પોતાના બાહુ આકાશભણી પસારતાં કહ્યું, 'પિતા ઝ્યૂસ, આર્ગોસની ઘઉં ઉગાડતી ભૂમિમાં અમારામાંના કોઈએ કદી બળદના સાથળનો બલિ તને અર્પતાં ઘેર પાછા સલામત જવા યાચ્યું હોય અને તેં એમ કરવા વચન આપ્યું હોય તો હે ઑલિમ્પિયન એ વચનને યાદ કરી આ દુર્દિનથી એને બચાવ અને ટ્રોજનો અમને સાવ ચગદી નાખે એવું કર મા.' નેસ્ટરે આમ યાચના કરી અને એ પ્રાર્થના સાંભળી ઝ્યૂસે જોરથી ગર્જના કરી.

પરંતુ ચર્મધારી ઝ્યૂસ તરફથી થયેલો વાદળોનો ગડગડાટ સાંભળીને ટ્રોજનોની હામ વધી અને પહેલાંના કરતાં વધારે ક્રૂરતા સાથે આર્ગાઇવો ઉપર એ તૂટી પડ્યા. દરિયામાં મોજાં ઉત્પન્ન કરનાર વાયરા સાથે વહાણનાં ખોખાં ઉપર મોજાં ત્રાટકે એમ ગર્જના કરતા એ દીવાલ પર ત્રાટક્યા. પોતાના તોખારોને પણ એમણે સારું દોડાવ્યા અને પળમાત્રમાં વહાણો પાસે હાથોહાથની લડાઈ મંડાઈ. પોતાના રથોમાંથી ટ્રોજનો બેધારાં ભાલાંના વાર કરવા મંડ્યા અને પોતાના કાળા બતેલામાંથી કાંસાની અણીવાળા લાંબા વાંસ વડે પ્રત્યુત્તર દેવા લાગ્યા. (ક્રમશઃ)

## સંક્રેત/રાજેન્દ્ર શાહ

ક્ષણે ક્ષણ થઈ રહ્યા
ઘર અને બહારના વિધ વિધ અવાજોને
અતિક્રમીને આવેલ
કોની સુણી રહું વાણી ભીતરને કાન !

નહિ કો આધાર અનુમાન
તથૈવ...
કેવલ ધ્વનિ...
સહજ સ્પન્દન,... નાદ
એને
હૃદયે વિશ્રબ્ધ
લહી રહું છું પ્રમાણ.

કોઈ તે સક્રેત
જાણે
વાદળ-વિહીન નભે વિદ્યુત-ઝલક.
પ્રકાશિત... દિશા... આસમાન
અને
અણદીઠ પથે
મુજ ચરણ... પ્રયાણ.

## તડકાની કેડીયે-સડકે/ઉશનસ્

ઋતુ શિશિરની જોકે પૂરી વીતી હજી તો નહીં
ત્યહીં પવનમાં આવી થોડી રતુંબડ ઝાંય છે !
જરી લથડતી ખોડંગાતી હવા લચકાય છે !
ઋતુ સ્ખલનની બિલ્લીપાદે પ્રવેશ કરી ગઈ !
વનની ધવલા કેડીકેડી તણા કણ ધૂળના
મધુકણ સમા થોડા રાતા થઈ અવ દૂઝતા,
કણકણ કીડીમંકોડાઓ ક્યહીંથી ચઢી જતા !
ધરતી મહીં પલ્ટાતા તંતુ રતુંબડ મૂળના !

જુદી ન સડકોની યે વાર્તા, છડેછડી છોડીઓ
નીકળી પડી છે પ્રાતઃસૂર્યે શશીમુખ લૈ હવે !
કરતી રવિને રાતો થોડો; સ્વયં રવિમાં દ્રવે !
દિસત દ્યુતિધારે શું વ્હેતી સઢે ફૂલી હોડીઓ !
હજી શિશિર બાકી, ત્યાં આવી દશા ! પછી શું થશે ?
મધુની ઋતુ તો ક્યાં આવી છે ?
ઓચિંતાની તરાપ જ મારશે.

## કોઈ તડકા લ્યો/ઉશનસ્

તું ખાટલાંથી ઊઠ, આવ ઓટલે કે તડકા નીકળ્યા છે !
એને બાંધી લે પોટલે પોટલે કે તડકા નીકળ્યા છે !
એને માટીમાં મેળવી ગુંદ કે તડકા નીકળ્યા છે !
નાખ મોવણમાં એકએક બુંદ કે તડકા નીકળ્યા છે !
એને ખોબે ને ખોબે ઉછાળ કે તડકા નીકળ્યા છે !
એથી અદકો ન બીજો ગુલાલ કે તડકા નીકળ્યા છે !
એને પાથર કે પ્હેર યા ઓઢ કે તડકા નીકળ્યા છે !
બીજી મળશે ન એની જોડ કે તડકા નીકળ્યા છે !
એનો આથર કરીને આળોટ કે તડકા નીકળ્યા છે !
એમાં વીંટી લે દેહ ગોટપોટ કે તડકા નીકળ્યા છે !
આજ આવ્યો છે માઘ જેવો લાગ કે તડકા નીકળ્યા છે !
પછી ખેલવા છે ફાગણના ફાગ કે તડકા નીકળ્યા છે !
દૂર વૈશાખી આંબાની શાખ કે તડકા નીકળ્યા છે !
લાંબા વાયદા ને વચન છે લાખ કે તડકા નીકળ્યા છે !

## ફોરમ ઢળી ગૈ જિંદગી/*યશવંત ત્રિવેદી*

આ કૈ કળી શી ઝંખના તારી ફળી ગૈ જિંદગી ?
કે ફૂલને અડતાં મને સામે મળી ગૈ જિંદગી !

આ વિસ્મયો કૌમાર્યના તું ફૂલ શાં ઊઘાડતી
કે શાશ્વતીનાં ચુંબનો હેઠે ઢળી ગૈ જિંદગી ?

આ હોય તારા કેશ કે હો ધાર આ વરસાદની
કે સ્વપ્નમાં આંખો ઉપર ઝરમર ઝરી ગૈ જિંદગી

મેં શ્વાસમાં કેવી શ્વસી છે ફૂલની સુવાસને !?
જખ્મો ઉપર રૂમાલ શી ફોરમ ઢળી ગૈ જિંદગી !

આ ઝંખનાની જ્વાલ'ને લો, કોણ બુઝવશે હવે ?
આ ફૂલ પર વરસાદ શી કેવી લળી ગૈ જિંદગી !

## મીતાલીનાં નેણ તણી કોરે ક્યાંક...
*યશવંત ત્રિવેદી*

શેફાલીના વન મહીં કોણ કરે કર્ણમૂલે પંખીશો વિવાદ ?
મને કોણ કરે ફૂલની ફૂટ્યાની વેળે ચીસ પાડી યાદ ?

હરણાની જેમ ક્રીડા કોણ કરે ? કોણ અડે સપનાની જેમ ?
ચોળીની ભીતર મને ઊંડેઊંડે કોણ અડે ? કોણ પાડે સાદ ?

શબ્દોને તૃણ ને પતંગિયાંની જેમ કોણ ગોઠવે છે ગઝલોમાં ?
કોણ એની પાંપણોને નીચે ઢાળી તૃણ સમી દે છે મને દાદ ?

ત્રિભુવની રૂપ જેવું કોણ મને મોહી રહ્યું ? કોણ કરે રાગ ?
પોષ તણી ઠંડી રાતે પેટાવે છે કોણ અહીં ચાંદનીની આગ ?

તું ફૂલોના બેટ થકી નાવ લઈ આવ્યો હશે રમવાને ફાગ -
કેસૂડાની ડાળે બેસી અમસ્થો તો ક્રાંઉ ક્રાંઉ બોલે નહિ કાગ !

નહિ તો આ જલ તણી ગંધે ગંધે તણાઈને અપ્સરાઓ આવે નહિ આમ... !
મેં મીતાલીનાં નેણ તણી કોરે ક્યાંક પીધો હશે વિસ્મયનો જામ !

## આસપાસ ચોપાસ/
*રાધેશ્યામ શર્મા*

આસપાસ
ચોપાસ
માથોડું
ઊંચેરું
ઊંડું
ઊગ્યું
ઘાસ
અંતરિયાળ
શ્વાસ
લેતું
લીલુંલચ્ચ
તળાવ
મહીં
પડી
મહાસુખ
માણતું
વાદળિયાળ
આકાશ
ભાગે
ભાળીને -
કેસરિયાળ
સિંહની
લાશ -
ભરી
હરણફાળ.

## ઉપલો માળ, ચશ્માંનો/ *રાધેશ્યામ શર્મા*

બાયફોકલ ચશ્માંનો
ઉપલો માળ દર્શાવે
અધૂરા રુદ્રમાળની
ઊંચી જર્જરિત બારી
નીચેનો અર્ધચન્દ્રાકાર
સમાવે
શેષનાગના મસ્તક પર
વાગીને લોહીભીની થઈ
પ્રકટેલી
ખીલી
આસપાસના ખંડિયેરિયા
અવશેષોમાં
સર્પાકારે ઘૂમતો
સમય
વિલુપ્ત સરસ્વતીના
ઘસાઈ ચૂકેલાં
પગથિયે
મેઘમલ્હાર ગાય
પણે સુક્કાભઠ્ઠ પટ પરથી
ગુજરાતી આગગાડીના
ડ્રાઇવરનો બધિર કર્ણ
પુલ મધ્યે ઊભેલી શુભ્રવસ્ત્રાવૃતાને
પાટા વચ્ચેથી
ખસી જવા
વ્હીસલ વગાડ્યા જ કરે
અને
ચશ્માં વચ્ચેની એક
તિરાડ સ્વપ્નમાંથી
ઝબકી જાય.

## મૃગજળ/*મુકુન્દ પરીખ*

ચાંદો,
સૂરજ
પ્રસવે
મૃગજળ...
નદી, ઝરણ
ને દરિયો ખળભળ
માથે મૂકી
વિચરે
મૃગજળ...
આખ્ખું રણ
મુઠ્ઠીમાં રાખી
આગળ આગળ
ધપતું
મૃગજળ...
દર્શન
નામે
ડિંગો
દૂર દૂરથી
ઈશ્વર જેવું
સ્મિત વેરતું
મૃગજળ...
કૌતુક એનાં
જોવાં જેવાં
માણસ જેવા
માણસને પણ
પ્રસવે
મૃગજળ...

## રેખા/*અશોક ચાવડા 'બેદિલ'*

છે સરળ આમ દોરવી રેખા,
જળમહીં ના બની શકી રેખા.

ફક્ત 'મા'નું જ નામ વંચાયું,
મેં ઉકેલી અનાથની રેખા.

હાથમાં એ હતી તો ઠીક હતી,
આજ ચ્હેરા ઉપર વધી રેખા.

હોય શું સૂર્યની હથેળીમાં ?
માત્ર બળબળતી કાયમી રેખા.

રોજ કારણ વગર થતી લાંબી,
એક મારા સુધી જતી રેખા.

## શું કરું ?/*મુકુન્દ પરીખ*

વૃક્ષ ઘેઘૂર
ઝૂલતા પર્ણ-વૃંદ વાયરે...
શાખાએથી
ડોકાય
બાલ આકાશ લાલમલાલ...
નીરખતાં નીરખતાં
હર્ષનાં સ્પંદનો ઊભરે ચિત્તમાં...
ધીરે ધીરે હર્ષજલ શાંત પડતાં...
શોધું મારાં
પંખી ટોળાં
ચાંદો, સૂરજ, તારા...
ગૌણ આકાશે મૌન...
શું કરું
આવડું નાનકડું આભલું
જ્યાં વસે વર્તુલો શૂન્યનાં... ?

## હું યુધિષ્ઠિર નથી/*પ્રવીણ પંડ્યા*

ને તોય
શાકની લારી પર
ઘેરા જાંબલી રંગનાં રીંગણાં તરફ હાથ લંબાવું છું
ત્યારે એક અવાજ સંભળાય છે:
'પહેલા મારા પ્રશ્નોના ઉત્તર આપ
અને
પછી રીંગણું ઉઠાવ.'
કડવા સ્મિત સાથે
મારો હાથ
ન ગમતી દૂધી તરફ વળી જાય છે !
પ્રશ્નોથી બચવા જ
મેં બાળપણમાં
કેરીથી લદોલદ આંબા પરથી
એક ફળ પણ નથી તોડ્યું
કે નથી રમ્યો
શેરીના ઓટલા પર જુગાર.
યુવાનીમાં
હાડ ગાળી નાખે એવી ઠંડીમાં
લિજ્જતથી સિગરેટ પણ નથી પીધી
અને
ચોમાસામાં ય
ઘૂંટણ સુધી લેંઘો ચડાવીને
માથે છત્રી ઓઢી ફરતો રહ્યો છું.
હું યુધિષ્ઠિર નથી
રૂમ-રસોડાના
સાંકડા સંસારમાં જીવતો માણસ છું
અને
મારે ક્યાં
માત્ર અઢાર દિવસનું જ
મહાભારત લડવાનું છે ?
જો મારા સ્થાને
યુધિષ્ઠિર હોત
તો
ઘેરા જાંબલી રંગનાં રીંગણાં તરફ લંબાતો
પોતાનો હાથ
ન ગમતી દૂધી તરફ વાળી શકત ?
જિંદગીભર !!!

## ગઝલ/*સાહિલ*

જળ ઝાંઝવાના ઊછળે યા ઓસરે તો શું ?
આ ખાલીપો તમારા સુધી વિસ્તરે તો શું ?

ભીના થવાની વાત હવે ભૂતકાળ છે,
કોઈ હથેળિયોમાં નદી ચીતરે તો શું ?

ક્યાં શક્યતા છે આપણા મેળાપની હવે,
આંખો જો આસપાસ છતાં આવરે તો શું ?

એ શેરી, એ ઝરુખો: બધું નામશેષ છે,
પગલાં કદાચ એમનાં પાછાં ફરે તો શું ?

'સાહિલ' વીતેલો કાળ કદી પાછો ના ફરે,
તમને સમય વીતેલો હજી સાંભરે તો શું ?

## નિર્લેપન/*સ્નેહલ જોષી*

છે, આપણી દરમ્યાન કોઈ એક ભીંત છે.
જાણે બધીયે લાગણી અહીંયાં સીમિત છે.

હાજર તમે છો ના રહ્યાં જીવનના મંચ પર;
મારી ગઝલનું પાત્ર પણ કાયમ સૂચિત છે.

રડતાં રહો છો આંખ અંદર સ્થાન દઈ મને;
આપ જ કહો એ કેટલા અંશે ઉચિત છે ?

ઊભી રહી છે સોય શંકાની ચરિત્ર પર;
તાત્પર્ય એનું એ જ કે જીવન પુનિત છે.

એ ના પ્રકાશિત ના કરે કાગળના પૃષ્ઠ પર,
મારી વ્યથાઓ જે બધી અંતર્નિહિત છે.

## કવિતામાં અરીસા/*પ્રવીણ પંડ્યા*

મેં
આવવા દીધા છે
કવિતામાં અરીસા.
ક્યારેક
એ લાવ્યા છે
ઓરસિયા પર ઘસાતા
સુખડ અને કેસરના લેપ જેવી સવાર
તો ક્યારેક
એ આપી ગયા છે
સદીઓના ગાઢ-ગહન અંધકાર.
પૂજ્યા છે
મેં એમને
સૂર્ય અને ચંદ્રની જેમ
પણ
ગ્રહણ અને કલંક
ન જોવાની શરતે નહીં !
મેં
આવવા દીધા છે
કવિતામાં અરીસા
જેમાં
જોયાં છે
પનિહારીના પગરવથી જાગતાં જળ
અને
સાંભળી છે
બળદના ઘૂઘરાની જેમ રણકતી પૃથ્વી.
એ પોતાના
અસ્પષ્ટ અને અર્થહીન લાગતા બબડાટમાં
સંતાડીને રાખે છે
મારાં
ધ્વનિ
સ્વર
વ્યંજન
શબ્દ
અને મંત્રો
જેનાથી પરાસ્ત થાય છે કાળ જેવો કાળ.
મેં
આવવા દીધા છે
કવિતામાં અરીસા
કેમ કે
એમની પીઠ પર
સિંદૂરની જેમ લીંપાયું છે મારું લોહી
અને
મારી પીઠ ઉપર છે
એમની ચમક !

## ના પૂછશો/*ભાવેશ ભટ્ટ 'મન'*

પરવડ્યું ના પરવડ્યું અમને કશું ના પૂછશો,
સ્વપ્નમાં શું શું જડ્યું અમને કશું ના પૂછશો.

કોઈની અણ-આવડત માટે ટીકા કરવી નથી
ભાગ્યને કોણે ઘડ્યુ અમને કશું ના પૂછશો.

સેંકડો નિર્દય ક્ષણો ઘરમાં ધસી આવી હતી,
કોનું પગલું ક્યાં પડ્યું અમને કશું ના પૂછશો.

દુર્દશાના દેશમાં હું એકલો રહેતો હતો
કોણ આવીને અડ્યું અમને કશું ના પૂછશો.

જો ખબર પડશે સમયને ત્યાંય વચ્ચે આવશે
કોણ અંતરમાં રડ્યું અમને કશું ના પૂછશો.

## અરીસાઘર: ગુણાંક અને ગુણોત્તર/*બારીન મહેતા*

પછી તિરાડ પહોળી
થતાં
  થતાં
    થતાં
આખો દેશ બની ગઈ
તે અરીસાઓનું પ્રતિબિમ્બાવું
આખું ય તે
ખંજરની ધાર થઈ
અરીસાઘરને
અરીસે
અરીસે
ફરી વળ્યું...
એ વખતે
બરાબ્બર એ વખતે
અરીસામાં પોતાની ટાપટીપ જોતાં
સહુને સામટી સનસનાટીનું સંવેદન
સળવળ કરી ગયું
પછી ઠરી ગયું
તે
દેશ આખામાં
અરીસાની છત ઊભરી આવી
એથી
સહુ
અરીસા છાંડી
પીઠ બતાવી
ચાલવા લાગ્યાં
ખંજરની ધારે ધારે...
હેઈ ! હેઈ !
ખંજરની ધારે ધારે દેશ આખો ચાલે
દેશ આખો ચાલે તે જુદ્ધ જેવું સાલે
જુદ્ધ જેવું સાલે તે હૈયાને વાગે
હૈયાને વાગે તે જીવતરને ઝાલે
હેઈ ! હેઈ !
ખંજરની ધારે ધારે દેશ આખો ચાલે.
ખંજરની ધારે ધારે
લાલ લાલ જોઈ
પોતાના જ્ઞાનની આંગળીઓમાંથી
દયા એમાં ટોઈ
ટીવીના કૅમરા સામે
ગૉગલ્સની ઢાલ સાથે બોલતી આંખો :
'આ બધું જ એ કાવતરાનો ભાગ છે
એ જ કાવતરાનો ભાગ
જે શોધીને લાગ
તિરાડમાંથી પ્રસરે છે
પણ અમે એનો મેળવીશું તાગ !
સમજે છે શું એ કાવતરાબાજો ?!'
ગંધવેગે આ વાત
વિષાણુવેશે વસી ગઈ ઘરેઘરમાં
પછી વરતાઈ ન જાય માટે
અગરબત્તી વહેંચાઈ ઘરેઘરમાં
સુગંધને સાટે,
હવે અરીસા, તિરાડ અને સુગંધના ગુણાંકમાં
ઝીંક ઝીલ્યે જતાં જંજાળોના જાળામાં
હું, તમે અને આપણે સહુ
આપણા તડતડ તૂટેલા અરીસાઓની જાણ વિના
વિકારી વિચાર દાખવતા આપણા ચહેરાને જાળવવા
નીવીયા ને પૉન્ડ્ઝ ક્રીમ લગાવીએ
બ્યૂટી પાર્લરે જઈએ
મુલતાની માટીથી ચામડીમાં માટીપણું રોપીએ
તો ય વસ્યો વિકાર ખસે નહીં
અને
અરીસાઓની અપરંપાર આપવીતીઓ
પ્રસરે
તુમુલ તિરાડોની તગડી તાલબદ્ધતામાં

રઝળે
એના વેરવિખેર પાત્રો વમળમાં
કથળે
માનવતાનો આંક
પછી તમસનો થાક
ખદખદે
તે વરવી વાસ્તવિકતાનો વેતાળ
મસાણનાં ઝાડે
ઊંધે માથે લટકતો
અટ્ટહાસે
ને પૂછે,
'છે કોઈ અહીં આસપાસે
આ ધરાતલ પર
મને આ ઝાડેથી ઉતારી
વિદાયી દે કાયમ માટે ?!'
આ પ્રશ્નનું બીડું
એના અગણિત સ્વરૂપોમાં
હવે
આખો દેશ બની બેઠેલી
પહોળાયેલી તિરાડની તસુતસુએ
ભટક્યા કરે,
બીડું ઝડપવા કોઈ હાથ આગળ આવે નહીં,
માત્ર ખંજવાળ્યા કરે;
કોઈ આંખ અવસર ઝડપે નહીં,
માત્ર ચોળ્યા કરે,
કોઈ પગ સાથે ચાલે નહીં,
માત્ર ઝૂલ્યા કરે !
આમ
એકવીસમી સદીના આરંભે જ
અરીસાઘરમાં
અવઢવનાં મંડાણ પ્રતિબિમ્બે ચડી બેઠાં
તે
ખંજરની ધાર
વગર સજાવ્યે
અણીદાર
ને વધુ અણીદાર
ધારોધાર
મુત્સદ્દીગીરીનાં મડાં સજીવન કરે !
જે મગનું નામ મરી પાડ્યા વિના
ઠગનું નામ ઠરીઠામ પાડે
તે વેતાળ બમણો અટ્ટહાસે ઝાડે :
પણ વિક્રમને તો એવો કીધો કેદ સંવતે
કે ચસકી ના શકે જરીય તે
ને મુત્સદ્દીગીરીમાં સજીવન થયેલાં મડાં
રાસડા લેતાં લેતાં ગાય :
હેઈ ! હેઈ !
ખંજરની ધારે ધારે દેશ આખો ચાલે
દેશ આખો ચાલે તે ખુરશીઓ મ્હાલે
ખુરશીઓ મ્હાલે ને નીતિઓની ઢાલે
લંગડાતી બટકાતી લોકશાહી ફાલે
હેઈ ! હેઈ !
ખંજરની ધારે ધારે દેશ આખો ચાલે...
એટલે
અરીસે અરીસે
અફળાતું વેતાળનું અટ્ટહાસ્ય
પ્રતિબિમ્બે
મસાણે મસાણના
ઝાડે ઝાડે
વેતાળ જ વેતાળ
આખેઆખું
અરીસાઘર
હાહા... હીહી....હોહો...હેહે....ના
પડઘાતાં પ્રતિબિમ્બોના પારાવારમાં
હજુય
અડીખમ
આટઆટલી તિરાડો

પહોળાતી તિરાડો
આટઆટલા તિરાડના ચહેરાઓ
ને આટઆટલા વેતાળોનાં
આટઆટલાં અટ્ટહાસ્યો વચ્ચે
અડીખમ
અરીસાઘર :
ઝંઝાવાતો ઝીલીને,
આજ આ
વેતાળોના
હાહા... હીહી... હોહો...હેહે...ના
પડઘાતાં પ્રતિબિમ્બોના પારાવારમાં
જાળવી જાણ્યું દૈવત
એટલું
અડીખમ
એવું આ અરીસાઘર
વેતાળી અટ્ટહાસ્ય સભર પ્રશ્ન પચાવી
ઉત્તર આપવા માંડી રહ્યું છે ગુણોત્તર :
અરીસાઓની તિરાડોની તિકડમબાજી
કે પછી
ઝાડે ઝાડે લટકતા વેતાળોનાં અટ્ટહાસ્યનાં
પડઘાતા પ્રતિબિમ્બોના પારાવારની પુરાંત
નર્યું સાચનું સંવેદન
ખંજરની ધારે ધારે
ફરતું
વળતું
ભરતું
તિરાડોની પહોળાઈને સાંકડતું
અરીસે અરીસે
હયાતીના હય માંડે
અને મૌન ત્રાડે :
શેષમાં એ જ વહે છે, જે રહે છે;
શેષ તો એ જ રહે છે, જે સહે છે !!

## ક્ષણ કાવ્યો/*લતા હિરાણી*

૧.

સ્પર્શ વિસ્તરે
પછી એમાં
બધી જ ક્ષણો
ડૂબે કે તરે...

૨.

ધૂમાયા કરે
દરિયો અવિરત
એક ક્ષણ
આભ સળગાવ્યા કરે સતત...

૩.

કેટલું તારું માન
કે કેટલી તારી રીસ
તેં રોપેલી ક્ષણોની
ફાટી નીકળી ચીસ...

૪.

હૂંફાળો નહીં
આ તો તાપ જ
એક એક ક્ષણ
બળે-ઝળે
ટીપે ટીપે...

૫.

એક એક ઇચ્છા ઊતરડું
હૈયે જડેલી
તારી તમામ ક્ષણોને
વાઢું, કાપું, તરછોડું.

૬.

ક્ષણમાં પ્રગટે સઘળા દીવા
ક્ષણમાં રણકે સ્વર
ક્ષણમાં ઊઘડે ક્ષણમાં પ્રસરે
સુગંધ લઈ અક્ષર...

## એક સરોવર/*નલિન પંડ્યા*

શાંત સરોવર વિહંગ બની ઊડી ગયું;
ફરી શાંત મઘમઘતું ઘર
એક નવી શાખ પૂરે છે.
કાળક્રમની કથા એક પછી એક
અનેક સરોવરોના નકશા રચે જાય...
ડૂસકાં ભરતું પોયણું
પારાવારને ઝંખે જાય.
હે પિતા, ઊર્ધ્વધ્વનિ કહી મેં
સાંભળ્યો નથી.
કોઈક ક્ષણની આ માનસરને ઓવારે
ઊભો રહી પ્રતીક્ષા કરી રહ્યો છું.
ઊંચો મહેલ ચણવા
ઊર્ધ્વગતિ કરતાં કરતાં
તમે અલોપ થયા અવકાશે !
અમારાં અધ:પતન થતાં અશ્રુઓની
તો કઈ ગતિ ?
આમ તો મેં કદી કોઈ હંસલો
ઊડી જતો નથી જોયો;
અહીં તો માત્ર તપ્ત રણની રેત જોઈ છે.
એમાં ચરણ પણ દાઝ્યાં છે
છતાં
જૂનું પિંજર પડી રહ્યાની કલ્પના
કરતાં કરતાં
પેલો હંસલો શોધું છું
પ્રલંબ નયને... દૂર... દૂર... અવકાશે.

---
* પિતાશ્રીના અવસાન નિમિત્તે

## દરિયો દરપણ/*નલિન પંડ્યા*

દરિયો દરપણ થાય
દરદનું દરિયો દરપણ થાય,
ઝાકળનું જળ થાય
ઝાંઝવું ઝાકળનું જળ થાય.

તડકે તરડાતો પડછાયો
પાતાળે સરી જાય,
જતો-આવતો સૂરજ એવો
ભરચક તિમિરે ન્હાય.

ફૂટશે દરપણ તો તો
એવી મજા આવશે, રાજ !
બિંબ તૂટશે તો પણ
ગમશે વાત વતેસર આજ.

સઘળો ખૂલે ખજાનો એનું
રહે કાંકરા કંકર નામ,
ઝંઝાવાતી જહાજ આવતાં
જાગે અવસરનું ગામ.

સમતાનો મેરુ એવો કે
કશું હાથ ના લાગે,
ખાંખાં ખોળાં કરતાં
પાછું ઝાકળનું જળ જાગે.
દરિયો દરપણ થાય....

## પ્રવાસ/રાજેન્દ્ર પટેલ

### ૧. મુસાફર

મુસાફર અનેક સામાન વચ્ચે
પડ્યો છે ભૂલો.
સામાન ગણવામાં ને ગણવામાં
તે ચૂકી ગયો છે
છેલ્લી ટ્રેન.
માથા ઉપર જ
લટકે મસમોટી ઘડિયાળ
ક્યાંથી જાણી શકે
આ ઘડીનો સમય ?
અનેક વાર મુસાફરી કરી છતાં
લાગે છે હજુ શરૂ કરી જ નથી
કોઈ મુસાફરીને
મળ્યું નથી એનું સ્ટેશન.
આમ છતાં, હંમેશ એને ચિંતા
સૂઈ જશે તો ચાલી જશે ટ્રેન
તેથી ક્ષણભર નથી ચેન.
એક તરફ
નવા સ્થળનો આવતો સાદ
બીજી તરફ
જૂનું સ્થળ છોડવાનો વિષાદ
બે ક્ષણ વચ્ચે તે
રઘવાયો દોડ્યા કરે.
માત્ર ઊભો છે તેનો સામાન શાંત
જોતો તેને, ફાંફાં મારતો.

### ૨. ટિકિટ

તે હરહંમેશ જૂની જૂની
પણ લાગે નવી !
મુસાફરી પૂરી થતાં તે
પડે કચરાપેટીમાં.
તેનું મૂલ્ય બે કોડીનું
જ્યારે પૂરી થાય તેની અવધિ.
તેથી
ટિકિટ હંમેશાં ગમગીન,
પણ
ટ્રેનમાં તેનો રૂઆબ કંઈ ઑર.
છેલ્લાં મુકામ પાસે
તે શૂન્ય.
છતાં ટિકિટ
ફરી ફરીને ટિકિટ થવા તત્પર.
તેને મુસાફરીનું મૂલ્ય
કરી મૂકે છે અમૂલ્ય
હોવા છતાં તે શૂન્ય.

### ૩. સ્ટેશન

ક્યારેક ક્યારેક ધમધમે
બે ટ્રેનના સમય વચ્ચે મઘમઘે.
ઘણી વાર તેને ભીડથી લાગ્યું છે સારું
મુસાફરોના કોલાહલથી થાય છે ગાંડુતૂર.
વિદાય અને મિલનની ઘટનાઓથી
તે રહે ભર્યું ભર્યું.
તે ચૂપચાપ જોયાં કરે
ટ્રેન-પાટા-ઘંટ ને ઘડિયાળ
ગમતું નથી તેને કશુંય પળવાર.
તે સતત રાહ જોતું હોય છે
મુસાફરોની અને અવનવા પ્રસંગની.
બદલાતું
બધું હોવા છતાં તે બદલાતું નથી ક્યારેય.
સ્ટેશન રહે છે
માત્ર સ્ટેશન.
અવનવી ગતિ વચ્ચે
એકાકી અને સ્થગિત.

## ૪. ટ્રેન

ટ્રેનને
હોય છે નામ એક.
ઘણાં બધાં સ્ટેશન.
અનેક મુલક વચ્ચે વહેતી
તે વહે છે સતત ક્ષીણ થતી.
પ્હોંચી પ્હોંચી ને પ્હોંચે
એના એ જ સ્ટેશને
બીજે ક્યાંય જઈ ન શકવાથી
પોતાના પાટા લાગે પરાયા.
ભરપૂર ઈંધણથી ભરેલી
સિગ્નલને ખરેખર અનુસરતી
ક્યારેય પડી નથી તે મોડી.
કેટકેટલુંય દોડ્યાં પછી તે
આવે છે તે જ સ્ટેશને
જ્યાંથી તે ઊપડી હતી.
ટ્રેન પવન જોડે સ્પર્ધા કરે
પાણી ઉપરથી પસાર થાય
અનેક વૃક્ષો જોડે કરે ગોષ્ઠી
છતાં તે વધતી નથી.
તે ગતિ કરે સતત
પણ છે સ્થગિત
જાણે જન્મથી.

### ૫.

પ્રવાસે નીકળેલો મુસાફર
સ્ટેશન-ટિકિટ-ટ્રેનમાં જ
અટવાતો, પ્હોંચી શકતો નથી ક્યાંય.

## ગઝલ/*ધૂની માંડલિયા*

### ૧.

પંખી નહીં આભ જ ખરેખર પાળવું હતું
ફરતે રહેલું પીંજરુ ઓગાળવું હતું.

મેઘધનુપ એ થઈ ગયું, બાકી અમારે તો
તારી હથેળીમાં જ જળને વાળવું હતું.

હોઠે કદી આવી શક્યા ના એ જ શબ્દથી
તારા નગરને આંખથી અજવાળવું હતું.

ખૂટી જવાની વાટ પર પગલાં ન પાડવાં
મારે ક્ષણોના પૂરને પણ ખાળવું હતું.

'ધૂની' સમયની લાશ આવી ગઈ સપાટી પર
ડૂબી જવાનું ભાગ્ય તો પાતાળવું હતું.

## ગઝલ/*નટવર વ્યાસ*

પળ અચાનક ત્રાટકી સંભારણે,
સામટાં દૃશ્યો ઊભા છે બારણે.

નેહ લથબથ આથડે છે બ્હાવરો,
ટાચકા ફૂટતા નથી ઓવારણે.

કામધેનુ પણ વસૂકી સાવ ગઈ,
ને સતત બાળક રડે છે પારણે.

કેટલાં કલ્પાંત કાલિન્દી કરે ?
ધૂબકા માર્યા નથી કાં નારણે ?

ચૂપકીદી કેમ છે વ્રજમાં કહો ?
બંસરી બજતી નથી શા કારણે ?

હાડ-પીંજરવત બધી સંવેદના,
લાગણી કેવળ બચી ઉચ્ચારણે.

## મારી દશા/ફિલિપ ક્લાર્ક

મારી પાસે ઘર નથી
હું કોઈને કેવી રીતે કહી શકું. ભલે પધારો :
કવિતાની ક્યારીઓને પણ
મ્હોરવું છે મારામાં
પણ જગ્યાના અભાવે
હું પડખુંય ફરી શકતો નથી.
ક્યારેક જૂની જ ચીજવસ્તુઓની જગ્યા બદલી.
હું નવીનતાનો આનંદ માણી લઉં છું
કોઈના સુંવાળા સ્પર્શને માની લઉં છું આલિંગન
સુકાતી તરસથી તરડાતા હોઠ પર
ક્યારેક ફેરવી લઉં છું જીભ
પરિસ્થિતિને અનુરૂપ થવા મથતો હું
જુદા જ રૂપથી પીડાતો હોઉં છું
મને સપનાં આવે છે પ્હાડનાં
ને સવારે ઊંડી ખીણમાં તરફડિયાં મારતો હોઉં છું.
બરાબર તલપની વેળાએ જ
હણાતી હોય છે મારી સ્વતંત્રતા;
ને મારે વગર વાંકે મારવું પડે છે મનને.
મારી પાસે નથી શસ્ત્રો
દુશ્મનો ચડી આવે ત્યારે સંતાવા માટે નથી ખૂણો
મજબૂરી એ જ મારી સલામતી
અને ઉદાસીનતા એ જ મારી મૂડી.
મારા હોવાપણાને પડકારતી પ્રત્યેક ક્ષણ
મને સ્વતંત્રતાનો સ્વાદ સરખો માણવા દેતી નથી,
કલદાર નથી એટલે દિલદાર બની શકતો નથી.
ફરિયાદના શબ્દોને થૂંક સાથે ઉતારી દઉં છું ગળામાં
મારે ગમે તે રીતે જિંદગી પૂરી કરવી રહી
સુખ અને શાંતિ મને ઓળખતાં નથી.

## મારા શહેરને/ફિલિપ ક્લાર્ક

લકવો થઈ ગયો છે મારા શહેરને
પૈસા સિવાય એ કશું પકડી શકતું નથી.
એના હાથ મોઢા સિવાય
બીજી દિશામાં વળી શકતા નથી.
ઇચ્છાને બાદ કરતાં
જુદાં પડી ગયાં છે એનાં મોટા ભાગનાં અંગ
એના કાન સાચું સાંભળતા નથી.
એની આંખ બુરું જોવાનું ચૂકતી નથી.
ક્યારેક થોથવાય છે એની જીભ
અને ગીરવે મુકાઈ ગયું હોય છે હૃદય
એના હાથમાંનું રીમોટ લઈ લેતાં જ
એ તત્કાળ સરી પડે છે કોમામાં...
શો કેશમાં મૂકેલાં પૂતળાં
એની ચેષ્ટાઓ જોઈ ખંધું હસી લે છે.
એકમેકને મોબાઈલ પર મળતું
મારું શહેર કમ્પ્યૂટરાઈઝ્ડ થઈ ગયું છે
ઑન અને ઑફની બેજ ઋતુઓમાં
મ્હાલતું એ સેલ ઊડી જતાં જ
હવા કાઢી નાખેલા ફુગ્ગા જેવું બની જાય છે.
ઘાટમાં ઘાટ ઘોંઘાટ વાટમાં વાટ રઘવાટ
ના પાટ ના ખાટ એના લોહીમાં ફરતો રઝળપાટ.
બાપાની બાઈક પર જંપ મારતું યૌવન
ક્યારેક કૂદી જાય છે મર્યાદાની પાળ
અને તિરાડો પડેલી સડક જેવું
બની જાય છે વાતાવરણ;
કેટકેટલી ઓળખાણો છતાં
ઓળખપત્ર વિના ક્યારેક
મુશ્કેલીમાં મુકાઈ જતું મારું શહેર
કાચ વિનાના અરીસા જેવું બની જાય છે.

## અટવાયો છું.../હરદ્વાર ગોસ્વામી

આ તે કેવા સંબંધોમાં અટવાયો છું:
ઊભો છે તું શિખર થઈને, હું પાયો છું !

સૌની જાળાં બાજેલી જીભેથી છટકી,
સાવજના કંઠે આવીને રુંધાયો છું.

ડાળી પરથી તોડી ફેંક્યો, એને કહી દો,
મૂળ હવામાં નાખીને હું ફેલાયો છું.

સારું થાજો સૂરજનું કે પાટો બાંધ્યો,
પરપોટાના સ્પર્શે નખશિખ છોલાયો છું.

અંધારું છે એથી ના દેખાવ પરંતુ,
દૂર થશે તું ક્યાંથી ? તારો પડછાયો છું.

## નખ/અશોક ચાવડા 'બેદિલ'

હું કાપું સ્હેજ, વધે ખૂબ હાથપગમાં નખ,
જખમની સાથ મળ્યા છે મને અલગમાં નખ.

ગગનથી રક્ત અમસ્તું જ કૈં ટપકતું ના,
જરૂર કોઈએ ભોંકી દીધા વિહગમાં નખ.

તૂટેલ સ્વપ્ન મને એમ રોજ વાગે છે,
ઘડીક થાય ઊગે છે કદાચ દગમાં નખ.

અડી શકાય નહીં જીરવી શકાય નહીં,
વધે છે રાતદિવસ એક એક રગમાં નખ.

ધીરે ધીરે જ બધે આગ લાગશે 'બેદિલ',
રૂપાંતરિત થયા છે આજ બળતી શગમાં નખ.

## સ્વયં કાવ્ય/પ્રવીણ ગઢવી

હિમગિરિ પ્રવાસ સ્વયં કાવ્ય,
સમુદ્ર સાંનિધ્ય સ્વયં કાવ્ય.

સૂર્યાસ્તે સુરાસ્વાદ સ્વયં કાવ્ય,
હાસ્યકામિની ઓષ્ઠદ્વય સ્વયં કાવ્ય.

પ્રિયજન વિશ્વાસભંગ અશ્રુ સ્વયં કાવ્ય,
હરિત ચરણે અનરાધાર જળ સ્વયં કાવ્ય

## અપરંપાર/પ્રવીણ ગઢવી

અભિપ્સાઓ અપરંપાર અનંત,
અને હું એકલો માણસ.

આકાશકુસુમો અપરંપાર અનંત,
અને હું એકલો માણસ.

શોણિતસંબંધ અપરંપાર અનંત,
અને હું એકલો માણસ.

પથપ્રલંબ અપરંપાર અનંત,
અને હું એકલો માણસ.

શબ્દ હું અપરંપાર અનંત
અને હું એકલો માણસ.

સુરા સહસ્ર સમુદ્ર અપરંપાર અનંત
અને હું એકલો માણસ.

## એક ગીત/ચંદ્રેશ મકવાણા

ક્ષણ ક્ષણ વચ્ચે સંધાતો સથવારો ઉર્ફે હું ને તું
શ્વાસે શ્વાસે ખડકાતો જનમારો ઉર્ફે હું ને તું.

ખેતર, ક્યારો, સીમ, અગાસી
સસલું, ઉંદર, ફૂલ, કપાસી;
યાદ હશે એ સઘળે સઘળું
ફળિયું, ધોકો, હળવી ખાંસી;
અતીતની એ યાદોનો અણસારો ઉર્ફે હું ને તું
શ્વાસે શ્વાસે ખડકાતો....

અડકો, દડકો, દહી દડુક્કો
સૂની વાડી, ચપટી... તુક્કો...
સાંજ, તાપણી, ટોળા વચ્ચે
સોનપરીમાં સરતો હુંક્કો
સઘળું માણી... મીંચાતો પલકારો ઉર્ફે હું ને તું
શ્વાસે શ્વાસે ખડકાતો જનમારો... ઉર્ફે હું ને તું.

## કાગડો/પ્રીતમ લખલાણી

જે વૃક્ષને
છાંયડે બેઠો છું
તેની ડાળે
બેસેલ કાગડાની
કાંઉકાંઉમાં
છલકાતો મલકાતો
ડૂબી જાઉં છું.
પાસે વહેતા ખળ ખળ ઝરણામાં
સાંજ ઢળતા
એ અહીંથી ઊડી જશે ત્યારે
મૂકી જશે
મારા એકાંતને શણગારવા
દિ'ભર
કાંઉકાંઉના ટાંકણે કંડારેલા
એક ભવ્ય શિલ્પને !

## નડતર/નલિન પંડ્યા

અટવાતો આંટા મારું
અંતર ખૂબ પડે છે,
આવું છું શણગાર સજીને
અવસર બહુ નડે છે.
નડતરની વાતો કરતાં તો
થાક્યું મન પ્રવાસી રે,
આંખ ફરુકે સચરાચરમાં
ગોતું છું સહવાસી રે.

અટવાતો આંટા મારું...

સૂરજ સાથે ચાલી નીકળ્યા
જાત જલે છે તડકે રે,
સળગે છે અંતર એવું કે
પહાડ બળે છે ભડકે રે.

અટવાતો આંટા મારું...

હજી કેટલે દૂર પહોંચશું
પાંખ વિના અંધારું રે,
મૃગજળનાં મોતી જેવું તો
કંઈક હોય નોધારું રે.

અટવાતો આંટા મારું...

## બે ગઝલ/*સતીન દેસાઈ 'પરવેઝ'*

### ૧.

ઉઘાડ ભીતરે ક્યાં સાર જેવું છે સાંઈ,
ન કોઈ દીદ ન દીદાર જેવું છે સાંઈ.
ચરમના ચોતરે ચકચાર જેવું છે સાંઈ,
તમે કહો કે શું અણસાર જેવું છે સાંઈ.
કદીય ક્યારે નિરાધાર જેવું છે સાંઈ,
કશું ન હોવામાં પડકાર જેવું છે સાંઈ.
સહજ ઉઘાડની કોશિષમાં ખુદ બિડાતું એ,
તિરાડ ચણતું કોઈ દ્વાર જેવું છે સાંઈ.
ચિરાગ હાથમાં લૈને હજીય શોધે છે,
જનમજનમનો જે અંધાર જેવું છે સાંઈ.
ગગનની જેમ તમે બેધડક કબૂલી લો,
તમારું હોવું યે દીવાર જેવું છે સાંઈ.
સ્વયં વીંધાઈને ઉતરી ગયું છે મારામાં,
બધા નિશાનથી યે પાર જેવું છે સાંઈ.
ન અન્યથા જ કશી ચેતનાઓ સંભવતી,
બીડેલ મુઠ્ઠીમાં ધબકાર જેવું છે સાંઈ.
મને વિહારતા આરોહના જ અવકાશો,
કે મારું મન હવે ગિરનાર જેવું છે સાંઈ.
અમે ન બાંધિયે ક્યાંયે ગઝલના સ્થાનક પણ,
હજી તળેટીમાં ઝબકાર જેવું છે સાંઈ.
ચરણને શ્વાસ સમેટાય જ્યાં સ્વયં 'પરવેઝ'
અમારે કાજ એ પગથાર જેવું છે સાંઈ.

### ૨.

પકડો કે સ્હેજ અમથો ય ઝબકાર થાય છે
આમે કલમમાં ગેબનો સંચાર થાય છે.
પગને પગરખાં જેમ ઉતારી નિરાંતમાં
પરવારવાનું ક્યાં હવે પળવાર થાય છે.
સૂરજના અશ્વ હોત તો બાંધી શકત કશે.
ક્યાં અન્ય અશ્વ બાબતે અણસાર થાય છે.
પળવાર માત્ર આપ છલાંગો જો આપને
એનું પ્રતીત થાવું લગાતાર થાય છે.
વધઘટ કશી ન થાય કોઈ તત્ત્વમાં હવે
સ્થિતપ્રજ્ઞતાનો તોય અજબ ભાર થાય છે.
સાચું સ્વરૂપ સાંપડે જળને વરાળમાં
આકારનાય મૂળ નિરાકાર થાય છે.
ચરણો તમામ ખોડીને ઊભે સમાધિમય
કે એ જ કાળ વીતતા પગથાર થાય છે.
એકે જનમ શેં ઊભવું શીખે નહીં કદી.
સૌ પ્હાડ એટલે જ નિરાધાર થાય છે.
આકારના પ્રદેશમાં મારો પ્રવેશ ક્યાં
આખુંય શૂન્ય મારું જો ઘરબાર થાય છે.
નખશિખ પયંબરીનું એ વટવૃક્ષ પામતા
'પરવેઝ' ક્યાંક કોઈ ગઝલકાર થાય છે.

## બે ગઝલ/સતીન દેસાઈ 'પરવેઝ'

### ૧.

ઉજાગરાની અજબ એ રસમ છે, સમજી લે.
બીડેલ આંખમાં પ્રગટે સનમ છે, સમજી લે.
સળગતા હાથનું મારણ કલમ છે, સમજી લે.
ભજનથી અદકા ગઝલના ઈલમ છે, સમજી લે.
ગમે ત્યાં હોઈએ મૂળો તો ત્યાં જ રહેવાનાં.
ચરમનું હોવું યે આખર ભરમ છે, સમજી લે.
યુગોની રાખ સહજ સ્પર્શમાં જ ચોળાશે.
સ્વયં ત્વચાયે જનમની ભસમ છે, સમજી લે.
પ્રગાઢ મૌનથી કળવા ચહે છે તું જેને.
અતાગ મનથી યે ઊંડું વિષમ છે, સમજી લે.
બધાં ચઢાણને ચારે તરફથી છો ઢાંકે.
એ વૃક્ષતાય હજી ક્યાં ચરમ છે, સમજી લે.
વહે છે એ જ લહર પર હયાતનું હોવું.
હયાત પર જે લહરના સિતમ છે, સમજી લે
અમે ન ભેદિયે પ્હાડો ગમોને વહેનારા.
અમારી મુઠ્ઠીમાં અકબંધ ગમ છે સમજી લે.
ઉઘાડવાના સબબમાં ન દ્વાર છે ક્યાંયે.
ને બીડવાનો સબબ આ-જનમ છે, સમજી લે.
સમજની પાર સમયને વહ્યે જવાનું પણ,
સમજની તાણમાં જન્મોજનમ છે, સમજી લે.
થશે તકાજો કે નીલામ કર તું પાંખોને,
ગગનનું એ જ ચલણ દમ-બ-દમ છે, સમજી લે.

### ૨.

ફૂલો ઘડી શકે ના એ ઘાટ હોય, સાધો.
હર શ્વાસમાં અકળનો પમરાટ હોય, સાધો.
ચપટીક જીતનો યે મલકાટ હોય સાધો
શતરંજી શબ્દની જો ચોપાટ હોય, સાધો.
સાધુપણા સુધી તો પ્હોંચી શકું પરંતુ
ભીતરમાં નિજપણાની યે વાટ હોય, સાધો.
ક્યાં લગ તરાવે બોલો ભગવાપણાની લ્હેરો ?
અંધારનો જ આખર એ ઘાટ હોય, સાધો.
સૂરજની જેમ તારું તો આંગણું ય રઝળે,
પળપળ નિરાંત ઢાળે એ ખાટ હોય, સાધો.
તારાં કમંડળોમાં સંતૃપ્તિના છે મંત્રો,
ઊંડાણમાં એ જળનાં તલસાટ હોય, સાધો.
ક્યાં દર-બ-દર ભટકતો પંખી છું ઘરવિહોણો.
હર શૂન્યના મુકામે વસવાટ હોય, સાધો.
તારું ય મૌન જાણે કે ફાટફાટ દરિયા.
જાણે કે હોઠ વચ્ચે ઘૂઘવાટ હોય, સાધો
રગરગમાં આરઝૂની બેદફન લાશ કાજે
થીજેલ રક્તની યે કો પાટ હોય સાધો.
ક્યાં પાર તારવાથી તું પર થઈ શકે છે.
આમે સકળની લ્હેરો બેઘાટ હોય, સાધો.

## આઠ હાઈકુ/સુનિલ મેકવાન

ડાળ ઝૂકી છે
સરિતાને કિનારે
તોયે તરસી.

*

ઉઘાડી બારી
સ્પર્શી ગઈ લ્હેરખી
શીતળ એક.

*

પતંગિયું છે !
ઘડીક જ ઊડીને
વિલોપ થાશે.

*

પીચ્છ પંખીનું
રંગબેરંગી ભાસે
દૂરથી જોતાં.

*

ધસે વાદળો
અકળ ત્વરાથી
ધરા ચૂમવા.

*

ભેંકાર રાતઃ
ઘુવડ બિવડાવે
કરી ચીત્કાર.

*

મેઘ વરસેઃ
ચિંતા કરે માળામાં
ચકલી એક.

*

ઊડીને બેઠો
પ્લાસ્ટિકનાં ફૂલે
ભમરો એક.

## બ્હાર ઊભો છું/અંકિત ત્રિવેદી

અજવાળાની, અંધારાની બ્હાર ઊભો છું
ઝાંખાપાંખા અણસારાની બ્હાર ઊભો છું.

બંધ આંખમાં લીન થયો છું સપનું જોતાં,
આંખેઆખા જન્મારાની બ્હાર ઊભો છું.

દૃશ્યોના રંગોને ઊંચકી થાક્યો તેથી
પોચાપોચા પલકારાની બ્હાર ઊભો છું.

મ્હેફિલમાં એ આવ્યાં તો પણ રાહ જોઉં છું
કોણ કહે છે ભણકારાની બ્હાર ઊભો છું ?

અટકળને, અફવાઓને ઓળંગી જઈને
બોલાવી લે, થડકારાની બ્હાર ઊભો છું.

અંત સુધી હું મારી સાથે તોય એકલો
સાથ વગરના સથવારાની બ્હાર ઊભો છું.

## એક કાવ્ય/પ્રવીણ ગઢવી

ઉષ:કાળે
ઉદિત નારાયણનાં કોમળ કિરણ
ચમકી ઊઠે
નાળિયેરી તરુપર્ણો પર
અને
બસ કવિતા લખવાની ઇચ્છા થાય.

સંધ્યાકાળે
પંખ ફેલાવી આભે સરકતાં સુરખાબ
નજરે પડે
અને બસ કવિતા લખવાની ઇચ્છા થાય.

પૂર્ણિમા-રાત્રિએ
ગવાક્ષે બેસું મધુમય
અને
બસ કવિતા લખવાની ઇચ્છા થાય.

સાગરતટે હળુક વિહરતાં
સૂર્ય ઓગળે સાગરજળે
અને
બસ કવિતા લખવાની ઇચ્છા થાય.

વર્ષાનું એક બુંદ તૃણ પર પડે
અને
બસ કવિતા લખવાની ઇચ્છા થાય.

આદિઅનાદિ કાળથી
શતશત કાલિદાસ રવીન્દ્ર લખતા રહ્યા છે
કવિતા,
તોય
બસ કવિતા લખવાની ઇચ્છા થાય.

## બે ગઝલ/હરજીવન દાફડા

### ૧. ખૂબ અઘરું છે.

હવે મઝધારથી પાછા જવાનું ખૂબ અઘરું છે,
ને આગળ હોડીઓ હંકારવાનું ખૂબ અઘરું છે.

અહીં મોજૂદ રસ્તે ચાલવા સંમત નથી ચરણો,
નવેસર કેડીઓ કંડારવાનું ખૂબ અઘરું છે.

કહો તો વિશ્વ ફૂંકી મારીએ એકાદ-બે પળમાં,
અમારા મનને મારી નાખવાનું ખૂબ અઘરું છે.

કસોકસની રમતમાં આપ જીતી જાવ તો સારું,
તમારી જીત માટે હારવાનું ખૂબ અઘરું છે.

અમારા આંગણે આવી શકો તો થાય મળવાનું,
તમારા ઘર તરફ તો આવવાનું ખૂબ અઘરું છે.

### ૨. તને ખ્યાલ ક્યાં છે ?

કાયમી એક સૂરજ ખરી જાય છે આભમાંથી તને ખ્યાલ ક્યાં છ
કિંમતી એક દિવસ સરી જાય છે આંખમાંથી તને ખ્યાલ ક્યાં છ

મૂક પડતા હવે શ્વાસની પીઠ પંપાળવાના બધા પેંતરાઓ,
માણસો કેટલાયે મરે છે ભર્યા ગામમાંથી તને ખ્યાલ ક્યાં છે ?

આંગણે રોજ આનંદ બેસી રહે એવી અણછાજતી માગ ના કર
પાન પીળાં પડીને ખરી જાય છે ડાળમાંથી તને ખ્યાલ ક્યાં છે

જીવવું કેમ એ જાણવામાં હજી આમથી તેમ અથડાય છે તું,
કેમ સરકી ગયો કાળ સાબૂત બે હાથમાંથી તને ખ્યાલ ક્યાં છે

એક પળ જેટલા વીજ ઝબકારમાં ઓળખી લે તને આપમેળે,
એ જ રસ્તો હતો આવવા બ્હાર અંધારમાંથી તને ખ્યાલ ક્યાં છ

## એક કાવ્ય/રાજેન્દ્ર પટેલ

હું લઘરો નથી
કે નથી લલ્લુ ડિટેક્ટિવ.
હું છું
મોબાઈલ મશીન - ને
મશીનના મિકેનિઝમમાં ફૂટી છે ફોરમ.

ગાડું ચલાવતાં ચલાવતાં
પહોંચ્યો છું ચંદ્ર પર
અને આવું છું તત્ક્ષણે
વેબ-દ્વારે ઝટ.
ટેબલના મોં ઉપર આંખ બની
સર્જું છું અવનવા ભંડાર.

હું બેહાલ કે બિચારો નથી.
બસ પકડવા દોડતો કેવળ પડછાયો નથી.
ભીડમાં ભીંસાતું ખમીસ નથી કે
કી-બોર્ડની સતત નાચતી સ્વિચ પણ નથી.

હું કોશ હાંકતો કારીગર
ભૂગર્ભથી આકાશની બારીએ વહેતો
મસમોટો આકાર છું;
સમયની ધાર થઈ વધું છું બેધાર બની
બધું જ બદલવા મથતો.

દેવદાનવનો થયો અસ્ત
ને મરજીવાનો આવ્યો વારો.
અતલ ઊંડા સમુદ્રમાં કે
અમાપ નિહારિકામાં
સતત ઘુમરાતાં અસંખ્ય નક્ષત્રો ને જીવો વચ્ચે
મારા ઈલેક્ટ્રોન, પ્રોટોન ને ન્યૂટ્રોન સાથે
અગણિત અજાણ્યાં ફોટોન્સ સાચવતો
એક થનગનતો કણ છું.

મારે ઝગારા મારતી દુનિયા છે
ને આગવો સૂર્ય ને ચંદ્ર છે.
તેથી ભમું નિરંતર કશી ખેવના વગર.
મને કહેવા દો
હું લઘરો નથી કે નથી લલ્લુ ડિટેક્ટિવ.
હું છું તે છું
તેમાં નથી જ કોઈની તમા.

અંડકોષ ને શુક્રાણુમાંથી સર્જાએલું
એક હાડપિંજર માત્ર જ નથી,
તેની પર મખમલી આવરણ ને અંદર જીવતો માવો છું.

મત્સ્યાવતારથી બુદ્ધ સુધીના માર્ગનું પગેરું છું.
પણ તેથી છીપાઈ નથી તરસ.
પાણી બહારની માછલીનો
પાણી માટેનો તલસાટ છું.
છતાં હું કેવળ ફફડાટ નથી.
મશીનનો સતત વધતો વિસ્તાર છું.
વિસ્તરતો વિસ્તરતો,
એક હાથે ખેલ ખેલવા મથતો
અદૃશ્ય હાથ છું.
મારે બે હાથ, બે પગ, બે આંખ ને બે કાન છે.
બધાં મળી મેં રચ્યો છે એક હાથ.
ને હાથના તલસાટે તલસાટે
રચ્યો છે બીજો અદૃશ્ય હાથ.
હું લઘરો નથી કે નથી લલ્લુ ડિટેક્ટિવ.
હું તો
એક હાથની તાલી છું.

## પીંછાનો માણસ/હસમુખ કે. રાવલ

લિફ્ટની રાહ જોવાનોય
ક્યાં સમય હતો ?
જોતરેલા ઘોડાની જેમ
નીચી ડોક
ડાબા-જમણી હલાવતો
નાસભાગ
એ
ગોળ ગોળ ચકરાતા
દાદરા ઊતરતો હતો...
તોય
અધવચ્ચે
અચંબાએ એને આંતર્યો.
ક્યો માળ ?
કોને ભાળ !
કઠેરાની પાળ પર
ડોક હલાવતો
આમતેમ જોતો
જીવતો જાગતો
મટમેલો મોર !
મોરઃ
ચીંથરેવીંટ્યું
ઝગમગ નીલમ !
કે
ડગમગ ડગમગ
નીરવ નીરદ !...
ઝીણી ઝકોરમાં
એ
ઝાકમઝોળ !
- મોર ! તું ! અહીં ?
ને કાનમાં પાતળો પડઘો પથરાયઃ
-ખોળતો... ખોળતો... ઊડતો... ઊડતો...

તરસ્યું મન
રૂપરાશિ પીવા સમીપ સરકે,
પણ સુભટ પગ તરત અટકાવે.
ટાંટિયા ઘસી આળોટતું
રિસાયેલું મન
ઘણુંય
પગથિયે બેસી જાય,
પણ
પગ તો પગ.
ટીંગાટોળી કરતા
ઘસડી જાય,
છેક
ગ્રાઉન્ડ ફ્લોર પર.

*

અટવાયેલા ટ્રાફિકમાં
બસની બારીમાં
બેઠેલી
એની આંખો
જાવા મથે છે મોરઃ
ત્યાં દુકાન બહાર લટકતું
ચળકતું ઝુંમર
લાગે ઊડવા મથતી પાંખ...
આ લાઈટને થાંભલે
ચડવા ઠાગાઠૈયા કરતી નજર
લાગે માંડ ઊંચકાતી ડોક...,
તો સૂરજને ગજવામાં ઘાલી
સૂનમૂન તાકી રહેલો પેલો બલ્બ
લાગે લાલ લાલ તગતગતી આંખ...
ઉપર
બલ્બ પર ઝળૂંબતી તાસક
અદ્દલ...

ઢળી પડેલી કલગી
ને
થાંભલે વળગેલા આઠ-દસ તાર
પીંખાયેલાં પીંછાંની હાર
ખોળામાંના ટિફિન પર
ફરતી આંગળીઓ
ધીમે ધીમે
શાંત પડતી જાય છે
ને
થાકેલી આંખો
બિડાતી જાય છે,
અનાયાસ.

અનાયાસ
બંધ આંખોમાં ઉજાસ ઊઘડે છે.
માથે હાથ ફેરવતી મા ગાય છેઃ
- મલકાતો આવે મોરલો
લચકાતી એની ચાલ રે...
મારા કાન-કુંવરનો મોરલો...
ને
એ બંધ આંખો
વિસ્મય ટપકાવે છે :
- મા, મોર ટહુકે ?
- ટહુકે.
ના ટહુકે એ મોર શાનો ?
એ તો થૈ... થૈ... થતો
નાચેય ખરો.
ને એને જોવા
ઝરમરિયો વરસ
આવેય ખરો...
એની
ઊઘડતી

વીજળીના ભીના થાંભલા
પસાર થતા રહે છે...

*

એ ખુરશીમાં બેસે
ને
ધૂળ-ધુમાડાથી લીંપાયેલો મોર
કુદક કરતો
ટેબલની ફાઈલ પર બેસે
આમતેમ જોતો
એ
મોરને ઊંચકી
હળવેથી
ટેબલ નીચે રમતો મૂકી દે
તો
મરેલી મા
કાનમાં ગણગણવા માંડે :
- મલકાતો આવે મોરલો
લચકાતી એની ચાલ રે...
મારા કાન-કુંવરનો મોરલો...
એ કાન ખોતરતો રહે
ને
કુદક કરતો મોર
પાછો ફાઈલ પર...

*

રીસેસમાં
મિસ માયાએ આપેલા
મુઠ્ઠીભર દાળિયા
એ
ટેબલ પર વેરે.
એને થાયઃ
મોર કદાચ ખાય,
પણ
મોર તો ડોક ઝુકાવી
આંખ નમાવી
બેસી રહે,
એની જેમ.
છેવટે એનો લંબાતો હાથ
એક દાણો પકડી
મોંમાં મૂકે
ને...
પડછાયો ઝીલતી ભીંત
તાળી પાડતી હસી પડેઃ
જો... ! જો... !
મોર ચણે છે... !
ને
પડછાયા સાથે રમતો
એ
દાળિયા ચણે જાય.

*

બંને હાથે
છાતી સરસું ચાંપેલું
એ
ટિફિન નથી,
મોર છે.
હાથ પર ડોક લંબાવી
સૂતેલો
માંદલો મોર.
સામે
લાલ-લીલા કાગળની વેલથી
શણગારેલો
છાકોટા મારતો છકડો છે.
છકડામાં
નકરા દૂધની બનેલી
નર્સ છે.
નર્સની જમણી કાખમાં
અંગુઠો ચૂસતું
ગોરું છે.
એ ધીમેથી
છકડામાં મોર મૂકે છે.
સરકતો સરકતો મોર
નર્સની ડાબી કાખમાં ભરાય છે.
લીલા માણતો એય
હવે
બેસવા માટે કૂદે છે...
પણ
પડ... પડ... પડ... ધડાધડે...
છકડો ભાગે છે.
હવામાં
ફંગોળાતો,
પછડાતો,
માંડ ઊભો થતો
એ
દોડે છે...
પણ...
છકડો વળાંકમાં વળી જાય છે.
ધડામ...
વિસ્તારની રગેરગ હચમચી ઊઠે
છે.
દોડતો એ વળાંકમાં વળે છે...
ત્યાં
એની આંખમાં
દૂધનાં ખાબોચિયાં...
ને
માથામાં
ચકરાતાં પીંછાં...

*

ખાબોચિયાં ખૂંદતો
એ
પીંછાંનો માણસ
અંધારામાં દાદર ચડતો
કઠેરે કઠેરે
મોર જોવા ઊભો રહે છે.

## સપનું આવ્યું/*નીતિન વડગામા*

અચલભાઈને સપનું આવ્યું.
પૂછો, સપનું શું શું લાવ્યું ?
સૌથી પહેલાં સપનામાં પણ આવી પહોંચ્યા રમેશકાકા.
કહે વારતા, કહે કવિતા, ઊડે ખુશીની ધજા-પતાકા !
જાણે ગમતું ગામ વસાવ્યું.
અચલભાઈને સપનું આવ્યું.
પછી આવતાં અનિલકાકા સપનામાંયે હીંચકે ઝૂલે !
પડખે બેસી અચલભાઈ પણ જાણે આખેઆખા ખૂલે !
સપનાએ તો ભાન ભૂલાવ્યું.
અચલભાઈને સપનું આવ્યું.
સપનામાં આવીને મમ્મી મીઠીમીઠી ચૂમી કરતી.
કપડાં-દફતર વેરણ-છેરણ જોઈ પછી ચૂંટી પણ ભરતી.
સપનામાં સઘળુંયે ભાવ્યું.
અચલભાઈને સપનું આવ્યું.
સપનામાં પણ ઘૂઘવે પાછો પપ્પાનાં પુસ્તકનો દરિયો !
અચલભાઈએ હળવે રહીને એમાંથી એક ખોબો ભરીયો !
સપનાએ તોફાન મચાવ્યું.
અચલભાઈને સપનું આવ્યું.
ભાઈ-પ્રતીક ને મયૂર સાથે બેટ-બોલની રંગત જામે.
પતંગિયા ઊડે સપનાંનાં ગલીએ-ગલીએ ગામે-ગામે !
સપનું ચૂંટ્યું, સપનું વાવ્યું.
અચલભાઈને સપનું આવ્યું.
પૂછો, સપનું શું શું લાવ્યું ?

## ભીંત-ભેરુ/*રાજેન્દ્ર શાહ*

ભીંતની સાથે વાત કરન્તો, જોઉં છું, ભાઈલો મ્હારો
પોતે જ કંઈ બોલતો, અને
ભીંત બનીને પોતે જ એના જવાબને આપનારો

આંગણે બેસી હું થતે કોઈ જોડકણું લલકારું;
ચોકમાં આવ્યાં ચકલાં-લેલાં-કાબરને આવકારું.
તાસકમાંના જુવાર-દાણા વેરતી રહું
તેમ તે ઊડી જાય ને આવે ચણવાને આ ચારો.

વળી વળી ભાઈની ભણી કરતી હું ડચકારો;
કોણ મ્હારું કંઈ સાંભળે ? એ તો
મનમોજે આ સોબતી સાથે ગુઝ્જ કરે એકધારો.

## તમે તો/*માણેકલાલ પટેલ*

તમે તો નાનકુ ગાઓ ગીત કે
ગીતનો પમરો ફાગણ રે,
તમે તો છાનકુ આપો સ્મિત કે
સ્મિતનો વરસો શ્રાવણ રે !

તમે તો હેતની ખેલો હૂપ કે
હૂપનાં છોડો વહેણ રે,
તમે તો દર્દની દાખો ચૂક કે
ચૂપનાં બાંધો કહેણ રે !

તમે તો આશનાં આપો માન કે
માનમાં શોધો શાન રે,
તમે તો સ્નેહનું શાણું ભાન કે
ભાનમાં રાખો ધ્યાન રે !

## અજાતશત્રુ ?

તું અજાતશત્રુ છે ? સાચે જ ?
અરે મિત્ર મારા,
આ નર્યા બણગા છે.
મર્દ બનીને
જીવનયુદ્ધ લડવું રહ્યું
અને શત્રુ વિનાનું યુદ્ધ
ક્યાં શક્ય છે ?
નકામા હોવાનું
રૂપાળું નામ છે અજાતશત્રુ !

મિત્ર વ્હાલા !
દગાબાજને તેં ફટકાર્યો કદી પણ ?
અન્યાયને પડકાર્યો કદી ?
બદમાશના ગાલ લાલ
કર્યા કદી ?
નહીં ?
તો તું અજાતશત્રુ નહીં,
નર્યો કાયર છે.

- જિતેન્દ્ર શાહ

**You have no enemies, you say ?**
**Alas ! my friend ! thy boast is poor.**
**He who has mingled with the fray**
**of duty, that the brave endure,**
**Must have made foes. If you have none,**
**Small is the work, you have done.**
**You have hit no traitor on the hip?**
**You have dashed no cup from perjured lip ?**
**You've never turned the wrong to right ?**
**You've been a coward in the fight.**

**- Charles Macky**

## આસ્વાદ

### અશોકપુરી ગોસ્વામી

કરવતુ ભલા ન કરવટ તેરી ।
લાગુ ગલે સુનુ બિનતી મેરી ॥
હઉ વારી મુખુ ફેરિ પિઆરે ।
કરવટુ દે મોકઉ કાહે કઉ મારે ॥ ૧ ॥
જઉ તનુ ચીર હિ અંગિ ન મોરઉ ।
પિંડુ પરૈ તઉ પ્રીતિ ન તોરઉ ॥ ૨ ॥
હમ તુમ બીચુ ભઈઓ નહીં કોઈ ।
તુમ હિ સુકંત નારિ હમ સોઈ ॥ ૩ ॥
કહત કબીરુ સુનહુ રે લોઈ ।
અબ તુમરી પરતીતિ ન હોઈ ॥ ૪ ॥

ઉત્તમા પ્રકૃતિની સ્ત્રીની, પતિને/સ્વામીને અધીન પત્નીની અતિનાજુક ક્ષણોનું; રતિનાજુક ક્ષણોનું વર્ણન-આયોજન કવિ કબીરે આ પદમાં કર્યું છે.

રચના નાયિકાના નિવેદનની છે. કાવ્ય-નાયિકા રતિયુક્ત અભિસારિકા છે. શયનગૃહ માંહેની સેજનું દૃશ્યચિત્ર/શબ્દચિત્ર અહીં ચાક્ષુષ થાય છે. આ ક્ષણો નાજુક છે છતાંય ભારઝલ્લી પણ છે, કેમકે સ્વામી સેજમાં પડખું ફરી ગયાં છે. સામાન્યપણે પતિ-પત્નીના, પ્રિય-પ્રિયતમાના સ્વીકૃત રતિ-વ્યવહારો ઝાઝા બોલકા નથી હોતાં. તેમાંય સમર્પિતા તો 'ચૂપ ચૂપ ચાહ રહી'ની અનુભૂતિ પોતે કરતી હોય અને સ્વામીને કરાવતી હોય છે. પરંતુ અહીં સાવ ભિન્ન સ્થિતિ-પરિસ્થિતિ છે. સ્વામી મૌન છે અને અધિકારિણી બોલકી/બોલતી દેખાય સંભળાય છે.

લાંબા વિરહ પછીની મિલનક્ષણે, સાક્ષાત્કાર થયાની ક્ષણે જ સ્વામી સેજમાં પડખું ફરી જાય એ કોઈ પણ માનુનીને આઘાતજનક અને અપમાન-જનક લાગે. સમર્પિતા સમર્પણ માટે સ્વૈચ્છુક હોય ત્યારે સ્વામીનું આમ પડખું ફરી જવું કોઈ પણ નારીને આકરું-અકારું લાગે. રાત ટૂંકી હોય, ઇચ્છા ઝાઝી હોય અને મન પ્યાસુ હોય ત્યારે સ્ત્રી પોતાને ટોકી, ટટોલી, તૈયાર કરી 'રાત ગઈ તો બાત ગઈ'ની ચીમકી સ્વયંને આપી સ્વામીના અંકને, સ્વામીના અંશને પામવા અધીરી બનતી હોય છે. ચિત્તને ચેન ન હોય, વિરહ-અગનમાં બળીઝળીને જીવેલીને વસ્લની એક રાત માંડ મળી હોય. અને... એમાં સ્વામી રિસાય, સેજમાં જ રિસાય એટલું જ નહીં; મુખ મોડી પડખું ફેરવી લે તે કોઈ પણ સમર્પિતાને કેમ પોસાય ? કસૂર ભૂલ ત્રૂટિ ખામી જે કાંઈ હોય તે સંધુય કબૂલ. તો પણ... સ્વામી આમ... ! સમર્પિતાને થયું હશે કે જો આજે, અત્યારે ચૂકી તો નારીજીવનનો અર્થ કેમ પમાશે ? પછી ક્યારે જીવનનો અર્થ પમાશે ? જીવનને સાર્થક કરનારી ક્ષણોને એળે કેમ જવા દઉં... ? 'યે તો હક્ક હૈ મેરા' માની માનુની સ્વામી પ્રતિ અભિસરણ કરે છે તેનું સુંદર દૃશ્યચિત્ર કબીરે આલેખ્યું છે.

નાયિકાએ લજ્જા, શરમ-સંકોચ બાજુએ મૂકી એમ પણ કહ્યું હશે કે, તમે સકારણ રિસાયા હોય તોય, ભૂલ મારી હોય તોય, હવે બસ બહું થયું. હા, તો એ સ્વામીને એવું જરૂર કહેતી હશે કે તમારામાં મળીભળી જવાની ક્ષણે, તમારામાં એકાકાર થઈ ઓગળી જવાની ક્ષણે તમે આમ કરવટ કાં બદલી, મારા નાથ...? મને પડખે લેવાને બદલે તમે જ અવળે પડખે... ? તમે કેવળ કરવટ જ નથી બદલી, પણ અહીં રુદિયે કરવત ચલાવી છે. તમે તો રિસાયા પણ રહેંસાઈ હું. તમારી આ કરવટ કરતાં તો પેલી

કરવત સારી, આરી સારી. આમ કહીને એ વિનીત સ્વરે એમ ઉમેરે છે કે 'લાગુ ગલે' - હું તમને ગળે લાગું.

ભાવક મિત્રો; એક સૂક્ષ્મ અને માર્મિક કવિવિવેક સમયસર અને સમુચિત રીતે નાયિકાના મુખે કબીર મૂકી આપે છે, 'લાગુ ગલે' કહીને. દિવસે ગૃહમધ્યે સ્વામીને પગે લાગી પોતાના આદર અને સમર્પણનો અનુભવ કરાવનારી નારી શયનગૃહની સેજમાંહે ગળે લાગવા/લગાવવાની વાત કહે છે. અહીં પગે નહીં પણ ગળે લાગવાની વાત છે. લાગુ ગલે કહી પોતાના અધિકારનો એ સમયસર ઉપયોગ કરે છે.

અહીં 'લાગુ ગલે' તો 'લગાવ ગલે' એવો પાઠ-ફેર કે શબ્દફેર આપણે/ભાવક કરીએ તો પણ કબીરને કોઈ જ વાંધો ન આવે કેમકે, તે બંનેમાં 'તૂ ચલી આવ કે મોહે બુલાવ'વાળો અધિકારભાવ/કબીરભાવ તો પ્રકટીને જ રહે છે. એ ભાવ અંતર્ધાન નથી થતો, ઊલટાનો અંતરસ્થ થાય છે. તેણે એ પણ કહ્યું હશે કે તું કરવટ બદલીને આરી/કરવત ચલાવવા જેવી મને પીડા આપે છે. મનને ચીરી નાખનારી પીડામાંય જો... દેખ... હું નથી મારું અંગ સંકોડતી કે નથી એને આઘુંપાછું કરતી. 'અંગિ ન મોરઉ' અને તો પણ તને એ ય કહી દઉં છું કે તું આમ કરે તોયે, 'તઉ પ્રીતિ ન તોરઉ' તારી પ્રીતિ તો નહીં જ તોડું. તું વહાલ ન કરે અને આમ વિતાડે તે સહીનેય, તે વેઠીનેય તારી પ્રીતિ તો નહીં જ તોડું.

વળી, આ તને જે કહું છું તે તારી અને મારી વચ્ચેની વાત છે. આજે અત્યારે તારી અને મારી વચ્ચે ન કોઈ જણ છે કે ન જગત. 'હમતુમ બીચુ ભઈઓ નહીં કોઈ' એમ કહીને તુર્તજ એ એમ ઉમેરે છે કે; 'તુમ હી સુકંત નારિ હમ સોઈ' હા, તું જ મારો સુકંથ અને હું... ના; હમ નારિ સોઈ.'

પોતાના માટે 'હું' નહીં પણ 'હમ' કહેતી આ સમર્પિત નાયિકાનો ખુમાર તો જુઓ ! પરમ આદર અને પૂર્ણ સમર્પણની ભાવનાથી ભરીભરી એ છે તોય પોતાના માટે, પોતાના નાથને/કંથને ડંકેકી ચોટની જેમ કહે છે, 'નારિ હમ સોઈ.' અહીં સોઈ શબ્દનો ઉપયોગ કવિ કબીરે કમાલપૂર્વકનો કર્યો છે. સોઈ અર્થાત્ સ્વચ્છ, સૂપડે ઝાટકેલી ઉપણેલી અવગુણના કસ્તર-કાંકરા વીણી કાઢીને સાફસુથરી. એવી સોઈ નારિ છું માટે સ્વામી સવળે પડખે ફરો, ગલે લાગો/લગાવો. સોઈ નારિનો એ તો અધિકાર છે.

તીવ્ર ગતિએ કરાતું તીવ્રતમ નિવેદન પરાકાષ્ઠાએ પહોંચતું હતું, પોતાની પ્રબળ અનુભૂતિની સ્વામીને પ્રતીતિ કરાવતી હતી ત્યાં જ નટખટ સ્વામીએ એવો તે શુંય છાનોછૂપો સંકેત કે અંગુલિનિર્દેશ વિના કૈં બોલ્યે કર્યો કે પ્રબળ નારીભાવ વ્યક્ત કરતી કાવ્યનાયિકા ક્ષણાર્ધ ખલેલ પામી, સ્વામીની ચાલ સમજી, છાનોછૂપો સંકેત સમજી; તે પણ પડખું ફરીને પાછળ દેખાતી વ્યક્તિને સંભળાય તેમ; 'સુનહુ રે લોઈ, અબ તુમરી પરતીતિ ન હોઈ' કહી સ્વામીને મનાવવામાં પુનઃ રત, પુનઃ પ્રવૃત્ત થાય છે. અને -

અને, ત્યારે જ આપણને ખબર પડે છે કે આ નારિ 'આ સોઈ નારિ' તો કબીર સ્વયં છે, અને પોતાની સાથે રહેતી પત્નીને/લોઈને એ સંબોધે છે. આ ખબર થતાં આપણને અચરજ થાયઃ પુરુષ કબીર સોઈ નારિ ?! જેમને પોતાને નારી છે તે સ્વયં નારી ?! તો... સ્વામી...?!?! ઓહ...!!

હમણાં લગી દીનહીનભાવે આર્જવ અને વિનીત વાણીમાં સમર્પિતભાવે અનુનય કરનાર મનહૃદયથી ઋજુકોમળ કવિ કબીર જુઓ તો ખરા કેવું કઠોર બોલ્યા ? પતિ થઈ પત્નીને કેવું તીખું તોછડું અને નઠોર બોલ્યા ?! 'સુનહુરે લોઈ, અબ તુમરી પરતીતિ ન હોઈ.' કોઈ પણ સજ્જન આવું ખુલ્લેખુલ્લું પત્નીને કહે ખરો... ? પત્ની થકી પીડા પામેલોય સહી વેઠી લે, પણ... આવું તો ન જ કહે. કબીર 'સુનહુ રે લોઈ....'ના સાદ સાથે 'અબ'

(અનુસંધાન પૃ. ૩૯ પર)

## અવલોકન

# ગુજરાતી ગઝલ-૨૦૦૨ (સંપાદક : પંકજ શાહ)

સુરેશચંદ્ર પંડિત

ગઝલનો કાવ્યપ્રકાર આ સદીના આરંભના દશકામાં તો તેની પૂર્ણકળાએ વિકાસમાન જોવા મળે છે. પરંપરાના ગઈ સદીથી ગઝલસર્જન કરતા ગઝલકવિઓ ઉપરાંત નવોદિત કવિકલમો પણ હવે ગઝલસર્જનક્ષેત્રે વિવિધ સામયિકો અને સંપાદનોમાં જોવા મળે છે. છેલ્લા બે દાયકામાં ગઝલનું સર્જન પણ અન્ય કાવ્યપ્રકારની દૃષ્ટિએ બહોળા પ્રમાણમાં જોવા મળે છે.

ગુજરાતી ગઝલસર્જનનાં સંપાદનો અને પ્રકાશનો પણ ગુજરાતી ભાષામાં બહોળા પ્રમાણમાં જોવા મળે છે. અલબત્ત, સંપાદનો ભાગ્યે જ પૂર્ણ હોય છે; તેમ છતાં ગઝલસર્જનનાં સંપાદનોના અભ્યાસ ઉપરથી પણ ગુજરાતી ગઝલોનો વિકાસ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. નવી સદીની શરૂઆતથી જ સંપાદક અને પોતે પણ કવિતા લખે છે તેવા કવિ પંકજ શાહ 'ગઝલગરિમા' નામથી ગુજરાતી ગઝલક્ષેત્રે દર વર્ષે એક નવું સંપાદન આપે છે.

'ગઝલગરિમા' ૨૦૦૨નું નવ્ય સંપાદન હમણાં જ બહાર પડ્યું છે. તેમાં કુલ સોએક જેટલા નામી-અનામી ગુજરાતી ગઝલકારોની કુલ ૧૨૮ ગઝલો જોવા મળે છે. લગભગ દર વર્ષે આ રીતે 'ગઝલગરિમા'નું સંપાદન શ્રી પંકજ શાહ દ્વારા થાય છે. આ સંપાદનની પ્રવૃત્તિને વેગ મળે તે હેતુથી તેમણે 'હલક ફાઉન્ડેશન' નામની પ્રકાશન સંસ્થા પણ શરૂ કરી છે.

તેમના સંપાદનમાં ૨૦૦૨ની સાલે 'ગઝલગરિમા'નું પ્રકાશન થઈ ચૂક્યું છે. પોતાની સંપાદકીય પ્રવૃત્તિ અંગે પુસ્તકમાં તેઓશ્રી જણાવે છે કે – 'ચતુર્થ ગઝલ સંકલન આપ સૌ સુજ્ઞ ગઝલરસિકો સમક્ષ મૂકતાં આનંદ અને હર્ષની લાગણી અનુભવું છું. અમુક નામો 'ગઝલગરિમા' સંકલનમાં કેમ હોતાં નથી એવો એક પ્રશ્ન અમુક મિત્રોએ પૂછ્યો. આજે માત્ર એટલું જ કહેવું છે કે મારું સમગ્ર ધ્યાન ગઝલની આવતી કાલ ઉપર છે.'

નવ્ય ગઝલ કોને કહેવી ? સમયની દૃષ્ટિએ તેનું મૂલ્યાંકન થઈ શકે ખરું ? પહેલાના સમયમાં લખાયેલી ગઝલ જૂની ગઝલ અને હવેનાં સમયમાં જે ગઝલ લખાય તે નવી ગઝલ ? આવા પ્રશ્નો સહજ ઊઠે ખરા. પરંતુ ગઝલમાં જે નવ્ય આવિષ્કારરૂપ ભાવ છે તેને સમય તત્ત્વ સાથે કોઈ લેવાદેવા નથી. દા.ત. પ્રસ્તુત સંપાદનમાં સંપાદકે ઘાયલસાહેબની બે ગઝલ પ્રકાશિત કરી છે. સમયક્રમની દૃષ્ટિએ પ્રથમ ગઝલ 'વિશ્વાસ કરી બેસે છે'ના રદીફથી લખાયેલી ગઝલ ૧૯૯૨ની સાલે સર્જન પામી છે. પરંતુ 'રાત તો જુઓ'ના રદીફથી પ્રકટ થયેલ પ્રસ્તુત સંગ્રહની ઘાયલસાહેબની બીજી ગઝલ ૧૯૬૭માં લખાયેલી છે, તેમ છતાં તે તેની ઇબારત બાબતે ૧૯૯૨ની સાલની ગઝલ કરતાં આધુનિક ભાસે છે અને સુંદર ગઝલ બની રહી છે. બંને ગઝલના મત્લાના શે'ર જોઈએ :

> સર્વે જાણે છે કે બોલી એ ફરી બેસે છે.
> તોય સહુ એમનો વિશ્વાસ કરી બેસે છે.
>
> અમૃત ઘાયલ - ૧૯૯૨

> નભ છે કે અંધકારનું વન ! રાત તો જુઓ !
> તારક છે કે સરપનાં નયન ! રાત તો જુઓ !
>
> અમૃત ઘાયલ - ૧૯૬૭

'ગઝલગરિમા'ના સંપાદનમાં ગુજરાતી ગઝલના જાણીતા ગઝલકાર આદિલ મન્સૂરીની પણ બે ગઝલો પ્રસ્તુત છે. પ્રથમ ગઝલના છેલ્લા શેરમાં આદિલસાહેબ મનુષ્ય સ્વભાવમાં જે અહંકાર ભર્યો

છે તેનું જ્ઞાનદૃષ્ટિએ બયાન કરતાં કહે છે :

અહ્મ નશો છે અહંકાર પણ નશો 'આદિલ'
ને મોટા ભાગના માણસ નશામાં ચૂર મળે.

જ્ઞાનીઓએ આ માયિક જગતને પરિવર્તન-શીલ અને ક્ષણભંગુર કહ્યું છે. કવિ પણ આ પરિવર્તનો દૃષ્ટાભાવે જોતો હોય છે. ક્યારેક કવિ સહજતાથી કવિતામાં પણ તે સત્યની આગવી રજૂઆત કરતો હોય છે. આદિલસાહેબની એક ગઝલનો શે'ર એ રીતે આ સંસ્કરણમાં યાદગાર બની રહેશે:

વરસો પછી તમારા ચરણ જે તરફ વળે
પાદર કે પાળિયા કે નગર પણ ન હોય ત્યાં.

અદમ ટંકારવીની બે ગઝલો પણ અહીં પ્રસ્તુત છે. મસ્તકલંદરના રદીફથી લખાયેલી ગઝલ ખાસ તેના આગવા રદીફથી ભાવકનું ધ્યાન ખેંચે તેવી બની રહી છે. આ ગઝલનો એક શેર જોઈએ:

ધૂપસળીની ધૂમ્રસેરથી ભીતર મઘમઘ
શ્વાસોમાં લોબાન બળે છે મસ્તકલંદર.

સનમ એ તો સૂફીઓનું પ્રિયપાત્ર છે. સનમનો એક વ્યાપક અર્થ 'પરમાત્મા સ્વયં પોતે' એવો પણ કરી શકાય. કવિશ્રી આહમદ મકરાણી તેની ગઝલના પ્રથમ શેરમાં કહે છે :

એક પથ્થરને સનમનું નામ દૈ બેઠા છીએ.
આમ દિલને કેવું કપરું કામ દૈ બેઠા છીએ.

અંકિત ત્રિવેદી જેવા યુવા ગઝલકારોની રચનાઓ પણ આ સંપાદનમાં પ્રસ્તુત છે. માણસની આંતરિક તેમજ બાહ્ય વિભાવના બદલાતી રહે છે. માણસ વિશે કોઈ ચોક્કસ ધારણા બાંધી શકાય નહીં. અંકિત એ વાત એક ગઝલના શેરમાં આ રીતે રજૂ કરે છે.

તું સમયની જેમ ભૂંસાતો ગયો
મેં તને ધાર્યો હતો એ જણ નથી....

ગઝલમાં પોતાનું ગામ, શેરી જેવાં પ્રતીકો લઈ ગઝલને ગ્રામ્ય ગુજરાતી પરિવેશ આપનારા કવિઓ પણ છે.

પ્રસ્તુત સંપાદનમાં કવિશ્રી કરસનદાસ લુહારની એક ગઝલનો એ ગ્રામ પરિવેશ પણ સુંદર મિસરાના સ્વરૂપે આગવું ભાવવિશ્વ ઊભું કરે છે. કવિ કહે છે :

છેક સુધી કોઈએ શ્વાસોમાં ઉછેરી હતી;
એક મારા નામની એ ગામમાં શેરી હતી.

સીમમાં ખેતર વચોવચ ખીરેડું ઊભું હતું;
ઓસરીમાં કોઈ ઇચ્છાની અપૂજ દેરી હતી.

ગુજરાતી ગઝલ તેના ભાષાપરિવેશ બાબતે અનેક નવા વિષયો તરફ ગમન કરે છે. ગુજરાતી ગઝલની ગુંજાશમાં તરહ તરહના વિષયો લઈને ગઝલકારો નવ્ય કવિકર્મ કરવા મથતાં હોય છે. તેથી આ સંપાદનમાં મુખ્યત્વે નવા ગઝલકાર ચહેરાઓ પોતાની કૃતિઓ લઈ સહોપસ્થિતિ ધરાવે છે.

ગઝલકવિ કીર્તિ વાઘેલા પોતાનું આત્મગૌરવ કરતાં તેની ગઝલના પ્રથમ બે શેરમાં પોતાંનો સ્વપરિચય આપતાં કહે છે :

મારી બહાર જઈને મને જોઈ પણ શકું;
તુજમાં પ્રવેશી જઈને 'સ્વ'ને ખોઈ પણ શકું.

રજકણ ગણીને તુચ્છ મને અવગણે છે કેમ,
સૂરજ હું તારા ભાગ્ય તણો હોઈ પણ શકું.

કવિશ્રી જવાહર બક્ષીની એક પ્રયોગશીલ ગઝલ 'એક કડવા આખ્યાન ગઝલ'ના શીર્ષકથી સંગ્રહમાં પ્રસ્તુત છે. સામાન્ય રીતે ગઝલનો મિસરો બે લીટીનો જ હોય છે. ગઝલના બંધારણમાં ફેરફારો કરી અહીં ગઝલની ઇબારત કવિએ આખ્યાન મુજબની કરવાની મથામણ કરી છે જે કૃતિમાં ન તો આખ્યાનના ગુણધર્મ છે કે ન તો ગઝલ બને છે. ઉર્દૂમાં રૂબાઈનો જે કાવ્યપ્રકાર છે તેવી શૈલી તરફ કવિકલમ ગતિ કરતી હોવાથી અહીં રૂબાઈ જેવી કાવ્યવિભાવના જોવા મળે છે. પરંતુ ગઝલ જેવું કોઈ

તત્ત્વ ભાસમાન થતું નથી. એ જ રીતે પ્રસ્તુત સંપાદન સંગ્રહમાં ડૉ. હર્ષદેવ માધવની 'કાકુ - શબ્દ પ્રયોગની ગઝલ' ગઝલકલાતત્વના મૂળ મિજાજથી અલગ પડી જાય છે. ગઝલક્ષેત્રે જે પ્રયોગો ગુજરાતી ભાષાના કવિઓ કરે છે તે પ્રયોગો ઉપર ભાવકનું ધ્યાન જાય એવા વિશાળ હેતુથી અહીં સંપાદકે આ પ્રકારની રચનાઓ સમાવિષ્ટ કરી હોય તે પણ શક્ય છે.

દિનેશ કાનાણી 'પાગલ' જેવા અનેક નવોદિત ગઝલકારો આ સંપાદનમાં જોવા મળે છે. તેઓની તાજા કલમે લખાયેલી ગઝલોના સુંદર શે'ર માણીએ:

સાવ ખાલી હાથ લઈને ક્યાં જવું
આજ ભીની આંખ લઈને ક્યાં જવું.

દિનેશ કાનાણી 'પાગલ'

એ આન-બાન-શાનની વાતો ન કર હવે
કે જર્જરિત મકાનની વાતો ન કર હવે.

નિનાદ અધ્યારુ

એથી વધારે કોઈ અપેક્ષા નથી મને
જોઈને આપને ખુશી, ખુશી થવાય છે.

'પ્રણય' જામનગરી

જેના ચરણ હો સ્થિર, નયનમાં હો એક ગતિ
એ આદમી જ ચાલે છે જીવનની ચાલ દોસ્ત !

પ્રમોદ અહિરે

ફૂલના દરિયે પતંગિયાની તરતી નાવમાં
હું મહોબતની સુગંધી છાપ લઈને નીકળું.

બેન્યાઝ ધ્રોલવી

ગઝલગરિમા - ૨૦૦૨ના સંસ્કરણમાં ગુજરાતી ભાષાના સોએક ગઝલકારો સહોપસ્થિતિ ધરાવે છે. આશરે ૧૨૮ જેટલી સુંદર રચનાઓનો અહીં સુભંગ સમન્વય જોવા મળે છે. પ્રતિવર્ષ આવા સંપાદનો દ્વારા ગુજરાતી ગઝલ પ્રવૃત્તિને વેગવાન બનાવનાર તેના સંપાદક પંકજ શાહને ધન્યવાદ દેવા ઘટે. અનેક શુભેચ્છાઓ પણ ખરી. □

અનુસંધાન] આસ્વાદ [પૃ. ૩૬ થી

શબ્દનો પ્રયોગ કરે છે. અબ એટલે કે હવે. 'સાંભળ રે... ઓ... લોઈ હવે મને તારી કોઈ પ્રતીતિ થતી નથી. તો, કબીરને 'એ' પત્નીથીય વધુ પ્રિય છે ? અને સ્વયં નારીભાવે 'એ વધુ પ્રિયને' અનુનય કરે છે. વળી, કેવો એ અદ્વૈતભાવ કે આ વાત પાછી એમણે સુનહુ રે લોઈ... નો સાદ પાડી લોઈની સાથે આપણને પણ વાત કહી સંભળાવી. લ્યો તમેય સાંભળો: અબ તુમરી પરતીતિ ન હોઈ.

જેમ કબીરનું સ્ત્રૈણ નિવેદન, સ્ત્રૈણ રતિ-નિવેદન આશ્ચર્ય પમાડનારું હતું તેવું જ આ કઠોર નિવેદન પણ આશ્ચર્યની સાથે આઘાત પમાડનારું છે. કેમ આમ ? એમ પણ થાય. કહેવાય છે કે કબીરની આ પ્રથમ પત્ની નામે લોઈ કબીરને તેમના ભક્તિ-માર્ગમાં બાધારૂપ, અડચણરૂપ હતી. આવી પત્નીનો કબીરે 'પહલી કુરુપિ, કુજાતિ, કુલખની' તરીકેના એક પદમાં પરિચય પણ આપણને કરાવ્યો છે. આથી જ કદાચ ભક્તિમાર્ગમાં આઘે નીકળી ગયેલા પતિએ તેમનાથી છેટે રહી લોઈને લોઈ જ કહી; 'સોઈ નારી' નથી કહી. શું લોઈ સોઈ ન હતી ? જો એ સોઈ ન હોય, એમના જેવી ભક્તિમાર્ગની સહપાન્થી · । હોય તો એની એમને પત્નીની પ્રીતિ કે પ્રતીતિ ન થાય તે સ્વાભાવિક છે. હા, એ લોઈ જો સોઈ નથી તો કબીર માટે તો એ કોઈ જ છે. અને આવી કોઈની પછી પ્રતીતિ પણ શેં થાય ? આ બાબતનો અગાઉથી જ એમણે સંકેત આ પદમાં આપ્યો છે કે હમ તુમ બીચુ ભઈઓ નહીં કોઈ.

પોતાની અને પોતાના આરાધ્યની વચ્ચે લોઈ તો શું ? કોઈ પણ બાધારૂપ/અડચણરૂપ વ્યક્તિ કે વસ્તુ કબીરને નથી પરવડતી. તે બધાને તેમનું સ્થાન બતાવી કબીર પોતાનીગતિ/મતિને દ્દઢ કરે છે, સાથોસાથ પોતાના જીવનનો ધ્યેય પણ સ્પષ્ટ કરે છે. □

# બદામઘર

●

મનહર મોદી

ઘટનાનો આકાર છે ગોળ
કપડાંમાં પાણીને બોળ.

ફિક્કું ખા કે તીખું છોડ
સરવાળે સઘળું ઓળઘોળ.

જાતઅનુભવ એવો છે
દરિયો સર્જે એક જ છોળ.

સરનામું છે એનું એ
ખાટી પોળ કે તીખી પોળ.

ડગલે ડગલે હાંફે છે
દુનિયા આખી ગોળમટોળ.

ઊંઘે છે કે જાગે છે?
અક્ષરને આખો ઢંઢોળ.

ઈશ્વર જેવો લાગે છે
ઓ ઊભો ત્યાં એક ડફોળ.

ડોલે છે ને દોડે છે
મનહર મોદીની ચગડોળ.

બદામઘર છે યુ.એસ.એ.
હિન્દુસ્તાની આંખો ચોળ.

---

વસંત વિ.સં. ૨૦૬૦

# કવિલોક



॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.



## કવિતા અને ઈન્દ્રિયગ્રાહ્યતા

**સા**હિત્ય શબ્દની કલા છે. શબ્દનો એક અર્થ થાય છે અવાજ. આમ, સાહિત્ય તત્ત્વતઃ અવાજની કલા છે. મનુષ્યે પ્રથમ બોલવાનું શરૂ કર્યું અને પછી એને લિખિત સ્વરૂપે સ્થાયી કરવા ઉચ્ચારણના સંકેતચિહ્નો તરીકે લિપિ અસ્તિત્વમાં આવી. આમ જોવા જતાં કવિતા પણ આદ્ય અને અંતિમ સ્વરૂપે અવાજની કલા છે. અને અવાજ એ શ્રોત્રેન્દ્રિયનો વિષય હોઈ કવિતા કાનથી માણવાની કલા બને છે. મનુષ્યજાતિનું આદ્ય સાહિત્ય આથી મૌખિક પરંપરા (oral tradition)માં વહેતું રહ્યું હતું. પછી વર્ષો જતાં તે લિપિબદ્ધ થયું. કવિતા પણ સાહિત્યનો એક પ્રકાર હોઈ મૌખિક પરંપરામાંથી લિખિત પરંપરામાં આગળ વધતો રહ્યો.

આ લિખિત કાવ્ય પ્રથમ ચક્ષુગમ્ય છે, પણ એને ઉચ્ચારીને કે નહીં ઉચ્ચારીને પણ ભાવક અનુક્રમે બહિર્કર્ણ કે અંતર્કર્ણ દ્વારા જ મન-મગજ-હૃદય સુધી પહોંચાડે છે. આ રીતે કવિતા કાનનો વિષય છે એટલે કે આપણી પંચજ્ઞાનેન્દ્રિયોમાંની એક જ્ઞાનેન્દ્રિયનો વિષય છે. આ તો એની મૂળભૂત વિશેષતાની વાત થઈ.

હવે આપણે જોઈશું તો કવિ પોતાની કવિતામાં કાવ્યત્વ સિદ્ધ કરવા અનેક તરકીબો અજમાવતો હોય છે, વિવિધ મથામણો કરતો હોય છે. કાવ્યત્વ સિદ્ધ કરવાની કવિની આવી વૈવિધ્યપૂર્ણ તરકીબોએ

કાવ્યશાસ્ત્રને જન્મ આપ્યો છે. જગતસાહિત્યમાં, આમ, કાવ્ય પ્રથમ આવિષ્કાર છે અને કાવ્યશાસ્ત્ર તે પછીનો આવિષ્કાર છે – Poetry first and poetics then – પ્રથમ કાવ્ય, પછી કાવ્યશાસ્ત્ર.

કવિની કાવ્યત્વ-સિદ્ધિ માટેની સર્જનાત્મક મથામણોમાંની એક છે શ્રવણગમ્ય શબ્દકલાને અન્ય જ્ઞાનેન્દ્રિયને સંતર્પક બનાવવાની તરકીબ. કવિ ઉપયોગ તો શબ્દનો જ કરે છે, પણ પોતાની કલ્પનાશક્તિને પ્રતાપે તે કેવળ કવિતા સંભળાવીને એટલે કે શ્રવણાનંદ આપીને રહી જતો નથી, બલકે કેટલીક વાર અન્ય જ્ઞાનેન્દ્રિયોને તોષે એવાં શબ્દચિત્રો ખડાં કરી આપે છે. આવું થાય છે ત્યારે એ કેવળ નાદમય પદાવલીનો ઉપયોગ કરીને આપણી અન્ય ચતુર્જ્ઞાનેન્દ્રિયોને પણ પરિતોષે એવી અભિવ્યક્તિનું નિર્માણ કરે છે. આમ થાય ત્યારે કવિતા કાનનો વિષય તો રહે છે જ, પણ સાથે સાથે તે આગળ કહી ગયો તેમ અન્ય ચાર જ્ઞાનેન્દ્રિયોને પણ તાકવાનું કામ સફળતાથી પાર પાડે છે.

કવિની આવી અભિવ્યક્તિની શાબ્દિક કલા ભાવકને કર્ણેન્દ્રિય સિવાયની અન્ય જ્ઞાનેન્દ્રિયોને જે તે વિષય ગોચર-અનુભૂત કરાવ છે. કવિ કીટ્સની કવિતા આવી ઇન્દ્રિયગ્રાહ્યતાથી ભરપૂર છે. એમના પ્રસિદ્ધ ઊર્મિકાવ્ય 'ઓડ ટુ અ નાઇટિંગેલ'માંની આ પંક્તિઓ જુઓ :

'My heart aches, and drowsy numbness pains
My sense, as though of hemlock I had drunk.'

કાવ્યનાયકનું ચિત્ત વેદનાગ્રસ્ત છે, ઘેનિલ સંવેદનહીનતા કળે છે; ત્યારે એવી ચિત્તાવસ્થાને કોણ આશ્વાસન આપે છે ? દસ પંક્તિની પ્રથમ કંડિકામાં કાવ્યનાયકના ચિત્તની આવી દશા વર્ણવ્યા પછી તેરમી પંક્તિમાં કવિ આ પ્રમાણે અભિવ્યક્તિ કરે છે :

'Tasting of Flora and the country green.' અહીં ગ્રામવનસ્પતિની નેત્રસંતર્પક અનુભૂતિ વિષાદઘેર્યા ચિત્તને આશ્વસ્ત કરે છે. પરન્તુ હરિયાળીના ઉક્ત દૃશ્યથી આંખ તો સંતર્પિત થાય જ છે, પણ જાણે એ સુસ્વાદ્ય હોય તેમ તેને માટે 'Tasting' ક્રિયાપદ વાપરી સ્વાદેન્દ્રિયનો વિષય બનાવી છે. દૃષ્ટિનો વિષય એ સ્વાદનો વિષય બને છે. વળી, કિટ્સ તેમના એક કાવ્ય 'ધી ઇવ ઑફ સેન્ટ ઍગ્નિસ'માં સૂતેલી નાયિકાનું આ પ્રમાણે વર્ણન કરે છે :

'And still she slept an azure-lidded sleep
In blancheu linen, smooth and lavender'd'

અહીં કવિએ 'smooth' અને ' lavender'd' એ બે વિશેષણ પદો દ્વારા લિનન-વસ્ત્રની સુંવાળપ અને લેવેન્ડર જેવી સુગન્ધમયતા એમ કહી સૂતેલી નાયિકાના વસ્ત્રનો સ્પર્શેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિયને તોષે તેવો અનુભવ કરાવ્યો છે. આપણે ત્યાં સદ્‌ગત કવિ પ્રહ્‌લાદ પારેખની બહુ જાણીતી થએલી કાવ્યપંક્તિ છે :

'આજ અંધાર ખુશબોભર્યો લાગતો'

અહીં પણ કવિએ અંધકારને ખુશબોભર્યો વર્ણવી તેનું ઘ્રાણેન્દ્રિયસંતર્પક ઇન્દ્રિયગ્રાહ્ય રૂપ નિપજાવ્યું છે. રાજેન્દ્ર શાહની કવિતામાંથી પણ આવાં કેટલાંક ઉદાહરણો જોઈએ. એમના 'આયુષ્યના અવશેષે' સૉનેટગુચ્છની જાણીતી પ્રથમ પંક્તિ જ લો :

'ખખડ થતી ને ખોડંગાતી જતી ડમણી જૂની.'

અહીં એક જૂનીપુરાણી ડમણીનું ચિત્ર અંકાયું છે. પણ 'ખખડ થતી'માં એનો શ્રવણગમ્ય અનુભવ થાય છે તો 'ખોડંગાતી'માં એ ડમણીમાં બેઠેલો કાવ્યનાયક જે શારીરિક આંચકા અનુભવે છે તેનો સ્પર્શગત-શરીરગત અનુભવ કવિ કરાવી આપે છે. તો વળી આ પંક્તિ જુઓ :

'ઝલમલ ઝલમલ નદીજલ લહરી પવન વહે પણ મલમલ.'

અહીં નદીની લહરના વર્ણનને ચક્ષુગમ્ય બનાવી તેના પરથી વહેતા અમૂર્ત પવનને 'મલમલ' શબ્દથી મૂર્ત બનાવાયો છે અને એ અમૂર્ત પવનનો શરીરને જે મધુર મૃદુ સંસ્પર્શ થાય છે તેનું 'મલમલ' શબ્દથી મૂર્તીકરણ કરાયું છે. એટલે, આમ, કવિ તે પવનની મલમલશી કુમાશ વર્ણવી રહે છે. તો વળી નીચેની બે પંક્તિઓમાં ઉષાપ્રહરનું અમૂર્ત દૃશ્ય મૂર્ત કરી ચાક્ષૂષ કરાવી આપ્યું છે :

'ઉષાની કોમળ આંગળીએ
અંધારાનાં ઊઘડે ઉર;'

આ પંક્તિઓમાં ઉષાના આગમનથી અંધકાર દૂર થાય છે એ પરિસ્થિતિને 'કોમળ આંગળીએ' દ્વારા ઉષાનું ચાક્ષુષરૂપ અંકાયું છે, એક નારી તરીકે ઉષા આપણી સમક્ષ ખડી થઈ જાય છે; તો 'અંધારાનાં ઊઘડે ઉર'માં 'ઊઘડે ઉર' દ્વારા અમૂર્ત અંધકારનું પણ ચાક્ષુષ રૂપ અંકાયું છે. અહીં અંધાર પણ એક નાયક તરીકે આપણી સમક્ષ ખડો થાય છે. અને ઉષા જેવો સ્ત્રીલિંગ તથા અંધાર જેવો પુલિંગ શબ્દપ્રયોગ કરી નાયકનાયિકાના મિલનનું ચિત્ર આંકી આપ્યું છે.

કવિ આ રીતે શબ્દ દ્વારા એટલે કે કર્ણગમ્ય ઉપાદાન સામગ્રી દ્વારા આંખ, ઘ્રાણ, ત્વચા અને જિહ્વાને અનુભૂત થાય તેવાં શબ્દચિત્રો કે કલ્પનો રચી કવિતામાં ઇન્દ્રિયગ્રાહ્યતા લાવીને કાવ્યને કલાત્મકતા અર્પવા ઉદ્યમશીલતા દાખવે છે. કવિતાને કલાત્મક બનાવવાના અનેક કીમિયામાંનો આ ઇન્દ્રિયગ્રાહ્યતા પણ એક મહત્ત્વનો કીમિયો છે.

ધીરુ પરીખ

૧૯ એપ્રિલ, ૨૦૦૪

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

## ૧૫.અકીઅનો સાણસામાં (ગતાંકથી ચાલુ)

અકીઅનો અને ટ્રોજનો દીવાલ પાસે બઘડાટી બોલાવતા હતા અને વહાણોથી આઘા હતા ત્યાં સુધી ઘાયલ યુરિપાઈલસને મલમ લાગડતો પેટ્રોક્સસ પોતાની કુટિરમાં બેઠો હતો અને એની સાથે વાતો કરી એની પીડા હળવી કરતો હતો. પણ ટ્રોજનોને દીવાલ પાસે ટોળે વળતા એણે જોયા અને નાસતા અકીઅનોની ચીસો સાંભળી એટલે એણે નિસાસો નાખ્યો અને પોતાની હથેળીથી પોતાના સાથળો ઠોક્યા. વેદનાપૂર્ણ સ્વરે એ બોલ્યો, 'યુરિપાઈલસ તારે ગમે તેટલી જરૂર હોય, હવે હું તારી સેવામાં વધુ રહી શકીશ નહીં. આપણે માથે કટોકટી આવી છે. તારાં સુખસગવડ તારો સ્કવાયર ભલે સાંચવે, એ દરમિયાનમાં હું દોડતો એકિલીઝ પાસે જઈશ અને એને યુદ્ધે ચડતો કરવા મારાથી બનતું બધું જ કરીશ: કોણ કહી શકે ? મિત્રનો મત અસરકારક નીવડે અને ભાગ્યની થોડી કૃપા થઈ તો હું એને પાછો કામે જોતરી શકું.' બોલવાનું પૂરું કરતા પહેલાં તો એના પગ ચાલતા થઈ ગયા હતા.

એ દરમિયાન ધસતા આવતા ટ્રોજનોને અકીઅનોએ દૃઢતાપૂર્વક ખાળ્યા હતા પરંતુ ટ્રોજનો કરતાં એમનું સંખ્યાબળ વધારે હતું તે છતાંયે બેડાઓ પાસેથી આઘા હડસેલવાની તાકાત તેમનામાં ન હતી. સામે પક્ષે ડનાન હરોળોને ભેદીને જહાજો અને કુટિરો પાસે જવા ટ્રોજનો પણ સફળ ન થયા. યુદ્ધ બરાબર સમતોલ રહ્યું અને એથિનીની શાળામાં તૈયાર થયેલો સુતાર વહાણનાં લાકડાં પર ઓળંબો મૂકે તે દોરાવા અંતરથી કોઈ આઘુંપાછું થતું ન હતું.

ટ્રોજન દળો આમ બીજા બતેલાઓ પર હલ્લો કરી રહ્યા હતા ત્યારે, હેક્ટર સીધો વિખ્યાત વીર ઐયાઝ પર ધસી ગયો અને એ બેઉ વચ્ચે એક જ જહાજ માટે સંગ્રામ મંડાણો. ઐયાઝને જહાજ પરથી ઐયાઝને હાંકી કાઢી એને પલીતો મેલવામાં હેક્ટર સફળ થયો નહીં તેમ અપોલોએ આણેલા હેક્ટરને ત્યાંથી હઠાવવામાં ઐયાઝ પણ સફળ ન થયો. પરંતુ ક્લાઈટિયસના પુત્ર કેલીટોરને હણવામાં ઐયાઝને સફળતા સાંપડી. બળનું લાકડું લઈને વહાણને આગ ચાંપવા આવતા કેલીટોરની છાતીમાં ઐયાઝે ભાલું મારતાં એ ધબ્બ દેતો પડ્યો અને એના હાથમાંથી સળગતું લાકડું પડી ગયું. પોતાના પિતરાઈને આમ ધૂળભેગો થતો જોઈ હેક્ટરે રાડ પાડી કહ્યું, 'ટ્રોજનો અને લિસિયનો અને ડાર્ડેનિયનો દ્વન્દ્વ જેવા યુદ્ધની મજા માણનારા તમે સૌ આપણે અહીં ફસાયા છીએ ત્યાંથી તસુભાર જગ્યા પણ હઠતા નહીં. કેલીટોરને કાઢી લો નહીં તો, વહાણો પાસે પડેલા એના દેહ પરથી અકીઅનો બખ્તર લઈ લેશે.'

આમ બોલી એણે ઐયાઝ પર ચળકતો ભાલો ફેંક્યો પણ એને ચૂકી જઈને એ ભાલો એમાં સિથિરિયન સ્કવાયર, નેસ્ટરપુત્ર લાઈકોફ્રોનને વાગ્યો; સિથિરિયામાં કોઈની હત્યા કરીને એ

ઐયાઝ પાસે આવ્યો હતો. એ ઐયાઝ પાસે ઊભો હતો ત્યારે હૅક્ટરનું ભાલું એના કાન ઉપરના માથાના ભાગમાં પ્રવેશ્યું. વહાણને પાછલે મોરેથી એ ધરણી પર ઢળી પડ્યો અને એના પ્રાણ ઊડી ગયા. પોતાના ભાઈને બૂમ મારી ઐયાઝ બોલ્યો, 'પ્રિય ટ્યૂસર, આપણે એક મિત્ર ગુમાવ્યો છે; સિથિરિયાથી આપણે ત્યાં આવેલા નેસ્ટરનો પુત્ર લાઈકોફ્રોન પડ્યો છે. આપણા માવતરના જેટલી જ એની કાળજી આપણે કરતા હતા. મહાન હૅક્ટરે હમણાં જ એને હણ્યો છે. ફીબસ અપોલો પાસેથી પ્રાપ્ત થયેલાં તારાં કાતિલ તીર અને ધનુષ્ય ક્યાં છે ?'

આનો મર્મ સમજેલો ટ્યૂસર ઐયાઝની પડખે દોડી આવ્યો અને પોતાના ભર્યા ભાથામાંથી.પોતાના વક્ર ધનુષ્ય વડે એક પછી એક શરસંધાન કરવા લાગ્યો. પેન્યાઉઝના પુત્ર પોલિડેમસનો સ્કવાયર અને પેઈસીનોરનો પુત્ર ક્લીટસ એનો પહેલો શિકાર બન્યો. હૅક્ટરને અને એના દળને સહાયરૂપ થવા પાયદળ વચ્ચે એ પોતાના ઘોડા હંકારી ગયો હતો. એ પાયદળો પણ પાછાં પૂરાં અવ્યવસ્થિત હતાં એટલે એના ઘોડા પર અંકુશ રાખવામાં ઘણી મુશ્કેલી હતી ત્યારે હાથમાં લગામ સાથે એ ટ્યૂસરને બાણે વીંધાયો હતો. એનો લાગેલો ઘા કાતિલ હતો અને કોઈ મિત્ર એને બચાવી શકે તેમ ન હતું. કારણ, બાણ એના ગળાના પાછલા ભાગે પેઠું હતું. અને એ લાગતાંવેંત, પોતાના રથમાંથી એ ગબડી પડ્યો હતો. એના ઘોડા ભડક્યાં અને ખાલી રથ ખેંચતા દોડવા લાગ્યા. તે એમના ધણી પોલિડેમસે જોઈ એમના માર્ગમાં એ ઊભો રહી ગયો. એણે એ રથનો હવાલો પ્રોટિયેઓનના પુત્ર એસ્ટિનાઉસને આપ્યો અને એને ચેતવણી આપી કે, 'હું ક્યાં જઉં છું એનું ધ્યાન રાખજે અને રથને પાસે જ રાખજે.' પછી એ પાછો મોરચે આગલી હરોળે ગયો.

કાંસ્ય શસ્ત્રોથી સજ્જ હેક્ટરને ટ્યુસરે પોતાનું બીજું નિશાન બનાવ્યો. કીર્તિને વરતા હૅક્ટરના જીવનનો અંત એણે અકીઅન જહાજો પાસે જ આણ્યો હોત તો યુદ્ધ ત્યાં જ પૂરું થઈ જાત. પણ ચકોર ઝ્યૂસ હૅક્ટરની રક્ષા કરતા હતા અને એનો ડોળો ટ્યૂસર પર પણ હતો. ટ્યૂસર શરસંધાન કરવા જતો હતો ત્યાં જ એના ધનુષ્યની પણછ તોડી નાખી. ઝ્યૂસે એનો વિજય હરી લીધો. કાંસાના ફળાવાળું બાણ આડુંતેડું ગયું અને ટ્યૂસરના હાથમાંથી ધનુષ્ય નીચે પડી ગયું. ટ્યૂસર ધ્રૂજી ઊઠ્યો અને શાપ દેતો પોતાના ભાઈ ભણી વળ્યો. 'કોઈ દુષ્ટ શક્તિ,' એ બોલ્યો, 'આજે આપણું બધું બગાડી રહી છે ! મારા હાથમાંથી એણે ધનુષ્ય નીચે પાડી નાખ્યું છે અને આજે જ ચડાવેલી નવી પણછને એણે તાડી નાખી છે; એ પણછ વડે અનેક તીર હું મારવા ધારતો હતો.'

'ભાઈ મારા,' ટેલેમોનિયમ ઐયાઝે કહ્યું, 'તારા ધનુષ્યને ને તારાં બાણોને તું બાજુએ મૂકી દે કારણ, આપણી ઉપર ખફા થયેલા કોઈ દેવે એમને નકામા બનાવી મૂક્યાં છે. એને બદલે તું હાથમાં ભાલો લે, ખભે ઢાલ ચડાવ અને શત્રુઓનો સામનો કર તથા આપણી સેનાને દોર. ટ્રોજનોએ આપણને ભલે હરાવ્યા હોય આપણે એમને બતાવી આપીએ કે, આપણે કેવા લડી શકીએ છીએ ને નિરાંત લાંગરેલાં વહાણો માટે

વધારે વેગવાન આપણા પક્ષમાં બીજો કોઈ નથી. ધસારો કરી એકાદ ટ્રોજને પટકી આવને ?' મેનેલોઝ દૂર જતો રહ્યો પણ એણ્ટિલૉક્સને પાણી ચડાવવા માટે આ પૂરતું હતું. આગલી હરોળમાંથી એ કૂદ્યો, ઝડપથી સામે નજર નાખી લીધી અને પોતાના તગતગતા ભાલાનો વાર એણે કર્યો. એના ભાલાના ઘાથી ટ્રોજનો પાછળ કૂદી ગયા પણ એનો ઘા ખાલી ન ગયો. હિસેટેઓનનો માની પુત્ર મેલાનિપ્પસ રણમાં જોડાવા આવતો હતો ત્યાં જ એની છાતીમાં એ ભાલો પેસી ગયો. ધડામ કરતો મેલાનિપ્પસ ધરણી પર પડ્યો અને એની આંખે અંધારા ઊતરી આવ્યાં. પોતાની બોડમાંથી બહાર પડતાંવેંત શિકારીને હાથે હણાયેલા મૃગબાળ ઉપર શિકારી કુત્તો ત્રાટકે એમ એણ્ટિલોક્સ એની ઉપર કૂદી પડ્યો. મેલાનિપ્પસ તારા શસ્ત્રો હસ્તગત કરવા માટે એણ્ટિલોક્સ આમ મારી ઉપર ત્રાટક્યો. પરંતુ એના કૃત્યને જોનાર ઉમદા હેક્ટરે ટોળામાંથી ત્યાં ધસી આવી એનો સામનો કર્યો. અને વીર હોવા છતાં એણ્ટિલૉક્સ હેક્ટરના સ્વાગત માટે થોભ્યો નહીં. ધણનું ધ્યાન રાખનાર કૂતરાંને કે ગોવાળને મારી નાખી, ટોળું પોતાની પાછળ પડેલું જોતાં કોઈ જંગલી પ્રાણી નાસે તેમ એ પૂંછડી દબાવીને નાઠો. નેસ્ટરનો પુત્ર આમ નાઠો, એની પાછળ કાન ફાડી નાખે તેવો શોર હતો ને ટ્રોજનો અને હેક્ટર ઘાતક શસ્ત્રો ફેંકતાં હતાં. પણ પોતાની ટુકડી પાસે પહોંચી ગયા પછી, મારો ફેરવી એ ઊભો રહ્યો.

ટ્રોજનોના ક્રોધાગ્નિને જોરદાર વીંઝણો વહાનાર ઝ્યૂસે એમને સોંપેલા કાર્ય અનુસાર એમણે જહાજો પર હલ્લો કર્યો. આર્ગાઈવોનાં હૈયાં ઠંડાગાર કરી એમને માટે તો ઝ્યૂસે વિજય નકાર્યો જ હતો. ચાંચાળા બગલાઓની હેક્ટર હોળી કરે એમ ઝ્યૂસ વિચારી રહ્યા હતા. ઝ્યૂસને લાગતું હતું કે તો જ થેટિસની બેહુદી માગણીઓને પોતે સંતોષી શકશે. એટલે એક વહાણને પલીતો ચંપાયો ત્યાં સુધી એ થોભ્યા. એ ઘડી પછીથી જહાજો પાસેથી ટ્રોજનો પાછા ધકેલાય અને ડનાનો વિજયી થાય એમ એ ઈચ્છતા હતા. પ્રાયમનો પુત્ર હેક્ટર ખોખર જહાજો પર હુમલો કરે તે માટે એને પારો ચડાવતી વેળા આ બધું એના મનમાં ચાલી રહ્યું હતું. હેક્ટરના ઉત્સાહનો અભાવ હતો એમ ન હતું. હાથમાં શૂલ લઈને ઝઝૂમતા યુદ્ધદેવની જેમ જંગલોને ખાક કરતા ડુંગર પર લાગેલા દાવાનળની જેમ હેક્ટર ઝઝૂમી રહ્યો હતો. એને મોઢે ફીણ આવી ગયાં હતાં નીચી થયેલી ભમ્મરો નીચેથી એના ડોળી તગતગતા હતા એ યુદ્ધ કરતો હોય ત્યારે થતા એના શિરત્રાણના ડોલનમાંથી પણ ભય નીતરતો. એના સહાયક તરીકે આકાશમાં ઝ્યૂસ સ્વયં ઊભા હતા અને મહાન ગૌરવને માટે મોટા ટોળામાંથી દેવે એને જ પસંદ કર્યો હતો કારણ, એનું આવરદા થોડા સમયમાં ખતમ થવાનું હતું. પેલ્યુસના સમર્થપુત્રને હાથે એના વધનો દિવસ પેલાસ એથિની નજીક લાવી રહી હતી.

હેક્ટરનો હેતુ હતો દુશ્મનોની હરોળને તોડવાનો અને જ્યાંજ્યાં એની દૃષ્ટિએ બહુસંખ્ય દળ મળ્યાં અને સુસજ્જ વીરો પડ્યા ત્યાં ત્યાં એણે પ્રયત્ન કર્યો. પરંતુ પોતાના આક્રમણની વિકરાળતા છતાં એ ક્યાંય શત્રુહરોળને ભેદી

શક્યો નહીં. દીવાલના પાણાઓની જેમ એ અડગ ઊભા રહ્યા, સૂસવતા વાયરા અને ઊંચે ઊછળતાં મોજાંના મારાનો સામનો કરતી ઝૂમતી ટેકરીની અદાથી અડીખમ એ ઊભા રહ્યા. આટલી દૃઢતાપૂર્વક ડનાનો ટ્રોજનો સાથે ઝીકટ ઝાલતા રહ્યા અને રણ છોડી જવાના વિચારોને એમણે હાંકી કાઢ્યા.

પગથી માથી સુધી સળગતો હેક્ટર આખરે એમની ઉપર તૂટી પડ્યો. કાળાં ઝબોળ વાદળો નીચે જોરદાર વાવડે પેદા કરેલા મોતીને ધસતો કળ્યો. જહાજ સાથે અથડાઈ જહાજને ફીણથી એ રંગી દે છે; ગર્જના કરતો વાયરો એના સઢમાં ભરાય છે અને સર્વનાશમાંથી માંડ બચેલા ખલાસીઓ બહાવરા બની થરથર કાંપે છે. અકીઅનોનાં હૈયાંમાં ભય પ્રેરતો હેક્ટેર એવી રીતે તેમની ઉપર તૂટી પડ્યો.

કોપ્યૂસનો પુત્ર માઇસેનિયન પેરિફિટિસ એનો શિકાર બન્યો. રાજા યુરિસ્થ્યૂસના આદેશો મહાન હેરાક્લિસને પહોંચાડનાર એ વચેટિયો હતો. પણ પોતાના બે બદામના બાપ કરતાં પેરિફિટિસ ક્યાંય ચડિયાતો હતો. એ બધી રીતે ઉત્તમ હતો. સારો દોડવીર હતો અને માઇસિનેમાંના શક્તિશાળી વીરોમાંનો એ એક હતો. એના મૂલ્યથી એના વિજેતાની કીર્તિ વૃદ્ધિ પામી. એ નાસવા જતો હતો ત્યાં પોતાની ઉપર થતી શસ્ત્રવૃષ્ટિને રોકવા રાખેલી ઢાલની કિનાર સાથે અથડાઈ એણે ઠેબું ખાધું ને એ ઢાલ એના પગ પર આવી પડી. સમતોલના ગુમાવતી એ ઊંધે માથે પડ્યો અને જમીન સાથે અથડાયો ત્યારે લમણાં સાથે અથડાઈ એનું શિરત્રાણ ખડક્યું ને એ અવાજે તરત હેક્ટરનું ધ્યાન ખેંચ્યું. તરત દોડીને પોતાનું ભાલું એની છાતીમાં હેક્ટરે હુલાવી દીધું અને એના મિત્રો સમક્ષ જ એને મારી નાખ્યો. હેક્ટરથી ખૂબ ગભરાઈ ગયેલા એના મિત્રો એને કશી સહાય કરી શક્યા નહીં.

થોડી જ વારમાં આર્ગાઇવોને પોતાનાં વહાણોમાં ઘૂસવું પડ્યું અને પહેલી હારના ઊંચેરા ભાગનું રક્ષણ લેવું પડ્યું. પણ ટ્રોજનો ચડી આવ્યા અને આર્ગાઇવોની પહેલી હરોળ બાજુની કુટિરોમાં ગઈ. છાવણીમાં ચોમેર ફેલાવાને બદલે એ લોકો ત્યાં જ અટકી ગયા. શરમિંદાપણાએ અને ભયને કારણે એમ બન્યું હતું. આર્ગાઇવોના પાલક જેવા નેસ્ટર કરતાં બીજા કોઈએ એમને વધારે પાનો ચડાવ્યો ન હતો. દરેક સૈનિકનાં માતાપિતાનાં નામ લઈ એ સંબોધતો. 'મરદ બનો દોસ્તો' એણે કહ્યું. 'જગતમાંથી તમારી કીર્તિનો વિચાર કરો. તમારાં બાળકો, તમારી ભાર્યાઓ, તમારી માલમિલકત અને તમારાં માવતરને યાદ કરો. દૂર છે તે સઘળાં સ્વજનો માટે પારોઠનાં પગલાં ભરીને ભાગવાને બદલે પગ ખોડીને ઊભા રહો.'

નેસ્ટરના આ પ્રેરક શબ્દોએ સૌનાં હૈયામાં હામ પૂરી અને એમની આંખે ચડી ગયેલા અકુદરતી પડળને એથિનીએ દૂર કર્યાં. એમની બંને દિશાએ હવે ઉજાસ હતો એમની પાછળ લાંગરેલા જહાજો પામ્યાં હતાં. ત્યાં અને અનિર્ણિત યુદ્ધ ખેલાઈ ગયું હતું ત્યાં એમની આંખોની સામે. પાછળ નિષ્ક્રિય ઉભેલા સૌ તેમજ વહાણો પાસે લડતા સૌ હેક્ટરને જોઈ શકતા હતા.

યુદ્ધ છોડી અળગા તરી ગયેલા અકીઅનો વચ્ચે જવાનો વિચાર ઍયાઝના માની હૈયાને રુચ્યો નહીં. એને બદલે વહાણોમાં તૂતકો ઉપર ડાંફ ભરતો અને બાવીસ હાથ લાંબો વાંસડો ઘુમાવતો એ ફરતો રહ્યો. એ વાંસડો જુદા જુદા ટુકડાઓને સાથે ચોંટાડીને બનાવવામાં આવ્યો હતો અને દરિયાઈ જંગ માટે એ બનાવાયો હતો. ચાર ચુનંદા ઘોડાઓને મોટા નગરના રાજમાર્ગ પર ગામ બહારથી દોડાવતા આવતા અને એ ધંધે જતા આવતા લોકોથી તરબતર માર્ગ પરનાં પુષ્કળ ભરમારીઓનું ધ્યાન ખેંચી એક ઘોડેથી બીજે ઠેકતા અને ખેલ કરતા કોઈ સવાર નટની માફક ઍયાઝ એક જહાજેથી બીજે ડાંફોડિયાં દેતો હતો. અને પોતાના જહાજોને તથા કુટિરોનું રક્ષણ કરવા એ ડનાનોને પાણી ચડાવતો હતો ત્યારે એનો અવાજ આકાશે પહોંચતો હતો.

ટોળાંની સાથે ચાલવાને અને પોતાના ટ્રોજન સૈનિકોની સાથે વધારે રહેવા હેક્ટર પણ ચાહતો ન હતો. નદી તટે આકાર કરતા સારસોના, બગલાઓના કે લાંબી ડોકવાળા હંસોનાં સમૂહ પર બદામી રંગનું ગરુડ ત્રાટકીને ઝાપટ મારે તેમ મોરચે આવ્યો અને સીધો એક નીલરંગી વહાણના મોરા તરફ ધસ્યો. ઝ્યૂસે એને વાંસેથી જોરથી હાથ દીધો અને એના સૈનિકોને એને અનુસરવા ધકેલ્યા.

એટલે જહાજો પાસે પુનઃ આકરો જંગ મંડાયો. જહાજો પાસે આવી એવી તો ઉત્કંઠાથી એ લોકો શત્રુઓ સાથે ભિડાયા હતા કે એ લોકો તાજામાજા અને વગર થાકેલા જ લાગે. પણ લડતા હતા ત્યારે બંને પક્ષો વચ્ચે આ તફાવત હતો. 'હવે અમારો સર્વનાશ નિશ્ચિત છે એમ અકીઅનોને લાગતું હતું. પોતાનો અંત એમને દેખાતો હતો. પણ વહાણોની હોળી કરવાથી અને અકીઅન સેનાપતિઓનો ખુરદો બોલાવવાની ઇચ્છા દરેક ટ્રોજનના હૃદયમાં ઉભરાતી હતી.'

આખરે હેક્ટરનો હાથ એક દરિયાખેડું બતેલાને પાછલે મોરે પહોંચ્યા. પ્રોટેસિલોસને ટ્રોય લાવનાર એ ખારા પાણીનું વેગીલું વહાણ હતું પણ એ પાછું એને વતન એને ન લઈ જઈ શક્યું. એની આજુબાજુ અકીઅનો અને ટ્રોજનો હાથોહાથની લડાઈ લડવા લાગ્યા. ડનાનો માટે શરોનો અને ભાલાંઓનો વણથંભ્યો મારો ઝીલવાનું હતું. કૃતનિશ્ચયી બનીને એ લોકો એક જૂટ ઊભા અને ધારદાર કુહાડીઓ વડે નાના કુહાડાઓ વડે લાંબી તેગો વડે અને બે અણિયાળાં ભાલાંઓ વડે એ લડવા લાગ્યા. સુંદર કારીગરીવાળા હાથાવાળી અનેક તલવારો યોદ્ધાઓના હાથમાંથી ધરતી પર પડવા લાગી અને બીજી કેટલીયે લડતા યોદ્ધાઓના ખભા પરથી જ ઊભી કપાઈ ગઈ. ધરતી પર લોહી વહેવા લાગ્યું.

હેક્ટરે વહાણ પરથી હાથ છોડ્યો નહીં પણ મોરા પરના શુકનચિહ્ન ઉપર હાથ મૂકી રાખ્યો અને એણે ટ્રોજનોને રાડ પાડી, 'આગ લાવો, યુદ્ધનાદ કરો, સૌ સામટા મંડી પડો. ઝ્યૂસ આમે આપણને બધું પાછું આપે છે. વહાણો હવે આપણા હાથમાં છે. દેવોની ઇચ્છા વિરુદ્ધ એ લોકો અહીં આવ્યા છે અને આપણે માટે આ બધી ઉપાધિ ઊભી કરી છે. પણ એ માટે આપણા વડીલોની નામર્દાનગી જવાબદાર છે. જહાજો

પાસે હું યુદ્ધ લઈ જવા માગતો હતો ત્યારે મને અટકાવ્યો અને સેનાને રોકી રાખી હતી. પણ જે સર્વદર્શી ઝ્યૂસે તે દિવસે આપણને અંધારામાં રાખ્યા હતા તે જ આજે આપણને બળ પ્રેરી આગળ ધકેલે છે.'

આ સાંભળીને આર્ગાઇવો ઉપર વધારે વિકરાળ બનીને એ સૌ તૂટી પડ્યા. શસ્ત્રોના મારાથી હારી જઈને ઐયાઝ પોતાનું સ્થાન સાચવી શક્યો નહીં અને મોતથી ગભરાઈ ઝમકદાર જહાજના પાછલા તૂતક પરથી ખસી સાત હાથ લાંબા ટેકણ પર જઈ ઊભો. ત્યાં એ સાવધાન ઊભો હતો અને બળતી મશાલ લઈને કોઈ ટ્રોજન આવતો તો લાંબા વાંસ વડે એ એને ખાળતો અને એ બધાંની વચ્ચે પોતાના ભયંકર અવાજે ડનાનોને લડવા માટે એ પ્રેરતો રહેતો. 'દોસ્તો, બહાદુર ડનાનો એરિઝના સેવકો,' એણે ત્રાડ પાડી કહ્યું, 'વીર બનો અને તમારી પુરાણી તાકાતને યાદ કરો. આપણી પાછળ સાથીઓ છે કે વિનાશને અટકાવે એવી કોઈ દીવાલ છે એમ તમે માનો છો શું ? આપણી કીર્તિ ઊજળી રાખે એવાં સહાયક દળોવાળો કોઈ કિલ્લો આટલામાં નથી. આપણે ટ્રોજનભૂમિ પર છીએ, આખું ટ્રોય હાથમાં હથિયાર લઈને ચડી આવ્યું છે, આપણી પાછળ દરિયો છે ને આપણો દેશ ખૂબ ખૂબ દૂર છે. તો જાતને બચાવવી હોય તો આપણે લડી લેવું જોઈએ ને તે પણ જરાય હળવે હાથે નહીં.'

આમ બોલતી વેળા એ પોતાનો લાંબો વાંસડો ઝનૂનપૂર્વક ખોસ્યા કરતો હતો. પોતાને પાનો ચડાવતા હેક્ટરથી પ્રેરાઈ કોઈ ટ્રોજન સળગતી મશાલ લઈને આવતો તો અચૂક ઐયાઝ એને પોતાને લાંબે ભાલે વીંધી નાખતો. પોતાના હાથમાંથી હથિયાર અળગું કર્યા વિના એણે બાર માણસોને જહાજો પાસે ઘાયલ કર્યા. (ક્રમશઃ)

## એક કાવ્ય/લાભશંકર ઠાકર

તું અપરાધી છે.
તને પકડનાર પોલીસ અને સાબિત કરનાર વકીલ પણ તું છે.
તારા નિત્ય ન્યાયાલયમાં મુકદ્દમો ચાલે છે;
અને ન્યાયાધીશની ખુરશી પર બેઠા બેઠા તું જ
હાથા વગરની કુહાડીથી
થડ વગરનાં ઝાડને
ખચ્ચાક ખચ્ચાક
કાપી રહ્યો છે તેવી
ખળ ખળ વહી જતી ક્ષણોમાં
તારા હાથપગ તણાઈ રહ્યા છે
ધૂંધળી
સાચની સપાટીમાં
તેવી મનશ્ચેતનામાં
હાથ વગર
હાથ નાખીને
હાથપગને
પકડવા મથી રહ્યો છે કોણ જાણે ક્યારનો ય.

આ મથામણમાંથી તું ક્યારે બહાર આવશે ?
બહાર ક્યાંથી અને કેવી રીતે આવે ?
તું જેટલો અંદર છે
તેટલો બહાર છે.
અંદર ક્યારે ગયો
અને બહાર ક્યારે આવ્યો

તેની
તને સ્મૃતિ નથી.
તું બહારથી અંદર તાકે છે
અંદરથી બહાર.

નથી નિસરણી.નથી પગ.
તું શું કરી શકે ?

આવવું છે બહાર
અને જવું છે અંદર
તેવી ઇચ્છા છે.
ઇચ્છધર
પિચ્છધર થઈ
કળા કરે છે સામસામે
તેથી
શું ભૂલી જવાય છે અંદર
અને બહારનો
ભેદ ?

કદાચ એવાં
આંતર્બાહ્યને ભૂલી જવાનાં
સ્ખલનો છે,
સુખદ.
પણ પછી તે સુખને સાવ અકબંધ તો સ્મૃતિ પણ સાચવતી નથી.
પલકારામાં ભૂલી જવાય છે સદીઓનાં
સાતત્યોનાં સુખ,
તારે તો
તગ તગ તાકવાનું જ રહે છે
ધૂંધળી
કાચની સપાટીને
અંદરથી બહાર
અને બહારથી અંદર.

અને સમાન્તર હોય છે ભાષાભંડારથી
ઊથલી પડવું
અવાચક : કડડભૂસની સરિયામ પ્રત્યક્ષતામાં
new foes to tug with.
જીભ વગરના સંવાદોમાં આવાં ગાર્દનું જહાજ
ડૂબી જાય.

But who will turn a deaf ear ?
તટસ્થો સત્યના સાક્ષી હતા અને છે

તે
તટ પરનાં શિલ્પો છે, ખંડિત.
જે
કંડારનારનાં કાંડાંઓને પણ ભૂલી ગયાં છે.
સાદો હિસાબ એ છે કે શિલ્પોના હાથ
આંખ
મોં
ભગ્ન છે.
છે છતાં નથી.
છે તો નથીની અંદર
અને હશેની બહાર તારે
માત્ર
ટટળવાનું.

અંદર જઈને અંદરનાને
બહાર કાઢવા
અને બહાર નીકળીને
બહારનાને
અંદર લઈ જવા
તટસ્થ શિલ્પોની સામે
આયનામાં ઊભા ઊભા નહિ
પડ્યા પડ્યા હાથ વગર
પગ વગર
મોં વગર
આંખ વગર
હાથ-પગ-મોં-આંખ છતાં આમ તારે તારામાં જ
માત્ર
ટટળવાનું.
આ એક ધડાકો
તડકાના કિનારે કિનારે
ચણ ચણતાં કબૂતરોને
ઊડાડી મૂકે છે તે તો

ભય છે -
સમારોહને વીંખી નાખીને અ-ક્ષરધામને જીવતો કરવાનો.
જેથી ક્રિયાપદો પગરખાં પહેલી લે,
નિષ્કંટક શોધમાં
નીકળી પડવા
પોતાની.
રોતાંની આંખ લુછાય
પગલાંને પુછાય.
ગામનાં ગામ ભૂંસાય.
પંથોનાં મૃગજળને ખંખેરાય
ક્યાંય
જો
કાપકૂપ કર્યા પછીય
પોતાને પમાય
અને પોતામાં સમર્પિત થવાય.
આવે.
સમર્પણનાં મંચનમાં
મંચ પર
હરિ આવે,
કરતાલો લાવે.
કણ કણ ખરી જવાના લયમાં
ઉપર
નીચે
બધાં જ ગાવે.
અર્થમુક્ત ઊંઘોનાં મિષ્ટ પતાસાં ચાવે
પ્રેક્ષ્ય અને પ્રેક્ષકની દાઢો.
ડુંગર
તરણાં સમેત આવે.
આંગળી રાજધર્મની ટચલી
મીડિઆની સામે
ગિરિ ગોવર્ધનને
પલભરમાં ઊંચે

અભ્રઘટાને અડે એટલું ઊંચે
ઊંચકી બતાવે.
ને ગડડધુમ્મ મૂસળ-શી ધારે
મીડિઆનો
તૃષિત તલપતો દાહ છીપાવે.

સંતૃપ્ત પલળતા

મીડિઆજનમન સઘન-અઘન

કરતાલો પકડી

હરિ હરિ જય જય ગાવે.
આવે.
સમર્પણના મંચનમાં

મંચ પર

હરિ આવે.

પણ તે નાટકમાં.
તે શું નાટક ફાટક નથી જીવનનું ?
મહેરબાન પ્રશ્નકર્તા, ફાટક ઉઘાડો અને આગળ વધો.
છે તો છે એક જ આધાર હરિના નામનો

પરીના નામનો.

અને અફકોર્સ ચમકતી જરીના નામનો પણ ખરો.
સર સર સરી જતી સરિતા પણ હોય ઘનશ્યામ વિના ?
ભલા માણસ, મંચ પર જ નહિ ઑફ કે બ્રૉડ વે-ના
જગતમંચ પર
જો
વરસી રહ્યા રે વાદળમાં વનમાળી.
બાધા છોડી રાધા બની આ -

ગગનમંડળની

નીચે
ગા
અને તાળી દે તનમાળીને

વનમાળીને

મનમાળીને
અંદર અને બહાર

અચૂક
પડઘાશે
રંગમાં રંગતાળીનો અવાજ
જે તારાં
ગાળી નાખી હલાવી રસિક હૃદયને
તને
ખુરશીમાં બેઠેલા પ્રેક્ષકને
જળબંબાકાર
હયાતીમાં
ડુબાડીને છૂ કરી દેશે, છૂ-લોકમાં, અંતર્ધાન.

શું
તું
ગાજ નથી ને બટન ભરાવે છે અવાજના વસ્ત્રનું ?
ગાજવીજ તો છે -
કવિને કરતી ભાટ.
ચાટ હોય.
ચાટવાનું પણ હોય.
અને લયબદ્ધ ચટાય પણ ખરું.
માત્રામેળની મોજડીઓ પહેરી યાત્રા પણ હોય.
તાબડતોબ ઊડાય કલ્પનની કાતર ઊંચકીને
રાજધર્મના
ગંઠાયેલા નાડાની
યથા સમય ગાંઠ કાપવા.
ને અંતઃસ્ફુરણાથી અષ્ટ ચતુષ્કલ ધાંગાઓના
નાદ
વણીવણીને રચાય નાડું શીઘ્ર
દીર્ઘ
જે
રજધર્મના સૂંથણામાં પરોવી બાંધી દેવાય
ગાંઠ
સરકણી.
અહોહો તત્પરતા શી કાજધર્મની !

સરસ્વતી બંધાય છતાં ગંધાય નહિ.

ગંધાય છે તે નદી નથી.
સ્નાન કરાય છે માથાબોળ અંતઃસ્રોતમાં કુંડ બાંધીને.
નાહીને ચોખ્ખાં થાય છે ભુણ્ડ.
પણ મુણ્ડમાંથી નહિ.
તુણ્ડ પર હાથ ફેરવતા ફેરવતા તમામ સરિતાઓ સાગરમાં લીન થતી જોવી
અને નિર્વિશેષ નિર્મળતાને કોઈ ધર્મગ્લાનિની ક્ષણે
ઉસૂલ ઉછાળીને
એમાં ઊછળતી જોવી અંતર્ધાનમાં દાડમિયા રંગની નિસબત સાથે
તે દર્શન છે : sitting silently
dooing nothing જેવું નિરાયમ.
વળગણોની ભૂમિ પર
the grass grows:
મહિમા આમ ઊગવાનો છે અને ક્યાંક કશે પૂગવાનો છે.
હોય તો ગાયોના ગોવાળને નિમંત્રણ હોય, ગાયો ચરાવવા.
પછી તારી ગાયો
તારા તડકાને પણ ચરી ગઈ
એવો આરોપ
ન મુકાય તારાથી તારા પર.
ટૂંકમાં
તું તારા પર
આરોપ મૂકે છે
તું તને પકડે છે
અને તને બચાવવા
સદીઓથી દલીલ કરે છે
તે
ઊંઘતા અને જાગતા
ધ્યાનસહિત
અને ધ્યાનરહિત
સાંભળતા સાંભળતા
ન્યાયાધીશની
ખુરશી પર બેસીને.

ન્યાય તોળતાં તોળતાં

તું
ઝોકે ચઢવાની રમત
રમતાં રમતાં
ઊંઘી ગયો છે -
તે પ્રતારણા નથી તારી કે અન્યની.
તે
છે તો છે
તારામાંથી અનાયાસ ઊગેલી
સંસ્કૃતિ.
છે
અને ચાંપ વગરની છે, ઘટાટોપ.
તું
છે અને હાથ વગરનો છે, ઘટાટોપ.
નથી ચાંપ. નથી હાથ.
'છોડી દે
ઘટાટોપને બાથ ભરવાના રિહર્સલ્સ' એવી સ્વગતોક્તિ મંચ પર બોલ
અને સાંભળ ઘટાટોપમાં પડઘાતો તારો અવાજ.

## આગ બૂઝી ગઈ/ભાનુપ્રસાદ પંડ્યા

ચીમળેલા કાગળના ડૂચાને જોઈ જોઈ કવિતા કવિને એક સૂઝી ગઈ :
કરચલીએ આંકેલી આંગળીઓ ડોશીની તોરણને અડતાં શેં ધ્રૂજી ગઈ ?

સાતસાત સીમાડે-આઠઆઠ વાડી પર આંખો ચકલીની જેમ ઊડી રહી,
ખોળિયું તો ખાંપણની રાહ ભલે જોતું પણ ચૂંદડી મેળામાં દૂર બૂડી ગઈ !
કંકુમાં બોળેલી કુમળી હથેળિયું ત્યાં ભીંતના ગણેશને પૂજી રઈ !

'ટપટપ' ખરેલ વડટેટા વીણ્યા'તા, બાઈ ! આંખમાં ઝબૂકતા એ હીરા હતા !
ગામની ગલીમાં ક્યાંક આઘેરું ખોરડું ઊડતા'તા એમાં એ લીરા હતા ?!

પેટાવેલ સગડીમાં કજળે ઢેખાળા બધા ફાગણની આગ ક્યાંક બૂઝી ગઈ !
ચીમળેલા કાગળના ડૂચાને જોઈ જોઈ કવિતા કવિને એક સૂઝી ગઈ.

# સૂરજની મા/*પ્રવીણ પંડ્યા*

સૂરજની માએ
એને માટીના સાત ઘોડા આપેલા
જે રોજ રાતે
સપનામાં સાચા થઈને દોડે છે
બાકી
સૂરજને  સાત ઘોડા કેવી રીતે હોય ?
ઈલેક્ટ્રિકના લોખંડી ટાવરમાંથી
એક લાખ બત્રીસ હજાર વૉલ્ટ્સની
હાઈટેન્શન પાવર લાઈન પસાર થાય છે
જેની નીચે
ગાડરિયાંના વાડાવાળું
ગાર-માટીનું એક છાપરું છે
જેમાં સૂરજની મા રહે છે.
એ તેર વરસની કિશોરી છે
જેના પાતળા પગમાં ચાંદીનાં જાડાં કડાં છે
કોણી સુધી હાથીદાંતનાં બલોયાં છે
અને
સોનેરી વાળની સેંથીમાંથી કપાળ પર દામણી ઝૂલે છે.
એ પોતાના માપથી મોટાં
લીલી-પીળી ભાતવાળાં ઘાઘરી-પોલકાં પહેરે છે
જે દોડતી વખતે
હવાને કારણે
પરીની પાંખ જેવાં લાગે છે.
હાઈવેથી એક કિલોમીટર અંદર
શહેરના છેવાડે આવેલા અંતરિયાળ ભાગમાં
એનું ઘર છે..
મને પણ ક્યાં ખબર હતી
કે
એ કિશોરી સૂરજની મા છે !
રોજની જેમ
એક વખત વહેલી સવારે
એ તરફ ચાલવા ગયો
ત્યારે
એ હાઈટેન્શન પાવર લાઈન સામે મારી નજર પડી,
વાડામાં
બકરીના પાછલા પગ નીચે
એ ચોકડી મારીને
ખોળામાં બોઘરણું લઈને બેઠી હતી,
નાના બાળકની ઊંઘ જેવું આકાશ હતું.
એણે બેઉ હાથથી બકરીનાં આચળ દબાવ્યાં
ત્યારે બોઘરણાંની બહાર
પૂર્વ દિશામાં
દૂધની શેર થઈ
સૂરજે મોઢું ખોલ્યું
અને
દૂધની શેર મોઢામાં પડતાં જ
એ મલકાયો,
પેલી કિશોરીના ચહેરા પર
મેં
માતૃત્વ ખીલતું જોયું,
મેં એને ઓળખી કાઢી
કે
એ સૂરજની મા છે.
પૂર્વજો સૂરજને પ્રણામ કરતાં
એ યાદ કરીને
મેં હસતા હસતા
સૂરજની મા તરફ હાથ જોડ્યા
જો કે
એને આની ખબરેય નહોતી !
ત્યાર પછી
મેં સહજ રીતે
એની દિનચર્યાનો અભ્યાસ શરૂ કર્યો.

સવારે
એ બાવડાથી ચહેરા પરનો પરસેવો લૂછતાં લૂછતાં
છાણ-વાસીદું કરતી હોય છે ત્યારે
ઘોડિયાંમાં બેઠેલા બાળકની જેમ
સૂરજ એની સામે ઝૂલતો હોય છે,
પછી
એ હાઈવે અને શહેરની વચ્ચેના અંતરિયાળ ભાગમાં
હાથમાં દંડીકો લહેરાવતી
ગાડરિયાં લઈને નીકળી પડે છે.
ગાડરિયાં લીલાં તરણાં ચરે છે
સૂરજ ઉપર ચડે છે
ગાડરિયાં ટેકરી ચડી સૂકું ઘાસ ચરે છે
સૂરજ ઉપર ચડે છે
ગાડરિયાં ખેતરોની વાડે લંબાઈને ફૂલ-વેલા ચરે છે
સૂરજ ઉપર ચડે છે,
બપોરે
સૂરજની મા બાવળના ઝાડ નીચે
થડને અઢેલીને બેસે છે
અને
સૂરજ પાંદડાંના પડછાયાની પાટી ઉપર
કક્કો-બારાખડી લખે છે.
હું તો માનતો હતો
કે
સૂરજ પર આખી દુનિયા ટકે છે
પણ
આ જોયા પછી મને સમજાયું
કે
સૂરજ તરણાં પર ટકે છે
સૂરજ ગાડરિયાં પર ટકે છે
સૂરજ પાંદડાંના પડછાયા પર લખાતાં
કક્કા-બારાખડી પર ટકે છે
સૂરજ ટકે છે
કિશોરવયની માતાના પરસેવા પર
જે ગાડરિયાં લઈને સતત ભટકતી રહે છે.
વિશાળ હાઈવે પર
મોતની ઝડપે વાહન ધસમસતાં હોય છે
હાઈવે પાસેની ખાઈઓમાં
કચડાયેલાં વાહનોનાં હાડપિંજર પડ્યાં હોય છે
જનાવરોનાં મડદાં ગંધાતાં હોય છે
મૃત્યુની ગંધથી લપેટાયેલા
વિશાળ હાઈવે પર
મોતની ઝડપે વાહન ધસમસતાં હોય છે.
ક્યારેક ચારા માટે ભટકતી
સૂરજની મા દંડીકા સાથે
કાળી વિશાળ સડકની વચ્ચોવચ્ચ ઊભી રહી જાય છે.
અને ત્યારે
એ મહિષાસુરમર્દિની જેવી લાગતી હોય છે.
કતારબદ્ધ ગાડરિયાં
મગરમચ્છોથી ભરેલા સમુદ્ર જેવો હાઈવે ઓળંગે છે.
સૂરજ પણ એમની સાથે સાથે સામે પાર જાય છે
ખટારાના ડ્રાઈવરો બે ઘડી વાહન થોભાવીને
આ કિશોરીને જોઈ પોતાના ઘરબાર યાદ કરે છે
સરકારી કાફલાને થોભવું પડે
તો લાલ લાઈટવાળી ચળકતી મોટરો
આ કિશોરી સામે તુચ્છકારથી હૉર્ન વગાડતી રહે છે
મોટર સાથે ગાડરિયાં કે સૂરજ ઘસાય
તો અંદર એ.સી.માં બેઠેલા મહોદય કોપાયમાન થતા હોય
એમને ક્યાં ખબર છે
કે
આ સૂરજની મા છે !
એમને મન આ કિશોરી
એક કૃષકાય પડછાયાથી વધીને કાંઈ નથી
એમની મોટરના કાચ ઉપરેય કાળી ફિલમ લાગેલી હોય છે
પાછા વળતી વખતે

ગાડરિયાં તોફાને ચડે છે
અને આમતેમ ભાગવા માંડે છે
સૂરજ પણ એમના ચાળે ચડે છે
અને ત્યારે
સૂરજની મા
હડી કાઢીને એમને આંતરે છે
દંડીકાથી ગાડરિયાંને સીધાં કરે છે
સૂરજનો કાન આમળે છે
સૂરજનો ચહેરો લાલ થઈ જાય છે !
એક લાખ બત્રીસ હજાર વૉલ્ટ્સવાળી
હાઈટેન્શન પાવર લાઈન નીચે
રાતના ગાઢ અંધકારમાં
એ કિશોરવયની સ્ત્રી ખાટલી પર ઢગલો થઈને પડે છે.
સૂરજ
માએ આપેલા માટીના ઘોડાને
સપનામાં સાચા કરી રથ દોડાવે છે.
આખી દુનિયા એની માતાને આદરથી જોતી હોય છે
આખી દુનિયા એની માતાનો જયજયકાર કરતી હોય છે
સૂરજ
સપનામાં
આખી દુનિયા પર
પોતાના સિક્કાને રણકતો સાંભળે છે
અને ત્યારે
સૂરજની મા
અંધારામાં
ખાટલી પાસે બોદા પગરવ સાંભળે છે !!
એક લાખ બત્રીસ હજાર વૉલ્ટસ્વાળી
હાઈટેન્શન પાવર લાઈન
એના દેહમાં ઊતરી જાય છે...
તો એની દિનચર્યા જ જોઈ છે
મનચર્યા
ક્યાં જોઈ શક્યો છું ?

એક દિવસ સવારે
મેં
એ રસ્તા પર ભારે અવર-જવર જોઈ !
મારી પાસેથી સાઇરન વગાડતા
સરકારી કાફલા નીકળ્યા
સમાજ-સેવકોની મોટરો ધમધમાટ કરતી
એ બાજુ ગઈ
'પ્રેસ' એવું લખેલી મોટરો પણ
એ જ દિશામાં દોડી
સાધુ-સંતોની મોટરોય સડસડાટ ચાલી.
મને મનમાં થયું
કે
કદાચ આ લોકો સૂરજની માને ઓળખી ગ
હશે
અને
એનું સન્માન કરવા જતા હશે.
ઈલેક્ટ્રિકના ટાવર પાસે મહેરામણ ઊમટ્યો હતો
ધક્કા-મુક્કીમાં ઘૂસીને જોયું :
સહુથી આગળ
મંત્રી મહોદય ઊભા હતા
એમને ઘેરીને અધિકારીઓની ભીડ ઊભી હતી
સમાજસેવકો અને સાધુ-સંતો ઊભા હતા
કેમરાથી સજ્જ પત્રકારોનાં ટોળાં ઊભાં હતાં
છેક છેલ્લે
થરથર ધ્રૂજતા માણસોના ઓળા ઊભા હતા.
હું ઠેઠ આગળ ધસ્યો
અને જોયું,
ત્યાં સૂરજની માનું ઘર નહોતું
વાડોય નહોતો
ગાડરિયાંય નહોતાં
સૂરજની મા પણ નહોતી
ચારે તરફ

કાળા ઢગલા હતા.
ચાર્લી ચૅપ્લિન કૉમિક કરતો હોય
એમ અધિકારી બોલી રહ્યા હતા
કે
આ અભણ અબુધ લોકો સમજતાં જ નથી
એક લાખ બત્રીસ હજાર વૉલ્ટ્સવાળી
હાઈટેન્શન પાવર લાઇન નીચે
ગેરકાયદેસર ઝૂંપડાં વાળે છે !
મર્યાં પછી પાછાં
એમણે પંચનામુ કર્યું.
સમાજસેવકો અને સાધુ-સંતો અફસોસ વ્યક્ત કરતા હતા
મંત્રી મહોદય
કૅમરા સામે
કરુણાથી હાથ જોડતા હતા
કૅમરા ત્યાંથી પેન થઈને કાળા ઢગલા પર સ્ટેડી થતા હતા
ચૅનલના પત્રકારો
હાથમાં માઇક લઈને
આખી ઘટનાનું વૃતાંત રસપ્રદ રીતે વર્ણવતા હતા
આમાંના કોઈનેય ખબર નહોતી
કે
આ હાઈટેન્શન પાવર લાઇન નીચેના છાપરામાં
સૂરજની મા રહેતી હતી.
મારી બુદ્ધિ બહેર મારી ગઈ
આંખે અંધારાં આવ્યાં
અંધ મનુષ્યના હાથ
ફંફોસી ફંફોસીને જરૂરી વસ્તુ શોધે
એમ
મારી દૃષ્ટિ
કાળા ઢગલાઓમાં ફરી રહી હતી
એને કશીક ચમક અડી.
એ કડું હતું
ગ્રહણ સમયે
સૂર્યકંકણ દેખાય એવું કડું !
કદાચ સૂરજની મા
એ સૂર્યકંકણમાથી સરકીને ચાલી ગઈ હશે ?
કદાચ....

## બે ગઝલ/અશોક ચાવડા 'બેદિલ'

### સવાર કરવામાં

હતું જ એ ય ગયું ફેરફાર કરવામાં
દીવો બુઝાઈ ગયો અંધકાર કરવામાં.

હવે જગાડ ન સૂતો છું હું હકીકતમાં
જરાક વાર કરી તેં સવાર કરવામાં.

નદીની જેમ અગર ચાલશો થશે રસ્તા,
ખડક ઊભા જ રહ્યા છે વિચાર કરવામાં.

હે પારધી ટહુકાઓ ન ધ્યાનથી સાંભળ
ધ્રૂજે છે હાથ હજી જો શિકાર કરવામાં.

ફરક પડે ન અરીસાને શી રીતે 'બેદિલ'
તૂટ્યો છું હું પણ ટુકડા હજાર કરવામાં !

### દૂર

છોને પવન વહ્યા કરે ફૂલોકળીથી દૂર;
રસ્તો સુગંધનો થશે ના આંગળીથી દૂર.

એકાદ ફૂંક મારતા રેલાઈ જાય છે,
સૂરો કદી થતા નથી આ વાંસળીથી દૂર.

છતને ટકી જવું પછી અઘરું બની જશે,
ઘરનો હું મોભ છું, નહીં કરતા વળીથી દૂર.

મારા જ જેવું દર્દ તમને થાય છે ખરું ?
'- હા, થાય છે ખરું -' પરંતુ પાંસળીથી દૂર.

કેવી નજીવી ભૂલથી હું રાખરાખ છું !
રાખી શક્યો ન આગને દીવાસળીથી દૂર.

### બોલશે (સહિયારી ગઝલ)

*હરદ્વાર ગોસ્વામી /અશોક ચાવડા 'બેદિલ'/*
*ભાવેશ ભટ્ટ 'મન'*

ક્યાં અહીં સૌની સલામો બોલશે ?
જે કર્યાં છે એ જ કામો બોલશે.

આપણું હોવું છુપાવો શી રીતે,
છે અરીસો એ તો સામો બોલશે.

પોટલીમાં ફક્ત ઇચ્છા બાંધશે,
ના કશુંયે પણ સુદામો બોલશે.

કોઈ વરસોથી અહીં આવ્યું નથી,
લ્યો, ક્યા મોઢે વિસામો બોલશે !

તું સમય બાબત કવિને પૂછ ના,
એ ક્ષણેક્ષણનાંય નામો બોલશે.

### કાવ્યાનુભૂતિનું ગીત/*અશોક ચાવડા 'બેદિલ'*

કવિત કરે કવિવર,
કલમબાઈને કાગળ ઉપર
આડીઅવળી ચીતરી, મૂકી મરોડદાર અક્ષર.

શબ્દો પાસે અર્થો યાચી સંદર્ભોને જોડી
અટકળના દરિયામાં છોડે સંવેદનની હોડી

મરક મરક મૂછમાં હસવાનું બોલી ચેત મછંદર
કવિત કરે કવિવર.

બારાક્ષરની બ્હાર જઈને નવું કશું તો લાવું !
ભાષાની ખડકી ખખડાવી રોજ પૂછે હું આવું ?

અંદરથી હોંકારો આવે : ઝાંખ તું તારી ભીતર.
કવિત કરે કવિવર.

## ફ્યૂઝન/રાજેન્દ્ર પટેલ

દ્રાક્ષ ખાટી હોય કે મીઠી,
હોય છે દ્રાક્ષ.

હાથમાં રહીનેય
ભીતરે ભળે.

તેની સપાટીના પાસ
દૃષ્ટિની આરપાર.

દ્રાક્ષ ભલે નાની હોય
અગણિત કોષમાં તે નાચે,
સ્વાદ બની ફરી વળે, રોમ રોમ બધું વહેતું કરે.

સકલ અસ્તિત્વ સહિત
તે મમળાવે આપણને
દાંત ભીંસતા ઝરે
મરે પણ જીવે.
તે કચડાતી નથી
કોઈ તેને કચડી શકતું નથી.

દ્રાક્ષનું તો છે
ફ્યૂઝન દ્રાક્ષમાં
અથવા
સબ પાર્ટિકલનું અન-નોન પાર્ટિકલમાં રૂપાંતર.

દ્રાક્ષ ખાધા પછી
તેના ઝૂમખે ઝૂમખાં
અંદર-બહાર નીત નવી
દ્રાક્ષની લૂમ બની શ્વસે.
દ્રાક્ષ જીવતી રહે સતત
બધું ફરીફરીને
રહસ્યમય બનાવતી.

## એક માણસ/મુકુન્દ પરીખ

એક માણસ
નામે
તમે
કે
હું...
એક હાથમાં
અજવાળાની
ને બીજા હાથમાં યાદદાસ્તની
ટેકણલાકડી
ઠોકતો ઠોકતો
રસ્તો ક્રૉસ કરવા નીકળ્યો.
બેઉ લાકડીઓ બોદી
તે ઝીબ્રા ક્રૉસના પાટા વચ્ચે ભાંગી...
હવે ?
ક્ષણભર મૂંઝાયો
પણ માણસ ખરોને !
પળમાં સ્વસ્થ થયો
શ્રદ્ધાનાં જળ મીઠાં.
આ ચોમાસે
સંગીન લાકડીઓના ભારા
આકાશેથી વરસશે
ત્યારે ક્રૉસ ઓળંગતા કોણ રોકશે ?
જો કે
નિષ્ફળ ચોમાસા પણ જોયેલાં
એટલે
એને થયું કે ચોમાસાનો શું ભરોસો ?
એના કરતાં
મારી પાછળવાળો
આ આગળ આગળ ચાલ્યો
એના પડછાયા આવે પાછળ પાછ
એના ખભે જ બેસી જઉં તો...
એક માણસ

નામે
તમે
કે
હું
ઝીબ્રા ક્રૉસના રેડિયમ પાટા વચ્ચે સૂતેલો
સવારે
નગરજનોને મળ્યો !

## કોરા કાગળ/*મુકુન્દ પરીખ*

જમણે દોરી
ડાબે ભૂંસી
લિપિ હેઠળ કશું નથી
કોરા કાગળ
ચીતરવાં હોય તો ચીતર
આજલગ લીધા શ્વાસોથી...
શેષને
ગણી વિશેષ...
પેલે પાર
પ્રસ્થાન
અસમંજસના અજવાળે...
સાત સમુંદર
મારગ આડે
ના જવા દે યાર...
વસે છે પેલે પાર
એક રજકણ તગતગ લાલ
મોકલે ઈજન અપાર
કરે પ્રતીક્ષા
યુગાંતરોથી... !!
લિપિ હેઠળ કશું નથી
કોરા કાગળ
ચીતરી ચીતરી
ક્ષીણ થયા છે શ્વાસ...!

## ગીત/*નવનીત જાની*

કડકડતી એકલતા જોઈ જોઈ અંતે તો
અંધારાં-અજવાળાં પ્હેરીએ...
કહો, પડછાયો કેમ કરી વ્હેરીએ ?

પર્વતની કેડીએથી દડતો ઉઘાડ
બંધ બારણાંની સાંકળ ખખડાવશે,
વાયરાના નકશામાં ફોરમનું ગામ
સ્હેજ આંગળી મૂકીને બતાવશે.

- એમ અમે ઓરતાનાં રોજ રોજ દળણાંમાં
પળનો ખાલીપો ઉમેરીએ,
કહો, પડછાયો કેમ કરી વ્હેરીએ ?

ઓરડામાં ચાંદરાણાં એવાં કે પૂછું તો
મૂંગાં થઈ જોઈ રહે સામે,
ફળિયામાં પંખીનાં પગલાં પડ્યાં છે
એને મોકલીએ તારા સરનામે ?

છાયાના સરનામે મોકલેલો ટહુકો તો
પ્હોંચે છે તડકાની દેરીએ
કહો, પડછાયો કેમ કરી વ્હેરીએ ?

## ત્રણ ગઝલ/*હરેશ 'તથાગત'*

### ૧ અજંપાની પરી !

સ્મિતરંગે સાથિયા પુરાય છે,
પૂછ મા એ જોઈ શું શું થાય છે ?

શું તમારે શ્હેર છે વરસાદ ત્યાં ?
કેમ મારી પાંપણો ભીંજાય છે ?!

સ્પર્શ લઈ-દઈ લ્હાવ લૂંટો આજનો,
કાલ ને ગઈ કાલ કોના થાય છે ?

સુખ બધાં શું કારણોનાં દાસ છે ?
જીવ અમથેરો જ રાજી થાય છે !

હોઠની બાજોઠ પામે કે નહિ,
વાંસળીના સૂર નિત પોંખાય છે !

વાત કાઢી શું કરું ત્યાં મ્હેકની ?
જે બજારે ફૂલ પણ વેચાય છે !

હે, અજંપાની પરી ! ઊડો હવે -
શ્વાસ કેરી વેલ શણગારાય છે !

### ૨ જોયા કરો

મીણની પાંખો, સળગતું પીંજરું - જોયા કરો,
વૃત્તિ છોડો - આ કરું તે કરું - જોયા કરો !

કોઈ પણ મુદ્દો સમીક્ષો - ભીતરે, બસ ભીતરે -
- ના વિચારો - થાય છે ખોટું-ખરું - જોયા કરો !

વીજ છો ગરજી, ભલેને વાદળો ઝૂક્યાં ફરી -
હોય છો તૂટેલ ઘરનું છાપરું - જોયા કરો !

સૂચનો દઈ રોકશો ના હે, મને ડાહ્યાં જનો !
પાત્ર હું તળિયાવિહોણું જો, ભરું - જોયા કરો !

આમ પણ શું ફેર પડતો કે કદી પડશે હવે ?
મૌનમાં ઝૂરું, અનર્થોમાં મરું - જોયા કરો !

### ૩ બીજું તિરોહિત

સાતે ય રંગો અભિમાનના છે !
છે વ્યર્થ ફેરો, ક્યાં જાતરા છે ?

જો એક તૂટે, બીજું તિરોહિત -
મારાપણા લગ તારાપણા છે !

મેળા વચોવચ ખાલીપણું બહુ,
- એવા ય અનુભવ ખાસ્સા થયા છે !

હો રંગસોદાગર ક્યાંય, કે'શો ?
થોડાંક સ્પર્શો રંગાવવા છે !

મ્હોરું બનેલો માણસ વિમાસે :
કાં બંધ સઘળાંયે બારણાં છે ?

તું પત્ર લખ કે હું ફોન જોડું ?
શાયદ ફળે જે સંભાવના છે !

એથી જ નવતર ગઝલો રચાશે -
મારી કને જે સંભારણાં છે !

## ગઝલ/*દત્તાત્રય ભટ્ટ*

સૌપ્રથમ ફૂંકી શકે એ શંખને,
જે અલગ રાખે સમયથી પંડને.

એકલા ભીતર જવાનું હોય છે,
વાત આ કોઈ જણાવો સંઘને.

આભ મારામાં ગયું છે વિસ્તરી,
જ્યારથી સ્પર્શ્યો હતો હું પંખને.

સૂરની માફક તરંગિત થઈજશે,
ઝણઝણાવો સ્હેજ સ્પર્શી તંગને.

કામ ના આવ્યો ખુલાસો એક પણ,
હું રહ્યો સમજાવતો સાશંકને.

તો જ ટળશે વેદના દુર્યોધની,
શક્ય હો તો તોડ એની જંઘને.

જે અભયને હરપળે શ્વસતો રહે,
દૂર એ રાખી શકે છે દંભને.

## બે ગઝલ/સતીન દેસાઈ 'પરવેઝ'

### ૧

અદબથી મૌનવત સૂરજ કરે સજદો.
ગઝલને હર વખત સૂરજ કરે સજદો.

શમે એની લડત સૂરજ કરે સજદો.
ત્યજી મોંઘા તખ્ત સૂરજ કરે સજદો.

અનાયાસે અમે પર્વત શું ખોડાયા,
હતી ક્યારે મમત, સૂરજ કરે સજદો !

સમંદર-સાંજનું હોવું અકારણ ક્યાં !
ગગનની છે શરત, સૂરજ કરે સજદો.

અમે તો બાથ ભીડવા આંખ ખોલી'તી
નહોતી કોઈ લત સૂરજ કરે સજદો.

સમય સાથે ભલે ક્ષિતિજો ય બદલાતી,
યુગોથી પૂર્વવત સૂરજ કરે સજદો.

હશે બીજો ય સૂરજ એમ માનીને,
ભીતર ખુદની સતત સૂરજ કરે સજદો.

તમે ટાંકી જુઓ અંધારની મૂરત,
પછી દેખો તરત સૂરજ કરે સજદો.

પ્રગટતું હોય છે હોવું હથેળીમાં,
હથેળીને ફકત સૂરજ કરે સજદો.

સુણીને કોઈ શ્રદ્ધાના અરવ રવને,
ત્યજી ઝળહળ જગત સૂરજ કરે સજદો.

અડીખમ યુગની મૂરત શું ઊભે હરપળ,
નથી એ પણ ગલત સૂરજ કરે સજશે.

હજી અકબંધ છે દાવો ખુદાઈનો,
છે એની આ વિગત સૂરજ કરે સજદો.

ગગન ચાહે તો દસ્તાવેજ કરિયે પણ,
દિશા ક્યાં એકમત સૂરજ કરે સજદો.

બીડેલી પાંપણે આવી ઢળે સહસા
રહીને કાર્યરત સૂરજ કરે સજદો.

બધી શ્રદ્ધા સીંચી 'પરવેઝ' ઉંબરની,
કરો જો માવજત સૂરજ કરે સજદો.

### ૨

નિચોવી સૂર્યને છાંટું છું ગંગાજળ વતી,
ગઝલ હું નીત બાળું છું હવે કાગળ વતી.

નજરમાં હોઈએ વરસાદની અટકળ વતી,
ખૂલે આકાશવત સાજન, ને હું વાદળ વતી.

અમે છો ઠાલવી દૈએ સમંદર તળ વતી.
સ્મરણનો રિક્ત પરપોટો તરે અંજળ વતી.

પહાડો શું ઊભેલા આ યુગોને જાણ ક્યાં !
સમંદર કેટલા ધસમસ વહ્યા છે પળ વતી !

નહોતો જ્યાં જરા પર્યાયનો અવકાશ ત્યાં,
અમે નાભિકમળ ધોતા રહ્યા ઝાકળ વતી.

સમયની બાબતે એ તત્ત્વ શું ઊકલે છે ક્યાં !
ઊઘડતું એ જ શું ભીડાય છે ભોગળ વતી !

નિરાંતે બે ઘડી વાંચી જુઓ અંધારમાં.
હું ઓગળતો રહું છું શાહીમાં ઝળહળ વતી.

તમે ખાકી થયા છો ખાકનો દાવો કરી.
હયાતી ખોઈ દસ્તાવેજના કાગળ વતી.

ભરમ શું પિંડ-પડછાયા પકડદાવો રમે
કશું ક્યાં હોય છે અસ્તિત્વની યે કળ વતી.

ન બેડો પાર થાતો મંત્રના યે અર્ઘ્યનો
વધેરી નાખ તારા મૌનને શ્રીફળ વતી.

હકીકત એ જ છે 'પરવેઝ' મૂંગા મૂળની
ચૂંટાતું હોય આખું વૃક્ષ પણ કૂંપળ વતી.

## હાઈકુ/ઉમેશ સોલંકી

થિર ચંદર :
ડામાડોલ નાવડી :
અબ્ધિ ગહન.

## નવ લઘુકાવ્યો/*આકાશ ઠક્કર*

૧

ચાંદની જાણે
શતસહસ્ર સર્પોએ
સામટી ઉતારેલી કાંચળી
પહેલી જ રાતે
તારા ગયાં પછી.

૨

ફૂટી ગયેલો
આદિમ પરપોટો
ફરી બંધાયો છે
મારા લોહીમાં
તારા ગયાં પછી

૩

કાંટા વાગ્યાની
કે ફૂલ ચૂંટાઈ ગયાની -
- બેમાંથી કઈ પીડા
વધારે હશે
હવાને ?
તારા ગયાં પછી ?

૪

જ્યાંથી પગ ઊપડે છે
ત્યાં જ પાછો પડે છે.
ગતિ અને મતિ બેય
ફુવારા જેવી
તારા ગયાં પછી.

૫

આંસુનું
ઊર્ધ્વીકરણ થઈ ગયું છે
ઈન્દ્રધનુષ્યમાં
તારા ગયાં પછી.

૬

ભૂલથી પણ
બારી જરા ખૂલે
કે તરત
ભીંતો બધી ડોલે
તારા ગયાં પછી.

૭

અંધારા એકાંતમાં
પાંદડું ખરે કે પીંછું,
વાયુઓ લાગે છે
નિશાચર પ્રેતપ્રલંબો
તારા ગયાં પછી.

૮

ક્યારેક
ટકોરા પડે
તો બારણાં સાથે
હું ય ખૂલી જાઉં છું
નિર્જન વગડા જેવો
તારા ગયાં પછી.

૯

હાથ મારા
એવા તે ખાલી
કે હસ્તરેખાઓય બધી
ચાલી નીકળી છે
તારી પાછળ પાછળ
તારા ગયાં પછી.

## બારીમાંથી/પાર્થદ પઢિયાર, પથિક પરમાર

બારી સળિયા કાચ ઝરૂખો આછા પરદા ભીતરમાંથી
વિહ્વળ તરસી આંખો ધબકે પાંપણ ફફડે સાગરમાંથી.

બારી ઝૂકે પવન ઝબૂકે ઝાડ ધૂબકા મારે ધમધમ
હલ્લક-ફલ્લક સાંજ ઊલળતી જાય છલોછલ ગાગરમાંથી.

બારી મૂંગી ધૂપ તતા થૈ બારીના પડછાયા બોલે
બારી ઘૂમટો તાણી બોલે સરડક સરડક પીંજરમાંથી.

બારી આખી રેલમ્ છેલમ્ હિલ્લોળાતી નદિયા જેવું
શ્વાસો પાણી પાણી બાપ્પો ઝળહળ ઝળહળ પથ્થરમાંથી.

બારી ઊતરે રુમઝુમ રુમઝુમ ઝાંઝર પહેરી સપનાં ચણવાં
મારગ થનગન મોર કળાયેલ ટન ટન ફૂટે ટાવરમાંથી.

બારીમાંથી બારી માપક ઈચ્છા નામક ઈંડું ફૂટે
ખળખળ ઊની નીકું છૂટે રણઝણ રણઝણ ઝાલરમાંથી.

## એક-બે-ત્રણ/પાર્થદ પઢિયાર

સ્વપ્નના કિસ્સા કહ્યા લ્યો, એક-બે-ત્રણ,
યાદના હુમલા થયા લ્યો એક-બે-ત્રણ.

ના ફળ્યો યશ પાપને બુઝાવવાનો
ભીંત પર ડાઘા રહ્યા લ્યો એક-બે-ત્રણ.

સાંજનું એકાંત ઓઢી નીકળું ત્યાં
ઓરતા ઘેરી વળ્યા લ્યો એક-બે-ત્રણ.

ઊતર્યો અંધાર ઘટનાની નદીમાં
શ્વેત પરપોટા થયા લ્યો એક-બે-ત્રણ.

## ગઝલ/દિનકર 'પથિક'

કોઈનો કાગળ ઉકેલી જોઉં છું,
અક્ષરો છે કે ચણોઠી, જોઉં છું.

હોય જો આંસુ તો ખપ લાગી જશે,
આંખ જેવું રણ નીચોવી જોઉં છું.

થીંગડું મારી શકાશે જાતને
સોયમાં દોરો પરોવી જોઉં છું.

કઈ રીતે ચાલી શકે આ રેતમાં ?
વ્હાણ ને નાહક ધકેલી જોઉં છું.

એકદમ ઘેઘૂર ફાલે છે ગઝલ,
ડાળીઓ વળગી પડેલી જોઉં છું.

## હથિયારની/ચંદ્રેશ મકવાણા 'નારાજ'

ખાલ ખણતા ખોખલા ઘરબારની
મેંય મીંચી આંખ છેલ્લી વારની.

ધ્રાસકા ઊડી જશે આકાશમાં.
કોર ના દીવાલ કારાગારની.

આગવો અણસાર પેદા થાય તો
છોડ ચિંતા આગવા આકારની.

આંગળીનો કંપ પણ વરતાય ના,
એમ છુટ્ટી ફેંક બાજી હારની.

હાથથી નારાજ થઈ જાવું પડે
એટલી પરવા ન કર હથિયારની.

## બે કાવ્યો/*બારીન મહેતા*

### ૧ અહિંસા પરમો ધર્મ

એ સહુ
અહિંસક ખંજરો હતાં :
અને એમણે બખ્તર પહેર્યાં હતાં.

એમને એમની જગાએથી જ્યારે ઉઠાવવામાં આવ્યાં
અને એમનાં બખ્તર ઉતારવામાં આવ્યાં
ત્યારે તેઓ બોલી ઊઠ્યાં :
'અમારાં બખ્તર ના ઉતારો, એ તો અમારું રક્ષણ છે.'

'તો અમારા ખંજર-ધર્મનું શું ?
ઉઠાવનારાઓએ ધાર ઘસી
પછી વીંઝ્યાં
ઘચ્ચ
હચ્ચ
ભચ્ચ
અને વીંઝાયાં કર્યાં
હચ્ચ
ભચ્ચ
ઘચ્ચ.

હવે અહિંસક ખંજરો
પડ્યાં છે વેરાનમાં
અને ઉઠાવનારા ગાઈ રહ્યા છે :
અહિંસા પરમો ધર્મ !
અહિંસા પરમો ધર્મ !!

### ૨ બધાં

બધાંને બધું થઈ રહ્યું છે
અને કોઈને કશું થતું નથી
એવા ભ્રમ વચ્ચે
હવે
બધાંને બધાંમાં એનું કારણ દેખાઈ રહ્યું છે
અને કોઈને કોઈમાં કશું જ દેખાતું નથી
એવા તથ્ય સાથે
હવે
બધાં, બધાંને જોઈ રહ્યાં છે
અને કોઈ કોઈને જોતું નથી.

આવી પરિસ્થિતિમાં
અંધારામાં અજવાળું
કે અજવાળામાં અંધારું
એવા પ્રશ્ન સાથે
સહુ ચડ્યા છે વાતે

હવે
બધાં બધાં છે
અને કોઈ કશું નથી.

## ગઝલ/*ધૂની માંડલિયા*

હા, આવવું તો છે સદાયે તે ગલી, તે ઘર
આકાશ આખું ઉંબરે રોક્યા કરે મને.

તારા સુધી પહોંચવાના સૌ પ્રવાસનાં -
પગલાં બધાંય આખરે પહોંચ્યાં કરે મને.

હોવા વિશેની વાર્તાનો દેશ ક્યાં ગયો ?
મારી ભીતરના પાળિયા પૂછ્યા કરે મને.

છત છું, તૂટી પડીશ, હે સૂના સ્મરણ, વિચાર,
આ દ્વાર, બારી-બારણાં ભીંસ્યાં કરે મને.

ઝાકળનો રંગ લઈ હવે હું અવતરું નહીં,
ફૂલોના હાવભાવ પણ ભૂંસ્યા કરે મને.

જો કાટ ખઈ સડી રહ્યાં છે બિંબ 'ધૂની'નાં
ને આયનો બહારથી લૂછ્યાં કરે મને.

## બારીમાંથી/પાર્ષદ પઢિયાર, પથિક પરમાર

બારી સળિયા કાચ ઝરૂખો આછા પરદા ભીતરમાંથી
વિહ્‌વળ તરસી આંખો ધબકે પાંપણ ફફડે સાગરમાંથી.

બારી ઝૂકે પવન ઝબૂકે ઝાડ ધૂબકા મારે ધમધમ
હલ્લક-ફલ્લક સાંજ ઊલળતી જાય છલોછલ ગાગરમાંથી.

બારી મૂંગી ધૂપ તતા થૈ બારીના પડછાયા બોલે
બારી ઘૂમટો તાણી બોલે સરડક સરડક પીંજરમાંથી.

બારી આખી રેલમ્ છેલમ્ હિલ્લોળાતી નદિયા જેવું
શ્વાસો પાણી પાણી બાપ્પો ઝળહળ ઝળહળ પથ્થરમાંથી.

બારી ઊતરે રુમઝુમ રુમઝુમ ઝાંઝર પહેરી સપનાં ચણવાં
મારગ થનગન મોર કળાયેલ ટન ટન ફૂટે ટાવરમાંથી.

બારીમાંથી બારી માપક ઈચ્છા નામક ઈંડું ફૂટે
ખળખળ ઊની નીકું છૂટે રણઝણ રણઝણ ઝાલરમાંથી.

## એક-બે-ત્રણ/પાર્ષદ પઢિયાર

સ્વપ્નના કિસ્સા કહ્યા લ્યો, એક-બે-ત્રણ,
યાદના હુમલા થયા લ્યો એક-બે-ત્રણ.

ના ફળ્યો યશ પાપને બુઝાવવાનો
ભીંત પર ડાઘા રહ્યા લ્યો એક-બે-ત્રણ.

સાંજનું એકાંત ઓઢી નીકળું ત્યાં
ઓરતા ઘેરી વળ્યા લ્યો એક-બે-ત્રણ.

ઊતર્યો અંધાર ઘટનાની નદીમાં
શ્વેત પરપોટા થયા લ્યો એક-બે-ત્રણ.

## ગઝલ/દિનકર 'પથિક'

કોઈનો કાગળ ઉકેલી જોઉં છું,
અક્ષરો છે કે ચણોઠી, જોઉં છું.

હોય જો આંસુ તો ખપ લાગી જશે,
આંખ જેવું રણ નીચોવી જોઉં છું.

થીંગડું મારી શકાશે જાતને
સોયમાં દોરો પરોવી જોઉં છું.

કઈ રીતે ચાલી શકે આ રેતમાં ?
વ્હાણ ને નાહક ધકેલી જોઉં છું.

એકદમ ઘેઘૂર ફાલે છે ગઝલ,
ડાળીઓ વળગી પડેલી જોઉં છું.

## હથિયારની/ચંદ્રેશ મકવાણા 'નારાજ'

ખાલ ખણતા ખોખલા ઘરબારની
મેંય મીંચી આંખ છેલ્લી વારની.

પ્રાસકા ઊડી જશે આકાશમાં.
કોર ના દીવાલ કારાગારની.

આગવો અણસાર પેદા થાય તો
છોડ ચિંતા આગવા આકારની.

આંગળીનો કંપ પણ વરતાય ના,
એમ છુટ્ટી ફેંક બાજી હારની.

હાથથી નારાજ થઈ જાવું પડે
એટલી પરવા ન કર હથિયારની.

## બે કાવ્યો/*બારીન મહેતા*

### ૧ અહિંસા પરમો ધર્મ

એ સહુ
અહિંસક ખંજરો હતાં :
અને એમણે બખ્તર પહેર્યાં હતાં.

એમને એમની જગાએથી જ્યારે ઉઠાવવામાં આવ્યાં
અને એમનાં બખ્તર ઉતારવામાં આવ્યાં
ત્યારે તેઓ બોલી ઊઠ્યાં :
'અમારાં બખ્તર ના ઉતારો, એ તો અમારું રક્ષણ છે.'

'તો અમારા ખંજર-ધર્મનું શું ?
ઉઠાવનારાઓએ ધાર ઘસી
પછી વીંઝ્યાં
ઘચ્ચ
હચ્ચ
ભચ્ચ
અને વીંઝાયાં કર્યાં
હચ્ચ
ભચ્ચ
ઘચ્ચ.

હવે અહિંસક ખંજરો
પડ્યાં છે વેરાનમાં
અને ઉઠાવનારા ગાઈ રહ્યા છે :
અહિંસા પરમો ધર્મ !
અહિંસા પરમો ધર્મ !!

### ૨ બધાં

બધાંને બધું થઈ રહ્યું છે
અને કોઈને કશું થતું નથી
એવા ભ્રમ વચ્ચે
હવે
બધાંને બધાંમાં એનું કારણ દેખાઈ રહ્યું છે
અને કોઈને કોઈમાં કશું જ દેખાતું નથી
એવા તથ્ય સાથે
હવે
બધાં, બધાંને જોઈ રહ્યાં છે
અને કોઈ કોઈને જોતું નથી.

આવી પરિસ્થિતિમાં
અંધારામાં અજવાળું
કે અજવાળામાં અંધારું
એવા પ્રશ્ન સાથે
સહુ ચડ્યા છે વાતે

હવે
બધાં બધાં છે
અને કોઈ કશું નથી.

## ગઝલ/*ધૂની માંડલિયા*

હા, આવવું તો છે સદાયે તે ગલી, તે ઘર
આકાશ આખું ઉંબરે રોક્યા કરે મને.

તારા સુધી પહોંચવાના સૌ પ્રવાસનાં -
પગલાં બધાંય આખરે પહોંચ્યાં કરે મને.

હોવા વિશેની વાર્તાનો દેશ ક્યાં ગયો ?
મારી ભીતરના પાળિયા પૂછ્યા કરે મને.

છત છું, તૂટી પડીશ, હે સૂના સ્મરણ, વિચાર,
આ દ્વાર, બારી-બારણાં ભીંસ્યાં કરે મને.

ઝાકળનો રંગ લઈ હવે હું અવતરું નહીં,
ફૂલોના હાવભાવ પણ ભૂંસ્યા કરે મને.

જો કાટ ખઈ સડી રહ્યાં છે બિંબ 'ધૂની'નાં
ને આયનો બહારથી લૂછ્યાં કરે મને.

## બે ગઝલ/યશવંત ત્રિવેદી

### માણસ

ઇન્સેટ ઉપગ્રહ છોડે માણસ
માણસને તરછોડે માણસ.

કાચના ઘરમાં પોતે રહે છે ;
મંદિર-મસ્જિદ તોડે માણસ.

પોતાના પડછાયા પાછળ
આંખો મીંચી દોડે માણસ

પથ્થર પાસે શ્રદ્ધા મૂકી
કાયમ શ્રીફળ ફોડે માણસ.

સૂતરના કાચા તંતુ લઈ
ભવનાં બંધન જોડે માણસ.

યશવંત પાણીનો પરપોટો
રણમાં ખાંભી ખોડે માણસ.

### ઘેઘૂર બગીચો જોયો છે

ઊછળતો દરિયો જોયો છે મેં ડૂબતો મછવો જોયો છે,
ને ક્યાંક હવાના હડદોલે ઓલવાતો દીવો જોયો છે.

હું આંખ મીંચીને ઉઘાડું ત્યાં વસંતનાં ફૂલો મઘમઘતાં
ને ભરચોમાસે ભડભડતો ઘેઘૂર બગીચો જોયો છે.

આ નભમંડળમાં ઝગમગતા અગણિત સિતારાની વચ્ચે
મેં ઊગતો સૂરજ જોયો છે આથમતો ચાંદો જોયો છે.

હું નીકળ્યો'તો મુઠ્ઠીમાં લઈને નકશો આખી દુનિયાનો
પણ મારા ઘરના ઉંબરમાં અટવાતો રસ્તો જોયો છે.

એક પથ્થરને ઈશ્વર થઈને પૂજાતો યશવંત મેં જોયો
ને ઈશ્વરને અહિયાં મંદિરમાં ઠોકર ખાતો જોયો છે.

## બે ગઝલ/પ્રકાશ રાજપુરા 'રાજવી'

### સરળ જેવું નથી

ચાલ દરિયે ત્યાં વમળ જેવું નથી
છે અરીસા, દેખ, જળ જેવું નથી.

મૌન ખેતર, વેદનાના ચાસ છે
ખેડવી છે આશ, હળ જેવું નથી.

ડૂબકી મારી અમે અંધારમાં
માત્ર ઝળહળ થાય, તળ જેવું નથી.

રેત છું તું મૃગ બનીને આવજે
આંસુનું છે તેજ, છળ જેવું નથી.

શ્વાસ ટક-ટક ને સમયનાં થીંગડાં
તાંડવી ક્ષણને સરળ જેવું નથી.

### કૂકડો

દેશ-દેશાવર વસે છે કૂકડો
રોજ સપનામાં હસે છે કૂકડો.

કોડ રાખે સૂર્યને પીવા સુધી
લ્યો, હવે કમ્મર કસે છે કૂકડો.

તેજની પાછળ જવાથી શું થશે !
ઘોર અજવાળે ધસે છે કૂકડો.

કૂક ઊર્ફે કાગ ઊર્ફે વાંદરો
શ્વાન જેવું પણ ભસે છે કૂકડો.

આ ગઝલ અંતે કહે છે, 'રાજવી'
હાથ અંધારે ઘસે છે કૂકડો.

## બે ગઝલ/સુરેન્દ્ર કડિયા

### જોઈ આજે

અમીરી અનામત કરી જોઈ આજે
અલખની ઈબાદત કરી જોઈ આજે.

અમે પણ બગાવત કરી જોઈ આજે
સ્વયંની સખાવત કરી જોઈ આજે.

નગરનાં નગર છે અમારા ચરણમાં
અકારણ અદાવત કરી જોઈ આજે.

અમે સ્હેજ લૂછી બગીચાની આંખો
નિરાળી નજાકત કરી જોઈ આજે.

અભેરાઈ પરથી ઉતારીને શમણાં
ભીનાશો યથાવત્ કરી જોઈ આજે.

### મત્લા - ગઝલ

શું કરું તો આ ઘટા ઘનઘોર થાશે !
કેટલાં પીંછાં લખું તો મોર થાશે !

વૃક્ષ ઊગ્યું, કલરવો, કલશોર થાશે !
અવનવું એકાંત આઠે પ્હોર થાશે !

એમની શંકાઓ તીણા ન્હોર થાશે !
આપણી શ્રદ્ધા સરસ ગુલમહોર થાશે !

ઝાંઝવાના દોર ઉપર દોર થાશે !
લાગણીના સાવ લીલા થોર થાશે !

ભીંત જેવી ભીંત જો કમજોર થાશે !
આપણી વાતો ય ચારેકોર થાશે !

## બે ગઝલ/ભાવેશ ભટ્ટ 'મન'

### ૧

અંધારા પણ બાંધે માળો
મારો સૂરજ કેવો કાળો.

જ્યારે આવો સ્વાગત કરશે,
મારા ઘરમાં છે કંટાળો.

લાખો આંસુ આવ્યા ક્યાંથી ?
બે આંખોનો છે સરવાળો !

સમય બતાવે સૌના ચહેરા,
ચારે બાજુ છે ઘડિયાળો.

પિંજરમાં જે રાખે તમને,
એવા ઈશ્વરને ના પાળો.

એકલતા તો બચકા ભરશે,
જલ્દી-જલ્દી પાછી વાળો.

### ૨

કામ દરરોજ કેવું કરવાનું ?
સ્વપ્નની ગોળ-ગોળ ફરવાનું.
છે ગગન ભૂત-બંગલા જેવું,
કોઈ ના હોય તોય ડરવાનું.
કામ એકાંતથી થવાનું શું ?
કોઈ ખાલી મકાન ભરવાનું.
બીક તું છો બતાવ દુનિયાની,
કોઈ સપનું નથી સુધરવાનું.
કેમ બેસી રહ્યો રમતમાં 'મન' ?
પાનું એક્કે નથી ઉતરવાનું.

## બે બાલગીત/ *મંગળ રાવળ 'સ્નેહાતુર'*

### સૂરજ નીકળે છે

સૂરજ નીકળે છે ગગન ગોખમાં રે લોલ !
રજનીએ સંકેલી એની સોડ જો...
સૂરજ નીકળે છે૦
તિલક તાણીને ધોરી હાલીયા રે લોલ !
હૈયામાં છલકે છે ઝાઝી હામજો...
સૂરજ નીકળે છે૦
ગૌધને છોડ્યાં છે ગામ ગોંદરાં રે લોલ !
ચરવા હાલી મૂકી નાનાં બાળ જો...
સૂરજ નીકળે છે૦
કૂવો તાણીને સહુએ વાળીયાં રે લોલ !
પલળે સૂકી પાલવડાની કોર જો...
સૂરજ નીકળે છે૦
ખેંચે હાલરડે દોરી હેતથી રે લોલ !
ગાય છે હાલા દાદી ઘણા છાંય જો...
સૂરજ નીકળે છે૦
પેટના સાટુ તો મજૂર પૂછતાં રે લોલ !
ઓશિયાળી છે સદા એની આંખ જો...
સૂરજ નીકળે છે૦
શિશુએ દફતર ખભે ભેરવ્યાં રે લોલ !
જાણવા જીવતરની લીલી કૂંજ જો...
સૂરજ નીકળે છે૦
મોસમનાં ગુલાબ કવિઓ ગૂંથતા રે લોલ !
વેરે છે પછી આવાં અમર ગીત જો...
સૂરજ નીકળે છે૦

### વરસાદી વાવડ

વાદળી વરસી રૂપેણ ભોમમાં રે લોલ !
વરસી છે ઘણી દરિયાને દુવાર જો,
દરિયે દીધા છે વાવડ વેગમાં રે લોલ !
વાવડ સૂણીને ધોરી ઉઠીયા રે લોલ !
હાલ્યા છે કંઈ ડચકારે ખેતવાટ જો,
હળને હલકારે ખેડુ હેતથી રે લોલ !
આભનાં મંડાણ ઘેરાં ઘૂઘવે રે લોલ !
મોરલા સામે આપતા સૌ સાદજો,
વાયરે વણઝાર જોડી જોરમાં રે લોલ !
ખલાસી ખંતીલો નદી-નાવડે રે લોલ !
ઉડાડે છે હલેસાં આકાશ જો,
માછલી સંતાતી મનખ દેખતાં રે લોલ !
ધરતીએ પ્હેરી લીલી પાઘડી રે લોલ !
ડૂંડાઓ લહેરે છે ભલીભાત જો,
કોઠી મલકાતી ઊંડે ઓરડે રે લોલ !
ભરેલ તલાવડે દેડક બોલતાં રે લોલ !
આવજે હવે બાપલિયા તું પ્હોર જો,
ઓણતો સુખ આલ્યું સરગ જેટલું રે લોલ !

## અનુવાદ

# કે. એસ. નરસિંહસ્વામી

### પ્રાસંગિક ને કાવ્યાનુવાદ : મહેશ દવે

કન્નડ કવિતામાં કે. એસ. નરસિંહસ્વામી એક મોટું નામ છે. 'કેએસના' (KSNa)ના હુલામણા નામે એ ઓળખાતા. ૧૯૧૫માં તેમનો જન્મ. તાજેતરમાં જ તેમનું અવસાન થયું. તેમની કવિતામાં ઉપદેશ-અભિનિવેશ, પ્રચારક-પ્રતિબદ્ધતા, 'ઍસ્થેટિક' અધુનાવાદ કે રાજકીય અભિગ્રહો નથી. સામાન્ય જીવનનાં રોજિંદા આનંદ, વેદના અને તેનાં બદલાતાં છાય-રંગોથી તેમની કવિતા અન્ય કન્નડ કવિઓથી જુદી પડી આવે છે.

એક પ્રગતિશીલ કવિએ KSNaનેપૂછ્યું, 'શોષણના આ સમયમાં તમે રોમૅન્ટિક ગીતો લખો તેનો શો અર્થ ?' KSNaએ જવાબ આપ્યો, 'ધારવારના એસ.ટી. સ્ટૅન્ડે જઈને જુઓ. ત્યાં તમને એક અંધ ભિક્ષુક જોવા મળશે. એ ગીત ગાઈને પોતાને માટે રોજનું પેટિયું રળે છે.' મેં એને પૂછ્યું, 'તું કયા કવિનું ગીત ગાઈ રહ્યો છે ?' તેને કવિના નામની ખબર નહોતી. એ મારું ગીત ગાઈ રહ્યો છે એમ કહેવાની મેં દરકાર ન કરી. મારી કવિતાએ કોઈ ક્રાંતિ નથી આણી, પણ એક ગરીબ ભિક્ષુકને રોજની રોટી પૂરી પાડવાનું કામ તેણે કર્યું છે.' આવા KSNaના એક કાવ્યનો અનુવાદ અહીં પ્રસ્તુત છે :

### રેલ્વે-સ્ટેશન પર

'મીના, ક્યાં છે તું ?'
અહીં જ છું, મા.
'ક્યાં છે પારણું ને ગોદડું ?'
આ રહ્યું, મા.

'મિલ્ક-પાઉડરમાં નાખવા
ગરમ પાણી તો છેને ?'
ઘણુંબધું છે, મા;
અને આંખમાં છે તેથીય વધુ.

'બેબીને ઝાલી રાખ બરાબર,
હું ગાલે મેશનું ટપકું કરી દઉં
એનું શરીર તો ધખે છે
ને તમે તો આ ચાલ્યા.'

સ્ટેશન-ઘંટ વાગ્યો, વ્હિસલે ચીસ પાડી
અને ફરકી લીલી ઝંડી
ઝબકતા દીવાઓ પસાર કરતી
ટ્રેન માંડી ધીરે ધીરે ચાલવા.

બારી સાથે સાથે ન ચાલો, મા
હવે પાછા વળો
હું અહીંથી હાથ હલાવીશ
ત્યાંથી આપજો તમે આશિષ.

ચાલી રહેલું ગાડીનું એન્જિન
કિચૂડાટ કરે છે નીચે પાટા પર
ક્યાં છે તું કહે મને ?
અહીં જ છું હું, મા.

'બંધ કર બારી, મીના,
ઊડશે તિખારા અંદર'
બારી કરી છે મેં બંધ
હવે નહીં આવે તણખા અંદર.

# તીર્થોત્તમ માતૃતીર્થનું મહિમાગાન : 'બાને' સૉનેટ

રાજેન્દ્ર ઉપાધ્યાય

## 'બાને'

ગયાં વીતી વર્ષો દશ ઉપર બે ચાર તુજથી
થયે જુદા, તો યે મુજ હૃદયની શૂન્ય કુટિરે
વિરાજેલી બા ! તું. નવ કદીય હું દૂર ખસવા
દઉં. મારે માટે વિકટ પથમાં તું જ સઘળું.

હજી તારી કાયા મુજ નયન સામે ઝળહળે,
હજી તારો હાલો કરણપટ માંહી રણઝણે,
અને ગાલે મારે તુજ ચૂમી તણી સ્નેહવરષા
નથી ઝાંખી થૈ કૈં, કંઈ સહજ વા ગૈ છ બદલી.

ઘણી વેળા રાત્રે ઝબકી જઉં ને ત્યાં જ નયનો
ઉઘાડીને ભાગી, ખબર નહીં ક્યાં, જાય શમણાં !
અને ત્યારે થાતું અવ ઢબૂરીને તું સહજમાં
ફરીથી સુવાડે, અરર પણ ના એ નસીબમાં.

વધે છે વર્ષો તો દિન દિન છતાં કેમ મુજને
રહે છે બોલાવી બચપણ તણી હાક તુજની ?

- મણિલાલ દેસાઈ ('રાનેરી'માંથી)
(જન્મ : ઈ.સ. ૧૯૩૯, મૃત્યુ : ઈ.સ. ૧૯૬૬)

ગુજરાતી કવિતાસાહિત્યમાં માતૃસ્નેહનાં કેટલાંક નોંધપાત્ર કાવ્યો છે જે પૈકી કવિશ્રી બોટાદકરનું 'જનની', કવિશ્રી કરસનદાસ માણેકનું 'જ્યોતિધામ', કવિશ્રી બાલમુકુન્દ દવેનું 'તીર્થોત્તમ', કવિશ્રી ઉશનસ્‌નું 'વળાવી બા આવી' ગણાવી શકાય. આ પંક્તિમાં બેસે તેવું સ્વ. મણિલાલ દેસાઈનું 'રાનેરી' કાવ્યસંગ્રહમાં સૉનેટ છે. 'બાને' શિખરિણી છંદમાં રચાયેલું આ શેક્સપિરીઅન શૈલીનું સૉનેટ પ્રભાવક હોઈ આસ્વાદ્ય છે. માતાની મધુર સ્મૃતિઓનું તેમાં મર્મસ્પર્શી આલેખન છે. બાનો સ્નેહસ્પર્શ અને સ્નેહસ્મૃતિ સાર્વત્રિક, સનાતન અને સાહજિક-સ્વાભાવિક હોઈ ભાવકને એમ લાગે છે કે પોતાના જ માતૃપ્રેમનું આ નિરૂપણ અને અભિવ્યક્તિ છે. ભાવની પારદર્શકતા, સરળ બાની અને લાગણીની સચ્ચાઈ તેમાં નીતરે છે. બાલ્યકાળે સાંપડેલો આ માતૃસ્નેહ પાછલી વયનું સંભારણું બની રહે છે. માતૃસ્નેહ વિના હિજરાતા હૈયાનો વલોપાત અને મનની વિવશ સ્થિતિ સૉનેટના ઉત્તરાર્ધમાં-ષટ્કમાં સુપેરે આલેખાઈ છે. પોતે માતાથી સંજોગોવશાત્ દૂર છે ત્યારે બાલ્યકાળથી આ સ્નેહ-સ્મૃતિઓ તીવ્રતર બની રહે છે. સ્નેહામૃત વર્ષાવતાં માતાના ચક્ષુમાં જગતનું તીર્થોત્તમ છે.

અલ્પ આયુ છતાં રાજવી કવિ કલાપીએ, કવિ રાવજી પટેલે કવનસાહિત્યને સમૃદ્ધ અને રળિયાત કર્યું છે. એમનું મૂલ્યવાન કાવ્યસર્જન જેમ સત્ત્વશીલ અને માતબર છે તેમ મણિલાલ દેસાઈએ અલ્પાયુ-અવધિમાં મૂલ્યવાન કાવ્યપ્રદાન કર્યું છે. 'રાનેરી' કાવ્યસંગ્રહમાં અનેક કાવ્યસ્વરૂપોને ખૂબીપૂર્વક અજમાવનાર આ કવિની તાજપભરી આસ્વાદ્ય રચનાઓ ગ્રંથસ્થ થઈ છે. 'રાનેરી' કવિનો મરણોત્તર કાવ્યસંચય છે. વ્યવસાયે ગુજરાતીના અધ્યાપક આ કવિ દક્ષિણ ગુજરાતના વલસાડ નજીકના ગોટ ગામમાં જન્મેલા. સૉનેટની રચના વેળાએ - તે સમયે, માતાથી વિખૂટા પડ્યે દસ-પંદર વર્ષોનો સમયગાળો થઈ ગયો છે તો પણ કવિની - હૃદયની શૂન્ય કુટિરે માતા બિરાજમાન છે, તેની મંગલમૂર્તિ અંતરના આસન પર આરૂઢ છે. તે સ્નેહમૂર્તિને 'નવ કદીય હું દૂર ખસવા દઉં.' કહી પ્રાણાન્તે એને જકડી રાખવા ચહે છે અને કહે છે :

'મારે માટે વિકટ પથમાં તું જ સઘળું'.

માતા તો વિકટ પરિસ્થિતિમાં વિસામો છે,

હૃદયાધાર છે. અવિરત સ્નેહની સરવાણી વહાવતી માના કવિનાં ચર્મચક્ષુ સામે તો જુદાં પડ્યાં પછી પણ તાદૃશ તરવરે છે. માતાની ઝળહળતી કાયા અને વ્હાલપના રણકારથી રણકતો હાલો-હાલરડું કર્ણપટે ગૂંજ્યા કરે છે. માતાની ચાક્ષુપ છબી અંતરે કોરાઈ ગઈ છે અને તેનો કર્ણમધુર અવાજ શ્રવણપટે ધ્વનિત થાય છે. માતાની હેતાળવી મમતાભરી વાત્સલ્યપૂર્ણ ચૂમી કેમે વિસરાય એમ નથી. એ માતૃચુંબન તો જીવનની મોંઘેરી મૂડી છે, જીવનનો અણમૂલો અસબાબ છે. એ માતૃસ્નેહવર્ષા વર્ષો વીત્યાં પછી પણ ભુલાઈ નથી કે ઝાંખી થઈ નથી. કાળાંતરે પણ એ તાજી મઘમઘતી મ્હેંકતી રહેવાની છે.

માતા-પિતા હોય કે દાદા-દાદી સઘળાં વાત્સલ્ય અને મમતાનાં તીર્થક્ષેત્રો જ છે ને ! સ્નેહની સરવાણી અને પ્રેમામૃત એ મુરબ્બીઓને વડીલોને હૈયે અનર્ગળ વહ્યા કરે છે. કવિનાં માતુશ્રી જેવાં જ અન્ય સૌનાં માતા અને માતામહી પિતામહી હોય છે. સ્નેહનું પ્રગટીકરણ તેમને માટે સહજ છે. સભાન રીતે સ્નેહની અભિવ્યક્તિ કરવાનો કોઈ આયાસપૂર્ણ આયામ કરવાની તેમને જરૂર જ પડતી નથી. આ સાર્વત્રીકરણ, સામાન્યીકરણ અને સાહજીકરણ સૌ કોઈની અનુભૂતિ છે. તેમાં અંતરની સચ્ચાઈ, લાગણીની ઉત્કટતા એ હૃદયભાવની નિર્મળતા નિહિત છે. સૉનેટનું અષ્ટક આથી જ હૃદયસ્પર્શી અને ભાવક્ષમ છે.

'ઘણી વેળઆ રાત્રે ઝબકી જઉં ને ત્યાં જ નયનો
ઉઘાડીને ભાગી, ખબર નહીં ક્યાં, જાય શમણાં !'

આ પંક્તિઓથી ઊઘડતું સૉનેટનું પટ્ક સ્પષ્ટ રીતે સૂચવે છે કે તે મધમીઠાં મધુર શમણાં માતાનાં જ છે. હૈયે વસેલી માતા શમણાંના સથવારે, જુદાં પડ્યા પછી પણ અંતરમાં અકબંધ છે. 'નવ કદીય હું દૂર ચસવા દઉં'નો દૃઢ નિશ્ચય જ માતાના શમણારૂપે સાકાર થયો છે. કવિએ અગાઉ કહ્યું જ છે, 'મારે માટે વિકટ પથમાં તું જ સંઘળું.'

મોટી ઉંમરે પણ બાલસહજ ભાવ, વૃત્તિ અને આદ્ય માતૃસ્નેહની ઝંખના સેવે છે. કવિના મનમાં સહજ સ્ફુરે છે. -

'અને ત્યારે થાતું અવ ઢબૂરીને તું સહજમાં
ફરીથી સુવાડે, અરર પણ ના એ નસીબમાં !'

માતાની વત્સલ હૂંફભરી પ્રેમાળ ગોદ ગુમાવી દીધી તેની ક્ષતિપૂર્તિ ક્યાં ? એ ખોટ તો જીવનાન્તે રહેવાની જ. 'અરર પણ ના એ નસીબમાં' શબ્દોમાં સચ્ચાઈનો અને લાગણીનો રણકાર અને ધબકાર બંને છે. માતાના સાદ-હાકના સંદર્ભમાં આવી અનુભૂતિ કોને નથી થતી કે -

'રહે બોલાવી બચપણ તણી હાક તુજની ?'

સર્વાનુભૂતિના આવિષ્કાર-રણકાર સાથેનું આ સૉનેટ તેના અંતમાં માતૃસ્નેહની પ્રબળતા અને ઉત્કટતા સિદ્ધ કરે છે. ☐

રોજ સાંજે પંખીઓના મોરચા મંડાય છે
વૃક્ષની માલિકી બાબત માગણીઓ થાય છે.

એક સૂકા પાનની રેખામાં ઠેબાં ખાય છે,
એ પવન બ્રહ્માંડભરનો ભોમિયો કહેવાય છે?

અસ્તરેખા જોઈને સૂરજની, કૂકડાએ કહ્યું,
'આપના પ્રારબ્ધમાં બહુ ચડઊતર દેખાય છે'

બાલદી, શીશી, તપેલી, પ્યાલું, ડબ્બો, ટોપિયું,
ફૂલ જ્યાં બોળે ચરણ ત્યાં ફૂલદાની થાય છે.

ક્યાંક તો જાતો હશે એ, માનીને ચાલ્યો હતો,
પણ હવે રસ્તો પૂછે છે, 'ભાઈ, તું ક્યાં જાય છે?'

- ઉદયન ઠક્કર

('સેલ્લારા'માંથી)

---

**સ્થાનસમર્પિત**
**'કવિલોક'ના એક ચાહક તરફથી**

# તને જોઈ જોઈ તો ય તું અજાણી

•

રાજેન્દ્ર શાહ

તને જોઈ જોઈ તો ય તું અજાણી
(જાણે) બીજને ઝરૂખડે ઝૂકી'તી પૂર્ણિમા
ઝાઝેરો ઘૂમટો તાણી.

વ્યોમ ને વસુંધરાની કન્યા કોડામણી,
તું તો છે સંધ્યાની શોભા સોહામણી,
લોચને ભરાય તો ય દૂર દૂર ધામની;
વાયુની લ્હેર સમી અંગને અડી છતાં ય
બાહુને બંધ ના સમાણી.

પોઢેલો મૃગ મારા મનનો મરુવને,
જલની ઝંકોર તારી જગાવી ગૈ એહને;
સીમ સીમ રમતી તું, ના'વતી જરી કને;
સાબરનાં નીતરેલ નીર તું ભલે હો, આજ
મારે તો ઝાંઝવાનાં પાણી !

('રાજેન્દ્ર શાહનાં કાવ્યો' માંથી)

**કવિલોક** ગુજરાતી કવિત… ગ્રીષ્મ વિ. સં. ૨૦૬૦ : વર્ષ ૪૭ : અંક ૩ સળંગ અંક ૨૭૯




તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ • નિરંજન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૮૦. આજીવન લવાજમ માત્ર રૂ. ૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75; ઇંગ્લન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અંકની છૂટક કિંમત રૂ. ૧૫.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

ગ્રીષ્મ વિ.સં. ૨૦૬૦ . મે-જૂન-૨૦૦૪

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठता मनो ने वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.

## કવિતા અને પ્રત્યાયન

પ્રત્યેક કલાના સર્જન પછી એની સાથે એના પ્રત્યાયનનો પ્રશ્ન સર્વસાધારણ અને સર્વકાલીન છે. સર્જક જ્યારે કલાકૃતિનું સર્જન કરતો હોય છે ત્યારે તેની સમક્ષ પ્રત્યાયનનો પ્રશ્ન હોય છે ખરો ? કોઈ પણ કલાકાર આ પ્રશ્નોનો સદ્ય અને સર્વસંમત એવો ઉત્તર નકારમાં આપશે. કલાકારને તો કલાકૃતિ દ્વારા ચિત્તક્ષોભને જ અભિવ્યક્ત કરવો હોય છે. એ માટેની જ એની સર્વ મથામણ હોય છે. જ્યાં સુધી એના અંતરતમને સંતોષ ન થાય ત્યાં સુધી તે સર્જનવ્યસ્ત રહેતો હોય છે. જે ક્ષણે એને એમ લાગે કે હવે એ પોતાને પૂર્ણપણે અભિવ્યક્ત કરી શક્યો છે ત્યારે જ તે જંપે છે. આમ, કલાકૃતિનું પ્રથમ પ્રત્યાયન તો કલાસર્જકમાંના એક પ્રથમ અને પરમ ભાવકને તોષવા માટે હોય છે.

કવિતા એ શબ્દની કલા છે અને શબ્દ વ્યાપક અર્થમાં સામાજિક સંપત્તિ છે. કવિ જ્યારે આવી સામાજિક સંપત્તિ-શા શબ્દનો ઉપયોગ કરે છે ત્યારે એ એના મનોગતમાંના અર્થોનો અધ્યાસ શબ્દને અર્પવા મથે છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્ર પ્રમાણે કવિએ ખપમાં લીધેલા શબ્દો આકાંક્ષા, યોગ્યતા અને સન્નિધિયુક્ત હોય છે ત્યારે કાવ્યાર્થ પામે છે. શબ્દાર્થનું કાવ્યાર્થમાં પરિવર્તન કરવાની કળા એટલે જ કવિની સર્જકપ્રતિભાએ નિર્માણ કરેલી કાવ્યકૃતિ.

આમ સર્જાયેલી કાવ્યકૃતિ પછી સામાજિકો-ભાવકો સુધી પહોંચે છે. અહીં હવે વિવેચનની પરિભાષાનો

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : ગ્રીષ્મ વિ. સં. ૨૦૬૦ : વર્ષ ૪૭ : અઙ્ક ૩ સળંગ અઙ્ક ૨૭૯



---


તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ•નિરંજન ભગત

---

દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૮૦. આજીવન લવાજમ માત્ર રૂ. ૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75; ઇંગ્લન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૫.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

---

કવિલોક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧

---

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

ગ્રીષ્મ વિ.સં. ૨૦૬૦ . મે-જૂન-૨૦૦૪

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.

## કવિતા અને પ્રત્યાયન

પ્રત્યેક કલાના સર્જન પછી એની સાથે એના પ્રત્યાયનનો પ્રશ્ન સર્વસાધારણ અને સર્વકાલીન છે. સર્જક જ્યારે કલાકૃતિનું સર્જન કરતો હોય છે ત્યારે તેની સમક્ષ પ્રત્યાયનનો પ્રશ્ન હોય છે ખરો ? કોઈ પણ કલાકાર આ પ્રશ્નોનો સદ્ય અને સર્વસંમત એવો ઉત્તર નકારમાં આપશે. કલાકારને તો કલાકૃતિ દ્વારા ચિત્તક્ષોભને જ અભિવ્યક્ત કરવો હોય છે. એ માટેની જ એની સર્વ મથામણ હોય છે. જ્યાં સુધી એના અંતરતમને સંતોષ ન થાય ત્યાં સુધી તે સર્જનવ્યસ્ત રહેતો હોય છે. જે ક્ષણે એને એમ લાગે કે હવે એ પોતાને પૂર્ણપણે અભિવ્યક્ત કરી શક્યો છે ત્યારે જ તે જંપે છે. આમ, કલાકૃતિનું પ્રથમ પ્રત્યાયન તો કલાસર્જકમાંના એક પ્રથમ અને પરમ ભાવકને તોપવા માટે હોય છે.

કવિતા એ શબ્દની કલા છે અને શબ્દ વ્યાપક અર્થમાં સામાજિક સંપત્તિ છે. કવિ જ્યારે આવી સામાજિક સંપત્તિ-શા શબ્દનો ઉપયોગ કરે છે ત્યારે એ એના મનોગતમાંના અર્થોનો અધ્યાસ શબ્દને અર્પવા મથે છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્ર પ્રમાણે કવિએ ખપમાં લીધેલા શબ્દો આકાંક્ષા, યોગ્યતા અને સન્નિધિયુક્ત હોય છે ત્યારે કાવ્યાર્થ પામે છે. શબ્દાર્થનું કાવ્યાર્થમાં પરિવર્તન કરવાની કળા એટલે જ કવિની સર્જકપ્રતિભાએ નિર્માણ કરેલી કાવ્યકૃતિ.

આમ સર્જાયેલી કાવ્યકૃતિ પછી સામાજિકો-ભાવકો સુધી પહોંચે છે. અહીં હવે વિવેચનની પરિભાષાનો

રૂઢ 'પ્રત્યાયન' શબ્દ સામે આવે છે. હવે આ પ્રત્યાયનની ક્રિયા સર્જક અને ભાવક વચ્ચે સેતુરૂપ બને છે. ભાવક જ્યારે કાવ્યકૃતિ વાંચે છે ત્યારે એના ચિત્તમાં અનેક પ્રતિભાવો-આંદોલનો જન્મે છે. આ પરિણતિ માટે જવાબદાર ગણાય છે પ્રત્યાયન.

પણ હવે પ્રશ્ન એ થાય છે કે એક જ કાવ્યકૃતિ બધાં જ ભાવકોને કેમ એકસરખું પ્રત્યાયન નથી કરી શકતી. એવું બને કે કવિએ પ્રયોજેલો શબ્દ ભાવકના શબ્દકોશની બહારનો હોઈ શકે. પણ આમ હોય ત્યારે તો ભાવક ભાષાના શબ્દકોશની મદદ લઈ શકે છે. એને કવિએ પ્રયોજેલા શબ્દોનો અર્થ ક્યારેક શબ્દકોશમાંના અર્થની છાયાનો ન લાગે ત્યારે તે મૂંઝાય છે. ક્યારેક રૂઢ શબ્દકોશ બહારનો શબ્દ ભાવકને પજવે છે. ક્યારેક રૂઢાર્થથી તિર્યક વપરાયેલો શબ્દ કે શબ્દસમૂહ પણ ભાવકને પજવે છે. ક્યારેક રૂઢાર્થને અતિક્રમી જઈ વિપરીત જ સંદર્ભાર્થ પ્રકટ કરે ત્યારે પણ ભાવક મૂંઝાય છે. તો શું સર્વ ભાવકો આમ મૂંઝાય છે ? પ્રશ્નનો ઉત્તર એવો આવશે કે ના, બધાં જ ભાવકો એકસરખી મૂંઝવણ કે એકસરખો કાવ્યાનંદ અનુભવતાં નથી. કાવ્યકૃતિના ભાવનનું ભાવકે ભાવકે અણસરખું આસ્વાદન એ જ કવિતાનો વિશેષ ? ના, સદાય આવું સત્ય સારવી શકાય નહિ.

આમ થવાનું કારણ એ કે કલાકૃતિ એક જ હોય અને છતાં ભિન્ન ભિન્ન ભાવકો એનો સમયેસમયે એકધારો આસ્વાદ માણી શકે અથવા આસ્વાદનમાં વૈવિધ્યનો અનુભવ કરી શકે. આ આસ્વાદન કે ભાવનનો આધાર જેટલો કાવ્યકૃતિની સંરચના અને સંઘટના પર છે તેટલો જ ભાવકની સજ્જતા પર પણ છે. ભાવકની વ્યુત્પન્નતા તેને કાવ્યાસ્વાદમાં સહાયરૂપ થતી હોય છે. આથી કાવ્યાસ્વાદની પ્રક્રિયા ભાવક પર પણ નિર્ભર છે.

કોઈ એક કાવ્ય અમુક ભાવકને તરત સમજાય, બીજા ભાવકજૂથને મોડું સમજાય અને ત્રીજા ભાવકજૂથને ના જ સમજાય. આવું થાય ત્યારે શું સમજવું ? કાવ્ય તો એક જ છે અને છતાં આવા વિવિધ પ્રતિભાવો કેમ ? જવાબ ઉપર કહ્યો તે ભાવકની સજ્જતાનો છે. કવિએ ભાવકપક્ષની દયા ખાઈને કાવ્યસર્જન કરવાનું નથી. એણે તો નિજના અંતર્નાદને અનુસરીને, સર્જકતાની માગને અનુસરીને, કાવ્યસર્જન કરવાનું હોય છે. આમ થયું પછી કવિ છુટ્ટો. બંધાય છે ભાવક. કવિનું કામ પૂરું થયું ત્યાંથી ભાવકનું કામ શરૂ થાય છે. આથી પ્રત્યાયનનો આખો પ્રશ્ન, આમ જુઓ તો, ભાવકતરફી છે. પ્રત્યાયનની જવાબદારી કવિની નહિ, પણ ભાવકની છે.

આમ વિચારતાં એમ કહી શકાય કે એક કાવ્યનું જે ભાવક સુધી પ્રત્યાયન થાય તેને તે કાવ્ય કાવ્યતત્ત્વસહિત લાગે અને જેના સુધી પ્રત્યાયન ન થાય તેને તે કાવ્ય કાવ્યતત્ત્વરહિત લાગે ! આવો તાલ રચાય. પરિણામે કાવ્યની મૂલવણી એના નિરપેક્ષ કાવ્યતત્ત્વને બદલે ભાવકપ્રતિભાવલક્ષી બની જાય. આવી સાપેક્ષ મૂલવણીમાં પેલો પ્રત્યાયનનો મુદ્દો જ મહત્ત્વનો બની રહે છે. પરંતુ રસજ્ઞ ભાવકે એ સમજી લેવું જોઈએ કે આસ્વાદ માત્ર પ્રત્યાયનનિર્ભર નથી, કારણ કે કેટલાંક કાવ્યો વિશિષ્ટ સંદર્ભો, વિચિત્ર કલ્પનપ્રતીકો, તિર્યક અભિવ્યક્તિછટાઓથી ખચિત હોય ત્યારે ભાવકે તેને સમજવાની સજ્જતા કેળવવી

પડે. કેટલાંક કાવ્યો એવાં સરળ હોય, બધી રીતે સરળ હોય, કે ભાવક તેનો સદ્ય આસ્વાદ લઈ શકે. આવી રચનાઓ માટે સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં 'દ્રાક્ષાપાક' સંજ્ઞા પ્રયોજાઈ છે. જેમ દ્રાક્ષને મોંમાં મૂકતાં જ તેનો સ્વાદેન્દ્રિય આસ્વાદ લેવાનું શરૂ કરી દે છે - કશી ખાસ મહેનત વગર - તેમ કેટલીક કાવ્યરચનાઓ સામાન્ય ભાવકના રુચિતંત્રને ઝણઝણાવી દે છે અને 'વાહ, વાહ' પોકારી ઊઠતો ભાવક ભાવવિભોર બની આવી જ કૃતિઓને સર્વોત્તમ માનવા ટેવાઈ જાય છે. પરંતુ વિચારપ્રધાન અને અનેક રીતે કલાપ્રયુક્તિઓથી સંપૃક્ત રચનાઓ સદ્ય આસ્વાદ્ય હોતી નથી. આવી રચનાઓ માટે પેલા સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં 'નારિકેલપાક' સંજ્ઞા પ્રયોજાઈ છે. જેમ નારિયેળનાં મીઠાં પાણી અને માવાનો આસ્વાદ લેવા નાળિયેર ફોડવાની માથાફોડ કરવી પડે છે તેમ કેટલીક રચનાઓ એવી હોય છે કે તેને પામવા ભાવકે ભારે પુરુષાર્થ કરવો પડે છે. આથી આવા ભાવનપુરુષાર્થથી પર રહેનારા અવ્યુત્પન્ન ભાવકો આવી કૃતિને કવિતાના ક્ષેત્રમાંથી તડીપાર કરી દે તે તો સ્વયંની વિડંબના છે. એમ કરવામાં પેલી કાવ્યકૃતિ કે તે કૃતિના સર્જકને કંઈ વાંધો આવતો નથી. આવું બન્યા કર્યું છે, બને છે અને બનતું રહેશે.

આમ, કવિતા અને પ્રત્યાયનનો સંબંધ જેટલો નિરપેક્ષ તેટલો નરવો; અને જેટલો સાપેક્ષ તેટલો વરવો. કેવળ લોકસમુદાયના મનોરંજન માટે રચાતી કૃતિઓ લોકોનાં મનનું રંજન કરે તેમાં વાંધો નથી, પણ કવિતાતત્ત્વના ભોગે જ્યારે કવિ તેમ કરવા લાગે છે ત્યારે તેની કાવ્યસિસૃક્ષા કલાનિર્મિતિની દિશામાંથી ફંટાઈને રંજનનિર્મિતિના લપસણા ઢાળ પ્રતિ ગતિ કરે છે અને આવો કવિ ત્રિવિધ નુકસાન પહોંચાડે છે - કલાકૃતિને, સ્વયંની સર્જનશક્તિને અને લોકરુચિને. પરિણામે સદ્ય પ્રત્યાયનની લાલચમાં લપટાયા વગર જાગ્રત કલાકાર કવિએ ખુદની સર્જનાપેક્ષાને વફાદાર રહેવાનું હોય છે, નહિ કે ભાવકટોળાંની તાળીઓના ગડગડાટને.

પ્રત્યાયનની જવાબદારી કવિની નથી, એ ભાવકની છે. માટે ભાવકને એની સજ્જતા પર છોડી સભાન કવિએ સર્જન કરવાનું હોય છે. કવિતા અને પ્રત્યાયનના મુદ્દાને જો આ ભૂમિકાએ સમજવામાં આવે તો કવિ, કવિતા અને ભાવક એમ ત્રણેયને તે ઉપકારક થશે.



જુલાઈ ૧, ૨૦૦૪

ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

## ૧૬. પેટ્રોક્લસ યુદ્ધે ચડે છે અને મરે છે

લાંગરેલા વહાણ પાસે આમ જંગ ખેલાઈ રહ્યો હતો ત્યારે, પેટ્રોક્લસ પોતાના સરદાર ઍકિલીઝ પાસે પહોંચ્યો. ઢોળાવ પરથી દડદડતા ઝરણાની માફક એની આંખોમાંથી ગરમ આંસુ સરી રહ્યાં હતાં. પોતાના મિત્રની આવી સ્થિતિ જોઈને ચપળ ચરણવાળો કુલીન ઍકિલીઝ દ્રવી ઊઠ્યો અને તરત એણે પૂછ્યુ, 'પેટ્રોક્લસ, તું શા માટે રડી રહ્યો છે ? જાણે માની પડખે ચાલતી જતી, માનો ઘાઘરો ખેંચતી અને તેડાવવા માટે રોતી નાની છોકરી રૂવે છે. તારા ગાલ પર પડતાં આંસુઓથી પેટ્રોક્લસ, તું એ છોકરી જેવો લાગે છે. મર્માઇડનોને કે મને પોતાને તારે કંઈ કહેવાનું છે ? વતનથી કોઈ ખાનગી ખબર તારી પાસે આવ્યા છે ? આપણા બેમાંથી કોઈના પિતા મૃત્યુ પામ્યા હોય તો ચોક્કસ ખેદ પામવાનું કારણ થાય, પરંતુ હું જાણું છું ત્યાં સુધી, તારા પિતા મેનીટિઅસ હજી સુધી જીવંત છે અને મારા પિતા પેલ્યૂસ પણ મર્માઇડનો સાથે મોજ કરી રહ્યા છે. પોતાનાં દુષ્કૃત્યોના પરિણામરૂપે બખોલવાળા બતેલાઓ પાસે આર્ગાઈવો કપાઈ રહ્યા છે એ તને પીડે છે શું ? જલદી બોલી નાખ ! મનમાં કાંઈ રાખ મા, તરત મને કહે.'

આના જવાબમાં પેટ્રોક્લસે શું કહ્યું ? મોટો નિસાસો નાખી એ બોલ્યો, 'નામદાર ઍકિલીઝ, અકીઅનોના નરરત્ન મારાં આંસુ બદલ રોષ ન કરો. આપણી સેના ખરે જ, ખૂબ આફતમાં છે. આપણા બધા મહારથીઓ બાણોથી કે ભાલાંઓથી ઘાયલ થઈને પોતાના બતેલાઓ પાસે પડ્યા છે. ટાઇડ્યૂસનો પુત્ર બળવાન ડાયોમિડીઝ ઘાયલ થયો છે; મહાન શૂરવીર ઑડિસ્યૂસ ઘવાયો છે; ઍગામેમ્નૉનનું પણ તેમ જ છે; અને યૂરિપાઇલસનો સાથળ તીરે વીંધાયો છે. પોતાની પાસેનાં સર્વ ઔષધો વડે શલ્યચિકિત્સકો એ સૌની સારવાર કરી રહ્યા છે અને એ તબીબો ઘવાયેલાના ઘા રુઝાવવા મથી રહ્યા છે ત્યારે ઍકિલીઝ તમે અક્કડ થઈને બેઠા છો. તમારા ઉમદા સ્વભાવને તમે જે ભૂંડા હેતુએ લગાડ્યો છે તે વેરની વૃત્તિથી ભગવાન મને બચાવે. આર્ગાઈવોની આ આકરી કટોકટીની વેળાએ તમે એમને મદદ નહીં કરો તો ભાવિ પેઢી તમારો શો આભાર માનશે ? દયાહીન આદમી, તમે થેટિસના અને પરાક્રમી પેલ્યૂસના પુત્ર નથી. માત્ર કાળો ડિબાંગ દરિયો અને ડરામણા ખડકો જ આવો રાક્ષસ પેદા કરી શકે. ખાનગીમાં કોઈએ આગમવાણી ભાખી છે ને એ તમને રોકી રાખે છે ? તમારાં દિવ્ય માતાએ ઝ્યૂસનો કોઈ બોલ તમને કહ્યો છે ? તો ઓછામાં ઓછું, મર્માઇડન સેનાને લઈને મને જંગમાં ઝુકાવવાની રજા આપવા કૃપા કરો. ડનાનોને હું કદાચ મુક્તિને પંથે દોરી શકું અને મારે ખભે ચડાવવાને માટે મને તમારું બખ્તર ઉછીનું આપો

એટલે ટ્રોજનો મને તેમ ધારીને લડવાનું બંધ કરી દે; પરિણામે આપણી થાકેલી સેના થોડો પોરો ખાઈ લે. શ્વાસ ખાવાને થોડો સમય મળતાં પણ યુદ્ધમાં ઘણો ફેર પડી જાય. ટ્રોજનો પણ થાકી ગયા છે અને અમે તાજામાજા હોઈ એમને વહાણો અને કુટિરો પાસેથી એમના નગરભેગા કરી દેશું.'

પેટ્રોક્લસે આમ વીનવણી કરી. પણ એ કેવો તો ભોળો હતો ! પોતાના પતનની સાથે મૃત્યુની યાચના એ કરી રહ્યો હતો એમ એ થોડું જાણતો હતો ?

દરમિયાનમાં એણે ઍકિલીઝને બરાબર જંગાડ્યો હતો. એ મહાન દોડવીર બોલી ઊઠ્યો; 'ભવિષ્યવાણી ? ભાઈ (પેટ્રોક્લિસ) તું શી વાત કરે છે ? મને એવી કંઈ જાણ હોય તો પણ એનાથી મારા વર્તનમાં ફરક ન પડે. વળી, મારી માતા મારફત મને ઝ્યૂસ પાસેથી કંઈ ખાનગી સંદેશો મળ્યાનું પણ સાચું નથી. મારા કરતાં ઓછો સમર્થ માણસ પોતાની સત્તાને જોરે મને મળેલું ઇનામ ઝૂંટવી લે તેનું મને હાડોહાડ લાગી આવ્યું છે. યુદ્ધ હું ખેલ્યો છું તેથી મને એ વધારે લાગી આવે છે. પેલી યુવતી મને આપવા માટે લશ્કરે ખાસ નક્કી કર્યું હતું; કિલ્લાવાળા શહેરને મેં ભાંગ્યું હતું; મારા ભાલાને જોરે મેં એને જીતી હતી. ને હવે રાજા ઍગામેમ્નૉન એને મારા બાહુઓમાંથી આંચકી લે છે અને રઝળુ અકીર્તિતના જેવી મારી દશા થાય છે.'

'પણ જે બની ગયું છે તેને ભૂંસી શકાતું નથી. પોતાની રીસને આમ છેવટ સુધી વળગી રહેવામાં મારી ભૂલ હતી. જો કે આ ઘમસાણ અને લડાઈ મારાં પોતાનાં વહાણો સુધી પહોંચે ત્યાં સુધી આ ગાંઠને હું વળગી રહેવા માગતો હતો. તો હવે કાળા મેઘની માફક વિજયી ટ્રોજનો વહાણો આસપાસ ઘૂમી રહ્યા છે અને કાંઠા આગળની સાંકડી પટ્ટી પર આર્ગાઇવો ચીટકીને લડી રહ્યા છે ત્યારે, મારા વિજયી કવચને ધારણ કરી મારા યુદ્ધકોડીલા મર્માઇડનોનું નેતૃત્વ સંભાળ. આખું ટ્રૉય બહાદુર બનીને આપણી ઉપર ચડી આવ્યું જણાય છે. ને એમાં કંઈ નવાઈ નથી, કારણ કે મારું શિરત્રાણ એમની નજરે પડતું નથી. રાજા ઍગામેમ્નૉન મને પોતાનો મિત્ર ગણે તો એ સઘળા તરત ઊભી પૂંછડીએ નાસવા લાગશે અને બધી નીકો એમનાં શબોથી ઊભરાઈ જશે. અત્યારે એ લોકો આપણી છાવણી આસપાસ જ લડી રહ્યા છે. ડનાનોને નાશમાંથી બચાવવા માટે ટાઇડ્યૂસપુત્ર ડાયોમિડીઝનું ભાલું એના હાથમાં વીંઝાતું નથી; ને ઍગામેમ્નૉનનો દ્વેપીલો સ્વર મેં સાંભળ્યો નથી. મારા કાનમાં તો ખૂની હૅક્ટરના બોલ જ સંભળાય છે; મેદાન પર છવાઈ ગયેલા અને અકીઅનોને ધમરોળતા ટ્રોજનોને એ પાનો ચડાવી રહ્યો છે. પણ પેટ્રોક્લસ, તારે બતેલાઓને બચાવવા જ જોઈએ. વહાણોની હોળી કરી આપણને ઘેર પાછા વળતા અટકાવી દે એની પહેલાં, તારી બધી તાકાત સાથે તું જંગે ચડ. પરંતુ કેટલે સુધી આગળ વધવું તે બાબત મારું કહેવું સાંભળી લે. ડનાન દળોએ મારું મૂલ્ય સમજી મારો આદર કરવો જોઈએ અને પૂરતા વળતર સાથે પેલી સુગાત્રીને મને પાછી સુપરત કરવી જોઈએ. જહાજો પાસેથી ટ્રોજનોને હાંકી કાઢ્યા પછી સીધો મારી પાસે પાછો આવજે. ગર્જનદેવ ઝ્યૂસ તને કીર્તિ વરવાનું કહે તો પણ તું એની પાછળ ન

પડતો. મારા વિના તારે એ લડાયક ટ્રોજનો સાથે યુદ્ધ ખેલવાનું નથી. એથી મારું મૂલ્ય ઘટી જશે. તો વિજયના તૉરમાં, ટ્રોજનોને મોતને ઘાટ ઉતારતો તારા સૈનિકોને લઈ ઇલિયમ સુધી ન જતો નહીં તો ઑલિમ્પસના અમર દેવોમાંથી કોઈક તારો માર્ગ રોકે.' ધનુર્ધારી દેવ અપોલોને ટ્રોજનો ખૂબ પ્યારા છે. જહાજો પાસેની પરિસ્થિતિને ઠેકાણે પાડ્યા પછી તું પાછો વળી જજે અને મેદાનોની લડાઈ બીજાઓને લડવા દેજે. ઓ પિતા ઝ્યૂસ, દેવી એથિની અને અપોલો, એક પણ ટ્રોજન જીવતો ન બચ્યો ને એક આર્ગાઇવ પણ ન બચ્યો તો, અને ટ્રૉયના મુગટ સમા મિનારાઓને ધ્વસ્ત કરવાને અમે બે એકલા જ બચ્યા તો, હું કેટલો રાજી થઈશ !

એકિલીઝ અને પેટ્રોક્લસ આમ વાત કરતા હતા ત્યારે ઐયાઝ પણ પોતાનું થાણું સંભાળી શકે નહીં તેવી ઘડી આવી પહોંચી, ઝ્યૂસની ઇચ્છાને એણે વશ થવું પડ્યું અને વિજેતા ટ્રોજનોનાં શસ્ત્રોએ એને હંફાવ્યો. શર પછી શરના ઘા ઝીલતાં એનો ચકમકતો શિરત્રાણ એનાં લમણાંને પીડવા લાગ્યો. પોતાની ઢાલને નોખનોખી બાજુએ ધરીને એનો ડાબો ખભો થાકી ગયો. જો કે, તેમ છતાંયે એ શરવર્ષા એના અંગ સુધી પહોંચી ન હતી. એ અતિ પરિશ્રમ કરતો હતો અને એનાં અંગેઅંગમાંથી પરસેવો ચૂતો હતો. પળમાત્રનો પણ એને વિશ્રામ ન હતો. ગમે તે બાજુએ એ દષ્ટિપાત કરે, પળેપળ એની મુશ્કેલીઓ વધારતી હતી.

ઑલિમ્પસવાસીની હે કલાદેવીઓ, અકી-અન બતેલાઓને પ્રથમ આગ કેવી રીતે લગાડાઈ તે મને કહો. હેક્ટર સીધો ઐયાઝ પાસે પહોંચી ગયો. એના રાખોડી ભાલાની બેસણી નીચે પોતાનું મહાન ખડ્ગ માર્યું અને ભાલાના માથાને ભેદી નાખ્યું. ઐયાઝના હાથમાં માત્ર હાથાનું ઠૂંઠું લટકતું રહ્યું અને કાંસાનું ફળું ખડિંગ કરતું પૃથ્વી પર પડ્યું. પોતાના ઉમદા હૃદયમાં ઐયાઝને ધ્રુજારી સાથે ભાન થયું કે આ મામલામાં દેવો પડ્યા હતા અને ટ્રોજનોને વિજયી બનાવવાનો નિર્ધાર કરનાર દેવ ઝ્યૂસ પોતાની બધી મહેનતને નાકામિયાબ બનાવી દેતા હતા. એટલે એ હરોળ બહાર, શસ્ત્રોની પહોંચની બહાર નાસી ગયો; ટ્રોજનોએ બળતા કાકડા વહાણમાં ફેંક્યા; અને પળમાત્રમાં ન બુઝાવી શકાય એવા ભડકાઓની લપેટમાં વહાણ આવી ગયું.

વહાણના મોરા તરફ ભડકા આવ્યા ત્યારે એકિલીઝે પોતાની જાંઘ થાબડી. પેટ્રોક્લસ ભણી જોઈ એ બોલ્યો: 'જલદી ઊઠ, મારા વીર, પેટ્રોક્લસ ! જહાજો પર હું આગ જોઉં છું; એ ભડભડ બળવા મંડ્યાં છે. એમને ખલાસ કરી નાખશે તો આપણું પાછા વળવાનું સાધન કપાઈ ગયું ! ઝડપ કર, તારું બખ્તર ચડાવ ને હું સૈનિકોને સાબદા કરું છું.

પેટ્રોક્લસે ચળકતું કવચ ચડાવ્યું. પગે પટ્ટા બાંધવાથી એણે આરંભ કર્યો; એ પટ્ટાઓને ગોઠણ પાસે પકડી રાખવા માટે ચપટડી - ક્લિપ - હતી. પછી પોતાને વક્ષસ્થળે એણે એકિલીઝનું સુંદર કેડિયું ધારણ કર્યું; તારાઓના જેવી એની ચમક હતી. પછી, ચાંદીની મૂઠવાળી કાંસ્ય તલવાર અને ધીંગી ઢાલ ખભે ચડાવ્યાં. પોતાને મજબૂત મસ્તકે એણે સુગ્રથિત શિરત્રાણ પહેર્યો. એને ઘોડાના વાળની કલગી હતી અને ટોચે ભયપ્રેરક ફૂમતું ઝૂલી રહ્યું હતું. છેલ્લે પોતાને પકડવામાં

ફાવે એવાં બે ભાલાં એણે ગ્રહણ કર્યાં. ઍકિલીઝનું ધીંગું, લાંબું અને અજેય ભાલું માત્ર એણે લીધું નહીં. ઍકિલીઝ સિવાય બીજો કોઈ એને ધારણ કરી શકે તેમ ન હતો. પેલિઓન પહાડ પરની રાખમાંથી એ બનાવવામાં આવ્યું હતું અને એના પિતા પેલ્યૂસ,ને પોતાના શત્રુઓને જેર કરવા માટે ચીટોને આપ્યું હતું.

પોતાના સારથિ તરીકે પેટ્રોક્લસે ઑટોમિડોનને પસંદ કર્યો અને તેને રથ તરત તૈયાર કરવા કહ્યું. આ માણસને એ ઍકિલીઝ પછી બીજું સ્થાન આપતો હતો. કારણ, એ ઉત્તમ સારથિ હતો અને બોલ પડ્યા ભેગો એ હાજર થઈ જતો. પછી ઑટોમિડોને રથમાં ઍકિલીઝના ઘોડા ઝેન્થસ અને બેલિયસ જૂત્યા. બંને પવનવેગી હતા અને પશ્ચિમ વાવડા ઘોડાથી તુફાનઘોડીના એ જણેલા હતા; અને પાકી ઓલાદના પેડેસસને વધારાના ઘોડા તરીકે સાથે રાખ્યો; ઍકિલીઝે ઇટિયોનના નગર પર વિજય મેળવ્યો ત્યારે એણે એને હાથ કર્યો હતો. એ હતો તો સામાન્ય જાતનો, પણ આ અમર તોખારજોડલી સાથે એણે તાલ બરાબર જાળવ્યો.

એ દરમિયાન ઍકિલીઝે કુટિરોમાં ફરી પોતાના બધા મર્માઇડનોને શસ્ત્રસજ્જ કરી દીધા હતા. પોતાના સ્વાભાવિક ઘાતકીપણા સાથે તૂટી પડતા માંસખાઉ વરુઓની જેમ એ નીકળી પડ્યા; મોટાં શિંગડાંવાળા સાબરને ખાઈને મોઢાં લાલ-ચોળ થઈ ગયાં હોય ને પછી એમની આખી ટોળી કોઈ ઊંડા ઝરાનાં પાણી પીવા જતી હોય, લોહીના ઓડકાર આવતા હોય, ખાઈને પેટ ફૂલી ગયાં હોય છતાંય એકદમ ઝનૂની હોય. મર્માઇડનોનું સૈન્ય, એના નાયકો સાથે આમ પેલ્યૂસના વાયુવેગી પુત્રની આસપાસ તરત ગોઠવાયું. ને ત્યાં, યુદ્ધદેવ જેવો ઍકિલીઝ સ્વયં સારથિઓને અને પદાતીઓને વ્યવસ્થિત ગોઠવતો હતો.

પોતાની સાથે જ પચાસ વહાણો ઍકિલીઝ લાવ્યો હતો તે દરેકમાં પચાસ પચાસ સૈનિકો હતા. પોતે સરસેનાપતિ હતો અને પોતાના હાથ નીચે એણે પાંચ ઉપસેનાપતિઓ નીમ્યા હતા. પ્રથમ ટુકડીનો નાયક હતો મેનેસ્થિયસ; એ દિવ્ય સ્પેર્ચ્યૂઝનો અને પેલ્યૂઝની પુત્રી પોલિડોરાનો પુત્ર હતો. આમ એ એક નારી અને દેવનો પ્રેમપુત્ર હતો. પરંતુ, પેરિયેરિસનો પુત્ર બોરસ આગળ આવ્યો હતો અને મોટો દાયજો આપી એ મેનેસ્થિયસની માતા સાથે લગ્ન કરવા તૈયાર થયો હતો એટલે એ બોરસનો દીકરો પણ કહેવાતો.

યુદ્ધવીર યૂડોરસ બીજી ટુકડીનો નાયક હતો. ફાઇલેસની પુત્રી પોલિમિલી એની માતા પણ અપરિણિત હતી. એ સુંદર નર્તકી હતી અને દેવી આર્ટેમિસના ગાયકવૃંદમાં એને ગાતી સાંભળી દેવ હર્મિસ એના પ્રેમમાં પડ્યા હતા. રૂપાળા હર્મિસ એને સીધી પોતાના શયનગૃહમાં લઈ ગયા હતા અને ભવિષ્યમાં મહાન દોડવીર અને યુદ્ધવીર થનાર યૂડોરસની માતા એને બનાવી હતી. પ્રસૂતિની દેવી ઇલિમિયાની સહાયથી એ અવતર્યો તે પછી એક શક્તિશાળી ઠાકોર, ઍચિક્લીઝના પુત્ર હેક્ટરે મોટો દાયજો આપી એ સ્ત્રી સાથે લગ્ન કર્યાં હતાં અને એના વૃદ્ધ નાના ફાઇલાસે યૂડોરસનો કાળજીપૂર્વક ઉછેર કર્યો હતો; પોતાના પુત્ર ઉપર એણે વધારે વહાલ વરસાવ્યું ન હોત.

ત્રીજી ટુકડીનો નાયક મીમેલસનો પુત્ર પીઝેણ્ડર હતો. ભાલાફેંકમાં પેટ્રોક્લસ પછી એનો

ક્રમ આવતો હતો. વૃદ્ધ રથી ફિનિક્સ ચોથી ટુકડીનો નાયક હતો અને લેઅર્સિઝનો ઉમદા પુત્ર એલ્સિમિડોન પાંચમી ટુકડીનું નેતૃત્વ કરતો હતો.

પોતાની સામે વ્યવસ્થિત હરોળોમાં ટુકડીઓ ગોઠવાઈ તે પછી એકિલીઝે જુસ્સાદાર ભાષણ કર્યું : 'મર્માઇડનો,' એ બોલ્યો, 'હું મારા ગુસ્સામાં રાચતો હતો અને તમને અહીં રોકી રાખ્યા હતા ત્યારે, ટ્રોજનોને નશ્યત પહોંચાડવાની જે ધમકીઓ તમે સેવી હતી એને કોઈ ના ભૂલતા. તમારા રાજવીને ગાળ ન દીધી હોય એવો એક આદમી તમારામાં કોઈ નથી. તમારી ઇચ્છા વિરુદ્ધ તમને અહીં પરાણે જકડી રાખનાર જંગલી પણ તમે મને કહ્યો છે. માના દૂધને બદલે ખાર ઉપર ઉછરેલો નરાધમ હું છું. એકિલીઝ એવા ખરાબ મિજાજમાં છે કે આપણે વહાણે મૂકીને ઘર ભેગા થઈ જઈએ.' એમ તમે કહ્યું હતું. મારે વિશે તમે આમ બોલતા તે હું જાણું છું.

'વારુ, તમે સદા ઝંખ્યું છે તેવું લડવાનું કામ હવે તમારી સામે આવ્યું છે. તો ચડો એ કામે અને ટ્રોજનો ઉપર વીર નરો પેઠે તૂટી પડો.'

એના આ શબ્દોએ દરેક સૈનિકને હૈયે હામ પૂરી અને પોતાના રાજપુત્રને સાંભળી સૈનિકો સુવ્યવસ્થિત થયા - ઘર બાંધતો કડિયો ઘરમાં પવન ન ઘૂસે એ માટે પથરેપથરો ચપોચપ ગોઠવે છે એ રીતે સૈનિકોનાં શિરસ્ત્રાણો અને એમની ઢાલો ખીચોખીચ હતાં. ઢાલેઢાલ, શિરસ્ત્રાણે શિરસ્ત્રાણ અને આદમીએ આદમી, એ સૌ એટલાં તો અડોઅડ ઊભાં હતાં કે, એ લોકો પોતાનાં માથાં હલાવતાં ત્યારે, એમના ઝબકારા મારતા શિરસ્ત્રાણો એકબીજા સાથે અથડાતાં. અને એ સૌની આગળ ઊભા હતા. પેટ્રોક્લસ તથા ઓટોમિડોન. જણ બે, પણ એક જ ઇચ્છા ધરાવતા ને તે મર્માઇ ડનોની મોખરે રહી લડવાની.

પણ એકિલીઝ પોતાની કુટિરમાં ગયો. ત્યાં એણે સુંદર કારીગરીવાળી સંદૂક ખોલી. ઝભ્ભાઓ, પવનાવરોધક અંગરખાંઓ અને જાડા બનૂસો ભરેલી એ પેટી રજત ચરણવાળી થેટિસે એ જહાજે ચડ્યો ત્યારે એના જહાજમાં મૂકી હતી. એ સંદૂકમાં એણે એક સુંદર કટોરી રાખી હતી, અને સુરાપાન માટે કોઈ એનો ઉપયોગ કરી શકતું નહીં; બીજા કોઈ દેવને નહીં પણ માત્ર ઝ્યૂસને અર્પણ કરવા માટે માત્ર પોતે જ એ વાપરતો. પેટીમાંથી એને બહાર કાઢી, ગંધકનો એને ધૂપ દઈ, ચોક્ખા પાણીથી એને સાફ કરી, પોતાના હાથ ધોઈ એણે ચમકવાળી થોડી સુરા કાઢી. પછી કુટિર પાસેના પ્રાંગણમાં આવી ઊર્ધ્વ દૃષ્ટિ કરી, થોડી સુરા રેડી એણે પ્રાર્થના કરી; દેવ ઝ્યૂસ આ બધું નિહાળતા હતા. 'દેવ ઝ્યૂસ,' એ બોલ્યો, 'ડોડોનીઅન, પેલેસ્ગિયન ઝ્યૂસ; આપ જે દૂર વસો છો અને શીત ડોડોના ઉપર રાજ કરો છો, તમારા પયગમ્બરોથી તમે સાદા ઘેરાયેલા હો છો, એમના પગ એ ધોતા નથી અને ભોંયે એ સૂવે છે; મેં પહેલાં પ્રાર્થના કરી હતી તે આપે સાંભળી હતી અને અકીઅન દળોને જોરદાર ફટકો માર્યો હતો. મારો બીજો મનોરથ પૂર્ણ કરો. હું જાતે અહીં જહાજો પાસે જ રોકાઉં છું પણ, અનેક મર્માઇડનો સાથે હું મારા સાથીને રણમાં મોકલું છું. હે સર્વદર્શી ઝ્યૂસ, એની પર વિજયના આશીર્વાદ વરસાવો અને એને હૈયે એવી હિમ્મત મૂકો કે મારો સ્કવાયર જાતે એકલો લડી શકે એવો

વીર છે કે હું યુદ્ધમાં ઝુકાવું ત્યારે જ એ અજેય રહે છે તે હેક્ટર બરાબર જાણી લે. અને બતેલાઓ પાસેથી ઘમસાણને અને યુદ્ધને હટાવ્યા પછી એ અને એના સૈનિકો હેમખેમ મારી પાસે અહીં મારે જહાજે જ આવે એવું કરો.'

શાણા ઝ્યૂસે ઍકિલીઝની પ્રાર્થના સાંભળી અને એનો અર્ધભાગ એણે માન્ય કર્યો પણ બાકીનો નહીં. વહાણો પાસેથી અકીઅનોને પેટ્રોક્લસ તગડી મૂકે એ એમણે માન્ય રાખ્યું પણ યુદ્ધમાંથી એ હેમખેમ પાછો આવે તે નહીં. પિતા ઝ્યૂસને પ્રાર્થના કરી લીધા પછી ઍકિલીઝ પાછો પોતાની કુટિરમાં ગયો અને કટોરીને એણે સંદૂકમાં પાછી મૂકી દીધી. પછી એ પાછો કુટિરમાંથી બહાર આવ્યો કારણ કે એનો રસ કંઈ મરી ન ગયો હતો ને ટ્રોજનો અને અકીઅનો વચ્ચેનું ઘર્ષણ એને નિહાળવું હતું.

એ દરમિયાન, જે શસ્ત્રસજ્જ દળો વીર પેટ્રોક્લસને સુપરત કરાયાં હતાં તે, ટ્રોજનો ઉપર તૂટી પડ્યાં ત્યાં સુધી કૂચ કરતાં રહ્યાં.

ભમરાઓનું વૃંદ રસ્તાની બાજુએથી બહાર પડતું કલ્પો, એમના દર પાસેથી પસાર થતા છોકરાઓના કાંકરીચાળાથી એ ટેવાઈ ગયા છે. પરિણામે જાહેર જનતાને ત્રાસ થાય છે. પસાર થતો કોઈ પ્રવાસી અજાણપણે એમને ખલેલ પાડે કે તરત જ પોતાનાં બચ્ચાંઓના રક્ષણ માટે બધા ઊડતા નીકળી પડે છે. વહાણો પાછળથી એ જુસ્સામાં મર્માઇડનો કૂદી પડ્યા. ત્યાં મોટો શોર મચ્યો અને એ શોરની ઉપરવટ પેટ્રોક્લસનો પોતાની સેનાને અનુરોધનો સ્વર સ્પષ્ટ સંભળાતો હતો. એ બોલ્યો, 'મર્માઇડનો, કુંવર ઍકિલીઝના સૈનિકો, વીર બનો અને તમારી પુરાણી શૂર-વીરતા દાખવી પેલ્યૂસપુત્ર માટે કીર્તિને વરો: આર્ગાઇવોમાં એના જેવો ઉત્તમ કોઈ વીર નથી. અકીઅન સાથે ચેડાં કરવામાં કેવી મુર્ખામી રાજા ઍગામેમ્નૉને કરી હતી તેનો પાઠ એને ભણાવો.'

પેટ્રોક્લસે દરેકને પાનો ચડાવ્યો અને એ સૌ એકીસાથે ટ્રોજનો ઉપર તૂટી પડ્યા અને અકીઅનોના યુદ્ધનિનાદના ઘેરા પડઘા વહાણોએ પાડ્યા.

પરંતુ, મેનિટિયસના પુત્રને અને એના સ્કવાયર ઑટોમિડોનને પોતાના ઝગમગતા કાંસ્ય સાજસરંજામ સાથે ટ્રોજનોએ પોતાની ઉપર તૂટી પડતાં એમણે જોયા તેવાં જ તેમનાં છાતીનાં પાટિયાં બેસી ગયાં અને એમની હરોળોમાં ભંગાણ પડવા માંડ્યું. કારણ, એમને લાગ્યું કે ચપલપાદ ઍકિલીઝ, પોતાને પોતાના બતેલાઓ પાસે જ રાખના મતભેદને મૂકી દીધો છે અને ઍગામેમ્નૉન સાથે મેળ કરી લીધો છે. અચાનક ટપકી પડેલા મોતથી બચવા માટે દરેક ટ્રોજન સલામતીનું સ્થાન શોધવા લાગ્યો.

ચળકતા ભાલાનો વાર કરનાર પેટ્રોક્લસ પ્રથમ હતો. પ્રોટેસિલોઝના વહાણ પાસે ઘેરો વળેલા ટ્રોજનોમાં એણે એ ફંગોળ્યું અને એમિડોન અને વિશાળ નદી એક્સિયસથી પોતાના પીઓનિયનોને લાવનાર પાઇરીકિમસને એણે વીંધ્યો. એનો જમણો ખભો વીંધાતાં, ડૂસકું ભરતો એ ચત્તોપાટ પડ્યો અને પોતાના બહાદુર સેનાપતિને આમ મોતને ભેટતો જોઈ એની સેના નાસભાગ કરવા લાગી. એમનામાં પૂરી ગેરવ્યવસ્થા છવાઈ ગઈ અને જહાજો વ જગ્યાઓમાંથી ડનાનો એમની ઉપર

ડનાનોએ આમ પોતાના કાફલાની હોળી થતી અટકાવી અને થોડી વાર માટે મુક્તપણે શ્વાસ લેવા લાગ્યા. વિદ્યુતનો સ્રષ્ટા ઝ્યૂસ એક ઊંચા શૈલશિખર પરથી ઘનવાદળને હટાવી લે અને આકાશમાં અનંત ઊંડાણ ખુલ્લાં થઈ જતાં દરેક શિખર અને ખીણ દેખાય તેના જેવું એ હતું. પરંતુ શૂરા અકીઅનોનું લડવાનું પૂરું થયું ન હતું. ટ્રોજનો વહાણો પાસેથી પાછા હઠી ગયા હતા પણ હજુ એમનામાં પૂરું ભંગાણ પડ્યું ન હતું. હજી સામનો કરતા હતા.

હવે મોરચામાં ભંગાણ પડ્યું હોઈ, અકી-અનો ટ્રોજન નેતાઓને વીણવા મંડ્યા. ઍરિલિક્સ જરા પાછળ હઠતો હતો ત્યારે એની જાંઘમાં પેટ્રોક્લસે ભાલો માર્યો. કાંસ્ય ફળું બરાબર અંદર પેઠું અને એના હાડકાને તોડી નાખ્યું. એ માણસ ઊંધે માથે ભોંયે પટકાયો. એટલામાં ઢાલની ઉપર પોતાની છાતી કાઢનાર થોઆમને મેનેલોઝે વીંધી નીચે પાડ્યો. એમ્ફિક્લસે મેજીઝ પર હુમલો કર્યો પરંતુ, મેજીઝનો ડોળો એની પર મંડાયેલો હોઈ એના સાથળના મૂળમાં એણે ઘા કર્યો. ત્યાંનો સ્નાયુ જાડામાં જાડો હોય છે. ભાલાને ફળે એના સ્નાયુને ભેદ્યો અને એમ્ફિક્લસની આંખે અંધારાં ઊતર્યાં. પછી નેસ્ટના એ જ પુત્ર એણ્ટિલોક્સે એટિમ્નિયસને પોતાને તીક્ષ્ણ ભાલેથી વીંધ્યો અને કાંસાનું ફળું એના પડખામાં ઘુસાડી દીધું. એની સામે ધબ્બ દેતો એટિમ્નિયસ પટકાયો. પણ પોતાના ભાઈના મૃત્યુથી ક્રોધે ભરાયેલો એનો ભાઈ મેરિસ હાથમાં ભાલા સાથે એણ્ટિલોક્સ તરફ ધસી આવ્યો અને પોતાના ભાઈના દેહ પાસે ખડો થઈ ગયો. પરંતુ એ કંઈ જફા પહોંચાડી શકે તે પહેલાં નેસ્ટરનો બીજો પુત્ર, દેવસમો થ્રેસિમિડીઝ ઝડપથી આગળ ધસી આવ્યો અને મેરિસના ખભાને પોતાના ભાલાથી વીંધી નાખ્યો. એનો હાથ મૂળમાંથી જ જુદો થઈ ગયો અને મેરિસ ધબ્બ દેતો ભોંયે પડ્યો. એની આંખે અંધારા ઊતરી આવ્યાં. આમ આ બે નર બે ભાઈઓ વડે પરાજય પામી એરેબસના નરકલોકમાં ગયા. સર્પેડોનની ટુકડીમાં બંનેએ સારું કામ કર્યું હતું અને એ એમિસોડેરસના પુત્રો હતા; લોકોને યાતના આપનાર શિમેરાને એણે રાખી હતી.

ઓઇલ્યુઝનો પુત્ર ઍયાઝ એ અવ્યવસ્થિત ટોળામાં ઘૂસી ગયો. ત્યાં ક્લિયોન્યુલસ મુશ્કેલીમાં મુકાયો હતો. તેને ઍયાઝે જીવતો ઝાલ્યો. પણ પોતાની મૂઠવાળી તલવારને ઝાટકે એણે તેને સદાને માટે શાંત કરી દીધો. એના લોહીથી તલવારનું પાનું ગરમ થઈ ગયું. ભાગ્યે એની પર મહોર મારી દીધી અને એની આંખે મૃત્યુના ઘેરા ઓળા ફરી વળ્યા.

પછી મેનિલિયોસ અને લાઇકોન દ્વંદ્વ ખેલવા લાગ્યા. બંનેએ ભાલેથી નિશાન ખોટું લેતાં બંનેના વાર ખાલી ગયા. એટલે તલવાર લઈને એ એકમેક સામે ધસ્યા. દુશ્મનના શિરત્રાણના શંકુ પર લાઇકોને ઘા કર્યો અને એની તલવાર હાથેથી છૂટી પડી ગઈ. પણ પેનીલિયોસે લાઇકોનની ગરદન પર ઝાટકો મારતાં એની તલવારે લાઇકોનને વીંધી નાખ્યો અને એની ડોક માત્ર ચામડીને આધારે લટકતી રહી. લાઇકોન જમીન પર પટકાયો.

ખૂબ દોડીને, મેરિયોનેસે એકેમેસને પકડ્યો. અને એ પોતાને રથે ચડવા જતો હતો ત્યાં એનો જમણો ખભો વીંધ્યો. એકેમેસ રથમાંથી ગબડી

પડ્યો અને એની આંખે ગાઢ ધુમ્મસ છવાઈ ગયું. એવામાં આઇડોમેન્યુસ પોતાના ભાલાથી ઇરિમેસને મોઢા આગળ વીંધ્યો. ભાલાનું ફળું એની ખોપરીની નીચેના ભાગમાંથી નીકળી અંદરના હાડકાની કડેડાટી બોલાવતું ગયું. એના દાંત ભાંગી ગયા, એની બેઉ આંખો લોહીથી ઉભરાઈ અને એના નાક તથા મોઢામાંથી પણ લોહીનો ધોધ વહેવા લાગ્યો. પછી એની ઉપર મૃત્યુનું કાળું વાદળ ચડી આવ્યું.

આમ, દરેક ડનાન નાયકે પોતાની સામેના શત્રુને હણ્યો. ડુંગરાની ધાર ઉપર ભરવાડોની બેકાળજીથી ભૂલા પડી જતાં ઘેંટાની ઉપર કે માદાને ધાવતા ઘેંટાના બચ્ચાની ઉપર વરુ ત્રાટકે તેમ ટ્રોજનો ઉપર એ સૌ ત્રાટકતા હતા. ટ્રોજનોની લડવાની ભૂખ મરી ગઈ અને અવ્યવસ્થિત રીતે એ પીછેહઠ કરવા લાગ્યા.

કાંસ્યસજ્જ હેક્ટર પર ઘા કરવો એ ટેલેમોનિયન ઍયાઝની જોરદાર ઇચ્છા હતી. પણ હેક્ટર બિનઅનુભવી યોદ્ધો ન હતો. પોતાની બળદની ચામડીની ઢાલથી એણે પોતાના ખભા રક્ષ્યા હતા અને સૂસવાટા કરતાં શરો અને ફેંકાતાં ભાલાંઓ માટે કાન સરવા રાખ્યા હતા. શત્રુઓને મળેલી કુમકે યુદ્ધનું પલ્લું એમની તરફ નમાવ્યું હતું તે એ જાણતો હતો તે છતાં રણક્ષેત્રમાં રોકાઈ પોતાના બહાદુર સૈનિકોને એ બચાવવા ઇચ્છતો હતો.

પણ હવે, ઑલિમ્પસથી આંધીનું વાદળ ઊમટે અને ચોમેર તોફાનનું સામ્રાજ્ય છવાઈ જાય એ રીતે વહાણો પાસેથી ટ્રોજનોની પીછેહઠ એવી અવ્યવસ્થિત અને ઘોંઘાટમય બની ગઈ. પૂંછડી દબાવતા ટ્રોજનો અકીઅન જહાજો, ખાઈ અને દીવાલ પાસેથી નાસવા લાગ્યા અને, ખુદ હેક્ટરનો રથ પણ એના ઘોડાઓ ભગાડવા મંડ્યા. એનાં દળોને એના ભાગ્ય પર છોડીને અનેક વેગીલા તોખારો ચોકડાં તોડી, પોતાના રથોને અને રથીઓને ખાઈ પાસે જ છોડી નાસવા લાગ્યા.

પોતાના હૃદયમાં કતલની લાગણી સાથે ડનાનોનાં પૂછડાં આમળતો પેટ્રોક્લસ એમની પાછળ પડ્યો અને ભંગાણ પડેલી ટુકડીઓવાળા ટ્રોજનો પાછા વળવાના બધા માર્ગો પર પોકાર કરતા પીછેહઠ કરવા લાગ્યા. વહાણો અને કુટિરોથી દૂર ગામ ભણી નાસતા ટ્રોજનોના ઘોડાઓના વેગે ધૂળના ગોટા ઉડાડ્યા. પોતાની આગળ મોટી સંખ્યામાં નાસતા લોકોને પેટ્રોક્લસ જોતો ત્યાં ભયંકર ત્રાડ પાડી એ એમની પાછળ પડતો. એના રથના મોટા ધરા નીચે અનેક લોકો પોતાના રથમાંથી ઊંધમૂંધ ગબડી પડ્યા અને મહારવ સાથે એમના રથો ઊંધા પડી ગયા. પણ એની અશ્વજોડલી તો અમર હતી; પેલ્યૂસને દેવોએ દીધેલી એ હતી અને કશી રોકટોક વગર એ જોડી દોડતી રહી. એક ઝપાટે એ ખાઈને ટપી ગઈ કે કોઈ રીતે પોતાના મહારથીને એ હેક્ટરની નજીક પહોંચાડે. કારણ, હેક્ટરને હણવા એ તલપી રહ્યો હતો. પણ હેક્ટરના અશ્વો પણ વેગીલા હતા અને એ એને સલામત લઈ ગયા.

ઘનઘોર વાદળો છવાયાંથી આખા મુલક પર અંધકાર છવાઈ જાય અને લોકોને શિક્ષા કરવા ઝ્યૂસ અનરાધાર વરસાદ વરસાવે એવા દિવસો પાનખરમાં આવે છે. સ્વર્ગની કરડી નજર છતાં લોકોએ પોતાની સત્તાનો દુરુપયોગ કર્યો હોય છે.

જાહેરમાં ખોટો ન્યાય તોળ્યો હોય છે ને ન્યાયની હકાલપટ્ટી કરી હોય છે તે એનું કારણ છે. પરિણામે, બધાં ઝરણાંઓ છલકાઈ જાય છે. ડુંગરધારેથી ધોધો પડવા લાગે છે અને પહાડો પરથી દોડતી નદીઓ ખેતરોને ઉજાડતી, ગર્જના કરતી પોતાનાં ધૂલિમલિન વારિ સાગરમાં ઠાલવે છે. ટ્રોજન અશ્વદળ નાસતું હતું ત્યારે એવો શોર ઊઠતો હતો.

ત્યાર સુધીમાં નજીકની કેટલીક ટ્રોજન ટુકડીઓને પેટ્રોક્લસે આંતરી લીધી હતી અને વહાણો તરફને એમને જ ચીલે એ એમને વાળી રહ્યો હતો. નગરમાં આશરો લેવા જવાના એમના બધા પ્રયત્નો પેટ્રોક્લસે અસફળ કરી નાખ્યા અને ત્યાં જહાજો, નદી અને ઊંચી રાંગ વચ્ચે એમની પર હલ્લા કરી એ એમને કાપવા મંડ્યો ને એમ, મૃત અકીઅનોનો બદલો લેવા લાગ્યો. એનો પહેલો ભોગ પ્રોનાઉસ બન્યો. પોતાના ઝગમગતા ભાલા વડે પેટ્રોક્લસે ઢાલની ઉપરથી દેખાતી એની છાતીને વીંધી અને એ ભફફ કરતો ઢળી પડ્યો. પછી એણે ઈનૉપ્સના પુત્ર થેસ્ટર પર હલ્યો કર્યો; પોતાના આકર્ષક રથમાં એ ગૂંચળું વળીને બેઠો હતો. એ સાવ ભાન ભૂલી ગયો હતો અને એના હાથમાંથી લગામ સરી પડી હતી. એની પાસે આવીને એના જડબાની જમણી બાજુએ પેટ્રોક્લસે ભાલું માર્યું અને એ દાંતવચાળે પેસી ગયું. પછી, રાક્ષસી કદની માછલીને પકડનાર માછીમાર પોતાનો સળિયો ઊંચો કરી એ માછલીને ઊંચકે એમ પેટ્રોક્લસે પોતાને ભાલેથી થેસ્ટરને રથના કઠેડા પાસેથી ઊંચક્યો અને એ રીતે એનો ઘા કર્યો કે જમીન પર એનું મોઢું પટકાયું. એમ પટકાતાં ભેગો એ મૃત્યુ પામ્યો. પછી, એની સામે ઈરિલૉસ ધસ્યો ત્યારે એના શિર પર પેટ્રોક્લસે મોટી શિલાનો ઘા કર્યો. શિરત્રાણની અંદરની એની ખોપરીના બે કટકા થઈ ગયા. મોઢું ધૂળ ફાકતું થાય એ રીતે એ પૃથ્વી પર પડ્યો અને આત્માને ઓહિયાં કરનાર મૃત્યુ એની પર છવાઈ ગયું. પછી, એક પછી એક ઝડપથી પેટ્રોક્લસે ઈરિયૅસને, એમ્ફોટેરસને અને ઈયેલ્ટિસને ઠેકાણે પાડ્યા; ડેમેસ્ટરનો પુત્ર ટુલેપોલેમસ, એચિયસ અને પાઈરિસ, આઈક્યુઝ, યૂઈપસ અને એર્ગિઆસનો દીકરો પોલિમેલસ સૌને એણે ભોં ભેગા કરી દીધા.

કમરબંધ વગરના પોતાના લિશિયનોને પેટ્રોક્લસને હાથે આમ પડતા જોઈ સર્પેડોને પોતાના સૈનિકોને કહ્યું, 'લ્યાનત છે લિશિયનો ! આટલી તેજ ઝડપે તમે ક્યાં જવા માગો છો ? હું પેલાને ભેટું ત્યાં સુધી થોભી જાઓ. ટ્રોજનોને આટલો માર મારનાર, આપણા આટલા ઉત્તમ વીરોને હણનાર અને આટલો વિજય પ્રાપ્ત કરનાર કોણ છે તે હું જાતે જોવા માગું છું.'

આમ બોલતો એ પોતાનાં શસ્ત્રો સાથે પોતાના રથમાંથી કૂદ્યો અને સામે પક્ષે એને જોઈને પેટ્રોક્લસે પણ તેમ કર્યું. પછી, પોતાના વાંકા નહોર અને વાંકી ચાંચ સાથે ડુંગરે લડતાં અને ચીસો નાખતાં ગીધડાંની જેમ એ બંને પડકારો ફેંકતા એકબીજા તરફ ધસ્યા.

વાંકા રસ્તાવાળા ક્રૉનોસપુત્રે આ જોઈ દુઃખ અનુભવ્યું. નિસાસો નાખી એણે પોતાની બહેન અને પત્ની હીરીને કહ્યું, 'ભાગ્ય મારા પર રૂઠ્યું છે. જે સર્પેડોનને હું ખૂબ ચાહું છું તે પેટ્રોક્લસને

હાથે મરવાનો છે. મારી મતિ મૂંઝાય છે. યુદ્ધભૂમિથી અને એનાં આંસુઓથી દૂર એને લિશિયામાં પહોંચાડી દઉં? કે, આજે જ પેટ્રોક્લસને હાથે એને મરવા દઉં?'

'ક્રોનોસના ભયંકર પુત્ર, તમે મને અચરજમાં નાખો છો!' સ્વર્ગની રાણીએ કહ્યું. જેનું ભાગ્ય નિર્ધારિત થઈ ગયું છે તેવા એક મર્ત્ય માનવીને તમે બચાવવા માગો છો? કરો તમને ઠીક લાગે તે, પરંતુ બીજા દેવો એને વધાવે એવી આશા ન રાખશો: તમારે આ મુદ્દો પણ યાદ રાખવો જોઈએ. તમે સર્પેડોનને જીવતો ઘેર મોકલો તો, બીજો કોઈ દેવ પોતાના પુત્રને એ રીતે બચાવવા જશે તો તેને કોણ રોકી શકશે? ટ્રૉય પાસેના યુદ્ધમાંના અનેક યોદ્ધાઓ દેવોના પુત્રો છે ને એ દેવો તમારા આ કાર્યનો જોરદાર વિરોધ કરશો નહીં; તમને સર્પેડોન ઉપર પ્રેમ અને દયા હોય તો, પેટ્રોક્લસ સાથેની ખુંખાર લડાઈમાં એને મરવા દો અને મૃત્યુને તથા નિદ્રાદેવને એનો દેહ લિશિયા લઈ જવો મોકલો; ત્યાં એના કુટુંબીઓ અને અનુચરો એની દફનવિધિ કરશે અને એનું સ્મારક ઊભું કરશે.' (ક્રમશ:)

## કવિઓ અને પ્રકાશકોને

### વિજ્ઞપ્તિ

પ્રતિવર્ષ પ્રગટ થતા કાવ્યસંગ્રહોની સંપૂર્ણ સૂચિ કાવ્યરસિકોને, અભ્યાસીઓને ઉપલબ્ધ થાય એ ઉદ્દેશથી એની ઉચિત નોંધ લેવાવાની સાથે વાર્ષિક સમીક્ષા અને ઉત્તમ છ સંગ્રહોનાં અવલોકનો કાવ્યસમીક્ષકો પાસે કરાવી પ્રગટ કરવાની યોજના કવિલોક ટ્રસ્ટે સન ૨૦૦૪થી અમલમાં મૂકવાનું નક્કી કર્યું છે. આ માટે સર્વ કવિઓ અને પ્રકાશકોને સન ૨૦૦૪માં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહની એક નકલ કવિલોક ટ્રસ્ટ (C/o.કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ - ૩૮૦૦૦૧) પર મોકલી આપવાનો અનુરોધ છે. પ્રાપ્ત થયેલ કાવ્યસંગ્રહની સંક્ષિપ્ત માહિતી 'કવિલોક'માં 'સાભાર સ્વીકાર' અંતર્ગત પ્રગટ કરવામાં આવશે.

ટ્રસ્ટીઓ
કવિલોક ટ્રસ્ટ

## કલાગુર્જરી દ્વારા સ્પર્ધા

કલાગુર્જરી (સ્થાપક સંસ્થા)ના ઉપક્રમે શ્રી દ્વિરેકભાઈ રાજ દ્વારા પુરસ્કૃત સ્વ. વીરેનભાઈ કલ્યાણજીભાઈ રાજપોપટની સ્મૃતિમાં 'ગિરા ગુર્જરી' પારિતોષિક સ્પર્ધા ૨૦૦૪નું આયોજન કરવામાં આવ્યું છે. જે અંતર્ગત ઈ.સ. ૨૦૦૨ અને ૨૦૦૩માં પ્રકાશિત નવલકથા, નવલિકા, નિબંધ, કાવ્ય અને નાટક એવા પાંચ વિભાગ માટે મૌલિક પુસ્તકો મોકલવાના રહેશે. દરેક વિભાગમાં પ્રથમ પુરસ્કૃત કૃતિના સર્જકને રૂ. ૫૦૦૦.૦૦ અને દ્વિતીય પુરસ્કૃત કૃતિના સર્જકને રૂ. ૩૦૦૦.૦૦ તથા સ્મૃતિપદકથી સન્માનિત કરવામાં આવશે. આ સ્પર્ધા માટેના પ્રવેશપત્રો રૂબરૂ અથવા ટપાલ દ્વારા આ સરનામેથી મળશે. સંસ્થા કાર્યાલય : કલાગુર્જરી (સ્થાપક સંસ્થા) શ્રી દશરથલાલ જોશી પુસ્તકાલય, શ્રી દશરથલાલ જોશી માર્ગ, વિલેપાર્લે (પ.) મુંબઈ - ૪૦૦૦૫૬. ફોન નં. ૨૬૧૮૮૪૫૨.

## શત તારે/*ઉશનસ્*

શત તારે બીન ઝંકૃત ઝણઝણ!
બ્રહ્માંડોભરી પડઘે રણઝણ!
કોણે આ મધુપુટ છંછેડ્યો?
શૂન્ય ભરે કેવળ ઉડુ બણબણ!
કો શાશ્વતીવડ ઘેઘૂર ઝૂડે:
ખર્યા કરે ટેટીશી ક્ષણક્ષણ!
વસંતનો હય ઝાડ થયો, લ્યો:
સેળભેળ હેષારવ હણહણ!

ઉશનસને તવ વ્હાલ મળ્યું, પણ
જિંદગી થઈ ગઈ પાકેલો વ્રણ.

## ગઝલ/*રમેશ પારેખ*

અસલ શબ્દ એક જ, બહુલ એના કાકૂ
હું દિંગ્મૂઢ એના વિવર્તોને તાકું.
જુદા રસ, જુદા અર્થ, જુદા ધ્વનિઓ,
આ વાણીના ધણને હું કઈ પેર હાંકું?
ઘણા યે હતા સદ્‌વિકલ્પો પરંતુ
મનુષ્યે ચૂંટ્યાં કેમ બંદૂક ને ચાકુ?
પીશું મદ્ય મસ્જિદમાં સંગાથ બેસી
કરો, શેખ! બિસ્મિલ્લા, એ કામ પાકું.
મને આખરે એક ખુદા તો મળ્યો, પણ
પડ્યું એની સાથે દુઆ અંગે વાંકું.
નવાજ્યો મને દૈ મુસલ્લો*, તેં મુરશિદ!
હું એને નિરિચ્છાની ઘૂઘરીઓ ટાકું.
છે મારું - વજૂદ લીરેલીરા, ઓ પંડિત!
હું તારો ધરમ વીંટતાં, એમાં, થાકું.

*નમાજ પઢવા માટેની ચટ્ટાઈ

## ગઝલને વળાંકે/*ઉશનસ્*

ગીતમાં જઉં, ને જાઉં ગઝલમાં,
વાત રહે એની એ જ અસલમાં.
એ જ બિયારણ, ખેતર, ખાતર;
ફેર પડે શો પાકી ફસલમાં?
પ્રીતની વાત, કથા જ વ્યથાની;
ભેદ કશો ના વિફલ-સફલમાં;
બંનેમાં છે ઊતરવાનું
ઊંડે ઊંડે છેક અતલમાં;
તરુને મૂળથી વિસ્તરવાનું
ફૂલ લગી; ના આશા ફલમાં.
ના પ્રાસ કહો, કહો રદીફ-કાફિયા;
દર્દ જ ઘૂંટવું અદલબદલમાં:
ઉશનસને ઉચ્છલનો ઓચ્છવ,
ના રસ એને છીછરા જલમાં.

## સંતપ્તા સ્તબ્ધ શારદા/*ભાનુપ્રસાદ પંડ્યા*

ઊભરી સ્વચ્છ નીરથી ઝીલતી નભની છબી,
શુભ્ર જ્યાં કમલો ખીલે કાસારો એહવાં ક્યહીં?
ચંચુમાં પોયણાં સાહી ત્રિભંગે ડોક સોહતી,
મ્હેકાવે ધો-ધરા એવા મરાલો રહું શોધતી.

ઉડાનો ધવલા જેની અંકાશે મોગરા સમી,
હંસહીના થતી ભાસે ઊષરા ભોમ વાધતી.
ઝળૂંબ્યા શ્યામ મેઘોની ગર્જના ગ્હેકથી ચીરે,
ઉત્કંઠે જાગી ઊઠેલા કલાપી ક્યાંય ના મળે?

નિર્વહે આયુ અલ્પાન્ને કૂટી - શા ગૃહમાં વસે,
જ્ઞાન જ્યાં શીલ થૈ સોહે એ વિદ્યાધર ક્યાં હશે?
યશાકાંક્ષા ન હો તીવ્રા કામના દ્રવ્યની નહીં,
સશક્તા સરસાસ્વસ્થા લુપ્ત કાં લેખિની અહીં?

સુશોભિતા છબીમાંહી બંદી છું પુષ્પહારમાં,
ટીંગાતી શ્વાસરુદ્ધા હું સંતપ્તા સ્તબ્ધ શારદા!

## બે કાવ્યો/*પ્રવીણ પંડ્યા*

### ૧. ચશ્મા

ચશ્મા છે
મને-તમને-એમને
સહુને ચશ્મા છે.
કોઈ ચશ્મીશ કહે તો ચિડાવું નહીં
કોઈ ચશ્મેબદ્દૂર કહે
તો શરમથી પાણી પાણી થાવું નહીં !
એ દૃષ્ટિનો વ્યાપ વધારવા માટે છે
એટલે
મને એનો છોછ નથી
પણ
પારદર્શક ચશ્મા
અપારદર્શક અરીસા બની રહ્યા છે
એનો અફસોસ છે.
બાપુજી હવે ચશ્માના ઘરમાં રહે છે
મંદિરમાં દીવો રહે એમ.
એમના ચશ્માને સ્પર્શ કરું છું
અને
એમણે જોયેલું બધું જ
મને દેખાય છે;
પણ
આવતીકાલને જોવા માટે તો
મારે મારા ચશ્મા પણ બાજુ પર રાખવા પડે છે.
ચશ્મા કાઢ્યા પછી જ ઊંઘ આવે છે.
ચશ્મા વિના જ સ્વપ્ન જોઈ શકાય છે.
તો પછી આપણે સહુ
સ્વપ્ન સાકાર કરવા માટે
કેમ ભટકી રહ્યા છીએ
આંખ પર ચશ્મા ચડાવીને ?
ચશ્મા છે
મને-તમને-એમને
સહુને ચશ્મા છે
પણ
આપણે કોઈ
ચશ્મા જેટલા
પારદર્શક નથી.

### ૨. ઈન્દ્રજાળ

હવે
મેનકાને નથી મોકલતા ઈન્દ્ર
પણ
માખીને મોકલે છે
ઋષિવરના તપોભંગ માટે.
માખી તો માખી હતી
ઋષિવરના માથાની આસપાસ ગણગણવા લાગી
કાન પર બેસી ફૂંક મારવા લાગી
નાક પર બેસી એમના પ્રાણ શ્વસવા લાગી
આંખ સામે દૃશ્યપટલ બની ઝૂલવા લાગી
હોઠ પર મંત્ર બની ગૂંજવા લાગી.
ઋષિવર સમજી ગયા
કે હવે મેનકાને નથી મોકલતા ઈન્દ્ર
પણ
માખીને મોકલે છે તપોભંગ માટે.
એમણે તપોબળથી

## એક કાવ્ય/રાજેન્દ્ર પટેલ

હું લઘરો નથી
કે નથી લલ્લુ ડિટેક્ટિવ.
હું છું
મોબાઈલ મશીન, - ને
મશીનના મિકેનિઝમમાં ફૂટી છે ફોરમ.

ગાડું ચલાવતાં ચલાવતાં
પહોંચ્યો છું ચંદ્ર પર
અને આવું છું તત્ક્ષણે
વેબ-દ્વારે ઝટ.
ટેબલના મોં ઉપર આંખ બની
સર્જું છું અવનવાં ભંડાર.

હું બેહાલ કે બિચારો નથી.
બસ પકડવા દોડતો કેવળ પડછાયો નથી.
ભીડમાં ભીંસાતું ખમીસ નથી કે
કિ બોર્ડની સતત નાચતી સ્વિચ પણ નથી.

હું કોશ હાંકતો કારીગર
ભૂગર્ભમાંથી આકાશની બારીએ વહેતો
મસમોટો આકાર છું.
સમયની ધાર થઈ વધું છું બેધાર બની
બધું જ બદલવા મથતો.

દેવદાનવનો થયો અસ્ત
ને મરજીવાનો આવ્યો વારો.
અતલ ઊંડા સમુદ્રમાં કે
અમાપ નિહારિકામાં
સતત ઘુમરાતાં અસંખ્ય નક્ષત્રોને જીવો વચ્ચે
મારા ઇલેક્ટ્રોન, પ્રોટોન ને ન્યૂટ્રોન સાથે
અગણિત અજાણ્યાં ફોટોન્સ સાચવતો
એક થનગનતો કણ છું.

મારે ઝગારા મારતી દુનિયા છે
ને આગવો સૂર્ય ને ચંદ્ર છે.
તેથી ભમુ નિરંતર કશી ખેવના વગર.
મને કહેવા દો
હું લઘરો નથી કે નથી લલ્લુ ડિટેક્ટિવ.
હું છું તે છું
તેમાં નથી જ કોઈની તમા.

અંડકોષ ને શુક્રાણુમાંથી સર્જાએલું
એક હાડપિંજર માત્ર જ નથી,
તેની પર મખમલી આવરણ ને અંદર જીવતો માવો છું.

મત્સ્યાવતારથી બુદ્ધ સુધીના માર્ગનું પગેરું છું.
પણ તેથી છીપાઈ નથી તરસ.
પાણી બહારની માછલીનો
પાણી માટેનો તલસાટ છું.
છતાં હું કેવળ ફફડાટ નથી.
મશીનનો સતત વધતો વિસ્તાર છું.
વિસ્તરતો વિસ્તરતો,
એક હાથે ખેલ ખેલવા મથતો
અદેશ્ય હાથ છું.
મારે બે હાથ, બે પગ, બે આંખ ને બે કાન છે.
બધાં મળી મેં રચ્યો છે એક હાથ.
ને હાથના તલસાટે તલસાટે
રચ્યો છે બીજો અદૃશ્ય હાથ.
હું લઘરો નથી કે નથી લલ્લુ ડિટેક્ટિવ.
હું તો
એક હાથની તાલી છું.

## રચના/*રાજેન્દ્ર પટેલ*

શબ્દોને આકાર આપું છું ત્યારે
સામેની વસ્તુ સામે જ હોય છે,
પણ તેનો છૂપો પડછાયો આગળ હોય છે
ને તેનું આગળનું રૂપ
મારો ચહેરો બની જતું હોય છે.

શબ્દના આકારમાં લય ઉમેરું છું ત્યારે પણ
સામેની વસ્તુ તેમની તેમ જ હોય છે.
પણ તેનું મૂળ ટોચ બની જતું હોય છે;
ને ટોચ મારી આંખો થઈ
જોતી હોય છે, તેની અંદરનું આકાશ.

જ્યારે અર્થ કવિતામાં ઓગળી જાય છે ત્યારે
મને તે વસ્તુ બનાવી દે છે
પછી વસ્તુના અસ્તિત્વની અબરખી ઉજાસ
મને ઊજળો કરે છે.

હું કવિતા કરું છું
કારણ કે ૮૦ હજાર વર્ષ પહેલાં
ઉચ્ચારેલો અવાજ મને મંત્ર બનાવી
ફણગાવે છે બ્રહ્માંડનાં અનંત આવર્તનો વચ્ચે
સ્થિર બનાવતો.
કવિતા લખતાં લખતાં
મને ફૂલ કે કમ્પ્યૂટરની લેટેસ્ટ ચીપ થઈ જવાનું
મન થાય છે.
અને અવનવા વિશ્વના ગર્ભમાં
જન્મું છું નવા નવા શબ્દે.

કવિતા જીવતાં જીવતાં
હું ભૂંસી કાઢું છું મને
- ને પછી હોઉં છું અહીં
સકલ પદાર્થ માત્રની જેમ;
પણ હું, હું હોતો નથી
માત્ર હોઉં છું
રાતભર જાગતાં રહેલાં
ઝીરો બલ્બની
ફિલામેન્ટ બની.

## એક કાવ્ય/*પ્રવીણ દરજી*

ઢાળિયામાં ખળખળ વહે છે પાણી
અટક્યા વિના ચાલતા કોસને ફૂટી છે વાણી
ચળકી રહેલા ખેતરને ડૂંડે ડૂંડે ઝૂલ્યા કરે છે ચંદ્ર
ખેતરના ખૂણે વાર્તામગ્ન સારસયુગ્મ અતંદ્ર.

સારસીની આંખો ને પાંખો
સારસને હળુહળુ પંપાળે છે
ને ત્યાં જ -
સારસની ડોક નંખાઈ જાય છે એકાએક
પગ લચકી રહે છે તૂટી જતા કણસલાની જેમ આમતેમ
સારસી અને સારસ પાસપાસ ને વચ્ચે જોજનો દૂર અંતર !
સારસીના ખૂટી જાય છે બધાં જ જંતર...

એક તીણી ચીસ વિપ્રલંભી
સારસીની તૂટી રહી છે કુંભી...
કોસ અટકી જાય છે...
ઢાળિયાનું પાણી થંભી જાય છે...પ્ર
ખેતર ડૂસકાઈ જાય છે...

પછી -
કોઈક કારણસર
દરવાજાઓ ખૂલે છે
કાળનો વીંઝણો સંકોરાતો જાય છે
સારસની ફરી ટટ્ટાર ડોક, ફરી ટટ્ટાર ચરણ
સારસીના ટહુકે ટહુકે લહેરી રહે છે ખેતર
ઢાળિયો અને કોસ બધું તરબતર !

### બેસો છો મનમાં/*હરકિસન જોષી*

શબદમાં મળો કાં મળો છો સપનમાં
ઘણી વાર આવીને બેસો છો મનમાં.

તમે ખેરવી એક તણખો ગયા ને
અહીં આગ વ્યાપી ગઈ છે ગગનમાં.

બધાં ફૂલ પંખી બની ઊડી જાશે
તમે આવી ચડશો જો મારા ચમનમાં.

છબી દોરી શકતો નથી કોઈ વાતે
કહો એવું શું છે તમારા વદનમાં ?

પ્રભાતે પ્રફુલ્લિત કમળમાંથી ઊતરી
સરી આવો ધીમેથી મારા કવનમાં.

### દરિયા મળે/*અશોક ચાવડા 'બેદિલ'*

કોઈના ચાલ્યા ગયાની રાહ પર દરિયા મળે,
હું નદીને શોધતો કારણ વગર દરિયા મળે.

આંખના પોલાણને ક્યારેક ઉલેચી જુઓ,
શક્યતા છે હાથને દરિયા ઉપર દરિયા મળે.

એ રીતે ખારાશ મારી રગરગે પ્રસરી ગઈ,
કોઈ ચીરે જો મને તો રીતસર દરિયા મળે.

એકસરખી છે તરસ બંને તરફથી દેખ તું,
રણ મળે મારે નગર, તારે નગર દરિયા મળે.

સ્હેજ પણ છલકાઉં ના મારા ગજાથી હું વધું
એ જ ઈચ્છા છે મળે તો માપસર દરિયા મળે.

### બધી બાજુ/*અંકિત ત્રિવેદી*

નજરથી દૂર છે ને તોય છે ટાઢક બધી બાજુ
પ્રવેશી ઝાંઝવામાં કઈ રીતે છાલક બધી બાજુ ?

ઉઘાડી આંખથી જોઉં કે જોઉં બંધ આંખોથી,
સતત ચાલી રહ્યું છે ક્યારનું નાટક બધી બાજુ.

પહોંચ્યા ક્યાંય પણ છે નહિ, છતાં છે કાર્યરત કેવા ?
ઊભા રહીને ગતિમાં હોય છે ફાટક બધી બાજુ !

અવાચક થઈ ઊભાં છે કોઈ જોતું પણ નથી સામે,
હવે ધૂળમાં પલળતાં હોય છે સ્મારક બધી બાજુ !

તરસ વરસાદની ઓછી થતી ગઈ છે જીવનમાંથી,
જીવે છે આંસુઓ પીને હવે ચાતક બધી બાજુ !

### ગઝલ/*નવનીત જાની*

પ્હોંચું કદાચ જલદી રણની વચાળે,
સંગાથ એક સમળી રણની વચાળે.

છે ઝાંઝવાં અસલમાં ગુમનામ સ્વપ્નો,
જાણે દટાઈ નગરી રણની વચાળે.

જ્યાં હાથમાં સળવળી લગરીક રેતી,
ચાલ્યા મિજાજ બદલી રણની વચાળે.

એ શક્યતા પવનને સમજાય ક્યાંથી ?
હું છું છકેલ મરજી રણની વચાળે.

એવો મુસાફર મળે, અમને બતાવે,
ભીની જરીક પગલી રણની વચાળે.

## ત્રણ ગઝલ/*સાહિલ*

૧.

બાંધો નહીં તમે કોઈ અંદાજ દોસ્તો !
ગઈ કાલનો મિજાજ નથી આજ દોસ્તો !

ગાવું હતું એ ગીત અધૂરું રહી ગયું,
તૂટી ગયેલાં સાચવું છું સાજ દોસ્તો !

આપી શકો તો થોડું તમે દર્દ આપજો,
આ દર્દનો બીજો નથી ઈલાજ દોસ્તો !

પાંપણ ઉપર ભલેને વસંતો ફર્યા કરે,
પાંપણ તળે છે પાનખરનું રાજ દોસ્તો !

'સાહિલ' જીવન ને મૃત્યુમાં છે ફેર આટલો,
આવ્યાં છે મૃત્યુ સમયે વાજોવાજ દોસ્તો !

૨.

ઘડી આગળ નિહાળું છું - ઘડી પાછળ નિહાળું છું,
નજર પહોંચી શકે છે ત્યાં સુધી મૃગજળ નિહાળું છું.

હું મારા હોવાનો નક્કર પુરાવો શી રીતે આપું,
ધરાથી આભ પર્યન્ત સેંકડો હું છળ નિહાળું છું.

પછી અફસોસ વીતેલાં જીવન પર કંઈ નથી થાતો.
સતત વહેતાં જતાં ત્યારે નદીનાં જળ નિહાળું છું.

પુછાયે છે મને અસ્તિત્વના અર્થો વિષે જ્યારે
ધરીને મૌન વિખરાઈ જતાં વાદળ નિહાળું છું.

વીતેલાં યુગ મહીં 'સાહિલ' છું પળ બે પળ જીવી લઉં છું.
હું જ્યારે એમના વર્ષોજૂના કાગળ નિહાળું છું.

૩.

લાગણીઓ અંધ છે - તું શું કરે - હું શું કરું ?
તૂટતો સંબંધ છે - તું શું કરે - હું શું કરું ?

આ પરિચયના નગરમાં મૌન ને વાચા મહીં,
પાંગળો અનુબંધ છે. તું શું કરે - હું શું કરું ?

લોહીતરસી આ ક્ષણો લે જ્યાં વિસામો ઉમ્રભર,
આપણા એ સ્કંધ છે - તું શું કરે - હું શું કરું ?

આ નગરમાંથી નહીં ક્યારેય નીકળાશે હવે
દ્વાર સઘળાં બંધ છે - તું શું કરે- હું શું કરું ?

ઝાંઝવાના વહેણમાં 'સાહિલ' સતત વહેશું હવે,
આ ઋણાનુબંધ છે : તું શું કરે - હું શું કરું ?

## છે/*ભાવેશ ભટ્ટ 'મન'*

રોજ ખાનાં આપણાં બદલાય છે
તે છતાં પણ ક્યાં રમત સમજાય છે !

તું સમય છે તો સમયની જેમ ચાલ,
આમ કાં સામો મને અથડાય છે ?

આ મદદના ધૂંધળા આકાશમાં,
સેંકડો ઈશ્વર મને દેખાય છે.

એ બધું ક્યાંથી નજર શોધી શકે ?
છે ઘણું જે આંખમાં ખોવાય છે.

એટલે તો મૌન મારું પ્રિય છે
ક્યાં નિસાસા આપણા વખણાય છે ?

## ખડકો/ફિલિપ ક્લાર્ક

ખડકો
પ્રવાહો સામે ઢાલ બનવાની
પ્રેરણા આપતા યોદ્ધાઓ,
છાંયડો આપવાની વાતને
રદિયો આપતા સ્વજનો,
એ ધરી દે છે એમની પીઠ
ઈશ્વર સાથે વાતો કરતા.
પયંગબરોથી એ સ્હેજ પણ ઊતરતા નથી.

જ્ઞાનની વાતો કરી અજ્ઞાનની લાતો ખાતા તમે
લોહીના રંગને સંધ્યાની લાલી સાથે જોડતા શબ્દો
કીડિયારાની જેમ ઊભરાઈ રહ્યા છે.
તમારા હોઠોની તિરાડોમાંથી
ખડક ઉપર ઊભા રહીને
ચ્હેરા પર મ્હોરાં લગાવવાં વ્યર્થ છે;
ભીંતોમાંથી બહાર આવી સરિતાકાંઠે
લગરીક પોરો ખાવાની ઇચ્છાને
તમે શા માટે ફેરવી નાખો છો ઊડતી રેતીમાં ?

તમે રેખાઓમાં જકડી રાખ્યો છે સ્વતંત્ર્યતાના વ્યાપને.
તમારા સઘળા સંઘર્ષો
સ્વાર્થની સરહદે ચોકી કરતા સશસ્ત્ર ચોકીદારો છે.
શાંતિના શ્વેત વસ્ત્રોમાં તમારાં કરતૂતોના ડાઘ
સ્પષ્ટ થતા હોવાથી તમે હંમેશાં
ઓઢવા ઝંખતા હો છો અંધકારની ચાદર.
નદીઓને ગટરોમાં ફેરવી તેમનાં ગીતો સાંભળવાની ઇચ્છાઓ
બદઈરાદાની પાંખો લગાડી ઊડતાં પંખી જેવી લાગે છે;
વહેતાં વ્હેણ અને અડીખમ ખડકો
પડકારે છે પ્રકૃતિમાં વિકૃતિ સર્જતી તમારી વૃત્તિને...
કોઈની પણ આંતરડી કકળવાનો અવાજ

સમગ્ર માનવજાતની ભૂખનો પોકાર છે.
દુરાચારની ખીણમાંથી નીકળી આવો સદાચારના ખડક પર;
યાતનાભર્યા ચ્હેરાઓનાં તમે પણ દર્શન કરી શકશો
જીવનની ધન્યતાના મર્મની સાર્થકતામાં...

### શ્વાસ સુધી/*દેવેન્દ્ર દવે*

શ્વાસ સુધી જ સગાઈ
મનવા ! સંગ ન આવે કાંઈ... શ્વાસ સુધી ૦
પંચભૂતનો જામ્યો મેળો
શ્વસતો આઠે પ્હોર,
મનના સઘળા વાદવિવાદો
ચોરી જાશે ચોર !
નિત નવા એ વેશ બદલતો
ના કોઈ વાત બદલાઈ !... શ્વાસ સુધી ૦
પરમ પ્રેમથી મૌન મઢીને
આવશે મોતનો ભારો,
ક્યારે પડશે કડડભૂસ થૈ
મ્હેલ તણો મિનારો !
સાધુ કહેતો રોજ સવારે
વધતી નવી નવાઈ... શ્વાસ સુધી ૦

### મનખાનો મેળો/*જગદીશ ધનેશ્વર ભટ્ટ*

રે મનખાનો મેળો !
ફૂલને મારગ ફોરમ વેરી સૌને લેતો ભેળો,

ચકળવકળ ચકરાતી નજરો આભ ધરાને ચૂમે.
આલીલીલી લાગણીઓનાં શમણાં નવતર ઘૂમે
ધૂળ ધરાની માથે લઈને ફૂટી નીકળ્યો રેલો.
રે મનખાનો મેળો !

દુઃખસુખોની હાથાબેલી ક્યાંય છૂટે ના નેડો,
ફાંટ ભરી ચાલે પડછાયો ક્યાંય મૂકે ના કેડો,
ભીતરના ભ્રમ ભેદી કેવો વહેતો આવે વહેળો !
રે મનખાનો મેળો !
હાશ વછૂટી જાય વેગળી ચિત્ત ચગડોળે ચઢતું,
પવન-પાતળી પાંખો ખોલી મૌન વહે ખળખળતું,
નભ આખું અંકે કરવાને દેતું કો' હડસેલો.
રે મનખાનો મેળો !

### જઈએ/*કરસનદાસ લુહાર*

નગરવાસી તરીકે થઈને-પહેલાં-બરતરફ, જઈએ;
પણે દેખાય નિબિડ જંગલો બસ એ તરફ જઈએ.

નિમંત્રે છે આ લીલુંછમ, અભણ આદિમ અંધારું;
ત્યજી ભાષાભવન, અજવાસના ભૂલી હરફ જઈએ.

ચરણને છે સતત ખેંચાણ આ ચારે દિશાઓનું;
રહીએ સ્થિર ઊભા તે છતાં ચારે તરફ જઈએ.

કોઈની આંખમાં મધ્યાહ્નના સૂરજને મળવાને -
થઈને મીણના માણસ લઈ માથે બરફ જઈએ.

### કંઈ નથી/*નીલેશ પટેલ*

સૂર્ય છે અંધાર જેવું કંઈ નથી,
ધૂંધળા વિસ્તાર જેવું કંઈ નથી.

કોઈ આવીને અહીં જઈ પણ શકે,
ખંડિયરને દ્વાર જેવું કંઈ નથી.

ભીડ વચ્ચેથી ય એ સરકી જશે,
વાયુને આકાર જેવું કંઈ નથી.

સ્હેજ મળવું ને પછી છૂટાં થવું,
આપણે વ્હેવાર જેવું કંઈ નથી.

# બે કાવ્યો/*લતા હિરાણી*

## ૧.

તને ખબર છે ?
હવે મને કોઈ ફરિયાદ નથી
ખાવા-પીવાનાં, સુવા-જાગવાનાં
અને માત્ર હસવાનાં
સમયપત્રકો મેં ગોઠવી દીધાં છે.

વહેવાની મનાઈ ફરમાવીને
બધાં મનસ્વી ઝરણાંઓને મેં
મુઠ્ઠીમાં સુકવી દીધાં છે.
સૉળ ઊઠી આવે એવી સખ્તાઈથી
શાંતિના શબ્દો હથેળીમાં ચિતરાવી દીધાં છે.
આંગળીઓ પર નખ વાગે નહીં
એટલે એને ઊતરડી લીધા છે
તોય 'હાશકારો' મારી સામે
કેમ ટગર-ટગર જોયા કરે છે ?

મારી મજાક ઉડાવે છે ?
એને પકડીને કેટલીય વાર પૂર્યો
પણ છટકી જાય છે
અને પાછી
નજર સામેથી ખસતો ય નથી.

કંઈ નહીં,
એની પરવા કરે છે મારી બલારાત
બાકી કોઈ જ તકલીફ નથી - ખુશ...
ચાલ હવે હાથ મિલાવ...

## ૨.

પાનખરમાં પીળાં પાનને
લીલાં સપનાં જોવાની છૂટ છે.
એની પીળી નસોમાં
સોનેરી તડકો સચવાયેલો છે.
એની ચમકતી ત્વચામાં
કુમળી પાંદડીઓનો મીઠો સ્પર્શ
હજી ફોરી રહ્યો છે.
ડાળીએથી હજી એ ખર્યું નથી.
ઊંડે ઊંડે એનામાં
ભીનાશ વહ્યાં કરે છે.
એ પ્રતીક્ષા કરે છે
આકાશે ઊડતો કોઈ યક્ષ
કદાચ એને
વસંતનું વરદાન દઈ દે !

# ખેલૈયો/*પલ્લવી ભટ્ટ*

હસ્તરેખાઓમાં રેખાયું છે ઘણુંઘણું.
વાસરપોથી ઉકેલનારે, કંઈક પ્રગટ-અપ્રગટ
વાચ્ય-અવાચ્ય વચ્ચે ગૂંથ્યું છે ગુંફન...
રોજ રોજ ઉકેલાતા ભાવિને પણ...
અકથિત રહેવું ઘટે... સહદેવક્ષણે...
ક્ષણ...પ્રમાણ.... ઘટના બધું જ અગોચર,
બે બિન્દુ વચ્ચે મૂકી છે
અલ્પ સમજ
દાવ જે આવે
માત્ર ખેલૈયો જ બનવું...

## એ/વત્સલ ર. શાહ

એને એ જોઈએ છે.
એ નહિ માને એના વિના
તમે લાખ એને મનાવો, સમજાવો, લાડ લડાવો, બુચ બુચ બુચકારો
કે તમે હિંચકે ઝુલાવો -
એ નહિ માને
કારણ એને તો એ જ જોઈએ. એ એટલે બસ એ.
અન્ય કંઈ જ નહિ
અંધારું ય નહિ ને અજવાળું ય નહિ
કાળું ય નહિ ને ધોળું ય નહિ
ઊંચું ય નહિ ને નીચું ય નહિ
કઠણે ય નહિ ને પોચું ય નહિ
કંઈ જ નહિ અન્ય
અગાઉ એણે માગેલું છે
ને તમે એને આપેલું છે
હવે એ લઈને જ જંપશે એ
ભલેને ક્ષિતિ-ગતિ અટકે
ભલેને સૂર્ય અસ્તોદયથી છટકે
ભલે કુસ્તુભ જળરાશિ ખૂટે
ભલે રાહુ-ગુરુયુતિ તૂટે
એ લેશે જ હવે;
કારણ
એણે માગ્યું છે એના કોપપિંડની તરસ જેટલા ઊંડેથી
એણે માગ્યું છે દૂરના રણદ્વિપના કાંઠે ફૂટેલા અંકુરની જિજીવિષાથી
એણે માગ્યું છે આનુવંશિક આવર્તનથી
એણે માગ્યું છે અસ્તિત્વની અનુજ્ઞાથી
એટલે હવે
તમે છોને એને
થાબડો,

પંપાળો, ઉછાળો, ધીબેડો
આલુલુલુ કરી કાલાં કઢાવો
આંખો કાઢો કે પટાવો,

પણ એ

લઈને જ રહેશે
જે એણે માગ્યું છે

તમારી પાસે

જન્મજન્માંતરથી.

## બે ગઝલ/*સતીન દેસાઈ 'પરવેઝ'*

### ૧.

ઝરણાની ઘેલછામાં, ભૂલી ગયો દિશાઓ,
દરિયો કઈ દશામાં, ભૂલી ગયો દિશાઓ.

ભીતર લપાઈ શ્વાસો શતરંજ ખેલ ખેલે,
કઈ ચાલ ચાલવામાં, ભૂલી ગયો દિશાઓ.

ઓ જીવ, આખરે તો દેતી દગો સુગંધો,
કેવી અજબ હવામાં, ભૂલી ગયો દિશાઓ !

ટટ્ટાર ઊભવું'તું જન્મોજનમની આણે,
તરણું જ તોડવામાં, ભૂલી ગયો દિશાઓ.

છાયાની બસ મમતમાં રઝળે છે રાતદિન એ,
કેવી એ સૂર્યતામાં, ભૂલી ગયો દિશાઓ !

હું વ્હાણમય હતો ને, જળમય હવે થયો છું,
જળને જ તારવામાં ભૂલી ગયો દિશાઓ.

દર્શન કે દ્વાર સાથે નાતો નથી રહ્યો કે,
એની જ તો કથામાં ભૂલી ગયો દિશાઓ.

ગાથા ગવાય ક્યાં લગ 'પરવેઝ' બે ચરણની,
ઊંબરને ઠેકવામાં ભૂલી ગયો દિશાઓ.

### ૨.

જે ન ઊતરે, પ્હેરવાની કોશિષોમાં મગ્ન છું.
જાતને ખંખેરવાની કોશિષોમાં મગ્ન છું.

આભના કિલ્લા છલાંગી શ્વાસ ભાગે ક્યાં સુધી !
ચોતરફથી ઘેરવાની કોશિષોમાં મગ્ન છું.

કટકે-કટકે મોક્ષની લીલા પ્રગટતી હોય જ્યાં,
હું મને નિત વ્હેરવાની કોશિષોમાં મગ્ન છું.

મગ્નતા પ્રગટાવવાના યત્નમાં ક્યાં હોઉં છું !
મંત્રવત્ ક્યાં ટેરવાની કોશિષોમાં મગ્ન છું ?

મંથનો મનનાં કદીયે પૂર્ણતા પામે નહીં,
એમાં અમૃત વેરવાની કોશિષોમાં મગ્ન છું.

આ ગઝલ ફોરમ વહે છે પ્હાડના પેટાળમાં,
હું ય એમાં લ્હેરવાની કોશિષોમાં મગ્ન છું.

મૂળ ઊંડે ઊતરીને કામ બીજું ક્યાં હવે !
બ્રહ્મને બસ ખેરવાની કોશિષોમાં મગ્ન છું.

## બે ગઝલ/*ગુણવંત ઉપાધ્યાય*

### ૧. જીવી લઉં છું

અપેક્ષાના અજબ આળા ધખારામાં જીવી લઉં છું,
અકિંચન હોઉં દોસ્તો, એમ મારામાં જીવી લઉં છું.

ઉપેક્ષાભાવને મેં બીજમંત્રિત સ્થાન આપેલું,
અનુષ્ટુપ છંદના રૂપે જ તારામાં જીવી લઉં છું.

ઘવાયેલાં ઘણાં પંખી હજુ ભીતર છે તરફડતાં,
સતત ચિત્કારના વકરેલ ધારામાં જીવી લઉં છું.

ગઝલગંધી ગણાયેલાં હૃદય-ઉદ્‌ગાર તો આજે -
ઊંચેરું સ્થાન પામે છે, વધારામાં જીવી લઉં છું.

ઢળકતી સાંજે પડછાયા સમા મળશે સ્વજન ક્યાંથી ?
હું લથબથ લાગણીનાં જળ, જુવારામાં જીવી લઉં છું.

### ૨. ઝરણ જેવું

મળ્યું કણકણમાં પરવાળાં રૂપે ભીનાં સ્મરણ જેવું,
પછી પ્રત્યેક પળ લાગ્યા કર્યું તરસ્યા હરણ જેવું.

છે નિયમિત જાગતી ને ભાંગતી ચીજો જ અહીંયાં બે,
રઝળતી રાત ને હું - પામીએ ક્યાં પાગરણ જેવું ?

મળે તે માણવાને ક્ષણ હજુ પકડું ત્યાં છટકે છે,
સમયને કોણ શીખવશે સુ-ચારું આચરણ જેવું ?

હૃદય-ધબકારથી પણ થાય છે બસ એ જ અંદેશો,
હૃદય પણ યંત્ર છે, ધબક્યાં કરે સાક્ષીકરણ જેવું !

અહીં વાતાવરણનું મૌન પણ સૂચક સતત લાગે,
વિચારોમાં કહો દોસ્તો, હશે શું વિસ્તરણ જેવું ?

અમે ઈચ્છાકરણ સામે જરા જ્યાં ગોઠવ્યું હોવું,
અને હોવું જ તો લાગ્યા કર્યું જ્યાં-ત્યાં શરણ જેવું !

ભલેને બાદબાકી થાય છે વ્યાપક સહજતાથી,
વલણ વહેતું રહે પથ્થરની વચ્ચે પણ ઝરણ જેવું !

## ગઝલ/*યોગેશ પંડ્યા*

તું હવે અશ્રુવહનને રોક મા;
ગમ, વ્યથા, પીડા, દરદ ને રોક મા.

છાંયડા-તડકા થશે નિયમો મુજબ
આવવા દે, પાનખરને રોક મા.

ભાગ્યમાં માંડ્યું હશે એમ જ થશે,
તું વિધાતાની કલમને રોક મા.

એ હશે તો આ હૃદય હળવું થશે
આવવા દે તું સ્મરણને રોક મા.

તું કહે છે ને હું ઢળતો જાઉં છું -
બોલ ! આગળ પણ ગઝલને રોક મા.

## વાસ્તવ/*વિશાલ જોષી 'સ્નેહ'*

આ દૃશ્ય આજે છે અને કાલે નથી.
ને, કાલ છે તે આંખની સામે નથી.

એ છે અને એને નકારી પણ શકો;
એ દૂર છે ને એમ એ પાસે નથી.

ઈચ્છા બધી તું નાખ ખંખેરી અહીં;
હે જીવ, સાંભળ, ત્યાં કશું સાથે નથી.

હા, જે તમસને વીંધવાની છે મજા;
એ વીજળીના એક ચમકારે નથી.

ગુંજી રહ્યો છે કર્ણપટ પર જે હજી;
ટહુકો હવે એ એક પણ ડાળે નથી.

## બે કાવ્યો/*પારુલ મહેતા*

### ૧. શાહમૃગ

એણે તો ક્યાં ક્યારેક કોઈ કીડીયે મારી હતી ?
નાનું પીળું પાન છોડની લીલાશને ખટકે તોયે
એણે ક્યાં કદીયે તોડેલું ?
શીળો તડકો ઘરમાં પથરાએલો હોય તો
દરવાજો બંધ કરતાંય તે ખચકાતી
વિયાએલી કૂતરીને બગીચામાંથી હાંકી કાઢવાનું તો
કેટલુંય મન થતું એને પણ તોયે ક્યાં...
રસ્તાની દીવાલને લગભગ ઘસાતી ચાલતી પેલી
મોટીમસ, ભારેખમ ભૂંડણના પેટને
તગતગ તાકી રહેતી એ ક્યાંય લગી
પણ એક કાંકરી સુધ્ધાં નૈં...
પેલી મજૂરણનું બાળક કલ્લાકો સુધી કુમળા હાથે
એના કહેવાતા ઘરનું વાસીદું કાઢતું. તે જોઈ
દોડીને એ એની મા પાસે પ્હોંચી જતી, એને પૂછતી :
(લગભગ હચમચાવીને)'તને વ્હાલ કરતા નથી આવડતું ?'
... દીકરી છે એટલે કાંઈ' -
ને ખારોખચ્ચ દરિયો ભખભખ કરતો ઉલેચાઈ જતો -
અમારાં બંનેનાં કાળજાંમાં -
પણ... આજે સવારે છાપું જ્યારે જ્વાળામુખી બનીને આવ્યું :
('ભારતમાં રોજ સરેરાશ ચોપ્પન બળાત્કાર') - ત્યારે,
ત્યારે અને બસ ત્યારથી જ, હા, મને યાદ છે,
બરાબર તે ક્ષણથી જ
એને મેં ઘર-આખામાં અહીં-તહીં ધસમસતી જોઈ
બંને હાથ હાથ નથી રહ્યા, પણ તગતગતી તીક્ષ્ણ તલવારો જાણે !
ધમધમતા પગને કોઈ દિશા જ નથી;
ક્યારેક બારણાની બહાર, ક્યારેક બારીની પેલે પાર...
આંખોના ડોળાને જોઈને તો ભલભલા હબકી જાય

અસ્તવ્યસ્ત કપડાં અને વેરવિખેર વાળ...
ઝાંય ઝાંય ઝીંકાતા તલવારના આટાપાટા
ને હવામાંથી દડ દડ દડ દડતા રક્તના,
કાળા, ગંધાતા, દુર્ગંધ મારતા, જાડા, રગડતા લોહીના ધોધના ધોધ -
મને થયું કે -,
કાં તો એ રાક્ષસી છે, કાં તો ગાંડી સ્ત્રી... કે મહિષાસુરમર્દિની ?!
હું પાસે જાઉં છું, એને પકડવા પ્રયત્ન કરું છું,
એને એના ક્રોધનું કારણ પૂછું છું,
એના બરડ બરડા પર કોમળ હાથ પસારવા હાથ લંબાવું છું
પણ... ત્યાં તો એ સટ્ટાક દઈને મોં ફેરવે છે મારી તરફ
એ ઘણુંબધું બકે છે - મને કૈં જ સમજાતું નથી.
હું ખૂબ બોલું છું - પણ મને જ સંભળાતું નથી;
ઘણી મહેનતને અંતે
નિષ્ફળ, ચિંતિત, નિષ્ક્રિય હું
લોહીના ખાબોચિયા વચ્ચે થઈને પાછી ફરું છું
મારા બખોલ જેવડા ઘરમાં;
ટૂંટિયું વાળીને
બે પગ વચ્ચે માથું સંતાડીને
બેસી જાઉં છું.

## ૨..ફિઝિકલી ચૅલૅન્જ્ડ

કોણે કહ્યું ?... તદ્દન ખોટું
અસલમાં બંધાએલાં તો અમે છીએ... અમે
આ ભૂરાએલાં ભૂંડ જેવાં, કિચ્ચડિયાં એવાં...
અહીં-તહીં, તહીં-અહીં રખડ્યાં કરતાં
ઊંચી મૂંડી કરવાને સાવ નમાલાં.

બંધાએલાં તો અમે છીએ
આ પગ છે એટલે ચાલ્યા કરીએ, બાકી રસ્તા વગરના
અને હાથ તો ખાલી બાંયો પ્હેરવા પૂરતાં જ
ને આ નાક, કાન, આંખો ?
ખપ વિનાનાં ખાલીખમ્મ ખોખાં જાણે.

જડબેસલાક બધું જ બંધ છે નખશિખ
ગંઠાએલા લોહીના ગઠ્ઠા છીએ અમે
(ક્યાં, ક્યારે, કેમ, શા માટે)
કોઈ જ સંદર્ભો સાથેની લેવાદેવા વગરનાં,
સળિયા પાછળનાં તો અમે છીએ અમે.

આ સવાર પડી છે તે ઊપડીએ છીએ
મુશ્કેટાટ બંધાવા માટે જ તો !

કવિલ

## ગઝલ/દિનેશ કાનાણી 'પાગલ'

એ તરંગો થઈ બધે લ્હેરાય છે,
જિંદગી ક્યાં કોઈને સમજાય છે ?

સાવ નજદીક આવવાનું થાય છે,
મન પછીથી એકદમ બદલાય છે.

હાથ લંબાવું અને પીડા મળે
આમ ને આમ જ ઘણું જિવાય છે.

સાંજ મારી એકલાની હોય છે
ક્યાં બધાની આંખ અહીં છલકાય છે ?

બે ઘડીનો સાથ આપી જાય ને
કાયમી સંભારણાં સચવાય છે.

છેક ઊંડે ઊતરીને જોયું છે
તું મળે ને આયખું સંધાય છે !

## ગઝલ/નવનીત જાની

તારાં તમામ સપનાં ભીના થયેલા કાગળ,
મારા બધાય દિવસો પાછા ફરેલા કાગળ.

લો, જાત ખોતરી મેં, જાગો, હવે તો જાગો,
મારો અવાજ ઓઢી પોઢી ગયેલા કાગળ.

વર્ષો પછી તમારા એવા સગડ મળ્યા કે,
અંધારની દુકાને સૂરજ-ભરેલા કાગળ.

એવી ય પળ હતી કે ઉત્સવ સમાણી રાતે,
શબ્દો તરી ગયા ને તરતા રહેલા કાગળ.

કેવા અજાણ રસ્તે, કેવી ખુમારી સાથે,
કેવી ગલી વટાવીને નીકળેલા કાગળ !

## સંબંધનો માહોલ/ઈશ્વર સુથાર 'શિલ્પી'

હતો સંબંધનો માહોલ કોમળ આપણી વચ્ચે
છતાં વર્ષો ગયાં એ લાગણીની માપણી વચ્ચે !

ક્ષણેક્ષણ એ મળીને આપણી ભીની કરે કેડી
હવે અકબંધ ઘટના શ્વાસની આ વાવણી વચ્ચે !

તને આ રૂપ સુંદર રાગની લ્હાણી મળેલી છે
રમીએ શ્યામ ને રાધા થઈ આ શ્રાવણી વચ્ચે !

મહેકે છે મળેલા હાથ તારા નામના આજે
નયનના મેળ કેસૂડે ભર્યા આ ફાગણી વચ્ચે !

રહેલું મૌનનું બીડ્યું કમળ પણ ખૂલશે કો'દિ
હવે મન કેદમાં છે આપણાં આ લાગણી વચ્ચે !

કદી નિર્ણય નહીં લેશો અલગ 'શિલ્પી' રહેવાનો
અગર એવું થયું; જલશું સદા આ તાપણી વચ્ચે !

## સાચવી છે/લક્ષ્મી સી. ડોબરિયા

છીપ-મોતીની કણસ મેં સાચવી છે,
બંધ મુઠ્ઠીની જણસ મેં સાચવી છે.

ઝાંઝવાં દોડ્યાં હતાં મીટાવવા પણ,
સાત દરિયાની તરસ મેં સાચવી છે.

ફૂલ, કૂંપળ, પાંદડાં તેં સાચવ્યાં ને,
પાનખર વરસો વરસ મેં સાચવી છે.

લાલ-પીળા રંગ ઘોળીને નજરમાં,
સાંજની વેળા સરસ મેં સાચવી છે.

આ કલમ, કાગળ અને એકાંત જેવી;
બસ, અમાનત આઠ-દસ મેં સાચવી છે.

## ગઝલ/*ગૌરાંગ ઠાકર*

ટોચની હો કલ્પના ક્યાં તળ વગર !
શક્યતા ક્યાં વૃક્ષની કૂંપળ વગર !

છાપ સિક્કાની મને બંને ગમે,
માત્ર તું એને ઉછાળે છળ વગર !

પુષ્પ છું પરવા નથી શણગારની,
ફક્ત ફોરમ આપ તું ઝાકળ વગર.

આભને પણ છે વિચારોનાં દુઃખો,
ક્યાં રહે પળવાર એ વાદળ વગર !

એક એવા રણ વિશે કલ્પી જુઓ,
દોડવાનું હોય જ્યાં મૃગજળ વગર !

પૂર્ણતા પુરવાર કરવા શું કરે !
દ્વારને હોવું મળે સાંકળ વગર !

વીજ જાણે આભ હસ્તાક્ષર કરે !
હાથ, શાહી કે કલમ, કાગળ વગર !

## ગયો હું/*જિજ્ઞેશ વાળા*

સદા દ્વાર માફક વસાતો ગયો હું;
અને બંધ ઘરમાં ફસાતો ગયો હું.

હતી શ્વેત ભીંતો, કશું ના લખાયું;
ફકત ચૉક માફક ઘસાતો ગયો હું.

મને મારનારા નથી કોઈ બીજા;
કે ખુદના જ હાથે હણાતો ગયો હું.

ભલા એક ચરખો ગઝલ છે અમારી;
સદા શબ્દ અંદર વણાતો ગયો હું.

તમે પેન ઝાલી પ્રયાસો કરો છો;
અને આપમેળે લખાતો ગયો હું.

## ગઝલ/*દત્તાત્રય ભટ્ટ*

જીતના લલકાર સાથે નીકળી,
કે તરસ વણઝાર સાથે નીકળી.

સાચવીને વાત મેં કાઢી હતી,
તે છતાં રણકાર સાથે નીકળી.

યાદનો ખોલી પટારો જોયું તો,
પ્રીત પણ તકરાર સાથે નીકળી.

એક પડઘો વાવમાં ડૂબી ગયો,
ચૂંદડી શણગાર સાથે નીકળી.

કેટલી સ્ફોટક દરદની તીવ્રતા !
વીજળી ચમકાર સાથે નીકળી.

આંખમાં આંજી કસુંબલ રાતને,
ઝાંઝરી ઝણકાર સાથે નીકળી.

કાલની ઘટના ફરી તાજી બની,
આજના અખબાર સાથે નીકળી.

જે ભજન ને બંદગી કરતી હતી,
ભીડ એ તલવાર સાથે નીકળી.

## આસ્વાદ

# 'નથી'ની પાછળ રહેલી નરવી નિખાલસતા

રાધેશ્યામ શર્મા

### ક્યાંય તડ નથી

ધારીને મેં જોયા કર્યું છે ક્યાંય તડ નથી,
કારણ વગર આ આરસીમાં મારું ધડ નથી.

કોઈ ઉકેલી જાય તો આભાર માની લઉં,
રેખાઓ મારા હાથની સ્હેજે સુઘડ નથી.

મળવું જ હોયે જો મને ખુલ્લો થઈને મળ,
મારા ય ચ્હેરા પર હવે એકેય પડ નથી.

તોરણ બનીને ઝૂલવાનો બારસાખ પર,
હું પાંદડાનો જીવ છું લાચાર થડ નથી.

'બેદિલ' મૂકીને જાત ખુદની ક્યાં જતો રહ્યો,
આખું નગર છે મૌન એના કૈં સગડ નથી.

૩૦-૮-૨૦૦૧

('પગલાં તળાવમાં', પૃ.૨૨) -અશોક ચાવડા 'બેદિલ'

ગઝલ સ્વરૂપની સંરચનામાં રદીફ 'નથી', જે પાયાનો પથ્થર છે 'નથી' - એના ઉપર 'નથીંગનેસ'ની ઇમારત ચણી છે, પણ આ નથી-ત્વ નહિવત્ છે કેમ કે પાર્શ્વ ભાવભૂમિકામાં નિરાળી નિખાલસતાની વિધેયાત્મક્તા સંનિહિત છે.

પાંચ શેરની આ - કૃતિમાં પ્રત્યેક બેતમાં સાદ્યંત આવતા કાફિયા તડ-ધડ, સુઘડ, પડ, થડ, સગડ, છ છ 'ડ' કાર આવ્યા છતાં ડચકાં લેતા નથી પણ ડચકારાના પ્રવાહી લયને હંકારી શક્યા છે !

'ક્યાંય તડ નથી' શીર્ષકનો મત્લામાં સરસ વિનિયોગ જુઓ...

ગઝલપ્રકારની એ ખાસિયતનો અહીં બખૂબી મલાજો પળાયો છે કે પ્રત્યેક શેરની સ્વતંત્ર અને સ્વાવલંબિત આબોહવા ટકી રહે.

મત્લામાં કાવ્યનાયક જુએ છે કે આરસીમાં ક્યાંય તડ નથી પણ તે પ્રથમ કડીમાં નહિ, પણ બીજીમાં સૂચિત છે, તે પછી આ મિસરા-એ-સાનીમાં વિસ્મયનો દારૂગોળો બરાબરનો સંભર્યો છે :

'કારણ વગર આ આરસીમાં મારું ધડ નથી.'

નાયક આરસી સામે ઊભો હશે, તાકીને જોતો હશે તેથી નોંધી શક્યો કે આરસીમાં તો ક્યાંય તડ નથી, પણ પછી માત્ર મસ્તક જ ચહેરાસમેત ભળાયું જ્યાં બાકીનો દેહાંશ ધડ નથી, પણ સાવ એવુંયે નથી કેમ કે કર્તાએ 'કારણ વગર' શબ્દો પ્રયોજ્યા છે. કમાલ 'કારણ વગર'ની જ છે, એનું તાત્પર્ય એવું પણ નીકળે કે કાંઈ કારણ વગર જ આરસીમાં મારું ધડ નથી, કદાચ સકારણ જ મારું ધડ છે. આરસીમાં જેમ તડ નથી તેમ નાયકનું ધડ 'નથી' છતાં છે - એમ કલ્પી શકાય. મસ્તક અને ધડ બંને સાબૂત દર્શાવવાનો આ કીમિયો, છે છતાં નથી અને નથી છતાં છે સૂચવવાનો તરીકો કર્તા જાણતા લાગે છે.

આ 'માસ્ટર-કી' હરેક શેરમાં લાગુ પાડવાથી દરેકની સ્વ-તંત્રતાનો સ્વાદ લઈ શકાશે.

બીજા શેરના દાવા અને દલીલ પણ સુખપાઠ્ય છે. સ્પષ્ટ કબૂલાત છે અભિધાપ્રધાન પંક્તિમાં, મારા હાથની રેખાઓ 'સ્હેજે સુઘડ નથી' એટલે ચેલેન્જ સાથે આભાર પણ માની લેવાની તૈયારી છે - અણઘડ હસ્તરેખાઓ કોઈ નજુમી ઉકેલી આપવાની હામ ભીડે તો.

મનુષ્યો એકબીજા સાથે હળેમળે કે ભળે છે ખરા પણ ક્લોઝ કપબોર્ડ-કબાટ-જેવાં ! ખુલ્લાશથી મળતા નથી. મહોરાં પહેરીને અકબંધ મળે. એનો શો અર્થ ? એટલે નાયક નિજી અહંનો 'માસ્ક'

અળગો કરવાની પહેલ કરી નિમંત્રી શકે છે : 'મારા ય ચહેરા પર હવે એકેય પડ નથી.' (આ કડીમાં બબ્બે 'ય' - કાર સાભાર લાગે છે !)

ગઝલનો 'હાસિલે-ગઝલ-શેર' આ લાગ્યો :

**તોરણ બનીને ઝૂલવાનો બારસાખ પર,**
**હું પાંદડાનો જીવ છું લાચાર થડ નથી.**

નાયકની આસોપાલવનું તોરણ હોવાની ખાતરી નથી. નથીના 'ન-થીંગનેસ' નાદાગ્નિને બુઝાવી શકનાર શમન-ઊર્જાનો મંગલ અહેસાસ અર્પે છે !

પરંતુ મક્તાનો સૂર, નાયક-કર્તાની, અર્થાત્ કર્તા-નાયકની બેદિલીને ગુમનામપસંદ બિન-હયાતિ(*no-thingness*)ને શબ્દાંકિત કરવામાં ઓછો સફળ નથી થયો. જાત ક્યાંક ગુમ થઈ ગઈ અને સગડ નહિ સાંપડવાથી નગર કહેતાં જગત મૌન થઈ રહ્યું છે !

કાંઠાઓ ભલે રોઈ રોઈ પૂછી રહ્યા હોય જળને ભુલાયેલાં પગલાં વિશે, પણ ગઝલકાર અશોક ચાવડાના આવાં પગલાંની કર્તૃત્વછાપ ભવિષ્યમાં જોઈ મોહીને માન્યતા પ્રાપ્ત કરશે ખરી.



## અનુવાદ

### Dreams

Beloved dreams
Dance, dance every day
On my mind's floor
Amidst harsh realities
Under a frying-pan sky
And caught in a dust storm at midday
A cool, green and flowery shade
you dreams for me prepared....

- બાલમણિ અમ્મા

### સ્વપ્ન

પ્યારાં સ્વપ્ન !
નૃત્ય કરો નિશદિન
મનના પ્રાંગણમાં
કઠોર વાસ્તવ ચારેકોર
ધર્યું ઉપર ધગતું આકાશ
ધૂળભર્યા ઘેરા વંટોળે
અટવાયા પળના પ્રવાસ
તમે જ મારાં સ્વપ્ન !
લઈ આવ્યાં એક શીતળ
લીલો, ફૂલ સમો છાંયો...

- લતા હિરાણી

# 'સેલ્લારા' : ઉદયનનું ઉડ્ડયન

ડૉ. ગુણવંત વ્યાસ

**આ**જે જયારે સવારે ઊગતાં અને સાંજે ફાટી જતાં તારીખિયાનાં પાનાં જેવાં રોજેરોજ રચાયે જતાં કાવ્યોની ભરમાર કે નિશાન્તે તાજાં ને દિનાન્તે વાસી બની જતાં દૈનિકપત્રોના થોકડાઓ જેવા કાવ્યસંગ્રહોના ઢગ ખડકાયે જાય છે ત્યારે 'સેલ્લારા' જેવો કાવ્યસંગ્રહ આંખને આકર્ષે છે, મનને પરિતોષે છે અને હૈયાને હૂંફ આપે છે. 'સેલ્લારા' મને ગમે છે તેનું કારણ માત્ર સ્વરૂપવૈવિધ્ય કે વિષય-વૈવિધ્ય જ નહીં, માનવ-પ્રકૃતિવૈવિધ્ય પણ છે. બીજા શબ્દોમાં કહું તો વૃત્તવૈવિધ્ય નહીં, વૃત્તિવૈવિધ્યે મને આકર્ષ્યો છે. અહીં કેન્દ્રમાં માણસ છે, માણસની વાત છે. માણસના સ્વભાવની વાત છે અને એ સ્વભાવની તરેહ-તરેહની રંગભાત, રીતભાત અને ઋતભાવની વાત છે.

'એકાવન' પછી ફરી એક વખત એકાવન શીર્ષકો સાથે કવિતા આદરતા ઉદયન ઠક્કરે અહીં આજના માણસને કેન્દ્રમાં રાખ્યો છે. સ્વરૂપદૃષ્ટિએ જોઈએ તો અછાંદસ, મુક્તપદ્ય, ગઝલ, ત્રિપદી, મુક્તક, નઝમ, ગીત, દુહા તથા છંદોબદ્ધ કાવ્ય છે, તો વિષયક્ષેત્રને વિસ્તારીએ તો કહી શકાય કે અહીં પૌરાણિક-ઐતિહાસિક સંદર્ભો છે, વર્તમાન ઘટનાઓ છે. કચ્છથી માંડીને કલકત્તા અને કર્ણાવતીથી માંડી કેલિફોર્નિયાના સ્થળસંદર્ભો છે, રાપર-ભચાઉ જેવા ગુજરાતના ગ્રામીણ પ્રદેશોથી ઊંચકાઈ ઉદયનની કવિતા ભારતદર્શન - વાયા નાગપુર, કેરળ, કર્ણાટક, આસામ, હરિયાણા થઈ વિશ્વપ્રદક્ષિણા - વાયા ફ્રાન્સ, ગ્રીસ, લૉસ એન્જલસ, ન્યૂ યૉર્ક, શિકાગો સુધી વિસ્તરે છે. ભિલ્લુ કે બાબુલાલ જેવાં વ્યક્તિનામોથી મધર ટેરિઝા સુધીનાં વ્યક્તિવિશેષ નામોનો કાવ્યસર્જનમાં કળાગત વિનિયોગ કરતાં કરતાં મણિલાલ દ્વારા વર્તમાન, હિટલર દ્વારા ઇતિહાસ અને અહલ્યા દ્વારા પુરાણને એકસૂત્રે સાંકળે છે. અહીં રેતી ખાતો કાનુડો છે તો રામાયણનાં રામ, સીતા, હનુમાન, ભરત, રાવણ અને અહલ્યાનો નવો સંદર્ભ રચી આપતાં પાત્રો છે. શિક્ષણજગતના માસ્તરો અને શાળા-સંચાલકોની સાથે ગુજરાતી, ગણિત, વિજ્ઞાન જેવા વિષયોના વિશિષ્ટ અર્થસંદર્ભો છે. વ્યવસાય જગતના ધોબી, પીંજારો, પાનવાળો, જાદુગર, જોષીડો છે તો, ભરવાડથી માંડી બ્રાહ્મણેય છે. માનવીય પાત્રસૃષ્ટિની સાથે સાથે માનવેતર પાત્રસૃષ્ટિ પણ વ્હેલ, હંસ દ્વાર જળચર, કાનખજૂરો, સર્પ, ઘેટા દ્વારા ભૂચર અને પોપટ, ચકલી, ઘુવડ, સમડી, ગરુડ દ્વારા ખેચર સુધી વિસ્તરી છે. અહીં ભાષાની મર્યાદા નથી. ગુજરાતી ભાષાની આ કવિતા કચ્છી, મરાઠી, હિંદી, સંસ્કૃત, અંગ્રેજી, અરબી, ફારસી અને તુર્કી સાથે સંલગ્ન થઈ એકરૂપ બનતી જણાય છે. - આ બધી ઘટનાઓ, ઉલ્લેખો, સંદર્ભો, યુક્તિ-પ્રયુક્તિઓ અંતે તો, 'માણસની વાત' કરવાના ખપમાં લેવાઈ છે, જે કૃતિનો વિશેષ બની રહે છે.

સંગ્રહનાં ગદ્યકાવ્યો મુખ્યત્વે વ્યક્તિને તાકે છે. અહીં 'ઝમ્ભા'થી માંડી 'કેલિફોર્નિયા માઉન્ટેન' સુધીના સંદર્ભો વ્યક્તિના આંતર વ્યક્તિત્વનું પ્રતિનિધિત્વ કરે છે. 'રેશમ જોઈએ તો માંદ્યલાને મારવો પડે' (૧૦) એ વાત 'ઝમ્ભા'ના પ્રતીકથી,

તો 'કોણે કહેલું રાંડની ટેકરીને/બધા શૉટમાં ઊભી રૈ ગૈ ડીંટડી કાઢીને ?/ હવે એને કેમ પેરાવવું પોલકું ?' (૩૮)માં કેલિફોર્નિયા માઉન્ટેનના પ્રતીકથી વ્યક્તિના ઊઠતા-ઊપસતા આંતર-વ્યક્તિત્વને ડામવાના સ્થૂલ પ્રયત્નોમાં દેખાતા સમાજના વરવા વાસ્તવનું કલામાં થતું રૂપાંતરણ છે. આડંબરયુક્ત જીવનની વિરુદ્ધે નિરાડંબરી વ્યક્તિત્વનું મૂલ્ય આંકી આપતું 'ભગવાન પણ ઓછી માયા છે ?' કે 'રામ કે ભૂત ?' જેવું સર્જકકર્મ અહીં છે તો પરિવર્તનની ક્ષણ પછી પ્રાયશ્ચિત્તની પાવક જવાળા પ્રગટાવતું. આત્મખોજની દિશા ચીંધતું કાવ્ય 'આત્મનિવેદનમ્' પણ છે. રાવણનું આત્મકથન અંતરની જાગૃતિને પ્રકટાવે છે, જે આજના માણસને પણ એટલું જ લાગુ પડે છે : 'અંતરડાનું જંતરડું જાગે'

'ત્યારે જાણજો કે હું નાભિમાંથી બોલ્યો
ગાઉં ને ગુંજું ત્યારે હું સાચો
બાકીનો સમય
રાક્ષસ' (૩૦)

'ગુમાવવાની કળા/સાચવવા જેવી તો ખરી' (૧૪)માં વ્યતીત બાલ્યાવસ્થાની સુખદ સ્મૃતિઓને સાચવી રાખવાનું બોધિજ્ઞાન છે તો, 'હંમેશને માટે ગુમાઈ ચૂકી' 'ગુજરાતી વાંચતી-લખતી એક આખી પેઢી' (૨૦)ની 'ટચૂકડી જા.ખ.'નો પ્રયોગ પણ છે.

'મસ્જિદબંદરમાં મણિલાલ નામે'માં માનવીની નિ:સહાયતાને વેધકતાથી પ્રકટાવતા કવિના શબ્દો કાવ્યત્વ ધારણ કરે છે. મૃત્યુની વિરાટ સત્તા આગળ માનવીનું વામણાપણું અને તેમાંથી જન્મતી વિવશતા કાવ્યનો પ્રમુખ ધ્વનિ છે. તો, 'મરવું'માં મરણ પરની ફિલસૂફી રજૂ થઈ છે.

'તમે નાતે કેવા ? સૂરજિયા કે વીજળિયા ?' (૨૨) જેવો તેજીલો પ્રશ્ન પૂછી કવિએ પ્રાણવાન પ્રકૃતિનો આગ્રહ સેવ્યો છે. સૂરજ અને વીજળીને માનવીના પ્રકૃતિનું કલ્પનરૂપ બક્ષતા કવિને સ્ફુલિંગોથી ઝબકતું-ઝળકતું પોષતું-પ્રકાશતું, ગાતું-ગજવતું જીવન મંજૂર છે.

કવિ કચ્છના રણની ખારાશનું રહસ્ય પ્રકટાવવા ઈશ્વરને આરોપીના પાંજરામાં ખડા કરી દે છે તો 'મિલેનિયમ' શીર્ષક થકી 'યદા યદા હિ...'નો ગીતાસંદર્ભ જગાવી આપી, તેના પ્રાકટ્યના દસ વિકલ્પો દ્વારા અસરકારક વિરોધ પણ ઉપસાવી આપે છે, જે વિકાસ તરફ કૂચ કરતા વિશ્વનો વિનાશક વરતારો આપે છે.

'સેલ્લારા'માં કવિએ ત્રણ સ્થિતિ દર્શાવિ છે : એક છે, ટોળાશાહીના માધ્યમથી વિરોધ, અસહકાર ને અનુકરણમાંથી જન્મતી અસ્તિત્વની લડાઈ; બીજું, નિરર્થક, વિરામ વિનાનું, એકધારું નિરસ, એક ક્ષેત્રમાંથી બીજા ક્ષેત્રમાં દોડ્યે જતું કૃત્રિમ, હંફાવી દેતું આધુનિક જીવનનું પ્રતીકાત્મક આલેખન અને ત્રીજું, ક્રિયાવર્ણન દ્વારા ઘટનાવિધાનનું આલેખન. આ ત્રણેયને અંતે વિરામ વિનાનાં, સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતાં પંક્તિરૂપ દસ છૂટા પદો છે : 'છતાં/ આકાશમાં/સમળી/સલ્લારા/લે/છે/ સેલ્લારા/પીછુંય/ફરકાવ્યા/વિના' (૩૨,૩૩,૩૪). કવિ અહીં પણ ત્રણ વિવિધ સ્થિતિ વચ્ચે સેલ્લારા લેતી સમળી દ્વારા વ્યક્તિના નિજાનંદી, અલગારી જીવનને નિશાન બનાવ્યું છે. ત્રણેય ખંડને અંતે આવતાં ઉપર્યુક્ત દસ પદોમાંનું પ્રથમ પદ 'છતાં' બે સ્થિતિને જોડનારું સંયોજક બની રહે છે. આ સંયોજક જ તેના પૂર્વાધો અને ઉત્તરાર્ધને જોડી કાવ્યનિર્માણ કરી શકે તેટલું સમર્થ બની શક્યું છે. સમગ્ર કાવ્યમાંથી એકમાત્ર 'છતાં' સંયોજકને દૂર

કરી દેવામાં આવે તો સમગ્ર કાવ્ય કડડભૂસ કરતું શબ્દદોસ્ત બની જાય તેટલું મૂલ્ય આ સંયોજકનું છે.

મુક્તપદ્યમાંનું એક 'ધ માસ્ટર્સ ટચ' એક શિક્ષકની આંખે સર્જકે નીરખેલું સૃષ્ટિનું નવ્ય રૂપ છે. 'પંખીઓનું પ્રાક્કથન' કે 'અધરોષ્ટનો દ્વિગુસમાસ'ની સર્જકતા, 'એકબીજાનાં અનુક્રમણિકા, જેવાં બાળકો' કે 'પ્રેસના ગુણાંક જેવાં બાળકો'ની ઉપમા આરૂઢ છે. તો માનવીય નામો દ્વારા અવકાશી પદાર્થોને તાદશ કરવાનું કવિકર્મ ધ્યાનાકર્ષક છે. બીજું, 'સ્ફુલ્લિંગની સાંકળ' સર્જકતાના સ્ફુલ્લિંગોનો પ્રકાશ રેલાવે છે. ત્રણ દશ્યોમાં બારી ખૂલ્યાનું (આત્મજાગૃતિનું) મૂલ્ય અદકેરું છે. 'પેક ડબ્બો' બંધિયાર જીવન પ્રતિ અંગુલિનિર્દેશ કરે છે. 'પૂગે-ઊગે'નો પ્રાસ સાહિત્યિક, તેટલો આધ્યાત્મિક પણ છે.

ઉદયન ઠક્કર ગઝલનો મિજાજ પારખી શક્યા છે તેની અનુભૂતિ સંગ્રહની ગઝલો વાંચતા થાય છે. કુલ વીસ ગઝલોમાંથી પાંચ ગઝલોનું છંદબંધારણ 'ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગા' છે. કેટલાક મત્લાના શેઅરમાં સાહજિકતા આપોઆપ વણાઈને આવી છે. તો કાફિયા અને રદીફની પસંદગી ગઝલને અનુરૂપ છે. 'જાતને તેં જ્યારે શણગારી હશે' જેવડા ટૂંકી બહરથી માંડી 'દશ્યથી ધીમા સ્વરોને લાંબું અંતર પાર કરતાં, વાર તો લાગે જ ને !' જેવડી પ્રલંબ બહર પણ અહીં છે. ગઝલમાં સામાન્ય રીતે પાંચ શેઅર અપેક્ષિત હોવા છતાં ચાર શેઅરથી આઠ શેઅર સુધીની ગઝલ અહીં મળે છે. હરીન્દ્ર દવે કે મકરન્દ દવેની માફક મક્તાનો એક પણ શેઅર અહીં નથી. એકાક્ષરી 'છે' કે 'દે' જેવી રદીફથી 'વાર તો લાગે જ ને !' જેવી લાંબી લદીફ ગઝલકાર તરીકે ઉદયન ઠક્કરનો વિકાસ આલેખે છે. 'લતાકુંજમાં' અને 'રાતદિવસ ગોખલે...' જેવી ગઝલમાં હમરદીફ-હમકાફિયા છે.

'વાર્તા-ગઝલ'માં ઉદયન ઠક્કરે ગઝલા છ શેઅરમાં છ પ્રસિદ્ધ બાલવાર્તાઓનો કલામાં અસરકારક વિનિયોગ કર્યો છે. સુખ્યાત સામગ્રીનું કળામાં થતું રૂપાંતરણ અને તેના થકી સધાતું ઉન્નયન ઉદયનની ગઝલનું જમાપાસું છે. એ સુસ્ત છતાં ગતિશીલ છે. માણસને જ કેન્દ્રમાં રાખી રચેલો તેનો એક શેઅર જુઓ :

ખોટો માણસ પણ, રૂપિયામાં એક-બે આની સાચો છે
સોળ આનીના રૂપિયાઓને ખોટા પડતા જોયા છે. (૫૧)

ગઝલમાં નરસિંહને અમર કરી દેનાર મનોજ ખંડેરિયાનું સ્મરણ જગાવતી ઝૂલણામાં રચેલી ગઝલ પણ અહીં મળે છે, તો 'સમય'નાં વિવિધરૂપો રદીફ અને કાફિયાની ઉચિત પસંદગી સાથે નવ્ય શેઅરના રૂપે આકારિત થયાં છે. ગઝલ શેઅરને વિષય બનાવતા શેઅર પણ અહીં છે.

શેરને તું શ્લોક માફક બોલ મા !
રેડિયમ કંઈ સૂર્ય થોડું થાય છે ?
રોકતાં રોકી તો લીધી આ ગઝલ,
ફેફસાંમાં વાવાઝોડું થાય છે. (૬૪)

દ્વિપદી (દુહા), ત્રિપદી અને ચતુષ્પદી (મુક્તક)માં પુનઃસર્જકત્વના સ્ફુલિંગોની અનુભૂતિ થાય છે. વિચારોની ઘનતા અને કાવ્યત્વનું ઊંડાણ અહીં પામી શકાય છે. નર્મ-મર્મ-કટાક્ષ અહીં તારસ્વરે પ્રકટ્યા છે. સ્વતંત્ર રીતે ટકી શકે તેવી ક્ષમતા આ લઘુરૂપોમાં છે. દુહામાં બે પંક્તિના દુહા, તો સળંગ એક કથાઘટકને લઈને ચાલતા 'પાનેતર શીં છોકરી' નામક દુહા-સમૂહ પણ છે. મધ્યપ્રાસી સોરઠાઓ પણ તેની અસર છોડી જાય છે. દુહાઓમાં વર્તમાન સાથે ઇતિહાસ તો ક્યાંક પુરાણનો સંદર્ભલ

રચી આપતું સર્જન ધ્યાન ખેંચે છે. ત્રિપદીમાં એક તરફ પ્રકૃતિથી વિમુખ થતા જતા માણસ વિશેની વેદના છે, બીજી તરફ પ્રકૃતિના સાન્નિધ્યનું સુખ છે તો ત્રીજી તરફ પ્રકૃતિ સાથે જોડાયેલા જીવોનો જાદુ (ખુલ જા સિમ સિમ) પણ છે. સાથે સાથે બાહ્યશુદ્ધિની વ્યસ્તતામાં આંતરશુદ્ધિને વિસરી જતો આજનો માણસ પણ છે. 'થોર' કોઈ પણ પ્રકારના કલ્પન/પ્રતીક વિના શુદ્ધ કવિતા બની શકી છે. તો 'દીકરી'માં લાગણી, ભાવુકતાનું રૂપ બની સરવાણીરૂપે વહે છે.

આઠ મુક્તકોનું 'ચોથથી ચૌદસ સુધી'નું મુક્તક તેના આંતરપ્રાસને લીધે ઊર્ધ્વગતિ સાધે છે. 'ટાંકણા' શબ્દનો દ્વિવિધ અર્થ, તો ચંદ્ર થકી જીવન/યૌવનનું રહસ્ય મુક્તકને ચમત્કૃતિ બક્ષે છે. અંતિમ મુક્તકમાં સૂર્ય માટે પ્રયોજેલું આખ્યાતિક 'તડક્યો' જેટલું સાહિત્યિક તેટલું જ સ્વાભાવિક પણ છે.

ત્રણ નઝમ 'હું લાવવાની છું ફૂલો', 'અનુસ્વાર' અને 'રમકડું'માંની પ્રથમ અને તૃતીયમાં એક-એક ઘટના કાવ્યવિષય બને છે તો, બીજીમાં કવિએ અનુસ્વારને વિવિધરૂપે જોયા/પ્રયોજ્યા છે. જોકે, 'અનુસ્વાર'ના પ્રથમ ચતુષ્કમાં શંકરના મસ્તકે અનુસ્વારને ચાંદના ટપકારૂપે જોતા કવિ એ ભૂલી જાય છે કે શિવ-મસ્તકે પૂર્ણ ચંદ્ર નહીં, પણ ચંદ્રની બીજરેખા હોય છે !

સંગ્રહમાંનાં ત્રણેય ગીતોની રચનારીતિ જુદી-જુદી છે. 'રખડુંનું ગીત' પ્રથમ અને અંતે આવતા ધ્રુવપદ સાથે છ પંક્તિયુગ્મથી આકારિત છે. અહીં ધ્રુવપદ એક આખા ખંડરૂપ આવે છે. પ્રાસયુક્ત પંક્તિબંધો ગીતને ગતિ આપી શક્યા છે. પ્રવાહી શૈલીમાં રચાતું આ ગીત મોજીલા માનવીના મસ્તાની માનસને શબ્દસ્થ કરે છે. બીજા અંતરામાં 'સોળ', 'ચાર' કે 'ચૌદ' જેવા સંખ્યાવાચી વિશેષણોનો ઉપયોગ વ્યવહારુ ભાષાના ઉચ્ચારણગત કાકુઓનો થયેલો ઉચિત વિનિયોગ છે.

'પણ' નામક રચના ચાર ચતુષ્કોમાં વણાયેલું, ઉશનસ્‌નાં સૉનેટોમાં જોવા મળતી પ્રથમ-ચતુર્થ અને દ્વિતીય-તૃતીય પંક્તિના પ્રાસબદ્ધ ચરણયુગ્મોની રીતિએ આગળ વધતું, પંક્તિરૂપે ધ્રુવપદને વણી લેતું અને ધ્રુવપદને અંતે નહીં, અંતરાને પ્રારંભે મૂકી આપતું ગીત નિસર્ગને ખોળે આળોટવાની ઝંખનાને મૂર્ત કરે છે. 'અ'કારાન્ત પ્રાસપદો આપણે ત્યાં ખાસ જોવા મળતાં નથી, પણ ઉદયન અહીં તેને કુશળતાપૂર્વક પ્રયોજી શક્યા છે.

'હોળીગીત'ના અંતરાના બાંધા સમ નહીં, વિ-ષમ હોઈ, ગીતકાર વૈવિધ્યની ભાત ઉપસાવી શક્યા છે. ત્રીજા ખંડમાં વચ્ચેની પંક્તિ તોડી, પ્રાસ દ્વારા જુદી જ લય-છટા સર્જી છે. પ્રથમ અંતરાને અંતે આવતો ગદ્યાભાપી પ્રશ્નાર્થ વિશિષ્ટ લય સાથે ગીતને યોગ્ય આરોહ-અવરોહ પણ આપે છે. વર્ણાનુપ્રાસ ગીતને ગતિ આપે છે :

'એક તો પતંગિયાંઓ પાક્કાં પિયક્કડ, ને પાંદડીએ
પાંદડીએ પીઠાં' (૮૦)

છંદોબદ્ધ કાવ્ય 'ગરુડપુરાણ' કચ્છના ધરતીકંપ પછીની ઘટનાને તાદૃશ કરે છે. નવ ખંડમાં વિસ્તરતી આ કથનાત્મક કાવ્યકૃતિ પાત્રોના સંવાદરૂપે ધરતીકંપની ઘટનાને પ્રત્યક્ષ કરાવે છે. અહીં એક તરફ ભટ્ટજી, બાબુલાલ અને શ્રોતાવર્ગ છે, તો બીજી તરફ ધરતીકંપનાં અસરગ્રસ્તો તો બીજા વર્ગના સંવાદોને છાંદસમાં મૂકી કવિતાના કથનાત્મક વળાંકો સર્જી શકાયા છે. સ્વર્ગ અને નરકનાં પુરાકલ્પનોને કવિ અહીં સફળતાપૂર્વક પ્રયોજી શક્યા છે. કૃતિના પ્રથમ સાત ખંડ (અહીં અધ્યાય કહીશું ?) વાંચ્યા પછી થાય કે 'ગરુડપુરાણ'

એ માણસમાંના 'માણસ'ના મોત પછી કરેલું શ્રાદ્ધકર્મ છે. પણ આઠમો ખંડ વાંચ્યા પછી એટલું આશ્વાસન લઈ શકાય કે આ 'માણસ'નું બ્રહ્મરન્ધ્ર હજુયે ગરમ છે; કદાચ ઊગરી જાય. ભટ્ટજીનું પાત્ર પ્રવર્તમાન સમાજના સ્વાર્થી, તકવાદી માનસને જાહેર કરે છે, તો શ્રોતાવર્ગ અનુસરણ અને અનુકરણમાં ચાલ્યે રાખતાં ગાડરિયા પ્રવાહની છાપ ઉપસાવી આપે છે.

કરુણઘેરી આ કાવ્યકૃતિ સર્જકીય સ્પર્શનો અનુભવ કરાવે છે. કવિની સર્જકીય દૃષ્ટિ એક પછી એક કરુણગર્ભ દૃશ્યોને પ્રત્યક્ષ કરાવતી આગળ વધે છે. એ કરુણ જેટલો સૂચક છે, જેટલો અર્થગર્ભ છે તેટલો ધ્વનિપૂર્ણ છે. કવિના સર્જક-કૅમરાએ અસરગ્રસ્તોની અસરકારક તસવીરો ઉપસાવી છે, તો બીજી બાજુ સમાજની નકારાત્મક ને તેની કાળી બાજુને પણ પ્રત્યક્ષ કરાવી છે. આ દૃશ્યોમાં કાગડા-કૂતરાઓ સમા રાજ્યના કર્મચારીઓ, કૅમરા ઝુલાવતા તંત્રી, ઉપતંત્રી, સહતંત્રીઓ અને 'નવા નાકને પહેરી' મોડેથી પધારતા મંત્રીઓની નગ્નતા ખુલ્લી કરાઈ છે. આ પાત્રો સામ્પ્રત યુગની નફટાઈને નિર્દેશે છે. અહીં હેતને સ્થાને (સ્વ) હોત, સાથને સ્થાને 'સ્વાર્થ' અને પ્રિતને સ્થાને પોત પ્રકાશતું જોઈ શકાય છે. મને ખૂબ જ ગમી ગયેલી કાવ્યની પંક્તિઓ આ છે :

કોઈ કહેતાં નથી કોઈ ઊગર્યું પરિવારમાં
તોય તે ડોશીમાં રાજી-રાજી કેવી નવાઈ છે !
બોલ્યાં બોખું હસીને કે આજના અખબારમાં
જોઈ લ્યો છવિઓ મારી, પાને-પાને છપાઈ છે ! (૯૨)

સંગ્રહની અન્ય વિશેષતાઓમાં કહેવતો અને રૂઢિપ્રયોગો ધ્યાન ખેંચે છે, જે વિષયને નાવીન્ય તો બક્ષે જ છે, સહજ પણ બનાવે છે. આકાશને વ્યક્ત કરવા કવિએ તળપ્રદેશની સહજ લોકબોલીને પણ પ્રયોજી છે. 'સાલો', કુલ્લાઉછાળ ચીસ, બ્લડી મૅરી, રાંડ, ડીંટડી, કોન્ડોમ, એની માને, જેવા શબ્દપ્રયોગો રજૂઆતની તીવ્રતા સાથે સ્વાભાવિકતાને વણી લે છે. 'હાઉક ! મને ગોતતા હતા !' (૧૨) કે 'ફોટો કાને મૂકવાનું મન થાય, હો !એ' (૧૩) જેવી લોકબોલીના લહેકાની ભાષા પણ આકર્ષક છે. ઝબ્બો-ધબ્બો, વ્હેલ-તેલ, પૂગે-ઊગે, ગજમુખ-લપમૂક, કોરું-મોરું, અંતરડું-જંતરડું જેવા પ્રાસ અન દ્વિરુક્ત/રવાનુકારી શબ્દપ્રયોગો દૃષ્ટિને જ નહીં શ્રુતિનેય સંતર્પે છે. ક્રિયાપદો કાવ્યને ગતિ આપી શક્યાં છે. એકાધિક સ્થળે પ્રયોજેલી જાનપદી સૂરાવલિ શ્રુતિગમ્ય બની છે. આધુનિક કવિતામાં જોવા મળતી સંકુલતા, કલ્પનો-પ્રતીકોની ભરમાર કે તોડ-ફોડ કરી ગોપિતને પ્રકાશિત કરવું પડે તેવી આત્મલક્ષિતા અહીં ખાસ નથી. કાવ્યમાં કેટલાંક સ્થળે એક જ વિષયને, ભાવને કે અનુભૂતિને અન્યત્ર આગળ-ઉપર પ્રયોજતા તે પંક્તિ તાજગી અને નવીનતા ગુમાવી બેસે છે, જેમકે,

જીવાદોરી હવે તો રાખવી છે સાવ સીધીસટ
કે વળ પર વળ ચડાવીને અમે પણ જોઈ લીધું છે (૫૭)

*

દિવસરાત આ કોણ વળ ફેરવે છે ?
હતી જીવાદોરી સરળ – ફેરવે છે. (૬૦)

સમગ્રતયા, 'સેલ્લારા'ની રચનારીતિ, વિષયની તાજગી, અનુભૂતિની અભિવ્યક્તિ અને કાવ્યપ્રયુક્તિઓનો યથોચિત વિનિયોગ તેના સર્જકને 'કવિ'નો ઓળખ કમાવી આપનારાં નીવડ્યાં છે. આ અર્થમાં 'સેલ્લારા' ઉદયનનું કાવ્યજગતમાં ઉડ્ડયન બની રહે છે, જે આગળ જતાં ઉન્નયન બની રહે તેવી શુભેચ્છા. □

# ગુજરાત સાહિત્ય અકાદમી

જૂનું વિધાનસભા ભવન, સે. ૧૭, ગાંધીનગર-૩૮૨૦૧૭

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો/હસ્તપ્રતો/આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

(૧) શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

તા. ૧-૧-'૨૦૦૩થી ૩૧-૧૨-૨૦૦૩સુધીમાં પ્રકટ થયેલાં ગુજરાતી ભાષાનાં જુદાંજુદાં સાહિત્ય સ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં બાળવિભાગમાં (૧) કાવ્ય (૨) વાર્તા (૩) ચરિત્રાદિ (૪) નાટકો અને પ્રૌઢ વિભાગમાં (૧) નવલકથા (૨) ટૂંકી વાર્તા (૩) નાટક-એકાંકી નાટક (૪) હાસ્ય-વ્યંગ્ય કટાક્ષ (૫) નિબંધ અને પ્રવાસ (૬) કવિતા (૭) વિવેચન (૮) સંશોધન ભાષાવ્યાકરણ (૯) આત્મકથા-રેખાચિત્ર-પત્ર-જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) (૧૦) લોકસાહિત્ય (૧૧) અનુવાદ-વિભાગનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ કોઈ આવેદનપત્ર ભરવાનું નથી.

(૨) શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશનસહાય :

ઈતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય તેમજ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતાં ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ. ૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

(૩) નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાયઃ

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન-સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી બે હસ્તપ્રત રજૂ કરવાની રહે છે.

(૪) મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે, અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ. ૫૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ એક હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

(૫) અન્ય ભારતીય ભાષામાંથી ગુજરાતી ભાષામાં અનુવાદ તથા ગુજરાતી ભાષાની ઉત્તમ કૃતિનો અન્ય ભાષામાં અનુવાદ કરવા અનુવાદકોને પુસ્તક પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦/-ની આર્થિક સહાય અંગેની યોજના.

(૬) ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા વૃદ્ધ અને સહાયપાત્ર લેખકોને માસિક રૂ. ૧૦૦૦/- આર્થિક સહાય આપવામાં આવે છે. આ માટે લેખકે પોતાના પ્રકટ પુસ્તકોની વિગત આવેદન સાથે આપવાની રહે છે.

સંબંધિત લેખકો/ પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક : ૨ થી ૫નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા. ૩૧-૮-૨૦૦૪ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મકોલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે , જેની નોંધ લેવા વિનંતી છે.

વી. વી. પંડિત
મહામાત્ર

## લીલો વારસો

કોઈ દી તો ઘડી મરણની ઢૂંકશે મારી પાસે
ધીમે પાયે, ગુપચુપ મને ઝાલશે કાંઠલેથી;
શ્વાસો મારા છટપટી જશે છૂટવા ખોળિયેથી;
નેત્રો ઝાંખાં નિમિલિત થવા લાગશે મૃત્યુસ્પર્શે.
ચિંતાઘેર્યાં સ્વજન ધ્રુસકાં રોકી રાખી પરાણે
ગીતાશ્લોકો ગદ્દ્ગદ સ્વરે બોલશે; કોઈ દીવો
પેટાવીને લઘુક મૂકશે, જાહ્નવીતોયબિન્દુ
લાવે કોઈ; તુલસીદલ કાજે જશે કો'અગાશી.

માટીકૂંડું હજી પડ્યું હશે માતથી ઊછરેલાં
વૃન્દા સાથે ? તુલસીદલ બે મૃત્યુની સંનિધિએ
મૂક્યાં માએ જનક-મુખમાં ને પછી મેંય મૂક્યાં
બોખા ફિક્કા જનની-મુખમાં કમ્પતે હાથ-હૈયે.
મારા મૃત્યુનિકટ મુખમાં મૂકશે કોઈ લાવી
એ છોડેથી તુલસીદસ - કે વારસો છમ્મલીલો ?

ભગવતીકુમાર શર્મા
('ઉજાગરો'માંથી)

---

**સ્થાનસમર્પિત**
**'કવિલોક'ના એક ચાહક તરફથી**

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

વર્ષા

વિ. સં.

જુલાઈ-ઑગસ્ટ ૨૦૦૪

વર્ષ ૪૭ : અંક : ૪

સળંગ અંક : ૨૮૦



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તંત્રી

ધીરુ પરીખ

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા વિ. સં. ૨૦૬૦ : વર્ષ ૪૭ : અઙ્ક ૪ સળંગ અઙ્ક ૨૮૦




તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ • નિરંજન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૮૦. આજીવન લવાજમ માત્ર રૂ. ૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75; ઇંગ્લન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૫.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અઙ્કેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

વર્ષા વિ.સં. ૨૦૬૦ જુલાઈ-ઑગસ્ટ ૨૦૦૪



# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.



## કવિતા અને ધર્મ

**આ**દિકાળથી કોઈ આદિમ અગમ્ય તત્ત્વની માનવખોજના પરિણામે ધર્મનો ઉદ્‌ગમ થયો જણાય છે. વિવિધ દેશકાળે ધર્મવૈવિધ્ય અસ્તિત્વમાં આવ્યું અને જે તે ધર્મના સ્થાપકો અને તેના સ્થાપિત દેવો ધર્મના આરાધ્યો બની રહ્યા. શનૈઃ શનૈઃ ધર્મના આધારો, આરાધ્યો અને અધ્યાસો બદલાતા રહ્યા છે. વળી, કાળ જતાં વિવિધ ધર્મોમાં વિવિધ તડાં, સંપ્રદાયો, ફિરકાઓ અસ્તિત્વમાં આવ્યાં. આમ, ધર્મમાં મનુષ્યની મૂળ આત્મિક ખોજને સ્થાને વિવિધ વિધિબોજ પ્રમુખ બન્યો. આ નિમિત્તે જે તે ધર્મ-સંપ્રદાયનું સાહિત્ય સર્જાતું થયું. અહીં 'સાહિત્ય' શબ્દ તેના વ્યાપક અર્થમાં પ્રયોજ્યો છે, તેના વિશિષ્ટ અર્થમાં નહીં. સાહિત્યના એક પ્રકાર તરીકે કવિતા અસ્તિત્વમાં આવી અને તેમાં ધર્મ એક વિષય તરીકે ઉપાદાન સામગ્રી બન્યો. પણ આ પ્રકારની કાવ્યરચનાઓમાં ધર્મ, ધર્મસ્થાપક, ધર્મગુરુ, ધર્મદેવ, ધર્મવિધિ આદિનાં ગુણકીર્તન થવાં લાગ્યાં. આવી પારંપરિક ધર્મકવિતા બહુધા અનુભૂતિની પરિણતિ કરતાં ચર્વિત-ચર્વણની પરિતૃપ્તિમાં પરિણમી. પદ, ભજન, ગરબાગરબી, રાસ, આરતી, સ્તવન, ધૂન આદિ વિવિધ પ્રકારે ધર્માભાસી પદ્યો ઠલવાવાં લાગ્યાં. સાચી ધર્મકવિતા તો વિશ્વસાહિત્યમાં અતિજૂજ પ્રમાણમાં જોવા મળે છે.

ધર્મનો પ્રદેશ જ એવો છે કે તેમાં સમ્યક્ સમજ, સમુદારતા અને અંગત આત્મિક અનુભૂતિને સ્થાને ધૂન-ઝનૂન સવાર થઈ જાય છે. ડેમ જૂલ્યન, સેન્ટ જૉન ઑફ ધ ક્રૉસ, સાફો, લલ્લેશ્વરી, નરસિંહ, મીરાં, સૂરદાસ, કબીર, તુકારામ, ચંડીદાસ આદિએ મધ્યકાળમાં કવિતાધર્મને અનુરૂપ ધર્મકવિતા આપી છે. મધ્યકાળમાં મનુષ્યજીવનમાં ધર્મ સૌથી મોટું સંચાલક અને સંધાનક પરિબળ હતું. આથી અનુભૂત સંતવાણીમાં ધર્મ કવિતાનું યોગ્ય ઉપાદાન બની શક્યો હતો. ત્યારેય પણ અનનુભૂત આડંબરી અનુકરણોનો ધર્મકવિતાને નામે ગંજ ખડકાતો તો હતો જ. પણ એથી કંઈ ધર્મને કવિતાના સીમાડામાંથી હાંકી કઢાય તેમ તો નથી જ. હા, ચીલાચાલુ પરિભાષા અને પ્રતીતિવિહીન અલંકારબાજીથી ખરડાયેલી 'ધર્મકવિતા'ને કવિતાના સીમડામાંથી હાંકી કઢી શકાય તેમ છે.

ધર્મકવિતામાં સામાન્યતઃ આનંદોર્મિ, પ્રપત્તિભાવ, સંકીર્તન વગેરે મુખ્ય હોય છે. પરંતુ આ બધા ભાવવિભાવને વ્યક્ત કરવા માટે કવિપ્રતિભાને આંબેલો સંતજન મુખ્યત્વે અલંકાર, મૅટફર, કલ્પન, પ્રતીક,

પુરાકલ્પન આદિનો સર્જનાશ્રય લેતો હોય છે. ધર્મ એ વ્યક્તિગત વૃત્તિ અને પ્રવૃત્તિ છે, અને તેથી તેનો ખરો અનુભવ વ્યક્તિને થતો હોય છે; એ સાંઘિક પ્રવૃત્તિ નથી અને તેથી તેની સાંઘિક અનુભૂતિ અશક્ય છે અને જો થતી કહેવાતી હોય તો તે આડંબર છે. આથી જેણે ઊંડી આત્મિક અનુભૂતિ કરી છે તે પોતાની અનુભૂતિને વ્યક્ત કરવા કવિતાનો આશ્રય લેતો હોય છે. અને ત્યાં તથા ત્યારે જે તે ભાષામાં કવિતા સિદ્ધ થતી હોય છે. ધર્મ આવી કવિતામાં કાવ્યતત્ત્વની શરતે અનાયાસ પ્રવેશતો હોય છે અને ધર્મકવિતા સિદ્ધ થતી હોય છે. પણ કહેવાતી ધર્મકવિતાના રાગડા તાણવાથી કે કથાકાર-પુરાણીઓના પ્રેર્યા એકાંતિક કે એકાધિક ધર્મપંક્તિઓના ગુંજનોથી ધર્માનુભૂતિ થતી નથી. વળી, ધર્મકવિતા કંઈ ધર્માનુભૂતિ કરાવવાનું સાધન નથી, બલકે વ્યક્તિ દ્વારા અનુભૂત ધર્મતત્ત્વના આનંદનું અવધારણ અને સમધારણ છે. ધર્મકવિતા પણ છેવટે તો બ્રહ્માનંદસહોદર કાવ્યાનંદ આપવાનું જ કામ કરે છે. ધર્મના પ્રચાર કે પ્રસાર માટે રચાયેલાં પદ્યો એ ધર્મકવિતા નથી જ નથી.

પણ હવે કાળ બદલાયો છે. છેલ્લી દોઢ-બે સદીથી વિજ્ઞાન અને યંત્ર-વિજ્ઞાને જે પ્રગતિ કરી છે તેણે માનવજાતના જ્ઞાનરાશિમાં ધરખમ ઉમેરો તો કર્યો જ છે પણ કેટલીક ધારણાઓની સામે પડકારો પણ ઊભા કર્યા છે. આનો સૌથી મોટો પડકાર હોય તો તે ધર્મ સામે છે. ધર્મની પારંપરિક માન્યતાઓ સામે અનેક પ્રશ્નચિહ્નો મુકાયાં છે. માનવમાનવ વચ્ચેના સંધાન-અનુસંધાનને સ્થાને ધર્મ-સંપ્રદાયોએ નિજી ચૉકામાં પરિબદ્ધ રહી મુક્ત માનવ-અસ્તિત્વને જોખમમાં મૂક્યું છે. પારલૌકિક સ્વીકૃત કલ્પિતાર્થો સામે વૈજ્ઞાનિક શોધોએ નૂતન તથ્યો પ્રકટ કર્યાં છે. પરિણામે ભૂતકાળમાં ક્યારેય મુકાયો નહોતો તેટલો સંકટમાં ધર્મ આજે મુકાયો છે. કદાચ સમાજમાં ધર્મને નામે આજે જે ધાડાંઓ ઊમટી પડ્યાં છે તે આ ડગી ગયેલી શ્રદ્ધાનાં દ્યોતક છે. ખેર ! વાતો છે કવિતા અને ધર્મની.

ઉપરોક્ત પરિસ્થિતિ જોતાં ઇતિહાસના કોઈ પણ કાળે ધાર્મિક કવિતાની કટોકટી નહોતી તેવી કટોકટી આજે ઊભી થઈ છે. એમ પણ કહેવાયું છે કે આ યુગમાં હવે ધર્મકવિતા સિદ્ધ કરવી અસંભવ નહીં તો અતિ મુશ્કેલ તો છે જ. કિન્તુ ટી. એસ. એલિયટે ગઈ સદીના પૂર્વાર્ધમાં 'એશ વેન્ઝડિ' અને 'ફોર ક્વૉર્ટેટ્સ'માં ધર્મકવિતા સિદ્ધ કરી બતાવી છે. એ જ પ્રમાણે ગત શતકમાં આપણી ભાષામાં કાન્ત, નાનાલાલ, સુન્દરમ્, ઉમાશંકર, રાજેન્દ્ર શાહ, મકરન્દ દવેની કેટલીક રચનાઓમાં ધર્મકવિતા સિદ્ધ થયાનો અનુભવ થાય છે.

કવિતા એ જ્યારે કોઈ ધર્મ-સંપ્રદાયના પ્રચારનું સાધન બને ત્યારે તે નથી તો કવિતા બનતી કે નથી ધર્મકવિતા. આથી ધર્મના વિષયને લઈને કવિ જ્યારે સ્વાનુભૂતિને પડછે કાવ્યાત્મક ઉપકરણોની સહાયથી જે કાવ્યરચના કરે છે તે ધર્મકવિતાની સિદ્ધિ સુધી પહોંચી શકે છે અને સુજ્ઞ ભાવકોને કાવ્યાનંદની લહાણ કરી શકે છે. 'રઘુપતિ રાઘવ રાજા રામ, પતીતપાવન સીતારામ', કે શિવાનંદ-ભણિત આરતી, કે 'શ્રીરામ જયરામ જય જય રામ' જેવી ધૂનો કે પદ્યરચનાઓ પારંપરિક ધર્માનુભવ કે ધર્મપ્રીતિની વૈધાનિક રીતિનાં મુખ્ય રટણો સિવાય અન્ય કશું નથી. એમ શુકપાઠ કરવાથી ધાર્મિક વ્યક્તિ બની શકાતું નથી કે ધર્મકવિતાનું હાર્દ આહ્લાદી શકાતું નથી. ધર્મકવિતા એ તો આગળ જણાવી ગયો તેમ કોઈ કવિના વ્યક્તિગત ધર્માનુભવની અભિવ્યક્તિનો કલાપુરુષાર્થ છે. નરસિંહની સનાતન ધર્મની અનુભૂતિની સચ્ચાઈ 'નીરખને ગગનમાં કોણ

ઘૂમી રહ્યો, તે જ હું તે જ હું શબ્દ બોલે'માં અવતરિત થઈ છે. તો આત્મા અને પરમાત્માના ઐક્યની ધર્માનુભૂતિ મીરાં આમ વ્યક્ત કરે છે : 'પરણું તો પ્રીતમ પ્યારો
અખંડ સૌભાગ્ય મારો,
મોહન પ્યારા મુખડાની માયા લાગી રે.'

કે સુન્દરમ્ કહે - 'મેરે પિયા મૈં કછૂ નહીં જાનું
મૈં તો ચૂપ ચૂપ ચાહ રહી.'

કે કબીર 'ઘૂંઘટ કા પટ ખોલ રે ! તોકો પીવ મિલેંગે.'

આવી રચનાઓમાં સાદી ભાષા અને સચ્ચાઈપૂર્ણ અનુભૂતિનો રણકો સંભળાયા વગર રહેશે નહિ. આમ થવામાં સાંસારિક ઘટનાઓની પરિભાષા અને મૅટફર-રૂપકોનો આશ્રય લેવાયો હોય છે તે પણ અનુભૂત ભાવના પ્રત્યાયનને સહાયભૂત નીવડે છે. સાંસારિક લગ્નની પરિભાષાનો અહીં ઉપયોગ કરી પરમના મિલનના આનંદનો ઉલ્લાસપૂર્ણ આલેખ કોઈ પણ ભાવકને કાવ્યરચયિતાના અનુભૂતિ-વિશ્વમાં સહજપણે સામેલ કરી દે છે. નાનાલાલ જ્યારે પરમના દર્શનની નિજી ભૌતિક મર્યાદાનું આ પ્રમાણે કાવ્યમાં રૂપાંતર કરે ત્યારે તે અભાવપૂલક પણ ઉત્કટ સંવેદના સિદ્ધ કરી આપે છે : 'મારાં નયણાંની આળસ રે, ન નીરખ્યા હરિને જરી' અથવા વિધેયાત્મક અનુભૂતિનું તેમનું ગાન જુઓ 'વિરાટનો હીંડોળો ઝાકમ ઝોર' કે 'જયા-જયન્ત'માંનું આ ગાન : 'દૂર થકી પણ દૂર,
હો અબધૂત ! પ્રાણ થકી પણ પાસ;
ઊગે, તપે કે આથમતાં યે
એ ધન છે અવિનાશ:
પરમ ધન પ્રભુનાં લેજો, લોક !'

સૂરદાસ પરમની કૃપાનો ધર્માનુભવ વિવિધ પૌરાણિક કથાઓને આધારે એમના એક જાણીતા ધર્મપદમાં કરે છે કે - 'સુને રી મૈંને નિર્બલ કે બલ રામ.............
..............................................................

દ્રુપદ-સુતા નિર્બલ ભઈ તા દિન ગહલાયે નિજ ધામ,
દુ:શાસન કી ભુજા થકિત ભઈ વસનરૂપ ભયે શ્યામ.'

અહીં ધર્માનુભૂતિનો કવિકીમિયો પૌરાણિક કથાનો આધાર લઈ 'વસન રૂપ ભયે શ્યામ' જેવી અર્ધી પંક્તિમાં વાસ્તવ સાથે ઉચ્ચ કલ્પનાને જોડી કાવ્યનિર્મિતિ કરવામાં છે, જે ભવ્ય કલ્પનોડ્ડયન નાનાલાલમાં પણ જોઈ શકાય છે.

આમ, ધર્મકવિતા એ આસાન કવિતા નથી. એમાંની ભાષાશૈલી અને અલંકારસમૃદ્ધિ સહજ ધર્માનુભૂતિને કવિતાના ઢાંચામાં ઢાળી શકે તો તે ધર્મકવિતાની સિદ્ધિનો કાવ્યાનંદ આ

ઑગસ્ટ ૨૩, ૨૦૦૪

કવિલોક

## વિમર્શ

# હોમરકૃત મહાકાવ્ય ઇલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૧૭. પેટ્રોક્લસ માટે ઝઘડો

પેટ્રોક્લસ ટ્રોજનોને હાથે પરાભવ પામ્યો હતો એ બાબત એટ્રયૂસના પુત્ર મેનેલોઝને ધ્યાને તરત જ પડી. પોતાના કાંસ્ય પરિધાનથી ઝળહળતાં એ આગલી હરોળમાં આવ્યો અને પહેલા વાછડાને જન્મ આપનાર કજિયાળી ગાય પોતાના વાછડા ઉપર પગ પહોળા કરી ઊભી રહે એ અદાથી એ ઊભો રહ્યો. કસુંબલ કેશી મેનેલોઝ પેટ્રોક્લસ પાસે આમ ઊભો અને પોતાના ભાલા તથા ગોળ ઢાલથી એને ઢાંકી નજીક ઢૂકનારને હણી નાખવા તત્પર થઈ ગયો. પરંતુ અતુલ પેટ્રોક્લસના દેહમાં રાખોડી ભાલાધારી, પેન્થાઉઝના પુત્ર યુફોર્બસને પણ રસ હતો. નજીક આવી વીર મેનેલોઝને એણે કહ્યું, 'નામદાર, રાજા મેનેલોઝ; અહીંથી હટી જાઓ અને આ મરેલા માનવીને અને એનાં લોહી ખરડ્યાં શસ્ત્રોને અહીં જ રહેવા દો. આ યુદ્ધમાં પેટ્રોક્લસને ભાલો મારનાર બધા ટ્રોજનોમાં હું પ્રથમ હતો. ટ્રોયના આ વિજયનો લહાવો મને લેવા દો, નહીં તો હું તમારી ઉપર વાર કરીશ અને તમારા મોંઘા પ્રાણ હરી લઈશ.'

લાલકેશી મેનેલોઝને એની પર ઝાંઝ ચડી. 'પિતા ઝ્યૂસ' એ બોલી ઊઠ્યો, 'આવો ગર્વ તમે કદી જોયો છે ? દીપડાની અને સિંહની અને સૌથી તેજમિજાજી જંગલી સુવ્વરની હિમ્મત અમે જોઈ છે. પણ, પેન્થાઉઝના આ પુત્રોની વીરતા પાસે, જાણે એ ભાજીમૂળા જેવી છે ! પણ મારું અપમાન કરીને મારી સામે ખડો રહેનાર અશ્વપાલક હાઇપેરેનોર જુવાનીની મજા માણવા લાંબું ટકી શક્યો ન હતો. એ બોલ્યો હતો કે, 'તું સૌથી વધારે ધિક્કારપાત્ર ડનાન લડવૈયો છો.' પણ પોતાની પ્રેમાળ-પત્નીને અને માયાળુ માવતરને મળવા એને પોતાને પગે એ પાછો ઘેર ગયો ન હતો તે મને યાદ છે. તું મારી સાથે થશે તો હું તને, છેલબટાઉને વાઢી નાખીશ. પાછો વળીને ટોળા- ભેગો થઈ જા ને મારી સામે ઊભો ન રહે નહીં તો તું તકલીફમાં આવી પડીશ. ડહાપણ બહું મોડું આવે તે મુર્ખામીની પરાકાષ્ઠા છે.'

પણ યુફોર્બસ ડર્યો નહીં. એણે જવાબ વાળ્યો, 'રાજા મેનેલોઝ, મારા ભાઈને હણી એનાં બણગાં ફૂંકો છો અને એની પત્નીને વિધવા કરી આંસુ સારતી તમે કરી છે, તેની કિંમત તમે આજે ચૂકવવાના છો. અમારાં માવતરને તમે અણકથ પીડા આપી છે ને એમની આંખોમાંથી આસુંડાં પડાવ્યાં છે; છતાં. તમારું માથું અને બખ્તર લઈ જઈ પિતા પેન્થાઉઝના અને ભાભી ફ્રોન્ટિસના હાથમાં હું મૂકું તો એ દુખિયાંઓને દિલાસો મળે, પણ આપણું કામ લાંબું નહીં ચાલે. જીવન અને મરણ વચ્ચેનો દાવ શીઘ્ર યુદ્ધ નક્કી કરશે.'

આટલું બોલી મેનેલોઝની ગોળ ઢાલ પર એણે પ્રહાર કર્યો. પરંતુ, એ ઘા આરપાર ગયો નહીં. ધીંગી ઢાલથી ભાલાનું ફળું વળી ગયું. પછી

પિતા ઝ્યૂસને પ્રાર્થના કરીને મેનેલોઝે પોતાના ભાલાનો વાર કર્યો. યુફોર્બસ પાછો હઠ્યો ત્યાં એના ગળાની નીચે મેનેલોઝનું ભાલું અડ્યું અને એ ભાલા ઉપર મેનેલોઝે પોતાનો બધો ભાર મૂક્યો. ભાલાની અણી કૂણાં માંસમાં પેસી ગઈ. ધબ્બ દેતો એ નીચે પડ્યો અને એના પતનની સાથે એનું બખ્તર ખણખણી ઊઠ્યું. સૌંદર્યની દેવીઓ જેવા એના કેશ હતા અને એ વાંકડિયા વાળને એ સોનારૂપાના ધાગાઓ વડે બાંધતો. એ સઘળું રક્તરંજિત થઈ ગયું અને કૂમળા રોપા જેવો એ ત્યાં ઢળી પડ્યો. કોઈ માળી ઑલિવ વૃક્ષની કૂંપળ લઈ એને પૂરતો ભેજ મળે એવી જગ્યાએ એને રોપે, એ છોડનું રૂપ ધારણ કરે અને પવનને દરેક ઝપાટે એ ડોલવા લાગે અને એને સુંદર શ્વેત પુષ્પો ફૂટે. પણ તોફાની વાવડો કો'ક દી વાય, એને જડમૂળથી ઊખેડી નાખે અને એને ભોં ભેગો સુવાડી દે. પેન્થાઉઝનો પુત્ર રાખોડી ભાલાધારી યુફોર્બસ આમ સીધોસપાટ પડ્યો. અને એને હણનાર મેનેલોઝે એના અસ્ત્રશસ્ત્ર આંચકી લીધાં.

વિખ્યાત મેનેલોઝની નિકટ આવવાની હિંમત કોઈ ટ્રોજનની ન હતી. પોતાની તાકાત પર મુસ્તાક અને ચરતા ધણમાંની વોડકી ઉપર તરાપ મારનાર કોઈ પહાડી કેસરી જેવો એ હતો. પોતાનાં મજબૂત જડબાં વડે એ શિકારની ગરદન ભાંગે અને એનાં લોહી-આંતરડાં ખાવા લાગે ત્યારે ધણ ચરાવનારા અને એમના કૂતરા ગોકીરો કરે પણ ઊભા રહે સલામત અંતરે - એવાં તો એ સૌ વનરાજથી ભયભીત થયા હોય કે પાસે જવાની હિંમત જ એમનામાં ન હોય. બરાબર તેમ, યુફોર્બસને લૂંટી લેવાનું મેનેલોઝ માટે સરળ બન્યું હોત. જો, ફીબસ અપોલોને એ તેજ શસ્ત્રો એના હાથમાં જાય એ ગમ્યું ન હોત અને એણે ક્રોધી યુદ્ધદેવ જેવા હેક્ટરને એની ઉપર હલ્લો કરવા મોકલ્યો ન હોત તો. સિકોનિસના નેતા મેણ્ટિસનું રૂપ ધારણ કરી અપોલો દેવ હેક્ટર પાસે ગયા અને બોલ્યા, 'જેની માતા એક દેવી છે તે પેલ્યુસપુત્ર અકિલીઝના વશ રાખવા મુશ્કેલ એવા ઘોડાઓને પકડવા પાછળ તેં શું જીવ લગાડ્યો છે ? એ મિથ્યા માયા પાછળ તું પડ્યો છે. તે દરમિયાન ટ્રૉયના ઉત્તમ વીર પેટ્રોક્લસને હણીને, એના દેહ ઉપર મેનેલોઝ ઊભો છે. પેન્થાઉઝનો પુત્ર યુફોર્બસ હવે ફરી લડી શકવાનો નથી.'

આટલું બોલીને દેવ યુદ્ધને હાર્દે પહોંચ્યા અને હેક્ટરનું હૈયું શોકથી નિચોવાઈ ગયું પણ તરત જ તેણે સૈનિકોની પાર નજર નાખી અને મેનેલોઝ યુફોર્બસની જોડી પર એની દૃષ્ટિ પડી, એક તગતગતાં શસ્ત્રો ખેંચી રહ્યો હતો અને અન્ય પોતાના ઘામાંથી વહેતા લોહીના ધોરિયાથી ભરાયેલા ખાબોચિયામાં પડ્યો હતો. લુહાર-ગુરુની ભઠ્ઠીમાંથી સતત નીકળતા ભડકાના જેવું તેજોજ્જ્વલ બખ્તર ધારી હેક્ટર હાકોટો દેતો આગલી હરોળ તરફ ધસ્યો. હેક્ટરના યુદ્ધનિનાદને પિછાનતાં મેનેલોઝને વાર ન લાગી. એ ખિન્ન થઈ ગયો અને એણે પોતાના અજેય આત્મા સાથે ગુફતેગો કરી. વેદનાપૂર્ણ ચિત્તે એણે જાતને પૂછ્યું, 'મારે હવે શું કરવું ? આ સરસ શસ્ત્રોને અને મને થયેલા અન્યાયો બદલ જે લડતાં મરાયો તે પેટ્રોક્લસના દેહને હું અહીં છોડી દઉં તો મને નીરખતા બધા ડનાનોના તિરસ્કારનો જ પાત્ર બનું. પણ કીર્તિને ખાતર હેક્ટર અને ટ્રોજનો સાથે હું એકલો જંગે ચડું તો

સાવ અળગો પડી હું હાર પામવાનો; કારણ ચળકતા શિરત્રાણધારી હેક્ટરને પડખે આખું ટ્રોજન દળ છે. પણ આ સંકલ્પવિકલ્પનો શો અર્થ છે ? દેવોની કૃપા વિના દેવો જેની ઉપર કૃપા વરસાવે છે તેની સાથે લડવા કોઈ તૈયાર થાય તો એનો નાશ જ થવાનો. એટલે, હેક્ટર સામેથી હું ખસી જઉં તો કોઈ ડનાનને તેમાં કશું ખોટું નહીં લાગે; હેક્ટરને દેવોનું પીઠબળ છે. ઐયાઝ ક્યાં છે એ મને ખબર પડે તો, અમારી જોડી સ્વર્ગની સામે પણ ટક્કર લે તેવી છે તો અમે બે એક થઈ પેટ્રોક્લસના શરીરને બચાવવા કોશિશ કરીએ અને એ ઍકિલીઝને સોંપીએ તો એ કરવા જેવું કામ થાય.'

એ હજી આ મનની ગડમથલમાં પડ્યો હતો ત્યાં જ મોરચે હેક્ટરની સાથે ટ્રોજન દળો એની ઉપર ત્રાટક્યાં. પણ યાળવાળો સિંહ ઢોરના ધણ ઉપર ત્રાટકે પણ કડિયાળી ડાંગવાળા માલધારીઓ અને એમના કૂતરાં એની ઉપર તૂટી પડતાં પાછળ હેરણાં હેરતો એ સિંહ નાસે તેમ પાછળ વારંવાર નજર ફેંકતો મેનેલોઝ ઇચ્છાવિરુદ્ધ પોતાની સેના ભણી ભાગ્યો. રક્તકેશી મેનેલોઝે પેટ્રોક્લસના શબ પાસેથી આમ પારોઠનાં પગલાં ભર્યાં. પણ પોતાના દળભેગો થતાંવેંત એ ગોળ ફરી ગયો અને પોતાની આસપાસ ટેલેમોનિયન ઐયાઝની ગોત કરવા લાગ્યો. એણે ઐયાઝને ભાળ્યો, થોડે દૂર ડાબી તરફ અપોલોએ ગભરાવી મૂકેલા પોતાના સૈનિકોને અનુરોધ કરતો અને એમને રણમેદાન ભણી ધકેલતો, હડી કાઢતો મેનેલોઝ એની પાસે પહોંચી ગયો. 'દોસ્ત ઐયાઝ,' એ બોલ્યો, 'મારી સાથે ચાલ અને મરેલા પેટ્રોક્લસના સાટામાં ઘાવાળી કરીએ. એનો દેહ સાવ નગ્ન થઈ ગયો છે તો પણ તે ઍકિલીઝને સોંપીએ. એનું બખ્તર તો હેક્ટરે લઈ લીધું છે એટલે એને આપી શકાય નહીં.' એના આ શબ્દોએ ઐયાઝને શૂર ચઢાવ્યું અને એ તથા લાલકેશી મેનેલોઝ મોરચો વીંધી આગળ વધ્યા.

હેક્ટર પેટ્રોક્લસના દેહને ખેંચી રહ્યો હતો. એનું તેજસ્વી બખ્તર હેક્ટરે ખેંચી કાઢ્યું હતું અને હવે પોતાની તીક્ષ્ણ તેગ વડે તેનું માથું કાપી લઈ એનું ધડ ટ્રોયના કૂતરાઓને હવાલે કરવા હેક્ટર ઇચ્છતો હતો. પણ જેવો ઐયાઝ પોતાની મિનારા જેવી તોતિંગ ઢાલ લઈને ત્યાં આવ્યો કે હેક્ટરે વંજો માપ્યો અને પોતાના સૈન્ય ભેગો થઈ એ પોતાના રથમાં બેસી ગયો. એ આકર્ષક બખ્તર નગરભેગું કરવા એણે કોઈને સોંપ્યું. આ વિજયચિહ્નથી મને માન મળશે એમ એ ધારતો હતો. તે દરમિયાનમાં પોતાની પહોળી ઢાલથી પેટ્રોક્લસનું શબ ઢાંકી ઐયાઝ ચોકી કરતો ઊભો - જાણે પોતાનાં અસહાય બચ્ચાંને ઢાંકી શિકારીઓનો સામનો કરતી સિંહણ ઊભી. એને શ્વાસે શ્વાસે એ શત્રુઓને પડકાર કરતો, પાંપણ નીચી ઢાળીને એ માટે ઊભો હતો. ઐયાઝ આમ ખડો હતો અને એના પડખામાં યુદ્ધદેવનો લાડીલો એટ્રયૂસ પુત્ર મેનેલોઝ ઊભો હતો. વીતતી પ્રત્યેક પળ એનો શોક વધારતી હતી. લિસિયન સેનાનો વડો, હિપ્પોલોક્સનો પુત્ર ગ્લોક્સ હેક્ટરથી નારાજ થઈ ગયો. હેક્ટર પ્રત્યે અણગમો વ્યક્ત કરતી નજરે જોઈ એ બોલ્યો, 'હેક્ટર, કવાયત વેળા તું દેખાવ સારો કરે છે પણ યુદ્ધમાં તું સાવ નકામો છે. તારી કીર્તિ પાછળ કાયર છુપાયો છે. માત્ર ટ્રોજનવાસીઓ સિવાય બીજું કોઈ તારા નગરને ને એના કિલ્લાને બચાવવા ન આવ્યું હોય તો તું એ રક્ષણ કેવી રીતે કરવાનો એ તું તારી

જાતને પૂછ; કારણ રાતદિવસ ટ્રૉયને માટે ડનાનો સામે લડવા છતાં લિસિયનોને કોઈ જશ આપતું નથી તે જાણ્યા પછી કોઈ લિસિયનો યુદ્ધ ખેલવાના નથી. તારા અતિથિ અને જંગના સાથી સર્પીડોનને સડેલાં માંસની માફક તેં આર્ગાઇવોને સોંપી દીધો હતો તો કોઈ સામાન્ય સૈનિક આફતમાં આવી પડે એને તું શી સહાય કરવાનો ? સર્પીડોન હયાત હતો ત્યાં સુધી એણે તારે માટે તેમજ તારા નગરને માટે ઘણુંબધું કર્યું હતું પણ કૂતરાઓને મોંએથી એને બચાવવાની હિંમત તારામાં ન હતી. એટલે લિસિયનો ઉપર મારી આણ પ્રવર્તતી હોય તો, અમે બધા ઘરભેગા થઈ જઈએ છીએ. એનો અર્થ ટ્રૉયનું પતન. ટ્રોજનોમાં હિંમત હોય, પોતાના દેશનું રક્ષણ કરવાની તાલાવેલી હોય, દુશ્મનોને ભરી પીવાની ઉત્કંઠા હોય તો પેટ્રોક્લસના દેહને આપણે શીઘ્ર ઇલિયમ ભેગો કરવો જોઈએ. એના શરીરને રણભૂમિમાંથી ઇલિયમ લઈ જશું એટલે આર્ગાઇવો તુરત સર્પીડોનનું સુંદર બખ્તર પાછું આપશે અને એના શબને આપણે ઇલિયમ લઈ જશું. એ અવસાન પામેલાના હોદ્દાનો સવાલ છે; આર્ગાઇવ છાવણીના શ્રેષ્ઠ યોદ્ધાનો સ્કવાયર પેટ્રોક્લસ હતો એની કુમકમાં ઉત્તમ સેના હતી. પણ અમારી દૃષ્ટિએ તું ઊણો ઊતર્યો છે. યુદ્ધગર્જના તારે કાને પડતાં સિંહહૃદય ઍયાઝની સામે આંખ માંડવા અને તેની સાથે જંગ ખેલવાનું શૌર્ય તેં ન દાખવ્યું, કારણ એ તારા કરતાં ચડિયાતો વીર છે.'

ચળકતા શિરત્રાણધારી હેક્ટરે એની ભણી કરડી નજર કરી. 'ગ્લોક્સ' એણે કહ્યું, 'તારા જેવા માણસમાં આવો અવિવેક જોઈ હું નવાઈ પામ્યો છું. શસ્યશ્યામલ લિસિયામાં તું શાણામાં શાણો છે એમ મને લાગતું હતું પરંતુ, આ નાખી દેવા જેવા બોલ બોલીને અને વિરાટ ઍયાઝની સામે ખડા રહેવાની મારામાં તાકાત નથી એમ કહીને, તારામાંની મારી શ્રદ્ધાને તેં હણી નાખી છે. યુદ્ધ કે રથનો ગડગડાટ મને ગભરાવી શકતો. એ મારી વાત તું માનજે. પણ ઝ્યૂસના હાથમાં આપણે સૌ કઠપૂતળીઓ છીએ. ક્ષણમાત્રમાં કોઈ નરબંકાને ઝ્યૂસ રણભૂમિ છોડાવી યુદ્ધમાં હારતો કરી શકે; ને બીજે જ દહાડે, એ જ દેવ એ યોદ્ધાને લડવા ઉત્તેજન આપે. પણ મિત્ર, ધીરજ ધર અને મારી પડખે ખડો રહે ને હું શું કરી શકું છું તે તું જો. આખો દહાડો કાયર બનીને હું ખૂણે બેસી તને સાચો ઠેરવું છું કે, આ શિકારી શ્વાન જેવા થોડાક ડનાનોને હંફાવી પેટ્રોક્લસના દેહ માટે લડતા એમને અટકાવું છું કે નહીં તે તું જો.'

પછી બુલંદ ગર્જના કરી એણે પોતાના દળને આજ્ઞા આપી. 'ટ્રોજનો, લિસિયનો અને હાથોહાથ લડતા ડાર્ડેનિયનો મર્દ બનો અને પેટ્રોક્લસે પહેર્યું હતું તે અતુલ ઍકિલીઝનું બખ્તર હું ધારણ કરી લઉં પછી મને સાથ આપો.'

આટલું બોલીને, પેલ્યુઝના પુત્રનું બખ્તર ટ્રૉયભેગું કરતા પોતાના માણસો પાછળ તે દોડ્યો. એ લોકો બહુ દૂર પહોંચ્યા ન હતા અને હેક્ટર એમની પાછળ દોડતો ગયો હતો એટલે એણે તરત એમને આંબી લીધા. યુદ્ધભૂમિથી થોડે દૂર એણે પોતાનું બખ્તર બદલાવ્યું અને પોતાના ટ્રોજન લડવૈયાઓને એણે પોતાનું બખ્તર ઇલિયમ લઈ જવા કહી એણે ઍકિલીઝના પિતા એલ્યુઝને દેવોએ આપેલું ઍકિલીઝવાળું બખ્તર ધારણ ક[illegible] પેલ[illegible] પોતાના પુત્ર ઍકિલીઝને એ ભેટ આ[illegible] એ પુત્ર પોતાના પિતાના બખ્તરમાં પોત[illegible] જોવા નિર્માયો ન હતો.

વાદળો પર અંકુશ ધરાવનાર ઝ્યૂસે એકિલીઝના દિવ્ય બખ્તરમાં હેક્ટર ઉપર દૃષ્ટિપાત કર્યો ત્યારે, પોતાનું શિર ધુણાવી એ મનોમન બોલ્યો, 'અભાગી માનવી ! તારા મોતથી તું કેટલો પાસે છે એ જાણતો નથી અને મહાન યોદ્ધાનું અજેય બખ્તર તું ધારણ કરે છે; એ બખ્તરના ધણી પાસે તો સૌ પૂછડું દબાવે છે. એના સાથી, શૂરવીર અને પ્રેમાળ પેટ્રોક્લસને તેં હણ્યો અને તારા અપવિત્ર હાથે એના શિર અને સ્કંધપ્રદેશ ઉપરથી એનું બખ્તર તેં ખેંચી કાઢ્યું. ભલે, તત્ક્ષણ પૂરતી તારી શક્તિ ખૂબ દેખાશે. પણ તારે એની કિંમત ચૂકવવી પડશે. તું જંગમાંથી પાછો ઘેર નહીં જઈ શકે અને એકિલીઝના પ્રકીર્તિત બખ્તરને તારા હાથમાંથી એડ્રોમેકી કદી લઈ નહીં શકે.' ક્રોનોસસુતે પોતાના આ વિચારના સમર્થનમાં પોતાની ભમ્મરો નીચી નમાવી અને હેક્ટરના દેહ ઉપર એ બખ્તરને બરાબર ગોઠવી દીધું.

ભયંકર યુદ્ધદેવનો લોહીતરસ્યો ભાવ હેક્ટરના હૈયામાં જન્મ્યો અને એનાં અંગોમાં નવું જોમ જાગ્યું. પોતાની હૃદયભેદક યુદ્ધગર્જના કરતો એ પોતાના સાથીઓની શોધમાં પડ્યો અને નરકેસરી એકિલીઝનું બખ્તર ધારણ કરી એ પોતાના સાથીઓ પાસે આવ્યો. એમનામાં શૂરાતન પ્રેરવા એણે દરેકની સાથે એક પછી એક વાત કરી; એ મેસ્થલીસ સાથે, ગ્લોક્સ સાથે, મીડોન અને થેર્સિલોક્સ સાથે, એસ્ટિરોપિયસ, ડેઇસિનોર અને હિપ્પોથાઉઝ સાથે ફોર્સિઝ અને ક્રોનિયસ અને ઇનિયસ સાથે એણે વાત કરી. એમને પાનો ચડાવવા માટે એણે થોડું ભાષણ કર્યું હતું. એણે કહ્યું, 'મારા સાથીઓ અને પડોશીઓ, તમારી પૂરી તાકાત સાથે તમે સૌ મારી સાથે રહો. તમારાં નગરોમાંથી તમને અહીં બોલાવ્યા ત્યારે, આટલી સંખ્યાની મને અપેક્ષા ન હતી, ટ્રોયનાં સ્ત્રી અને બાળકોના રક્ષણ માટે ક્રૂર અકીઅનો સામે રણે ચડે એવા મર્દોની મારે જરૂર હતી. એ હેતુથી તમને સૌને ખાદ્ય અને અન્ય સામગ્રી પૂરી પાડવા અને તમારી ધીરજ ટકાવી રાખવા મારી પ્રજાને હું રંક બનાવી રહ્યો છું. તો તમે સૌ સીધા દુશ્મનો ઉપર ત્રાટકો. તમારામાંનો દરેકે દરેક જણ – જીવવાને યા મરવાને. સૈનિકનો એ સંકેત છે. ઐયાઝને પાછળ હટાવી, મરેલા પેટ્રોક્લસને જે ઊંચકી લાવશે તેને લૂંટનો અર્ધો ભાગ હું આપીશ અને અર્ધો હું રાખીશ જેથી મારી સાથે કીર્તિમાં એ ભાગીદાર બને.'

આના જવાબમાં એ સૌએ પોતાનાં ભાલાં ઊંચાં કર્યાં. અને ટેલિમોનિયન ઐયાઝ પાસેથી પેટ્રોક્લસનું શરીર મેળવવા સૌ આશાભર્યા, પૂરા જોશથી ધસ્યા. એમને ખોટી સલાહ મળી હતી. પેટ્રોક્લસના શબ ઉપર ઐયાઝ અનેકનાં ઢીમ ઢાળી દેવાનો હતો. પરંતુ, તત્કાલ તો તે મેનેલોઝ તરફ ફર્યો અને બોલ્યો, 'મિત્ર મેનેલોઝ, ઝ્યૂસના બાળ, આ મડાને તો બાજુએ મૂક, મને લાગે છે કે તું અને હું સહીસલામત ઘરભેગા થવાના નથી. ટ્રોયના કૂતરાઓ અને પંખીઓનાં પેટ ભરનાર પેટ્રોક્લસના શબની ચિંતા છે. એથી વધારે ચિંતા મને આપણી બેની છે; કારણ ઘનઘોર વાદળની જેમ આપણી ઉપર છાઈ રહેવા હેક્ટર ધસ્યો આવે છે. આપણી સામે મોત ડોળો ફાડીને ઊભું છે. જલદી કર ! ડનાન સરદારોને હાકલ દે. કોઈક તો સાંભળશેને.'

ઘોર યુદ્ધનિનાદવાળા મેનેલોઝે આ વાત કાને ધરી અને ડનાનીોને જોરદાર હાકલ કરી. 'મિત્રો, એણે પોકાર કર્યો.' આર્ગાઇવોના સેનાનીઓ અને સલાહકારો ઍગામૅમ્નોન અને મેનેલોઝની સાથે જાહેર ખર્ચે મદિરાની મહેફીલ માણનારાઓ, ઝ્યૂસ પાસેથી માનમોભા મેળવનારાઓ, આ ગોકીરામાં દરેકનું નામ લેવું મારે માટે શક્ય નથી. તમારાં નામ પોકારાયાં વિના પણ તમે સઘળા અહીં દોડી આવો અને પેટ્રોક્લસના શબને ટ્રૉયના કૂતરા ચૂંથે એને મોટી શરમ ગણો.'

ઑઇલ્યુઝનો પુત્ર દોડવીર ઐયાઝે આ શબ્દે શબ્દ સાંભળ્યો અને ટોળાં ચીંધતો આવી મેનેલોઝ પાસે પહેલો ખડો રહ્યો. આઇડોમેન્યુસ અને એનો સ્કવાયર, યુદ્ધદેવનો બરોબરિયો મેરિયોનેસ ઐયાઝને અનુસર્યા. અકીઅન હરોળમાં તાકાત ભરવા બીજા જે સૌ આવ્યા તે સર્વનાં નામ કોણ યાદ રાખી શકે ?

દેવકૃપાથી ભરપૂર વહેતી નદી દરિયાને મળે ત્યાં ઊભા થતા મોટા મોજાની જેમ અને એ મોજાની ગર્જનાના નદીકાંઠાના બેઉ ઢોરા પડછંદા પાડે તેમ ગરજતાં હેક્ટરદોર્યાં ટ્રોજનદળોનું ધાડું ધસ્યું, પણ પોતાના નિર્ધારમાં દૃઢ અકીઅનોએ એમનો સામનો કર્યો અને પેટ્રોક્લસના શબ આડી પોતાની ઢાલની વાડ રચી દીધી. વધારામાં ક્રોનોસસુતે એમનાં ઝગારા મારતાં શિરત્રાણો ફરતી ધુમ્મસની જાડી દીવાલ રચી. પેટ્રોક્લસ જીવંત હતો અને ઍકિલીઝનો સ્ક્વાયર હતો ત્યારે, દેવને એની સામે વાંધો ન હતો અને શત્રુ ટ્રૉયના શ્વાનો એના શબનું માંસ ખાય એ એમને ગમતું ન હતું. એટલે પેટ્રોક્લસના સાથીઓમાં તેમણે એના શબના રક્ષણ માટે હામ પૂરી.

ધારદાર નેત્રોવાળા અકીઅનોને શબને છોડીને પાછળ ધકેલવામાં ટ્રોજનોને સફળતા સાંપડી. આમ છતાં એ મદીલા ટ્રોજનો એક પણ અકીઅનને પોતાનાં ભાલાંઓ વડે વીંધી શક્યા નહીં. એમના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. પણ ટ્રોજનો શબને તાણી જવા લાગ્યા. પણ એ શબને એમને હાથ અકીઅનો લાંબો સમય રહેવા દેવાના ન હતા. પેલ્યુઝના પુત્ર પછી દેખાવે અને પરાક્રમે જે ડનાનોમાં બીજો હતો તે ઐયાઝે સૌ સાથીઓને ભેગા કર્યા. પહાડોમાં અવળો ફરી એક હુમલે શિકારી કૂતરાઓને અને ચકોર શિકારીઓને ખીણમાં તગડી મૂકતા જંગલી સુવ્વરની અદાથી એ ધસ્યો અને ટ્રોજન દળો ઉપર એ ત્રાટક્યો. પેટ્રોક્લસના દેહ પાસેથી એ લોકો વેરવિખેર થઈ ગયા અને એ દેહને ટ્રૉયભેગો કરવાના એમના મનસુબાને ભાંગી નાખ્યો.

પેલ્સેગિયર લેથસના પુત્ર હિપ્પોથાઉઝે પોતાનો તલવારનો પટ્ટો પેટ્રોક્લસના ગોઠણની ઉપર બાંધ્યો હતો અને યુદ્ધ કરતા ટોળામાંથી પેલા મૃતદેહને ઘસડી જવા એ કોશિશ કરતો હતો. હૅક્ટરને અને ટ્રોજનોને એ ખુશ કરવા ચાહતો હતો. પણ એમ કરવા જતાં એણે પોતાનું અહિત કર્યું. કારણ, એ ઉપાધિમાં મુકાઈ ગયો અને એના કોઈ સાથી એને બચાવી શક્યા નહીં. ટેલેમોનનો પુત્ર એની ઉપર ધસ્યો અને એણે હિપ્પોથાઉઝના કાંસ્ય શિરત્રાણ સોંસરો ઘા કર્યો. ભાલે તથા એ ભાલા પાછળના બળિયા બાહુએ એનું કલગીદાર શિરત્રાણ ભેદ્યું અને એ શિરત્રાણના આંખો આગળના ઉઘાડા ભાગમાંથી લોહીના ધોરિયાસોતું એનું મગજ પર બહાર નીકળી પડ્યું. હિપ્પોથાઉઝ પટકાણો. એના

હાથમાંથી પેટ્રોક્લસનો પગ સરી પડ્યો અને એની પાછળ એ પોતે પણ શબ ઉપર ઊંધમૂંધ પડ્યો. ઍયાઝે એને વીંધ્યો ત્યારે પોતાના ફળદ્રુપ લેરિસ્સાથી એ ક્યાંય દૂર હતો. એ સાવ થોડું જીવ્યો અને માતાપિતાનું ઋણ ચૂકવ્યા વગર એ ગયો.

એ જ વેળાએ હેક્ટર ફર્યો અને તગતગતા ભાલાનો પ્રહાર એણે ઍયાઝ પર કર્યો. પણ ઍયાઝ સચેત હતો અને ભાલાથી એણે જાતને તારવી લીધી. પણ ઇફિટસના પુત્ર સ્કેડિયસને એ ભાલું વાગ્યું. પ્રસિદ્ધ પેનોપ્યુઝ નગરેથી એ ઉત્તમ ફોશિયન આવ્યો હતો. એના ગળાના કાંઠલાના વચલા ભાગમાં હેક્ટરનું ભાલું વાગ્યું. ભાલાની અણી સોંસરી પેસી ખભા નીચે બહાર નીકળી. ધબ્બ દેતો એ પટકાયો અને એનું બખ્તર રણઝણી ઊઠ્યું. ફોર્સિઝને વીંધીને ઍયાઝે એનો બદલો લીધો. ફોર્સિઝ ફીનોપ્સનો શૂરો દીકરો હતો. એનું પેટ મોટું હતું અને હિપ્પોથાઉઝની બાજુમાં એ ચાલી રહ્યો હતો ત્યારે ઍયાઝે એને વીંધ્યો. ઍયાઝને ભાલે એનું બખ્તર વીંધ્યું ને એનું પેટ ભેદાતાં એનાં આંતરડાં ઢગલો થઈ નીકળી પડ્યાં. ટ્રોજન મોરચો અને હેક્ટર જાતે પણ પાછા હઠી ગયા અને જયઘોષ કરતા આર્ગાઇવો ફોર્સિઝ અને હિપ્પોથાઉઝનાં શબને ઘસડી લઈ જઈ એમને ખભેથી એમનાં બખ્તરો સરકાવવામાં પડ્યાં.

અપોલોદેવે ઇનિયાઝને શુરાતન ચડાવ્યું ન હોત તો, હારેલા અને નાસીપાસ થયેલા ટ્રોજનો અકીઅનોને હાથે પરાભૂત થઈને ઇલિયમભેગા થઈ ગયા હોત; ઝ્યૂસે ધાર્યું હતું એના કરતાં પણ મોટો વિજય અકીઅનોએ મેળવ્યો હતો. અપોલોએ છડીદારનું રૂપ લીધું. ઇનિયાઝના વૃદ્ધ પિતાના વૃદ્ધ છડીદાર પેરિફેસનું રૂપ એણે લીધું. એના આ વેશમાં અપોલો ઇનિયાઝ પાસે ગયા અને બોલ્યા, 'ઇનિયાઝ, દેવો તમારી વિરુદ્ધ હોય તો ઇલિયમના ગઢને બચાવવાની આશા તમે શી રીતે રાખી શકો ? ઝ્યૂસની ઇચ્છાવિરુદ્ધ પણ પોતાના બાહુબળને શુરાતને અને પોતાની સંખ્યાને જોરે પોતાની માતૃભૂમિનું રક્ષણ કરતા વીરને હું ઓળખું છું. પણ અહીં ઝ્યૂસ આપણે પક્ષે છે ! આપણે ડનાનોને મહાત કહીએ એમ એ ઇચ્છે છે. આમ છતાં તારાં ગાત્રો શિથિલ થઈ ગયાં છે અને તું લડવાની ના પાડે છે.'

ઇનિયાઝે એના મુખ પર દૃષ્ટિ માંડી અને એ ધનુર્ધારી અપોલોને એણે ઓળખ્યા. એણે હેક્ટરને મોટેથી સાદ કર્યો, 'હેક્ટર,' એ બોલ્યો, 'ને તમે સંધાય ટ્રોજન અને સાથી સેનાપતિઓ; વિજેતા આર્ગાઇવો આપણને કાયરોની જેમ ઇલિયમભેગા કરી દે એ ખૂબ શરમભરેલું છે. વળી, એક દેવ આવી મને કહી ગયા કે, શ્રેષ્ઠ સલાહકાર ઝ્યૂસ આપણી પડખે છે. તો ચાલો, આપણે સીધા ધસી જઈએ અને મરેલા પેટ્રોક્લસને જહાજો ભેગો કરવાના ડનાનોના કામમાં પથરા નાખીએ.'

આટલું બોલીને એણે આગળ પેતરો ભર્યો અને સૌથી આગલી હરોળના યૌદ્ધાઓ નીચે આગળ એ પહોંચી ગયો. પરિણામે ટ્રોજનોએ મોરો ફેરવ્યો અને અકીઅનોની મોઢામોઢ થઈ ગયા. પછી ઇનિયાઝે પોતાનું ભાલું ફેંક્યું અને એરિસ્બેસના પુત્ર લિઓક્રીટસને એ વાગ્યું. આ જણ લાઇકોમિડીઝનો અનુચર હતો અને એને પડતો જોઈ લાઇકોમિડીઝને વેદના થઈ. દોડીને એ લિઓક્રીટસની પડખે ગયો અને પોતાના ભાલાના વારસ હાઇપેસસના પુત્ર ઍપિસેઓનના

કાળજાને વીંધ્યું. ઍપિસેઓન ભફ કરતોક ભોંય ભેગો થયો. ફળદ્રુપ વીઓનિયાથી એ આવેલો હતો. ત્યાંથી આવતા માણસોમાં એ ઉત્તમ લડવૈયો હતો. એનાથી ચડિયાતો માત્ર એસ્ટેરોપિયસ જ હતો. યુદ્ધદેવના સમોવડિયા સમો ઍપિસેઓનને ભોંય ભેગો થતો જોઈને, ડનાનો ઉપર એસ્ટેરોપિયસે ઝનૂની હલ્લો કર્યો. પણ એ ઘણો મોડો પડ્યો હતો. પેટ્રોક્લસના શરીર ફરતે ડનાનોએ પોતાની ઢાલોની અને ભાલાંઓની વાડ કરી દીધી હતી. વિરાટ ઍયાઝે ચોમેર ઘૂમી સૌને સખત આદેશ આપી દીધો હતો : શબ પાસેથી કોઈએ ખસવાનું નહીં, હરોળ તોડી કોઈને આગળ લડવા જવાનું નહીં, પેટ્રોક્લસના દેહની અને એકબીજાની પાસે જ સૌએ રહેવાનું.

ઍયાઝના આ વ્યૂહને લઈને ધરતી રક્તરંજિત થઈ ગઈ અને માણસો ઢગલામોઢે મરવા માંડ્યાં. ટ્રોજનોમાં અને એમના ગર્વીલા સાથીઓમાં ખડાં ડનાનોનાં શબો સાથે ભળી ગયાં; કારણ ડનાનો ખૂંખાર જંગ ખેલતા હતા અને તે છતાં એમણે ઘણા ઓછા વીરો ગુમાવ્યા હતા. એકબીજા પ્રત્યેની ફરજને તેઓ ચૂક્યા ન હતા અને એ ઘમસાણમાં દોસ્ત દોસ્તની કુમકે દોડી જતો.

આમ, યુદ્ધ દાવાનલની જેમ ચાલી રહ્યું હતું અને તમને લાગ્યું હોત કે સૂરજ-ચાંદો પોતાનું કામ છાંડી ગયા છે, કારણ પેટ્રોક્લસના દેહ માટે ચુનંદા યોદ્ધાઓ જ્યાં જંગ ખેલી રહ્યા હતા ત્યાં ગાઢું ધુમ્મસ છવાઈ ગયું હતું. પરંતુ અન્યત્ર ચોખ્ખા આકાશ નીચે ટ્રોજન અને અકીઅન લડવૈયાઓ લડી રહ્યા હતા. સૂર્યનો પ્રકાશ તેજસ્વી હતો અને મેદાન ઉ. ર કે ટેકરીઓ ઉપર એક પણ વાદળું ન હતું. ત્યાં હેતુહીન લડત હતી. બેઉ પક્ષોના યોદ્ધાઓ સલામત અંતરે ઊભા રહી લડતા હતા અને પરસ્પરનાં ભાલાંઓથી જાતને બચાવતા હતા. માત્ર રણભૂમિના મધ્યભાગમાં જ ધુમ્મસને અને શત્રુઓને તથા પોતાનાં બખ્તરોના બોજાને લઈને ઉત્તમ અકીઅન વીરો ત્રસ્ત હતા. અને ત્યાં થ્રેસિમિડીઝ અને ઍણ્ટિલોક્સની જોડી હતી. એ તો પેટ્રોક્લસ હણાયો છે તેનાથી પણ અજાણ હતી. એ હજી જીવે છે તે લડી રહ્યો છે એમ તેઓ માનતા હતા. એટલે, એ લોકો તો રણક્ષેત્રના પોતાના વિભાગમાં જ રહ્યા હતા અને જહાજોમાંથી જંગે ચડતાં પહેલાં મળેલી નેસ્ટરની સલાહ અનુસાર પોતાનાં દળોની ખુવારીઓ અને એ દળોમાં ડર ન પેસે તેનો ખયાલ રાખતા હતા.

પણ દોડવીર ઍકિલીઝના ઉમદા સ્કવાયરના દેહ બાબત પંકાયેલું ભાષણયુદ્ધ વણથંભ્યું આખો દિવસ ચાલ્યું અને એ બધો કાળ, લડતા યોદ્ધાઓનાં ઘૂંટણો, ગુડા, પગ, હાથ અને આંખો પણ પ્રસ્વેદથી નાહી રહ્યાં હતાં. એ સાંકડી જગ્યામાં શબને આમતેમ ખેંચતા એ લોકો, તેલમાં બોળેલા બળદના ચામડાને ચામડું કમાવનારને માણસો સામસામા ખેંચે તેમના જેવા એ લાગતા હતા. એ માણસો ચામડું પકડી ગોળ વર્તુળમાં ઊભા રહે અને અનેક હાથોએ ચામડાને એવું ખેંચે કે એ પૂરેપૂરું તંગ થઈ જાય અને અંદરથી ભેજ નીકળતો જાય અને તેલ અંદર ઊતરતું જાય. દરેક પક્ષને આશા મોટી હતી, ટ્રોજનોને લાગતું હતું કે પોતે પેટ્રોક્લસના શબને ઇલિયમમાં ઘસડી જઈ શકશે અને અકીઅનો માનતા હતા કે પોતે એ શબને બતેલાઓભેગું કરી શકશે. પરિણામે નિત્યના યુદ્ધ આયોજક દેવ એરીસ કે ઍથિની પણ નાખુશ ન થાય એવી ઝપાઝપી શબ આસપાસ મચી રહી

હતી. દિવસ એટલા પરિશ્રમનો અને એટલી વેદનાનો હતો કે પેટ્રોક્લસના દેહ ઉપર એ દહાડાનું વિતરણ લડવૈયાઓને અને ઘોડાઓને ઝ્યૂસે સમભાગે કર્યું.

કુલીન ઍકિલીઝને હજી સુધી પેટ્રોક્લસના મોતનો અણસાર ન હતો. જહાજોથી ખૂબ દૂર ટ્રૉયના ગઢની રાંગ પાસે યુદ્ધ ખેલાઈ રહ્યું હતું અને પેટ્રોક્લસનો વધ થયો છે એ ખબર એના મનને પડી ન હતી. એ ધારતો હતો ટ્રૉયના દરવાજાઓ સુધી પેટ્રોક્લસ ધસી ગયો છે અને એ સહીસલામત પાછો આવશે. કારણ, પોતાના વિના એ ટ્રૉયનો ધ્વંસ કરે કે પોતાની સાથે રહીને પણ તેમ કરે એમ એ જરાય ધારતો ન હતો. એમ નથી બનવાનું એમ, એની પોતાની માતા એને કહી ગઈ હતી. ઝ્યૂસની યોજનાઓની ખાનગી બાતમી એ એને આપતી. જે ભયંકર ઘટના બની ગઈ હતી અને એનો નિકટતમ સાથી ચાલ્યો ગયો હતો, તે પણ એણે ઍકિલીઝને જણાવ્યું ન હતું.

દરમિયાનમાં એ મૃત્યુ પામેલા માનવી માટે અવિરત યુદ્ધમાં ભાલાંઓ ભીડાતાં હતાં અને એકમેકથી કાપાકાપી થતી હતી. પોતાનાં ખોખર જહાજો ભેળા થઈ જવામાં કાંસ્યધારી અકીઅનોની બદનામી લાગતી હતી. એ લોકો માંહોમાંહે કહેતા હતા કે, 'દોસ્તો, ઘોડાં કેળવતા ટ્રોજનોને આ શરીર ગામભેગું કરવાનો જશ લેવા દઈએ તો, આ શ્યામલ ધરતી ફાટીને અહીં જ આપણો કોળિયો કરી જાય એનાથી વધારે ભૂંડું કશું જ નહીં થાય.' અને ટ્રોજનપક્ષે પણ સૌ એમ જ વિચારતા હતા. એક ટ્રોજન બોલ્યો, 'સાથીઓ, આપણે બધાયે આ શબ પાસે ખપી જવાનું મંડાયું હોય તો પણ, કોઈ અહીંથી પાછો ડગ ન માંડે !' આમ માનતા સૌ એકબીજાને પાનો ચડાવવા લાગ્યા. એટલે યુદ્ધ વણથંભ્યું રહ્યું અને ખણખણાટથી અવકાશ અને તામ્રવર્ણી આકાશ ભરાઈ ગયું. જંગથી દૂર, ખૂની હૅક્ટરે પોતાના રથને હણ્યો છે એ જાણતાંવેંત જ ઍકિલીઝના અશ્વો આંસુ સારી રહ્યા હતા. ડાયોરિસના પુત્ર ઓટોમીડોને પોતાનાથી થઈ શક્યું તે બધુંય કર્યું. ખૂબ જોશથી ચાબૂક ફટકાર્યા. એમને થાબડ્યા અને ગાળો પણ સંભળાવી; પણ એ અશ્વજોડલીએ વિશાળ સરિતા હેલેસ્પોણ્ટ અને જહાજો ભણી ડગ ન દીધું કે, અકીઅનોની કુમકે યુદ્ધે પણ ન ગયા. કબર પર જડેલી ખાંભીની જેમ, એ ત્યાં જ ખોડાઈ ગયા નત મસ્તકે. પોતાના મૃત મહારથીની યાદમાં એ અશ્રુપાત કરવા લાગ્યા અને જોતરમાંથી નીસરીને એ જેવા ધૂળમાં આળોટવા મંડ્યા તેવી તેમની સુંદર કેશવાળી ખરડાઈ ગઈ. એમની વેદના જોઈ ક્રોનોસપુત્ર પણ ખેદ પામ્યા. 'અજર અને અમર એવા તમને, મર્ત્ય પેલ્યુસને અમે શા માટે આપ્યા ? દુઃખી જનોની વ્યથામાં તમે ભાગીદાર બનો એમ અમે ધાર્યું હતું શું ? કારણ, પૃથ્વી પર ચાલતાં અને શ્વાસ લેતાં સર્વ પ્રાણીઓમાં માનવી જેવું દુઃખી કોઈ નથી. એક વસ્તુ હું નહીં જ થવા દઉં. કુંવર હૅક્ટર તમને અને રથને નહીં લઈ જઈ શકે. જે શસ્ત્રો એણે હાથ કર્યાં છે અને એનો જે આનંદ એણે અનુભવ્યો તે પૂરતું નથી શું ? ના, હું તમારા ચરણોમાં બળ પૂરીશ અને તમારાં હૈયાઓમાં હામ પૂરીશ જેથી ઓટોમીડોનને તમે બચાવી શકો અને રણભૂમિમાંથી એને બતેલાઓ ભેગો કરી શકો. કારણ હું ટ્રોજનોની મુશ્કેલીમુક્તિ અને આર્ગાઇવોને તેઓ પછડાટ આપે તેમ ચાહું છું. આર્ગાઇવો જહાજો સુધી ધકેલાશે પછી સૂર્યાસ્ત થશે અને અંધકારના ઓળા ઊતરશે.' (ક્રમશઃ)

હે ગગન/રાજેન્દ્ર શાહ

હે અચિન્ત્ય, અમેય ગગન !
તવ
નેત્રહીન દૃષ્ટિ
કર્ણહીન શ્રુતિ
કરહીન કૃતિ
પાયહીન ગતિ...
કરણ સહુથી હે અતીત
અપરોક્ષ
કેવલ તું હે અચિન્ત્ય.
અનુભૂતિ ગમ્ય.

૨.

અહીં હું... ને
વસુધાની સીમની ઓ પાર
દૃષ્ટિ મ્હારી જાય, જા...ય
નભ વીંધી.
કહીં દૂર..., દૂ...ર
નહીં જ્યાં કશુંય એવે ધામ -

-નિરાલમ્બ કેવક નીલિમા
લહું અનિમેષ
લહું...
અજાણની કંઈક તો જાણ !

અતીન્દ્રિય મન્દ મૃદુ નાદ,
તરઙ્ગ-તરઙ્ગાયિત ધ્વનિ,
મ્હારે હૃદય રમી રહેલ પ્રાણ.

૩.

અનાયાસ,
આસપાસ નિરન્તર આટલું નિકટ
આ આકાશ,
છતાંય તે
વિમોહન -
ક્યારેય ના અનુભૂત - એનું આલિઙ્ગન.

અને આજ
નિત્યને જ પરિસર
અચિન્ત ઉદિત અવસર.
અઙ્ગેઅઙ્ગ પર એનાં મૃદુ મધુ લાડ !
જનેતાનાં લહ્યાં
જાયાનાંયે લહ્યાં એવાં જ અબાધ.
તુલના નહીં રે કોઈ સઙ્ગ,
પ્રાણમહીં અકથ્ય ઉમઙ્ગ.

શીતલ રુચિર વસન્તિલ સમીરણ.
અજાણ આનન્દ સહ સજલ નયન
અવરુદ્ધ અધર-વચન.

ત્યહીં... કેમ જાણે
હું છું ઉપવન-તરુ... તરુવર-ડાળ
ડાળે આસીન વિહઙ્ગ
પઙ્ખ-કમ્પ - ટહુકન્ત
દિશા-વિદિશાની મહીં. રહી રહી
અનુ અનુ એ જ નાદ- રાગ રણકન્ત

અને
ક્રમે ક્રમે
તુરીય - શો પ્રશમ.

૪.

હે અકાલ, મહાકાલ !
તું હિ અણુ
બિન્દુ તું હિ
તું હિ એક ક્ષણ ચિરન્તન.
ભૂત ભવત ભવિતવ્ય,
મહાકાલ,
હે અકાલ.

## આદેશ/*રાજેન્દ્ર શાહ*

'ક્યાં સુધી તું હજી સૂઈ રહેશે ? - હે વીર !'
આમ કહી
અઙ્ગે સ્પર્શ કરી મ્હને ઉઠાડે છે કોણ ?

હજી નહીં રોગમુક્ત, કાયા છે અશક્ત,
તદપિ
ત્વરિત ઓઢણને કરી દૂર
જોઈ રહું...
આવાસે એકલ કને
કૉનું આ'વું ટહુકન્ત ઉર !

તરુણ યોષિતા, નીલિમ વસન.
મલકન્ત વદન નયન...
'કૉના રે કહ્યાથી, ક્યાંથી તવ આગમન ?'
જોઉં... ને જણાય નહીં
કહીં રે ગોપન !

સ્વપ્ન નહીં,
સ્પર્શ સમ સુણ્યા સ્પષ્ટ બોલ;
નયને નિહાળી કાય, સુચારુ નિચોલ.
(સ્ફુરણ ન વૃત્તિનું અદમ્ય)
દૃશ્ય લહ્યું સત્ય -
બન્ધ આ શયન-ઘર, નહીં અવરજવર.
ત્યહીં...

કશે
રગે રગ મહીં સ્ફુરન્ત નૂતન બલ !
આશ્ચર્ય અકળ.
ઊંડે ઉર... સરવાણી સમ રવ... મર્મ,
સાધિત છે વર્મ:
અઙ્ગ-કમ્પ સહ રોમહર્ષ,
(યજ્ઞ, આહુતિ ને મધુપર્ક).

કાલાન્તરે મળેલ સઙ્કેત
અહૈતુક હેત...
આસન્ન આમય-અન્ત
રહે નહીં શેષ.
'ઊઠ'
અગોચર થકી જાણે આવેલ આદેશ.

## અત્તર થઈ/*ભાનુપ્રસાદ પંડ્યા*

આભ આખું ભેટતું ઝરમર થઈ,
ને પવનનું સ્પર્શવું દિલબર થઈ.
રોમરોમે ઘાસથી થરકી રહ્યા,
પર્વતો શેં બેસતા નીંભર થઈ ?
વાય શીળી લ્હેરખી લથબથ થતી,
તે હિસાબે લૂતણા સરભર થઈ !
દીસતાં સૌ ઊંઘના અંતરપટે,
સૉણલાં સોહામણાં ચીતર થઈ.
મૉલ ઊભા ખેતરે વાતો કરે,
થાય વ્હેતી સર્વ તે અત્તર થઈ !

## મારી સાથેનો માણસ/*પ્રવીણ પંડ્યા*

મારી સાથેનો માણસ
મારી સાથે બોલતો નથી,
મારી સાથેનો માણસ
મારા પર ભરોસો કરતો નથી,
મારી સાથેનો માણસ
મારાથી ઊંધું જ વિચારે છે.
મારા શત્રુઓ જાણે છે
કે
મારી સાથેના માણસને
ગમે ત્યારે
મારી સામે મૂકી શકાય છે,
આટલી સીધીસાદી વાત પણ
મારી સાથેનો માણસ સમજતો નથી.
મારી સાથેનો માણસ
મારી દુખતી રગ છે.

૨.

મારી સાથેનો માણસ
મને પરેશાન કરવા
મારા ખાટલામાં
માકડના ધાડેધાડાં મૂકી જાય છે
અને
મારે ઉજાગરા વેઠવા પડે છે.
ક્યારેક
એ આવેશમાં
પથ્થર ફેંકીને નળિયાં ફોડી નાખે છે
અને ભરચોમાસે
મારા ખોરડે ચૂવા થયા કરે છે.
મારી સાથેનો માણસ
જીવનનો એ મર્મ ક્યારે પામશે
કે
એક વખત
પળભરનો ય પ્રેમ કે અણગમો થયા પછી
જીવનભર અપરિચય કેળવતા કેળવતા ય
આંખની ઓળખાણ તો રાખવી જ પડે છે !
ભૂતકાળને ભૂંસી કે બદલી શકાતો નથી.
મારી સાથેનો માણસ
આ કડવા સત્યને સ્વીકારી શકતો નથી.

૩.

મારી સાથેનો માણસ
ચડસાચડસીમાં પડી ગયો છે.
મેં ગૌરવભેર જીવવા માટે
મારા આંગણે હાથી બાંધ્યો
એટલે એણે સિંહની સવારી પસંદ કરી !
એણે
એ તાળો મેળવવાની કોશિશે ન કરી
કે હાથી ભલે મોંઘો પડતો હોય
પણ અંકુશમાં રાખી શકાય છે.
મારી સાથેનો માણસ
સિંહ પરથી ઊતરે એ પહેલા
મારે એના સિંહને મારવો જ પડશે.
મારી સાથેનો માણસ
મારા આવા પ્રયાસની વિફળતાને
પોતાનો વિજય માને છે !!

૪.

દુનિયાભરના ડાહ્યા માણસો
એવું માની રહ્યા છે
કે અમારી વચ્ચે

કોઈ વાતે મેળ પડવાનો નથી,
પણ
મેં માટીને
અનાજમાં અઢળક રંગ ફેલાવતી જોઈ છે
ફળફૂલ અને વેલા-પાંદડાં તો ઠીક
પણ કઠોર ધાતુ અને પથ્થરમાંય
પોતાના રંગ પ્રસરાવતી જોઈ છે.
આ ક્ષણે
મારી સાથેનો માણસ
મારી આ શ્રદ્ધાને
મારી મર્યાદા જ ગણે છે
પણ
મારી સાથેના માણસનો સાચો ચહેરો
આ મેઘાડંબર ઓસર્યા પછી
મેઘધનૂષની જેમ
ચોક્કસ સામે આવશે.
મારી સાથેનો માણસ મારાથી જુદો છે
પણ મારાથી નોખી માટીનો થોડો છે ?

## એક ધારણા/*રાજેન્દ્ર પટેલ*

પાણીની ધાર બની ધારો કે, જેની અંદર તમે ઢોળાઈ રહ્યાં છો તે વસ્તુ તમે છો, અને તે વસ્તુ કાણી છે. તમે વહો છો, બેફામ બની, કશા અર્થ વગર. અથવા - માની લો કે તમે અક્ષયપાત્ર છો. કશુંય ન ખૂટે તેમ, અંદર ને અંદર ભેગું કરો છો બધું જ. તમે વધુ ને વધુ ઘટ્ટ થતા જાવ છો. અને છેવટે બ્લેક હૉલ બની અદશ્ય થઈ જાવ છો.
જેનો કશો અર્થ ખરો ?

જે સતત ઢસડાય છે તે તમે જ છો. ફરી ફરીને સમુદ્રમાંથી બાષ્પીભૂત થઈ વાદળ બની એના એ ખારા દરિયામાં વરસો છો. ફસફસતાં ફીણ માત્ર છે તમારી ભાષા. વળી બે મોજાંની વચ્ચેની શાંત ક્ષણો પણ છે તમારી ભાષા. માટે જે બોલ-બોલ કરે છે અને ચૂપ રહે છે તે બંને તમે જ છો.

તો પછી સ્થિર રહેતાં કેમ ડરો છો ?

તમારા બોલતા શબ્દોના ખાલી ખખડતાં અવાજ કેમ લાગે છે. સર્પની ફુત્કારતી જિહ્વા જેવાં ?

કેમ, તમારા સુઘડ ઘરમાં બાઝ્યા છે બાવા ? કેમ તેની બારી ખોલતાં-ખોલતાં થાક્યાં છે બાવડા ? તમને ક્ષિતિજને પેલે પાર ખરતાં તારાના અસ્થિ ભયાવહ કરી શકતાં નથી સ્હેજે. છતાં આથમતા સૂર્યમાં તમારો ઓળો કેમ ખેંચી રાખે છે અંધારાની શગ ?

ગમે તેટલીવાર નાખવા છતાં જાળ કેમ કશુંય પકડી શકાતું નથી ?
રાત પડતાં પક્ષી માળામાં શાંત થઈ જાય ત્યારે ટમટમતા તારા એકાકી બને છે તમારી જેમ. દરરોજ એકનું એક આવર્તન કરી થાક્યું છે સઘળું.

બધે બધું જ મળે, ભળે અને છૂટે, ના છૂટકે.

તો પછી થઈ જાવ તમે તમારા અજાણ્યાં ગમનથી સભાન. જે ઢોળાય છે તે તમે છો. જે ઝીલે છે તેય તમે છો. પાણીની ધારની ધારણા જ છે તમારી ધરી. તેની ઉપર ધીરે-ધીરે વહી જાવ જળની જેમ.

## પેન/રાજેન્દ્ર પટેલ

પેન
વિચાર પીએ ચૂપચાપ
લાલ, કાળી, વાદળી થાય.

પહેલાં તે
પથ્થર ઉપર ઘસી શકાતી
હવે કાગળ ઉપર વહે પવનની જેમ
પણ પોતે પથ્થર જેવી.

એકડો લખતાં બાળક થાય
પ્રેમપત્ર લખતાં
આખે આખી ટપકે, ટપકામાં ઢલવાય.
પણ રીઢા ગુનેગારની જેમ
બેફામ બને.

ક્યારેક અરજી તો ક્યારેક નોટીસ
ક્યારેક ચેક ઉપર તો ક્યારેક ગોટાળા કરતાં કરતાં
તે નકામી સળી થઈ ફરે.

ભેટમાં જતાં તે નવોઢા થાય
રસ્તામાં ખોવાતાં ગરીબડી ગાય.

ક્યારેક લખતાં લખતાં ખાલી થાય.
તે બહુ વધવા પ્રયત્ન કરે રાત-દિવસ
પણ બનતું નથી હવે નવું લોહી.

તેથી
પેન જીવતાં મૂળ બનતી નથી.
વધતી નથી તેને વધવું હોવા છતાં.
બિલ્લીપગે પ્રવેશેલી ઊંઘ
સ્વપ્નને ગળચી જાય તે પહેલાં
ચંદ્રનો પ્રકાશ
ભગાડી મૂકે
કાળા ડિબ્બાંગ
અદૃશ્ય વાદળ.

એકલી-અટૂલી,
આક્રંદ કરતી ક્ષણો
શૈશવથી વૃદ્ધાવસ્થા સુધી
રઝળતી રઝળતી
લોહિયાળ ઊઝરડો ભરે
વહેતા સમયને.

ઈતિહાસ, દંતકથાનાં
બેનમૂન પાત્રો હાડ-માંસના થઈ
ઝઝૂમે
ભ્રાન્ત એકાંતમાં.

રાત્રિની વેદના કથતાં તમરાં
જગાડવાં મથે
બેશુદ્ધ સમયના
બંધ દરવાજા.

સવાર ઍલાર્મ બની
ધણધણવા આતુર આખું માળખું
પણ પાછલી ઘડીનો લય
ભુલાવી દે આખું વિશ્વ, વધુ એકવાર.

અંધારિયાં જળમાં
ડૂબતાં વલખા મારતા ઓળા
જે હાથે ચડ્યું તે પકડવા મથતા
ધીરે ધીરે
ચૂપ થતા જાય,
દિવસના અંતની જેમ.

કવિલોક : જુલાઈ-ઑગસ્ટ-૨૦૦

## બોડ/બારીન મહેતા

એને બોડ કહે છે.
ન વાઘની,
ન સિંહની;
પણ કોઈકની.

એ અદ્દલ બોડ જેવી જ બોડ છે
માત્ર સજાવટ જુદી છે.
એમાં રહેનારના ઓછાયાનું લીંપણ
એને અલગ ઉઠાવ આપે છે,
પણ એ લીંપણ ઉપરથી
રહેનારની ઓળખ તારવી શકાય એમ નથી
એટલે
એ કોઈકની બોડ કહેવાય છે.

*

એ કોઈકની બોડ સામે
નરી આંખે જોનારને
ઝામર તો નથી થતી
પરંતુ,
ક્યાંય સીધુંસટ ન જોવાનું વળગણ વળગે છે
એટલે જંગલની જંગાલિયતથી વિશેષ કશુંક એમાં છે.
એની સામે
આંગળી ચીંધનારને
એ બોડમાંથી એવો ઝાટકો લાગે છે કે
એ પોતાની જાત સામે ચીંધાયેલી
ત્રણ આંગળીઓની
અને આકાશ ભણી તકાયેલા અંગૂઠાની વાત કરવા લાગે છે.
આમાં સમજવાનું તો કશું છે નહીં
એટલે
બુદ્ધિ કસવાની જરૂર નથી
પણ બુદ્ધિ ઉપર કંઈક ઘસવાની અસર વરતાતી
હોય તો
ઘસારાથી ઊડતા તણખાથી
બોડના અંધકારને અજવાળવા કરતાં
ઊડતા તણખાને
બોડના અંધકારમાં સ્વાહા કરનારને
જરૂર કંઈક મળ્યું છે
ગળ્યું.

*

આ બોડ
જૂના જમાનાની કોઈ વાર્તામાંથી
પાધરીકને અહીં ચડી આવી હોય
એવું બની શકે.
પણ એમાં રહેનાર તો આજનું જ કોઈક છે
એટલે
આપણી આજ સાથે એનો નાતો રહે છે;
મીઠો, તુરો, કડવો, ખારો કે ખાટો
ગમે તે પ્રકારનો નાતો
ગણો
એમ જ વસી જતો લોહીમાં એનો કણો.
પછી તમે સાચું ય ન ભણો
કે ખોટું ય ન ભણો
કેવળ દળો
ઘટનાઓને, પ્રસંગોને, અવસરોને,
હત્યાઓને, કથાઓને, વ્યથાઓને
દળો
અને દળીદળીને નાખો બોડમાં
જેના પારદર્શક પડદા કરી
એની આરપારથી આપણને જોતી કોઈકની આંખો

આપણને તો કળાતી નથી
પરંતુ,
બોડમાં રહેનાર
જ્યારે બોડમાં આવે છે
આરામ કરવા
ત્યારે એ આંખોમાંનું બધું જોઈ લે છે
અને
અંધકારે કરવાનાં કામોની યાદી બનાવી લે છે.

*

આ બોડ વિશે
એક વૈશ્વિક અખબારમાં સમાચાર આવ્યા છે કે
આપણી આજ સુધી લંબાયેલી આ બોડ
પ્રાગ્ઐતિહાસિક કાળની દેણગી છે
પુરાતત્ત્વવિદોને હાથ લાગે એવું ઘણું એમાં છે
અથવા હોઈ શકે
છતાં એમાં રહેનારની પરવાનગી
પ્રવેશ માટે જરૂરી છે.

હવે એ બોડ
એની આસપાસે
ઘેરાયેલી રહે છે.
એને જોનારાં
અટકળો અને અંદાજો માંડતાં રહે છે
લખતાં ને છપાવતાં રહે છે
અને તેમ છતાં
તથ્યથી વેંત છેટા રહી જાય છે
- એવું એમને લાગે છે :
જો એક વાર પ્રવેશી શકાય અંદર
તો કંઈક નક્કર હાથવગું થાય
એટલે
નજરથી જાય અંદર

અને પછી રાહ જુએ કે
કોઈકની આ બોડ છે
તો એ કોઈક બહાર તો આવશે ને ?
અથવા અંદર તો જશે ને ?

એમને ક્યાં ખબર છે કે
સૂરજના દેખતા
એ વસ્તીમાં ક્યાંક હોય છે
અને
અંધકારને પેખતાં
એ ધસી જાય છે બોડમાં.
જાણકારો કદાચ જાણતા હશે
પણ કહેતા નથી,
રાતના પ્રવેશનું સાહસ કરવાનું
પોતે પણ નથી પ્રવેશતા.

*

બોડનું મહત્ત્વ વધી રહ્યું છે :
મોટા, મધ્યમ, નાના અખબારોમાં
છપાઈ છપાઈને
એના ખબર ઘરેઘરમાં
ઘૂઘરે રમતાના કાન સુધી પહોંચી ગયા છે.
નવાઈ એ વાતની છે કે
એક પણ ચૅનલ પર
બોડનું જરીક અમથું દૃશ્ય પણ દેખાયું નથી.
મીડિયાના આ મહાયુગમાં
આ 'કોઈકની બોડ'ની ખરી હકીકત આ છે.
આમ છતાં
વિધાનસભા, સંસદ અને ન્યાયાલય સુધ્ધાં
ભરપૂર રસ હોવા છતાં,
કશું કહેતાં નથી,
માત્ર મૂછમાં હસે છે બોડના મોઢા જેવું !

કવિલોક : જુલાઈ-ઑગસ્ટ-૨૦૦૪

## એમ/મુકુન્દ પરીખ

અજવાળા જેવું કશુંક લઈને
નીકળ્યો છે એક જણ...
ખોળે
નગર નગર
આકાશે, પાતાળે, વાદળ વાદળ
નીર નદી ને સાગર-મોજાં
અડાબીડ જંગલ
જડે કશું ના પણ...
એ પણ પૂછે સૌને
શોધું છું તે ક્યાં છે... ?
કોઈ કહે એ ઝાકળ ઝાકળ ઝમતું...
કોઈ કહે એ કોમળ કોમળ
સૂર્ય કિરણમાં રમતું...
કોઈ કહે એ પરાગ સંગ પમરતું...
કોઈ કહે એ મેઘધનુષે લસતું...
વૃદ્ધ સ્વર એક પૂછે, 'શું શોધો છો ?'
નિરાકારના જળમાં
શોધું છું આકાર શ્વાસનો
જોયો હોય તો કહોને ભઈ...
'હા... હા...,
તપ્ત બપોરે,
અફાટ રણની મધ્યે,
આગળ આગળ ડગલાં ભરતાં,
મૃગજળમાં એ કદાચ મળશે...'
એમ... !

## ઉઘાડ/બારીન મહેતા

થયો ભીતરમાં આછેરો ઉઘાડ
જાણે આંખ આડેથી હટી ગયો રે પહાડ...

પ્રકાશનો કણ એક, ક્યાંકથી સર્યો આતલમાં એમ
શબ્દસોંસરો ગરે ગગનથી કવિના મનડે જેમ
અંતરંગને નહિ આડશ, ન વાડ...
થયો ભીતરમાં આછેરો ઉઘાડ

વાળીઝૂડી અને ખેરવી કીધ કંઈક સફાઈ
અંધારાં ફંફોસી કાઢ્યું હતું ગયું જે લપાઈ
હવે શરીર આ નહીં માંસ, ન હાડ...
થયો ભીતરમાં આછેરો ઉઘાડ...

## શોધું છું/પ્રફુલ્લ રાવલ

મથતો રહ્યો છું વર્ષોથી
લુપ્ત થયેલી મારા ગામની ઘોષા નદીને શોધવા.
કોઈક કહેતું બદલાઈ ગયું વહેણ,
કોઈક કહેતું સમાઈ ગઈ પેટાળમાં,
કોઈક કહેતું રિસાઈ ગઈ.
મને પલ્લવી સાંભરી આવતી.

કલ્પવા માંડું છું અદીઠ અજાણ્યા અતીતને
ઘોષા, ખળખળ વહેતી ઘોષા,
પ્રાતઃકાળે કેડસમાણાં જળ વચ્ચે ઊભો રહીને સૂર્યને
અર્ઘ્ય આપતો વિપ્ર
ધબાક ધબાક સંભળાય અવાજ વહેલી સવારે
નગ્ન-અર્ધનગ્ન ટેણિયાની ટોળી મારતી ધુબાકા,
પછી ઊછળતું રહેતું ઘોષાનું જળ
અને
ભીંજાતી રહેતી કાંઠે ઊભેલી કોઈક નવોઢા
હસતી હસતી ચિડાતી રહેતી એ.
વૃક્ષ પર બેઠેલાં પક્ષીઓનો મધુર કલરવ રેલાતો રહેતો,
ક્યારેક અશ્વને પાણી પાવા આવતો ગરાસિયો જળને
માથે ચડાવતો.
મંદિરમાં બેઠલા સદાશિવ બધું જ જોતા,
ચોમાસામાં ક્યારેક આવતી ઘોષા ત્યાં પગે લાગવા
ક્યાં સચવાયો છે ઈતિહાસ મારી ઘોષા નદીનો !
બારોટનો ચોપડો ય સાવ અબોલ
શ્રાવણી સોમવારે વાર્તા કહેતી મણિ ડોશીદૂરના
ભૂતકાળને વાગોળતી રહેતી સતત
'કાચ જેવું પાણી વહેતું'તું'
ક્યાં ગયું એ જળ !
છું એ જળ સાડા પાંચ દાયકાથી
જે શોધતા રહ્યા મારા બાપા જીવનભર
એમના પિતા-પ્રપિતાની જેમ.

બા કહેતી'તી
આપણા પૂર્વજો આ નદીના કાંઠે આવીને વસ્યા
હતા.
મા જેમ સાચવતી'તી એ સહુને
અને હું વલવલું છું અત્યારે એના વગર
સતત અનુભવું છું અધૂરપ
આ ચોમાસે
અંધારી રાતે સાંબેલાધારે વરસ્યો વરસાદ મન
મૂકીને
બીજા દિવસનું છાપું બોલે છે -
સરસ્વતીનદીમાં આવ્યું છે પૂર
ને બદલાયું છે એનું વહેણ.
મને ઘોષા સાંભરી આવે છે

અચાનક જાણે

હું ખેંચાઉં છું, તણાઉં છું એ પૂરમાં,

હું ઘણું મથું છું પકડવા મને
તોય ખેંચાઉં છું,
લાગે છે આ તો એ જ પેલું જળ
મારા પૂર્વજોનું જળ - મારું જળ
અરે ! પણ ક્યાં છે જળ ?
હું છું
માત્ર હું છું -
મારા વગરનો હું છું
અને વળી... શોધું છું.

## આ અજવાળે/ મુકુન્દ પરીખ

કિરણ સૂર્યનું
ખરી પડેલું પીછું
ઊડતું ઊડતું આવી
સ્પર્શે પાંપણ ....
થાક્યાં પાક્યાં
ભીતર સૂતાં સપનાં
સ્પર્શ સ્પંદને
ઝબકી જાગ્યાં
ઊડ્યા સ્થળ અગોચર.....
સ્પર્શ કિરણના વાગોળીને
ખોલી પાંપણ.......
ચહુ દિશે છે અજવાળાં
એ જ વાયુ, આકાશ
જલ ધારા ને અગ્નિ
સ્વર વ્યંજનનું એ જ સરોવર
એજ સંસાર
સળવળે
નગર વચાળે....
તરે આંખમાં
એ જ જીર્ણ અસબાબ...
થશે સજીવન ક્યારે
બીડેલી પાપંણની સૃષ્ટિ
આ અજવાળે ?

## ને.../ ફિલિપ કલાર્ક

સેંકડો સેકંડો સંશયો વચ્ચે સળવળતાં અટકળોનાં
અળસિયાં માંડ સ્થિર થાય ત્યાં શક્યતાના ઢોલ ઢબકી
ઊઠે શૂન્યતાના પ્રદેશમાં....
બંધ કરી શકાતા નથી દ્વિધાઓના દરવાજા
ને ખોલી શકાતા નથી ખામોશીની બારીઓ
સત્યને સાચવવા જતાં ગુરૂત્વ મધ્યબિંદુ નીકળી જાય
પાયાની બહાર, ડગી ગયેલું મન
સ્થિર થવા કરે પ્રયત્નો, સંદર્ભોની સપાટી પર
પરપોટા થાય થાય ને ફૂટ્યા કરે
આપેલાં વચનો અને બોલેલા શબ્દો ગટરની
હવા બનીને વાવા લાગે લાચારી પીછો છોડે નહીં
ને સેવાળીયા ઝળમાં ચાલવાની પડે ફરજ
પટકાઇ પટકાઇને ઠેરના ઠેર રહેવાનું ભાગ્ય
અંગે અંગમાં અંજપો જન્માવી
અસ્તિત્વને રસકસ વિનાની ધરતી જેવું બનાવી દે
અનેક જોડાણોથી જોડાયેલી, વિચારની પાઇપો
એકબીજા સાથે ભળી જાય ને સ્થિરતા હલબલી ઊઠે,
કળને ચડે વળને વળ ખાયા કરે વાતાવરણ
પડખું પણ ફરી શકાય નહી.
ને અમંગળ ઘટનાઓના ટોળાં
સવારનું છાપું બનીને પટકાયા કરે આંગણે
મૂંઝવણના ગૂંચળાં ખેંચાયા કરે શ્વાસમાં
ને સમય સાથ બનીને સરક્યા કરે ઘાસમાં
સવારની શીતળતા સ્પર્શે ન સ્પર્શે ત્યાં તો
તડકે તપતો દિવસ બેબાકળો થઇ
રઝળ્યા કરે શહેરની સડકોં પર
ઢળતી ઉદાસી સાંજની હવા, રાતનો અંધકાર
ને તમરાંના એકધારા અવાજની ધારે
કોરાયા કરે કાળજાં ને......

## મહામાયા/નલિન પંડ્યા

એક દેડકો,
માયાનાં ભ્રાંતિમય પ્રદેશ
છોડી
બહાર નીકળી આવ્યો છે;
રાત્રિએ સ્વપ્નો જોતાં જોતાં
સવારે
એણે ઇચ્છાદ્વાર ખોલી નાખ્યું છે.
હવે
એને કૂવાનું પદાર્થદર્શન
સમજાઈ જતાં
બહાર ઠેકડા માર્યા કરે છે;
પાપ-તાપ સહ્યા કરતો તે
શરીરને શાપ માનવા લાગ્યો
અને જ્ઞાનમય પ્રદેશો
ખૂંદવા લાગ્યો છે.
વરસાદ વિના તડકે
ભરતખંડમાં
બધું ખૂંદી વળતો,
પિંડ અને બ્રહ્માંડનું સત્ય
ગણગણતો
ગંદો દેડકો
શુદ્ધ અને પવિત્ર
બની ગયો છે.
એ બંધોમાંથી
છૂટી જઈ
બૂંદ મટીને
સાગર બન્યો છે;
મોટી શિલાઓથી
કૂવો પુરાઈ ગયો છે.

## દુકાળ/હસમુખ કે. રાવલ

વીજળીથી દાઝતું
અષાઢી આભ અકળાય :
એ જ છે આ ઝીંથરાળી;
સૂકાતી વાવની જેમ
પગથિયાં ઉતરતી
જાતમાં સમાતી જતી...
આંખો નથી,
કોરામોરા ઊંડા કૂવા...
આવ કે આદર નહીં,
નયનમાં નેહ નહીં
તોય મારે
હેમની હેલી થઈ વરસવાનું !...
માની લો કે હું તો મારે
મન મૂકી વરસીને
મટમેલીને પખાળું,
એની લીલી લટો ઓળું
ને સેંથીમાં
ઇન્દ્રધનુ ભભરાવું
પણ... પણ...
આ માનિની,
મોરના ટહુકા જેવું
સાવ નાનું
લટકુંય કરે તો ને !

*

ધૂળ ખરડી ધરાય
વલુરતી વલવલે :
કહું છું. - જા.
છે ત્યાંથીય ઊંચેરો જા.
જડ... જડ...
ખિસ્સા પર
ચાંદ ને તારાઓ જડ
ને
ગળામાં સૂરજ લઈને ફર.
પણ એ તો, મારી કને
રોમરોમે...
સૂરજની મશે જરા
ભૂલથીય નીચે ઝૂકે
ને... ને... તો... તો...
હું શું કરું ?
કંઈ ના કરું !
જરાતરા અડું
અને
ઢીલોઢપ થતો તુંય
વ... વ... વ... વરસી પડે
ટપ... ટપ...ધડ... ધડ... ધડાધડ...
ને હું તો હું !
લીલા દાંતે ઠિઠિયાતી
કેડને કંદોરે એવો તાણી બાંધું...

*

અષાઢ જ નહીં
હવે
શ્રાવણ ને ભાદરના
બળેલા - ઝળેલા હોઠ
કલકલ... ખળભળ...

## નવરાશમાં.../*મૌન બલોલી*

પાણી ભલે વધેના ચક્કર ઉમેરવાથી,
પણ ચાંચ ડૂબે જળમાં કંકર ઉમેરવાથી !

ના મેળ હોય ત્યારે સહવાસ પણ ખૂંચે છે,
ખાણું ન ખાઈ શકીએ કસ્તર ઉમેરવાથી.

જીવવાની રીત કેવી એ પૂછવું ય કોને !
મૂંઝવણ વધુ વધે છે ઉત્તર ઉમેરવાથી !

એકલ જનમવું મરવું, પણ શ્વાસની પળોમાં
જીવન સરળ બને છે સહચર ઉમેરવાથી.

જેવો જન્મ પહેલાં એવો મરણ પછી એ,
જીવન થયું છે સરભર, મળતર ઉમેરવાથી.

'ખામોશ' જિંદગીમાં સંભાવના ઘણી છે,
નવરાશમાં પરાઈ કળતર ઉમેરવાથી.

## ખંડિતા/*નવનીત જાની*

શકું બોલી, ખોલી પડળ મનનાં, હોય ભરતી,
કમાડે ટાંગેલી નજર ચકલી જેમ ફરતી.
તમે આવો વ્હાલા ! હરિત ફૂલ ફૂટે ગવનમાં
ફરી આવે, લાવે પગરવ સુગંધો પવનમાં.

હવે ખીંટી ભૂલે પરિચય : અને આ મુજ દશા !
તમોને દેખે તો ઉભય ટહુકા થાય હમણાં.
ઘડી પૂછો-ગાછો : ટશર શમણાં થાય નમણાં
પડે ભીના કાપા, ઈસ ઉપર શેં જાગરણ શાં ?

કરું શું મ્હેલાતો, હવડ સુખ, આ ખાટ, ઝરુખો ?
પછીતોના પાયે, ચણભણ વધે - જેમ તડકો.
હજી અંધારાંનાં મલમલ વિહંગો તરફડે,
પછી આળી રાતો 'તડ' તણખલા જેમ બટકે.

કયા વાંકે મારાં સરવર ગયાં થાપ દઈને ?
કયા ઘાટે વ્હાલા ! બુદબુદ જતાં નાવ લઈને ?

## બે ગઝલ/*અશોક ચાવડા 'બેદિલ'*

૧.

ભૂલી જઉં છું દરવખત રસ્તાઓ એક-બે
મારા ન હોવાની વધે અફવાઓ એક-બે

અમથા જ ક્યાં પડઘાય છે પડઘાઓ એક-બે ?
છોડી શક્યા ન આપણે વાંધાઓ એક-બે.

અફળાય છે આ બારણે સાંકળ હજીય પણ,
અટકી ગયાં છે ઉંબરે પગલાંઓ એક-બે !

શબ્દોને પાછા ગોઠવી દો શબ્દકોષમાં,
પંડિત ઉકેલી ના શક્યા ટહુકાઓ એક-બે

વાખી દઉં હું કેમ ઘરના દ્વાર એકદમ ?
પરસાળથી પાછી વળે ઘટનાઓ એક-બે !

૨.

પલળશે આંખ શી રીતે કે તણખો છે પથારીમાં,
તૂટેલા એક સપનાનો અજંપો છે પથારીમાં.

છૂટ્યો આ શ્વાસ એ પહેલાં ઘણી તકલીફ વેઠી છે,
કરચલીઓ તમે જોઈ શકો તો છે પથારીમાં.

ફરું છું એમ પડખાં રાતભર જનમોજનમથી હું,
શીતળતા ક્યાંક છે તો ક્યાંક તડકો છે પથારીમાં.

હજી સંકેલું ના એને હું એનું એ જ કારણ છે,
મુલાયમ હાથના નખનો ઉઝરડો છે પથારીમાં.

મને ભરઉંઘમાં છોડી જઈ રઝળ્યા કરે છે કોણ ?
ખરેખર હું જ છું 'બેદિલ' કે બીજો છે પથારીમાં.

## બે ગઝલ/ગુણવંત ઉપાધ્યાય

૧.

મૂળથી છઈયે અઘોરી, હીંચકે બેઠા છીએ;
માર્ગ સાંપડવાનો ધોરી, હીંચકે બેઠા છીએ.

આટલાં વરસો પછી લો યાદ આવ્યું ઝૂલવું
હાથમાં છે હીર-દોરી હીંચકે બેઠા છીએ.

ખૂબ ઊંચે જાય ત્યારે એમ પણ લાગ્યા કરે
આપણી હાલત કથોરી, હીંચકે બેઠા છીએ.

કેટલા વરસો સુધી ઝૂલ્યાં કરેલાં આપણે
આંખ લઈને સાવ કોરી, હીંચકે બેઠા છીએ.

તું ઝૂલે છે કે તને ઝૂલાવતાં ગુણવન્તરાય ?
સાંવરી, તું સાવ ભોરી, હીંચકે બેઠા છીએ.

૨.

આપણી અદ્‌ભુત જોડી, હીંચકે બેઠા છીએ,
તું સજી, મેં રાખ ચોડી, હીંચકે બેઠા છીએ.

રાગ અવધૂતી જ માફક ચક્ર ચાલે ચક્રવત્‌,
કાયદા અહીંનાં વખોડી, હીંચકે બેઠા છીએ.

કોઈ દષ્ટિ નડે છે, કોઈને સૃષ્ટિ નડે,
સાંપ્રદાયિક ચીજ છોડી, હીંચકે બેઠા છીએ.

કોઈ પણ ના આંચ આવે, કોઈ અંતર પટ નહીં,
શબ્દ એકેએક ફોડી હીંચકે બેઠા છીએ.

હું સમયસર સંચરું ગુણવન્તની લેવા ખબર,
તું પડે વહેલી કે મોડી, હીંચકે બેઠા છીએ.

## ઝબકે જાત વિચારી/ચંદ્રેશ મકવાણા 'નારાજ'

ઝબકે જાત વિચારી !
મળવામાં તો આભ મળ્યું,
પણ... અસર પડી ક્યાં ધારી ?
ઝાકળ સીધું ઝીલે પાંદડાં, અડે ન છાંટો મૂળને.અહીં
અંગનું ભાન નથી,ત્યાં ક્યાંથી તારું કુળને ?
ક્યાંથી ઊંચકું જીર્ણ કાંધ પર
જગની સાડાબારી ?
ઝબકે જાત વિચારી.
એ જ અમૂંઝણ અંધ લોહીમાં ફાંસ બનીને ખટકે
કોણ મને આ સમયપાટ પર ડાંગર માફક પટકે ?
કોણ ઘસે છે મારા સઢ પર,
એની તેજ કટારી ?
ઝબકે જાત વિચારી.

## ચાલ્યા હવે/દેવેન્દ્ર આર. પાલેજા 'ઉશના'

જ્યોત પ્રગટાવી અલખની લો, અમે ચાલ્યા હવે;
વાટ ઝાલીને અગમની લો, અમે ચાલ્યા હવે.

અવતરી મીરાં બનીને જિંદગી તો શું થયું ?
પી ગયા પ્યાલી ગરલની લો, અમે ચાલ્યા હવે.

જિંદગીના મર્મને પામી શક્યા ના અંત લગ;
બંધ મુઠ્ઠી લઈ ભરમની લો, અમે ચાલ્યા હવે.

જાનથી જેને અધિક માની હતી, ચાહી હતી;
છોડીને માયા ગઝલની લો, અમે ચાલ્યા હવે.

ક્યાં જવું એનીય પણ ક્યાં છે ખબર અમને કશી ?
વાટ ઝાલીને અગમની લો, અમે [illegible]વે.

## બે ગઝલ/સતીન દેસાઈ 'પરવેઝ'

૧.

આંગણમાં એ ચરમનું ઊગેલું જ વૃક્ષ છે.
આંખો ય એ સ્વરૂપનું ઘેલું જ વૃક્ષ છે,

જેને તમે પહાડનું બસ નામ દૈ ચૂક્યા,
પાતાળ પીને વજ્ર થયેલું જ વૃક્ષ છે.

આખર છતી થઈ છે નિરાકારતા બધી,
માથા સુધી અમારા નમેલું જ વૃક્ષ છે.

રગ-રગમાં વેણુ બાજે સતત એવા હાથમાં,
ગેડી-દડો લઈને રમેલું જ વૃક્ષ છે.

શ્વાસોને નામ છળને રમે જા રે ઓ હવા,
જીવંત આપમેળે ઊભેલું જ વૃક્ષ છે.

ત્યાં મોક્ષની ય પાર નવો ઘાટ પામશે,
ગંગાનાં નીર જેમ વહેલું જ વૃક્ષ છે.

જાગે છે ચેતનાઓ એને બાથ ભીડતાં,
કાંટાળું એટલે તો ગમેલું જ વૃક્ષ છે.

એથી જ હળવો ફૂલ થઈ ઝૂલતો સમય,
રસકસ નિચોવી ખાલી થયેલું જ વૃક્ષ છે.

લાચાર સૂર્યના વિશે શું છાંયડો લખે ?
નાહક બળી-જળીને શમેલું જ વૃક્ષ છે.

'પરવેઝ' ક્યાં સમાધિ સ્થળાંતર કરે કદી !
કે એ જ ઊંબરામાં ઢળેલું જ વૃક્ષ છે !

અંતિમ વિસામો ત્યાં જ તો 'પરવેઝ'નો હશે,
જ્યાં પારધી ને તીર થયેલું જ વૃક્ષ છે !

૨.

ક્યાં લગ ભરી ગુફામાં હજી આવ-જા કરું !
શ્વાસોની આવ-જામાં હજી આવ-જા કરું !

જ્યાં ભીતરી રમતનું પ્રયોજન ન હો કશું,
એવી જ યોજનામાં હજી આવ-જા કરું !

ઠેકી ભલે ન બ્હાર જઉં આ જનમ કદી,
ક્યાં મનના ઊંબરામાં હજી આવ-જા કરું !

અસ્તિત્વની સભરતાથી ફૂલો અજાણ છે,
કેવી સુગંધતામાં હજી આવ-જા કરું !

એને ખબર પડે નહીં અંધાર એમ થૈ,
એની જ દિવ્યતામાં હજી આવ-જા કરું.

મેં પ્હેલ વ્હેલી વાર ચરણ માંડ્યું જે સ્થળે,
હું ત્યાં જ થંભવામાં હજી આવ-જા કરું.

સૃષ્ટિ સમસ્ત જાગતી આજે ય નિષ્પલક,
હું કોની ધારણામાં હજી આવ-જા કરું !

અનિમેષ બ્રહ્મ તાકે છતાંયે નહીં જડું,
અગિયારમી દિશામાં હજી આવ-જા કરું !

ચરણો સમાપ્ત થાય જ્યાં આવેગ-વેગના,
હું તે પછી કશામાં હજી આવ-જા કરું !

'પરવેઝ' હું હવામાં ઉપાડું પહાડ ક્યાં !
ક્યાં એવી ચેતનામાં હજી આવ-જા કરું !

## બે ગઝલ/સતીન દેસાઈ 'પરવેઝ'

૧.

ભજન, ન જાપ, ન મંતર, ગઝલ છે ગિરનારી,
ચરમ ચિતારની ભીતર, ગઝલ છે ગિરનારી.

મળે છે મ્હેલ સમયના હજી સલામત ત્યાં,
ઊભી છે દુર્ગની બાહર, ગઝલ છે ગિરનારી.

પચાવી બેઠી છે એકેક શબ્દ રાણકના,
રહે સચેત નિરંતર, ગઝલ છે ગિરનારી.

અગમનાં દ્વાર કને આવીને ભલે ઊભીએ,
બધાં ચઢાણથી યે પર ગઝલ છે ગિરનારી.

પલાંઠી વાળતા શીખવે બધા તપસ્વીને,
ચળે ન તપથી યે પળભર, ગઝલ છે ગિરનારી.

સમજ જટાની હિમાલય-શી હોય એને ક્યાં !
ધરે ન ધાર કે ઝરમર, ગઝલ છે ગિરનારી.

સદાય સાંપડે અકબંધ છેક મકતા લગ,
ઝીલે ગબડતું ય અંબર, ગઝલ છે ગિરનારી.

ન કરજે ધૂપ શબદનો, ન છાંટજે અત્તર,
જરા તો ચેત પયંબર, ગઝલ છે ગિરનારી.

એ પામવા જતાં જન્મો-જનમ અહીં વીતે,
રટી લે એ જ જનમભર, ગઝલ છે ગિરનારી.

મરમ પિછાણે છે નરસિંહ એકલો એના,
ન હાથ લાગશે આખર, ગઝલ છે ગિરનારી.

અકળ છે ભેદ કે 'પરવેઝ' અવતરે ક્યાંથી !
કળો તમે ભલે નક્કર, ગઝલ છે ગિરનારી.

૨.

અધપળમાં હું જનમ-જનમનાં અંજળને સીવું છું
સૂરજ થૈને ફૂલોમાં હું ઝાકળને સીવું છું.

લીરે-લીરા થૈને દરિયા અધ્ધર લટકી જાતા,
હું વરસાદી સોય લઈને વાદળને સીવું છું.

ગત-અગતના હર અવસરનો જન્મજાત છું દરજી,
તુંય અનાગત જાણી લે કે પળ-પળને સીવું છું.

શોધું પણ ના મળતું ક્યાંયે સીવવાલાયક કોઈ,
સજ્જડ ભીડી મનનાં દ્વારો અટકળને સીવું છું.

અમથુ ઊભું થાય ભલા ક્યાં વસ્ત્રાલય ગઝલોનું !
નાની-મોટી બ્હેર વેતરી કાગળને સીવું છું.

ક્યાંક નહીંતર ખાલી થાતા અહેસાસોના દરિયા,
નિત્ય નિરંતર બે આંખોનાં તળ-તળને સીવું છું.

ઓઝલ છે તારી હસ્તી - શું સોય, હાથ, ને દોરો;
તેમ છતાં ક્યાં શ્રદ્ધા ત્યાગી, હું છળને સીવું છું.

જળ પ્હેર્યાના-જળ ઓઢ્યાના અવસર છે આંખોમાં,
હું સ્મરણોની આગ વચોવચ જળ-જળને સીવું છું.

મારી ને એની વચ્ચે બસ એ જ ફરક છે 'પરવેઝ'
ઝાડ-સમું ચૂંટીને ક્યારે કૂંપળને સીવું છું.

## પુષ્પોના રંગો નેત્રોની ઝંખનાને ક્યારેય ભૂલતા નથી !/ *યશવંત ત્રિવેદી*

એક પૂર્ણ ઉત્સવની તૈયારી માટે વસંતનાં, કયાં કયાં ફૂલોને મેં ઊગવાનું નથી કહ્યું ?
ઓર્ચર્ડને, બારી-બારણાંને કયા કયા ટહુકાનાં તોરણથી મેં નથી શણગાર્યાં ?
રૂપાની ઘંટડી જેવી તારી હાજરી રણકી ઊઠે ત્યારે તારું સ્વાગત કરવા
મેં પોર્ટિકોનાં વૃક્ષો પર બધાં જ પંખીઓને તારું નામ દઈ રાખ્યું છે !

રાત્રે તું કોઈ પણ સંકેત વગર કેવો અચાનક ટપકી પડીશ તે હું જાણું છું -
એટલે તો મેં સાંધ્યદીપોને ક્યારનાય પેટાવી રાખ્યા છે !
વિસ્મયનાં દર્પણોથી મેં શૃંગારરાત્રિની એવી સજાવટ કરી છે કે
તું વસંતના કોઈ પણ સમયોમાં છુપાઈ જાય તોય હું તને શોધી કાઢીશ !
તને ભેટ ધરવા મેં હૃદયમંજૂષામાં કેટલીયે વિશ્રંભકથાઓ સંતાડી રાખી છે, મારા પ્રિયતમ !

વસંતની પ્રભાત જેમ ઊઠીને તારા માટે મંદારની માલા એટલે ગૂંથી રહી છું -
કે એ અંતહીન ક્ષણે
તું મને ધારીધારીને જોયા કરીશ વસંતના ઉત્સવ જેમ !

કહે છે કે પુષ્પોના રંગો નેત્રોની ઝંખનાને ક્યારેય ભૂલતા નથી...!

## ફ્લાવરવાઝ/ *મધુ કોઠારી*

ફ્લાવરવાઝમાં
આજકાલ ફૂલો નથી મૂકતો,
કારણ કે ફૂલોમાં સુગંધને બદલે
આવે છે પોલ્યુટેડ્ વાસ...
અને ફૂલો પણ ક્યાં હોય છે
ચકળ-વકળ રંગવાળાં ?
જાણે કે એક્સ-રેના ફોટામાં
થતાં દૃષ્ટિગોચર...
તેથી થાય છે કે ફ્લાવરવાઝમાં
ફૂલોને બદલે મૂકું મિત્રોના ફોટોગ્રાફ્સ
જે આપ્યા કરે સંબંધોની મીઠી સુવાસ
અને આજકાલ ફોટોગ્રાફ્સ પણ
આવે છે અવનવા કલરવાળા
મિત્રતા વધારે તેવા.
ફ્લાવરવાઝમાં ફોટોગ્રાફ્સ મૂકવામાં
શું વાંધો ?
એટલે મારે મન ફ્લાવરવાઝ નિર્જીવ વસ્તુ નથી,
પણ છે મારી સામે ટગર ટગર જોતું બાળક,
જે મારા મનને રોમાંચિત રાખે છે...
અને એક રીતે જોઈએ તો
ફ્લાવરવાઝ એટલે
રણ જેવા દિવસોમાં
લીલોછમ્મ ટાપુ.

## ગોફણમાંથી છૂટીને/*સંસ્કૃતિરાણી દેસાઈ*

આપણે બધા ગોફણમાંથી છૂટેલા
જઈ રહ્યા છીએ આપણા વેગ પ્રમાણે
દરેકની જૂદી છે 'ટ્રેજેક્ટરી'*
હલનચલન થઈ રહ્યું છે, કાંઈ પણ વિચાર વગર
માત્ર ભૌતિક દૃષ્ટિએ
નથી કાબૂ આપણો, હલનચલન ઉપર...
ગોફણમાંથી છૂટેલ પથરાનો કોઈ કાબૂ હોય છે ખરો ?
ઝડપ, દિશા અને કોણ, નિશ્ચિત છે બધુંય.
માત્ર નિહાળવાની છે આ ક્રિયા આપણે.
ગોફણમાંથી છૂટતી વખતની ક્ષણે
બહુ મઝા આવે છે 'ટ્રેજેક્ટરી' ઉપરથી...દૃશ્ય માણવાની
આસપાસ પડેલાં બીજાઓને
પૂછી શકાતી નથી
ગોફણમાંથી છૂટતાં પહેલાંના ટેન્શનની વાત
કે 'ટ્રેજેક્ટરી'નો અનુભવ
બૉલરના હાથમાંથી છૂટ્યો અને
બૅટ્સમૅનને બેટ માર્યા પછી ફિલ્ડરના હાથમાં આવી ગયો.
બસ તેટલો ગાળો જ એ બૉલ જીવંત કહેવાય છે.
'ડેડ' કહેવાય છે તે પહેલાં અને તે પછી.

---
* છેદકપથ

## એક કાવ્ય/*પલ્લવી ભટ્ટ*

ચાહી છે પ્રલંબક્ષણોને,
ભરી-રિક્ત, ત્રસ્ત અસ્વસ્થ.
સમય સથવારે ગઠરી બાંધી છે મૌનની,
મૌનના આવાસે
ભર્યું....ભર્યું અંતસ્તલઃ
જ્યહીં પ્રશમ બનીને,
વહી રહ્યો... આનંદજલધિ...

## સ્વાગત/*આકાશ ઠક્કર*

જીભ લંબાય.
લંબાઈને
આખી પૃથ્વીને
વીંટળાઈ વળે.
પછી એ જીભ પર
હું ફરવા નીકળું.
રસ્તામાં તારું ગામ આવે.
ગામને પાદર
ઊભા હોય
મારા, તારા, આપણા
બોલાયેલા શબ્દો
મારું સ્વાગત કરવા.
મને થાય
કે
હમણાં
ઉમળકાભર્યું સ્વાગત થશે.
સુવાસિત પુષ્પગુચ્છ
અને હૂંફાળું હસ્તધૂનન.
હું હાથ લંબાવું ત્યાં જ
ખબર પડે,
અરે, આ તો બધા
પાળિયા થઈને ઊભા છે !
છોલાયેલો હાથ પાછો ખેંચતા
થાય છે
કે
જીભ ના લંબાઈ હોત તો સારું !

## બસ/*લક્ષ્મી સી. ડોબરિયા*

આજ મારી જાતને પણ મેં છળી'તી બસ
આયનાની બ્હાર, ખુદને હું મળી'તી બસ.

શ્વેત ને ઠંડી પૂનમની ચાંદનીમાં પણ,
હું સમયનો તાપ ઓઢી નીકળી'તી બસ.

વારસામાં સાત દરિયાની તરસ આવી,
એટલે તો રણ ભણી આજે વળી'તી બસ.

બારણાં પર ધૂંધળું એકાંત બેઠું છે,
હું મુલાયમ મીણ જેવું ઓગળી'તી બસ.

હાથ જોડીને સદા માગી હતી એથી,
વેદના, પીડા, વ્યથા મુજને ફળી'તી બસ

## તકલીફ તો થવાની/*જિજ્ઞેશવાળા*

દરિયા વચાળે સાવ છે, તકલીફ તો થવાની;
પાણી ભરેલી નાવ છે, તકલીફ તો થવાની.

પાના હજી આ બાંટવા પડશે ફરી - ફરીને;
માથે રહેલો દાવ છે, તકલીફ તો થવાની.

પીડા ન આપે આજ તો એ કાલ આપવાનોઃ
કાગળ તણાં આ ઘાવ છે, તકલીફ તો થવાની.

કૂવો કપાળે હોય તો જીવી જવાય કિન્તુ;
ઊંડી હૃદયમાં વાવ છે, તકલીફ તો થવાની.

## કેટલું દુષ્કર/*આશિત હૈદરાબાદી*

ભર્યાં હો આંખમાં પાણી તો કાગળ વાંચવાનું કેટલું દુષ્કર !
ભીંજેલા કાચ ચશ્માના ઉતારી લૂછવાનું કેટલું દુષ્કર !

હજી જ્યાં સ્પર્શનો અહેસાસ પણ એવો જ મીઠો હોય, એ હાથે -
છબીને હાર પહેરાવી દીવાલે ટાંગવાનું કેટલું દુષ્કર !

હવે તો સૂર્ય પણ, કોને ખબર, ક્યા ક્યા જનમનું વેર વાળે છે ?
દીવાલો સાથ વાતોમાં જ રાતો કાઢવાનું કેટલું દુષ્કર !

પ્રસંગો ડોકિયાં કરશે અગર સાથે મળીને પણ ધસી આવે
હવે આ ડાયરીનું પૃષ્ઠ પણ પલટાવવાનું કેટલું દુષ્કર !

હવે મારું જ સરનામું મને ખુદને રહ્યું છે યાદ ક્યાં 'આશિત'
છે મારે ક્યાં જવાનું ? દર-બ-દર જઈ પૂછવાનું કેટલું દુષ્કર !

## ગઝલ/*જગદીશ ખાંટ*

હાકોટાનો છાકોટાનો,
માણસ આ સાચા-ખોટાનો.

મેં ક્યાં કીધું છે - કૂવો દે ?
પ્યાસો છું, એક જ લોટાનો.

વાત ન કર તારી ભાષામાં,
હું છું નખશિખ પરપોટાનો !

શબ્દો થઈ ખુદ સળગો ત્યારે,
અર્થ મળે ગોટેગોટાનો.

તું જ મિજાજી સર્જક છે, બસ,
ગીત-ગઝલને ગલગોટાનો

માણસ છે એકાદી ક્ષણનો,
બીજી ક્ષણમાં એ ફોટાનો.

## ગઝલ/શૈલેષ ટેવાણી

દરિયો દટ્ટણ પટ્ટણ આખો ક્યાં પછડાયો આ વરસાદે,
મોજાંઓ પણ શોધ કરે છે ક્યાં ભીંજાયો આ વરસાદે.

ટોળું થઈને લાગણીઓએ શોર કર્યો છે જાત ઉપર આ,
મન કાબૂમાં કેમ રહેશે જીવ છલકાયો આ વરસાદે.

પાણી પણ શું પાણીમાં છે પૂર થયું ભરપૂર અહીં આ,
કાંઠો પણ તે કાંઠા સંગે ક્યાં અટવાયો આ વરસાદે.

સૌને સૌની ભાળ મળે છે, પ્રીત ફળે છે, ગીત મળે છે.
આજુબાજુ અપરંપારે મેઘ સવાયો આ વરસાદે.

ક્યાંક જુઓ તો અનરાધારે ક્યાંક વળી છે રિમઝિમ રિમઝિમ,
ફાલ જેવો આ સપનાંઓનો ફાલ ભીંજાયો આ વરસાદે.

## ગઝલ/સુરેન્દ્ર કડિયા

મારે જ બધું દર્દ એનું વેઠવાનું છે,
પાષાણમાં ખૂંચેલ તીર ખેંચવાનું છે.

મારું અલગ છે આભ ને એકાંત પણ અલગ,
એમાં ઘણું અલગ હજી ઉમેરવાનું છે.

ધારું તો ધોધમાર, ન ધારું તો કાંઈ ના,
મારે જ મારું માવઠું વધેરવાનું છે.

કોરી નદી - ને કોઈ તરાપો મળે નહીં,
સામે કિનારે આયખું ખસેડવાનું છે.

જોઉં છું કેટલી વીસે સો થાય છે હવે,
મારે ગઝલમાં વિશ્વને સમેટવાનું છે.

## ગઝલ/કુમારજૈમિની શાસ્ત્રી

ચાલ્યું ગયેલું એક જણ પાછું વળી શકે
વગડો સડકના વેશમાં સામે મળી શકે.

ફૂલો તમારા સ્પર્શના કેવાં ખીલી ઊઠ્યાં ?
ચોમેરથી સુગંધ પણ ટોળે વળી શકે.

જળનો સ્વભાવ જાણવા જળચર બનું છું ક્યાં ?
તરવા મથું તો સાગરો પણ ખળભળી શકે.

મોસમ સમાન હોય છે અંદાજ એમનો,
પોતે મિજાજ કોઈના ક્યાંથી કળી શકે ?

વીતે સમય, ખરે પરણ, ટહુકા સરી શકે,
ચાલ્યું ગયેલું કોઈ ક્યાં પાછું વળી શકે ?

## ગઝલ/દત્તાત્રય ભટ્ટ

ચીર ગોપીનાં હરે કોઈ પણ કારણ વગર,
એ જ પૂર્તિ પણ કરે કોઈ પણ કારણ વગર.

ના, નહીં નિરખી શકે આ જગતને એ કદી,
લાશ છે તો પણ તરે કોઈ પણ કારણ વગર.

પાનખર જેવું કશું હોય ત્યાં સંભવ નથી,
તારલા તો પણ ખરે કોઈ પણ કારણ વગર.

સાંજ ઢળવાની ક્ષણે ક્યાંકથી ટહુકો ભળે,
આંખથી અશ્રુ સરે કોઈ પણ કારણ વગર.

કોઈ નિસ્બત હોય ના એ જ તો એવું કરે,
હાથમાં શસ્ત્રો ધરે કોઈ પણ કારણ વગર.

## લબુક ઝબુક/કૃષ્ણ દવે

જંગલમાં બે રહે આગીયા, લબુક ઝબુકીયા નામ.
નામ પડ્યું જેના પરથી તે હતી વારતા આમ.

લબુક ઝબુકને ખૂબ જ રહેતું રાત દિવસનું કામ
હંમેશાં એ રહે ટૂરમાં નહીં ઠેકાણું ઠામ.

દિવસ હોય તો પહોંચી જાતા પળમાં સારી કિક્
રાત હોય તો લબુક ઝબુકને બહુ જ લાગતી બીક.

લબુક ઝબુકને થયું હવે કંઈ ઉપાય કરવો પડશે.
કોણ હોય છે એવું જે અંધારા સામે લડશે ?

ઝાકળના ટીંપાની સાથે આવી એક સવાર.
ત્યાં ઝબુકના મનમાં ઝબકી ઊઠ્યો એક વિચાર.

કહે લબુકને ચાલો સૂરજ દાદા પાસે જઈએ.
અંધારાની આખ્ખેઆખ્ખી સ્ટોરી એને કહીએ.

સૂરજદાદા કહે, 'ભલે ભાઈ તમે કહો તે કરીએ.'
લબુક ઝબુક કયે દાદા તમને સાથે રાખી ફરીએ

દાદાજી કયે આ ઉંમરમાં હું ક્યાં ફરવા આવું ?
તમે કહો તો નાનકડા બે સૂરજને બોલાવું.

ઝબુક કહે કે ભલે ભલે હું પીઠ ઉપર બેસાડીશ.
લબુક કહે કે હું પણ એને આ જંગલ દેખાડીશ.

નાના સૂરજ જંગલ જુએ પટપટ કરતી આંખે.
લબુક ઝબુક અજવાળું ઉડે લબુક ઝબુકની પાંખે.

લબુક ઝબુક ને નાના સૂરજ બની ગયા સૌ ફ્રેન્ડ.
એવી એણે કરી દોસ્તી કદી ન આવે એન્ડ.

આખ્ખું જંગલ હવે ઓળખે લબુક ઝબુકને નામે.
આજ સુધી ક્યાં કોઈ થયેલું અંધારાની સામે

એને શું રોકી શકવાનું અંધારાનું તાળું
જે પોતાની સાથે રાખે પોતાનું અજવાળું.

## વાદળ/મંગળરાવળ 'સ્નેહાતુર'

આભે ઊંચા સરતાં વાદળ,
ચારે કોરે ફરતાં વાદળ.

ચોમાસાના દન આવે ને,
ફોરે ફોરે ઝરતાં વાદળ.

બળબળતા જ્યાં તાપ તપે કે,
દરિયે પાણી ભરતાં વાદળ.

ક્યાંક પર્વતની ટોચે ચઢતાં,
ધક્કા મુક્કી કરતાં વાદળ.

હોળી સાથે આઘાં-આઘાં,
પરદેશ ગમન કરતાં વાદળ.

આથમતા સૂરજની વચમાં,
જુદા રંગ ચિતરતાં વાદળ.

લાલ ચટ્ટાકે બોરાં દેખી,
ખાવા હિમ થૈ પડતાં વાદળ.

માડી કોક દિ' વાત કહે ને,
સાંભળવા ટળવળતાં વાદળ.

'મંગળ'ની તો દોસ્તી ભારે,
મળવા સ્વપ્ને ઠરતાં વાદળ.

## આસ્વાદ

નરસિંહ ઉજમ્બા

### ઘર તરફ

બહેરા બાવળની ડાળ નીચે
ઊભી છું હું નિઃશબ્દ
મારી આંખોમાં
ખખડે છે.
કોયલના ટહુકાને
ઠક્... ઠક્... ચાંચ મારતો
ચકમકતા ધ્વનિવલય જેવો
ચિત્કાર,
કણસાટ.
મને
સ્તબ્ધતા ઘેરી વળે છે...
વ્યાકુળ હું
બીજી ક્ષણે જ
ચાલી નીકળું છું
ઘર તરફ...

('કવિ'- ફેબ્રુઆરી ૨૦૦૪માંથી સાભાર) - પ્રિયંકા કલ્પિત

**પ્રિ**યંકા કલ્પિત આધુનિક નારીવાદી કવયિત્રી છે. 'હાંસિયામાં હું' કવયિત્રીના પ્રથમ કાવ્યસંગ્રહે જબરી અપેક્ષા જગાડી છે. કાવ્યનું શીર્ષક 'ઘરતરફ' પ્રતીકાત્મક છે. ગુજરાતી પેલી કહેવત મુજબ ઘર વિના ઠર નહિ, તે પ્રસ્તુત કાવ્ય વાંચતાં સાચું લાગે છે. પ્રસ્તુત કાવ્યના ચાર ખંડો પડે છે. કાવ્યના આરંભના પ્રથમ ખંડમાં કાવ્યની શરૂઆત આ પ્રમાણે થાય છે:

*બહેરા બાવળની ડાળ નીચે*
*ઊભી છું હું નિઃશબ્દ*

એક તો બાવળ છે ને પાછો બહેરો છે. અહીં 'બહેરો' વિશેપણ કાવ્ય નાયિકાની મનઃસ્થિતિને પ્રકટ કરી આપવાની સાથે પ્ર-લં-બ વ્યંગ્યાત્મક ધ્વનિલયોને પ્રકટ પણ કરી આપે છે. કાવ્યનાયિકાને કશુંક કહેવું છે, હૈયા વરાળ ઠાલવવી છે પણ બાવળ મૂળમાં જ બહેરો છે, પછી શું થાય ? આ બાવળ કોણ છે ? અહીં બાવળ પણ પ્રતીક બનીને આવ્યો છે. કાવ્યાંતે આ બાવળની ઓળખ સ્પષ્ટ કરીશું. કવયિત્રી ને શું કહેવું છે તે કાવ્યના દ્વિતીય ખંડમાં સ્પષ્ટ થઈ ગયું છે :

*મારી આંખોમાં*
*ખખડે છે*
*કોયલના ટહુકાને*
*ઠક્... ઠક્... ચાંચ મારતો*
*ચકમકતા ધ્વનિવલય જેવો*
*ચિત્કાર,*
*કણસાટ.*

બહેરો બાવળ એ કદાચ યુવાભાવ - યૌવન છે. વસંતનું આગમન થઈ ચૂક્યું છે, તેનું સૂચન 'કોયલના ટહુકા' દ્વારા સ્પષ્ટ થાય છે. પણ યુવાભાવ તો (બહેરો બાવળ) છે, તેથી વસંતોત્સવ આનંદોત્સવ બનવાના બદલે પ્રથમ ચિત્કાર ને પછી કણસાટમાં પલટાઈ જાયછે. તેથી કાવ્ય નાયિકાને વ્યાકુળતા ઘેરી વળે છે. કવયિત્રીએ 'સ્તબ્ધતા' વિશેપણનો પ્રયોગ ન કર્યો હોત, તો - પણ ચાલી જાત. કેમકે, વેદનાને પ્રગટ કરવા માટે 'વ્યાકુળ' વિશેપણ જ ભારે વજનદાર બની રહે છે.

વેદનાની સન્મુખ સતત ઊભા રહેવાનું સહેલું નથી. વેદનાનો મુકાબલો કરી વિજયી

બનવાનું પણ ક્યાં સરળ છે? વેદનાને આખેઆખી પચાવી જવા માટે કૃષ્ણ, બુદ્ધ, કબીર, મીરાં, દાસી જીવણ કે ડૉ. આંબેડકર જેવા મહામની બનવું પડે. કાવ્યનાયિકા કાવ્યના અંતિમ ખંડમાં જંગના મેદાનમાંથી લડી લેવાને બદલે ભાગી છૂટે છે.

*બીજી ક્ષણે જ*
*ચાલી નીકળું છું*
*ઘર તરફ...*

આ ઘર તે કયું ઘર? યુવાભાવ (યુવાની !)થી દઝાયેલી નાયિકા શિશુભાવનું શરણું સ્વીકારી લે છે. નાયિકાની આ રોમાંચકારી શિશુ અવસ્થા તે નાયિકાનું ઘર છે. તથાગત બુદ્ધ સત્યની/વેદનાની ઓળખ માટે ઘરમોથી બહાર કેંકાઈ જાય છે. ને વેદનાની/સત્યની મોઢામોઢ ઊભા રહી, વેદનાની એકેક રેખાઓને ઉકેલી સાધારણ ગૌતમમાંથી અસાધારણ બુદ્ધ બની જાય છે. અનુ-આધુનિક યુગના કવિ માટે શબ્દ સાધન છે ને એ જ શબ્દ પડકાર પણ છે. ૨૧મી સદીની કવિતાની આ દિશા છે. પલાયનવૃત્તિ તે આધુનિક યુગનું લક્ષણ છે. પણ અનુ-આધુનિક યુગના કવિએ પલાયનવૃત્તિમાંથી બહાર નીકળી જઈને વેદનાની સન્મુખ ટટાર ઊભા રહીને આંખથી આંખ મિલાવીને વેદનાના સ્થૂળ, સૂક્ષ્મ સ્વરૂપની ઝાંખી કરાવવાનું યુગકર્મ ને કર્તવ્ય એણે બજાવવું પડશે. અલબત્ત ૨૧મી સદીમાં લખતા કવિની આ બહુ મોટી જવાબદારી છે. એના માથે આવી પડેલી જવાબદારીથી એ શી રીતે છટકી કે ભાગી શકે? □

## અનુવાદ

### The Butterfly

When the rain paused
It lightly flapped its wings
And flew
Over the soaked grass
Into the sky

Higher and higher it went
Until its wings grew weary;
Then it sat to rest
On the rainbow
But the rainbow flexed !
For too heavy was the butterfly

- Vassilis Vitsaxis

### પતંગિયું

જ્યારે વરસાદે વિરામ લીધો
તેણે હળવેથી પાંખો ફફડાવી
અને ભીનાં ઘાસ ઉપરથી
આકાશમાં ઊડી ગયું.
તેની પાંખો થાકી ન ગઈ ત્યાં સુધી
તે ઊંચે ને ઊંચે ગયું
પછી આરામ લેવા તે મેઘધનુષ્ય પર બેઠું
પણ મેઘધનુષ નમી પડ્યું
કેમકે પતંગિયું ઘણું ભારે હતું.

- અનુ. : પ્રફુલ્લ રાવલ

## અવલોકન

# 'તરન્નુમ'નું ભાવવિશ્વ

ડૉ. પ્રતિભા શાહ

મધનું એક ટીપું ! આપણને એમ કે એની શી વિસાત ? પણ આપણને ખબર છે ખરી કે એક ટીપાં મધ માટે કેવો અથાક પરિશ્રમ ચાલ્યો હોય છે ? માટીના અંધકારમાંથી અંકુર ડોકિયું કરે, કૂંપળ ફૂટે, કળી બેસે, ફૂલ ખીલે, મધમાખી આવે ને અખૂટ ધીરજથી ટીપું ટીપું મધ એકઠું થાય. શ્રી સુરેશ જોશીએ એથી જ કહ્યું છે કે કાવ્ય પણ કવિચિત્તમાંથી સારવીને સંચિત કરેલું મધુબિંદુ છે ! એ હોય છે લઘુ પણ એની તાકાત અખૂટ હોય છે.

કાવ્યના વિવિધ સ્વરૂપોમાં ગઝલનું બંધારણ આગવું છે. એમાં બે પંક્તિનો એક શેર બને છે. સામાન્ય રીતે ઓછામાં ઓછા પાંચ ને વધુમાં વધુ ઓગણીસ શેર હોય છે. પ્રત્યેક શેરમાં બીજી પંક્તિમાં રદીફ આવે અને રદીફ પહેલાં કાફિયા મેળવવાના હોય છે. ગઝલના પહેલા શેરને મત્લા અને છેલ્લા શેરને મક્તા કહે છે. ઘણી વાર એક ગઝલના પ્રત્યેક શેરનું ભાવવિશ્વ જુદું જુદું હોય છે તો ક્યારેક આખી ગઝલમાં એક જ ભાવનું સઘનરૂપ ઉપસતું હોય છે.

કવિશ્રી સુમન અજમેરીનું કવિતા ક્ષેત્રે આગમન 'કવિતા સુમન' સંગ્રહથી થયું. ત્યાંથી આરંભાયેલી કવિતાયાત્રા, 'અંતઃ સલિલા', 'કંઠે કોળ્યું ગીત', 'સૂરજ ઝળાંહળાં' અને 'હલક હુલાસે ચઢી' રૂપે પ્રવહમાન રહી છે. પ્રસ્તુત ગઝલસંગ્રહ 'તરન્નુમ' આમ તો એમનો સાતમો સંગ્રહ. આ સંગ્રહમાં ૮૨ જેટલાં અપ્રકટ અને બાકીની દસેક જેટલી અન્ય સંગ્રહોમાં અગાઉ પ્રકટ થયેલી ગઝલો સમાવાઈ છે.

એમની કવિતાને ઘણા સહૃદયી સન્માન્ય વિદ્વાન વિવેચકોએ આવકારી છે. પ્રસ્તુત ગઝલસંગ્રહનું ભાવવિશ્વ આમ તો અગાઉના સંગ્રહોને જ અનુસરે છે. અગાઉના કાવ્યસંગ્રહોની જેમ જ આ સંગ્રહમાં પણ પ્રણયના વિવિધ હૃદયભાવો, પ્રકૃતિના મન સ્પર્શ્યા રૂપ તેમજ સમકાલીન સમાજમાં મુખ્યરૂપે વર્ણવાઈ છે. પણ એટલું જરૂર કહી શકાય કે આ ભાવો અહીં ક્યાંક વધુ ઘૂંટાયા છે. તો ક્યાંક અગાઉ જેવું પુનરાવર્તન પણ છે ખરું. પ્રત્યેક રચનામાં અગાઉ કરતાં વધુ વિકસવાનો કવિનો પ્રયત્ન ધ્યાનાર્હ બને છે.

સંગ્રહની પ્રથમ ગઝલનો પ્રથમ શેર મત્લામાં ખુશબોના ઘટ લહેરાવતી આવી રહેલી હવાની વધામણી હૈયાના હુલાસથી વર્ણવાઈ છે. –

'આ હવા ખુશબોના ઘટ લહેરાવતી આવી અહીં
નકી પથમાં આસપાસ પગલાં તમ પડિયાં હશે.'

પ્રિયના આગમનની જાણ હવાની સુગંધ કેવી સુંદર રીતે કરે છે ! 'ભરી આંખે ચોમાસું છલકે છે'માં પ્રણયનો એક જુદો જ રંગ છલકે છે. દેખીતી નફરત પાછળ છુપાયેલો પ્રિયજનનો પ્રેમ કાવ્યનાયક આમ અનુભવે છે –

'આગ થઈને ઇંગિતમાં કૃત્રિમ નફરત ઝલકે છે
રાગ તમારા હોઠેથી મર્મર મર્મર મરકે છે'

'મસ્તી' ગઝલમાં આજને માણી લેવાની ભાવભરી મસ્તી છે –

'થવાનું જે હશે, થાશે, કીધી પરવા કદી ના મેં.
ગગન ગગડાટ ને સાગરતણા ઘુઘવાટ ઉછાળી દો.'

પ્રકૃતિ પણ કવિનો પ્રિય કવન વિષય રહ્યો છે... 'વાદળ', 'સ્નો', 'દરિયો' વગેરે પ્રકૃતિને વિષય બનાવતી ગઝલ છે. 'સ્નો'માં અમેરિકામાં કવિએ જોયેલું 'સ્નો'નું વર્ણન છે તો 'દરિયો'માં દરિયાના અવનવા રૂપો કવિએ વર્ણવ્યાં છે.

'મકનજી ક્યાં ચાલ્યા ?' મૃત્યુ પછી લેવાતા છાજિયા રૂપે રચાયેલી ગઝલ છે. જેમ લાભશંકરે લઘરાને, રાવજી પટેલે હુંશીલાલને તેમ અહીં કવિએ મકનજીને પાત્ર બનાવી ગઝલની રચના કરી છે. કવિએ આપેલી ફૂટનોટમાંની માહિતી 'મકનજી એ આત્માનું પ્રતીક' જરા કઠે એવી છે. ભાવકને સર્જકના સર્જનવિશ્વમાં યથેચ્છ વિહરવા દેવો જોઈએ...! 'પથ્થર અભાગી કાં બન્યો'માં સાંપ્રદાયિક દાવાનળને ભડકાવવામાં નિમિત્ત રૂપ બનનાર વ્યક્તિને પથ્થરના પ્રતીકથી કવિએ ઉપાલંભ્યો છે તો 'ક્યાં જાણે પથરાવના પથ્થર ?'માં કોઈના હાથનું રમકડું બની વેદના પહોંચાડતા પથ્થરની વાણી આમ વર્ણવાઈ છે -

'ભગવાન એવા કર મહીં કેમ તેં અમને ધર્યા ?
હણે પનોતા, ના જાણે, પથરાવના પથ્થર અમે.'

'સંબંધો' આ સંગ્રહની એક સુંદર ગઝલ છે. જેમાં કવિએ રેતીની જેમ સરકી જતા, પરપોટાની જેમ ક્ષણમાં વિલુપ્ત થતા કે પછી વર્ષાની ધારની જેમ ઝરમર ઝરી જતા સંબંધો તરફ પોતાનો અણગમો બતાવ્યો છે.

આ કવિને 'દર્દની સાયબી' પણ એવી જ ગમે છે. ક્ષય સમું ઓસરાતું દર્દ... જિસ્મમાં ચણાતું દર્દ કે પછી પ્રાણ-પોતમાં વણાતું દર્દ કવિની અંદર એવું તો ઓળઘોળ થઈ ગયું છે કે -

'દર્દ હવે ઓળખ અમારી થઈ ગઈ જાણો
દર્દ હવે પ્રાણમાં ઊતરતું જાય ઊંડે ઊંડે.'

'રેશમ રેશમ' એ પણ પ્રેમના એક મુલાયમ રૂપને વર્ણવતી ગઝલ છે. એનો પહેલો શેર ખૂબ જ ભાવપૂર્ણ છે. જો કે ગઝલમાં આગળ જતાં ભાષાની... ભાવતી આ મુલાયમતા જળવાતી નથી.

સંગ્રહની કેટલીક ગઝલો આમ મનને જરૂર સ્પર્શી જાય છે. છતાં ભાવનું સાતત્ય બધી ગઝલોમાં એકધારું જળવાતું નથી. ક્યાંક પ્રાસ મેળવવા શબ્દની જે યોજના કવિએ કરી છે તે કાં તો ભાવાનુસારી નથી. કાં તો એમાં અર્થ જ નીકળતો નથી. જેમકે 'ભરી આંખ ચોમાસું છલકે છે'માં સૉનેટરૂપ પામતી ગઝલના પહેલા ચતુષ્કની પહેલી બે પંક્તિમાં 'નફરત ઝલકે છે', 'મર્મર મલકે છે' એ તો બરોબર પણ પછીની પંક્તિઓમાં વપરાયેલા 'કસમસ કસમસ કસકે છે' કે પછી 'વ્યાજ પ્રકોપે વલમે છે'માં કાં તો પ્રાસને મારી મચડી બેસાડવાની પ્રક્રિયા છે. કાં તો અર્થ બંધ બેસતો નથી. આવા ઉદાહરણ ઘણા મળી શકે. કાવ્યોની નીચે મુકાયેલી ફૂટનોટોમાંની સૂચન નોંધો પણ મારી દૃષ્ટિએ બિનજરૂરી છે. ભાવકની ભાવનશક્તિ ઉપર સર્જકને અવિશ્વાસ અથવા ઓછો વિશ્વાસ છે જાણે ! એક વિવેચકે કાવ્યસર્જનની પ્રક્રિયાને 'વૃક્ષને જાણે પાન ફૂટે એમ કવિને કવિતા ફૂટે' સાથે સરખાવી છે. અહીં આવો અનુભવ કેટલાક કાવ્યોમાં થાય છે ખરો. પણ એવા કાવ્યોની સંખ્યા બહુ મોટી નથી. અલબત્ત, આ વાત મોટા ગજાના ગણાતા કવિઓમાં પણ ભાગ્યે જ જોવા મળે છે. અંતમાં કવિશ્રીના આ ગઝલસંગ્રહને આવકારતા આનંદ અનુભવું છું. સર્જકનું આ ગઝલસંગ્રહને આવકારતાં આનંદ અનુભવું છું. સર્જકનું ભાવવિશ્વ હજુ પણ વધુ ઊંડાણવાળું અને વિષયના વૈવિધ્યથી સભર બને અને ઊંચા ગજાની રચનાઓ એમના દ્વારા પ્રાપ્ત થાય એવી શુભેચ્છા. □

વાણી તો વહેતું નીર છે પાનબાઈ;
એ જ ગંગાનો તીર છે પાનબાઈ.
આપણી અસ્તિ એ તો આંકેલી,
જળ ઉપરની લકીર છે પાનબાઈ.
રાજવી જેઓ ખોલીપાના છે,
એ જ સાચા અમીર છે પાનબાઈ.
પંડ પોતે જ એક તકિયો છે,
માંહ્ય બેઠેલો પીર છે પાનબાઈ.
વાગતું જેને તે થતું ઝળહળ,
તેજ પાયેલું તીર છે પાનબાઈ.
શબ્દ વીંટીને જાત ઢાંકી છે,
આપણું આ મલીર છે પાનબાઈ.
આપણા વંશ-વડલે હર-ડાળે,
નરસિંહ-મીરાં-કબીર છે પાનબાઈ.

- મનોજ ખંડેરિયા

(ક્યાંય પણ ગયાં નથી'માંથી)

---

## જલને ઝૂલણિયે

જલને ઝૂલણિયે ઝૂલતાં હો
ઝૂલતાં હો
ઝૂલતાં હો ઝીલીએ નેહે,
છૉળ-છણ્ટકાવ હોંશભેર કાંઈ એવો
કે બન્નેય છાવર્યાં મેહે.

દાવમહીં દીજિયે રે ડૂબકી હો
ડૂબકી હો
ડૂબકીમાં માછલી ડર્જે,
આવીએ ચટોચટ્ટ ઊછળીને બ્હાર
બોલી ઊઠીએ રે હર હર ગર્જે.

એક મેકમેર નેણ માંડ્યાં ને
લાગ્યાં હો
મોતી નીતરતા દેહે
જલને ઝૂલણિયે ઝૂલતાં હો
ઝૂલતાં હો, ઝૂલતાં હો ઝીલીએ નેહે.

('પ્રેમનો પર્યાય'માંથી) - રાજેન્દ્ર શાહ

સ્થાપક : રાજેન્દ્ર શાહ

શરદ

વિ.સં.૨૦૬૦

# કવિલોક

સપ્ટેમ્બર-ઓક્ટોબર ૨૦૦૪

વર્ષ ૪૭ : અંક : ૫

સળંગ અંક : ૨૮૧



ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તન્ત્રી

**ધીરુ પરીખ**

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ વિ.સં. ૨૦૬૦ : વર્ષ ૪૭ : અંક ૫ સળંગ અંક ૨૮૧



તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ + નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૬૦. આજીવન લવાજમ માત્ર રૂ.૬૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. આજીવન $ 75; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 4. આજીવન £ 50. આ અંકની છૂટક કિંમત રૂ.૧૨.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દેસાઈ ઓફસેટ, અમદાવાદ ફોન :૫૩૩૦૨૪૫

શરદ વિ.સં. ૨૦૬૦ સપ્ટેમ્બર-ઑક્ટોબર ૨૦૦૪

# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે



## કવિતા અને રાજકારણ

રાજકારણ-politics - શબ્દ અહીં એના શાસ્ત્રીય અર્થમાં ઉપયોજ્યો છે, નહિ કે 'કાવાદાવા', 'દાવપેચ' ઇત્યાદિ વ્યંગ્યાર્થમાં. મનુષ્ય વ્યવસ્થિત સમાજરચનામાં આવ્યો ત્યારથી તે વ્યવસ્થાને સુસ્થિર અને સુવિકસિત કરવા માટે કોઈ ને કોઈ પ્રકારની શાસનવ્યવસ્થાની જરૂરિયાત ઊભી થયેલી છે. આમ, માનવ-ઇતિહાસમાં વિવિધ કાળતબક્કે વિવિધ શાસનપ્રણાલીઓ અસ્તિત્વમાં આવતી રહી છે. આથી મનુષ્ય એક યા બીજી રીતે શાસન સાથે સંકળાયેલો રહ્યો છે. આમ, રાજશાસન કે રાજકારણ સાથે એને પનારું પડતું આવ્યું છે. મનુષ્ય એનાથી અલિપ્ત રહી શકતો નથી.

સામાન્ય નાગરિક અનેક રીતે રાજકારણમાં લિપ્ત રહી શકે છે. ડૅન્ટિ કે મિલ્ટન જેવા કવિઓ કે વિક્ટર હ્યુગો જેવા સમર્થ સર્જક પણ એક નાગરિકની રૂએ તત્કાલીન રાજકારણમાં સક્રિય રહ્યા હતા. પરન્તુ અહીં મારે જે મુદ્દાની વાત કરવી છે તે કોઈ સર્જકની નાગરિકધર્મ તરીકે વ્યક્તિગત સક્રિયતાની નથી, બલકે નાગરિકનાં કલાકાર તરીકેના ધર્મકાર્યમાં એ આવા પ્રશ્નોને કઈ રીતે સમજે-સંમાર્જે છે તે છે.

કલાકારમાત્ર સંવેદનશીલ હોવાથી કોઈ પણ સંવેદનાત્મક ઘટનાથી એ અડોલ રહે તે સંભવિત નથી. આ રીતે જોવા જતાં કવિ એ શબ્દની સૂક્ષ્મ કલાનો સાધક છે, એ વધુ સંવેદનપટુ છે. એક નાગરિક તરીકે અન્ય સહુ નાગરિકોની જેમ એને પણ રાજકારણ સ્પર્શે છે. જો એ રાજકારણમાં એલિયટની જેમ સક્રિય ન બને તો પણ એ વિષયને સ્પર્શ્યા વગર રહી શકતો નથી. એલિયટે કહેલું, 'And as a man of letters, I have never taken any part in politics other than that of a voter-a walking- on part and that of a reader-a sitting-down part.' આમ છતાંય આપણે જોઈએ છીએ કે એમના પ્રસિદ્ધ કા

ક્વૉર્ટેટ્સ'માં તત્કાલીન અને સર્વકાલીન રાજકારણના સંકેતો-સંદર્ભો અનુસ્યૂત છે. ઑડને એમના એક કાવ્ય 'Sepermber 1,1939'માં સાંકેતિક રીતે રાજકારણની વાત કરી લીધી છે. આમ તો આ કાવ્ય સ્થળાંતરના વિષયનું છે. કવિ એમાં આ પ્રમાણે ત્રણ પંક્તિઓ મૂકે છે :

'Exiled Thucydides knew
All that a speech can say
About Democracy...'

અહીં ઇતિહાસકાર થ્યૂસિડિડીઝના પેલપનેશ્યન યુદ્ધ વિશેનું લખાણ ઑડન વાંચતા હતા ત્યારે પ્રશિષ્ટ ગ્રીક સંસ્કૃતિના અસ્તંગત તબક્કાની કથની થ્યૂસિડિડીઝે પેરિક્લીઝના ભાષણમાં મૂકી છે, અને તે ઍથેન્સના ભવ્ય કાળના અંતની - લોકશાહીના અંતની - વાત દીર્ઘભાષણમાં કરે છે. આ સંદર્ભ ઑડનની આ કાવ્યપંક્તિઓને તત્કાલીન રાજકારણના સંદર્ભમાં ઇતિહાસની મૂલવણી કરવા સૂચવે છે. સમગ્ર કાવ્યના પોતમાં વણાયેલી આ પંક્તિઓ ક્યાંય રાજકારણનો સીધો પ્રચાર કે વિચાર નથી, બલકે કવિની લોકશાહી પરની શ્રદ્ધાનો અને તેના ધ્વંસની વેદનાનો ઇશારોમાત્ર કરી રહે છે. આ રીતે તે સંદર્ભ કાવ્યનિર્મિતિમાં બાધારૂપ બનતો નથી, બલકે કાવ્યકલાને ઉપકારક થાય છે. ચીલીના કવિ પાબ્લો નેરુદા તો રાજકારણમાં સક્રિય હતા અને સામ્યવાદી રાજકીય વિચારધારાના પુરસ્કર્તા હતા. આમ છતાંય તેમનાં કાવ્યોમાં તેમની આવી રાજકારણની નિસબત કલાતત્ત્વને ભોગે જોવા મળતી નથી. તેમનાં આવાં કલાત્મક કાવ્યો 'Ars Poetica', 'The Way Spain Was', 'The People' તેમની રાજકારણની નિસબત કરતાંય કલાકારની નિસબતના નમૂનારૂપ છે.

આપણે ત્યાં બારોટો અને ભાટચારણોની રાજબિરદાવલીઓ જાણીતી છે. એમાં કલાકારના સ્વાતંત્ર્યના ભોગે પણ મહદંશે અયથાર્થ બિરદાવલીઓ જોવા મળે છે. તેના રચયિતાની નિસબત કલાત્મક કાવ્યસિદ્ધિની નહીં, બલકે રાજભાટાઈની દ્યોતક બની જતી હોય છે. આવી ભાટાઈ કંઈ ભૂતકાળના ભાટચારણોનો જ ઇજારો હતો એમ નથી, વર્તમાનમાં પણ આવી રાજભાટાઈઓથી છલકાતી કાવ્યનામી અકલાત્મક પદ્યકૃતિઓ રચાતી જોવા મળે છે ત્યારે કલાપક્ષે આટલી ગહન વિચારણા થઈ હોવા છતાંય ક્ષુલ્લક ભૌતિક લાભોની તળાઈઓમાં આળોટવાના અભરખાવાળા પદ્યકારો જોવા મળે તે કાવ્યજગતની નાલેશી છે.

આપણે ત્યાં વળી અર્વાચીનકાળના આરંભે મધ્યકાલીન રાજકારણ અને તદુદ્ભવિત શાસનપ્રણાલીમાંથી અંગ્રેજોના શાસનકાળે જે શાન્તિ અને સુખ પ્રકટાવ્યાં તે આપણા આરંભના દલપત-નર્મદની કાવ્યરચનાઓમાં વધુ પડતા બોલકા સ્વરે આવે છે. 'હરખ હવે તું હિન્દસ્તાન' - કહી દલપતરામ અંગ્રેજોની નૂતન શાસન-પ્રણાલીને પોંખે છે. બાલાશંકર કંથારિયાએ પણ 'શ્રી રીપન પંચદશી' નામક કાવ્યમાં ત્યારના વાઇસરૉય

રીપનની વિદાયવેળાને અને 'સ્વ-રાજ'ની વિભાવના લોકદિમાગમાં ઊભરી હતી તેને બિરદાવી છે. અલબત્ત, એમાં પણ કવિત્વનો ચમકાર તો અત્રતત્ર જ જોવા મળે છે. ગાંધીયુગીન કવિઓએ ગાંધીપ્રેર્યા મૂલ્યનિષ્ઠ રાજકારણને પોતાની કૃતિઓમાં સુભગ વાચા આપી છે તો અનુગાંધીયુગમાં દેશની સ્વાતંત્ર્યોત્તર દુર્દશાની વિકલ ક્ષણોને કાવ્યબદ્ધ કરી છે.

નિરંજન ભગતનું '૧૫ ઑગસ્ટ ૧૯૫૦' કાવ્ય તરત જ સ્મરણે ચડશે. સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછીની દુર્દશાથી. કવિને જે લાગણી થઈ છે તે આમ વ્યક્ત થઈ છે :

'જોઉં છું,
ખુલ્લી નજરથી જોઉં છું
સૌ ચામડી પરનાં ચકામાં
ને સૂજેલા સોળ પરનું લોહી જ્યારે લ્હોઉં છું
ત્યારે થતું કે સૌ શહીદોનાંય લોહી શું ઝર્યાં છે કે નકામાં?
લાય એવી લાય
કે બસ ઊંઘ નહીં, ઉજાગરામાં રાત સારી જાય,
હું તો સ્વજનનો સુરમો લઈ જન્મ્યો હતો
પણ હવે તો મેશ પણ મળતી નથી...'

આ રીતે જોવા જતાં કોઈ પણ દેશકાળે કવિ તત્કાલીન રાજકારણથી અસ્પૃષ્ટ રહી શકતો નથી. રાજકારણનાં ચાર પાસાં શાસક, શાષનપદ્ધતિ, શાષિત પ્રજા અને શાષન-વિચારધારાઓ મુખ્ય અસરકર્તા પરિબળ છે. કવિનો ધર્મ ઉક્ત રાજકારણને હાંસિયામાં હડસેલી દેવાનો નથી. પણ એ વાતનું સ્મરણ રહે કે કવિ તથ્યોનો સાક્ષી છે, અને સત્યોનો સાથી છે. સાક્ષીભાવે જે રાજકારણને એ જુએ છે તેને કલાકારની હેસિયતથી સત્યના સાથી તરીકે નિર્ભીકતાથી રજૂ કરે છે. આમ કરતી વખતે પણ એના રાજકારણીય વિષયવસ્તુ કરતાં એની કલાત્મક અભિવ્યક્તિ જ એનો પ્રથમ અને પરમ ધર્મ બની રહે છે.

કવિને રાજકારણનાં સૂત્રો કે પ્રચારાત્મક યા વિરોધાત્મક શબ્દખેલમાં રસ ન હોવો ઘટે. આમ કરવા જતાં ન તો તે કલાત્મક કવિ બની શકે કે ન તો અસરકારક રાજનીતિ-પ્રસારક. બાવાના બન્ને બગડવાની સ્થિતિમાં તે આવી જશે. આથી એમ કહી શકાય કે કવિને લાગેવળગે છે ત્યાં સુધી એનું નિરપેક્ષ દૃષ્ટિબિન્દુ અને કલાસાપેક્ષ અભિવ્યક્તિ-પક્ષ બન્ને સિદ્ધ થવાં જોઈએ.

ઑક્ટોબર ૩૦, ૨૦૦૪

ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

## દુષ્યન્ત પંડ્યા

### ૧૭. પેટ્રોક્લસ માટે ઝઘડો (ગતાંકથી ચાલુ)

પછી ઝ્યૂસે ઘોડાઓમાં તાજું બળ પૂર્યું. પોતાની કેશવાળીમાંથી ધૂળ ખંખેરતા એ ઊભા થયા અને ટ્રોજનો તથા આર્ગાઈવો જ્યાં લડી રહ્યા હતા ત્યાં એ પહોંચ્યા. ઑટોમીડોન રથીને સ્થાને બેઠો અને પોતાના સાથીને ગુમાવવા બદલ એ વેદના અનુભવતો હતો તે છતાં, હંસોના ટોળા પાછળ પડેલા ગીધની અદાથી એ રણક્ષેત્રમાં ઘૂમી વળ્યો. એના અશ્વોની ગતિએ એને યુદ્ધની આંટી-ઘૂંટીમાં પડતા અટકાવ્યો અને એ ઘમસાણમાં એ કોઈ શત્રુનો પીછો પણ કરી શક્યો નહીં. એ પવિત્ર રથમાં એ એકાકી હોઈને, પોતાના તેજ તોખારોને વશમાં રાખવાનું અને ભાલાનો વાર કરવાનું એને અશક્ય લાગ્યું. આખરે, એની પોતાની ટુકડીનો જ એક મિત્ર, લેચર્સિન્ડનો પુત્ર એલ્સિમીડોન એની મુશ્કેલી ભાળી ગયો અને એના રથની પાછળ આવી એ બોલ્યો : 'ઑટોમીડોન, ક્યા દેવે તારી બુદ્ધિનું હરણ કર્યું છે અને તારા ભેજામાં આ મૂર્ખ વિચાર ઠાંસ્યો છે? ટ્રોજનોની આગલી હરોળ સામે એકલ પંડે જંગે ચડવાનો અર્થ શો છે? તારો રથી હણાયો છે અને અકિલીઝનું બખ્તર ચડાવીને હેક્ટર ઘૂમી રહ્યો છે એ તું નથી જાણતો શું?'

ડાયોરીસના પુત્ર ઑટોમીડોને ઉત્તર આપ્યો : 'એલ્સિમીડોન, આ અમર અશ્વોને વશમાં રાખવા માટે પેટ્રોક્લસ પછી તારા સિવાય બીજું કોઈ સમર્થ નથી, ને પટ્રોક્લસને એ વિદ્યા દેવોએ આપી હતી. પણ એ હવે મોતને ભેટ્યો છે. તો તું આ ચાબુક અને લગામ લઈ લે એટલે હું ઊતરીને યુદ્ધ ખેલીશ.' એટલું બોલી એ નીચે ઊતરી ગયો અને એ વેગીલા રથમાં ઍલ્સિમીડોન ચડી બેઠો ને એણે લગામ પકડી.

હેક્ટરે એમને નિહાળ્યા હતા. એની બાજુમાં ઊભેલા ઇનિયાઝ તરફ ફરી એણે કહ્યું, 'ઈનિયાઝ ટ્રોજનોના સલાહકાર, નબળા યોદ્ધાઓની જોડ સાથે રાજા અકિલીઝનો રથ મને આવતો દેખાય છે. મને લાગે છે કે એ ઘોડા આપણે પડાવી લેવા જોઈએ. જો આપણે બંને સાથે એમની ઉપર ત્રાટકશું તો એ જોડી ઊભી નહીં રહે શકે.'

અકાઈઝિઝનો બહાદુર પુત્ર પણ તૈયાર જ હતો, એટલે પોતાની બળદના ચામડામાંથી બનાવેલી અને કાંસ્યમંડિત ઢાલો વડે પોતાના ખભાનું રક્ષણ કરતા એ બે વીર આગળ ધપ્યા. ક્રૉમિયસ અને દેવ સમો એરીટસ એમની સાથે ચાલ્યા, દુશ્મનોને મારી એમના ઉન્નત ગ્રીવા અશ્વોને વાળી લેવાની તેમને ઉત્કટ ઇચ્છા હતી. પોતાની જાતને એ ભ્રમમાં નાખતા હતા કારણ થોડું લોહી રેડાવ્યા વિના ઑટોમીડોનથી એ છૂટા પડવાના ન હતા.

દરમિયાનમાં ઑટોમીડોને પિતા ઝ્યૂસને પ્રાર્થના કરી હતી અને એના જુસ્સાદાર હૃદયમાં નિર્બળતાને કે ડરને સ્થાન ન હતું. પોતાના વિશ્વાસુ મિત્ર ઍલ્સિમીડોન તરફ ફરી એણે કહ્યું, 'એલ્સિમીડોન, ઘોડાઓ સાથે મારી બાજુમાં જ રહેજે,' એમના શ્વાસોચ્છ્વાસ મારી પીઠને અડકવા

જોઈએ. મને ડર છે કે મોરચે જ આપણે હેક્ટરને ખલાસ ન કર્યો તો, એના ક્રોધમાં આપણને બેઉને હણીને, લાંબી કેશવાળીવાળા આ તોખારોને વાળી જતો અને આર્ગાઈવોને પદોડી પાછા કાઢતો એને કોઈ રોકી નહીં શકે.'

પછી એણે બેઉ ઍયાઝોને અને મેનેલોઝએ સાદ દીધો. 'તમે બંને ઍયાઝો અને, મેનેલોઝ, આર્ગાઈવોના સેનાધ્યક્ષો, તમે અમારી મદદે આવો અને તમને લાગતા ઉત્તમ લડવૈયાઓને શબની ભાળવણી અને દુશ્મનોને ખાળવાનું સોંપો. અમે બંને જીવતા છીએ અને સૌથી ઉત્તમ ટ્રોજનો હૅક્ટર અને ઈલિયાઝ સાથેના આ ખુંખાર જંગમાં અમારી માથે મોત ઝઝૂમે છે, પૂરી તાકાતથી એ બેઉ અમારી ઉપર ત્રાટક્યા છે. દરમિયાનમાં અને, પોતાનું ભાવિ કોઈ જાણતું નહીં હોઈ, પહેલો વાર કરવાની કોશિશ હું કરું છું અને બધું ઝ્યૂસ પર છોડું છું.'

આમ બોલીને પ્રલંબ પ્રતિબિમ્બ પાડતા એના ભાલાને એણે ફેંક્યું. એનું કાંસ્ય ફળું એરીટસની ઢાલ સાથે અથડાયું. એ ઢાલ એને આગળ વધતું અટકાવવામાં નિષ્ફળ ગઈ. ઢાલ વીંધી એના કમ્મરબંધને ભેદી ભાલું સીધું એના પેટમાં પેઠું અને, આગળ કૂદી એ પીઠભર ધરણી પર ઢળી પડ્યો, જાણે કાંધ પર પડેલી કોઈ કુહાડીને ઘાએ, કૂદકો મારીને બળદ ઢળી પડ્યો. અણીદાર ભાલે એનાં આંતર ફાડી નાખ્યાં અને એ મરી ગયો.

પછી હેક્ટરે પોતાનો ચળકતો ભાલો ઑટોમીડોન પર ફેંક્યો. પણ ઑટોમીડોન સજાગ હતો અને આગળ લળીને એ ઘાથી જાતને એણે બચાવી. એની પાછળ એ ભાલાનો લાંબો દાંડો જમીનમાં ખૂંપી ગયો હતો અને જે બુઠ્ઠો ભાગ ધરતીની બહાર હતો તેને યુદ્ધદેવે પોતાનો જોરદાર હાથ અડકાવ્યો ત્યાં સુધી એ હલતો રહ્યો. અને પોતાના સાથીની સહાયમાં દળોમાંથી દબાતા બે ઍયાઝો વચ્ચે ન પડ્યા હોત તો એ બંનેએ એકબીજાની ગળચી પકડી હોત. આવી જોડથી ગભરાઈ જઈને હેક્ટર, ઈલિયાઝ અને ઉમદા ક્રૉમિયસ પાછા હટી ગયા અને, વીંધાયેલો એરીટસ જ્યાં પડ્યો હતો ત્યાં જ એને રહેવા દીધો. દેવ એરીઝની માફક ઠેકડો મારીને ઑટોમીડોને એનાં શસ્ત્રોનું હરણ કર્યું અને સંતોપ વ્યક્ત કર્યો. એણે કહ્યું કે, 'મારા વીર પેટ્રોક્લસના મૃત્યુનો મને આથી થોડો દિલાસો સાંપડે છે જોકે, જેને મેં હણ્યો છે તેના કરતાં એ ક્યાંય ચડિયાતા હતા.' પછી એણે લોહીખરડ્યું બખ્તર ખેંચી પોતાના રથમાં મૂક્યું અને પછી, બળદનું મારણ કરેલા કેસરીની જેમ, લોહિયાળ હાથેપગે એ રથારૂઢ થયો.પેટ્રોક્લસના દેહની પાસે ફરી વાર યુદ્ધ મંડાયું ને આ વેળાએ તે વધારે ગરમ ને ભયંકર હતું કારણ એની પ્રેરક એથીની હતી. પોતાનું મન બદલનાર, સર્વદર્શી ઝ્યૂસની પ્રેરી એ સ્વર્ગેથી ઊતરી આવી હતી. માણસજાતને યુદ્ધથી ચેતવવા કે, ખેતરમાં કામ થંભાવી દેવા અને ઘેટાંઓને અગવડ ઊભી કરવામાં ઠંડી વાઝડી જેવી, દેવટાંગ્યા ભેંકાર ઇન્દ્રિચાપ જેવી, ભયંકર ધુમ્મસ ઓઢીને એથીની અકીઅન સેના વચ્ચે કૂદી અને દરેકના હૈયામાં એણે નવચેતના પૂરી. એટ્ર્યુસનો પુત્ર વીર મૅનેલૉઝ એથીનીને મળનાર અને એનો અનુરોધ સાંભળનાર પહેલો હતો. ફિનિક્સનું રૂપ અને એનો સ્વર ધારણ કરીને એ બોલી : 'ટ્રૉયના ગઢની દીવાલ પાસે કૂતરાંઓ પૅટ્રોક્લસના દેહને ફાડી ખાશે ને ચૂંથશે તો મૅનેલૉઝ લાજ તારી જશે અને ઠપકો તને મળશે તો તું જરાય ઢીલો નહીં પડ અને તારા બધા [illegible] કર.

'મારા નામદાર ફિનિક્સ, મારા આદરણીય મિત્ર', મૅનેલૉઝ બોલ્યો, 'એથીની મને શક્તિ આપે અને મારા પર આવતા પ્રહારોને વારે એ મારી પ્રાર્થના છે. તો આગળ પડી પૅટ્રૉક્લસ માટે લડવામાં મને વાંધો નહીં આવે. એના મૃત્યુએ મારું હૈયું હલાવી નાખ્યું છે. પણ હૅક્ટરનો ક્રોધાગ્નિ ભડભડ બળે છે અને એનું કાંસ્ય ભાલું સર્વનાશી છે. એ જીતે એમ ઝૂયૂસ ઇચ્છે છે.'

બીજા દેવોની નહીં પણ પહેલાં મૅનેલોઝે પોતાની પ્રાર્થના કરી એથી એથીની રાજી થઈ હતી. એણે મૅનેલોઝના ખભાઓમાં તથા ઘૂંટણોમાં બળ પૂર્યું અને એની છાતીમાં માખીની હિમ્મત પૂરી, માખી માનવરક્તની ભૂખી હોય અને એને વારંવાર આઘી કર્યાં પછીયે એ પાછી માનવીને વારે બેસવા જતી હોય. આવી હિમ્મતથી સભર થઈને એ પૅટ્રોક્લસના દેહ પાસે ઊભો અને એણે પોતાનું તગતગતું ભાલું ફેંક્યું.

ઇટિયૉનનો પુત્ર મોડીઝ નામે એક ટ્રોજન હતો. એ પૈસાપાત્ર હતો, સુપેરે ઉછર્યો હતો અને હૅક્ટરનો માનીતો હતો. શરાબની પ્યાલીએ બંનેને મિત્રો બનાવ્યા હતા. એ નાસવા જતો હતો તેવો મૅનેલોઝને ભાલે વીંધાયો. ધબાક દેતો એ ધરતી પર પટકાયો અને ટ્રોજનો વચ્ચેથી એના દેહને તાણીને મૅનેલોઝે એને પોતાના માણસોને સોંપ્યો.

પણ એવે અપોલોએ હૅક્ટરને ત્યાં આણ્યો. એસિયસનો પુત્ર ફીનોપ્સ હૅક્ટરના અતિથિઓમાંથી હૅક્ટરનો માનીતો હતો. તેના રૂપમાં જાતને છુપાવી અપૉલો હૅક્ટર પાસે ગયા. 'હૅક્ટર', એ વદ્યા, 'યોદ્ધાનાં ખાસ લક્ષણ નથી એવો મૅનેલોઝ આપણી હરોળોમાં આવી એણે મારેલા એક આદમીને એ ઘસડી ગયો એનાથી તું ડરી જશે તો ક્યો અકીઅન પછી તારાથી ભય પામશે? એને હાથે મરાયો તે જણ ઇટિયોનનો પુત્ર તારો મિત્ર મોડીઝ હતો. આપણો એક ઉત્તમ વીર એ હતો.'

આ સમાચાર હૅક્ટર માટે જીવલેણ સમાન હતા. આમ છતાં, પોતાનાં ઝગારા મારતાં કાંસ્ય શસ્ત્રો સાથે એ આગલી હરોળ તરફ ગયો. અને એ વેળાએ, ઇડાને વાદળો હેઠળ ઢાંકનાર ક્રોનોસસુતે ભયંકર ગર્જના સાથે વીજઝબકાર કર્યો પોતાની ફૂમતિયાળી ઢાલ લઈ એને લાવી, ટ્રોજનોને વિજય અને અકીઅનોને ભય આપ્યા.

પારોઠ બતાવનાર સૌપ્રથમ મૅનેલોઝ હતો. દઢતાપૂર્વક એ શત્રુઓનો સામનો કરી રહ્યો હતો એવે પોલિડેમસે નજીકથી ફેંકેલું ભાલું એના ખભાના ઉપરના ભાગમાં વાગ્યું. એ વક્ર ઘા હતો પણ ભાલાની અણીએ હાડકા પર લસરકો કર્યો હતો. પછી મહાન હૃદયવાળા એલિક્ટ્રિયોનના પુત્ર લેઇટસને કાંડે હૅક્ટરે ઘા કરી એને નકામો કરી નાખ્યો. પોતે હવે ભાલું ફેંકી શકે તેમ નથી એ જાણી લેઇટસે ચોમેર દૃષ્ટિપાત કર્યો અને પછી એ દોડતો રણભૂમિ છોડી ગયો. હૅક્ટર જેવો એની પાછળ પડ્યો તેવે ડ્યુકેલિયનના પુત્ર આઇડોમેન્યુઝે હૅક્ટરના બખ્તર પર, છાતી પાસે, ઘા કર્યો. પણ લાંબું ભાલું એની બેસણીમાંથી બટકી ગયું અને ટ્રોજનોએ ત્રાડ પાડી. સામો વાર કરીને હૅક્ટરે જવાબ વાળ્યો પણ એટલી વારમાં તો આઇડૉમેન્યુઝ પોતાને રથે ચડી ગયો હતો. એ જરાકને માટે બચી ગયો પણ, લિક્ટસ નગરીએથી આવેલા મૅરિયોનેસના સ્ક્વાયર અને સારથી કોએરેનસને એ ઘા લાગ્યો. પોતાને સુઘડ બંતેલેથી આઇડૉમેન્યુઝ આજે પગે ચાલીને આવ્યો હતો એટલે, પોતાના

તેજ અશ્વો સાથે આ કોએરેનસ વચ્ચે ન કૂદી પડ્યો હોત તો, પોતાના શત્રુઓને માટે એ વિજયનું નિમિત્ત બન્યો હોત. આઇડોમૅન્યુઝના પ્રાણ બચાવવા જાણે ઈશ્વરે જ એને ત્યાં મોકલ્યો હતો, હૅક્ટરને ભાલે એનું જડબું અને એના કાન વીંધાઈ ગયા. એના દાંત બધા બહાર નીકળી પડ્યા અને જીભ પણ વીંધાઈ ગઈ. કોએરેનસ રથમાંથી બહાર ઢળી પડ્યો, લગામ પણ એની સાથે ધરણી પર આવી પડી. મૅરિયોનેસ નીચો નમ્યો. એણે રાશ ઉપાડી અને આઇડોમૅન્યુઝે ચાબુક ફટકાર્યો તથા એમને જહાજો તરફ વાળ્યા. એ ગભરાઈ ગયો હતો.

મેનેલોઝ અને સિંહહૃદયી ઐયાઝ પણ જાણી ચૂક્યા હતા કે, ટ્રોજનં-વિજયની તરફેણમાં ઝ્યૂસે પલ્લું નમાવ્યું હતું. મૅનેલોઝ પ્રત્યે ઐયાઝે ઘૃણાસ્પદ ઉદ્ગાર કર્યો : 'પિતા ઝ્યૂસ સ્વયં ટ્રૉયને સહાય કરે છે એ કોઈ પણ મૂર્ખ જોઈ શકે છે. એમનાં ભાલાંઓનો દરેક વાર નિશાને લાગે છે. એ ઘા કરનાર કોઈ લલ્લુપંજુ હોય કે નિશાનબાજ હોય એ ધારેલે નિશાને લાગે.' એની કાળજી ઝ્યૂસ રાખે છે ત્યારે, આપણા બધાય વાર ધીમા જાય છે ને ધરતી ભેગા થાય છે, કોઈને ઊની આંચ પણ આવતી નથી. તો આપણે એના વિના ચલાવવું રહ્યું અને, પેટ્રોક્લસનું શબ લઈ જવામાં અને આપણા સાથીઓ પાસે સલામત પહોંચવામાં સફળતા મળે એ માટે આપણી પોતાની તાકત ઉપર જ આધાર રાખવો રહ્યો. સાથીઓ બરાબર જોતા હશે કે આપણાં કાળાં વહાણો ઉપર ધસી આવતા લોહીતરસ્યા અજેય હૅક્ટરને ખાળી શકે એવું કંઈ છે કે નહીં. કોઈકે હડી કાઢીને આ ખબર અકિલીઝને પહોંચાડવા જોઈએ. પોતાના મિત્રના મૃત્યુનાં ખબર પણ એને નહીં પડ્યા હોય. પણ એ કામ માટે મારી નજરે કોઈ ચડતું નથી. માણસોને ઘોડાઓ સૌ ધુમ્મસમાં ઢંકાઈ ગયા છે. પિતા ઝ્યૂસ, આ ડિબાંગ ધુમ્મસથી અમને બચાવો અને અમને ખુલ્લું આકાશ આપો એટલે, અમે અમારી આંખો વાપરી શકીએ. અમારો વધ જ તમારે કરવો હોય તો તે, ધોળે દિવસે કરો!'

આ અશ્રુપૂર્ણ પ્રાર્થનાથી દ્રવી જઈ પિતાએ અંધકાર દૂર કર્યો અને ધુમ્મસને વિખેરી નાખ્યું, એમની ઉપર સૂર્ય પ્રકાશવા લાગ્યો અને આખું રણક્ષેત્ર એમને દેખાવા લાગ્યું, અને તરત ઐયાઝે મેનેલોઝને કહ્યું: 'રાજા મેનેલોઝ, જુઓ તો ક્યાંય નેસ્ટર પુર ઍણ્ટિલોક્સ નજરે પડે છે. એ હજી જીવતો હોય તો એને અકિલીઝ પાસે મોકલી કહેવરાવો કે, 'તમારો ઉત્તમ મિત્ર મૃત્યુ પામ્યો છે!'

ઘોર યુદ્ધગર્જનાવાળા મેનેલોઝે એને ના પાડી નહીં પણ, એ ઇચ્છાપૂર્વક ગયો નહીં. પોતાની તગડામાં તગડી વોડકીને બચાવવા કૂતરાંઓ અને માણસો રાતીજગો કરે એટલે વાડામાંથી નિરાશ થઈને પાછા વળતા સિંહ સમાન એ દેખાતો હતો. પોતાની ભૂખ સંતોષવા એણે હલ્લો કર્યો હતો પણ, તે નિષ્ફળ તીરોની વૃષ્ટિ અને બળતાં લાકડાંઓના ધીંગા હાથના એક પછી એક થતા ઘાએ, એની ખૂબ આતુરતા છતાં, એને ભડકાવીને આઘો રાખ્યો છે અને નિરાશ થઈને પરોઢે એ નજર ચુકાવીને છટકે છે. પેટ્રોક્લસના દેહ પાસેથી મેનેલોઝ આમ પાછો હઠ્યો. જવાની એની જરાય ઇચ્છા ન હતી. તે એ માટે કે ભયના અતિરેકથી અકીઅનો વેરીને એ ભેટ આપી દે પણ, જતી વેળા ત્યાં જે વીરો હતા એમને પાણી ચડાવવા એણે બનતું કર્યું : 'આર્ગાઇવોના સેનાપતિએ એવા તમે બેઉ,

અને તું, મેરિયોનેસ', એ બોલ્યો, 'પૅટ્રોક્લસ કેવો પ્રેમાળ હતો તેને સ્મરણમાં રાખવાનો આ સમય છે. એ જીવતો હતો ત્યાં સુધી આપણી સૌની પ્રત્યે એ દયાની મૂર્તિ હતો. હવે મૃત્યુએ અને ભાગ્યે એને આંચકી લીધો છે.'

રણની દખણાદી પાંખે પોતાના માણસોને પ્રેરી જંગે ચડવા મોકલતા એણ્ટિલોક્સને મેનેલોઝે ભાળ્યો. એની પાસે જઈ એણે એણ્ટિલોક્સને કહ્યું, 'કુંવર એણ્ટિલોક્સ, અહીં પાસે આવ, જે ન બન્યું હોત તો સારું થાત એવા ભયંકર સમાચાર મારે તને આપવાના છે. ડનાન દળોને વિનાશ અને ટ્રોજનોને વિજય દેવોએ મોકલેલ છે એ તો તેં જાતે જોયું હશે ને હવે આપણો એક ઉત્તમ વીર પૅટ્રોક્લસ મરાયો છે - દરેક ડનાનને એનો ઘા લાગશે. તું દોડતો જહાજોએ જઈશ અને અક્લિીઝને કહીશ કે એનું શબ સલામતીથી જહાજભેગું કરે?' એના શબ ઉપર કશું જ રહ્યું નથી. ચળકતા શિરત્રાણાવાળા હેક્ટર પાસે એનાં હથિયાર છે.'

આ સાંભળી ઍણ્ટિલોક્સ ભયભીત થઈ ગયો. થોડીક વેળ તો એ બોલી શક્યો પણ નહીં, એની આંખોમાં આંસુ ઊભરાયાં, એના બોલ ગળામાં રુંધાવા લાગ્યા. આમ છતાં, મેનેલોઝના આદેશને કાને ધરી એણે તરત દોટ મૂકી, પોતાનું બખ્તર પોતાના ઘોડાઓને આમતેમ રમાડતા પોતાના સ્કવાયર, લૅઑડોક્સને આપ્યું. અને અકિલીઝને આ માઠા ખબર આપવા જતી વેળા એણે દોટ મૂકી ત્યારે, ઍકિલોક્સ રડી પડ્યો. ઍણ્ટિલોક્સ જેમને છોડીને ગયો હતો તે પાઇલિયનોને સહાય કરવા રોકાવાની ઇચ્છા મેનેલોઝને નહીં થઈ. જોકે, પોતાના સેનાની ખોટ એમને ખૂબ સાલતી હતી. ત્યાં રોકાવાને બદલે એણે ઉમદા થ્રેસિમિડીઝને અધ્યક્ષતા સોંપી અને એ પોતે પૅટ્રોક્લસના દેહ પાસે પાછો આવ્યો. બે ઍયાઝો પાસે દોડતો આવીને એણે તરત તેમને કહ્યું : 'આપણા ઍણ્ટિલોક્સને અકિલીઝને સમાચાર દેવા મોકલ્યો છે પણ હેક્ટર ઉપર એને ગમે તેટલો ગુસ્સો હશે તો પણ એના તરત પાછા આવવાની મને આશા નથી - ટ્રોજનો સાથે એ નિર્વસ્ત્ર લડી શકે નહીં. એના વિના આપણે ચલાવવું પડશે. ચીસો નાખતા ટ્રૉજનો પાસેથી આપણે શબને કેવી રીતે હાથ કરી શકીએ અને આપણી જાતનું રક્ષણ કરી શકીએ તે વિચારવાનું છે.'

મહાવીર ટેલેમોનિયન ઍયાઝે એનો આમ જવાબ આપ્યો : 'મહારાજ મેનેલોઝ, તમે તદ્દન સાચા છો. પૅટ્રોક્લસના દેહ નીચે હાથ મૂકીને તમે અને મૅરિયોનેસ આ ધમાલમાંથી બનતી ત્વરાએ લઈ જશો? એ દરમિયાન અમારી જોડી અહીં ખડી રહેશે અને હેક્ટરની તથા ટ્રોજન સૈન્યની જોડે યુદ્ધ કરશે. અમારાં બંનેનાં નામ એક જ છે અને બંનેનાં હૃદયમાં એ જ ભાવ ભર્યો છે. વિકટ સંજોગોમાં અમે સાથે લડતા કોઈએ એવો આ પહેલો જ પ્રસંગ નથી.'

પછી એ બે માણસોએ પૅટ્રોક્લસના શરીરને ભોંયેથી ઊંચક્યું અને જોરદાર યત્ન કરી એને પોતાનાં મસ્તકથી ઊંચે કર્યું. અકીઅનોને આ શબને લઈ જતા જોઈ ટ્રોજનોએ ત્રાડ નાખી અને, ઘવાયેલા સૂવર પાછળ પડતા જુવાન શિકારીઓ એ સૂવરના કટકા કરી નાખવાના ઇરાદાથી એની પૂંઠે પડે; પણ એ સૂવર સામો જઈને એ શિકારીઓની ટોળી ઉપર તૂટી પડે અને એ શિકારીઓ તિતરબિતર થઈ જાય તેમ, ટ્રોજનોનું થયું. આમ થોડી વેળ માટે, ટ્રોજનોનું આખું કટક પાછળ પડ્યું અને પોતાની તલવારોના તથા બેવડી ધારવાળાં ભાલાંઓના પ્રહારો કરવા

લાગ્યું. પણ બે ઍયાઝો પાછા ફરીને એમનો માર્ગ રોકી ખોડાઈ ગયા ત્યારે આગળ વધીને શબને માટે ઝઘડવાનું શૌર્ય કોઈ ટ્રોજનમાં ન હતું.

અચાનક જોરદાર આગ ફાટી નીકળે, પળમાં મોટા ભડકા થવા લાગે અને નગરભરમાં ફેલાઈ નગરનાં ઘરનો કોળિયો કરવા લાગે એવી આગની માફક પોતાની આસપાસ ફેલાયેલા યુદ્ધની વચ્ચેથી પૅટ્રોક્લસમા શબને મેળવવા મેનેલોઝ અને મેરિયોનેસ મથામણ કરતા હતા. ગર્જના કરતા વાયરા ભડકાને નચાવે તેમ, યુદ્ધ કરતા લડવૈયાઓનો શોર અને ઘોડાઓની હાવળ આ બે જતા હતા તેમની ઉપર અથડાતાં હતાં. કોઈ વહાણને માટે પહાડ પરથી તોતિંગ ખોડને ખેંચી લાવતાં ખચ્ચરોની માફક આ બે જણ પરસેવે રેબઝેબ થઈને હૈયું, ભાંગી નાખે એવો પરિશ્રમ કરી રહ્યા હતા. કોઈ મોટી લાકડાંની આડ પૂરને ખાળે અને પૂરનાં પાણીને જમીન પર આડાંઅવળાં કરી નાખે તેમ, બે ઍયાઝોએ એમની પાછળ શત્રુઓને ખાળી રાખ્યા હતા. આમ, બધો વખત પાછળથી હલ્લો કરતા ટ્રોજનોને બે ઍયાઝોએ રોકી રાખ્યા હતા. એમનું કામ અતિ કઠિન હતું તે તે પણ ખાસ કરીને ઇનિયાઝને અને પ્રકીર્તિત હૅક્ટરને ખાળવાનું પંખીઓ માટે મોતના જેવો કોઈ બાજ ચકલાં કે કાબરોની પાસે આવતાં આ પંખીઓ જલદી ઊડીને ભાગવાનું કરે તેમ, ભયની કિકિયારીઓ કરતા અકીઅન સૈનિકો ઇનિયાઝ અને હૅક્ટરની આગળ નાસતા હતા. એમની લડવાની હામ એ હારી બેઠા હતા અને, નાસતી વેળા એમનાં કેટલાંક સુંદર શસ્ત્રો ખાઈમાં પડતાં હતાં. ડનાનોને હુમલામાંથી બચવાવારો ન હતો.

(ક્રમશઃ)

## 'કવિલોક'ના જૂના અંકો

નીચે જણાવેલ અંકોની જૂજ નકલો સિલકમાં છે. વહેલો તે પહેલો એ ધોરણે તે અપાશે.

**સળંગ અંક :** ૭૩, ૭૯, ૨૪૧, ૨૫૦, ૨૫૫, ૨૫૭, ૨૬૨, ૨૬૩, ૨૬૫, ૨૬૬, ૨૬૭, ૨૬૮, ૨૬૯, ૨૭૦, ૨૭૨, ૨૭૩, ૨૭૪

પ્રત્યેક અંકની કિંમત રૂ. ૧૫

(રવાનગી ખર્ચ માફ)

રકમ માત્ર મનિઑર્ડરથી 'કવિલોક ટ્રસ્ટ'ના સરનામે મોકલવી. રૂબરૂમાં અંક લેવા આવનારને ૧૧થી ૫ દરમિયાન કાર્યાલયમાંથી તે મળી શકશે.

## કવિઓ અને પ્રકાશકોને વિજ્ઞપ્તિ

પ્રતિવર્ષ પ્રગટ થતા કાવ્યસંગ્રહોની સંપૂર્ણ સૂચિ કાવ્યરસિકોને, અભ્યાસીઓને ઉપલબ્ધ થાય એ ઉદ્દેશથી એની ઉચિત નોંધ લેવાવાની સાથે વાર્ષિક સમીક્ષા અને ઉત્તમ છ સંગ્રહોનાં અવલોકનો કાવ્યસમીક્ષકો પાસે કરાવી પ્રગટ કરવાની યોજના કવિલોક ટ્રસ્ટે સન ૨૦૦૪થી અમલમાં મૂકવાનું નક્કી કર્યું છે. આ માટે સર્વ કવિઓ અને પ્રકાશકોને સન ૨૦૦૪માં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહની એક નકલ કવિલોક ટ્રસ્ટ (C/o. કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ - ૩૮૦૦૦૧) પર મોકલી આપવાનો અનુરોધ છે. પ્રાપ્ત થયેલ કાવ્યસંગ્રહની સંક્ષિપ્ત માહિતી 'કવિલોક'માં 'સાભાર સ્વીકાર' અંતર્ગત પ્રગટ કરવામાં આવશે.

ટ્રસ્ટીઓ : કવિ[illegible]

# રસાત્મકમ્

## બે કાવ્યો / *રાજેન્દ્ર શાહ*

### રાતનાં અજવાળિયાં

પાછલી રાતનાં અજવાળિયાં રે
એણે ત્રમકારે તિમિરને ટાળિયાં... પાછલી૦

સાચાં સપને ચરાચર પોઢિયાં રે
આછાં વાયુનાં ઓઢણ ઓઢિયાં રે.
માએ કોમળ કરે પમ્પાળિયાં...પાછલી૦

કોઈ જાગરત જણ એને નીરખે રે,
એ તો ભાવ ભર્યે ઉર હરખે રે;
એણે વ્હાલને વેણ વધાવિયાં... પાછલી૦

### પ્રશાન્તિ

શીળી નરી શિશિર-દીર્ઘ વિભાવરીમાં
સૂતેલ આ નગર પાદર વન્ય-પ્રાન્ત,
ને વાયુ યે અચર કેવળ છે પ્રશાન્ત.
ત્યાં મન્દ્ર પાયલ સુદૂરની નિર્ઝરીનાં.
અર્ધેન્દુની અરધ નેત્રપ્રભા છવાય,
મન્દાતિમન્દ ગતિ તારકની જણાય,

નિષ્પન્દઝીલ, પણ સ્પન્દિ છે સુગન્ધ,
એને ન રોધન, દિશા ખૂલતી તમામ
ને અગ્નિએ પણ નિજી કીધ છે વિરામ
-એના પરાગ મહીં કૈંક કરી પ્રબન્ધ.
ના મધ્યમાનું સરવું થતું વૈખરીમાં,
શીળીનરી શિશિર-દીર્ઘ વિભાવરીમાં.

### અજવાળું / *યોસેફ મૅકવાન*

અજવાળું ડરાવે છે આપણને...
જાણો છો તમે?
અંધારમાં ફંફોસતાં હો કશું તમે
કશુંક ખોતરતાં હો
કશુંક અવળસવળ કરતાં હો
અરે, અંધારાને જ હો તોડતાં
ધાણી જેમ હો ફોડતાં
નિમગ્ન બની નિજમાં-
ત્યાં ક્યાંકથી
કૂદી પડે અજવાળું... ને..
હક્કી-બક્કી જાવ...
જાણો છો?
અજવાળું ડરાવે છે આપણને-
અજવાળામાં એમ અંધાર...?

### ક્યાં ગયું રે પંખી? / *લાલજી કાનપરિયા*

ક્યાં ગયું રે પંખી, ઊડી ક્યાં ગયું રે પંખી?
ખેતરમાં ચણતું'તું, જેને જીવ રહે છે ઝંખી.

મોલ ભરેલું ખેતર સૂનું,
વગડો આખો સૂનો
દૂધમલિયાં ડૂંડાંઓ ઝંખે
નાતો જૂનો જૂનો!
અમુક-તમુક સ્મરણો હજીય જાય મનને ડંખી!
ક્યાં ગયું રે પંખી, ઊડી ક્યાં ગયું રે પંખી?

ઊડી ગયેલો ટહુકો પાછો
કિયા ઠામે ગોતું?
લીલાછમ અવસરનું શમણું
સરી ગયું પનોતું!
સરનામું ક્યાં શોધું હવે? ખોવાઈ છે ચબરખી!
ક્યાં ગયું રે પંખી, ઊડી ક્યાં ગયું રે પંખી?

## જિંદગીથી લાંબી સડકના માઈલસ્ટોન જેમ... / *યશવંત ત્રિવેદી*

એટલે જ હું તને શબ્દોનો ભાર ઊંચકવામાં સહાય કરું છું, મીતા !
કારણ કે એમનો બોજ ક્યારેક જિંદગી કરતાં ઘણો વધારે હોય છે!

ક્યારેક શબ્દો અધૂરું વ્યક્ત કરે છે-
ક્યારેક શબ્દો સમજીએ તે પહેલાં અદૃશ્ય થઈ જાય છે!
ક્યારેક શબ્દો ભીના થઈ જાય છે વરસાદનાં ટીપાં જેમ.
ક્યારેક ઉદાસ શબ્દો મીણબત્તીના પ્રકાશમાં ઉકલતા નથી.
ક્યારેક લાગણીઓને ઓળંગીને શબ્દો ક્રૉસરોડ પર ઊભા રહી જાય છે!

ક્યારેક ભીતરની ડાળ પર ફૂટતાં ફૂલો જેમ કે પત્રાંતરાલમાં ટપકતાં જેમ શબ્દો ફૂટ્યા કરે છે
ક્યારેક તારાઓ જેમ સુખ કે વેદનાને વીંટીને શબ્દો ટમટમ્યા કરે છે!
ક્યારેક કાવ્યપઠન વેળાએ હું મારા શબ્દો સાથે
તારો સમુદ્ર જેવો ભીનો અવાજ ચોંટી ગયેલો સાંભળું છું!

રાત્રિની નીરવતામાં તું તારા રક્તમાં ક્યારેક અસ્પષ્ટ અને મધુર બોજ ઊંચકી લે છે!
તારી બંધ દૃષ્ટિમાં ઊંચકી લે છે શતાબ્દીઓની ભાષાને-
અને પછી પરોઢ લગી એક એક શબ્દને ગોઠવ્યા કરે છે,
જિંદગીથી લાંબી એક સડકના માઈલસ્ટોન જેમ...!

## મારી કવિતાના અગ્નિથી / *યશવંત ત્રિવેદી*

વેદનાથી નમી ગયેલી તારી દૃષ્ટિમાં કોઈ પડછાયો નથી પૉપ્લરનો, મીડિયા વિટ્સાક્સિસ!
કોઈ પાંખોની છાયા નથી એથેન્સના આકાશમાં ઊડતાં રોબિન પંખીઓની
મમતાથી સૂતેલી રાત્રિની કોઈ ભીનાશ નથી તારાં નેત્રોમાં
કે નથી આશાનો કોઈ કુક્કુટ-ધ્વનિ એથેન્સની ઊઘડતી બ્લૂ-બેલ જેવી પ્રભાતનો!

જાણે શતાબ્દીઓ સુધી ખૂલશે નહીં પીડાથી બીડાયેલાં તારાં પોપચાંઓ...!
પુષ્પોના રંગો નહીં ઢંઢોળી શકે તારી દૃષ્ટિની ઝંખનાને...!
વસંતનો પવન પણ હલાવી નહીં શકે સૈકાઓનાં આંસુથી ભીની તારી પાંપણોને
પૃથ્વીની ક્યા ઈજિયન અંધકારે આંજી દીધાં છે તારાં નેત્રોને?
અને ક્યા ગ્લેસિયરે થીજાવી દીધી છે તારી લાગણીઓની સારસીને?

હું એટલે જ ધીરેધીરે પેટાવું છું મારા શબ્દોને તારા મૌનથી
કે જેથી મારી કવિતાના અગ્નિથી ઓગાળી શકું
તારા કંઠમાં બાઝી ગયેલાં શતાબ્દીઓની ગ્રીસની વેદનાનાં ડૂસકાંને...!

## મનસુખ રાજા / *પ્રવીણ પંડ્યા*

(૧)

સાતપુડાની ખાણમાં સૂકાવી
નીલસાખિયામાંથી
તારાં અને મારાં પ્રતિબિંબ અલોપ થઈ રહ્યાં છે,
સૂકાતા જળપ્રવાહમાંથી
બિહામણા પથ્થરો
માથું ઊંચકીને ચોતરફ જોયા કરે
એમ
આપણી ભીતરનું કશુંક
આપણને જોઈ રહ્યું છે.
મનસુખ રાજા,
આપણને સંસ્કૃતના શિક્ષકે
ગળામાં મોતીની માળા પહેરીને બેઠેલા
દાનેશ્વરી વાઘનો પાઠ ભણાવ્યો જ હતો
જે આપણે ભૂલી રહ્યા છીએ.

૨

આપણે કલાકો સુધી
છાત્રાલયના કુંડમાં
ફટકડીના ગાંગડા ફેરવીને
પાણીમાંથી ડૉળ છૂટો પાડતા હતા.
આગિયાથી ભરેલી ઓરડાની ભીંતો
આપણને ઊંઘવા નહોતી દેતી,
તું મને
તારા ડોહાએ કહેલી
પાતાલગીરી નામના પ્રાણીની વાત કરતો
જે માણસના શરીરમાં પેસી
માણસને ખાતા ખાતા
માણસના આકારનું બની જતું હતું.
તને
તારા બાપુજીએ સાંભળેલી
અરવલ્લીના સાધુની વાત કરતો
જે રાત પડતાં જ વાઘ બની જતો.
મનસુખ રાજા,
તું સાંભળે છે
આ વાઘની જીભે ચડેલા પાણીનો અવાજ?
એ આપણું પાણી ડૉળી રહ્યો છે.

૩

વાઘના આકારમાં
હવાએ કોતરેલાં પથ્થરોથી
આપણે ક્યાં ક્યારેય ડર્યા હતા?
મને શિયાળાની એ રાત બરાબર યાદ છે
જ્યારે આપણે
ખીણમાંથી
પહાડ પર આવેલા છાત્રાલય તરફ જતા હતા
અને
અંધારામાં
બે તગતગતી આખો જોઈ હતી.
લોહીતરસી પશુતા
આપણી પાસેથી પસાર થઈ હતી
જ્યારે આપણે ઊભા હતા
એકમેકની ઓથે.
મનસુખ રાજા,
ઊનાઈના ગરમ પાણીના ઝરા
તારી આંખોમાં છે
તો મારી આંખોમાં છે,
પણ આજે
તેં કેમ ગળામાં પહેર્યા છે
કાળા દોરામાં પરોવાયેલા વાઘનખ?
અને હું કેમ શીખી રહ્યો છું
માણસમાંથી વાઘ થવાના મંત્રતંત્ર?

૪

આ સાતપુડામાં
અગણિત પગદંડીઓ છે
પણ
અહીં સુધી એકેય નહોતી જતી
જ્યાં આજે આપણે પહોંચ્યા છીએ.
નીલસાખિયાનાં સૂકાતાં નીરમાંથી
ગમગીન સાતપુડા
આપણને જોઈ રહ્યો છે
અને આપણે
નદીની વચ્ચોવચ્ચ
ગળામાં મોતીની માળા પહેરીને બેઠેલા
દાનેશ્વરી વાઘ સામે
નતમસ્તક ઊભા છીએ!
મનસુખ રાજા,
આ પાછા ફરવાનો સમય છે.



## ચતુષ્કોણ-સ્થાન / *નલિન પંડ્યા*

હે, નચિકેતા !
મેં કશું મેળવ્યું નથી
કે કશું લૂંટાવ્યું પણ નથી;
બસ, આ માયાપાશમાં ફસાતો જાઉં છું.
સઘળું પ્રાપ્ત કરવાથી
અહંકાર થાય તેમ લૂંટાવવાથી
અભિમાન દૃઢ થાય.
મારામાં ક્યાં સ્વર્ગદાયક અગ્નિ
છુપાયેલો છે કે હું અમૃત બની શકું?
છતાં પ્રજ્જવલિત અગ્નિ જેવું
કંઈક સંકોર્યા કરું છું.
અગ્નિને જ આલંબન બનાવી
મૃણાલતંતુને શોધ્યા કરું છું.
પેલા ષડરિપુઓનો નાશ કરીને મારે અધ્ધર
પૃથ્વીથી આકાશ સુધીની યાત્રા ખેડવી છે.
ભ્રમરનો ગુંજારવ
અવકાશમાં પહોંચાડવો છે, હે નચિકેતા!
ક્યાં સુધી પૃથ્વી પર સંચરણ કર્યા કરવું?
આ સહસ્રદળ કમળનો મુગટ
ક્યાં સુધી વેંઢાર્યા કરવો?
જળમંડલ શોધવા છતાં મળતું નથી!
આ કાયાને અગ્નિમંડલનો ત્રિકોણ
લાલ કરી નાખે છે
મારી જે સ્થિતિ માનવી હોય તે માન!
જાંઘથી પગના તળિયા સુધી
બનતું ચતુષ્કોણસ્થાન
મારે માટે કાયમ રહેશે
તો પણ મારાથી
દોડાશે આ પૃથ્વી-પટ પર... !

## ખેર...! / મુકુન્દ પરીખ

છોડ છું
કાંટા વગરનો
ફૂલ્યો છું
ફળ્યો છું
સુખી છું!
પેલો માળી છે ને
સુકાવા લાગેલી
મધુમાલતીની ખૂબ માવજત
કરે છે
રામ જાણે કેમ?
કદાચ
એનાં ફૂલ
એની સુગંધ
એનો રંગ
એને ગમતાં હશે?
થોડાક દિવસો પહેલાં
હું સુકાવા લાગેલો
ત્યારે તે મારી સામે
નજર પણ કરતો ન હતો :
હું સુકાઈને
હાડપિંજર થઈ રહ્યો હતો:
ત્યારે એ
ખુરપીથી
મને ઊખેડી
બીજી મધુમાલતી
વવાનું વિચારતો હતો!
એ તો સારું થયું
કાળાં ડિબાંગ વાદળાં
મન મૂકીને વરસેલાં
એટલે
સાજો-નરવો ઊભો છું
તમારી સામે..
જુઓ, હજીયે પેલો માળી...
વળીવળીને
જોયા કરે છે
મધુમાલતીને!
મને ન જુએ
તો કંઈ નહીં
પણ કોઈ દિવસ
મારા ફૂલ સામેય
જોયું છે એણે?
શું હું આ બાગનો છોડ નથી?
હું પરાયો છું?
થાય છે કે
હું ઊગ્યો શા માટે?
માળી માળી છે
પણ બાગનાં
વેલ, છોડ કે વૃક્ષ એવાં નથી...
ને મધુમાલતી
ક્યારેય એવું નથી કરતી!
એનાં ફૂલ
ને મારાં ફૂલ
રોજ હસે છે
એકમેકની સામે...!
ખેર...!

## ગજવે ઘાલી ફરું...! / મુકુન્દ પરીખ

નાનકું અમથું
ગામ
ઊઠે અજવાળે
સૂવે અંધારે...
મલક મલક મલકાતું
મનમોહનિયું
સ્પર્શું,
સૂંઘું,
ચાખું એને
ગણતા ગણતા ચાંદા
સૂરજ...
સુણું એના
રવ નીરવ
રાતે મધરાતે
ને આવે સપને
તો પ્રેમથી ઢબૂરું...
બાળક જેવું ચંચળ
પળમાં પાછું ખોડીબારે
સંતાકૂકડી રમે
છોરાં જેવાં કરે તોફાન
પણ હરેફરે
શ્વાસ જેમ સંગાથે...
કેમ રહેવાય જુદેરું?
થાય છે
કે સંઘે
એને ગજવે ઘાલી ફરું....!

## નખ / રાજેન્દ્ર પટેલ

નખ વધતા હોય છે
દરેકના ખ્યાલ બહાર.

તે વધે છે થોડા
પણ ઊતરે ઊંડે... ઊંડે...
અને તેનાં મૂળ ખોવાઈ જાય
અજાણ્યા રસ્તાની જેમ.

શ્વાસની સાથે
નખ પણ જન્મતા હશે.
તેનું પગેરું શોધતાં-શોધતાં
મળતું હશે, કદાચ
મૃત વડવાઓનું ઠામ.

ઘનઘોર જંગલમાં
સૌથી વધુ જૂનાં વૃક્ષની
ડાળ-ડાળીઓ જોતાં-જોતાં
નખ યાદ આવે-
તે પથ્થરમાંથી કાષ્ઠ અને
તેમાંથી રૂપાંતર પામતાં
થઈ ગયાં છે
પંજાના પહેરેદાર.
તે ક્યારેય ખરતા નથી
પાંદડાંની જેમ, તારાની માફક
તેથી નખ માત્ર નખ જ લાગે છે
છતાં તે છે તો છે
આંગળી કે અંગૂઠો
હાથ કે પગ.
તે સતત મથતા હોય છે
કશુંક અજ્ઞાત અને અદ્‌ભુત શોધવા.
જાણી શકાય નખ વધે છે
તો તે વધતા નથી.

ક્યારેક તે, વીતેલી ક્ષણ બની
અદૃશ્યપણે, ચોફેરથી ભીંસતા હોય છે
ત્યારે તે, તરાપ મારતા, હિંસક પશુ જેવા
લાગે છે.
છતાં, તેને પંપાળવાથી
પારેવા જેવા, વ્હાલા પણ લાગતા હોય છે.

તેમાં મેલ ભરાય,
ક્ષણેક્ષણનો, દિવસોનો, વરસોનો
છતાં, ખબર ન પડે તેવું બને.

તે સતત વધતા-વધતા
ધ્યાન ખેંચતા હોય છે
ન વધવા વિષે.

ક્યારેક ઊંડો શ્વાસ લેતાં
તે વર્તાય છે અડીખમ
પણ, સતત સૂર્યોદય જોતાં
બનતા હોય છે કોમળ કિરણ

નખ જાણે, અશુદ્ધિનું દર
છતાં, તેનાથી ખોલી શકાય છે
ઉજાસનું ઘર.

## વિરલ ક્ષણે / *બારીન મહેતા*

કશું ય તૂટતું નથી હોતું
ત્યારે ય
કશુંક સતત સંધાતું હોય છે.

ઘણીય વાર
જિંદગીનાં સાવ સાદાં સત્યો
આપણા હાથમાં
એવાં તો સજીવન થઈ ઊઠે છે
કે
આપણે પ્રકાશી ઊઠીએ છીએ
સૂર્ય કરતાં ય સવાયું.

અનેક વાર
આપણી જાતભાતની
ધમપછાડો, મથામણો
અને પછડાટોની આરપાર
આપણો જ એક ચહેરો
એમ જ ખાલી ઊઠતો હોય છે
પોયણાંની જેમ.

કશુંક આમ જ
સતત સંધાતું હોય છે
પણ ક્યારેક
કોઈ વિરલ ક્ષણે
આપણને હાથ લાધે છે
કે
કશુંય ક્યારેય તૂટતું હોતું જ નથી.

## યાદવાસ્થળી / *બારીન મહેતા*

એકલો અફાટ દરિયો
ઘૂઘવતો,
ઊભરાતો,
ભૂંસતો રહે
સતત પગલાં, કાંઠે પડેલાં.

અનેક આકારો
પગલાં પાડી એને કાંઠે
પોતાના પડછાયા સમેત
ઊતર્યા જ કરે
દરિયામાં
હોડી ને હલ્લેસાં સાથે
કે પછી એમનેમ
બિલકુલ નરવા.

ખબર છે
સૌએ સૌનો દરિયો ખેડવાનો હોય છે.
હાથથી ખેડો,
હલ્લેસાંથી ખેડો,
આંખોથી ખેડો
કે
દરિયાને તમારી અંદરથી વેડો,
પછી ખેડો.
આ કંઈ નિયતિ નથી,
સ્વ-પસંદગી છે.

આ એક એવી યાદવાસ્થળી
જે કશા પણ શાપરહિત
ખેલાતી રહે છે.

## માફક / *અશોક ચાવડા 'બેદિલ'*

મહેકતું રહ્યું છે અંગ ધૂપસળી માફક,
ખીલી શક્યો નહિ કોઈ દિવસ કળી માફક.

કરું તો કેમ કરું હું ઉમંગ પીઠીનો,
ત્વચા ઊતરતી રહે રોજ કાંચળી માફક.

દરદને એમ ઊલટથી જ ગાઈ લઉં છું હું,
મળ્યાં છે છિદ્ર મને કૈંક વાંસળી માફક.

હવે તરાય કે ડૂબાય કોને પરવા છે?
ભીડી છે બાથ સમંદરથી મેં સળી માફક.

ગમે ત્યાં રાખ મને રાખ થઈ ગયે છૂટકો,
સતત બળ્યા કરું છું હું દીવાસળી માફક.

## સઘળું કહેલું છે / *જિજ્ઞેશ વાળા*

ભ્રમરની જેમ બોલીને અમે સઘળું કહેલું છે;
ગઝલ એકાદ ખોલીને અમે સઘળું કહેલું છે.

ખરું પૂછો તમે તો દોસ્ત, ભાષા સાવ નોખી છે;
હૃદયને સાવ છોલીને અમે સઘળું કહેલું છે.

જીવનનો પણ ભરોસો ક્યાં રહ્યો છે એટલા માટે;
અમારા શ્વાસ તોલીને અમે સઘળું કહેલું છે.

નથી એકેય જણ બાકાત રાખેલો અમે અહીંયાં,
બધાનાં દ્વાર ઠોલીને અમે સઘળું કહેલું છે.

બધા અર્થો ગઝલના આપને સમજાય જવાના;
ફકત બે શબ્દ બોલીને અમે સઘળું કહેલું છે.

## સારું લાગે ? *કિરણ ચૌહાણ*

આંખ મીંચીને 'દોડો...દોડો' સારું લાગે?
રોજ ઊઠીને આ વરઘોડો સારું લાગે?

નાલાયક છે મન તો એને તડકે મૂકો,
એ શું કાયમ ઢાંકપિછોડો સારું લાગે?

ગાંઠ હવે બંધાઈ ગઈ છે રહેવા દો ને!
અહિથી છોડીને ત્યાં જોડો સારું લાગે?

નક્કામી ઇચ્છા, વાતો, પીડા, મૂંઝવણમાં
મગજ કસો ને માથું ફોડો સારું લાગે?

તુજ આંખોથી સ્નેહસ્વરૂપે ઝરમરશે તો,
અમેય પીશું આસવ થોડો.... સારું લાગે.

## તીર સુગંધી / *હરદ્વાર ગોસ્વામી*

તીર સુગંધી તાકી ઊભી ફૂલોની આ ફોજ
તને અરીસો સમજી ભીંત્યું જોયાં કરતી રોજ.

દ્વાર બની ઊભું અજવાળું.
ટહુકે આખો મોભ.
શરમ બાવરી જૂઈ ઝૂકતી
શેનો છે આ ક્ષોભ?

સ્નેહ સુગંધી સરનામું પણ તારી કરતા ખોજ.
તને અરીસો સમજી ભીંત્યું જોયાં કરતી રોજ.

તારી વાતે રંગાઈને
પતંગિયાં હરખાતાં,
વેંત વહીને વાયુ જાણે
વાંભ જેવડા થાતા.

સાવ સુગંધી થઈ શકાશે સાથે હો, જો તોજ
તને અરીસો સમજી ભીંત્યું જોયા કરતી રોજ.

## ચાકરી લેજે / *સુધીર પટેલ*

થઈ શકે તે બધું કરી લેજે,
એક એનાથી બસ ડરી લેજે!

વાય વેગે કરી કે ધીરેથી,
તું ધજા જેમ ફરફરી લેજે.

હોય પથ્થર સમું હૃદય ત્યાં તું
કૂંપળો જેમ પાંગરી લેજે!

આકરું થાય જે પળે એકાંત,
થઈ ગઝલ સ્હેજ અવતરી લેજે!

ખેલ તો ખેલવો સટોસટનો,
લે કસોટી તો આકરી લેજે!

નહિ મીરાં કે નથી હું નરસૈંયો
બસ 'સુધીર' રૂપે ચાકરી લેજે!

## છૂટ છે / *સુધીર પટેલ*

ચોર પગલે આવવાની છૂટ છે,
દ્વાર પણ ખખડાવવાની છૂટ છે.

જો ચરણ કીધું ન માને, કૈં નહીં,
હાથ બે ફેલાવવાની છૂટ છે !

બોલવું ના હોય તો વાંધો નહીં,
મૌન રહી ચાલ્યા જવાની છૂટ છે.

સાંભળ્યું છે ભીંતને પણ કાન હોય
આંખથી બોલાવવાની છૂટ છે!

માંહ્યાથી આવે ઉમળકો જો ખરો,
એકલા પણ નાચવાની છૂટ છે !

આ ગઝલ થોડી ગમી જો હો 'સુધીર'
સૌને તાલી પાડવાની છૂટ છે.

## અને આ વારતા થાશે પૂરી / *સુધીર પટેલ*

કહેવાનું શરૂ કરશો અને આ વારતા થાશે પૂરી,
કહેતા જો પછી ડરશો અને આ વારતા થાશે પૂરી.

તમે સામે કિનારે છો અને હું રાહ જોઉં આ તીરે,
કદમ થોડાં અહીં ભરશો અને આ વારતા થાશે પૂરી.

ભરાયો છે સમયનો આ સ્વયંમવર દબદબાપૂર્વક અહીં,
તમે વરમાળને વરશો અને આ વારતા થાશે પૂરી !

અહીં મુઠ્ઠી ખૂલે નહિ ત્યાં સુધી અકબંધ છે સૌ રાજપાટ,
જરા ખરખર થઈ ખરશો અને આ વારતા થાશે પૂરી!

અહીં શાપિત છે સૌ માનવી આગળ જવા માટે 'સુધીર'
જરા પાછળ તમે જોશો અને આ વારતા થાશે પૂરી!

## ગઝલ / *ડૉ. વિરંચિ ત્રિવેદી*

લે, કસોટી કર, અને અજમાવ તું,
એ જ તારી વાતને સમજાવ તું.

ખૂબ મક્કમ છું, જરા ડરતો નથી,
બોલ, શો આદેશ છે ? ફરમાવ તું.

તું જ બાકી છે જગતમાં એકલો,
લે, કસીને લે, કહું છું દાવ તું.

જન્મ આપીને બિચારા જીવને
મોત વચ્ચે આમ ના અકળાવ તું.

ક્યાં અનુભવ છે કૃપાનો એક પણ,
તે છતાં કહેવાય દિલ દરિયાવ તું.

## બે ગઝલ / *ચંદ્રેશ મકવાણા 'નારાજ'*

### ગુસ્સે થશે હવાઓ

ઝાંખી પડી રહી છે અક્કેક ઝંખનાઓ,
ત્યાં યાદ ક્યાં કરું હું ગુલમ્હોરની અદાઓ.

જાહેરમાં ઘણુંયે કહેવું હતું પરંતુ,
અંગત વિચારણામાં ડૂબી ગઈ સભાઓ.

આપી હતી તમે તો સાચ્ચી જ બાતમી, પણ...
માણસ મળ્યું ન એકે કેવળ મળી જગાઓ.

સ્હેજે સમય ન આપો બારી ઉઘાડવામાં,
હમણા ફકત નિહાળો અંધારની છટાઓ.

'નારાજ' સ્થિરતાની સરહદ વટી ચૂકી છે,
આંખો ઉઘાડ નહિતર ગુસ્સે થશે હવાઓ.

### જલ્દી ઈલાજ કરજે

ગંભીર ઘા પડ્યો છે, જલ્દી ઈલાજ કરજે,
અંધાર આભડ્યો છે, જલ્દી ઈલાજ કરજે.

પાગલ કરી શકે છે જેનો અવાજ સુધ્ધાં,
એ આદમી અડ્યો છે, જલ્દી ઈલાજ કરજે.

બીજી બધીય વાતે બક્ષી શકાય, કિન્તુ;
વ્હેવારમાં નડ્યો છે, જલ્દી ઈલાજ કરજે.

ચકલીની જેમ ચંચળ ઔષધનો આ ખજાનો
જડતા તને જડ્યો છે, જલ્દી ઈલાજ કરજે.

પ્હેલા બહું બહું તો નારાજ લાગતો 'તો,
પણ આજ તો રડ્યો છે, જલ્દી ઈલાજ કરજે.

## મન મૂકી વરસ / આતિશ પાલનપુરી

તરસી રહી છે આંખ મન મૂકી વરસ,
ભીંજાઈ ક્યાં છે પાંખ મન મૂકી વરસ.

પાષાણ થૈ બેસી ગઈ છે વાંસળી,
પીડા અધરની ઝાંખ મન મૂકી વરસ.

લેવું નથી ચપટીક, પારાવાર દે,
સાંખી લઉં, કાં સાંખ મન મૂકી વરસ.

ક્યાં છે દિશાઓ હાથમાં 'આતિશ' હવે?
ફાવે તને ત્યાં નાંખ મન મૂકી વરસ.

## ઘર આવ્યાં / *ભાવેશ ભટ્ટ 'મન'*

એવાં થાકીને ઘર આવ્યાં,
પડછાયાને ચક્કર આવ્યાં.

કેમ સમયજી ખુશ લાગો છો?
કોને મારી ટક્કર આવ્યાં!

કૈંક લખ્યું જ્યાં તારા માટે.
આંસુ જેવા અક્ષર આવ્યા.

ભેજ ગયો ના જીવનમાંથી,
સૌ વરસાદી અવસર આવ્યા

છેક નદીની વચ્ચે પ્હોંચ્યાં,
આજ કિનારા વટ પર આવ્યા

## પણે / ચતુર પટેલ

પણે જુઓ
ગોથાંટે તડકો પછીતને...
ને મથે પેસવા માથાં મારી મારીને-
નળિયાં વચ્ચેથી.
રઘવાયો થઈને ખાબકે ઓરડે
ઊંધા માથે, ત્રાંસો થઈને
ભૂખ્યો ડાંસ, આળોટે પથારીમાં,
શોધે હાંફળો ફાંફળો કશુંક!

હડી કાઢીને સંતાઈ ગયું અંધારું
ખૂણે-ખાંચરે... કોઠી વચાળે !
ડરે થરથરે એકાંત બિચારું,
જુએ ફાંગી આંખે,
બારણાં વચાળેથી માગણ જેવું!

હમણાં ઊંચકાશે ઉલાળો,
ને કોક આવશે હડી કાઢીને ઠેકીને,
ધમરોળી નાખશે.. માંસલ શ્વાસોથી,
નાખશે ઉઝરડી ન્હોરથી
કરી મૂકશે લીરેલીરા
મખમલ-શા પોતિકા પોતને!

સળવળે હવા નળિયાં વચ્ચે સૂતેલી,
ફરે પડખાં કરે ગૂસપૂસ...
મથે કાન માંડી સાંભળવા,
ઢોલિયે લથબથ શ્વાસોની બથ્થમબથ્થી!

પણ-
શમણાં જેવું ઘર તો
આખેઆખી લાશ,
ના કશું સંભળાય
ના કશું અફળાય
તોય ફરે તડકો ઓરડે
ત્રાંસી આંખે ફાંગી આંખે...!

## એક કવિતા / ચતુર પટેલ

લ્યો જુઓ....

સીમે આંતરી લીધો મને
મારી ચોફેર ટહુકાની વાડ્યો ઊગી ગઈ.
ને હળુ હળુ હીંચે પવન મને
પગ આળોટે ગલૂડિયા જેવો તડકો,
પતંગિયાંની પાંખો લઈને.

પંખીઓ પાંદડાં થઈ ઊડાઊડ કરે
ચોગરદમ..
આંખે બિચારી ભૂલી ગઈ જોવાનું...
ને આંગળીઓ મંડી ગઈ દેવા હોંકારો!
મન ઝૂલવા મંડ્યું સૂગરીનો માળો થઈને.

પંપાળું છું ટહુકાને.
ખોબે ખોબે પીઉં છું તડકાને...
હવે આ ફુટ્ટલ શ્વાસને ભાગવું હોય તો...
ભલે જાય ભાગી!
આ પડછાયાને ભલે કોઈ
ડચકારો કરી હાંકી જાય...
આ સીમનો ભર્યો ડાયરો છોડીને
હું કેમ કરીને ઊઠું...!

હમણાં જ વાત માંડી છે વગડે
અધ વચાળે એને કેમ કરીને તરછોડું...
મારી આંખ બેઠી બપોરી સીમ
કહો કેમ કરી એને ભગાડું
હથેળીઓમાં હલે-છબકાય તલ્લક છાંયો...
સીમ આખી હાંફે.. ભરી આંખે,
કહે કરગરે.... ઘડીક બેસો
ફરી વાર મળીએ... ના મળીએ
કહો...
હવે હું કેમ કરીને આવું!

## ભીંત / *પ્રફુલ્લ રાવલ*

ધોળાઈ ધોળાઈને થરના થર ચઢી ગયા હતા ભીંત પર
પછી પીળી પડી ગઈ એ
ઊખડતું રહ્યું પોપડું કોઈક કોઈક વાર
આપોઆપ બદલાતી મોસમે.

દેખાવા માંડી ત્યાં ઈંટ
ક્યાંક ચોખ્ખી, ક્યાંક ભૂખરી, ક્યાંક તૂટેલી
ખર્યા કોઈક ઈંટમાંથી એના કણ કણ
ક્યાંક તો બખોલ પડી ગઈ બે ઈંટ વચ્ચે
તો ય ટકી રહી છે ભીંત વર્ષોથી
લોથલના અવશેષો જોતાં
જૂની લિપિ શીખવાનું મન થયું'તું
પછી માંડી વાળ્યું
કોણ ઉકેલે જૂનાં પડ!

ઓરડાની ગાર કાઢી ત્યારે કરા બાજુ
ખોદતાં માટલું નીકળ્યું'તું ઢાંકેલું.
એના પર બાંધેલું વસ્ત્ર જરી ગયું'તું સાવ
મોં ખોલ્યું તો લીલું પાણી નીકળ્યું એમાંથી
કહેવાય છે લોખંડ બોળીએ એમાં તો થઈ જાય સોનું;
કડિયો કહેતો'તો, 'માયા ભોંયમાં ભંડારેલી હશે
વધુ ખોદીએ તો નીકળશે'
મેં ખોદાવ્યું નહોતું વધુ
બુરાવી દીધું'તું બધું.
હવે સ્વપ્નમાં આવે છે ક્યારેક એ માટલું
એની ફરતે વીંટળાયેલો હોય છે નાગ ધોળી મૂછાળો
અનુશ્રુતિ પણ આશ્વાસન દેતી હોય છે.
હવે ખરવા માંડ્યા છે ભીંત પરથી પોપડા અવારનવાર
એમાં વળી કાલે સાંજે વાવાઝોડા સાથે
પડ્યો કમોસમી વરસાદ
તોય ભીની ભીંત હજુય ઊભી છે એમની એમ.

## વર્તમાન / *ગુણવંત ઉપાધ્યાય*

ન નીંદ, શમણાં નથી જ ભ્રમણા ન કોઈ વળી-
પ્રગાઢ રમણા, ધરા પર સદાય છે જાગવું
અહર્નિશ પળેપળે મનનને જચે તાગવું
પહોંચ બનતાં કશેક તનથી સુદૂર જવું!

પણે શિખરની ટોચ પરથી ઊગે સૂર્યની
સુવર્ણ સરખી અફાટ લલિતાંગ આભા વળી
અહીં ઉદયમાન ઝાંઝર ઉષાનાં ઝંકારતાં
સુવર્ણરજથી સુગંધિત થઈ કળીઓ હસી!

સુવાસિત થતું ઘડીક પળમાં નવું વિશ્વ કૈં
પછી તમસતાલ, આળસ સમુંય ખંખેરતાં
બને વિહગ સૌ સભાન, સજતાં નવા ગીતને
તરુવર વળી સમાન સ્વરથી સ્મરે પ્રીતને.

ગ્રહું હું જળ-અંજલિ, સજળ હસ્તરેખા બને,
પછી અવર જન્મકુંડળી સમું શું આપું તને?

## આ કેવી પ્યાસ છે ! / *શૈલેષ પંડ્યા 'ભીનાશ'*

મારી હયાતી રોજ તારી આસપાસ છે.
તું શોધ તારા રક્તમાં મારો જ શ્વાસ છે.

વાતાવરણને જોઈ હું લઉં છું રડી જરા,
મારા બધાયે ઓરડે સૂકું જ ઘાસ છે.

નાહક નફા-નુકસાનનો કાયમ હિસાબ કર,
મારી વ્યથામાં ક્યાં કશું તારાથી ખાસ છે !

ક્યારેક પ્યાસાની નજરથી એને જોઈ લે,
દરિયો એ બીજું કૈં નથી મૃગજળનો ભાસ છે.

અંતિમ સમયમાં સાથ કેવળ સૂનકાર છે,
'ભીનાશ' મારી લાશ પર આ કેવી પ્યાસ છે!

## મિજાજ / હસમુખ કે. રાવલ

જંગલનું વૃક્ષ બિચારું નથી.
ઉંમરે પુખ્ત છે,
પણ મિજાજે
બાળક છે,
થાને ચોંટેલું બાળક.

પવન વીંઝે તો વીંઝાય,
વરસાદ નવડાવે તો નહાય,
સૂરજ નવી નવી વા...વા...
પહેરાવે તો પહેરે
ને
હથેળીમાં ફળ પકડાવે
તો પકડે
પણ
વૃક્ષને ખાતાં આવડતું નથી.
બસ, ડગમગ ડોલતાં આવડે છે.

'વૃક્ષ છે'
તેની પંખીને ખબર છે.
તેથી ઊડતું ઊડતું આવે છે,
ચાંચ ઘસે છે
ને ફળ કોચે છે.

'આ વૃક્ષ છે'
તેની વાનરને જાણ છે.
તેથી હૂપાહૂપ કરે છે,
ડાળીઓ હચમચાવે છે
ને પૂંછડી પસારી
ભચડ...ભચડ... ખાય છે.
'વૃક્ષ કેવળ વૃક્ષ જ છે.'
તેનો બોધ માણસને
વૃક્ષ તળે થાય છે.

તેથી
ખાલી ટોપલે આવે છે
ને ભર્યા ટોપલે જાય છે.

પર્ણકુટિ કે પેગોડા નહીં,
લક્કડિયાં લાક્ષાગૃહ રચે છે
ને
ટોડલે ટોડલે ક્રૉસ જડાવે છે.

બાંડું વૃક્ષ
સાથીઓ સાથે
બોખું બોખું હસે જાય છે...

એક તેને જ ખબર નથી
કે
તે વૃક્ષ છે.

## વરસે રે બદરિયા / લાલજી કાનપરિયા

ઝીણી ઝીણી વરસે રે બદરિયા હો જી,
ભીંજાય મારી આછી રે ચદરિયા હો જી.

કઈ રે દિશાથી પૂર ઊમટિયાં હો જી?
કઈ રે દિશાથી નૂર ઊમટિયાં હો જી?

નેણાં રે નેણાંમાં જઈને ઠરિયાં હો જી
ઝીણી ઝીણી વરસે રે બદરિયા હો જી.

કિયા રે બગીચે ફૂલ ફોરતું હો જી?
કે પતંગિયું થૈ મન મારું ઊડતું હો જી.

ચરણો મૂકું ત્યાં લીલી ડગરિયા હો જી
ઝીણી ઝીણી વરસે રે બદરિયા હો જી.

## ક્યાંય નહીં / સંજુ વાળા

ચાલી ચાલીને અમે પહોંચ્યાં ક્યાં ?
  સમજોને ક્યાંય નહીં
એવાં સપડાયાં કે કંઈ પણ કળાય નહીં.
  પાછાં વળાય નહીં...

જાળવીને કોતર કે ભેખડ વળોટું ત્યાં સામે હોય જંગલ કે ભીડ
ભાદરવે ઘાસ પર ફૂટેલાં ફૂલ જેમ તણખાતી રૂંવે રૂંવે ચીડ
સાચું પૂછો તો એના કારણમાં કાંય નહીં
  તો કાં સ્હેવાય નહીં?
  ચાલી ચાલીને અમે...

પ્રજળતા કોયલાની જાજમ બિછાવીને કીધું કે, લે હવે ચાલ
વરસોથી રાહ જોઈ ઊભો છું, ક્યાંય નથી ઊમટતું હારબંધ વ્હાલ
કેવું, કે ઓછા-અધીરા થવાય નહીં
  તાણી લંવાય નહીં...

# બે કાવ્યો / *ફિલિપ ક્લાર્ક*

## (૧)

વિચારો તો આવે છે કાશ્મીરના
પણ મન ભટકતું હોય છે
દક્ષિણ આફ્રિકાનાં જંગલોમાં...
ક્યાં સુધી દબાવ્યા કરવું દર્દને
તૂટી ગઈ છે મર્યાદાની પાળો
સીમા જેવું કશું રહ્યું નથી.
ન કહેવા ધારેલી વાતોનાં પણ
લાગવા માંડ્યાં છે પોસ્ટરો...
ઇચ્છાની સ્વિચ પર આંગળી પડતાં જ
અજંપાની સેંકડો ઝેરોક્ષ
ખેંચાઈ આવે છે શ્વાસમાં...
સંબંધો તારવાના અને ડુબાડવાના
વાતો નિર્માણની અને નિર્વાણની.
કોના ટેકે ટકી રહ્યો છે
આકાશનો આ ચંદરવો ?
કોના અણસારનાં ફરકી રહ્યાં છે તોરણો?
વિચારો કરતાં કરતાં
ઊતરી જવાય ઇચ્છાની ઊંડી ખીણમાં
શાંતિ ઝંખતાં ઝંખતાં
ગળવી પડે ઘોંઘાટની ગોળીઓ.

દૂષણ, પ્રદૂષણ અને શોષણના છોડ
ઊગાડીએ આંગણાના કૂંડામાં
છાંયડા ઉખાડી
કરીએ તડકાનાં વાવેતર
દરિયા ઉલેચી
બનાવીએ ખાબોચિયાં;
ધ્યેયની વાત આવતાં જ
સ્ટીકર પર ગોઠવાઈ જતી આંગળી
કે ખંજર તરફ વળતા હાથ
ધૂંધળા બનતા જાય છે ચહેરા
સ્પષ્ટ થતાં જાય છે મ્હોરાં
ઘૃણાનાં ઊતરી આવે છે
આ શહેરની ઝળહળતી ગલીઓમાં.
શાંત સપાટી જોઈ રાજી થતાં આપણે
ભીતરના ખળભળાટનો
વિચાર સુધ્ધાં કરતાં નથી.

## (૨)

ચાલુ બલ્બની જેમ
એકાએક ઊડી જતી ઊંઘ,
ને સપનાની કરચોથી
લોહીઝાણ બની જતું અંધારું.
ચક્કાજામ થઈ ગયેલા
વિચારોમાંથી મને કાઢવા મથતો હું
વધારે ને વધારે ખોવાતો જાઉં છું.
પળેપળે કોઈ ભીડાતું જાય
ને હું બંધ દ્વાર જેવો બનતો જાઉં છું.
મારી એની અને સૌની તરસ
ઝાંઝવામાં ઊડે છે રેત રૂપે;
સૂઝ જેવું પડે નહીં ને
રૂઝ આવેલા ઘામાં
વારંવાર થઈ આવે ખોતરવાની ઇચ્છા.
પ્રશ્નોના હાથ
વગાડ્યા કરે ડોર બેલ
ને સાંકળ સુધી ગયેલો હું
ચૂપચાપ પાછો ફરું છું.
કેટકેટલું થાય.
ને કંઈ ન થતું હોય એમ લાગ્યા કરે !
કંઈ ન કરી શકવાનો રંજ
લૂની જેમ ચોંટી જાય છે લમણે
ક્યારેક કોઈ પૂછી બેસે છે
કેમ છો ?
ને જીવતરના આકાશમાં
ઝબકી ઊઠે છે આશાના આગિયા;
ક્યારેક કલ્પનાના આભમાં
ગોરંભાય છે વાદળી.
હું ઝરમર સહન કરી શકતો નથી
ને ધોધમાર વરસી શકતો નથી
કોક અકળાતું હોય છે મારામાં
અને હું
પળેપળે વિહ્વળ બનતો જા

## એક ડ્રામેટિક મૉનોલૉગ (નાટ્યોક્તિ)/ *રિષભ મહેતા*

### કેદસ્થ શબ્દની નાટ્યોક્તિ

ભાઈ! અહીંથી ના છટકાતું ! જો, પુસ્તકની કેદમાં છું....
અક્ષર પણ ના ફરી થવાતું! જો, પુસ્તકની કેદમાં છું....

તું મારી સામે ઊભો છે ને બીજા અડખે પડખે,
કોઈને પણ નથી મળાતું! જો, પુસ્તકની કેદમાં છું...

સાચો-જૂઠો અર્થ રહ્યો ના જરા હયાતીનો મારી,
ખુદને પણ જ્યાં ભૂલી જવાતું! જો, પુસ્તકની કેદમાં છું...

જેણે 'બ્રહ્મ' કહ્યો મુજને તું એને ખુદ જઈને પૂછજે-
'આવું મારી સાથ કરાતું?' જો, પુસ્તકની કેદમાં છું...

એવા કોઈ ગુનામાં એણે ફસાવી દીધો છે મુજને,
જામીન પણ કોઈ ના થાતું! જો, પુસ્તકની કેદમાં છું...

અર્થ નામની ચીજ નશીલી મારી પાસેથી નીકળી,
શું થયું પછી? કંઈ ના સમજાતું! જો, પુસ્તકની કેદમાં છું.

વકીલ સારો ને સાચો ના મળી શક્યો છે આજ સુધી
જીવન મુદ્દતમાં અટવાતું ! જો પુસ્તકની કેદમાં છું...

લાગે છે આખો જન્મારો અહીં જવાનો છે નક્કી,
એક તસુ પણ નથી ખસાતું ! જો, પુસ્તકની કેદમાં છું...

સારું છે તું બચી ગયો, હું ચઢી ગયો એના હાથે,
છટકાય અગર તો છટકી જા તું ! જો, પુસ્તકની કેદમાં છું.

## ગઝલ / *રિષભ મહેતા*

મનને યાર ! તૈયાર થવામાં થોડી વાર તો લાગેને?
જળને પણ વાદળ બનવામાં થોડી વાર તો લાગેને

તમે કહ્યું તે વિના રોક-ટોક તરત સાંભળી લીધું મેં,
પણ પોતાને સાંભળવામાં થોડી વાર તો લાગે ને !

આપણી વચ્ચે પ્રેમ સમું ના રહ્યું કશું, એ સાચું છે
કિન્તુ મનને મનાવવામાં થોડી વાર તો લાગેને!

માફકસરની હોય હવા ને ખુલ્લું હો આકાશ છતાં,
પતંગ છે, એ ચગાવવામાં થોડી વાર તો લાગેને ?

પ્રેમપત્ર એ થોડો છે કે રાજી થઈને ઝટ લખીએ
(ના)રાજીનામાને લખવામાં થોડી વાર તો લાગેને ?

ગમે ત્યારે ને ગમે ત્યાં એને ઊગી જવાની ટેવ નથી,
સૂરજને પણ સૂરજ થાવામાં થોડી વાર તો લાગેને?

તું શ્રદ્ધા ધર, એનું અંતર ઝીલશે નક્કી તારો સ્વર,
અવાજને પડઘો થાવામાં થોડી વાર તો લાગેને ?

(૧)

## પરપોટો તો પરપોટો છે... / ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'

મનને એની સમજણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
કોઈ દરિયો કે રણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
શ્રદ્ધાનું એ કારણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
તુલસી ક્યારો આંગણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
દરિયાંને પણ થાતું ક્યાં લગ આકાશોની સામે ધરિયે।
એ ચ્હેરો કે દર્પણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
જળ ચાહે છે વરસોથી કે વયની માફક એ પણ વધશે,
એની કોઈ વય પણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
આમ જુઓ તો એનું હોવું ઊંડાણો પ્રગટાવે તો પણ,
તળિયાનું એ તારણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
આજ લગી ક્યાં ભેદ ખૂલે કે કોણ શ્વસે છે એની ભીતર,
જળ પાસે એ સમજણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
એનું હોવું હોય બરાબર શ્વાસો જેવું તેમ છતાંયે,
એને સીંચે એ જણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
એના વ્હાણે તરતા તરતા ફેરા ફોગટ ફરતા રહિયે.
પાર-પારનું સગપણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
બે'રા જળને એમ જ એ તો આઝાદીનાં ગીત સુણાવે,
ગણગણતો જનગણમણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
અંજલિઓનાં ભાનશાન પણ દરિયાઓને ક્યારે ફૂટશે!
સૂરજનું એ તર્પણ ક્યાં છે. પરપોટો તો પરપોટો છે.
બડભાગીને જોવા જડતો આખરની ઇચ્છાનો ચ્હેરો.
બાકી એનું દર્પણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
છોને આંખોના રણ વચ્ચે એની મોસમ લણતા રહીયે,
મૃગજળ જેવું આંજણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
સાવ ઉઘાડી આંખો જેવા દરિયાને ક્યારે સમજીશે!
એ બીડેલી પાંપણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
પ્હાડ તળે બેસીને દરિયો કેમ જટાઓ એની ધરતો,
એ ગંગાનું ધારણ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.

કવિલોક : સપ્ટેમ્બર-ઑક્ટોબર ૨૦૦૪

(૨)

## પરપોટો તો પરપોટો છે... / *ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'*

જળનું કોઈ અંજળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
જળ બીડેલી એ પળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
ગતિની આગળ-પાછળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
એના હોવાની કળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
મોજ-મોજમાં ફૂલો જેવી શ્રદ્ધાને છો દરિયો શ્વસતો,
એ અભિષેકી ઝાકળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
માની લીધું ઘર કરવું'તું સૂરજને પણ એની અંદર,
એમાં તપશું ઝળઝળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
એની હારે-હારે સરતી માછલીઓ પણ ગોતાં ખાતી,
પાર-પારની સાંકળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
યુગ-યુગનું તારણ છે, એમાં બિડાય-ઊઘડે દસે દિશાઓ,
બ્રહ્માંડોની અટકળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
શબ્દો માફક ફૂટ્યા કરતો શાહીના દરિયામાં તો પણ,
એ વંચાતો કાગળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
કઈ શ્રદ્ધાએ આકાશો પણ એને ધરવા તત્પર થાતા,
એમાં ટીપું યે જળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
વારે-વારે દેખા દેતો જળના એ અવતાર સમો પણ,
અવતારોની આગળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
આકારોની પીડા સાથે નિસ્બત અંગત હોય છતાંયે,
શ્વાસો સીંચે એ બળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
અચરજ ભીના ખડકો સાથે જંગધરી કાયમ ટકરાતો,
મોજ સમો કૈં દુર્બળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
આરપાર વ્હોરે છે આફત ખુલ્લમ્‌ખુલ્લા દરિયાની પણ,
એને કોઈ ભોગળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
ફાટ-ફાટ એના હોવાને દરિયો આંજે ઈ લગનીમાં,
પળ-જળનું એ કાજળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
તળ-તળના સૌ હક ભલેને દરિયો લખતો એની લિપિમાં,
દસ્તાવેજી કાગળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.
ખેલ ઉપરના ખેલે તો પણ ઊંડાણોની રમણા કરતો
એ પૂછો ના, કે તળ ક્યાં છે, પરપોટો તો પરપોટો છે.

## બે કાવ્યો / *આકાશ ઠક્કર*

૧

ટેવોને પણ
ફરી નવેસરથી
ટેવાવું પડે એવો
ચુસ્ત બંદોબસ્ત છે
આવજાવનો.

છતાંય
વૃક્ષની છાયા
વૃક્ષને ઢાંકી દે
એવી ચૂપકીદીથી
આવે છે કોઈ
અને શોધે છે
થડમાં, મૂળમાં,
હવામાં, પાણીમાં, જમીનમાં
સર્વત્ર
પોતાને સજ્જડ બંધ બેસતો
કોઈ અર્થ.

આવેલાં લગભગ બધાં
નિષ્ફળ થઈ
પાછાં ચાલ્યાં જાય છે.
જવલ્લે જ સફળ થતું
કોઈ
ત્યાંનું ત્યાં જ ઊગે છે
અને મથે છે
પોતાનાથીયે મોટી
પોતાની છાયા ઊગાડવા.

૨

પહેરેલું ઓઢેલું બધું
ઊતરી જાય આપોઆપ
તેને
લોકો ભલે ગમે તે કહે
મારે મન તો
જાતને મળે જાત
તે ઘડી વસંત !

બળી ગયેલી અગરબત્તીની
બાકી બચેલી સળીથી
વૈશાખી વાયરા પર
લખું કોઈ મનગમતી પળ
ને વાયરો મ્હેકી ઊઠે
તો પલકારાની ખાતરી માટે
દર્પણની શી જરૂર!

અશ્વારૂઢ યોદ્ધો હો
કે માથાફરેલ કોઈ વિદ્રોહી
યુદ્ધ પહેલાં જ
આવી જાય
જાતને શરણે જાત
એવાં મેદાન મારી લીધાં છે
મેં
શ્વાસે શ્વાસે.

## ગઝલ / *જયંત 'સંગીત'*

અવળ-સવળ વાણીમાં તું બોલ,
તત્ત્વજ્ઞાની થઈને તું ડોલ.

નિર્ગુણ રૂપે બેસે છે એ,
ખાલીખમ દરવાજા તું ખોલ.

બંને પલ્લાં સરખાં રાખી,
ભજન-સજનનો કરજે તું તોલ.

એક શબ્દની ભાળ મળી ત્યાં,
ગાંડો થઈ વગડાવે તું ઢોલ.

ઈશ્વર થાવું અઘરું ક્યાં છે?
પથ્થરને આપી દે તું કોલ.

## મ્હેરબાની કર હવે / *વિષ્ણુ પટેલ*

એટલી બસ મ્હેરબાની કર હવે,
તું મને દેખાડ તારું ઘર હવે.

હોય હદ આખર હલેસાંની ય લે,
તું ય કૂણો પડ જરી સમદર હવે.

તાપ વેઠ્યા આકરા એ આશમાં,
કે શરૂ થાશે રૂડી ઝરમર હવે.

છેક કીડીનાંય નેપુર સાંભળે!
કાઢ ફુરસદ, આ તરફ પણ ફર હવે.

ઝંખતું અંતર ઝલક તારી જ બસ,
તું વધારે જા નહીં અં

## બે ગઝલ / ગુણવંત ઉપાધ્યાય

(૧)

ખૂબ અઘરું દોસ્ત, સુંદર ચીજનું દર્શન થવું,
છેક દુર્લભ એટલે અનિવાર્ય છે રક્ષણ થવું.

ગીત ગાતાં કોઈ ઝરણાંનું અચાનક થંભવું,
એટલે કે વન, વનેચર-વૃંદનું સદ્‌ગત થવું.

કોઈના અપકાર સામે સ્હેજ પણ જોવું નહીં,
એ રીતે પણ સ્હેજ ળવત્તર અને સમરથ થવું.

આંખ ભીની, કાન સરવા, જીભથી થોડી મીઠાશ,
ક્યાંયથી આવી મળે ને આપણું ગદગદ થવું.

શ્વાસ લઈને મૂકવાની પેરવી પ્રત્યેક પળ,
નિત્ય નૂતન યુદ્ધ માટે કેટલું સજધજ થવું.

(૨)

ખૂબ અઘરું દોસ્ત, સાચેસાચ સાચું થઈ જવું,
એથી અઘરું દૂર તારાથી જ ખાસ્સું થઈ જવું.

આપણે તો એકબીજાનાં જ સાક્ષી હોઈએ,
એથી થોડું બંધ કોઈ ખોડીબારું થઈ જવું ?

પારકાનું પંડ્ય લઈ જીવી જવું સહેલું નથી,
આપણાં ફળિયા જ જેવું ખુલ્લું-ખુલ્લું થઈ જવું.

છેક એવું પણ નથી કે કોઈ ટેકો ના મળે,
કોઈનું કોઈની માટે સારું-માઠું થઈ જવું.

શ્વાસ જો કોઠે પડે તો શ્વાસની સમજણ ફળે,
એ પછી નિર્મળ નજરથી ચોખ્ખું ચોખ્ખું થઈ જવું.

## મેઘધનુષ / *મધુકાન્ત જોષી*

(૧)

મેઘધનુષનો પણ
એક મજાનો
ઈતિહાસ છે :
'વરસાદ પછી
જે ઉઘાડ નીકળે છે
તેમાં
તેનો હાથ છે.'

(૨)

હું
પહાડની ટોચ પર
હોઉં છું
ત્યારે હું
મેઘધનુષ હોઉં છું.

(૩)

હું એક કવિ છું
મારે મેઘધનુષ જેવી હોડી
ને
વીજળી જેવું હલેસું
જોઈએ !

(૪)

મેઘધનુષ થવા માટે
એક શર્ત છે;
આકાશની જેમ
એકરસ થઈ
વરસવું પડે !

(૫)

મેઘધનુષ
ને
માણસમાં
માત્ર આટલો ફરક છે :
મેઘધનુષ મેઘધનુષ થઈને
નીકળે તો છે ?

(૬)

મેઘધનુષ એટલે શું?
મેઘધનુષ
એટલે
મેઘધનુષ
એટલે
મેઘધનુષ....

## વણઝારા / *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

અમે તો શમણાંના વણઝારા,
મેઘધનુના રંગો નેણે આંજીને ફરનારા,
અમે તો શમણાંના વણઝારા.

સમી સાંજના સામી વાટે ઝળહળતું કૈં આવે,
છમ્મલીલા શ્રાવણની યાદે મૌન ભીનું વરસાવે,
રાન વિરાને સાબૂત હૈયે સામે પૂર તરનારા,
અમે તો શમણાંના વણઝારા.

ડમરો થઈને મ્હોરે પેલા આગમના પડછાયા,
પળપળની પગથારે રંગો મોસમના પથરાયા.
અગમનિગમનાં ગીતો ગાતાં ભીતરમાં ભળનારા,
અમે તો શમણાંના વણઝારા.

પવન તણા સૂસવાટે પેલી વનલીલા કૈં ડોલે!
હળુ હળુ મંજરીઓ હેતે મૌન અગોચર ખોલે,
પીમળ પછેડી ઓઢી અંતર ઝરણાંને ઝરનારા,
અમે તો શમણાંના વણઝારા.

## ગઝલ / *દત્તાત્રેય ભટ્ટ*

આગવી રીતે મને મળતો રહે,
સાંજના સૂરજ ખભે ઢળતો રહે.

અશ્રુનું સિંચન કરું હું રાતદિ',
ઘાવ તારો તે છતાં બળતો રહે.

ક્યાં મિલન ઘટના ઘટે મળવા છતાં ?
હાથ બીજા હાથને છળતો રહે.

ના સફર મારી કદી પૂરી થતી,
એકમાં રસ્તો બીજો ભળતો રહે.

ટોચ પર એની પહોંચો તે પછી,
અહમ્ કેરો પ્હાડ પીગળતો રહે.

શબ્દ કૂંપળતો રહે કાગળ ઉપર,
ચીસનો પડઘો સદા ફળતો રહે.

## ચકરાવો / *કિશોર વ્યાસ*

સાવ સામે જ
નાકની દાંડીએ, પેલી તરફ
ભાંગેલા ઓટલે
સરકતા જતા માળાના મણકાઓની વચ્ચે
અથડાતી જતી પટલાઈને
વળોટી
આગળ ધપો કે
તૂટેલાં રમકડાને હાથમાં લઈ
નિમાણાં બાળકની સાથે
ભોંય ખોતરવાનું મન થાય.
સૂપડાથી ધાન્ય વાવલતી બાઈ
રસોડે સળગતા
અગ્નિ સમી લાલચોળ.
અરીસા સામે ઊભેલી
કોઈ છોકરી પ્રતિબિંબના કટકાઓને
એકઠી કરતી જાય
ત્યારે
ધૂળમાંયે ભરતી ચઢતી હોય એવું જણાય
એ જ શેરીમાં
આકાશ વર્તુળને છેદી નાખવા તત્પર
એક પંખીનો ચકરાવો
એક માણસ તાક્યા કરે, ખુશ થતો રહે.

## હાઈકુ / *મંગળ રાવળ 'સ્નેહાતુર'*

ફૂલદાનીમાં
વાયરે ઊડ્યો રંગ
પાંદડાં રડે !

## ઓ મધમાખી બ્હેન / કૃષ્ણ દવે

ઓ મધમાખી બ્હેન ? ઓ મધમાખી બ્હેન ?
ફૂલ કહે આ મીઠ્ઠા રસના છલકાયા છે કેન.
ઓ મધમાખી બ્હેન? ઓ મધમાખી બ્હેન?

ભરી ભરીને અહીંથી સીધા ઉપાડોને પ્લેન
ઓ મધમાખી બ્હેન? ઓ મધમાખી બ્હેન?..

કહે લીમડો આપુ તમને એક મજાની ડાળ;
બાંધો ત્યાં મધપૂડો, રાખું હું એની સંભાળ.
તમે કહો તો લખી આપીએ, લાવો કાગળ, પેન.
ઓ મધમાખી બ્હેન ? ઓ મધમાખી બેન ?

સગાં સંબંધીઓને જલ્દી જલ્દીથી બોલાવો;
બધાં મળીને સાથે લૂંટો મીઠ્ઠો મીઠ્ઠો લ્હાવો.
વાત સાંભળી મીઠ્ઠી સૌના ઊતરી જાશે ઘેન
ઓ મધમાખી બ્હેન? ઓ મધમાખી બેન?

કૂદી પડો યા હોમ કરી સૌ મીઠ્ઠા મધના નામે;
આવે તેને તરત મોકલો સુગન્ધના સરનામે,
ક્યાંક અમે કરમાઈ જશું તો ચૂકી જાશો ટ્રેન.
ઓ મધમાખી બ્હેન? ઓ મધમાખી બ્હેન?

## *Smile !*

(બાળકનું સંવેદનાગીત) *રાજેશ મહેતા*

કેમ આવે આ ચહેરા પર Smile !

ઑફિસનું ભૂત એવું પપ્પાને વળગ્યું કે
આખો દિ'રહેતા બસ 'busy'
રમવાનું કહીએ તો માથું ધુણાવવાનું
પપ્પાને માટે સાવ 'easy'.
હાથ પપ્પાના વીંખે છે 'file', કેમ આવે આ...

મમ્મીની આંખોથી એવો હું ડરતો,
જેમ બિલ્લીથી બીએ છે 'rat'
રમવાનું, ભમવાનું છોડવાનું થાય ભલે
લેશનમાં પડવું ના 'late'
મમ્મીની રોજની આ 'style'. કેમ આવે આ...

મારે તો પપ્પાના ખોળામાં બેસી ને
કહેવી છે એક મસ્ત 'story'
'હેલો' ને 'હાય' કહી પપ્પા તો ભાગે ને
ટપલી મારીને કહે 'sorry'
કોણ વ્હાલો? હું કે mobile. કેમ આવે આ...

## You

Vassilis Vitsaxis

I've lifted a star
from the depths of a lake
And tossed it to the sky
To shine bright and alone
In the magic of night
And its name is you.

I've sailed on a sea unheard of
where the waves are shivers of love
And the boats thirsty lips
Gliding
In Search of each other
Far away from the shores of the Real
And its name is you.

I've planted in the sands of a desert
A forest of flowers
with colours unseen
Taken from another rainbow
With petals as soft
As a fragrance as deep
As the breath of the earth
On a first autuma rain
And its name is you.

I climbed on a crest
And reached for the moon
I climbed on a cloud.
And reached for the sun.
The moon was too high
The sun was too hot
But I grasped a ray
And its name is you.

## તું

અનુ. પ્રફુલ્લ રાવલ

રાત્રિના જાદુમાં
તેજસ્વી અને એકાકી પ્રકાશવા
મેં સરોવરના ઊંડાણમાંથી
એક તારો ઊંચક્યો
અને આકાશમાં ઉછાળ્યો
અને તેનું નામ છે તું.

હું અજાણ દરિયાઈ સફરે ઊપડ્યો
જ્યાં મોજાંઓ છે સ્નેહના ટુકડાઓ
અને વહાણો છે તરસ્યા હોઠ
વહેતાં ધીમે ધીમે
અન્યોન્યની શોધમાં
Real - રિયલના કિનારેથી ખૂબ દૂર
અને તેનું નામ છે તું.

પહેલી પાનખરની વર્ષાએ
પૃથ્વીના શ્વાસ જેવી ગહન સુવાસ
અને દેવદૂતની પાંખો જેવી મુલાયમ
પુષ્પોની પાંખડીઓ વડે
અન્ય મેઘધનુષ પાસેથી લીધેલા
અદૃશ્ય રંગો વડે
મેં રણની રેતીમાં
પુષ્પોનું વન વાવ્યું છે
અને તેનું નામ છે તું.

અને ચંદ્ર પર પહોંચવા
હું શિખર પર ચડ્યો
અને સૂર્ય પર પહોંચવા
હું વાદળ પર ચડ્યો
ચંદ્ર અતિ ઊંચો હતો
સૂર્ય અતિ ઉષ્ણ હતો
પરન્તુ મેં કિરણ પકડ્યું
અને તેનું નામ છે તું.

કવિલોક : સપ્ટેમ્બર-ઑક્ટોબર ૨૦૦૪

## Name-Rupa

### Vassilis Vitsaxis

When dusk will start to fall
And faraway
The lines of the horizons
Will mingle in the mist
The coming of the night
You will await
Your night!
That which you've carried
All day long
As a deep anguish in your heart
As a dark shadow in your mind
As an absessive sound
Of distant bells
Though you have lulled yourself
Into believing
You have not heard their echo
In every beat
Within you breast

It will come
And you will be alone
The night and you
Engulfed in silence

It will not come in haste
Its footsteps will be slow and weary
For it has stepped in your footprints
And gone wherever you have been

Flowers and birds
Colours and kisses
Flavours and songs
Everything
It shared with you
When dusk will start to fall
And faraway
The lines of the horizons
Will mingle in the mist
The night won't be unknown to you

Transparent veils
It will have cast away
And with illusive shadows
It will be clad

Fear not !
Merely it raiment its name
Will have been changed.

## લવાજમ પૂરું થાય છે ?

આ અંક સાથે જો આપનું લવાજમ પૂરું થઈ જતું હોય તો સત્વરે તે મોકલી આપશો. 'કવિલોક'નું વાર્ષિક લવાજમ રૂ. ૬૦ મનિ ઑર્ડરથી કે ડિમાન્ડ ડ્રાફ્ટથી નીચેના સરનામે મોકલવું. ચેકથી લવાજમ મોકલો તો રૂ. ૫૦ + ૧૫ બેન્ક કમિશન ઉમેરી રૂ. ૭૫ મોકલવાં. ડ્રાફ્ટ કે ચેક 'કવિલોક ટ્રસ્ટ' એ નામનો લખવો. કવિલોક C/o કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા અમદાવાદ-૩૮૦ ૦૦૧.

# નામરૂપ

અનુ. પ્રફુલ્લ રાવલ

જ્યારે સંધ્યાનો પ્રકાશ ઉતરવાનો શરૂ થશે
અને દૂર
ક્ષિતિજની રેખાઓ
ધુમ્મસમાં ભળી જશે
રાત્રિનું આગમન.
તું પ્રતીક્ષા કરીશ.
તારી રાત્રિ
પેલી જે તેં વહન કરી
આખા દિવસ દરમિયાન
તારા હૃદયમાં ઊંડી પરિવેદના રૂપે,
તારા મનમાં ગાઢ પડછાયા રૂપે,
સંમોહિત અવાજ રૂપે
દૂરના ઘંટારવો.
જો કે તું તારી જાતે સૂઈ ગયો
એ માનવામાં
તેં એમના પડઘા સાંભળ્યા નથી
પ્રત્યેક પડઘમાં
તારી છાતીમાંથી
તેં આવશે
અને તું એકલો થઈ જઈશ
રાત્રિ અને તું
નિ:શબ્દ ઘેરાઈ ગયા
તે ઉતાવળમાં આવશે નહીં
તેના પગલાંનો અવાજ ધીમો અને થાકેલો હશે
કારણ કે તેને તમારા પદચિહ્નોમાં ડગ ભર્યા
અને જ્યાં તું હોય ત્યાં ગયો
પુષ્પો અને પક્ષીઓ
રંગો અને ચુંબનો
સ્વાદ અને ગીતો
બધું જ
તેણે તારી સાથે માણ્યું
જ્યારે સંધ્યાનો પ્રકાશ ઉતરવાનો શરૂ થશે
અને દૂર
ક્ષિતિજની રેખાઓ
ધુમ્મસમાં ભળી જશે.
રાત્રિ તારાથી અપરિચિત નહીં હોય
પારદર્શક પડઘા
તે ફેંકી દેવાશે
અને ભ્રામક પડછાયા વડે
તે ઢંકાશે
ડરશો નહીં!
માત્ર એના વસ્ત્રો અમે તેનું નામ
બદલાઈ જશે.

રાધેશ્યામ શર્મા

# વેંત છેટા વૈકુંઠનું અન્ધતમસ્‌માં દફન!

## વેંત છેટું
(મંદાક્રાન્તા)

મૂર્તિ સામે નતવદન એ ચેતવે દીપ સાંજે
ને મારાં આ જલદ વચનો: 'રોજ આવું ખપે ના!
પ્હાણો, તારો પ્રભુ! સકળને કેમ જોઈ શકે ના?
રેડાતાં આ લહુ સતત ને આ ધરા સાવ ભૂખી!
સંધ્યાપૂજા? પ્રભુ-ભજનનાં નાટકો! તર્ક શું છે?
વેદો-શાસ્ત્રો, ધરમ-ભરમે વેડફાયા યુગો કૈં.
વંધ્યા પૂજામહીં જીવનની સાંજ ખાલી ઢળી ગૈ!
શું પાષાણે તિલક કરવાં? હા, નર્યું સત્ય 'હું' છે.'

ચ્હેરે એના તગતગી રહ્યું વેદનાપૂર જેવું.
મૂર્તિ-શો હું વિવશ, ઘરમાં જીવતી માત્ર નારી!
એ શ્રદ્ધામાં ધબકતી હતી, નાનકી સૃષ્ટિ મારી?
ખામોશીમાં ગરક થતું કૈં તો હતું, વેંત છેટું.
આંસુ એનાં ટપકી પડતાં દીપનું ઓલવાવું.
પાષાણોનું તરફડી રહ્યા અંધકારે દટાવું !

*('કુમાર', ઑક્ટોબર, ૨૦૦૨)* *નિર્મિશ ઠાકર*

મંદ્રાકાન્તા છંદમાં નિબદ્ધ, ચૌદ પંક્તિમાં પ્રસરેલી સૉનેટ રચના કોઈ અતિ નિકટ છતાં દૂર સુદૂર રહી ગયેલા તારકનું અંતર ચીંધે છે. શીર્ષક વિષયવસ્તુને સુસ્પષ્ટ કરતું ખડું છે : વેંત છેટું. વેંત છેટો તટ હતો ને, અને નૌકા ડૂબી! એને થોડી મળતી કરુણાન્તિકા અહીં નિરૂપાઈ છે.

પ્રથમ બે પંક્તિમાં, બે ચરિત્રોની માન્યતાનો મુકાબલો કાવ્યનાયકની એકોક્તિમાં ઝબક્યો છે. 'એ' એટલે હિન્દુ સંસ્કાર-સંસારની પ્રતિનિધિ પત્ની, તે પ્રતિદિન સાંજે ઈષ્ટ દેવની મૂર્તિ સમક્ષ દીપ ચેતવે અને ત્યારે પતિદેવ, દેવથી આગળ પતિ-પરમેશ્વરના પાઠમાં આવાં જલદ વચનો સુણાવે, 'રોજ આવું ખપે ના!'

શું ઘી-દીવાના ભાવ વધી ગયા એટલે આવું તે બોલબોલ કરે છે? ના. ધર્મપત્ની મૂર્તિપૂજક છે, અને પતિ તર્કાશ્રિત રૅશનાલિસ્ટ યા નાસ્તિક છે. બીજી કડીમાં પત્નીની માન્યતા માનતાનો પ્રભુ પતિપ્રભુ પાસેથી 'પ્હાણો' ઉપમા પામે છે. શાને કાજે? ધાર કાઢેલી કટાર જેવું કથન બધું ખુલ્લું કરે છે, 'તારો પ્રભુ સકળને કેમ જોઈ શકે ના?' તથાંકથિત પ્રભુ કેમ ભાળતો નથી કે અહીં પૃથ્વી પટ પર મસ મોટાં વિશ્વયુદ્ધો અને સ્થાનિક હુલ્લડ-હુમલાઓમાં લોકનાં લોહી સતત રેડાય છે રેલાય છે ને બીજી તરફના આ ધરતીનાં છોરું તો સાવ નાગાંભૂખ્યાં! (આ ચરમ વૈષમ્યને કોઈ વૈશંપાયમે જેટલી માત્રામાં ગાવું જોઈએ એટલું કેમ નહીં વર્ણવ્યું હોય?) 'રેડાતાં આ લહુ સતત ને આ ધરા સાવ ભૂખી' પંક્તિનું ભાષાકર્મ કેટલાકને બે-ધારું લાગવાનો એક વિકલ્પી સંભવ છે. આ લહુ સતત રેડાય છે તો ખરું પણ બીજું વધારાનું લોહી રેડાય એવા સંજોગ માટે ધરા સાવ ભૂખી પણ હોઈ શકે. એતદ્ તારતમ્ય દૂરાકૃષ્ટ લાગે પણ સમગ્ર સંદર્ભ એનો છેદ ઉડાડી શકે.

પછીની ચાર પંક્તિઓ, તર્કથી તત્ત્વના પેરામિટર અથવા તર્કના માનદંડથી જ તત્ત્વને માપી લેવા આતુર પતિના ઉદ્‌ગારોમાં ખર્ચાઈ છે.

આ સંધ્યા-આરતીપૂજા, પ્રભુ-ભજનનાં નાટકોની પાછળ કયો તર્ક છે? વેદ-શાસ્ત્રોની પોથીઓના 'બાબા-વાક્યં-પ્રમાણમ્'ના ધરમે-ભરમે કેટલાય યુગો વેડફાઈ ગયાં ને છતાં જીવનની, સરકતા સંસારની વિસંવાદિતાઓ એમની એમ અકબંધ રહી. લોહી અવિરતપણે વહી રહ્યું છે. ભૂખમરો-જળમરો

અમરપટો ધરીને પ્રસરી રહ્યો છે.

ચોથો શ્લોક જીવનની નિરર્થકતા, ક્રિયાકાંડ-માત્રની વ્યર્થતાને તાકે છે :

*વંધ્યા પૂજામહીં જીવનની સાંજ ખાલી ઢળી ગૈ!*
*શું પાષાણે તિલક કરવાં? હા, નર્યું સત્ય 'હું' છે.'*

પૂજાપાઠની નપુંસકતાના કારણે જીવનસંધ્યા ખાલી ઢળી ગૈ. અહીં 'ખાલી' શબ્દની સાભિપ્રાયતા પૂરી જિન્દગીને ઊંડણમાં લેતી લાગે. 'એમ્પ્ટીનેસ' ધારવાને અવકાશ છે. ('ગૈ' પાછળ આવેલું આશ્ચર્યસૂચક ચિહ્ન, ચુસ્ત રચનામાં બોલકું વધું લાગે છે.) પણ 'એમ્પ્ટિ-વેસલ મેક્સ ધ મોસ્ટ સાઉન્ડ' એ તથ્ય પણ આ પંક્તિમાં દ્વિવિધ રીતિએ પણ અવતર્યું છે 'હા, નર્યું સત્ય 'હું' છે. નાયકનો 'હું' વિવિધ કલ્પી શકાય એક રીતે 'અહમ્ બ્રહ્માસ્મિ' અને 'બ્રહ્મ સત્ય'વાળો સંદર્ભ. બીજી રીતે 'હું' ને જે નર્યું સત્ય માની પ્રવર્તતો હુંકારસભર અસ્તિત્વવાદી કેવલ અહમ્.

આઠ અને છ એમ બે ચરણો ધરાવતા આ પૅટ્રાર્કન સૉનેટમાં હવે વળાંક ઊભરે છે.

નાયકના નર્યા સત્ય શા 'હું'ની તારસ્વરોક્તિ પછી પતિ એની તાણવિરેચના બાદ ટાઢો પડે છે, રિલેક્સ થઈ પરિસ્થિતિની બીજી મહત્ત્વની દિશાનું દર્શન પામે છે. યાદ્વાતદ્વા બોલવાના બળાપા-બફાટ બાદ તે શું જુએ છે? પત્નીના ચહેરા પરનું વેદનાપૂર ('વેદનાપૂર' પછી 'જેવું' મૂકવું લેશ પ્રસ્તુત નથી, પણ છંદના બંધની મોંકાણ! આની સામે આ લખનાર સતત, કદી મંદ કદી દ્રુત આક્રન્દ કરે છે.)

કર્તાનું કૌશલ્ય અહીં નોંધપાત્ર છે. મૂર્તિભંજક-શો પતિ પોતે જ મૂર્તિ-શો 'વિવશ' બની રહે છે! એ તો પાષાણ જેવો છે ક્યારેક, એના માટે 'મૂર્તિ' શબ્દ અશોભનીય ગણાય પણ પત્ની દેવ માનતી હોય ત્યાં શું થાય? તો પત્નીને એ 'જીવતી નારી' કહે છે એટલો તો તે જીવતો છે.

ભાઈને ભાન થાય છે. શ્રદ્ધાથી ધબકતી જીવતી માત્ર નારી જ હતી, એવી આસ્થાને કારણે તો પતિદેવનેય મૂર્તિમહિમા પ્રાપ્ત થયો હોય. 'હું'ની, સાંકડાં અહંની નાનકી સૃષ્ટિમાં ખરેખર તો ભક્તિશીલ નારી જ પૂજ્યારાધ્યે જીવંત મૂર્તિ હતી! હવેની શીર્ષસ્થ પંક્તિ-રચનાનો નિષ્કર્ષ, સઘન કાવ્યબાનીમાં અર્પે છે.

*ખામોશીમાં ગરક થતું કૈં તો હતું, વેંત છેટું.*

સળંગ લીટીને, એના ભાવ-ધ્વનિને 'ફોક્સ' કરવા ત્રિ-પદમાં અહીં મૂકી છે. રેશનાલિઝમનો તર્કવાદ અહીં શાન્ત થઈ ચૂક્યો. કાંઈ બચ્યું-ખૂટ્યું હતું, તો પત્નીની પેલી ખામોશીમાં હતું. એવી મહિમાસિદ્ધ વસ ભલે ગરક થઈ જતી હતી એ સાયલન્ટ ડિવાઇન ફ્લૅશની ઝબકારઝાંખી વેંત જ છોટી હતી એનો મધુર અહેસાસ તો સાંભળ્યો. છતાં વેંત છેટું તે છેટું જ એની ના પડાય?

*આંસુ એનાં ટપકી પડતાં દીપનું ઓલવાવું*
*પાષાણોનું તરફડી રહ્યા અંધકારે દટાવું!*

અંતિમ પંક્તિઓ કેવળ વેદનાની સંવેદનાને જ વ્યક્ત કરે છે એમ માનવાથી વિશેષ તો કરુણા અને કરુણતાનું સૂચન કરે છે. સંધ્યાદીપ પર સાક્ષાત્ શ્રદ્ધાનાં આંસુ ટપકી પડે પછી તો ઓલવાઈ જવાની દશા પ્રવર્તેને. પ્રકાશ અસ્ત થતાં ગૃહરાજ્યના ઉભય પાષાણો પણ તરફડતા અન્ધ તમસ નર્કમાં દટાયા હોવાનો ચિતાર સૉનેટની પરાકાષ્ટાને રસદૃષ્ટિએ અજવાળે છે! જે નાસ્તિક પતિ, પ્રભુપ્રતિમાને પાષાણો કહી ભાંડતો હતો તેનેય જડ પાષાણમાં ભેળવવાનો કીમિયો અહીં થયો છે.

કવિ નિર્મિશ ઠાકરને ધન્યવાદ અર્પવા માટેની યોગ્યતા એમની અંતિમ પંક્તિના 'દટાવું' શબ્દમાં ભંડારાઈ છે. શ્રદ્ધાદીપ ઓલવાયા બાદ બે પાષાણોનું અંધારે દટાવું આલેખવામાં શું બન્યું? પરિસ્થિતિવિવશ કરુણ પરિવેશ-સંનિવેશ અહીં આયૂરનિ પણ ગૂંથાઈ આવી. જડ પાષાણ જેવા પતિની સાથોસાથ મૂર્તિસ્થિત પાષાણમાંના પ્રભુને પણ દટાવાનો વારો કર્તાએ સંરચ્યો!

આ લખનાર માટે ઇજિપ્તના પિરામિડ, હરપ્પા અને દટ્ટન સો પટ્ટનના દફનકાંડો જેવાં સાહચર્યો સળવળી ઊઠ્યાં.... □

# ૬૦૦ વર્ષની ગુજરાતી કવિતાની ઝલક-ઝાંખી

પ્રસાદ બ્રહ્મભટ્ટ

(‘બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ’) : સં. સુરેશ દલાલ, ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. મુંબઈ-અમદાવાદ, ૨૦૦૪, પૃ. ૬૨૮+૨૦ ડબલ ડેમી સાઇઝ મૂલ્ય રૂ. ૫૦૦)

‘બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ’ને ૬૦૦ વર્ષની ગુજરાતી કવિતાની ઝલક-ઝાંખી તરીકે ઓળખાવવામાં આવી છે. તેમાં ૬૩૦ સર્જકોની ૧૦૦૮ રચનાઓ સંગૃહીત કરવામાં આવી છે. અગાઉ આ પ્રકારનાં સંપાદનો કરનાર બે સમર્થ સંપાદકો ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ અને હિંમતલાલ ગણેશજી અંજારિયાને આ સંપાદન અર્પણ કરવામાં આવ્યું છે. ‘ઝાયડસ કેડિલા’ના આદ્યસ્થાપક સ્વ. રમણભાઈ બી. પટેલની સ્મૃતિમાં પ્રકાશિત કરવામાં આવેલ આ બૃહત સંચયના પ્રારંભે ‘નિવેદન’માં પોતાના સંવેદનને વ્યક્ત કરતાં સંપાદકે લખ્યું છે : ‘અહીં પ્રસિદ્ધ, અપ્રસિદ્ધ, અલ્પપ્રસિદ્ધ તો ક્યારેક એક જ કવિતા લખનાર કવિ પણ જોઈ શકાશે. શક્ય એટલા તમામ કાવ્યપ્રકારોને અહીં સમાવ્યા છે. અભાનપણે કે સભાનપણે કોઈને ટાળવાનો પ્રયત્ન કર્યો નથી. પણ જ્યાંથી કંઈ સારું, મારી રસ રૂચિ (રુચિ જોઈએ) પ્રમાણે મળ્યું એને અહીં સમાવ્યું છે.’

સંપાદકે આ સંચયને **‘A book of creative performance of Gujarati poetry from medieval period to present’** તરીકે ઓળખાવ્યો છે. ‘નિવેદન’માં વધુ સ્પષ્ટતા કરતાં લખ્યું છે, એક રીતે જોઈએ તો આ ગ્રંથમાં ૧૪મી સદીથી માંડીને આજ લગીના ગુજરાતી કવિઓનું **creative performance** જોઈ શકાશે. મધ્યકાલીન યુગ, તે પછીનો સુધારક યુગ, નર્મદથી શરૂ થતો અર્વાચીન યુગ, પંડિત યુગ, ગાંધી યુગ, અનુગાંધી યુગ, અદ્યતન કાળ, સદ્યતન સમય તથા આજની સમકાલીન કવિતાનો ગ્રાફ એમાંથી મળી શકે.

ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં જેને ‘મધ્યકાલીન યુગ’ તરીકે ઓળખાવવામાં આવે છે તે સમયગાળો લગભગ ઈ. ૧૧૫૦થી ૧૮૫૦ સુધીનો સાતસો વર્ષનો છે. જેમને ‘આદિ કવિ’ તરીકે ઓળખાવાય છે તે નરસિંહ મહેતાનો જીવનકાળ પંદરમી સદીનો ગણવામાં આવ્યો છે. પ્રસ્તુત સંચયમાં પ્રાક્નરસિંહયુગના કોઈ કવિની કૃતિ નથી. તેથી મધ્યકાલીન-સાહિત્યના આરંભિક અઢીસો વર્ષનું પ્રતિનિધિત્વ આ સંચયમાં થયું નથી. અજ્ઞાત કવિનું શ્રેષ્ઠ ફાગુ વસંત-વિલાસ, ગુજરાતી કવિતાનું પ્રથમ ઐતિહાસિક વીરકાવ્ય શ્રીધર વ્યાસકૃત રણમલ્લ છંદ, મુસ્લિમ કવિની વિપ્રલંભ શૃંગારનું નિરૂપણ કરતી મનહર ‘સંદેશક રાસ’ (કવિ-અબ્દુલ રહેમાન) નરસિંહ પૂર્વે પ્રાપ્ત થાય છે. આમાંથી કશું અહીં લેવાયું નથી.

નરસિંહથી દયારામ સુધીના લગભગ સાડા ચારસો વર્ષના સમયગાળામાંથી નરસિંહ, મીરાં, અખો, પ્રેમાનંદ, શામળ અને દયારામ એ છ પ્રમુખ કવિઓ અને ચૌદ ગૌણ કવિઓ મળી ૨૦ કવિઓની રચનાઓને અહીં સ્થાન સાંપડ્યું છે. છેલ્લે થોડાંક લોકગીતો લીધાં છે. મધ્યકાળને બાવન પૃષ્ઠ ફાળવાયાં છે. છસ્સો પૈકી સાડા ચારસો વર્ષની ગુજરાતી કવિતા અહીં આવી ગઈ !

સંચયનાં બાકીનાં ૫૬૦ પૃષ્ઠ અર્વાચીન ગુજરાતી કવિતા માટે (દોઢસોવર્ષની કવિતા) ફાળવાયાં છે. અર્વાચીન ગુજરાતી સાહિત્યના મુખ્ય ચાર યુગ પૈકી પ્રથમ સુધારક યુગના બે પ્રમુખ કવિ દલપત અને નર્મદ

તથા ચાર અન્ય કવિઓ મળી છ કવિઓને ૯ પાનાંમાં સમાવ્યા છે. સાક્ષરયુગના કુલ ૧૫ કવિઓને (ગોવર્ધનરામથી ખબરદાર સુધીના) ૨૭ પૃષ્ઠ ફાળવાયાં છે. શ્રીધરાણીથી શરૂ કરી નાથાલાલ દવે સુધીના ગાંધી યુગના કવિઓને લગભગ સો પૃષ્ઠ ફાળવ્યા છે. આ કવિઓની સંખ્યા ૬૫ જેટલી થાય છે. આ રીતે છસો પૈકી સાડા પાંચસો વર્ષની ગુજરાતી કવિતાના ૧૦૬ જેટલા કવિઓ ૧૮૪ પૃષ્ઠમાં સમાવિષ્ટ થઈ જાય છે. અર્થાત્ ૬૩૦ સર્જકો પૈકી ૫૨૪ જેટલા સર્જકો તો છેલ્લાં પચાસ વર્ષના છે ! આ પરથી શું એમ માનવું કે ૮૫૦ વર્ષની ગુજરાતી કવિતાની અંધઝાઝેરી સમૃદ્ધિ તો છેલ્લી અડધી સદીમાં જ સર્જાઈ છે? કે પછી આને અનુગાંધીયુગના કવિ-સંપાદક સુરેશ દલાલનો સમકાલીન-સાંપ્રત કવિતા પ્રત્યેનો પક્ષપાત સમજવો?

સંપાદકશ્રીએ કવિનું નામ મોટા ટાઈપમાં છાપી તેની નીચે તેના જન્મ-મૃત્યુ વર્ષનો, શક્ય બન્યું ત્યાં તારીખોનો નિર્દેશ કૌસમાં કરી પછી ટૂંકમાં જે તે કવિનો પરિચય આપ્યો છે અને નીચે પસંદ કરેલી કૃતિ કે કૃતિઓ આપી છે. જન્મતારીખ કે વર્ષ પ્રમાણે કવિઓનો ક્રમ ગોઠવ્યો છે. સંચયના પ્રથમ કવિ પંદરમી સદીના નરસિંહ મહેતા છે અને અંતિમ કવિ તા. ૧૨-૧૨-૧૯૮૨ના રોજ જન્મેલા યુવાન કવિ શ્રીનાથ જોશી છે. તેમનો પરિચય સંપાદકે આ મુજબ આવ્યો છે : 'આ નવા કવિએ બહુ થોડાં કાવ્યો લખ્યાં છે. ભવિષ્યમાં જો એમની કલમ પાસેથી કશું મળતું રહે તો કાવ્યસંગ્રહ થઈ શકે.' અનેક કવિઓના પરિચય આપવામાં આવ્યા નથી. એ અંગે સંપાદકે સ્પષ્ટતા કરતાં લખ્યું છે, 'બને એટલી સાવધાની રાખી છે છતાં ક્યારેક એવું પણ બન્યું હોય કે કોઈક કવિની કૃતિ ન દેખાય, કોઈકની જન્મ તારીખ, મરણ તારીખ કે સાલ સુધ્ધાં ન મળી હોય ત્યારે એના વિના ચલાવવું પડ્યું છે. એ લાચારીનું પરિણામ છે.'

સંપાદકની આ સફાઈ સ્વીકારી શકાય એમ નથી. મધ્યકાલીન બે પ્રમુખ કવિઓ શામળ અને દયારામ પૈકી શામળ પહેલાં અને દયારામ પછી થયા છે એ તો ગુજરાતી સાહિત્યનો વિદ્યાર્થી પણ જાણે છે ! દયારામને મધ્યકાળના અંતિમ તેજસ્વી કવિ તરીકે ઓળખાવવામાં આવે છે છતાં શામળને દયારામ પછી કેમ મૂકવામાં આવ્યા તે સમજાતું નથી ! સંપાદકે દયારામનો સમય ઈ.સ. ૧૭૭૦થી ૧૮૫૩ દર્શાવ્યો છે એ પણ બરાબર નથી. દયારામનો સમય તા. ૧૮-૮-૧૭૭૭ થી તા. ૨૮-૨-૧૯૫૨ છે. શામળનો નિશ્ચિત સમય મળતો નથી પણ તેની કૃતિઓનાં રચનાવર્ષને આધારે તેનો જીવનકાળ ઈ. ૧૬૯૫થી ઈ. ૧૭૭૦ વચ્ચે મૂકવામાં આવ્યો છે. અર્થાત્ શામળના મૃત્યુ પછી દયારામનો જન્મ થયો છે.

અર્વાચીન કળાના કવિઓ પણ જન્મવર્ષ-તારીખ પ્રમાણે અનુક્રમે ગોઠવવામાં આવ્યા છે. પરંતુ જે કવિઓની જન્મની વિગતો નથી આપી તેમના વિશે શું માનવાનું? રતિલાલ સથવારાની જ.તા. ૧૦-૧-૧૯૪૨ અને ઇકબાલ મોતીવાલાની જ.તા. ૨૮-૨-૧૯૪૨ છે. સંપાદકે શંકરભાઈ બુ. પટેલને આ બે કવિઓની વચ્ચે મૂક્યા છે પણ જન્મની વિગત નથી આપી. તો શું આ કવિની જન્મ તારીખ ઉપરના બે કવિઓની વચ્ચે છે એમ સમજવાનું ? અંકિત ત્રિવેદી (૯-૩-૧૯૮૧) અને મહેશકુમાર બા. પટેલ 'બેધ્યાન' (૨૩-૧૦-૧૯૮૧)ની વચ્ચે દીપક ત્રિવેદીને મૂક્યા છે તો એમની જન્મ તારીખ પણ શું આ બે કવિઓની વચ્ચે છે? જેમની તારીખ અને પરિચય નથી આપવામાં આવ્યા તેવા સંખ્યાબંધ કવિઓ પૈકી મોટાભાગના હયાત છે અને સરળતાથી સંપર્ક કરી શકાય તેવા છે. જેમકે ભાગ્યેશ જહાનું કાવ્ય મૂકવામાં આવ્યું છે પણ તેમનો પરિચય કે જન્મતારીખ આપવામાં આવ્યાં નથી. વડોદરાની મ.સ.યુનિવર્સિટી માં એકાદ વર્ષ કુલપતિ રહી ચૂકેલા સુરેશ દલાલને

એટલો તો ખ્યાલ હોય જ કે ભાગ્યેશ જહા વડોદરામાં કલેક્ટર છે. તેમનો પરિચય કે જન્મતારીખ મેળવવામાં કઈ લાચારી નડી હશે એ સમજાતું નથી.

પુસ્તકનું પ્રોડક્શન-મુદ્રણ 'ઇમેજ પબ્લિકેશન'ની ઇમેજને અનુરૂપ ઉત્તમ થયું છે. નવા યુગની ટેક્નોલોજીનો કલાત્મક ઉપયોગ કરી આ કાવ્યસંચયને નયનરમ્ય બનાવવાની જહેમત લેવામાં આવી છે. સંપાદકે સ્પષ્ટતા કરી છે તે પ્રમાણે 'પુસ્તકમાંના અવકાશને પરિમાણ આપવા વિવિધ કવિઓના હસ્તાક્ષરોમાં કાવ્યપંક્તિઓ તેમજ હસ્તાક્ષરોનો જે ઉપયોગ કર્યો છે તેમાં મુખ્ય દષ્ટિ દસ્તાવેજી આલેખની રહી છે અને જે સામગ્રી હાથવગી હતી તે સહજપણે મુકાઈ છે.' એમાં સંપાદકની કોઈ વિશેષ આયોજના નથી. સંચયમાં મૂકવામાં આવેલા ફોટોગ્રાફ્સ અંગે પણ આવું લાગે છે. કેટલાક મોટા ગજાના કવિઓના ફોટોગ્રાફ્સ મૂકવામાં નથી આવ્યા અને મધ્યમ કે સાયન્સ કક્ષાના કવિઓના ફોટોગ્રાફ્સ મૂકવામાં આવ્યા છે. એકાધિક કૃતિઓની પસંદગી અંગે પણ આવી જ અતંત્રતા અનુભવાય છે. બધા જ મોટા ગજાના કવિઓની એકાધિક રચનાઓને સ્થાન મળ્યું છે અને નાના કવિઓની એક એક રચના લેવાઈ છે એવું નથી. કોઈ પણ મહત્ત્વના સંપાદનમાં આવી બધી બાબતો અંગે સંપાદકે ચોક્કસ માપદંડો-ધોરણો અખત્યાર કરવા પડે અને એની સ્પષ્ટતા કરવી જોઈએ અહીં આવું કશું થયું નથી. ગુજરાતી સાહિત્યમાં મોટેભાગે જોવા મળતી આત્મલક્ષિતા, સ્વતંત્રતાના નામે સ્વચ્છંદતા અહીં પણ જોઈ શકાય છે. આ બધી બાબતોના ખુલાસા કરવાની પણ કોઈ રકાર કરતું નથી. પૂછવા જાઓ તો જવાબ મળે 'મેરી મરજી'.

પુસ્તકનું મુદ્રણ કલાત્મક છે, સુંદર છે, પણ મુદ્રણદોષો હોય જ નહિ એ ગુજરાતી પુસ્તક માટે તો અશક્ય આદર્શ છે. મારા વિદ્યાર્થી ચંદ્રેશ મકવાણાનું કાવ્ય સંચયમાં છે. તેણે મને કહ્યું, 'સર, પાંચમી પંક્તિ માં' 'કોણ ઉપાડે દ્વાર?' છપાયું છે તેમાં 'ઉઘાડે વાંચજો' આવા દોષો અન્ય રચનાઓમાં પણ હોઈ શકે.

કવિ-પરિચય અંગે પણ સંપાદકે કશી ફોર્મ્યુલા નક્કી કરી નથી. ઉપર્યુક્ત ચંદ્રેશના પરિચયમાં માત્ર 'જન્મસ્થળ ફૂલેત્રા' લખ્યું છે. રાજેન બ્રહ્મભટ્ટના પરિચયમાં 'વ્યવસાયે આર્કિટેક્ટ છે' એવું લખ્યું છે. સિલાસ પટેલિયાના પરિચયમાં 'હાલ અમદાવાદમાં વ્યવસાયે અધ્યાપક' એવું લખ્યું છે. આ તો ખોટો પરિચય છે. કવિઓની અનુમતિ મેળવતી વખતે પરિચય માટે કેટલીક માહિતી મંગાવી વ્યવસ્થિત પરિચય આપી શકાય.

આ બધું લખવા પાછળ મારું પ્રયોજન એ જ છે કે ખૂબ જ ખર્ચ કરી પ્રગટ થતાં પુસ્તકો-સંપાદનો ઉચ્ચ ગુણવત્તાયુક્ત, અધિકૃત, માહિતીસભર, શાસ્ત્રીય અને ઉપયોગી બને. આમ કરવા જતાં કદાચ થોડો ખર્ચ વધુ થાય, વધુ મહેનત કરવી પડે, પણ 'ઝાયડસ કેડિલા' જેવા સમૃદ્ધ ઉદ્યોગગૃહની સહાયથી શ્રેષ્ઠતા સિદ્ધ કરવા મથતાં 'ઇમેજ પબ્લિકેશન્સ'નો સમર્થ અને સૂઝસમજ ધરાવનાર કવિવિવેચક-સંપાદક અને પ્રકાશક સુરેશ દલાલ સાથે સમન્વય સધાયો હોય ત્યાં સર્વોત્કૃષ્ટતાને સાકાર સ્વરૂપ આપી જ શકાય. એ માટે આવશ્યક છે માત્ર ઇચ્છાશક્તિ અને નિષ્ઠાપૂર્ણ પરિશ્રમ. આવું થઈ શક્યું હોત તો આ સંપાદન ગુજરાતી સંપાદનોમાં સર્વોચ્ચ સ્થાનનું અધિકારી થઈ શકત. એ માટેની બધી જ સંભાવનાઓ, શક્યતાઓ, સામર્થ્ય હોવા છતાં સંપાદકે જેને 'માતાની પરિક્રમા' કરવા જેવું પવિત્રકાર્ય કહ્યું છે તે કાર્ય પૂરતું સંતર્પક બની શક્યું નથી એ અફસોસની વાત છે. તેમ છતાં જેમની કાવ્યપ્રીતિ-સાહિત્યપ્રીતિ સંશયાતીત છે એવા આ સંપાદકનું આ બૃહત્ સાહસ અનેક દૃષ્ટિએ ઉલ્લેખનીય અને આવકાર્ય તો છે. □

## માળા અને મન

હાથમાં માળા અને મન માળવે,
આ વિરોધાભાસ ક્યાંથી પાલવે !

એટલે તો તાળવું તોડ્યું અમે,
સાંભળ્યું કે જીવ રહે છે તાળવે.

ઓળખી કાઢું પવનની આવ-જા,
ત્યાં સુધી જો શ્વાસ મારા જાળવે.

આ ખખડધજ રાતની માથે હજી,
સૂર્ય ઢગલાબંધ ઈચ્છા ઠાલવે.

આપણે શણગાર સજવામાં રહ્યા,
જાન આવી ગઈ ઝડપથી માંડવે !

('એકરૂપ'માંથી) - હરજીવન દાફડા

ક : રાજેન્દ્ર શાહ
હેમંત
વિ.સં. ૨૦૬૧

# કવિલોક

નવેમ્બર-ડિસેમ્બર ૨૦૦૪
વર્ષ ૪૭ : અઙ્ક : ૬
સળઙ્ગ અઙ્ક : ૨૮૨




ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તન્ત્રી

**ધીરુ પરીખ**

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : હેમંત વિ.સં. ૨૦૬૧ : વર્ષ ૪૭ : અંક ૬ સળંગ અંક ૨૮૨




તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ + નિરંજન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75: ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અંકની છૂટક કિંમત રૂ.૧૫. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

હેમંત વિ.સં. ૨૦૬૧ નવેમ્બર-ડિસેમ્બર ૨૦૦૪

# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.



## કવિતા અને નગર

માનવ ઇતિહાસમાં ગ્રામનું અસ્તિત્વ આદિકાળથી છે. રખડતી-ભટકતી માનવજાતિએ સ્થિરતાના એકમ તરીકે ગ્રામ ઊભું કર્યું. કૃષિસંસ્કૃતિ દરમિયાન ખેતપેદાશોના વિક્રયાર્થે નગર અને નગરચૉક અસ્તિત્વમાં આવ્યાં. આમ, નગર એ ગ્રામ પછી અસ્તિત્વમાં આવેલું વસવાટ-એકમ છે. પછી તે વ્યાપાર-કેન્દ્રમાંથી રાજસત્તાનું કેન્દ્ર બન્યું. તે સાથે માનવવિકાસની અનેક તકો નગરમાં ઊભી થઈ. ગ્રામવાસીઓ અને નગરવાસીઓ - એવો સંસ્કારભેદ અસ્તિત્વમાં આવ્યો. નગરમાં વિવિધ કાળતબક્કે ઝડપી પરિવર્તનો આવવાં લાગ્યાં. પરિણામે ગ્રામ કરતાં નગરની કાયાપલટ અવારનવાર અને ઝડપથી થવા લાગી. નગરના અર્થસંદર્ભે વિવિધ કાળ અને સંસ્કૃતિમાં અધ્યાસો બદલાવા લાગ્યા. આથી નગર એ સાહિત્યકલામાં પુરાણકાળથી વપરાતી સંજ્ઞા રહી છે.

હોમરના મહાકાવ્યમાં ટ્રૉય એ નગર છે; રામાયણમાં અયોધ્યા છે, મહાભારતમાં મથુરા, દ્વારિકા આદિ છે; પુરાણોત્તર કાળમાં ઉજ્જૈન, શ્રાવસ્તી છે અને મધ્યકાળમાં આવતા આ ઉજેણી નગરી બને છે. ફ્રાન્સમાં પૅરિસ છે, ઇંગ્લંડમાં લંડન છે, અમેરિકામાં શિકાગો, ન્યૂ યૉર્ક છે, જર્મનીમાં બર્લિન છે, ચીનમાં બેજિંગ, શાંઘાઈ છે, જપાનમાં ટોકિયો છે. આ બધાં ભૌગોલિક નગરો તે તે કાળે અને તદુત્તર કાળે કવિતામાં પણ પ્રવેશ્યાં છે. પ્રાચીન અને પૌરાણિક નગરો સમૃદ્ધિ અને સંસ્કારિતાનાં ધામો હતાં. આથી નગર પ્રત્યે અહોભાવ હતો. આપણા મધ્યકાલીન કવિઓ આપણી પ્રાચીન નગરીઓને જે તે કાળના સંદર્ભસમેત પોતાની કવિતામાં ખપમાં લે છે.

નરસિંહ મહેતા 'નાગદમન'ના કાવ્યમાં નાગણોને પ્રત્યુત્તર વાળતા કૃષ્ણના મુખમાં આવી પંક્તિઓ મૂકે છે :

'નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો,
મથુરાનગરીમાં જુગટું રમતાં નાગનું શીશ હું હારિયો.'

તો વળી પ્રેમાનંદ 'સુદામાચરિત્ર'માં દ્વારિકાનું વર્ણન આ પ્રમાણે કરે છે :

'શુકજી કહે : સાંભળ ભૂપતિ! સુદામે દીઠી દ્વારામતીઃ
કનકકોટ ઝળકારા કરે, માણેક-રત્ન જડ્યાં કાંગરે.
દુર્ગે ધજા ઘણી ફડફડે, દુંદુભિનાદ દ્વારે ગડગડે;
સુદર્શન કર પ્રભુને સોહે, ગંભીર નાદ સાગરના હોયે.'

આ અને આવાં નગરનિરૂપણોમાં પ્રાચીનતા જ વાસ્તવિકતા હોય છે. આ સ્થિતિ માત્ર આપણે ત્યાં જ નથી. પશ્ચિમના દેશોમાં પણ કવિતામાં ત્યારનાં નગરોની વાત જ કરવામાં આવી છે. ગ્રામ મુખ્યત્વે પ્રકૃતિપ્રધાન છે, નગર અધિકાંશે માનવ સર્જિત સંસ્કૃતિપ્રધાન છે, પરિણામ એ આવે છે કે નગરવાસીને પ્રથમ અનુભવ પ્રકૃતિવિચ્છેદનો થાય છે. નગરમાં પ્રવેશેલી માનવસર્જિત વિકૃતિઓ એને કઠે છે. પુનઃ પુનઃ એ ગ્રામાભિમુખ બને છે, એ ગ્રામને તલખે છે, વલખે છે. આમ, એનો ગ્રામઝુરાપો એક રીતે અતીતરાગિતા બની જાય છે.

પરન્તુ ઇતિહાસમાં માનવસંસ્કૃતિએ જે આગેકૂચ જોઈ છે તેમાં અનેક પરિબળોએ ફાળો આપ્યો છે. આમાં વિજ્ઞાનયુગની હરણફાળે યંત્રયુગનાં મંડાણ થયાં. પરિણામે આધુનિક નગરો અસ્તિત્વમાં આવ્યાં. પશ્ચિમ ગોળાર્ધમાં આ પ્રકારનાં નગરો, મહાનગરો, વિરાટનગરો સમયની રફતારમાં આગળ રહ્યાં. પરિણામે પાશ્ચાત્ય કવિતામાં આ પ્રકારનાં નગરો પ્રત્યેની કવિઓની પ્રતિક્રિયા વહેલી જોવા મળે છે.

ઇંગ્લંડમાં અઢારમી સદી પૂર્વેથી નગર-કવિતાનો વિશેષ આરંભ થાય છે. તે કાળના કવિઓની સંવેદના, એક તરફથી ગ્રામ અને બીજી તરફથી નૂતન નગર સંસ્કૃતિનો ઉદય આ બે વચ્ચે દ્વિભાજિત થાય છે. ગ્રામનો પક્ષપાત અને નગરનો વસવાટ આ કવિઓની સર્જક ચેતનામાં દ્વંદ્વ ઊભું કરે છે. આરંભના કવિઓ પરાપૂર્વથી ચાલ્યાં આવતાં નગરવર્ણનોની કાલ્પનિક સૃષ્ટિના આકર્ષણે નૂતન વાસ્તવિક અસ્તિત્વ ધરાવતાં નગરોની નિર્ભર્ત્સનામાં ખેંચાઈ જાય છે. પુનઃ પુરાણી નગરીઓનાં કલ્પનાલેખનમાં રાચતા થઈ જાય છે. જૉન ડ્રાઇડને ૧૬૬૦માં 'ઍનસ મિરાબિલિસ'માં પ્રલયાગ્નિની રાખમાંથી જન્મતા ફીનિક્સ પંખીના કલ્પન દ્વારા, અસ્તિત્વમાં આવનાર નૂતન રોમના સ્થાપત્યનું કેટલીક પંક્તિઓમાં વર્ણન કર્યું છે તે આગળ જણાવી ગયો તેવી દ્વારમતી જેવું છે :

*Methinks already, from this chymic flame,*
*I see a city of more precious mould;*

*Rich as the town which gave the Indies name,*

*With silver paved, and all divine with gold.'*

**saeva indignation** (પુણ્યપ્રકોપ)ની મનોદશામાં હમેશાં જીવનાર જૉનથન સ્વિફ્ટના ૧૭૧૦માં પ્રકટ થયેલા કાવ્ય 'અ ડિસ્ક્રિપ્શન ઑફ અ સિટી શાવર'માં વર્ષાના ઝાપટા પછીના લંડનનું વર્ણન મૉક-હિરૉઇકઢંગી છે તો વિલિયમ બ્લેઈકનું 'લંડન' કાવ્ય વિગ અને ટૉરિ રાજદ્વારી પક્ષોના રંગે રંગાયેલું રાજકીયઢંગી વર્ણન આપતી કૃતિ બને છે. તો અમેરિકન કવિ કાર્લ સૅન્ડબર્ગના લગભગ ૨૦મી સદીના આરંભે લખાયેલા 'શિકાગો' કાવ્યમાં પણ મનવીય મૂલ્યહ્રાસની અને તદ્‌જન્ય જીવનત્રાસની વાત રજૂ કરાઈ છે. એ પૂર્વે ૧૯મી સદીના છઠ્ઠા દાયકામાં પૅરિસના નવ્ય નિર્માણથી જે આધુનિક ઔદ્યોગિક નગર અસ્તિત્વમાં આવ્યાં તેનાં પ્રત્યેની પ્રતિક્રિયા બૉદલેર જેવા કવિઓમાં દેખાવા માંડી હતી. નગરને માનવમૂલ્યરક્ષિત ગ્રામસંસ્કૃતિના વિરોધમાં માનવમૂલ્યભક્ષિત નગરસંસ્કૃતિના યાથાતથ્યમાં મૂકીને તેવાં નગરકાવ્યો વિશ્વસાહિત્યમાં અસ્તિત્વમાં આવે છે.

આપણે ત્યાં નિરંજન ભગતના 'પ્રવાલદ્વીપ' કાવ્યગુચ્છમાંનું 'મુંબઈનગરી' કાવ્ય, રાજેન્દ્ર શાહનું 'ભૂલેશ્વરમાં એક રાત' કાવ્ય કે સિતાંશુ યશશ્ચંદ્રના 'મોએ-જો-દડો : એક સરરિયલ અકસ્માત'માં આધુનિક મુંબઈની અને મુંબઈનિવાસીઓની કરુણ અને કટુ સ્થિતિ-પરિસ્થિતિનું નિરૂપણ જોવા મળે છે.

આ રીતે આધુનિક નગર એ આધુનિક યુગમાં કવિઓ માટે વિશિષ્ટ અને વિકરાળ સ્વરૂપે નિરૂપ્ય વિષય બને છે. પણ આ પ્રકારની રચનાઓમાં કવિઓની સંવેદનશીલતા એકમાર્ગી બની જાય છે. આ આધુનિક નગરમાં કેટલુંક વરવું છે તો કેટલુંક સરવું પણ છે. અનુઆધુનિક સમયગાળામાં કવિની નગર પ્રત્યેની એકાંગી દૃષ્ટિ બદલાઈ છે. આવાં નગરો, મહાનગરો, વિરાટનગરો માનવસમાજ માટે આપત્તિ છે, તો બીજી તરફથી તેને માટે સંપત્તિ પણ છે. એક તરફથી તેને માટે અપાકર્ષણ છે, તો બીજી તરફથી આકર્ષણ પણ છે.

વિશ્વના ભૌગોલિક નકશામાંથી નગરને નિર્મૂળ કરવું તે દુઃસ્વપ્ન છે, તો તેને સર્વાંગી સુન્દર કલ્પવું તે દીવાસ્વપ્ન છે. આથી આધુનિક નગરની વાસ્તવિકતાનો સ્વીકાર કરી તેમાં માનવમૂલ્યોની જિકર થાય તેવી અભીપ્સા રહે તે સ્વાભાવિક સંવેદના છે. અને આવનાર યુગમાં આ પરિસ્થિતિના સ્વીકાર સાથે કવિતામાં નગરનું નિરૂપણ થતું રહેશે તેવી સંપૂર્ણ સંભાવના છે.

જાન્યુઆરી ૫, ૨૦૦૫ ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૧૮. અકિલીઝ માટે બખ્તર

તો નહીં બૂઝાતી આગની માફક યુદ્ધ ચાલુ રહ્યું. દરમિયાનમાં, પોતાના સમાચાર સાથે ઍણ્ટિલોકસ ઝડપથી દોડતો ગયો અને, ચાંચાળાં જહાજો પાસે એ પહોંચ્યો, અકિલીઝ પોતાના જહાજ આગળ જ બેઠો હતો. જે બન્યું હતું તેની આગાહી અકિલીઝને થઈ ગઈ હતી અને, પોતાના વિશાળ હૃદય સાથે એ પોતાની વ્યથા ઠાલવતો હતો. નિસાસો નાખી એણે જાતને પૂછ્યુંઃ 'પ્રલંબકેશી અકીઅનો શા માટે મેદાનોમાંથી જહાજો પાસે દોડતા આવી રહ્યા છે? મારું અંતર જે ભાખી રહ્યું છે તેનાથી ભગવાન મને બચાવે - મારી માતાની એ ભવિષ્યવાણી હતી. એણે મને કહ્યું કે, હું બેઠો હોઈશ ત્યાં જ, પર્પાઈડનોત્તમ ટ્રોજનોને હાથે મૃત્યુ પામશે. મને પાકું લાગે છે કે મેનીશિયસનો વીર પુત્ર અવસાન પામ્યો છે. અવિચારી આદમી! આગમાંથી વહાણોને બચાવીને પાછા આવતા રહેવા અને હૅક્ટર સાથે જંગે નહીં ચડવાની આજ્ઞા મેં એને આપી ન હતી શું!'

એના મનમાં આ વિચારો હડિયાપટ્ટી કરતા હતા તેવે જ રાજા નેસ્ટરનો પુત્ર, ગાલ પરથી વહેતાં ગરમ આંસુ સાથે, ખડો રહ્યો અને એણે અકિલીઝને શોકજનક સમાચાર આપ્યાઃ 'હાય! રાજવી અકિલીઝ, મારે તમને ખૂબ દુઃખદ સમાચાર દેવાના છે - હું પ્રભુને પ્રાર્થું છે કે એ સાચા ન હોય. પેટ્રોક્લસ મરાયો છે. એના નગ્ન શબ પાસે લડાઈ ચાલુ છે અને ચમકતા શિરત્રાણવાળા હૅક્ટર પાસે તમારાં શસ્ત્રો છે.'

આ સાંભળતાંવેંત અકિલીઝ નિરાશાની ઊંડી ગર્તામાં ધકેલાઈ ગયો. નીચેથી કાળી ધૂળ લઈ એણે પોતાના માથામાં નાખી, પોતાના આકર્ષક ચહેરાને એના વડે એણે ખરડ્યો અને એનું સુગંધીદાર કેડિયું એનાથી ખરડાઈ ગયું. પોતાની જાતને એણે ધરતી પર નાખી દીધી અને પોતાના વાળ ખેંચતો અને ખરડતો એ ત્યાં જ કોઈ મહારાક્ષસની જેમ પડ્યો રહ્યો; જે દાસીઓને એણે અને પૅટ્રોક્લસે પકડી હતી તે આ દુર્ઘટના જાણી, ચીસો પાડતી દરવાજા બહાર નીકળી. પોતાની છાતી કૂટતી એ સ્ત્રીઓ પોતાના માલિક સાથે ભોંયે બેસી ગઈ. બીજી તરફ, વેદનાનાં આંસુ સારતા ઍણ્ટિલોકસે ડૂસકાંઓ વાટે હૈયું ઠાલવતા અકિલીઝના હાથ ઝાલી લીધા, રખેને એ છરી લઈ પોતાની ગરદન ઉપર ફેરવી દે એ ભયે.

અચાનક અકિલીઝે જોરદાર ભયંકર ગર્જના કરી અને, પોતાના પિતા પાસે સમુદ્રમાં બેઠેલી એની માતાએ એ સાંભળી, પછી એણે પણ વેદનાની ચીસો પાડી એટલે, સમુદ્રમાં વસતી દરેક દેવી એની આસપાસ ટોળે વળી. ગ્લોસ, થેલીઆ, સાઈમોડોસ, હેલી, ઍક્ટેયસ, લિમોરિયા, ડોટો, પ્રોર્ટા, એમ્ફિનોમી, કેલિયાનીરા વગેરે સમુદ્ર-પરીઓ હતી અને રજતગુહામાં એ સૌ રહેતી હતી. એ સૌ તાલમાં પોતાની છાતીઓ કૂટવા લાગી અને,

થેટિસે એમને મરશિયા ગવરાવ્યાં : 'સમુદ્રવાસિની મારી ભગિની દેવીઓ, સાંભળો, મારી હૃદયવેદના તમે સૌ જાણો એમ હું ઇચ્છું છું, હું તે કેવી દુર્ભાગી! ઉત્તમ મનુષ્યની અભાગણી માતા! મહાવીર થઈ પોતાના પરાક્રમોથી પોતાના સમવસ્કોને ઢાંકી દે એવા દીકરાને મેં જન્મ આપ્યો, બાગના કુમળા છોડની જેમ મેં એને ઉછેર્યો અને, એ કલમની માફક વધવા લાગ્યો. ટ્રોજનો સાથે લડવા માટે એના ચાંચાળા બતેલાઓમાં મેં એને ઈલિયમ મોકલ્યો; તે હવે ફરીથી પેલ્યુસને ઘેર કદી એનું સ્વાગત હું નહીં કરી શકું ને છતાંય એ જીવે છે ને સૂરજ ઊગે છે ત્યાં સુધી રોજરોજ એને પીડા ભોગવવી પડે છે; એ એની પડખે જઈ હું કશુંય કરી શકતી નથી. પણ હું જઈશ જ, મારા પ્રિય પુત્રએ મળીશ અને, એ કેવી પીડામાં આવી પડ્યો છે તે એની પાસેથી સાંભળીશ, ભલે એ જાતે યુદ્ધમાં ભાગ ન લેતો હોય.'

આટલું બોલીને એ ગુફાની બહાર આવી. બીજી બધી રુદન કરતી એની સાથે ગઈ અને એમની બેઉ બાજુએ દરિયાના લોઢ ઊછળવા લાગ્યા. ટ્રોયની ફળદ્રુપ ધરતી પાસે એ સૌ પહોંચી ત્યારે એક પછી એક, દોડવીર અકિલીઝ મર્માઈડનોથી ઘેરાઈને બેઠો હતો ત્યાં, એ સૌ તટ પર આવી. એની દેવી માતાએ એની પાસે જઈ, ડૂસકાં ભરતાં એ અકિલીઝનું માથું, ચીસ પાડીને પોતાના હાથમાં લીધું અને એને કરુણાપૂર્ણ વાણી કહી : 'બેટા', એ બોલી, 'આ આંસુ શા માટે ? તને પીડા શાને લઈને થઈ? મને એ કહે અને તારી વેદનાને મનમાં જ નહીં રાખ. હાથ ઊંચા કરી, પ્રાર્થના કરી તેં ઝ્યૂસ પાસે માગ્યું હતું તેમાંનું કેટલુંક તો એણે આપ્યું છે. તારા વિનાના કોઈ અકીઅનોને વહાણો પાસે જ ચીટકાવી રાખ્યા છે અને તેમણે ખૂબ સહન કર્યું છે.'

ચપલચરણ અકિલીઝે મોટો નિસાસો નાખ્યો : 'મા', એણે કહ્યું, 'ઑલિમ્પિયને એટલું મારે માટે કર્યું છે તે સાચું છે. પણ મારો પ્રિયતમ મિત્ર પેટ્રોક્લસ મૃત્યુ પામતાં અને એમાંથી શો સંતોષ મળે? પેટ્રોક્લસ મારો પરમ મિત્ર હતો. એને હું મારા જીવની જેમ ચાહતો હતો. મેં પેટ્રોક્લસને તો ગુમાવ્યો અને એને હણનાર હેક્ટરે એના અંગ ઉપરથી મારું કવચ તાણી લીધું છે, દેવીએ તારાં લગ્ન મર્ત્ય માનવી પિતા પેલ્યુઝ સાથે કર્યાં ત્યારે એ કવચની ભેટ દેવોએ આપી પેલ્યુઝ કોઈ મર્ત્ય નારી સાથે જ પરણ્યા હોત તો એ કેટલું સારું થાત! પણ તું મારી માતા બની, અને હવે, તું તારા પુત્રને ગુમાવવાની છે અને કદીયે એને ઘરમાં આવકારવાની નથી. કારણ, મને હવે જીવવાની અને મર્ત્ય માનવોની દુનિયામાં રહેવાની ઇચ્છા નથી, સિવાય કે સઘળી બાબતો પૂર્વે મારે ભાલે હેક્ટર વીંધાય અને પેટ્રોક્લસની હત્યાની કિંમત એ ચૂકવે.

થેટિસ રડી પડી. એણે કહ્યું. 'એમ હોય તો, બેટા, તું લાંબું જીવવાનો નથી; કારણ હેક્ટરના મૃત્યુ પછી તરત જ તારું મૃત્યુ નિર્માયું છે!'

'તો મને તુર્ત મરી જવા દે,' આવેશથી અકિલીઝે કહ્યું, 'કારણ, મારા મિત્રને મોતથી બચાવવામાં હું નિષ્ફળ ગયો છું. પોતાના વતનથી દૂર એ પડ્યો છે, પોતાની આત્યંતિક સ્થિતિમાં મારી સહા

વિનાનો. એટલે હવે જો હું મારું ઘર ભાળવાનો ન હોઉં તો, પેટ્રોક્લસને અને હૅક્ટરે હણેલા મારા બીજા સાથીઓને હું તૂટેલો વાંસ પુરવાર થયો છું અને, મારાં વહાણો પાસે અહીં બેસી રહી, ધરતીને ભારરૂપ થયો છું. અકીઅન સૈન્યનો સૌથી ઉત્તમ વીર યુદ્ધમાં સૌથી ચડિયાતો અને, માત્ર વાગ્યુદ્ધમાં જ હારેલો... અરે, મારી કેવી તે તીવ્ર ઇચ્છા છે કે દેવો અને માનવોના જગતમાંથી કુસંપની હકાલપટ્ટી કરી શકાય, અને તેની સાથે ટપકતા મધ જેવો દગાબાજ ક્રોધ, જે ક્રોધ શાણામાં શાણા માનવીમાં ભડકો થઈ ઊઠે છે અને, ધુમાડાની જેમ એનાં અંગેઅંગમાં ફેલાઈ જાય છે, તે દહાડે રાજા ઍગામેમ્નૉને મારામાં જગાડ્યો હતો તેવો ક્રોધ ! પણ જે બની ગયું છે તેને છંછેડવું નહીં, જો કે હું હજી પણ એ ધિક્કારું છું ને બળ વાપરીને પણ આપણે આપણાં હૈયાંને અંકુશમાં રાખવાં રહ્યાં. હવે હું જઈશ અને મારા પરમ મિત્રનો નાશ કરનાર હૅક્ટરને ખોળીશ. ઝ્યૂસે અને બીજા દેવોએ નિર્ધાર્યા પ્રમાણે ભલે મારું મૃત્યુ આવે. ક્રોનોસના મહાન પુત્ર ઝ્યૂસનો પ્રિય હોવા છતાં, વિધાતા અને હીરીના ક્રૂર વેરને લઈને મહાન હેરાક્લિસ પણ એના મોતથી બચી શક્યો ન હતો. અને મારો વારો આવશે ત્યારે હુંયે ઢળી પડીશ. પણ અત્યારે તો મારી કીર્તિ છે. હું આટલો લાંબો સમય યુદ્ધથી અળગો રહ્યો છું તેનું ભાન કરાવવા માટે, ટ્રોજન નારીઓને અને ડાર્ડેનસની સુસ્તની દુહિતાઓને, મરશિયાં ગાતી અને પોતાને બેઉ હાથેથી પોતાના કપોલો પરથી આંસુ લૂછતી કરીશ. ને મા, તું અને ચાહતી હો તો, રણથી મને દૂર રાખવા પ્રયત્ન ન કરતી હવે તું મને રોકી નહીં શકે.'

'બરાબર છે બેટા,' રજતપાદ થેટિસે કહ્યું, તારા શ્રમિત સાથીઓને તું બચાવે એ કંઈ અનિષ્ટ નથી. પણ તારું સુંદર ઓપતું કવચ ટ્રોજનોને હાથ ગયું છે. ચળકતા શિરત્રાણ ધારી હૅક્ટર એને ધારણ કરી ડોલી રહ્યો છે - લાંબો સમય એ પહેરીને એ મહાલવાનો નથી; કારણ, એના મૃત્યુની એ ઘણો નિકટ પહોંચી ગયો છે. એટલે હું ફરી વાર અહીં આવું નહીં ત્યાં સુધી તું જંગમાં ઝુકાવવાનો વિચાર કરીશ મા. દેવ હેફીસ્ટસ પાસેથી ભવ્ય કવચ લઈ આવતી કાલે સૂર્યોદયે હું આવી પહોંચીશ.'

આટલું બોલીને પોતાના પુત્ર સામેથી ફરીને એણે પોતાની દરિયાપરી ભગિનીઓને કહ્યું, 'ઊંડા સાગરમાં ઊતરી પિતાને ઘેર જઈ બુઢ્ઢા માનવીને મળો. એમને બધી વાત કરો. હું ઊંચે ઑલિમ્પસ પહાડે જઉં છું અને, એને ભવ્ય કવચ બનાવી આપવા કહું છું.'

પછી બધી પરીઓ સાગરનાં ઊછળતાં પાણીમાં અદૃશ્ય થઈ ગઈ અને દિવ્ય થેટિસ પોતાના પુત્ર માટે સુંદર કવચ પ્રાપ્ત કરવા માટે ઑલિમ્પસ જવા રવાના થઈ. એ ઑલિમ્પસ જઈ રહી હતી ત્યારે, માણસમાર હૅક્ટરથી બચવા અકીઅન સૈનિકો ભયની ચિચિયારીઓ કરતા હેલેસ્પૉંટ પાસેનાં પોતાનાં વહાણો તરફ નાસતા હતા. પેટ્રોક્લસના દેહને નિશાનબાજીની મર્યાદામાંથી દૂર ખેંચી જવો એમને માટે વધારે પડતું હતું. ટ્રોજન પાયદળ અને અશ્વદળે અને દવની જેમ ધપતા હૅક્ટરે ફરી એને પકડી પાડ્યું. વિખ્યાત હૅક્ટરે પાછળથી આવીને ત્રણ વાર એ મડાને પગેથી તાણ્યું અને ત્રણ વાર બે

ઍયાઝોએ શબથી એને પાછો કાઢ્યો, ઝોડ વળગ્યું હોય એમ એ ઍયાઝો લડતા હતા. પણ હૅક્ટરનો નિર્ધાર અડગ રહ્યો. એ પોતે ઝંપલાવતો ન હતો ત્યારે, એ પોતાના માણસોને હાકલા-પડકારા કરતો અને, એક પણ વાર એણે પીછેહઠ કરી નહીં. ભૂખ્યો સિંહ ભરવાડોથી ડરતો નથી એમ, કાંસ્ય-ધારી ઍયાઝો હૅક્ટરને શબથી આઘો ન કરી શક્યા. વાસ્તવમાં, ચક્રવાત-ચરણ આઇરિસ ઉતાવળે ઑલિમ્પસથી અકિલીઝને યુદ્ધે ચડવાનું કહેવા આવી ન હોત તો, હૅક્ટર એ શબને લઈ જઈ કીર્તિ કમાયો હોત. (આઇરિસને કીરીએ રવાના કરી હતી; ઝ્યૂસની અને બીજા દેવોની સલાહ લેવામાં આવી ન હતી.) અકિલીઝ સન્મુખે આવી એણે પોતાનો સંદેશ કહ્યો : 'મારા અણનમ રાજવી અકિલીઝ, ઊભો થા અને પૅટ્રૉક્લસના દેહને બચાવ, એને માટે મરણિયો જંગ ખેલાઈ રહ્યો છે, બતેલાઓ પાસે માણસો માણસોને કાપી રહ્યાં છે, શબને બચાવવા અકીઅનો મથી રહ્યા છે ને, એને ઇલિયમ લઈ જવા ટ્રોજનો મથી રહ્યા છે. પૅટ્રૉક્લસને ઘસડી જવા હૅક્ટરે કમર કસી છે. એનું માથું ધડથી જુદું કરી, હૅક્ટર એને કાંગરે લટકાવવા માગે છે.તો, ઊઠ મારા વીર, અને આમ પડ્યો ન રહે. ઇલિયમના કૂતરાઓની તાણાતાણનું રમકડું પૅટ્રોક્લસ બને એ વિચારે જ તને ભડકાવવો જોઈએ. ચૂંથાયેલો ને અપવિત્ર બનેલો દેહ તારા હાથમાં આવે તો તારે નીચાજોણું થશે.'

વેગીલા ધીર અકિલીઝે ઉત્તરમાં પ્રશ્ન કર્યો, 'દેવી આઇરિસ, ક્યા દેવે તમને મારી પાસે મોકલેલ છે એ તમે મને કહેશો?'

ચક્રવાતી ચરણવાળી આઇરિસે ઉત્તર વાળ્યો: 'મને અહીં મોકલનાર ઝ્યૂસભાર્યા હીરી છે. ક્રોનોસના મહાન પુત્રને કે, બીજા કોઈ ઑલિમ્પસવાસી દેવને આની જાણ કરાઈ નથી.'

'પણ હું કેવી રીતે જંગે ચડું?' મહાન દોડવીર અકિલીઝ બોલ્યો : 'મારું કવચ શત્રુહાથ છે અને મારી જનેતા અહીં સુંદર કવચ સાથે આવે નહીં ત્યાં સુધી મને જંગે ચડવાની એ ના કહી ગઈ છે - હેફીસ્ટસ પાસે સુંદર કવચ બનાવરાવીને એ લાવવાની છે. એક ટેલેમોનિયન ઍયાઝ સિવાય બીજા કોઈનું કવચ હું ધારણ કરી શકું એમ નથી અને એ, પોતાના ભાલા સાથે મૃત પેટ્રોક્લસ માટે લડી રહ્યો છે એમ હું ધારું છું !

'તારું શિરત્રાણ ઝૂંટવાઈ ગયું છે તે અમે દેવો સુપેરે જાણીએ છીએ', આઇરિસે કહ્યું; 'છતાંય તમે ખાઈ પાસે જાઓ અને ટ્રોજનોને તમારું મોં બતાવો. તમને જોઈને જ એ ગભરાઈ જાય અને લડવાનું થંભાવી દે અને અકીઅનોને પોરો ખાવાની વેળ આપે. યુદ્ધમાં થોડા આરામની પળનુંયે મૂલ્ય છે!''

ચપલસાદ આઇરિસ ત્યાંથી ગઈ અને ઝ્યૂસના લાડકા અકિલીઝે કૂદકો માર્યો. પોતાનું ફૂમતિયાળું કવચ એથીનીએ અકિલીઝને ઓઢાડ્યું અને એ મહાદેવીએ એના મસ્તક ફરતી સોનેરી ઝાકળ છાંટી અને એના દેહમાંથી આભા ઝરતી કરી. આમ કોઈ દુરસૂદરના ઘેરાયેલા દ્વીપ ઉપર, પોતાની નગરીના ગઢની દીવાલો પાછળથી માણસો દિવસ આખો મરણિયું યુદ્ધ ખેલ્યા હોય અને ધુમાડો સ્વર્ગે ગયો હોય; પણ જેવો સૂરજરાણો આથમે તેવા દીવાદાંડીઓમાંથી દીવાઓ ગે અને,

આસપાસના ટાપુઓના માણસોને પોતાનાં વહાણોના રક્ષણ માટે ચેતવે તેવી જ્યોત અકિલીઝના મસ્તકમાંથી ઉપર સ્વર્ગ ભણી ઊઠતી હતી.

દીવાલની પાર જઈને ખાઈની પાસે એ ઊભો, પરંતુ પોતાની માતાની કડક સૂચના સ્મરણમાં રાખી એ અકીઅન સૈનિકો ભેગો ભળ્યો નહીં. ત્યાં ઊભા રહી એણે જોરથી ગર્જના કરી અને દૂરથી પેલાસ એથીનીએ પણ યુદ્ધગર્જના કરી. ટ્રોજનો એકદમ મૂંઝાઈ ગયા. ખૂની શત્રુઓ નગરને ઘેરે ત્યારે બજતાં રણશિંગાં જેવી અકિલીઝની ગર્જના હતી, એ તીવ્ર ગર્જના સાંભળી દુશ્મનોનાં હૈયાં પાણીપોચાં થઈ ગયાં. લાંબી કેશવાળીવાળા તોખારોને પણ હવામાં કશા અનિષ્ટની ગંધ આવી અને પોતાના રથોને એ વાળવા લાગ્યા. પેલ્યુસના સિંહહૃદય પુત્રના મસ્તકની જ્યોત ભાળીને સારથિઓ અને રથીઓ પણ ધ્રૂજવા લાગ્યાં. ખાઈ ઉપરથી અકિલીઝે ત્રણ વાર ગર્જના કરી અને ટ્રોજનો તથા તેમના પ્રખ્યાત સાથીઓમાં ત્રણ વાર અંધાધૂંધી ફેલાઈ. એમના બારેક જેટલા ઉત્તમ વીરો અકીઅન ભાલાંઓથી વીંધાઈ રથમાં જ મોતને પામ્યા.

દરમિયાનમાં ઉપકારવશ હૃદય સાથે અકીઅનો પેટ્રોક્લસના શબને શત્રુઓની પહોંચની બહાર લઈ આવ્યા. એમણે એને ડોળી પર સુવાડ્યો અને, એના જ માણસો એની આસપાસ વિલાપ કરવા લાગ્યા. મહાન દોડવીર અકિલીઝ એમની સાથે જોડાયો અને, ક્રૂર કાંસાથી ચૂંથાઈને બેહાલ પડેલા પોતાના મિત્રના શબને જોઈ એના ગાલ પણ આંસુથી ભીના થયા. પોતાના ઘોડાવાળા રથમાં એણે એને રણમાં મોકલ્યો હતો તે ફરી તેનું સ્વાગત કરવાની વેળ જ આવી નહીં.

એવે સ્વર્ગની રાણીએ પ્રતીચિના સમુદ્રમાં નિમજ્જન કરવા કહ્યું. સૂર્યને એ વેળ આઘી ઠેલવાની ઇચ્છા હતી, પણ આખરે એ અસ્ત પામ્યો અને, બહાદુર અકીઅનોને આકરા જંગમાંથી 'હાશ' કરવાની તક મળી. શત્રુઓથી છૂટા પડીને ટ્રોજનો પણ ચાલી ગયા. એમણે પોતાના રથોમાંથી ઘોડાઓને છોડ્યા અને, વાળુનો વિચાર કરતાં પહેલાં ચર્ચા કરવા મળ્યા. કોઈએ બેસવાની હિમ્મત કરી નહીં અને, સૌએ ઊભે ઊભે જ સભા ભરી; કારણ લાંબા સમયની મોરચા પરની ગેરહાજરી પછીથી આજે અકિલીઝને જોઈને લોકો ગભરાઈ ગયા હતા. ભૂતમાં તેમ જ ભાવિમાં ડોકિયું કરી શકનાર એક પેન્થાઉઝપુત્ર પૉલિડેનેસ જ હતો જેણે ચર્ચાની માંડણી કરી. એ હૅક્ટરનો સાથી હતો - બંને એક જ રાત્રે જન્મ્યા હતા - અને હૅક્ટર યુદ્ધે હતો તેટલો આ વાદે કુશળ હતો. પોતાના દેશવાસીઓની સલામતીનું એને બહુ લાગતું હતું અને, એ આમ બોલ્યાઃ 'મારા મિત્રો, કાળજીપૂર્વક વિચાર કરજો. દીવાલોથી આટલે દૂર હોઈને આપણે અત્યારે જ પુર ભેગા થઈ જવું જોઈએ અને દિવસ ઊગવાની વાટ જોવી ન જોઈએ. અત્યારે અહીં વહાણો પાસે પડ્યા રહેવું જોઈએ નહીં. અકિલીઝને રાજા ઍગામેમ્નૉન સાથે અણબનાવ હતો ત્યાં સુધી અકીઅનો સાથે કામ પાડવું સહેલું હતું અને બતેલાઓ પાસે આપણે રાત ગુજારી હતી તેનો મને પણ આનંદ હતો અને ઝોલાં ખાતાં એ જહાજોને આપણે હાથ કરવાના મનસૂબા કર્યા હતા. પણ હવે મને એ આદમીનો ડર લાગે છે. એ આગ ઝરતો આત્મા, આપણે

અને અકીઅનો મેદાનમાં યુદ્ધ કરતા તેમ કરી સંતોષ નહીં પામે પણ આપણી નગરીને અને આપણી સ્ત્રીઓને એ પોતાનું નિશાન બનાવશે. એટલે, ટ્રૉય ભેગા થઈ જવા હું તમને આગ્રહ કરું છું. નહીં તો શું થશે તે હું જાણું છું. તત્કાલ પૂરતો તો કૃપાળુ રાતે વાયુવેગી અકિલીઝને અંકુશમાં રાખ્યો છે. પણ આવતી કાલે પોતાનાં બધાં શસ્ત્રોસોતો આપણી ઉપર એ અહીં ત્રાટકે તો, તમે એને ઓળખવામાં મુશ્કેલી નહીં અનુભવો. એનાથી બચીને જે પવિત્ર ઈલિયમ ભેગો થાય તેણે પોતાના ગ્રહોનો આભાર માનવો, કારણ કૂતરાઓ અને ગીધડાંઓને ઉજાણી થશે - મારે કહેવું જોઈએ કે ટ્રોજન માંસની. મારા આ બોલને દેવ ખોટા પાડે! પરંતુ, કડવી લાગે તો પણ, મારી સલાહને તમે સ્વીકારો તો, બજારચોકમાં પડાવ નાખી આપણી તાકાતને આપણે ભેગી કરી શકીએ અને, ગઢની દીવાલથી તથા લાકડાના તોતિંગ દરવાજાઓથી રક્ષાયેલું નગર સલામત રહેશે. પ્હો ફાટતાં, શસ્ત્રસજ્જ થઈને આપણે રાંગ ઉપર ગોઠવાઈ જશું અને બતેલાઓમાંથી નીસરી અકિલીઝ દીવાલ પાસે આવવા ઇચ્છતો હશે તો એનાં ભાગ્ય. પોતાના ઘોડાઓને આમતેમ પદોડાવી એ થાકશે એટલે પોતાના ઉતારાભેગો એ થઈ જશે. એ કદી ગામ ભાંગી શકશે નહીં. એમ થતાં પહેલાં કૂતરાઓ એને ફાડી ખાશે.'

(ક્રમશઃ)

## આઠ કાવ્યો / *ચંદ્રકાન્ત શેઠ*

### વરસાદી રાતે

વરસાદી રાતે
પહાડમાંથી ઝરણાં ફૂટતાં હતાં;
હું શાન્ત હતો.
ઘેરાતી રાતે
જ્યારે આંખો ઝમી
ત્યારે મારી અંદરનો આખો પહાડ
અશાન્ત હતો.
ધોધના અવાજથી હું ભેદાયો નહોતો,
ભેદાયો હું આંખોમાંથી સ્રવતી શાન્ત ધારાથી.
દરિયાનાં તોફાનો વચ્ચે
અવિચલ રહેતો મારો ધ્રુવ
હવે તો આંખ મીંચી ગયો..
ને માછલીભરી જાળ દરિયામાં ફગાવી
મેં મારી હોડીને ખેંચાવા દીધી
પેલી બુઝદિલ દીવાદાંડીના ચરણ તરફ...
કાંઠે રહીને વિવશ ભીંજાવા કરતાં
મઝધારે મોજીલા રહેવું બહેતર છે...

### હું કંઈ લાકડાનું ગચિયું થોડું જ છું?

હું કંઈ લાકડાંનું ગચિયું થોડું જ છું?
મને કોઈ લહેરખીમાં જૂઈની સુગંધ અડે
તો રોમેરોમ જાગી જઈને
પારિજાતના મઘમઘતા ઉજાસમાં છલકાઈ ઊઠું છું.
કોઈ તમાલમત્રની ભીની ભીની છાતી પર
કોઈ વીજરેખા અંકાતાં જ
હર્ષોલ્લાસે ઊભરાઈ
વાદળ-શો વરસતો
થઈ જાઉં છું હું પાણી પાણી!
કોઈ રાતી હથેલીનો મસૃણ સ્પર્શ
મારી હરિયાળીમાં પ્રસરાવી દે છે મખમલિયો ઉઘાડ!
હું ખૂલી જાઉં છું દલદલમાં, કણકણમાં.
મધમીઠી શાખના સ્વાદે કોઈ
મારામાં મ્હોરાવી દે છે આખું આમ્રવન
ને કોઈની મધુમય મોરલીના નાદે
મને સભર ભરી દેતો ખડો થઈ જાય છે બંસીવટ!
હું અધીર બની જાઉં છું પેલી શ્યામલી સુરતને
ભીતરમાં ભરી દેવા!
પણ ત્યાં તો મને વીંટળાઈ વળે છે
મારા જ ધરાના ઊંડાણે રહેતો
કોઈ કાલિનાગ!
હું આર્તસ્વરે પોકારતો રહું છું મારા શ્યામને
ને યાદ કરાવું છું એને મારી કદંબતા!
હું કંઈ બંસીબધિર લાકડાનું ગચિયું થોડું જ છું?

## મને તાપ મળે છે

હું તો એમ જ પડ્યો હતો શય્યામાં, ટેવવશ, આળોટતો..
આંખોમાં ભડભડતો ઉજાગરો!
કોઈ તાપણું
        તડતડ કરતું
        લોહીમાં લપકાવે છે એની લાલ જિહ્વા!
જે કંઈ સળગી શકે એવું હતું
        એ તો એમ જ થઈ ગયું એના હવાલે!...
આંખોમાં ઘૂમરાયાં કરતાં
        એનાં ગરમભીનાં ધૂમ્રવલયો!
મારી અંદર સળગી સળગીને થાકી ગયેલા
                        અંગારા પરની રાખ
        ખરી પડી શય્યાની સફેદીમાં...
એક લોહસ્તંભ ઊતરતો હતો મારી અંદરના અવકાશમાં
                                ઊંડે...ઊંડે...
ત્યાં નથી ચાંદ,
નથી તારા,
ત્યાં તો બધું ઘનઘોર છે ને છતાં જળનું ટીપુંયે નથી,
                માટીના હોઠ ભીના કરવા...
તડતડે છે તરસ!
એ તણખાની વીજળીઓ ન વેરે તો સારું!
હું તો મારા તાપણા આગળ જ
        ફસડાયેલો પડ્યો છું મારી કોરીકટ માટીમાં.
        મને તાપ મળે છે, હૂંફ નહીં...

## ક્યાં છે તારી હથેલી?

ક્યાં છે તારી હથેલી?
તારો તો આ રહ્યો, પણ મૂકવો ક્યાં?

સારું છે, અમાસ છે આજે તે...
નહીંતર ક્યાં ગોઠવત પેલા ચાંદને તારા અભાવમાં?

તારો ચહેરો તો વ્હેરાઈ ગયો છે
        અહીંના આંધળા વાતાવરણમાં...

એક શાહીનું ટીપું
શ્યામ તારો થઈને
        ઊતરી પડ્યું શય્યાની ચાદરમાં...
ને એને ટાઢું ટબૂકલું માનીને
ભાગવા લાગ્યો મારો જીવ મધરાત માથે લઈને.
ચંદ્ર તો ગ્રહણગ્રસ્ત છે.
        અંદરના વંધ્ય અંધકારમાં
                હવે જે થાય તે ખરું!
ઉલ્કાયે અહીં પહોંચે તે પહેલાં જ
        વેરવિખેર થઈ ઓળગી જશે
                આ અતલ અંધકારમાં....

## વાત ભલે વસમી

વાત તારી વસમી,
પણ સોના જેવી સાચી!
માત્ર કાનથી જ નહીં
મનથીયે ઝીલવા ને જીરવવા જેવી!
ને તેથી જ
તારા મર્મીલા અણસારે અણસારે
મેં સરવા દીધી મારી હોડીને
અફાટ સાગરમાં...
હવે તો એ જ્યાં સરે ત્યાં ખરી!
હું તો ડગમગતી ને દોડતી હોડીના સેરડે સેરડે
ઊતરી પડ્યો મારી અંદર
અંધકારના ઓરડે...
મારી ચોમેર ચુપકીદીની ચુસ્ત દીવાલ,
મારી શ્વાસોચ્છ્વાસની ગતિમાં ધસારો ને ઘસારો,
મારા વસૂકાયેલા શબ્દોમાંથી ખરતાં
અર્થહીન પોલાણ...
મને ભીંસે છે મારું હોવું,
હું થથરું છું કંઈક થવાના ખોખલા ખ્યાલે!
મને નથી વેઠાતી મારી કજળી ગયેલી ભાષા,
નથી વેઠાતી મારું ગળું ઘૂંટતી વંધ્યતા!
તારી વસમી વાતની એકાદ ચિનગારી
જો ચેતવી દે મારું કોડિયું
તો ખોળિયે ખોળિયે પહોંચવું છે મારે
તારી વાતનો અજવાશ લઈને..
વાત ભલે વસમી તારી
પણ સોના જેવી સાચી ને વાંસળી જેવી વ્હાલી...

## આ સરકતા તડકા સાથે

આ સરકતા તડકા સાથે
સરકતી જાય છે ધરતી
ને સરકતો જાય છે સમય...
મને લાગે છે,
આ તડકો ઓસરી જતાં
ફરી વળશે અંધારાનાં પાણી
ને ડૂબી જશે દશ્યના ટાપુઓ!
હોલવાઈ જશે
પ્રવૃત્તિના તડતડતા અંગારાઓ
લાગે છે
ધધખતા સૂરજ પર
ઝડપથી રાખ વળી રહી છે...
મારી અંદરની ટોચ પર
ઊતરવા માંડ્યો છે બરફ...
હવે અંધારાની પાર જોવાનું
કે એની પાર જવાનું નહીં થઈ શકે...
હું જનમથી ખોડાયેલા એક ખૂંટા આગળ
મારા જર્જરિત એકાન્તમાં
ગળિયા બળદની જેમ બેઠો બેઠો,
મીંચેલી આંખે બગાઈઓને ઉડાડતો,
સ્મૃતિશેષ તડકાના ટુકડા વાગોળતો વાગોળતો,
રાહ જોઉં છું અંધારાનાં પાણી ઓસરે એની...
સૂરજને સંકોરવો તો પડશે જ.

## મેળવવી છે એક હોડી

આ મોજાંમાં
મને જડતો નથી મારો દરિયો!
એક વખત હું હોડી હતો,
આજે છું ખડક!
મોજાંનો માર ઝીલીશ,
ખારાશ ચાખીશ,
પણ કોઈને તારી કે તરાવી નહીં શકું,
રહેવાનો અજડ - અડીખમ!

મારી પહોંચ હવે ભારે મર્યાદિત
કોઈનો બરડો થાબડવા જેટલો
હાથ લંબાવી શકું એમ નથી!
મોજાં ભલે ગમે તેટલી ગલીપચી કરે
હું તો રહેવાનો કઠોર અને કરપીણ!
ભલે પંડનું પાધર થઈ જાય
મારે ઓટના દરિયાને નથી ઓળખવો!
મોજાં ચાંદાને લઈ,
એને ભરતીના ઘોડે ચડાવી
જ્યારે મારાં મૂળિયાંને હચમચાવશે
ત્યારે જોઈશું...

હાલ તો પથ્થરની મુઠ્ઠીએ
દરિયાની છાતી ફાડી
મેળવવી છે મારી ડૂબી ગયેલી હોડી,
કદાચને એમાં હોય એક મોતી!

## સમયની તાકીદ

ખરેખરી વફાદારી તો એકાન્તની...

બારી ખોલતાંમાં તો કેટકેટલાં ઘૂસી આવ્યાં ચામાચીડિયાં
ને વીંખતાં ગયાં ઓરડીની એકલતાને તાર તાર!

હું તો પછી બારીઓ ભીડી
અંધકારનો કંબલ મોં-માથે ઓઢી
ભરાઈ ગયો એક ભેંકાર ખડકની બખોલમાં!
ખાટને ઓથ દેનારી ઓરડીને અમૂંઝણમાં હડસેલી
હું શ્વાસે ને ઉચ્છ્વાસે
મારા બેય છેડેથી
વધુ ને વધુ અટવાતો રહ્યો મારા ગૂંચળામાં.

મારે તો મારી ઓરડીમાં ઉતારવું 'તું આકાશ,
ખોલી દેવાં'તાં સંધાંય સંચ ને તાળાં,
જે આડેધડ લાગેલાં બાર ને બારણે!
પણ મને તો જડી જ નહીં ચાવી
ને હું લાચાર
બંધ તાળામાં જડબેસલાક જકડાયેલી
મારી દુનિયાને જોઈને.
મારે તો તાળું ખોલવા જ નહીં,
મનેય ખોલવા ચાવી જોઈએ ચાવી!
ચાવી નહીં મળે તો
નાછૂટકે મારે તોડવું પડશે તાળું
તોડવો પડશે તાળું બનેલા મને!
કોઈક રીતે ઓરડી ઊઘડવી જોઈએ...
ને કોઈકે આકાશ સુધી વિસ્તરવું જોઈએ...
સમયની તાકીદ છે...

## ૮૫મા જન્મદિને નૂતનની અભીપ્સા / *ઉશનસ્*

થતું : પંચ્યાશીમા વરસમહીં આજે પ્રવિશતાં,
વીત્યાં જે ચોર્યાશી વરસ, લખચોર્યાશી જનમો
સમાં લાંબાં, તેનો અનુભવી રહું થાક અશમ્યો;
પ્રવેશી છે ગ્લાનિ, ક્ષીણ શરીર, ઢીલું મન થતાં;

ગઈ સંકેલાઈ જીવનતણી જે વિસ્તરી કલા;
થઈ ઇન્દ્રિયો સૌ શિથિલ, થઈ ત્રિજ્યાય ગતિની
ટૂંપાઈને ટૂંકી, સ્થગિત ગતિ પાદોની, રતિની;
ખરી જાતી મૂળે જીવનરસવલ્લી શું સ-ફલા.

બધું જૂનું લાગે વિ-રસ, અડવું, જૂની પૃથિવી,
પુરાણો એનો એ અવ નવ ગમે પ્રાચીન રવિ,
નવાની ઝંખા છે : રતિની, ગતિની નૂતન છવિ,
ફરીથી લેવો છે જનમ જીવવા તાજગી નવી;

તમે આવો, આવો સબ જીરણઉદ્ધારક યમ!
મને આપો પાછો ભવ નવલનો નૂતન ક્રમ.

## મેં તારું એવું શિલ્પ કંડાર્યું છે / *યશવંત ત્રિવેદી*

એટલે તો હું તારા શિલ્પને પુષ્પની જેમ ધીરેધીરે કંડારવાની વિમાસણમાં છું-

ઋતુઓ હવે ઉતાવળી ઘેર જવા ઝંખે છે
વર્ષો તારી આંખોની બારી પાસે બેસીબેસીને વ્યાકુળતા અનુભવે છે-
ઝંખનામાં જરાક વાદળાંની ઉત્કટતા, જરાક પુષ્પરજનો નિપાત...

તારા સંકેતો કઈ રીતે પ્રગટ કરવા એની મથામણમાં-
તૃણોથી તારાઓ સુધી ફરીફરીને જોયા કરું છું!

કદાચ હવે કોઈ હિંસક આવેશ તારા શિલ્પને પૂરું કરાવી શકે-
વાંસની ડાળીઓમાં ફૂંકાતા પવનનો ઝંઝાવાત,
કાચની બારી પર ભભૂકતી અગ્નિની જ્વાળાઓ,
કે શાશ્વતીના લૅન્ડસ્કેપને ચાંચમાં પકડી ઊડી જવાની પંખીઓની વિહ્‌વલતા-

હવે હું અધીરાઈથી છેલ્લે એવું ટાંકણું ઉગામું છું તારા શિલ્પ ઉપર-
જે શતાબ્દીઓના ભારથી ઊતરી જાય જીવન જેમ તારા શરીરની ભીતર...!
ને અફવા ફેલાઈ જાય વિશ્વમાં કે મેં તારું એવું શિલ્પ કંડાર્યું છે,

-જે દરેક વિઝિટરના ચહેરાને ધારીધારીને જોયા કરે છે જિંદગીની પૂર્ણતાથી!

## વરસોથી / *ફિલિપ ક્લાર્ક*

વરસોથી
મારામાં
વિસ્તરી રહ્યું છે
એક આકાશ.

ક્યારેક મારામાં
ગોરંભાય છે વાદળો
ને હું
અનરાધાર વરસી પડું છું.

ક્યારેક મારામાં
તપતું હોય છે વેરાન,
ને મારામાં લહેરાતું
શક્યતાનું ઘાસ
બળીને ખાક થઈ જાય છે.

ક્યારેક એ
ઠંડીથી ધ્રુજાવી દે છે
મારાં ગાત્રો
ને ધુમ્મસની રજાઈમાં
ગોટમોટ થઈ ગયેલું
મારું અસ્તિત્વ
લાગે છે કણસવા.
સૂર્ય, ચન્દ્ર અને તારા
મારા ભવભવના સહારા,

વરસોથી મારામાં
વિસ્તરી રહ્યું છે એક આકાશ.
હું શિયાળો, ઉનાળો
ને ચોમાસું બનતો જાઉં છું.

## અગ્નિની જ્વાલાઓ બુઝાવાની ના પાડશે ત્યારે.. / *યશવંત ત્રિવેદી*

વિયેનાની સંધ્યા ફૂલી અને બર્ચનાં પાંદડાં એના સિંદૂરી પ્રકાશમાં પ્રજ્વલી ઊઠ્યાં
ત્યારે મેં તને દિલગીરીપૂર્વક ના પાડી હતી-
ગઈ કાલે આપણે ઓપરમાં જોયું હતું કે નર્તકી
શરીર પર લાગેલી 'પેશન'ની આગને બુઝાવી શકતી નહોતી!

તું જાણે છે કે આ તારાઓ, નક્ષત્રો, સમગ્ર આકાશગંગા-
આ રિંગસ્ટ્રાસેના સ્ટ્રીટ લૅમ્પ્સ સુધીનું બધું જ અગ્નિથી પ્રજ્વલે છે...
અને ચહાયેલી સ્ત્રી તો બર્ચના વૂડ્ઝ જેમ ઓર વધુ પ્રજ્વલે છે-

હું દર્પણની જેમ તારામાં ઊંડે સુધી એટલે જોયા કરું છું.
મારી વેદનાથી વધુ સુંદર બનેલી તારી દેહયષ્ટિમાં-
કે ક્યારેક અગ્નિની જ્વાલાઓ પોતે જ બુઝાવાંની ના પાડશે ત્યારે...!

## વિસ્મૃતિઓ / *યશવંત ત્રિવેદી*

જેમ તારી સ્મૃતિઓને પુષ્પો જેવો આકાર છે, મીતા,
તેમ તારી વિસ્મૃતિઓને આકાર છે શેષપ્રહરના પડછાયાઓનો!
અગરબત્તીની ધૂમ્રસેરોના અનંત વલયો જેમ વિસ્મૃતિઓ બેડરૂમમાં વર્તુળ્યાં કરે છે!

ક્યારેક હવામાં હલ્યા કરતા પડદાઓ પરાકાષ્ઠામાં પાછા ફરે છે,
ક્યારેક હૃદય પર પડછાયાનો બોજ નદીના પાણી તરફ ધકેલે છે,
ક્યારેક શરીર પણ વહ્યા કરે છે નદીના અનામ પાણીની જેમ,
ક્યારેક અરોરા બોરીએલિસમાંથી મોરના આકંદ જેમ સ્મૃતિઓ પાછી ફરે છે-

તો ક્યારેક પ્રથમ વરસાદની ધાર જેમ વિસ્મૃતિઓ વરસવા માંડે છે,
અને ક્રૉસરોડ્ઝ પરથી પડછાયાઓને વહી જાય છે જૂનના સમુદ્ર ભણી....

-ત્યાં ટેકરી પર સ્ત્રીઓનું એક ટોળું પાનેતર પહેરાવે છે વરસાદથી ભીની સવારને!

## એને શું?/ મુકુન્દ પરીખ

તમારી પાસે
એકાદું
સપનું
હોય તો
સાચવજો...
સાથે લઈને સૂઈ જજો
સાથે લઈને ઊઠજો
ને સાથે લઈને
હરજો
ફરજો...
બને તો
મનના 'રજિસ્ટરે'
'પેટન્ટ' કરાવી લેજો
પણ
રેઢું ના મૂકજો...
અહીં અગણિત કાગને
હંસ થવાની
અભીપ્સા છે...
મારાં વાલાં
ધોળે દા'ડે ઝંખે છે
સપનાં!
સપનું
હોય તો
હંસ થવાય!
સપનું
હોય તો
મોર થવાય!
સપનું
હોય તો
કોયલ થવાય!
ને સપનું
હોય તો...
કોણ પૂછે છે
નદીનું મૂળ
ને ઋષિનું કુળ?

## ફર્યા કરે પંખો / રાજેન્દ્ર પટેલ

મધરાતે
ઘર...ર...ઘર...ર પંખાનો અવાજ.
તેમાં ભળે તમરાનો તલસાટ,
સ્વજનનો નિદ્રાધીન શ્વાસ.
ગ્લાન દ્રવે ચંદ્રનો પ્રકાશ.

એકાએક
કોઈક પ્રમત્ત બની પૂછે
કેમ નથી સઘળું એકાન્ત શાંત?
કેમ ઊભો નથી રહેતો સમગ્ર નાચ?

રહે વળી વળી ક્રંદન કરતું ભીતર
રહી રહી ધબકતું રાત્રિ સોંસરવું
અજાણ્યાં પક્ષીના ફફડાટ જેવું.
પ્હો કેમેય ફૂટે નહીં.
ક્ષિતિજમાં કોઈ હલચલ થાય
નહીં.
હવડ ઓરડા મધ્યે
પ્રાણહીન સમય તર્યા કરે.

અંધકારમાં ખૂલે ના કોઈ દ્વાર
બંધ આંખ જુએ એક વાત
તેમાં ખરે એક મસમોટું આંસુ
જાણે અસ્ત પામે દૃશ્ય આખું.

છતાં
કશું નથી વિરમતું
કશું નથી વિચરતું.
અજાણ્યાં વહેણ બની રાત્રિ વ
વેરણછેરણ એ વંટોળ વચ્ચે,
સ્થિર એક ઓળો.
રાત ઓઢી સૂવે, એવો સૂવે
પ્રભાતેય લાગે
બસ વહે છે પ્રલંબ રાત
બસ વહે છે અસીમ કાલ.
અને
ફર્યા કરે પંખો
ઘર...ર...ઘર...ર
ઘર...ર...ઘરરરર....

# અહમ્ ત્વં આવાહાયામિ / *પ્રફુલ્લ રાવલ*

સૂર્યની આત્મકથાનું ખોવાયું છે એક પાનું
તે વર્ષો પછી એને જાણ્યું.
ખોવાઈ તો હું પણ ગયો'તો
પછી જડી ગયો'તો ઘરની પછીતેથી માટી ખાતો,
લાફો મારીને લઈ આવી'તી બા મને ઘરમાં.
તોય રડતો રડતો લપાઈ ગયો'તો એની સોડમાં.
ગંગારામ ગધેડો ખોવાઈ ગયો ત્યારે એનો બાપ નીકળ્યો'તો શોધવા,
છેક ગામના પાદરેથી પાછો લઈ આવ્યો'તો
ટોળાં વચ્ચેથી ઓળખી કાઢ્યો'તો પોતાના ગંગારામને એણે.
કાવસજી દસ્તુરે તો પાળિયો બનાવ્યો'તો
પુત્ર જેવા પંખીની સ્મૃતિમાં ગંગાસરના કિનારે
અપત્ય સ્નેહ ઉભરાયો'તો દુષ્યન્તને બાળક જોઈને વગર ઓળખ્યે,
અને એંધાણી લઈને સાતે અશ્વો નીકળી પડ્યા છે શોધવા
સૂર્યની આત્મકથાનાં વિખૂટાં પડેલાં પાનાંને
દેવલોકમાં તો ક્યાંથી જડે!
ન જડે પાતાળમાં
ભૂલોકમાં આવ્યા છે એ અશ્વો
પણ મૂંઝાયા છે ભારે
તરે છે જાણે આશ્ચર્યના બ્રહ્માંડમાં
જુએ છે કેટલાંય પાનાં રઝળતાં રસ્તા પર આમતેમ
હવાના સ્પર્શે ઊડે છે અહીંતહીં
નથી એનું કોઈ રણીધણી
આમાં ક્યું પાનું હશે સૂર્યની આત્મકથાનું!
પૂછે છે પ્રત્યેક પાનાને વારાફરતી
પરન્તુ કોઈને નથી પોતાની સાચી ઓળખ
સહુને સહુની છે શોધ
બે-પાંચ હોત તો ઉપાડી જાત અશ્વો એમને
હાજર કરી દેત સૂર્યદેવ સમક્ષ;
પણ અહીં તો પાર નથી પાનાંનો
ઢગલે ઢગલા ખડકાય છે રોજ
પ્રત્યેક પાનું વલવલે છે વૈદર્ભીની જેમ
પાછા ફરી રહ્યા છે સાતેય અશ્વો સૂર્યલોકમાં
અને સંભળાય છે દુર્વાસાદીધો એ જ પુરાણો મંત્ર
જે કોઈ પૃથા બંધ આંખે સ્તવી રહી છે :
अहं त्वं आवाहायामि ।

કવિલોક : નવેમ્બર-ડિસે

## ગઈકાલ / *પ્રફુલ્લ રાવલ*

મારા ઘરમાં અછૂતની જેમ પડ્યું છે
'ભાભી તમે થોડા થોડા થાવ' ગાતું થાળીવાજું
એ જ છે શિયાળાની મોડી રાતે શ્વાસથી હાંફતા પિતાની મિરાત
ભીંતને વળગીને આવતી કાલને બોલાવતી
લાંબા લોલકવાળી વિલાયતી ઘડિયાળ બંધ પડી જાય છે અવારનવાર
તોય છોડતી નથી ભીંત
દાદીમાના આણામાં આવેલો ચાકળો
લટકે છે ભીંત પર ભૂખરો થઈને
નીકળી રહ્યા છે એના હીરના દોરા
ઝાંખા થયેલા એનાં આભલાંમાં દેખાય છે મારો ચહેરો મારા દાદા જેવો
સવારે વંજીમાંથી મારગ કરીને આવતું કિરણ
માળિયામાં ઠાલિયા ભેગી સૂતેલી જૂની ધૂળમાં અટવાઈ જાય છે
ખૂણામાં ટૂંટિયું વાળીને ધાબળો ઓઢીને પડી છે ગઈકાલ
માન્યું'તું એ તો ગઈ
પણ ના હજુય પડી છે હઠીલા યોગાની જેમ
ચડતા રહે છે રોજ એના પર થર
ક્યારેક ન સમજાય તેવી ભાષામાં હાંફતી હાંફતી બબડે છે એ કશુંક
રડે છે ક્યારેક ઓગણીસમા દિવસના પ્રભાતની જેમ
હસે છે ક્યારેક ખડખડાટ જાણે અદ્દલ પાગલ!
ક્યારેક ગાય છે ગાયનો - મયાશંકરના નાટકોનાં;
નિરાંત નથી એને જરાય
છોડતી નથી કેડો એ આજનો, આવતી કાલનો.

## અત્તર-ફાયો / *યૉસેફ મેકવાન*

મારાથી હું થયો પરાયો,
ત્યારે મને તું મળવા આ'યો.

તડકો વરસ્યો તડતડ તડતડ,
તેજ-તણખલે ભીતર છાયો.

વસ્ત્ર બધાં ઉતારી નાખ્યાં,
જાણ્યું: તો હું અત્તર-ફાયો!

જીવન સુંદર! શું સૂઝ્યું તે-
મઝધારે મલ્હાર તેં ગાયો?

સાહેબ, જોઈ શકો તો જુઓ!
પડછાયાથી પગ બંધાયો.

## લાગણીની મહેક / *કિરીટ ગોસ્વામી*

એક-બે યાદો પુરાની જોઈએ,
એટલી જાગીર છાની જોઈએ.

જીવને ઝાઝા અભરખા તો નથી:
એક ઇચ્છા આસમાની જોઈએ.

લાગણીથી, મહેકથી છું તરબતર:
પળ બધી આવી મજાની જોઈએ.

સ્હેજ તારું આત્મબળ કરશે અસર;
સ્હેજ એની મહેરબાની જોઈએ.

સાંઈ! તારા દેશમાં શું-શું હશે;
બાતમી થોડીક ત્યાંની જોઈએ.

## નાનો હતો ત્યારે / *ફિલિપ ક્લાર્ક*

નાનો હતો ત્યારે
સીમમાં જતો.
આંબા પરથી પડેલી
સાખની સોડમાથી
મઘમઘી ઊઠતું મન.
લીલાંછમ પાંદડાં
પીળાં પચરક રાયણાં
વગડાની શોભા બની રહેતાં
સફેદ મોતી જેવાં ટપકતાં.
મહુડાંના સ્પર્શથી
ટેરવાં આનંદવિભોર બની જતાં.
ભર્યું ભર્યું લાગતું બધું
ડોળીની ડૂંખો જોઈ
નાચી ઊઠતો મનમયૂર.
સીમને શ્વાસોમાં ભરી
ઢાળિયાના ઢેફાની જેમ
ઓગળી જતો.
આજે સીમ વેરાન છે.
ઊગી નીકળ્યાં છે
ઠેર ઠેર મકાન.
પગ મૂકું છું ને
આંબા, રાયણ, મહુડાના
પડછાયા ઘેરી વળે છે.
પગમાં વીંટળાઈ વળે છે વેલા.
સૌના અભાવમાં હું
હિજરાતો હોઉં છું
અવડ કૂવાની જેમ.

## સારું / *મનોજ પંચોલી*

દશા મારી તને સમજાય તો સારું,
મનોમન મનભરી પડઘાય તો સારું.

દિલાસાનો હવે ના ડોળ કરતી તું,
હથેળીમાં કંઈક પકડાય તો સારું.

નથી મારી કશી આગોતરી મરજી,
હવાની જેમ એ લઈ જાય તો સારું.

ભલે આવે ન આવે ફેર શું પડશે?
ઉદાસી એકલી પૂજાય તો સારું.

હવે કોના સહારે જીવવું મારે?
તરસ જેવું કફન બંધાય તો સારું.

## ગઝલ / *ગિરીશ ભટ્ટ*

એમ કહેવું ઠીક કે આંખો જ થાકી;
શક્યતાની કેમ કરવી બાદબાકી?

વરસતી એની દયા બેરોક સહુ પર;
આપણે નકશા અને સરહદ છે આંકી.

ચાર ધામોની કરી યાત્રા સુપેરે;
કેમ રાખ્યું એક, ભીતર-ધામ બાકી?

કોઈને ક્યાં, સાફ-સૂથરાં થાવું છે, બસ!
જાણ છે કે ગંદકી દેવાય ઢાંકી.

જે લખી'તી એક જૂનાગઢના મ્હેતે;
એવડી હૂંડી હજી છે ક્યાંય પાકી?

## મારા દેશમાં / *ફિલિપ ક્લાર્ક*

દૂષણ પ્રદૂષણ
અને ભ્રષ્ટાચારની મોસમ
પૂર બહારમાં ખીલી છે
મારા દેશમાં.
નદી તળાવ
ગંદા પાણીના ખાબોચિયામાં
ફેરવાઈ ગયાં છે.
કાયદો અને વ્યવસ્થામાં
પડી ગયા છે ગાબડાં
અરાજકતાના પ્રવાહે
વાતાવરણને
ચડાવી દીધું છે રવાડે
અકસ્માતોની પરંપરા
અને અમંગળ
ઘટનાઓનાં ટોળાંએ
બાનમાં લીધી છે ભીડને.
ચાવી પૂરેલા
રમકડા જેવા માણસો
અને
ફલાવરવાઝમાં ગોઠવેલાં
પ્લાસ્ટિકનાં ફૂલો જેવા સંબંધ
કમ્પ્યૂટરો ચાલે છે
ચેનલો બદલાય, છે
વેબસાઈટ વાતો કરે છે
ચૂપ છે માણસ
સાહિત્ય અને સંગીત
ઓવરડેઈટ થઈ ગયેલી
ટેબલેટ જેવાં બની ગયાં છે
ની જવાળાઓ
તજો સુધી.

## અનન્ય પગથિયાં / રાજેન્દ્ર પટેલ

રસ્તામાં પડ્યા છે અનેક ખાડા
લાગે પાતાળ જેવા પડછાયા.

અજાણી ઉલ્કાથી પડ્યા હશે?
અંદરના ખવાણથી થયા હશે?
કે પછી, ચાલી ચાલીને સર્જાયા હશે?

કેટલાક
તરત દેખાય તેવા હોય છે.
કેટલાક અતલ ઊંડા લાગે
તો ઘણા સપાટી જેવા ભાસે,
રસ્તો બરોબર લાગે,
પગ મૂકતાં અંદર ઊતરી જવાય
તેવા હોય છે આ ખાડા.
ટાળી ટાળીને કેટલું ટળાય?
રસ્તાને વળગ્યા છે પગ
ને પગને વળગી છે બધી દિશા.

સારું થયું કે
રસ્તામાં પડે છે ખાડા.
નહીં તો ખબર ન પડે
અંદર છે મસમોટાં ગાબડાં.
ક્યારેક તે આખેઆખા ગળી જાય
તેની દેહશતમાં-
ખાડા, સતત જોતા, ઓળંગતા
રસ્તો પસાર થઈ જાય રોમાંચમાં.
તેથી ખાડા એ ખાડા નથી
આંખ સામે જ ઊચકાતા પડદા છે.
પગ અને ધરતી વચ્ચેનાં પગથિયાં જાણે
સમયનું પગથિયું થવા મથતાં હોય છે.
યાદ આવે છે,
શૈશવમાં સંતાકૂકડી રમતાં-રમતાં
સંતાયો એક ખાડામાં
એવી હૂંફ લાગી, એવું સારું લાગ્યું કે સૂઈ જ ગયો.
તે હજુએ જાણે ઊઠ્યો જ નથી.

## ચરણ છે ને! / મુકુન્દ પરીખ

હજી ઊભા છો?
ચાલો આગળ...
આ તો ધરા છે.
નથી ગગન, પાતાળ.
ડરો છો કેમ?
અહીં કશું નથી ઇતર.
છે ઓળાઓ
મારા, તમારા
કૂવા, પાળિયા, ખડક
ને મસમોટા પર્વત
સૂતા છે
આડ બનીને
અજવાળું થયું ત્યારથી..!

ભીડમાં
ચગદાઈ જશો
એવું રખે માનતા!

થવાનું શું છે?

એક બીજો
ઓળો
કે પાળિયો...?
લાગણી તો બહાનું છે
સ્થગિત થવાનું...

પંખી હોત
તો આકાશે ઊડત,
જળ હોત
તો દરિયે ભળત
પવન હોત
તો વગડે ઘૂમત
પણ ચરણ છે ને
એટલે? શું જોવાનું પાછળ
ચાલો આગળ...

## ઘરવખરી / અશોક ચાવડા 'બેદિલ'

ફરું છું એ જ કારણસર લઈ સાથે જ ઘરવખરી,
કશું બીજું નથી છે આંખમાંનો ભેજ ઘરવખરી.

તૂટેલી પેન, કાગળ, લૅમ્પ, ખુરશી, મેજ - ઘરવરખરી,
હવે જાહોજહાલી ક્યાં રહી? છે સ્હેજ ઘરવખરી.

કદી બદલ્યા કરું છું ઓરડામાંથી અગાસીમાં,
ઉદાસી એક, એકલતા બીજી - છે બે જ ઘરવખરી.

અચાનક ખૂલતા બારી પ્રવેશી એક-બે વાંછટ,
પલળતાં વેંત ચમકી, જે હતી નિસ્તેજ ઘરવખરી.

ઘણાં વર્ષો સુધી મેં સાચવી રાખી હથેળીમાં,
છૂટે છે હાથમાંથી આજ મારા એ જ ઘરવખરી.

## ચાલે છે / હરદ્વાર ગોસ્વામી

ઠેસ મારી વિચાર ચાલે છે,
હીંચકો ના લગાર ચાલે છે.

દોસ્ત સંવાદ ક્યાંક અટક્યો છે,
સ્ટેજ પર અંધકાર ચાલે છે.

જેટલાં ડાળ પર ફૂલો ખીલ્યાં,
એટલાં ડગ સવાર ચાલે છે.

તું જ સગવડ કરાવ સપનાંની,
ઊંઘવાનું ઉધાર ચાલે છે.

આંખ સામે જ આપ છો, તોયે,
આપનો ઈંતઝાર ચાલે છે.

## બે કાવ્યો / આકાશ ઠક્કર

૧

એક એક સપનું
એક એક ફોરામાં કેદ
વરસી વરસીને
હળીમળીને
રેલાઈ જાય છે દૂર.

હું રોકી શકતો નથી.
કોઈને તો ઠીક
મને પણ ટોકી શકતો નથી.

શૈશવની તમામ સવાર-સાંજો
એકલી એકલી ઊભી હશે
મારી રાહ જોતી.

૨

આંખોમાં જામેલી ભીનાશને
આવ્યો છે હવે
વરસો વટાવવાનો વખત.

વરસોના માપને
અમાપ કરી દેતી
પરવશ પારદર્શિતાને
કોણ બાંધી શકે
જ્યાં
જનમજણી જાતને
ટેવ પડી હો
જીવતરની!

## નૂર ખુદાનું / બેન્યાઝ ધ્રોલવી

શબ્દની પાછળ જવાતું હોય છે,
દિલ ગઝલનું ક્યાં મપાતું હોય છે.

ફૂલની ડાળે પવન ચડતો રહે,
ખુશ્બૂ નીચે મન ઝુકાતું હોય છે.

જીવની કારીગરી વિષે ન પૂછ,
નૂર ખુદાનું ક્યાં પમાતું હોય છે.

સ્મિતના પત્તા તમે બાટી જુઓ,
આંસુના પાને રમાતું હોય છે.

દૂર તારું ઘર રગેરગમાં હતું,
લોહીની ડાફે ચલાતું હોય છે.

નામ દશરથનું લખેલું તીર પર,
દિલ શ્રવણનું કાં વીંધાતું હોય છે?

છે જટાયુ ‑ 'બેન્ય ‑ '
જિસ્મ ગ

## ગઝલ / સુરેશ ઝવેરી 'બેફિકર'

સ્પષ્ટ છે એનું વલણ દરિયા તરફ,
આ નદીના છે ચરણ દરિયા તરફ.

ઝાંઝવા પોતે હવે હાંફી ગયા,
ભાગશે ક્યારે હરણ દરિયા તરફ!

પ્યાસનું ધોરણ તને સમજાય છે?
ફેંકશે આખુંય રણ દરિયા તરફ.

ફૂલ, શ્રીફળ, હાર - સૌ ઠેબે ચડે,
જઈ રહ્યાં છે દેવ પણ દરિયા તરફ.

ગામમાં મંદિર અને મસ્જિદ થયાં,
શોધવું પડશે શરણ દરિયા તરફ.

આંખમાં આખો ભરી લઉં 'બેફિકર'
ચાલવું છે એક ક્ષણ દરિયા તરફ.

## એક પળ / પ્રકાશ બી. દવે

એક પળ જીવતા રહ્યા ને એક પળ મરતા રહ્યા,
આપણે તો આપણામાં આવ-જા કરતા રહ્યા.

સાપને પણ સીંદરી માની ઘણા ઉપર ચડે,
સીંદરીને સાપ માની આપણે ડરતા રહ્યા.

લાખ વરસોથી ચમકતો સૂર્ય એનો એ જ છે,
ને સિતારા રોજ ચમકી રોજ બસ ખરતા રહ્યા.

હૂંફની આશા નહોતી ધાબળા હોવા છતાં,
હાથ બાંધેલા હતા તેથી અમે ઠરતા રહ્યા.

સીમ, વગડો, ભાઈબંધો-ને વતનનું ગામડું,
શહેરની ભરચક ગલીમાં રોજ સાંભરતા રહ્યાં.

## આળો થયો / પ્રકાશ બી. દવે

જીવ છે આ જીવ તે આળો થયો,
સાઠ વરસે વાળ જો કાળો થયો.

સંત પાળે મૌન કે ભાષણ કરે-
એ વિષય પર આજ હોબાળો થયો.

ગેરસમજણ રોજ ઠલવાતી રહી,
છેવટે ત્યાં કેવડો પાળો થયો!

કેટલા માળા પડે છે તોડવા?
પૂછ, જે નર આજ ઘરવાળો થયો.

મોજડી તૂટી, પવન સામે થયો,
એ પછી રસ્તો ય કાંટાળો થયો.

## બે ગઝલ / *ગુલામ અબ્બાસ 'નાશાદ'*

(૧)

દુઃખો એ કારણે દિલમાં છુપાવી જાણું છું,
રૂપાળું હાસ્ય હું ચહેરે સજાવી જાણું છું.

ત્રૂટક ત્રૂટક રડી રૂમાલને નિચોવું નહિ,
રડું છું જ્યારે હું દરિયો વહાવી જાણું છું.

ઝૂકી જશે તારા મજબૂત બાવડા એ દોસ્ત!
એ બોજ તો હું જ દિલમાં ઉઠાવી જાણું છું.

સુખી છે તું તો જગતને શું ફાયદો એથી,
દુઃખી છું હું છતાં દુનિયા હસાવી જાણું છું.

હું બોલતો જ નથી પણ તું જાણે છે ઓ હરીફ!
મળે જો તક મને મહેફિલ સજાવી જાણું છું.

નવું કશું કરી શકતો નથી કબૂલ મને,
છતાં હું મારો તો રસ્તો બનાવી જાણું છું.

નિરાંતે ઊંઘી જનારા ખબર તને ક્યાંથી,
ઉદાસ આંખોને રાતો જગાવી જાણું છું.

ગઝલ પુરાવો છે 'નાશાદ'ની તપસ્યાનો,
વિરહમાં માંસની કાયા ગળાવી જાણું છું.

(૨)

સાચું વિચારવાની મઝા ઓર હોય છે,
જાતે દુઃખી થવાની મઝા ઓર હોય છે.

ભૂતકાળ ઝળહળે છે પછી આંખમાં સતત,
સ્વપ્નાંઓ પામવાની મઝા ઓર હોય છે.

પોતાનો હાથ જોઈને ખુશ થાઉં છું જુઓ,
ઈચ્છાઓ વાંચવાની મઝા ઓર હોય છે.

જાતે જ પાળિયો બનો સમજાશે એ પછી,
રસ્તો બતાવવાની મઝા ઓર હોય છે.

પામી શક્યું ન બોધ કોઈ સાચી ભક્તિનો,
અટકળમાં રાચવાની મઝા ઓર હોય છે.

હસવાની કોશિશો પછી સમજાયું છેવટે,
અશ્રુઓ સારવાની મઝા ઓર હોય છે.

'નાશાદ' દેવદૂતોને સૌભાગ્ય એવું ક્યાં?
જીવનથી ત્રાસવાની મઝા ઓર હોય છે.

## ગઝલ / *તથાગત પટેલ*

આંખ બાબત ભય હતો,
સ્વપ્નનો સંચય હતો.

વાદળાં વરસ્યાં નહીં,
એક તિથિનો ક્ષય હતો.

એક છત હોવા છતાં
આંખમાં ક્યાં લય હતો?

દેખવું ને દાઝવું
એકલો સંજય હતો.

## જેવો છું / *સાહિલ*

એકલો હોવા છતાં વિશ્વ સકળ જેવો છું.
ગુંચવાયેલો છતાં સાવ સરળ જેવો છું.

હાથ લંબાવો તમે તો હું કિનારા જેવો,
પાર કરવાને જો ઈચ્છો તો વમળ જેવો છું.

છીછરો છું હું જો ઊંડાણ વિષે પૂછો તો,
યત્ન તળિયે જવા કરશો તો અતળ જેવો છું.

મારે ભૂતકાળ યા ભાવિથી નથી નિસબત કંઈ,
કદી વીતેલી - કદી આવતી પળ જેવો છું.

જળની આંખોમાં ઘડીભર મેં નિહાળ્યું '
ને પછી લાગ્યા કર્યું હું ય કમળ જેવો

## શિવોઽહમ્ / *પ્રફુલ્લ રાવલ*

ટપકે છે ગળતીમાંથી ટપ ટપ મંત્રથી શુદ્ધ કરેલું દૂધમિશ્રિત જળ
પ્રદક્ષિણા ફરતાં ભક્તોની ભીની, થાય છે પાંપણ.
અબોટિયું પહેરેલો, ઉઘાડે શરીર, મેલી જનોઇધારી બ્રાહ્મણ
અશુદ્ધ ઉચ્ચારોથી બનાવે છે વાતાવરણને પવિત્ર
'ત્ર્યંબકમ્ યમમહે'નું આવર્તન ઘુમરાતું રહે છે મંદિરના
પરિસરમાં ત્રણ કલાક.

શ્રુતિ, સ્મૃતિ, પુરાણોક્ત વિધિથી
આધિ વ્યાધિ ઉપાધિનું થાય છે શમન
પછી મુકાવાય છે સંકલ્પ
મુકાય છે દક્ષિણા
બોલાય છે - 'સ્વસ્તિ ન ઇન્દ્રો...'
યજમાનની આંખમાં તરે છે ભીની આસ્થા, જયની શ્રદ્ધા
પણ મંદિર બહાર ઊંચું મોં કરીને ભસી રહ્યો છે શ્વાન
ને હાથમાં લાકડી ઝાલી ધ્રૂજતી ધ્રૂજતી દર્શને આવેલી
મણિડોશી 'હડ્ હડ્' કહીને તગેડી રહી છે એને દૂર દૂર..
અને મને સંભળાય છે - 'શિવોઽહમ્ શિવોઽહમ્'.

## ઢાળથી ઉતારું / ગૌરાંગ ઠાકર

સૂરજને રણમાં થોડો સંભાળથી ઉતારું,
તડકાને આજ મૃગજળના આળથી ઉતારું.

વરસાદ આંખમાં લઈ જ્યારે તું ભીંજવે છે,
ત્યારે તને હૃદયમાં પરનાળથી ઉતારું.

ઊંચાઈ આંબવા તો મળતી રહે નિસરણી,
પડતાંનો હાથ ઝાલી હું ઢાળથી ઉતારું.

ઇચ્છા અને તડપ પર ગઝલો લખું તો લાગે,
સામાન વરસોજૂનો હું માળથી ઉતારું.

એ પ્રશ્ન માછલીનો દરિયો છળ્યો કે માણસ?
જ્યારે કિનારે એને હું જાળથી ઉતારું.

ભીતરની એક જ્યોતે આખો હું ઝળહળું છું,
તેથી હવે હું દીવાં, દીપમાળથી ઉતારું.

## શબ્દ / *પ્રફુલ્લ રાવલ*

શબ્દ ખોવાઈ જાય છે,
જડી જાય છે અર્થ ક્યારેક.
ક્યારેક રહે છે શબ્દ માત્ર
રહેતો નથી અર્થ.
રાણકીવાવમાં હજુ યે ઘુમરાઈ રહ્યા છે શબ્દના ઝું
કહી શકતા નથી કોઈને ય પોતાના સાચા અર્થ.
પટારામાં પોથીઓ મૂકી તાળું વાસી પરભુ ગોર
નીકળી ગયો છે ગામતરે.
ભીતર અથડાય છે શબ્દો
તત્સમ, તદ્ભવ અને દેશ્ય.
લડે છે અંદરોઅંદર
તોય થાકીને છૂટા પડવું પડે છે છેવટે.
પોળના નાકે પનોતી દાબીને
હનુમાનની મૂર્તિ ઊભી છે,
શનિવારે રટાય છે ચાલીસા.
અર્થની કશી યે ભાંજગડ વગર
તરે શબ્દ ક્યારેક
મરે શબ્દ ક્યારેક

પકડે છે શબ્દ કાંચીડો
ગળી જાય છે અર્થ.
પછી હલાવતો રહે છે ડોક
કાઢો, કાઢવો હોય તે અર્થ.

## પાણી / *ધીરુ મોદી*

પાણીએ આપણને છેતર્યા
એટલાં બીજા કોઈએ કશાથી આપણને છેતર્યા ન હોય.
તમને ખબર નહીં હોય
પાણી તો
આવડા મોટા દરિયાને ય છેતરે.

મધરાતે પૂનમને ઝાલવા
પાણી
દરિયા પાસે પોતાના હજ્જારો હાથ એક્કી સાથે
આકાશમાં ઊંચા કરાવતું હોય
તે તમને ખબર છે?
એ જ પાણી
વડવાનલ સાથે જ સંધિ કરીને
તરત પાછું ફરેલું હોય.

અહો, પાણી તારી શી કહાણી!

તું કરોળિયાની પાણીપોચી માટીમાંથી ગૂંથાતી જતી જાળ!
કે હડકાયા કૂતરાના મોંઢામાંથી ટપકતી લાળ!
કે પછી કહે
તું વડવાનલની ભભૂકા મારતી ઝાળ !

## ઘૂંઘટ બધા / *ઈશ્વર સુથાર 'શિલ્પી'*

ક્યાં કદી રાખી શક્યા છે વટ બધા?
આ સમયના મંચ પર છે નટ બધા!

એમ ક્યાં ગૂંજ્યા કરે શરણાઈઓ
રોજ શું ચોળ્યા કરો ઘૂંઘટ બધા?

છે નકાબી ને અટકચાળું જગત,
પાતળાં છે પેટના પોપટ બધા!

આમ તો આ ખોળિયામાં કૈં નથી?
તોય ક્યાં છોડી શકે તરકટ બધા!

દુઃખ દરિયો ક્યાંક મોજાં આશનાં.
છો છકે 'શિલ્પી' નિહાળી તટ બધા!

## સંબંધ / *વર્ષા શાહ*

રાગ ક્યો ગાઉં ને સમો ક્યો સાંભળે
એની ચિંતા શાને?
ભગવાન જાણે આ દિલના શહેરમાં
ભમું ભમું તે કેટલું-
આડેધડ, ધડમાથા વિના
કેટલાકને પૂછતી-નમતી ફરું?

મથાળાંએ બાંધેલી મર્યાદાઓ
ને મનના રચેલા દરિયા,
નક્કર છીપલાં પણ રેતી બને,
તો કિનારા શાને બાંધું?

તકાજા હજાર પ્રકારના-
વિવિધ સંબંધોની સાઠમારીમાં
નકાર-હકારની જાળમાં,
શાને આટલું તફડાઉં?

દિવસ અને રાતને માણસની જેમ
જન્મતાં-જાગતાં, જીવતાં-મરતાં જોઉં,
નાની મોટી ટૂકોની માથાકૂટમાં
પ્રકરણનું કરું સગપણ, ને સગપણનું પ્રકરણ-
ગોટાળા એના કેમ કરી સૂલઝાઉં?

વ્યાખ્યાનોના અવળા-ઊંધા ઉધામા
ને આખ્યાનોના કૈં કૈં હૈયા-લવારા-
ફેરિયાને પસ્તીમાં કેમ ના દઈ દઉં?

તારા-મારા વ્યાકરણમાં જ જો દુનિયા આખી ભરી
જરા ધ્યાન ધરી લાવ એને વાંચું,
તારા-મારાનું મધુર ગીત ગાઉં તેટલું સાચું-
પહેલેથી છેલ્લે ને જમણેથી ડાબે
અનુબંધની પર્યાપ્તિમાં કેમ હવે ના નાચું?

મારો, મારી, મારુંના ઘટનમાં
ઓમકારના આકાર ઘૂંટવાનું
કોણ કહે છે સહેલું,

કવિલોક : નવેમ્બર-ડિ

## રહી ગઈ / *કિશોર મોદી*

કૈં જગને દેવું મનની વાતો મનમાં રૂહી ગઈ,
થયું ભવમાં એવું મનની વાતો મજામાં રૂહી ગઈ.

વીતેલા જીવનની આવે છે યાદ આટલી
છે સ્વપ્ન જેવું મનની વાતો મનમાં રૂહી ગઈ.

જાણે જીવન મેં ગાળ્યું અલગારીપણે, નહીં
કૈં લેવુંદેવું મનની વાતો મજામાં રૂહી ગઈ.

મારી સફર રહી પચરંગી પૂરેપૂરી,
બહુ છે ફરેવું મનની વાતો મનમાં રૂહી ગઈ.

કિશોર કોણ ભાવ તારોય પૂછે હવે?
સોના છે નેવું મનની વાતો મનમાં રૂહી ગઈ.

## નિમજ્જન / *સ્નેહલ જોષી*

ચાલને એકાદ એવો શબ્દ બોલી જોઈએ,
ભાવ ભીતરનો ઘડીભર આજ ખોલી જોઈએ.

સૌ પ્રથમ તું આંસુઓનો કર ઘડો વિશ્વાસથી;
એ પછી આ લાગણીનું માપ તોલી જોઈએ.

કોઈ ભીની આંખ અંદર ડૂબકી મારી અને;
એક દરિયો આપણે જાતે ડહોળી જોઈએ.

સર્વથા તું આવશે એવા વિચારો વ્યર્થ છે;
તે છતાં આજે હૃદય પાછું ટટોળી જોઈએ.

એ રસાનંદ પ્રાપ્ત કરવા હાથ પણ સળગે ભલે;
કોઈ ડોલાવે તો અનરાધાર ડોલી જોઈએ.



## ગઝલ / *સુરેશ ઝવેરી 'બેફિકર'*

ફેરફારો થઈ શકે છે ફૂલમાં,
જાણભેદુ જઈ શકે છે ફૂલમાં.

એ જ તારા હોઠ પર લખશે ગઝલ,
જે પ્રતિજ્ઞા લઈ શકે છે ફૂલમાં.

રંગમાં પણ રંગ છે જોતો ખરી!
શું સિફતથી જઈ શકે છે ફૂલમાં!

હું હવાલો ફૂલનો દીધાં કરું,
એ ચબરખી દઈ શકે છે ફૂલમાં.

એક ઝાકળને ખબર છે કેટલી!
રાતવાસો થઈ શકે છે ફૂલમાં.

## બે કાવ્યો / *પ્રીતમ લખલાણી*

(૧)

ઢળતીં સાંજે
વિચાર થાય છે
કે
માણસ થયો
તેના કરતાં
નદીનાળે કે ખેતરશેઢે
જો
વૃક્ષ થઈને
છવાઈ ગયો હોત તો!
પંખીને
માળો બાંધવા
કે પછી
કાં...કાં.. કરવા
કાગડાને
એકાદ ડાળ
અર્પણ
કરી શક્યો હોત!

(૨)

લીલા ઘાસના
મેદાનમાં
ગિલ્લીદંડાની રમત
રમતા હતા ત્યાં
આજ ધુમાડાના ગોટેગોટા ઉડાડતાં
લાઈનબંધ કારખાનાં ઊભાં છે !
ચીકુ, આંબલી કે પછી
આંબાની ડાળે
ખટ્ટમીઠા સ્વાદની મજા માણતા
આંબલી પીપળી રમતા હતા ત્યાં
ચણાઈ ગયેલ
ગગનચુંબી ઈમારતોની
રૂપાળી બારીઓના કાચ સામે
ગાળોનો વરસાદ વરસાવતો!
ગુસ્સો ઓકતો!
જો
કાંકરીચાળો કરી બેસું તો!
મારી પાછળ દેકારો કરતું
ખડખડાટ હસતું
આ નગર
મને
ગાંડામાં ખપાવી દેતા
એક પળનો પણ વિચાર નહીં કરે!
કિંતુ
ગુસ્સાને ગળી જઈ
ગાળોને થૂંકી દઈ
મનના આક્રોશને
શબ્દથી પ્રગટ કરીશ તો!

## ન્યાય / *કિરણ ચૌહાણ*

એ જ મારી લાગણીનો ન્યાય હોય,
મનની હાલત જે અહીં છે, ત્યાંય હોય.

સાંજની અસલી મજા એમાં જ છે,
સાંજ કેવળ સાંજનો પર્યાય હોય.

સ્વપ્ન એણે રાતભર જોવાં પડ્યાં,
આંખને પણ કેટલો સ્વાધ્યાય હોય.

જેના પ્રત્યે આંધળો વિશ્વાસ હો,
એના પર થોડીઘણી શંકાય હોય.

તો જ લેખે લેખે લાગશે મારી તડપ,
આપના ઉરમાંય થોડી લ્હાય હોય.

## યથાવત્ / *કિરણ ચૌહાણ*

કાયમનો વિસ્ફોટ યથાવત્,
છે ભીતરની ચોટ યથાવત્.

હું જીવું છું; તું જીવે છે.
આ ભરતી ને ઓટ યથાવત્.

અહીં છે, ત્યાં છે, ક્યાં છે? શું છે?
ચાર દિશાની દોટ યથાવત્.

તને ગુમાવી સઘળું પામ્યો,
જીવનભરની ખોટ યથાવત્.

વગડામાં ખીલ્યાં-કરમાયાં,
સુંદરતા અણબોટ યથાવત્.

## વાત એક / *રાજેન્દ્ર શાહ*

કાના..માના..
બૂમબરાડા બન્ધ કરો
ને આવો અહીં
હું વાત એક
કંઈ અજબગજબની કહું,
જુઓ...
ચાર હાથ બે પગ જેને, તે..
કહો કોણ?
'ભગવાન'
પણ તે કેવળ ચાર ચરણના
જુદા ઘાટ ભલેને હોય, તોય જે
એક જ સરખું નામ..
કહો શું?
'પશુ'
નહીં હાથ, નહિ પગ, દોરડિયું જાય વેગથી દોડી,
એનાથી સૌ રહે દૂર, એ ડંખે એવા ડરથી.
એનું નામ તમે જાણો?
'હા, કહીએ એને નાગ.'

હાથ નહીં, પણ પીઠ ઉપર બે મળી જેમને પાંખ
'ચકલાં, લેલાં, કીર, કાળિયો કેશી, કાબર કાગ.'
એક જનાવર એવું...
જેનું માથાથી તે ભોંય લગીનું લાંબું એવું નાકઃ
નાક છતાં કંઈ કામ કરે એવું, જાણે કે હાથ.
"એ તો હાથી અમે દીઠો'તો
સરકસ સવારી-મહીં
ડગલાં ભરતો પ્હાડ.'

હવે વધારે નહીં...
આપણી વાત જરા કંઈ કરીએ.
ચાર નહીં બે હાથ, ચરણ બે, અને
આપણે ફરીએ ઊંચે માથે...
ઘરમાં, શેરીમાં, વનવગડે રમીએ સૌની સાથે.

## અનુવાદ

### કાવ્યગુચ્છ

(જીવનાનંદ દાસ - ૧૮૯૯-૧૯૫૪)

ભોળાભાઈ પટેલ

### ૧. બંગાળનું મુખ મેં જોયું છે

બંગાળનું મુખ મેં જોયું છે, તેથી હું પૃથ્વીનું રૂપ
શોધવાને જતો નથી હવે : અંધારામાં જાગી ઊઠી જોઉં છું હું
છત્રી જેવા મોટા ઉંબરાના પાંદ નીચે બેઠેલું છે
ભોરનું દોયલ પંખી - ચારે બાજુ જોઉં છું પાંદડાંના ઢગ
જાંબા-બડ-ફણસનાં-હિજલનાં-પીપળાનાં પડ્યા રહ્યા ચૂપ
હાથલા થોરની ઝાડી, તવારીખની કાંટ્ય ઉપર પડે છે તેમની છાયા
મધુકર[1] જહાજેથી ન જાણે તે ક્યારે ચાંદ[2] સોદાગરે ચંપા (નગરની) પાસે
આવાં જ હિજલ-વડ-તમાલની નીલ છાયા, બંગાળનું અપૂર્વ કૈં રૂપ
જોયાં હતાં; એક દિન બેહુલાએ પણ ગાંગુડ[4] નદીના જળમાં તરાપો લઈ
વદ બારશની ચાંદની જ્યારે મરી ગૈ હતી નદીના ભાઠામાં-
સોનેરી ધાનની પાસે અસંખ્ય પીંપળા, વડ જોયા હતા, હાય
શ્યામાનાં કોમળ ગીત સાંભળ્યાં'તાં - એક દિવસ અમરાવતીમાં[5] જૈ
આહત અર્જુનાની જેમ જ્યારે તે નાચી હતી ઇન્દ્રની સભામાં તેમ
બંગાળનાં ખેતર નદી ને ફૂલ રડ્યાં હતાં પાયે તેના ઘુંઘરુંની જેમ.

---

*પાદટીપ*

*(૧, ૨, ૩, ૪, ૫ : જે સંગ્રહમાંથી આ કાવ્ય લીધું છે તે 'રૂપસી બાંગ્લા' સંગ્રહમાં પૂર્વ બંગાળનાં કીટપતંગ, વનવૃક્ષાદિ, નદીનદ, પુષ્પપતંગિયાં, લોકકથા, દંતકથા, સવાર બપોર સાંજ-આદિ ગૂંથાઈ ગયાં છે. આ કાવ્યમાં ચાંદ સોદાગર અને બેહુલાની કથાનો આંખો સંદર્ભ છે. મનસાદેવીએ શિવપૂજક ચાંદ સોદાગરને નમાવવા તેના મધુકર જહાજને ડુબાડી દીધું, તેના પુત્રોનાં મૃત્યુ નિપજાવ્યાં. સૌથી નાનો પુત્ર લખીંદર પણ લગ્નની પહેલી રાતે મનસાએ મોકલેલા સર્પના દંશથી મૃત્યુ પામ્યો. તેની નવોઢા બેહુલા એ તરાપામાં લખીંદરના મૃતદેહને ખોળામાં લઈ ગાંગુડ નદીના પ્રવાહમાં, કરુણ ગીત ગાતી, જતી હોય છે, ત્યાં સ્વર્ગની ધોબણ નેતાની સહાયથી ઇન્દ્રપુરી અમરાવતીમાં પહોંચે છે, અને ત્યાં પોતાના નૃત્યથી ઇંદ્ર અને દેવસભાને રિઝાવીને લખીંદરના પ્રાણ પાછા મેળવે છે. તેની વિનંતીથી પછી સોદાગર મનસાની પૂજા કરે છે, પણ ડાબા હાથથી. જમણો હાથ તો શિવપૂજા માટે હતો. બેહુલાનાં આ ગાન 'ભાસાનો' (વહેવાનાં) ગાન તરીકે બંગાળના લોકસંગીતમાં જાણીતાં છે. ગાંગુડ તો માત્ર કથામાં આવતી નદી છે; તેનું કોઈ ભૌગોલિક અસ્તિત્વ નથી. કાવ્યમાં કવિ જીવનાનંદ દાસની બંગાળપ્રીતિ નિબિડ રીતે આલેખાઈ છે. આ સંગ્રહનાં કાવ્યો લખાયાં હતાં તો ૧૯૩૪માં, પણ ૧૯૫૪માં કવિના મૃત્યુ પછી છપાયાં હતાં અને છપાતાં જ બન્ને બંગાળમાં અત્યંત લોકપ્રિય બની ગયાં હતાં. ૧૯૭૨માં બાંગ્લાદેશની ચળવળ વખતે તો આ કાવ્ય રાષ્ટ્રગીતની પ્રતિષ્ઠા પામ્યું હતું, તેમાંય કાવ્યના આરંભની દોઢ પંક્તિ સર્વ આંદોલનકારીઓને હોઠે રમતી રહેલી.)*

## *૨. બિલાડી*

આખો દિવસ એક બિલાડી હરતાં ફરતાં અવિરત
મારી નજરે પડે છે :
ઝાડના છાંયામાં ને તડકાની અંદર, બદામી પાંદડાંની
ભીડમાં;
ક્યાંકથી થોડાક કટકા માછલીના કાંટાના મેળવીને
તે પછી સફેદ માટીના હાડપિંજરની અંદર
પોતાના હૃદયને લઈને મધમાખીની જેમ નિમગ્ન
થયેલી જોઉં છું;
પરંતુ, એ પછી પણ ગુલમહોરના દેહ પર ન્હોર
બેસાડે છે,

આખો દિવસ સૂર્યની પાછળ ચાલે એ
ક્યારેક તે દેખાય છે
ક્યારેક તો ક્યાંક તે ખોવાઈ જાય છે.
હેમંતની સાંજે કેસરી રંગના સૂર્યના નરમ શરીરને
સફેદ પંજાથી પસવારી રમત કરતી તેને જોઈ,
તે પછી પોતાના પંજા વડે નાના નાના દડાવાળી
અંધારને

આખી ધરતીની અંદર વિખેરી દીધો.

## *૩. સુદર્શના*

એક દિન મ્લાન હસીને હું
તારા જેવી એક મહિલાની પાસે
આ યુગના સંચિત શા વ્યાપારધંધામાં લીન થવા ગયો;
ત્યાં તો એકાએક અગ્નિના કુંડાળામહીં ઊભા રહી
સાંભળ્યો કિન્નરકંઠ દેવદારુ તરુઓમાં
જોયો અમૃતસૂર્યને મેં ઊગતા.

બધા કરતાં આકાશ, તારા, ઘાસ, ચંદ્રમલ્લિકાની રાતો
લાગે શ્રેષ્ઠ.
તો પણ સમય સ્થિર નથી;
વધારે ગભીરતર અંતિમ રૂપની આશા કરી
તેણે તારી (ભ્રમણ)કક્ષા જોઈ છે.

આ પૃથ્વીના ઉત્તમ પરિચિત તડકા જેવું
તારું શરીર છે; તેં (કોઈને) આપ્યું નથી તે.
વિધુર સમય તને બધું દાનમાં આપી ગયો છે;
સુદર્શના, તું આજે મૃત છે.

## *૪. વીસ વરસ પછી*

વીસ વરસ પછી ફરી વાર જો તેને મળવાનું થાય
વીસ વર્ષ પછી-
કદાચને ડાંગરના ઢગલાની પાસે
કાર્તકના મહિનામાં
ત્યારે સાંજનો કાગડો પોતાના માળામાં પાછો ફરી
રહ્યો હોય-ત્યારે પીળી નદી
નરમ નરમ બની હોય શર કાશ ભેજલ ઘાસની
સળીઓથી - ખેતરની વચ્ચે!

અથવા કોઈક ડાંગરના ખેતરમાં નહિ
બીજી કશી વ્યસ્તતાય નહિ,
બતકના માળામાંથી ખડ
પંખીનાયે માળામાંથી ખડ
ખરે : મનિયાની ઝૂંપડી ઉપર રાત ઠંડી-અને ઝરે
ઝાકળનું જળ!
આપણા જીવનનાં વચગાળામાં વીસ વીસ વરસો
વીતી ગયાં છે-
ત્યારે એકાએક જો વગડાઉ મારગે તને ફરી જોઉં!
કદાચ ચંદ્ર દેખાતો હોય મધરાતે પાંદડાંની ઘટા
પાછળથી
પાતળાં પાતળાં કાળાં કાળાં ડાળપાંદડાં તેના મોઢામાં લઈ

શિરીષનાં કે જાંબાનાં
ઝાઉ કે આંબાનાં
વીસ વરસ પછી ત્યારે તારી યાદ પણ ન હોય.
આપણા આ જીવનનાં વીસ વીસ વરસો વીતી ગયાં છે
ત્યારે ફરી વાર આપણે કદાચ જો મળી જઈએ
એકાએક!
ત્યારે કદાચ ઘુવડ ઝાપટ મારતું ખેતરે ઊતરી પડે-
બાવળની ગલીના અંધકારમાં
પીંપળાની બારીઓના ફાંકમાં કે
ન જાણે ક્યાં સંતાડે પોતાને!
આંખનાં પોપચાંની જેમ ઊતરી ચૂપચાપ સમડીની
પાંખો ક્યાં થંભે છે!
સોનેરી સોનેરી સમડીઓ - ઝાકળ જેનો શિકાર કરી
ગયું છે
વીસ વર્ષ પછી એકાએક એ જ ધુમ્મસમાં જો હું પામું
તને !

### ૫. આદિમ દેવતાઓ

અગ્નિ પવન ને પાણી : આદિમ દેવતાઓએ તેમના
સર્પિલ પરિહાસ મહીં
તમને આપ્યો આકાર-
કેવો ભયાનક નિર્જન આકાર તેમણે તમને આપ્યો;
તમારા સંપર્કમાં આવેલા લોકોના લોહીમાં આવી માખી
જેવી શી કામના,
અગ્નિ પવન ને પાણી : આદિમ દેવતાઓએ તેમના
વક્ર પરિહાસમાં
મને આપ્યો સર્જનનો રચના-આવેગ :
જાણે હું પણ અગ્નિ પવન પાણી,
જાણે હું તમારું પણ સર્જન કરું છું.

તમારા મોઢાનો આકાર જાણે કે લોહી નથી, માંસ
નથી, કામનાય નથી.
મધ્યરાત્રિનો એ દેવદારુ દ્વીપ;
કોઈ દૂરનો નિર્જન નીલ દ્વીપ,
સ્થૂલ હાથે વપરાવા છતાં,
માટીની આ પથ્વી પર તમે ખોવાતાં જાઓ છો,
હું યે ખોવાતો જાઉં છું દૂરના દ્વીપની તારક-છાયામાં
અગ્નિ પવન ને પાણીઃ આદિમ દેવતાઓ નિજ વક્ર
પરિહાસમાં
પૃથ્વી ઉપર રૂપનાં બીજ વેરતા જાય છે
વેરતા જાય સ્વપ્નનાં બીજ.
અવાક્ બની વિચારું છું, આજની રાતે તું ક્યાં છે?
રૂપ કેમ નિર્જન દેવદારુ-દ્વીપની તારક-છાયાને
ઓળખી શકતું નથી-
પૃથ્વીની તે માનુષીનું રૂપ?
સ્થૂલ હાથે વપરાતા જઈ-વાપરતા વપરાતા- વપરાતા
વપરાતા-વપરાતા જઈ
અગ્નિ પવન ને પાણી : આદિમ સૌ દેવતાઓ
હા..હા.. કરી હસી પડ્યાઃ
'વપરાતા-વપરાતા જઈને સુવ્વરનું માંસ થઈ જાય છે?'
હા-હા કરતો હસી પડ્યો હું !-
ચારે તરફના અટ્ટહાસ્યની અંદર એક વિરાટ વ્હેલનો
મૃતદેહ લઈ
અંધારો સમુદ્ર સ્ફીત થઈ ઊઠ્યો જાણે :
પૃથ્વીનું સમસ્ત રૂપ વિરાટ વ્હેલના મૃતદેહની દુર્ગંધ
જેવું,
જ્યાં પણ જાઉં હું, તે બધાય સમુદ્રોની ઉલ્કાએ
ઉલ્કામાં,

કેવું સ્વભાવિક, એ કેવું સ્વભાવિક લાગે છે !

### ૯. બે જણ

'બહુ દિવસ થયા તેં મારી ખબર લીધે,
અનેક દિવસથી મેં પણ
તારીયે ખબર લીધી નથી; એક જ નક્ષત્ર નીચે હોવા
છતાં એ જ પ્રકાશિત
ધરતીને કાંઠે આપણે બે જણ છીએ, પૃથ્વીના જૂના
રસ્તાના ચીલા ઘસાઈ જાય છે,
પ્રેમ ધીમે ધીમે ભૂંસાઈ જાય છે, તારાને પણ એક
દિવસ ખરવું પડે છે,
નહિને?' - બોલીને તેણે પોતાની સંગિની સામે જોયું;
આજ આ ખેતર, આ સૂર્યથી, સહધર્મા
કાર્તક માગશરથી
તેનું હૈયું ભરાઈ ગયું છે.
બેઉ જણ તેઓ આજે ચિરસ્થાયી પૃથ્વી અને
આકાશની પાસે
આજ ફરી પ્હેલી વાર મળ્યાં, - લાગે છે - જાણે કશી
ઇચ્છા કરીને એકાંત વિશ્વાસે
લાલાશવાળાં પીળાં પાંદડાં જાંબા, વડ, પીંપળાની
ડાળીઓએ,
અંધારામાં ફરફરે છે ને ઘાસ પર ખરી પડે છે
તે પછી સાન્ત્વનામાં રહે છે ચિરકાલ.
જ્યાં આકાશમાં ગાઢ નીરવતા છે, ખૂબ પ્રશાન્તિ છે,
જ્યાં મનુષ્ય પ્રણયની વાત પૂરી થતાં ધીમે ધીમે
આશ્વાસન શોધે છે આવીને સમયના સહયાત્રી તારા પાસે:
ત્યાં વિશાળ મેદાનમાં બેઉ જણ, ચારેબાજુ ઝાઉ,
આંબા, લીમડા ને નાગેશ્વર-
પાનખર બેસી ગૈ છે; સમડીની સોનેરી પાંખો સૌ
કથ્થાઈ થઈ છે;
કપોતનાં પીછાં જાણે ખરી ગયાં છે ને કાબરને પણ
હવે બહુ વાર નથી,
પીળા કઠણ પગ ઊંચા કરી તે ઊંઘશે ઝાકળના જળમાં,
ઝરે છે, મરે છે બધું અહીં - વિદાય લે છે તે નક્કી
નિયમની રીતે.
નારી પોતાના સંગીને : 'પૃથ્વીના જૂના રસ્તાના ચીલા
ઘસાઈ જાય છે,
જાણું છું હું, - પણ તે પછી આપણાં પીડિત હૃદય
કયા આધારે ટકશે, કહો જોઈ, એક દિવસ હૃદયને
લાગણીઓએ બહુ આઘાત આપ્યો'તો,
તે પછી ઝરી ગઈ છે; તો પણ આજ થાય છે,
આપણા હૃદયમાં પ્રેમમાં કણસલાં ઝરી જો ન ગયાં હોત
પ્રેમનાં અપૂર્વ શિશુ રંગીન વાસના,
ખલાસ ન થઈ ગયાં હોત, અરે, આપણા હૃદય થકી'-
એમ કહી પ્રિયમાણ પાલવની સર્વસ્વતા આપી મોઢું ઢાંકી
ઢીંચણ લગી સફેદ કાશના વનમાં ઊભી રહી.
પીળા રંગની છે સાડી, ભંઠ લાગેલા છે, આડુંઅવળું
માગશુરનું ખડ
ચારેબાજુએથી શૂન્યમાંથી વહી આવી તેના શરીરને
અડકે છે ને ઊઝરડા પાડે છે,
તેના વાળ પર ધુમ્મસ હાથ મૂકે છે, ઝાકળ ઝમે છે,
પ્રેમીના મનમાં થયું : આ નારી - અપૂર્વ સુંદર - તે
મળી આવશે જ નક્ષત્રને તીરે,
જ્યાં હું નહિ હોઉં, આ માધુરી નહિ હોય,
ન્હૈં હોય હતાશા,
ધુમ્મસ ફરી ન્હૈં હોય - માત્ર જીવંત વાસના -
વાસના સમો જે પ્રેમ
શોધી લેશે અમૃતની હરણીઓની ભીડમાંથી તેની
વાંછેલ પ્રિયતમાને
પોતાની વાંછેલી તે પ્રિયતમાને... □

## આસ્વાદ

# મને ગમતું ગીત

રાજેન્દ્ર ઉપાધ્યાય

'ગમ્યું તે ગીત', અને 'લાગ્યું' તે લખ્યું એ ન્યાયે, પોતાને ગમતી કાવ્યકૃતિ વિશે પ્રતિભાવ આપવાનો અબાધિત અધિકાર ભાવકને હોય જ. આ તથ્ય-હકીકતને અનુલક્ષી મારા પ્રિય ગીતકાવ્ય વિશે મારો હૃદયભાવ પ્રગટ કરું.

આધુનિક કવિઓમાંના એક અગ્રણી કવિ શ્રી નિરંજન ભગત અંગ્રેજીના નિવૃત્ત અધ્યાપક છે. તેમનાં સઘળાં કાવ્યો 'છંદોલય-બૃહત્'માં ગ્રંથસ્થ છે. ગુજરાતી કવિતાના નવા વળાંકનો પરિચય આપતાં તેમનાં કાવ્યોમાં પ્રયોગશીલતા પણ છે. આધુનિક મનુષ્યની સંવેદના અને નગરજીવનની સંકુલતા આલેખતાં તેમનાં છંદોબદ્ધ કાવ્યોમાં તેમજ છંદ-લયનું સાયુજ્ય સાધતાં તેમનાં ગીતોમાં-ગીત-કાવ્યોમાં માનવ તરફનો પ્રેમ પ્રતિબિંબિત થાય છે. કવિશ્રી મકરન્દ દવેની એક કાવ્ય પંક્તિ-

*'માનવી ભાળી અમથું અમથું આપણું ફોરે વ્હાલ'*

- શ્રી નિરંજન ભગતને સર્વથા સ્પર્શે છે. તેમની કૃતિઓમાં માનવી પ્રત્યેની હેત-પ્રીત પ્રતિધ્વનિત થાય છે.

ભાવતી સઘનતા, છંદ અને લયની ભાવાનુરૂપ માવજત, સંક્ષિપ્તતા અને લાઘવ તેમની કવિતાનાં વ્યાવર્તક લક્ષણો છે. સનાતન સત્યો, સાર્વત્રિક ભાવ-ભાવનાઓ આલેખતી તેમની કેટલીય કાવ્યપંક્તિઓ ચલણી સિક્કા જેવી પ્રચલિત અને લોકભોગ્ય બની છે. આધુનિક સંવેદનાના પ્રમુખ કવિઓમાંના એક તરીકે તેમની ગણના થાય છે. સ્વાતંત્ર્યોત્તર કવિતામાં આધુનિકતા-અદ્યતનતા દૃષ્ટિગોચર થાય છે તેનાં ઘણાં લક્ષણો, અને ઘણી વિશિષ્ટતાઓ આ કવિના કાવ્યોમાં સ્ફુટ થાય છે. છંદ-લયની સભાનતા-સતર્કતા સાથે પ્રયોગશીલતા અને પ્રશિષ્ટતા, ઉભયનો સમન્વય સાધતી તેમની કવિતા, આકંઠ આસ્વાદ્ય છે.

*'પગલે પગલે પાવક જાગે ત્યાં ઝારશું નેનની ઝારી*
*કંટક પંથે સ્મિત વેરીને મ્હોરશું ફૂલની ક્યારી,*
*એકબીજાને જીતશું રે ભાઈ ! જાતને જાશું હારી !'*

માનવી ભાળી અમથું અમથું અંતરમાં વ્હાલ ફોરે એવો માનવપ્રેમ અંતસ્તલેથી પ્રગટે અને ઉભરાય ત્યારે કવિના જેવી ભાવાનુભૂતિ થાય.

*'ક્યાંય ન માય રે એટલો આજ તો ઉરને થાય ઉમંગ !'*

'હૈયાનો હિમાળો ગાળી ગાળીને હેતની ગંગા વહાવવાની ઉદાત્ત ભાવના આલેખતું આ છે કવિશ્રી નિરંજન ભગતનું ગીત-કાવ્ય - મને ગમતું ગીત...'

*કાળની કેડીએ ઘડીક સંગ,*
*રે ભાઈ ! આપણો ઘડીક સંગ*
*આતમને તોયે જનમોજનમ લાગી જશે એનો રંગ!*
*ધરતી આંગણ માનવીના આ ઘડીક મિલનમેળા*
*વાટમાં વચ્ચે એક દિ' એવી આવશે વિદાયવેળા.*
*તો કેમ કરીનેય કાળ ભૂલે ના એમ ભમીશું ભેળા!*
*હૈયાનો હિમાળો ગાળી ગાળીને વહશું હેતની ગંગ!*
*પગલે પગલે પાવક જાગે ત્યાં ઝારશું નેનની ઝારી,*
*કંટક પંથે સ્મિત વેરીને મ્હોરશું ફૂલની ક્યારી,*
*એકબીજાને જીતશું રે ભાઈ! જાતને જાશું હારી!*
*ક્યાંય ન માય રે એટલો આજ તો ઉરને થાય ઉમંગ!*

-નિરંજન ભગત

*'કાળની કેડીએ ઘડીક સંગ, રે ભાઈ! આપણો ઘડીક સંગ'*

સનાતન સત્યથી અને શાશ્વત તથ્યથી ગીતનો આરંભ-ઊપાડ છે. અનંત કાળની તુલનામાં ગમે

તેટલું દીર્ઘાયું પણ પળનો પરપોટો છે. મહાસાગરમાં પેદા થતા બુદ્દબુદાથી એ લેશમાત્ર અધિક નથી. જીવન તો ક્ષણનું સંગીત છે. ઋણાનુબંધથી ભાગ્યવશ કે કર્મસંજોગે ધરતીના પ્રાંગણમાં આપણે સૌ માનવીઓ સાથે આવી મળ્યા છીએ. કાળચક્રે આપણને સૌને પરસ્પરના સાથ-સહવાસમાં, સંગ-સોબતમાં મૂકી દીધાં છે. ઘડીભર જિંદગી આવી, પ્રવાસી સૌ મળ્યાં પંખી જેવો આપણો પંખીનો મેળો છે. સમયની રેત તો સરતી જ રહે છે. કાળના અનંત પ્રવાહમાં આ તો ઘડીભરનો સંગ છે. કવિ બાલમુકુન્દ દવે કહે છે તેમ 'અમે બધા પરકમ્માવાસી, ભોમકાના ભમનાર પ્રવાસી, આપણો તો ભાઈ કાળની કેડીએ ઘડીક સંગ. જીવન એટલે પળનું સંગીત.

સોબત તેવી અસર અને સંગ તેવો રંગ, એ કહેણી અનુસાર કાળની કેડીએ આપણો સંગ ભલે ઘડીભરનો હોય, પાંપણના પલકારા જેટલો અલ્પકાલીન હોય, પણ 'આતમને તોયે જનમોજનમ લાગી જશે એનો રંગ!' 'આતમને' અને 'જનમોજનમ' બન્ને શબ્દો સ્નેહના/સંગના અંતર્ગત-અંતસ્તલેથી પ્રગટતા પ્રગાઢ પ્રભાવને, અને જન્મજન્માંતરના સંગના રંગને ચરિતાર્થ કરે છે. અનેક જન્મો સુધી આપણા અંતર આત્માને સંગનો પાકટ રંગ લાગી જાય એવો, ઘડીભરનો હોવા છતાં સંઘને આત્મીયતાનો સંગનો રંગ છે. પંક્તિઓને અંતે 'સંગ' અને 'રંગ'નો અન્ત્યાનુપ્રાસ પરસ્પરને સાંકળે છે અને 'સંગ તેવો રંગ' સત્યને પ્રતિપાદિત કરે છે. સંગનો રંગ આવો પ્રગાઢ અને પાકટ-પરિપક્વ હોવો જોઈએ. એક કવિએ કહ્યું જ છે : 'તારા સંગનો રંગ ન લાગે ત્યાં સુધી તું કાચો.'

'Life is the game of arrival and departure.'

જિંદગી એટલે આવાગમન. મિલન અને વિરહ, સંયોગ અને વિયોગ, મેળાપ અને વિદાય તો જીવનમાં સાહજિક અને અનિવાર્ય ઘટના છે. જીવન નશ્વર અને ક્ષણભંગુર છે - એ ક્ષણિક છે, શાશ્વત નથી. એટલે તો સનાતન સત્ય કવિ ઉચ્ચારે છે.

*'ધરતી આંગણ માનવીના આ ઘડીક મિલનમેળા,*
*વાટમાં વચ્ચે એક દિ' એવી આવશે વિદાયવેળા.'*

'મેળા' અને 'વેળા'ના અન્ત્યાનુપ્રાસ ઉપરાંત પ્રથમ બે પંક્તિઓમાં પ્રયોજાયેલા 'ઘડીક' શબ્દની વ્યંજના 'ઘડીક' મિલનમેળામાં 'ઘડીક' સાથે સાંકળતાં કવિને શું ઈંગિત છે તે સુસ્પષ્ટ થાય છે. આપણા સૌ માનવીઓના મિલનમેળા ધરતીના પટ પર રચાયા છે. ધરતીના આંગણે ભરાતા યોજાતા મેળા શાશ્વત હોતા નથી એ તો ક્ષણિક લિજ્જત છે, ઘડી પળની સંગત છે. મેળાનું પચરંગીપણું કે અનેકરંગીપણું માનવજગતમાં વ્યાપ્ત છે. સંસ્કૃતમાં કહ્યું છે તેમ-

*યથા કાષ્ટં ચ કાષ્ટં ચ સમેયાતાં મહોદધૌ,*
*સમેયત્ય વ્યપેયાતાં તદ્દ્ભૂત સમાગમઃ ॥*

સાગરજળમાં જુદી જુદી દિશાઓમાંથી તણાઈને, ખેંચાઈને આવતા કાષ્ટ ખંડો, અને ભેગા મળી છૂટા પડી, દૂર દિશામાં ખેંચાઈ જતા કાષ્ટખંડો જેવો ક્ષણિક આપણો માનવમેળો-પંખીના મેળા જેવો. આ બધું તો આકસ્મિક અને અનિશ્ચિત જ. નિશ્ચિત તો આટલું જ 'વાટમાં વચ્ચે એક દિ' એવી આવશે વિદાયવેળા! જીવન વાટમાં, જિંદગીના રાહમાં આ જો અનિવાર્ય ઘટના હોય, અફર સત્ય હોય તો-

*'તો કેમ કરીનેય કાળ ભૂલે ના એમ ભમીશું ભેળા!'*

કાળની કિતાબ-પોથીમાં પણ અંકિત થઈ જવાય, સાક્ષાત્ કાળ પણ જેનું વિસ્મરણ ન કરી શકે 'એમ ભમીશું ભેળા, - સુમેળ, સહકાર, સંપ, સાયુજ્ય, સહવાસ એકતા, તાદાત્મય-કેટકેટલા ભાવ ભર્યા છે - 'કાળ ભૂલે ના એમ ભમીશું ભેળા'માં! 'મેળા,'

'વેળાં' અને 'ભેળા'ના અન્ત્યાનુપ્રાસ કેટલા સ્વાભાવિક-સાહજિક લાગે છે!

'હૈયાનો હિમાળો ગાળી ગાળીને વહશું હેતની ગંગ! લખનાર આ જ કવિ અન્ય એક કાવ્યકૃતિમાં ગાય છે.'

*'જો ચાહી શકું બે-ચાર ઘડી, ને ગાઈ શકું બે-ચાર કડી*
*તો આ સૃષ્ટિના કર્ણપટે હું ગીત પ્રેમનું ધરવા આવ્યો છું.'*

સબસે ઊંચી પ્રેમ સગાઈ. 'સૃષ્ટિની સર્વકડીઓમાં સ્નેહની સર્વથી વડી.' કવિ તો માને છે' એવું ગીત આપણે ગાવું જેની સૂરધારામાં સ્વયં કાળને હોયે ન્હાવું.

ગીત ગાવું તો પ્યારનું ગાવું...

માનવ હેત-પ્રીતની આ વાત આપણા સૌના હૈયામાંથી એક જ સૂર રેલાવશે-

*'રે અલ્પ આયુષ્ય, અપૂર્વ ગીત થઈ, સંસારને*
*ગુંજનથી ભરી જા'*

હૈયાના હિમાલયમાંથી હેતની ગંગા વહાવવાની આ કામના જાગે છે કારણ કે:

*'રંગ રેલી જવો છે, ખેલ કંઈ ખેલી જવો છે*
*જિંદગી જીવી જવાનો કીમિયો મેલી જવો છે.'*
*આથી જ પગલે પગલે પાવક જાગે ત્યાં ઝરશું નેનની ઝારી*

કંટક પંથે સ્મિત વેરીને મ્હોરશું ફૂલની ક્યારી-ની ઉદાત્ત ભાવના અને અંતરની અભીપ્સા જાગે છે. વર્ણાનુપ્રાસ-વર્ણસગાઈની કેવી ઉત્કૃષ્ટ પંક્તિ! પાવક-અગ્નિનું શમન જળાભિષેક અને જલસિંચનથી થાય. જીવનમાં અને સંસારમાં ડગલે ને પગલે જ્યાં પાવકજ્વાળા પ્રજ્વલિત બને ત્યાં આંખના અમી-સ્નેહવારિ થકી સિંચન થાય. નેત્રની ઝારી અવિરત અને અસ્ખલિત પ્રેમવારિ સિંચે. સ્નેહાસિકત નયનજળ-નેત્રવારિમાં સ્નેહામૃત છે, પ્રેમનું પ્રબળ રસાયણ છે. નેત્રવારિથી સંસારની આધિ, વ્યાધિ, ઉપાધિને ઝારવાની કલ્પના અનોખી અને અદ્‌ભુત છે. કંટકછાયા જીવનપથમાં સ્મિત વેરતાં જીવનવાડીને ફૂલની ક્યારી જેમ મ્હેંકાવવાની, મઘમઘાવાની એષણા પોતે અહીં મ્હોરી ઊઠી છે ! કંટક પંથમાં ફૂલની ક્યારી, સ્મિત વહાવતાં વહાવતાં મ્હોરાવવાની કવિની ઝંખના છે. જીવન ફૂલની ક્યારી જેવું સ્નેહ-સ્મિત-વારિથી મ્હેંકતું કરવાની અભિલાષા મૂર્ત ત્યારે જ થાય જ્યારે જાતને હારીને, અન્યને અને એકબીજાને જીતાડવાની હૈયે ખેવના હોય. હારમાં જ જીત માણવાની અને જાતે હારીને બીજાને જીતાડવાની ઉત્કૃષ્ટ ભાવના કેવી અલૌકિક છે!

*'એકબીજાને જીતશું રે ભાઈ ! જાતને જાશું હારી!'*

નિસ્વાર્થ સ્નેહ, અખૂટ માનવપ્રેમ, સદ્‌ભાવ, ખેલદિલી, અનુકંપા અને ખમીર પ્રગટે તો પ્રેમથી જીતાઈ જવામાં પણ લિજ્જત લાગે, અંતરની ખુશી સાંપડે. જાતને હારીને, જાતે જાણીબૂઝીને હારીને પ્રેમથી એકબીજાને જીતાડવાની વૃત્તિ-પ્રવૃત્તિ આરંભાય ત્યારે 'ક્યાંય ન માય એટલો ઉરને થાય ઉમંગ' અમિત આનંદ, અસીમ ઉમંગ-ઉલ્લાસનું આ ગીત વાંચતાં-સાંભળતાં...

'ક્યાંય ન માય રે એટલો આજ તો ઉરને થાય ઉમંગ!' □

# 'તું બરફની મીણબત્તી'

## નાયકકેન્દ્રી પ્રણયભાવને પ્રગટ કરતી ગઝલરચનાઓ

બિપિન આશર

'ચાલ પલળીએ' જેવો ગીતસંગ્રહ આપીને જેમણે કાવ્યજ્ઞોને અને કાવ્યરસિકોને પલાળ્યા હતા તેવા અલ્પપરિચિત, પરન્તુ અત્યંત નોંધપાત્ર કવિ વિજય રાજ્યગુરુ 'તું બરફની મીણબત્તી' જેવો નાજુક અને નમણો ગઝલસંગ્રહ લઈને ગઝલવિશ્વમાં પ્રવેશે છે. છેલ્લા બે-ત્રણ દાયકાઓથી ગુજરાતી ગઝલકારોએ ગઝલના સ્વરૂપની અનંત શક્યતાઓને તાગીને જે અવનવાં ભાવસંવેદનો અને વૈવિધ્યસભર અભિવ્યક્તિ સાધી છે તે ગુજરાતી ગઝલને એક આગવા અને અનોખા રૂપરંગમાં પ્રસ્તુત કરે છે. 'તું બરફની મીણબત્તી'માં ગ્રંથસ્થ થયેલી ૮૦ જેટલી ગઝલરચનાઓ, ગુજરાતી ગઝલમાં પણ રૂઢ થતાં જતાં એકલતા, હતાશા, નિરાશા, ઉદાસીનતા કે નગરસંસ્કૃતિથી પ્રસૂત એવી સમસ્યાઓ અને ભાવસંવેદનોથી ક્યાંય જુદી પડીને કોઈ વિશેષનો આહ્લાદક અહેસાસ કરાવે છે કે કેમ એ સારી જિજ્ઞાસા અને રસવૃત્તિનો વિષય છે.

'તું બરફની મીણબત્તી' શીર્ષક અને એ વિશે લખાયેલી ગઝલરચના એક શે'રમાં જ કંઈક કાવ્યાત્મક વક્રોક્તિ અનુભવાય. કવિએ બરફ અને મીણબત્તી જેવા ભિન્ન અર્થ વ્યક્ત કરતા બે પદાર્થોની સહોપસ્થિતિ શા આશયથી સર્જી હશે? બરફની મૂળ સ્થિતિ પાણી છે અને મીણબત્તીનો સંબંધ મીણ સાથે છે. આ બે અસમાન પદાર્થોમાં એવું તે ક્યું સમાન તત્ત્વ છે જે કવિએ નિહાળ્યું અને પોતાના ચિત્તગત ભાવને સાકારિત કરવા એ તત્ત્વનો કાવ્યાત્મક ઉપયોગ કર્યો? બરફ અને મીણબત્તી બન્નેનો એક સમાન ગુણધર્મ છે ગરમી લાગવાથી ઓગળવું. ઓગળવાની પ્રક્રિયા, અલબત્ત, ભિન્ન પરિણામલક્ષી છે. બરફ ઓગળે છે ત્યારે તે પોતાની મૂળ સ્થિતિ-પાણી-માં પરિવર્તિત થાય છે અને પોતાનું પદાર્થલક્ષી મૂલ્ય ખોઈ બેસે છે, કોઈપણને લાભાન્વિત કર્યા વિના! જ્યારે મીણબત્તીને પ્રગટાવવાથી તે પોતાનો આકાર ગુમાવીને મીણરૂપે રહે છે, પરન્તુ તેનો આ ઓગળવાની પ્રક્રિયાથી ફેલાતો પ્રકાશ-ઉજાસ અન્યને ઉપકારક બને છે. કવિએ આ બે ભિન્ન પદાર્થોની ઓગળવાના ગુણધર્મની સમાનતા અને એ સમાનતા પાછળ પણ રહેલી ભિન્નતા અનુભવીને સ્નેહ-પ્રેમ સાથે આ આખાય સન્દર્ભને જોડીને કાવ્યમય ચમત્કૃતિ પ્રગટાવવાનો પ્રયાસ કર્યો છે. સ્નેહનો ગુણધર્મ પણ માણસને ઓગાળવાનો, પીગાળવાનો, પ્રકાશવન્તો બનાવવાનો, પ્રસન્નતા અર્પવાનો, જીવનનું બળ પૂરું પાડવાનો છે. જે કાર્ય નાની એવી દીવાસળી મીણબત્તી પ્રગટાવીને કરે છે એ જ કાર્ય જીવનને પ્રકાશિત કરવા સ્નેહતત્ત્વ કરે છે, તેથી કવિએ સ્નેહની દીવાસળી જેવો શબ્દપ્રયોગ કરતા એક 'શેર' લખ્યો જેની પ્રથમ પંક્તિ છેઃ

*'સ્નેહની દીવાસળીથી કેમ સળગાવું તને?'*

દીવાસળીથી મીણબત્તીને સળગાવી શકાય, પરન્તુ, મીણબત્તી મીણની બત્તી હોય તો! નામ અનુસાર ગુણ-પદાર્થ ધરાવતી હોય તો ! પરન્તુ મીણબત્તી-બરફ જેવા પદાર્થની બની હોય તો? કવિની મૂંઝવણ અહીંથી શરૂ થાય છે. પ્રેમની જેમને સાચી સમજ છે, જે પ્રેમ પદાર્થને ઓળખે છે, પ્રેમપાત્ર છે તેને

જ પ્રેમ આપી શકાય, પ્રેમ આપીને પ્રસન્નતા અર્પી શકાય. પરન્તુ જે પ્રેમતત્ત્વને પૂરેપૂરી રીતે કે સાચી રીતે સમજતો નથી એ વ્યક્તિને પ્રેમ કઈ રીતે આપી શકાય? તેથી કવિ શે'રની બીજી પંક્તિમાં પોતાની પ્રિયતમાને 'બરફની મીણબત્તી' ગણાવીને લખે છે :

*'તું બરફની મીણબત્તી ! કેમ પેટાવું તને?'*

'તું બરફની મીણબત્તી' આ સંગ્રહની અંતિમ રચના છે, પરન્તુ તેમાં ગઝલસ્થ થયેલ ભાવસંવેદના, અર્થવ્યંજના, કાવ્યનાયકની પ્રેમ વિશેની સૂક્ષ્મ અને અનેરી સમજ, પ્રિયતમાનો પ્રેમ પામવાની ઉત્કટ ઝંખના, મિલનની આકાંક્ષા, પ્રણયમાં સહજ એવી પ્રતીક્ષા અને સ્મરણો, પ્રિય પાત્ર તરફથી પ્રેમનો પૂરેપૂરો પ્રતિસાદ ન મળતાં ઉદ્‌ભવતી ફરિયાદો-અસંતોષ-આક્રોશ અને નાયકકેન્દ્રીય જ ભાવકથનનું નિરૂપણ વગેરે અન્ય કેટલીય રચનાઓમાં વ્યંજિત થતાં અનુભવાય છે. જો કે આ સંગ્રહના શીર્ષકમાં જ 'તું' જેવા પ્રયોજાયેલા સર્વનામમાં પ્રિયતમાનો સન્દર્ભ સંકેત જોવા મળે છે, તેથી અહીં ગ્રંથસ્થ થયેલી રચનાઓમાં યૌવનસહજ પ્રેમ અને તેની સાથે સંકળાયેલી વિભિન્ન ભાવપરિસ્થિતિ-ભાવસંવેદનો નિરૂપાય તે સ્વાભાવિક છે, પરન્તુ ધ્યાનપાત્ર એ છે કે અહીં પ્રેમ સન્દર્ભે કાવ્યનાયકને અભિવ્યક્ત થવા દીધો છે અને કાવ્યનાયકની પ્રિયતમાને ક્યાંય અભિવ્યક્ત થવાનો મોકો મળ્યો નથી! પોતાના પ્રેમને સમજી શકે અને પ્રેમ પામી, આપી શકે એવી પ્રિયતમા પોતાને મળી નથી એ વિશેનો અફસોસ વ્યક્ત થયો છે આ રીતે :

*'મારી કથામાં કોઈ શીરી, હીર કે જુલિયટ નથી,*
*નહિતર અમે ફરહાદ, રાંઝા, રોમિયોથી કમ નથી.'*

*'ખંડેર ચોતરફ છે ભવ્ય દ્વારિકા નથી,*
*મારી પ્રણયકથામાં કોઈ રાધિકા નથી.'*

કાવ્યનાયકનો તેની પ્રિયતમા પ્રત્યેનો પ્રેમ ઉત્કટ છે, પરન્તુ પ્રિયતમા તરફથી અપેક્ષિત પ્રતિસાદ નથી મળતો તેથી કાવ્યનાયકના ચિત્તમાં હૃદયભંગની આરોપી પ્રિયતમા વિશેની કેટલીક ફરિયાદો, અસંતોષ આકાર લેવા માંડે છે :

*'અમે કૈંક જન્મો વટાવીને આવ્યા,*
*તમે એક ઉંબર વટાવી શક્યાં નહિ.'*

*'અમે આપ્યું હૃદય પળમાં તમે આપી નથી શકતાં,*
*અમે ભૂલી નથી શકતા, તમે ચાહી નથી શકતાં.'*

*'દરદ આપનારાની યાદી કરું છું,*
*બધા ટેરવે તું ગણાતી રહે છે.'*

*'રાત આખી મેં કથા મારી કહી,*
*તેં કહ્યું કે વારતા સારી કહી.'*

પ્રિયતમા પ્રત્યેની ફરિયાદો છે, પરન્તુ પ્રેમમાં ઓટ આવી નથી. અઢી અક્ષરમાં પોતાની જાત ઓગાળી નાખનાર આ કાવ્યનાયકની સ્પર્શઝંખના કેવી ઉત્કટ છે તે વ્યક્ત કરતો નવીન કલ્પનાવાળો શે'ર આસ્વાદ્ય છે :

*'ખુલ્લા પગે કદીક તો એ દોડશે નકી,*
*એ ધારણ કરી અમે વેકુર થઈ ગયા.'*

વ્યક્તિ મટી વેકુર (વિશ્વમાનવી નહીં!) બનીને પણ પ્રિયવ્યક્તિને સ્પર્શવાની ઇચ્છા કાવ્યનાયકની પ્રેમ પામવાની ઝંખનાને વ્યંજિત કરે છે.

કવિએ કાવ્યનાયકની પ્રેમસભર ભાવપરિસ્થિતિમાં પ્રતીક્ષાની ક્ષણે અને સ્મરણોનાં પૂરને પણ જે કાવ્યાત્મક અભિવ્યક્તિ આપી છે તેમાં તાજપ અને નાવીન્યનો અહેસાસ થયા વિના રહેતો નથી. જેમ કે :

*'ખુલ્લાં મૂક્યાં છે બારણાં નજરું ને પાથરી,*
*ક્યારેક તો એના ચરણ મારી તરફ વળે.'*

*

*'કદાચિત ભૂલથી આવી જશો એવા વિચારોમાં,*
*અમે ક્યારેય ઘરનાં બારણાં વાસી નથી શકતા.'*
*'તરસી થઈ એ આવશે એવા ખયાલથી,*
*હું વેદનાના બેઉં કાંઠે ખળભળ્યા કરું છું.'*

*

*'તમને ન આવવાનો અધિકાર છે સજન !*
*આંખોને થાકવાનો અધિકાર છે સજન !'*

*

*'જેવી રીતે સૂરજ બળે એમ જ બળ્યા કરું,*
*એ આવશે એવું કહી મનને છળ્યા કરું.'*

*

પ્રતીક્ષા વંધ્ય સાબિત થાય છે ત્યારે ય કાવ્યનાયક હારતો નથી, હતાશ બનતો નથી, પ્રિય વ્યક્તિ તરફનો પ્રેમ ભૂલી જતો નથી. પ્રિય વ્યક્તિની અનુપસ્થિતિ કે અભાવમાં તે તેનાં સ્મરણો દ્વારા સુખાનંદનો અનુભવ કરે છે. જેમકે :

*'છું એકલો તો યે હજી છું ડાયરા જેવો,*
*એના સ્મરણની ચોતરફ ટોળે વળ્યા કરું.'*

*

*'સ્મરણ એક તારું - લે વાગે નગારું !*
*ચડ્યો એ જ દારૂ - લે વાગે નગારું !'*
*'મને વરસાદ પીડે છે તમારી યાદ પીડે છે*
*ઉદાસીથી સભર ઝરમર સમો વરસાદ પાડે છે.'*

*

*'તારાં સ્મરણ મેં એટલાં ચગળ્યાં કર્યાં સતત,*
*સામે ઊભેલી તું ય ક્યાં દેખાય છે હવે ?'*

કાવ્યનાયકના શ્વાસેશ્વાસમાં પ્રિયતમાની ઉપસ્થિતિ વર્તાય છે. જાણે પ્રિય વ્યક્તિ જ તેના માટે શ્વાસ છે !

*'પુષ્પમાં સોડમ રહેલી હોય છે એવી રીતે,*
*તું ય શ્વાસે શ્વાસમાં કાયમ રહેતી હોય છે.'*

*

*'કહે શ્વાસ મૂકીને ક્યાં જઈ શકાશે?*
*સતત શ્વાસ વચ્ચે તું હરફર કરે છે.'*

કાવ્યનાયક પોતાની પ્રિયતમાનો પડ્યો બોલ ઉપાડી લેવા માટે સજ્જ છે ! સમગ્ર જાતને સમર્પિત કરવા માટે તૈયાર છે.

*'તેં કહ્યું તે હું તરત થીજી ગયો જાણે બરફ?*
*તું કહી તો જો તરત લાવાનદી થઈ ખળભળું.'*

પ્રિય વ્યક્તિને પામવાનો સંકલ્પ કેટલો દૃઢ છે તે જુઓ :

*'આકાશને અડકીશ હું પાતાળ લગ પ્હોંચીશ હું,*
*પામીશ એને એકદા એના વિશે અવઢવ નથી.'*

જો કે કાવ્યનાયકને પોતાની પ્રિયતમાનો પોતાના પ્રત્યેનો છૂપા પ્રેમનો અણસાર તો આવી જ ગયો છે. તેથી તે પ્રિયતમાના બાહ્ય-આંતર વિરોધાભાસી વ્યવહાર, વર્તનની બરાબર નોંધ લે છે :

*'પ્રથમ મોં મરોડી મને અવગણે છે,*
*પછી ગળગળી થઈ ગઝલ ગણગણે છે.'*
*'મળે જો તું સાથે અજાણ બને છે,*
*ઘરે જઈ હવામાં તું કાગળ લખે છે.'*

આવી પ્રિયતમા જ્યારે પ્રાપ્ત થતી નથી. અન્યની જીવનસંગિની બની જાય છે ત્યારે કાવ્યનાયકનો આક્રોશ કેવી રીતે પ્રગટ થાય છે :

*'મને તું નથી સાંપડી પણ કદી શાપ સાચો પડે,*
*તને જે ગમે છે હવે એમને તું કદી ના ગમે.'*

અહીં દુર્વાસાના શાપનો પૌરાણિક સન્દર્ભ આસ્વાદ્ય છે, પરન્તુ કાવ્યનાયકની પ્રેમ વિશેની સમજમાં રહેલી અધૂરપ પ્રગટ થઈ જાય છે. પ્રેમ કદી કોઈને બાંધતો નથી. પ્રેમમાં કદી માલિકીભાવ હોતો પણ નથી. તેથી કાવ્યનાયક ક્યા પ્રકારના પ્રેમની વિશિષ્ટ સમજ ધરાવે છે તે સમજાતું નથી. અહીં કવિએ પુરાકથા સામે અતિ સંદર્ભ (Myth)નો

વિનિયોગ કર્યો છે જે અન્ય રચનામાં પણ અજમાવી શકાય છે :

*'ગોકુળને છોડી ગયા માધવ અને હવે,*
*ગા ઘાસ પણ ચાવે નહીં આંખો ઉદાસ છે.'*

*

*'પીઠ પાછળ લગાવ્યા ઘાવ ભલે મિત્રોએ,*
*બંધ આંખે સુદામા-કૃષ્ણની કથા ભણવી.'*

*

*'ચારે તરફ ઢળે ચીસ 'જાહલ'ની,*
*ગીધોની ફોજ નવઘણના ભાલે છે.'*

*

*'ઘાતકી સમ્રાટ ચંડશોક, પ્રિયદર્શી થશે,*
*યુદ્ધ કરનારા ય અંતે બુદ્ધના શરણે જશે.'*

*

*'સરક્યા કરે સમય ન યજ્ઞભંગ થાય છે,*
*રોમાંચ લાવવી યે કોઈ તાડિકા નથી.'*

કાવ્યનાયકને તો **It is better to be loved and lost then never to be loved at all** - આ પ્રકારની સ્થિતિ વધુ સારી લાગે છે.

પ્રસ્તુત સંગ્રહમાં પ્રેમેતર વિષય પરની કેટલીક રચનાઓ પણ છે. 'કોણ' કુદરતની અસીમકૃપા અને કરામતનો અહેસાસ કરાવે છે. 'બનાવ કાળઝાળ'માં વૃદ્ધાવસ્થાની નિશાની જોઈને અનુભવાતા સંવેદનો નિરૂપાયાં છે. 'ગુલમહોર'માં પ્રકૃતિનું એક આસ્વાદ્ય ચિત્ર અંક્તિ થયું છે. 'ધસમસ ધીંગો ખલનાયક છું, અને 'કોઈ મારી ભીતરે'માં ગીતનો લય સહજપણે જ આવી ગયો છે જે ગઝલનું એક આસ્વાદ્ય અંગ બની જાય છે : 'સૂર્યવરસાદની ગઝલ' પણ એક જુદા જ મિજાજની ગઝલ તરીકે નોંધપાત્ર છે.

સમગ્ર રચનાઓમાં કવિની કલ્પનામાં રહેલી તાજપ અને નાવીન્યનો અનુભવ કરાવતા કેટલાક શે'ર નોંધપાત્ર છે :

*'કેં કેટલા સપનાં સાજન રોપ્યાં અમે,*
*વરસાદ થઈ વરસો નહીં શો ફાયદો.'*
*'તે જ સળગાળ્યો મને તો સૂર્યની પેઠે બળું,*
*થાય છે કે રાતભર તારા નગર પર ઝળહળું.'*
*'ફ્રીજ, ટી.વી., બલ્બ કલરને મ્યુઝિક સિસ્ટમ ભલે,*
*તું ન હો વિદ્યુત જેવી કેમ સઘળાં ચાલશે ?'*
*'હવડ દુર્ગમાં કંકણે સહેજ રણકે,*
*તરત કાંગરે વાત પર્યાય સજના !'*
*'અમે એક પળમાં ગુમાવ્યું હતું !*
*એ રીતે જ તારું હૃદય તું ખો.'*

અહીં ગ્રંથસ્થ રચનાઓ નાયકકેન્દ્રી હોવાથી આ રચનાઓમાં દ્વિધાગ્રસ્ત, પ્રતીક્ષારત, સ્મરણરત, પોતાના પ્રેમમાં અધૂરપ અગમનો, પ્રિયતમા વિશે ફરિયાદ કરતો, કયારેક બદદુઆઓ ઉચ્ચારતો, પોતાના દર્દનો થોડો હિસ્સો પ્રિયતમાને આપવા મથતો, પ્રિયતમાને કોઈપણ રીતે પામવાનો દૃઢ સંકલ્પ લઈને બેઠેલો, પ્રિયતમાને જ પોતાના શ્વાસ ગણતો કાવ્યનાયક સતત નજર સામે ઉપસતો રહે છે. કવિ કાવ્યનાયકની પ્રેમ વિશેની સમજનું ઊર્ધ્વીકરણ કરે અને કાવ્યનાયિકાને પણ અભિવ્યકત થવાનો અવકાશ ઊભો કરી આપીને પ્રેમવિશ્વની થોડી જુદી મિજાજની ગઝલ રચનાઓ આપે તેવી અપેક્ષા છે. આ રચનાઓ અભિવ્યક્તિ પરત્વે વિશેષ આસ્વાદ્ય છે. સાદ્યન્ત ગઝલના છંદો જળવાયા છે. કલ્પનાનું નાવીન્ય પણ છે, પરન્તુ આંતરસામગ્રી તરીકે સમૃદ્ધ વિચાર-ભાવનો અભાવ વર્તાય છે જે આગામી રચનાઓમાં ટળશે એવી આશા સાથે આ સંગ્રહની ર[illegible] કાવ્યપૂર્વક આવકારું છું.

## ગઝલ

કૈંક એવું એવું સ્પંદાયા કરે,
લોહી ભીતરમાં જ પડઘાયા કરે.

રાત વિસ્તરતી રહે મુજ અંગમાં,
સ્વપ્નનાં જાળાંઓ ગૂંથાયા કરે.

છે ઘટા ઘનઘોર દિશા ધૂંધળી,
ને વિષાદી આભ વેરાયા કરે.

કેમ હું વાંચી શકું આ દશ્યને?
આંખમાં નિસ્તેજ ઊભરાયા કરે.

ભાર લાગે હસ્તરેખાનો હવે,
કૈં અપેક્ષા રોજ ધરબાયા કરે.

('પગેરું'માંથી) - અરવિંદ વેગડા



---

સ્થાનસમર્પિત
'કવિલોક'ના એક ચાહક તરફથી

સાધો, આ તે સત કે ભ્રમણા,
એક હરિ આલો તો તરત જ કરી બતલાવે બમણા.

પ્રેમગલીની વચ્ચે બોલાવે
કીમિયાગર કપટી;
હરિમાં હું ને હુંમાં હરિ
ત્યાં ઊભાં ચપટી ચપટી.

સુખની જ્યાં કોઈ મણા નહીં : સગપણનું નામ સુખમણા.

હું જ મને ઢાંકીને
બેઠો રહું મારી પછવાડે;
ઢાંકપિછોડા છોડ, હરિ
થઈ જાશે ખડા રૂંવાડે.

હું ને ઊંહું કહું તો હરિ ભેટે હમણાં ને હમણાં.

('પદપ્રાંજલિ'માંથી) - હરીશ મીનાશ્રુ

# ચોંટાડવું એ ડાબા હાથનો ખેલ.




પતંગ કે ઢીંગલી બનાવતી વખતે ચોંટાડવાનું કામ મોટે ભાગે ઝંઝટભર્યું લાગે છે. પરંતુ હવે ગ્લૂ પેનને લીધે ચોંટાડવું એ ડાબા હાથનો ખેલ બની જશે. એને પેનની જેમ સહેલાઈથી પકડો અને ચીજોને આરામથી ચોંટાડો. ન કોઈ ઝંઝટ, ન કોઈ ગંદકી. એટલે સહેલાઈથી ચોંટાડવાનું હોય ત્યારે ગ્લૂ પેન જ લાવજો.

પિડિલાઈટ

**ફેવિકોલ**®

ગ્લૂ પેન

**ચોંટાડવા માટે સરળ.**

પિડિલાઈટ ઉત્પાદન

પિડિલાઈટ ઈન્ડસ્ટ્રીઝ લિ., મુંબઈ ૪૦૦૦૨૧ ના રજિસ્ટર્ડ ટ્રેડમાર્ક છે.